# भारतनां स्त्रीरत्नो

## ग्रंथ पहेलो

(પ્રાચીન સતિસાધ્વીઓનાં ૧૧૩ ચરિત્ર)


प्रयोजकः शिवप्रसाद दलपतराम पंडित

मु०—कोटा, राजपूताना



सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશક ભિક્ષુ—અખંડાનંદ

સ્થળ—અમદાવાદ અને મુંબઈ

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૭૧૨, પ્રત ૩૩૦૦, કુલ પ્રત ૫૬૦૦

ત્રણે ગ્રંથનું મૂલ્ય—અમદાવાદમાં રૂ. ૬, અન્યત્ર ૬।।

વિ૦ સં૦ ૧૯૮૦—ઈ૦ સ૦ ૧૯૨૪

# અર્પણપત્રિકા

ભારતભગિનીઓ !

સતીત્વ અને સદાચારના અધ્યાયમાં આખી પૃથ્વીના ઈ-તિહાસમાં જે ભારતીય સન્નારીઓનાં નામ ઉજ્જવળપણે પ્રકાશી રહ્યાં છે, તેઓ તમારીજ પૂર્વજો હોઇ તમારે માટે સર્વદા પૂજનીય અને આદર્શરૂપ છે, જેથી ભારતના ઇતિહાસભંડારમાંથી ચુંટી કહાડેલાં તેઓમાંનાં કેટલાંક રત્નરૂપ ચરિત્રો તમારા ચરણકમળમાં વિનયપૂર્વક સમર્પણ કરીએ છીએ, અને તે મહાન પિતા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે, આ રત્નો તમારા આર્યહૃદયમાં યોગ્ય સ્થાનને પામી તેમાં રહેલા ન્યૂનતારૂપ અંધકારને પોતાના પવિત્ર પ્રકાશવડે દૂર કરી તમારાં વાણી, વિચાર અને વર્તનને પ્રતિદિન અધિકાધિક ઉન્નત અને યશસ્વી બનાવનારાં થાઓ.

તમારા શુભેચ્છક બંધુઓ:-

શિવપ્રસાદ દલપતરામ પંડિત

ભિક્ષુ:-અખંડાનંદ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુંદરી. )



कन्याप्येवं पालनीया, शिक्षणीयातियत्नतः ।

देया वराय विदुषे धनरत्नसमन्विता ॥

અર્થાત્-કન્યાનુ પણ (પુત્રની માફક) પાલન પોષણ કરવુ જોઇએ, અને ઘણી કાળજીપૂર્વક તેને શિક્ષણ આપવુ જોઇએ, તથા ધન અને રત્નસહિત સુપાત્ર અને વિદ્વાન્ વરને જોઇને તેનું દાન કરવુ જોઈએ.(મનુ)

# आ ग्रंथनी पहेली आवृत्तिविषे अभिप्राय

**મોડર્ન રીવ્યુ** (ઑગસ્ટ ૧૯૧૨ ના અંકમા) સાક્ષર રત્ન **કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** લખે છે –" + + ભારતીય સ્ત્રી રત્નોનાં જીવન ચરિત્રોના આ ગ્રંથ માટે બધા મળી શકે તેવા આધારોની પરેપૂરી તપાસ થઇ છે આ ગ્રંથ પ્રખ્યાત સતીમંડળના કરતા ઘણો મોટો અને બહુ વિષયગ્રાહી છે, કારણ કે તે અર્વાચીન સમય સુધીનો છે "

**સાહિત્યપ્રેમી,** ડાક્તર **હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ** તા ૪–૧૧–૧૨ ના પત્રમા લખે છે કે –" તમારા 'ભારતનાં સ્ત્રીરત્નો' બહુ ઉત્તમ પુસ્તકો છે અને મારા છોકરાને તથા સંબધીઓને બધાને એનો અભ્યાસ કરાવુ છુ મને જાતને પણ એ વાંચવાથી ઘણો લાભ થયો છે દેશને માટે અભિમાન ઉત્પન્ન થયુ છે, અને તમે જે ઉત્તમ કાર્ય કર્યું છે તે માટે મગરૂર થઉ છુ "

**કેળવણી**–જુન ૧૯૧૨ ના અંકમાં લખે છે:–" × × × આ ચરિત્રો સ્ત્રીઓને વાંચવા જેવાં છે અથવા દરરોજ અવકાશને સમયે સ્ત્રીઓને સંભળાવવા જેવા છે, જેથી પુરાણશ્રવણની પેઠે સાભળનારના હૃદય ઉપર ઉચા સંસ્કારો પડશે + પુસ્તક સંઘરવા જેવુ છે "

**ગુજરાતીપંચ** –તા. ૨૧–૪–૧૨ ના અંકમા લખે છે કે –" આ પ્રકારનાં પુસ્તક આપણી ગુર્જરગિરામાં જુજ છે + + + આમા મી૦ શિવપ્રસાદે એક સુદર ઉમેરો કર્યો છે જૂદા જૂદા પુસ્તકો ઉપરથી કરવામા આવેલો આ સંગ્રહ સ્ત્રીઓની ઉન્નતિના સમયમા ઘણો ઉપયોગી થઇ પડશે એમ અમે આશા ગખીએ છીએ " × × × આ પુસ્તક વાચવાની સ્ત્રીવર્ગને અમે ખાસ ભલામણ કરીએ છીએ

**વેંકટેશ્વર સમાચાર**–તા ૩૧–૭–૧૪ ના અંકમાં લખે છે કે –" ગુજરાતી ભાષાકે ઉન્નતિશીલ સાહિત્ય ભંડાર મે ઇસ પુસ્તકકા અચ્છા આદર હોના ચાહિયે જો હિન્દી–ભાષા–ભાષી જન ગુજરાતીકા થોડાભી અભ્યાસ કર ચૂકે હૈ, વે ઇસકી સરલ ભાષા ભલી ભાંતિ સમઝ સકતે હૈ હો સકે, તો ઉક્ત કાર્યાલય ઇસે હિન્દીમે ભી પ્રકાશિત કરે "

એ ઉપરાન્ત વડોદરા રાજ્યના વિદ્યાધિકારી સાહેબ તરફથી આ ગ્રંથ શાળાલાઇબ્રેરી તથા ઇનામ ખાતે મંજુર કરવામા આવ્યો છે તથા મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી ગુજરાતી પ્રાથમિક અને માધ્યમિક શાળા લાયબ્રેરીઓ માટે મંજુર કરવામા આવ્યો છે

# । पतिस्तोत्रम् ।

नमः कान्ताय भर्त्रे च शिवचन्द्रस्वरूपिणे ।
नमः शान्ताय दान्ताय सर्वदेवाश्रयाय च ॥ १ ॥

શિવ અને ચન્દ્રસ્વરૂપ કાન્ત—ભર્તાને નમસ્કાર હો. શાન્ત, દાન્ત, અને સર્વ દેવના આશ્રયરૂપ પતિને નમસ્કાર હો (૧)

नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥ २ ॥

બ્રહ્મરૂપ, સતીના પરમ પ્રાણરૂપ, નમસ્કાર કરવા યોગ્ય, પૂજ્ય અને હૃદયના આધાર તમને નમસ્કાર હો (૨)

पञ्चप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ।
ज्ञानाधाराय पत्नीनां परमानन्ददायिने ॥ ३ ॥

પાંચ પ્રાણના અધિદેવ, આંખની કીકીરૂપ, જ્ઞાનના આધારરૂપ અને પત્નીને પરમ આનંદ આપનાર તમને પતિને નમસ્કાર હો (૩)

पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः ।
पतिश्च निर्गुणाधारब्रह्मरूपो नमोऽस्तुते ॥ ४ ॥

પતિજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છે. એજ નિર્ગુણ, આધાર અને બ્રહ્મ-રૂપ છે. તેને નમસ્કાર હો. (૪)

क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञानकृतञ्च यत् ।
पत्नीबन्धो दयासिन्धो दासीदोषं क्षमस्व च ॥ ५ ॥

હે ભગવન ! જાણે અજાણે કરેલા (મારા) અપરાધને ક્ષમા કરો. હે પત્નીના મિત્ર ! હે દયાસાગર ! દાસીના દોષને ક્ષમા કરો. (૫)

इदं स्तोत्रं महापुण्यं सृष्ट्यादौ पद्मया कृतम् ।
सरस्वत्या च धरया गंगया च पुरातनम् ॥ ६ ॥
सावित्र्या च कृतं पूर्वं ब्रह्मणे चापि नित्यशः ।

पार्वत्या च कृतं भक्त्या कैलासे शंकराय च ॥ ७ ॥
मुनीनाञ्च सुराणाञ्च पत्नीभिश्च कृतं पुरा ।
पतिव्रतानां सर्वासां स्तोत्रमेतच्छुभावहम् ॥ ८ ॥
इदं स्तोत्रं महापुण्यं या शृणोति पतिव्रता ।
नरो वापि च नारी वा लभते सर्ववाञ्छितम् ॥ ९ ॥
अपुत्रो लभते पुत्रं निर्धनो लभते धनम् ।
रोगी च मुच्यते रोगाद्बद्धो मुच्येत बन्धनात् ॥ १० ॥
पतिव्रता च स्तुत्वा च तीर्थस्नानफलं लभेत् ।
इदं जप्त्वा सती भक्त्या भुङ्क्ते सा तदनुज्ञया ॥ ११ ॥

આ સ્તોત્ર સૃષ્ટિના આરંભમા બ્રહ્માએ કરેલું આ પુરાતન સ્તોત્ર સરસ્વતી, ધરા અને ગંગા તેમજ સાવિત્રી પણ બ્રહ્માને ખુશી કરવા હમેશા પઠન કરતા. શંકરને ખુશી કરવા પાર્વતી પણ કૈલાસમા આ સ્તોત્રનો પાઠ કરતા, તેમજ દેવતાઓ અને મુનિઓની સ્ત્રીઓ પણ પહેલા આ સ્તોત્રનો પાઠ કરતી આ સ્તોત્ર સર્વ પતિવ્રતાઓનુ શુભ કરનાર છે જે પતિવ્રતા આ સ્તોત્રનુ શ્રવણ કરે અથવા જે નરનારી આનો પાઠ કરે તે સર્વ વાંચ્છિત ફળને પામે છે. આ સ્તોત્રના પાઠથી અપુત્રને પુત્ર ને નિર્ધનને ધન મળે છે. રોગી રોગથી અને બંધિવાન બંધનથી મુક્ત થાય છે પતિવ્રતા આનો પાઠ કરવાથી તીર્થસ્થાનના ફળને પામે છે. આ સ્તોત્ર જપીને ભક્તિથી પતિની આજ્ઞા લઇને પછી જમવુ. ૯–૧૧



# सतीमाहात्म्यम् ।

पुरुषाणां सहस्रञ्च सती स्त्रीच समुद्धरेत् ।
पतिः पतिव्रताणाञ्च मुच्यते सर्वपातकात् ॥ १ ॥

એક સતી સ્ત્રી હજારો પુરુષોનો ઉદ્ધાર કરી શકે છે. પતિવ્રતાનો પતિ સર્વ પાપથી મુક્ત થાય છે (૧)

नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा ।
तया सार्धञ्च निष्कर्मो मोदते हरिमन्दिरे ॥ २ ॥

સતીઓના વ્રતના તેજથી તેઓને (પતિઓને) કર્મનો ભોગ રહેતો નથી. તેઓ નિષ્કર્મ (ક્ષીણકર્મ) થઈને સતીની સાથેજ ઇશ્વરના ધામમાં વિહરે છે (૨)

पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि ।
तेजश्च सर्वदेवानां मुनीनाञ्च सतीषु तत् ॥ ३ ॥

પૃથ્વીમા જે તીર્થો છે તે સર્વ સતીના ચરણમા છે, તેમ દેવતાઓનું અને મુનિઓનું તેજ પણ સતીઓમા રહેલું છે (૩)

तपस्विनां तपः सर्वं व्रतिनां यत् फलं व्रते ।
दाने फलं च यद्दातॄणां तत् सर्वं तासु सन्ततम् ॥ ४ ॥

તપસ્વીઓનુ સર્વ તપ, વ્રતીઓના વ્રતનુ ફળ અને દાતાના દાનનું ફળ એ સર્વ સતીઓમા નિરંતર રહેલું છે. (૪)

स्वयं नारायणः शंभुर्विधाता जगतामपि ।
सुराः सर्वे च मुनयो भीतास्ताभ्यश्च सन्ततम् ॥ ५ ॥

નારાયણ પોતે, શંભુ, તેમજ જગતના સ્રષ્ટા બ્રહ્મા અને સર્વ દેવતાઓ તેમજ મુનિઓ તેમનાથી ભીતા રહે છે (૫)

सतीनां पादरजसा सद्यः पूता वसुन्धरा ।
पतिव्रतां नमस्कृत्य मुच्यते पातकान्नरः ॥ ६ ॥

સતીના ચરણરજથી પૃથ્વી તુરત પાવન થાય છે. પતિવ્રતાને નમસ્કાર કરી મનુષ્ય પાપથી મુક્ત થાય છે. (૬)

त्रैलोक्यं भस्मसात् कर्तुं क्षणेनैव पतिव्रता ।
स्वतेजसा समर्था सा महापुण्यवती सदा ॥ ७ ॥

મહા પુણ્યવતી સતી સર્વદા પોતાના તેજથી ત્રૈલોકયને પણ ક્ષણમાં બાળી મૂકવા સમર્થ છે. ( ૭ )

सतीनाश्च पतिः साध्वीपुत्रो निःशंक एव च ।
नहि तस्य भयं किंचिद्देवेभ्यश्च यमादपि ॥ ८ ॥

સતીનો પતિ અને પુત્ર પણ સદા નિશ્ચિન્ત રહે છે, કારણ તેમને દેવોથી કે યમથી પણ ભય રહેતો નથી ( ૮ )

शतजन्मसुपुण्यानां गेहे जाता पतिव्रता ।
पतिव्रताप्रसूः पूता जीवन्मुक्तः पिता तथा ॥ ९ ॥

સો જન્મના પુણ્યવાનને ત્યા સતીનો જન્મ થાય છે સતીની માતા પુનીત બને છે, અને પિતા જીવન્મુકત થાય છે ( ૯ )

श्रुतं दृष्टं स्पृष्टं स्मृतमपि नृणां ह्लादजननं,
न रत्नं स्त्रीभ्योऽन्यत्क्वचिदपि कृतं लोकपतिना ।
तदर्थं धर्मार्थौ सुतविषयसौख्यानि च ततो,
गृहे लक्ष्म्यो मान्याः सततमबला मानविभवैः ॥ १० ॥

દર્શનથી, શ્રવણથી, સ્પર્શથી, અને સ્મરણથી પણ પુરુષને આહ્લાદ ઉત્પન્ન કરે એવુ સ્ત્રીઓ વિના બીજુ કોઈ રત્ન લોકપતિ બ્રહ્માએ કયાય પણ પેદા કર્યું નથી એટલુ જ નહિ પણ ધર્મ અને અર્થની ઉત્પત્તિ પણ સ્ત્રીઓમાથીજ થાય છે પુત્ર અને વિષયસબંધી સુખોનો આધાર સ્ત્રીઓ ઉપરજ છે. એટલા માટે ઘરમા લક્ષ્મીરૂપે વસનારી સ્ત્રીઓ સત્કાર અને વૈભવદ્વારા માન આપવા યોગ્ય છે ૧૦

ये ह्यङ्गनानां प्रवदन्ति दोषान्वैराग्यमार्गेण गुणान्विहाय ।
ते दुर्जना मे मनसो वितर्कः सद्भाववाक्यानि न तानि तेषाम् ॥ ११ ॥

કેવળ વૈરાગ્યની દૃષ્ટિથી સ્ત્રીઓના ગુણોનો ઉચ્ચાર કરવાને બદલે જે કોઈ તેમને દોષ દે છે, તે દુર્જન છે. તેના એ વચનો સદ્બુદ્ધિથી નીકળેલાં નથી એમ હું માનુ છુ (વરાહમિહિર–કૃત–બૃહત્સંહિતા)

# नवी आवृत्ति विषे प्रकाकशना बे बोल

'ચરિત્રમાળા' દ્વારા ભારતનાં સ્ત્રીરત્નોની પહેલી આવૃત્તિ નીકળ્યા પછી આજે લગભગ બાર વર્ષે તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે આઠ નવ વર્ષથી તો એ ગ્રંથો મળતા પણ બંધ પડ્યા હતા, પરંતુ એ સમયે છપાવવા વિગેરેની જે કાંઇ સગવડ હતી, તેનાવડે તે સમયની ત્રણ ગ્રંથમાળાઓના નવાં પુસ્તકોજ ધારણા પ્રમાણે બહાર પડી શકતા નહિ, ત્યાં બીજી આવૃત્તિની તો વાતજ શી! એ પછી સંસ્થાનું પોતાનું પ્રેસ જારી થયું, અને તેથીજ આવા મોટા ત્રણ ગ્રંથ એક સાથે બહાર પડી શક્યા છે

પહેલી આવૃત્તિના ત્રણે ગ્રંથોની મળીને પૃષ્ઠ સંખ્યા ૨૦૦૦ની અને મૂલ્ય રૂ ૩।। હતું આ આવૃત્તિમાં પણ પૃષ્ઠસંખ્યા એટલીજ થશે પરંતુ આ આવૃત્તિના પૃષ્ઠ મોટા કદના રાખેલા હોવાથી તેમાં પ્રથમના કરતાં દોઢું લખાણ સમાયલું છે આ વધારો ચરિત્રોની સોએક જેટલી સંખ્યા ઉમેરાવાને લીધે, તેમજ અનેક ચરિત્રો વધારે સારી રીતે ફરી નવેસરથી લખાવાને લીધે તથા પુષ્કળ ચરિત્રોમાં થયેલા બહોળા સુધારા વધારાને લીધે થયો છે

આ સર્વ સુધારાવધારા વગેરે કરવા પાછળ પુષ્કળ શ્રમ લઇને આ આવૃત્તિની રચના પંડિત શિવપ્રસાદજીએ લગભગ નવા જેવીજ બનાવી દીધી છે આ સર્વ પરિશ્રમ તેમણે આગલી આવૃત્તિની પેઠે પણ નિષ્કામ ભાવથીજ કર્યો છે, અને તે પણ કોટા રાજ્યની પ્રથમના કરતા વધુ જોખમની નોકરી કરવા છતાં તથા ગૃહકુટુંબની જંજાળ વધી ગએલી હોવા છતા તેઓ કરી શક્યા છે કહેવત છે કે "મન હોય તો માળવે જવાય"

આ પ્રમાણે આ બીજી આવૃત્તિને બને તેટલી વધારે ઉપયોગી બનાવવાનું કાર્ય તેમણે જે શ્રમ, કાળજી, પ્રેમ અને નિષ્કામભાવપૂર્વક બજાવ્યું છે, તેને માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે

આગલી આવૃત્તિ કરતા આ આવૃત્તિના કદમાં ૧/૩ જેટલો અને લખાણના ૧/૨ જેટલો જે વધારો થયો છે, તે જોતા તો આવૃત્તિનું રૂ ૬, જેટલું મૂલ્ય લગભગ પ્રમાણસરનુંજ કહેવાય, પરંતુ આગળના કરતા કાગળની બેવડી, છપાઇની ત્રેવડી અને બંધાઇની અઢી ગણી મોંઘારતના સમયમાં આ આવૃત્તિ તૈયાર થઇ છે, તે પણ ધ્યાનમાં રાખવાનું છે.

કેટલીક અનિવાર્ય અડચણોને લીધે આ આવૃત્તિના ત્રણે ગ્રંથ એક સાથે ન તૈયાર થઇ શકવાથી ત્રીજો ગ્રંથ એકાદ માસ મોડો બહાર પાડવાનું રાખવું પડ્યું છે

આ અને દરેક પુસ્તક સાથે જોડાયલા શુદ્ધિપત્ર મુજબ સુધારીનેજ વાંચવું જોઇયે હરિ ॐ तत्सत् સં ૧૯૮૦ આસો માસ.

ભિક્ષુ—અખંડાનંદ.

# प्रकाशकना पहेली आवृत्तिना निवेदननो सारांश

ચરિત્રમાળાના વાચકોની સેવામા 'ભારતના સ્ત્રીરત્નો' નો આ પ્રથમ ગ્રંથ રજુ થાય છે જેની રચના ઇ૦ વિષય આ સાથે જોડાયલી લેખક મહાશયની પ્રસ્તાવના વાચવાથી વિદિત થશે

'ભારતના સ્ત્રીરત્નો' ને ૧ પ્રાચીન યુગના રત્નો ૨ વચલા (ઐતિહાસિક) યુગના રત્નો, ૩ વર્તમાન યુગના રત્નો, એવા ત્રણ વિભાગોમા ગોઠવી ત્રણ ગ્રંથ રૂપે પ્રસિદ્ધ થયેલા જોવાની તેના લેખક મહાશયની શુભેચ્છા, અને તૈયાર કરવાના તેમના પ્રશંસનીય પ્રયાસના પ્રથમ પરિણામરૂપ આ પ્રથમ ગ્રંથ છે ભારતવર્ષને પ્રાચીન યુગમા પોતાની અલૌકિક મહત્તાના દિવ્ય પ્રકાશથી દીપાવી, સ્થૂળભાવે વિદેહ થવા છતા, પૃથ્વીભરની નારી જાતિને અદ્યાપિપર્યન્ત પોતાના આદર્શરૂપ ચિરસ્થાયી કીર્તિદેહવડે ઉન્નતિના પથે આકર્ષી રહેલા એવાં પૂજ્ય પવિત્ર ૧૨૫ મહાન સ્ત્રીરત્નોના ચરિત્રો આ ગ્રંથમા સમાયલા છે

આ પુસ્તકના સુયોગ્ય લેખક **શ્રીયુત શિવપ્રસાદ દલપતરામ પંડિત** છે 'કોટા' સ્ટેટ જેવા ગુર્જર ભૂમિથી દૂર આવેલા સ્થળમા નિવસવા છતાં, જન્મભૂમિ અને માતૃભાષા પ્રત્યે અસાધારણ ભક્તિભાવ–સેવાબુદ્ધિની જે દિવ્ય જ્યોતિ તેમના હૃદયમા જાગૃત છે, તે દરેક સુયોગ્ય ગુર્જર સાક્ષર બંધુએ અનુકરણીય છે ઉચ્ચ કોટિના જીવનચરિત્રોના પ્રચારથી–વાચનથી ઉત્તમ સંસ્કારોની અને તેથી ઉત્તમ વિચારો અને આચારોની (વર્તનની) જે જાગૃતિ, વૃદ્ધિ, દૃઢતા અને સ્થિતિ, માનવહૃદયોમાં–જનસમાજમા પ્રવર્તે છે, તેના ઉત્તમ લાભો સ્પષ્ટજ છે જેથી, એવા પુષ્કળ સંક્ષિપ્ત તેમ વિસ્તૃત ચરિત્રો તૈયાર થઇ, તેનો પુષ્કળ પ્રચાર થયેલો જોવાની ઉભ ની ઇચ્છાને યોગે આ લખનાર અને તેઓનો મેળાપ થતા, ઉભયના હેતુ અને વિચારોની એકતા, ઉભયને આચારપ્રદેશ–કાર્યપ્રદેશનાં પ્રોત્સાહક અને પ્રેરક થઇ પડયા જેના પરિણામે એ બાબતમાં પોતાની વિદ્વત્તાનો લાભ સમાજસેવાર્થે આપવાની તત્પરતા દર્શાવી 'ભારતના સ્ત્રીરત્નો' નો આ પ્રથમ ગ્રંથ જે સત્વરતાથી તેમણે તૈયાર કરી મોકલ્યો, તેના પ્રતાપેજ તે 'ચરિત્રમાળા' ના પ્રથમ વર્ષમાં પ્રસિદ્ધ કરી શકાયો છે

રાજ્યશુશ્રૂષાની નિત્ય પ્રતિની રોકાણ છતાં, એવી ત્વરા ઉપરાન્ત જે કાળજીથી, પરિશ્રમથી અને નિષ્કામભાવથી, આ ગ્રંથ તેમણે તૈયાર કર્યો છે, તે બદલ આ સંસ્થા તરફથી તેમજ વાચકવર્ગ તરફથી તેમનો જેટલો ઉપકાર માનવામાં આવે તેટલો થોડો છે

અત્યાર સુધીમા સ્ત્રીવર્ગના ચરિત્રોનાં પુસ્તકો વિશેષ કરીને (પાઇકા) ટાઇપમાં પ્રસિદ્ધ થએલાં છે આ પુસ્તક પણ તેજ ટાઇપમાં છપાત તો હજી પણ તેની ઓછી

કિંમત રહેત, પરંતુ સ્ત્રીવર્ગની ન્યૂન કેળવણી તરફ જોતા તેમના ખાસ ઉપયોગનાં આવાં પુસ્તકો મોટા ટાઇપમાં છપાય તો તે વર્ગને વાચવામાં વધુ સુગમ થાય; એવી લેખક બંધુની યોગ્ય સૂચનાને માન આપીને આ પુસ્તક ' સવાઇ ' ના ટાઇપમાં છપાવવામા આવ્યું છે.

દેશવિદેશના મહાન સ્ત્રીપુરષોનાં ઉપયોગી ચરિત્રો ગુજરાતી ભાષામા સર્વથી પ્રથમ, સદ્‌ગત સાધુ પુરુષ શ્રી નારાયણ હેમચદ્રે વીરમંડળ ૪૦ પુસ્તકોદ્વારા ઇ૦સ૦ ૧૮૮૬ અને તેની આસપાસના સમયમા ઠીક સખ્યામા પ્રસિદ્ધ કર્યા હતા તે પછી સતીમંડળ, મહજનમંડળ, ચરિત્રચદ્રિકા, સતીધર્મ, પતિસેવા, જૈન સતીમંડળ, સતીચરિત્રસગ્રહ ૪૦ પુસ્તકો સ્ત્રી વર્ગના તેમજ સ્ત્રીપુરુષ ઉભય વર્ગના સક્ષિપ્ત ચરિત્રોના સગ્રહરૂપે અત્યાર સુધીમા નીકળેલા જાણ્યા છે જેની કિમત રૂ ૧)થી રૂ ૧૦) સુધીની હોઇને જેમાં સ્ત્રીવર્ગનાં ચરિત્રોની ૭૦ થી માંડીને ૧૫૨ સુધીની સખ્યાનો સમાવેશ છે

સાહિત્યની દરેક શાખાની પેઠે જીવનચરિત્રોની શાખામા પણ એક બીજાથી કાંઈ નહિ ને કાંઇ પણ વિશેષતાવાળા પુસ્તકો એક પછી એક યોજાઇ પ્રસિદ્ધ થતાં રહે. એ તે શાખાની ઉન્નતિ અર્થે આવશ્યક હોવાથી, ઉપર પ્રમાણે જીવનચરિત્રોનો સગ્રહ ગુર્જર ભાષામા પ્રસિદ્ધ કરવાની શરૂઆત કરનાર તેમજ તે પછી તે વિષયના વિશેષતાયુક્ત પુસ્તકો યોજી પ્રસિદ્ધ કરનાર વિદ્વાનો તેમજ પ્રકાશકોનો ગુર્જર પ્રજા-પર ઉપકારજ થયેલો છે

ઉપર પ્રમાણે સ્ત્રી વર્ગના ચરિત્રોના પુસ્તકો નીકળેલા હોવા છતા, આ ખાતા તરફથી આવો સગ્રહ પ્રસિદ્ધ થવાનુ પ્રથમ કારણ તો ઉત્તમ વાચનનો દરેક સ્થિતિ-વાળાને લાભ મળી શકે તેટલા સારૂ તેને બને તેટલુ સસ્તુ કરવાનો આ સસ્થાનો હેતુ છે

બીજુ કારણ ચરિત્રોના સાહિત્યમા જૂદી જૂદી ભાષાઓમા દિવસે દિવસે જે શુદ્ધિ વૃદ્ધિ થતી ચાલે છે તેનો લાભ લઇ તેને આધારે જે બીજા અનેક વધુ ચરિત્રો ઉમેરી શકાય, તેથી કરીને ચરિત્રોનો આ સગ્રહ સંખ્યામાં અને ઉપયોગિતામા વિશેષતાવાળો થાય એ છે.

આ બેમાનુ એક કારણ હોત તોપણ આ સગ્રહની પ્રસિદ્ધિમાટે તે પૂરતુ ગણાત

ઉપરામાંનુ છેલ્લા કારણની સફળતા તો ' ભારતના સ્ત્રીરત્નો ' ના ત્રણે ગ્રથો કે જેમા ૩૦૦ થી ૪૦૦ ચરિત્રોનો સગ્રહ આવનાર છે, તે તૈયાર થઇ ઇશ્વરેચ્છાથી પ્રસિદ્ધ થઇ રહ્યા પછીજ પ્રતીત થાય તેમ છે

પુરુષવર્ગના ચરિત્રોનો બહોળો સગ્રહ પણ આ પ્રકારે નીકળી શકે તેમ છે; પણ તુરતમા તે વિષે કઇ કહેવાનુ નથી.

આ સગ્રહના યોજક રા રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત એમના જૂદી જૂદી ભાષાઓના જ્ઞાનને લીધે, અને તે તે ભાષાઓમાં અગાઉ તેમજ છેલ્લા થોડા વર્ષમા

નીકળેલાં ચરિત્રોના ઉત્તમ પુસ્તકો ઇ૦ ની તેમને સહાયતા મળવાને લીધે, તેમજ અનુવાદ કરવાની તેમની સરળ શૈલી, અને કાર્યને બને તેટલુ ઉત્તમ કરવાની સ્તુત્ય કાળજી તથા પરિશ્રમને લીધે આશા છે કે, આ સંગ્રહ–રચના, ભાષા અને શૈલીની બાબતમા પણ જનસમાજમા વિશેષ ઉપયોગી અને પ્રીતિપાત્ર થઈ પડશે

છતાં પૂર્ણ નિર્દોષતા અને પૂર્ણતા તો પ્રભુ વિના બીજે હોયજ ક્યાથી ?

સમય આવે એવા પણ વિદ્વાનો, સમાજસેવકો અને સસ્થાઓ નીકળી આવશે કે જેઓ આવા અને અન્ય વિષયના અનેક ઉત્તમોત્તમ ગ્રથો રચી રચાવીને, ખોટ ખમીને પણ આ ખાતા કરતા અર્ધી અને પા કિંમતે અથવા તો વિનામૂલ્યે તે ફેલાવશે, અને એ તેમજ અન્ય વિવિધ પ્રકારોદ્વારા, મનુષ્યોમા એવા ઉચ્ચતમ સસ્કારો ફેલાવવાને યત્નવાન થશે, કે જેની સાથે સરખાવતાં હાલનાં આવા પુસ્તકો અને બીજા કાર્યો કશા હિસાબમા રહેશે નહિ ! કૃપાળુ પ્રભુ એવો સમય સત્વર આપો !

આ પુસ્તક કે ખાતા તરફનાં અન્ય પુસ્તકો અને ગ્રથમાળાઓની કિંમત બાબત એવી વડાઇ લેવાનુ આ સસ્થાને કારણ, સાધન અને ઇચ્છા નથી કે એ કિંમત માત્ર કાગળ, છપાઇ અને પૂઠાના ખર્ચ જેટલીજ છે. પગાર, ભાડા, મુસાફરી, પોસ્ટેજ, સ્ટેશનરી, ફરનીચર, લાઇબ્રેરી, લેખકોને પુસ્તકોથી અથવા દ્રવ્યથી અપાતો બદલો, હેન્ડબીલો, જાહેરખબરો, ઇ૦ બાબતો અને બીજી પ્રત્યેક પ્રકારની વ્યવસ્થા ખાતે કરવો પડતો હજારોનો ખર્ચ પણ કાગળ, છપાઇ, અને પૂઠાના ખર્ચની પેઠેજ પડતરમા ગણી લેવાની આ ખાતાને ફરજ ન પડતી હોય, અને તેવો સર્વ ખર્ચ પરોપકાર દૃષ્ટિથી હરકોઈ રીતે પરભાર્યો ઉઠાવી લેવાતો હોય, તો કિંમતમા હાલના કરતાં રૂપીએ ચારથી છ આની ઘટાડો સહેલાઇથી થઇ શકે એમા કાંઇજ શક નથી એવી નજીવી કિંમતે ઉપયોગી વાચન લોકોને હમેશા પૂરૂ પાડે, તે પ્રકારની એકાદ સ્થાયી અને વિશાળ તેમજ સારા આર્થિક સાધનોવાળી સસ્થા ઉભી થવાનો માર્ગ સરળ થાય, અને તે રસ્તે ઉદાર લોકોની ઉદારતા દોરાય એ હેતુથીજ એ બાબતના કામચલાઉ નમુનાદાખલ આ ખાતાની સ્થાપના અને પ્રવૃત્તિ છે

મૂળ હેતુ એવો છતાં હાલ તો એથી વિલક્ષણ ધોરણ તરફજ ઉલટુ આ ખાતાને ઘસડાવુ પડે છે, કારણ કે સવત ૧૯૬૬ ના વર્ષ સુધી આ ખાતાનુ કાર્ય, પહોચી શકાય તેટલી હદમા રહીને માત્ર એકાદજ પગારદાર મનુષ્યને સાથે રાખીને ચલાવવામા આવતુ, જેથી કાર્યમાં ખર્ચનો અશ થોડોજ ભળવાને લીધે સસ્તાપણાનુ વચલા વાંધાનુ ધોરણ સરળતાથી નિભાવી શકાતુ હતુ, પણ તે પછીથી, આ પ્રાથમિક કાર્યને કઇક વિશેષ આકર્ષક પરિણામ સુધી દોરવી જવાનો વિચાર થવાથી, છેલ્લા દોઢ વર્ષમા બે ગ્રથમાળાઓની યોજના શરૂ કરવામાં આવી છે જેને પરિણામે આ ખાતાનુ કાર્ય ચારથી પાચગણું વધી ગયેલુ છે

સ૦ ૧૯૬૮ ફાલ્ગુન શુકલ એકાદશી<br>તા ૨૮ ફેબ્રુઆરી સન ૧૯૧૨

'મત્રી'<br>સ૦ સા૦ વ૦ કાર્યાલય.

# उपकारनो स्वीकार

આ પુસ્તક રચવામાં નીચે લખેલા ગ્રન્થોમાંથી મદદ લેવામાં આવી છે, તેને માટે તેમના લેખકો અને પ્રકાશકોનો ખગ અન્તઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે

1. ૧ આર્યનારી (બ) પ્રથમ ભાગ લે૦ શ્રી૦ કાલિપ્રસન્ન ગુપ્ત એમ. એ અને શ્રી૦ દક્ષિણારંજન મજુમદાર
2. ૨ સતીશતક (બ) પ્રથમ ખંડ-લે૦ શ્રીમતી નિર્મળા બાળા ચૌધરાણી
3. ૩ સતી શતક (બ) દ્વિતીયખંડ-લે૦ ,, ,,
4. ૪ પતિવ્રતા (બ) લે૦ શ્રીયુત્ યોગીન્દ્રનાથ વસુ
5. ૫ નવનારી (બ) લે૦ શ્રી નીલમણિ બસાક.
6. ૬ સતી ચરિત્ર સંગ્રહ (હિન્દી) પ્રથમ ભાગ } રામજીવન નાગર
7. ૭ સતી ચરિત્ર સંગ્રહ-દ્વિતીય ભાગ }
8. ૮ ભારતવર્ષકી વીર ઔર વિદુષી સ્ત્રીયાં લે૦ શ્રીયુત શિવવ્રતલાલ એમ. એ.
9. ૯ ભારતકી સચ્ચી દેવિયાં (હિ) લે૦ પંડિત લલિતાપ્રસાદ શર્મા
10. ૧૦ જૈન સતીમંડળ-પ્રથમ ભાગ } ગુજરાતી પ્રકાશક શ્રી જૈનપ્રસારક વર્ગ પાલીતાણા
11. ૧૧ જૈન સતીમંડળ-બીજો ભાગ }
12. ૧૨ ભરતેશ્વર બાહુબલિવૃત્તિ ભાષાન્તર (ગુજરાતી)
13. ૧૩. મહાભારત (બ) વસુમતી પ્રેસ
14. ૧૪ ,, (ગુજરાતી સસ્તું સાહિત્ય
15. ૧૫. રામયણ (બ) વસુમતી પ્રેસ
16. ૧૬ રામાયણ-(બ) કૃત્તિવાસકૃત
17. ૧૭ રામાયણ (હિ) તુલસીદાસજી કૃત.
18. ૧૮ રામાયણ વાલ્મિકિ-ગુજરાતી ભાષાન્તર પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય
19. ૧૯ માલંચ (બ) લે૦ શ્રી ખગેન્દ્રનાથ વસુ.
20. ૨૦ ઉપનિષદેર્ ઉપદેશ (બ) શ્રી કોકિલેશ્વર ભટ્ટાચાર્ય.
21. ૨૧ શ્રી ઉપનિષદો તાત્પર્યદીપિકાસહિત પ્ર૦ અમરજી આણંદજી કચ્છી
22. ૨૨ રામાયણી કથા (બ) ડૉકટર દીનેશચન્દ્ર સેન
23. ૨૩ કૈકેયી (બ) લે૦ શ્રી રામદયાલ મજુમદાર એમ. એ.
24. ૨૪ બેહુલા (બ) શ્રી દીનેશચન્દ્ર સેન બી એ
25. ૨૫ બેહુલા (બ) શ્રીમતી શતદલવાસિની વિશ્વાસ
26. ૨૬ સાવિત્રી (બ) શ્રી રેવતા મોહન સેન.
27. ૨૭. ચન્દ્રહાસ-વિષયા (બ) શ્રી યોગેન્દ્રનાથ ગુપ્તરાય
28. ૨૮ સતી પાર્વતી (હિ) શ્રી નન્નાદિકલાલ શ્રીવાસ્તવ
29. ૨૯ કુમાર સંભવ-સંસ્કૃત-બંગાળી વસુમતી પ્રેસ

૩૦ કુમાર સંભવસાર–( હિન્દી પદ્ય ) શ્રી પંડિત મહાવીર પ્રસાદ દ્વિવેદી
૩૧ રઘુવંશ (હિ) પંડિત શ્રી મહાવીર પ્રસાદ દ્વિવેદી
૩૨ રઘુવંશ ( ગુજરાતી પદ્ય ) પ્ર૦ ગુ વ સોસાઇટી
૩૩ વૈદિક ઇતિહાસ નિર્ણય–હિન્દી પંડિત શિવશંકર શર્મા કાવ્યતીર્થ
૩૪, દ્રૌપદી (બં) શ્રી સત્યચરણ ચક્રવર્તી
૩૫ સુભદ્રા (બં) શ્રી બરદાકાન્ત મજુમદાર
૩૬ રૈવતી
૩૭ કુરુક્ષેત્ર } (બં કાવ્ય) શ્રી૦ નવીનચન્દ્ર સેન
૩૮. સુભદ્રાહરણ પ્રેમાનન્દકૃત રા રા અંબાલાલ બુલાખીદાસ જાનીસંપાદિત
૩૯ શૈબ્યા (બં) શ્રી શરચ્ચન્દ્રધર
૪૦ ચિન્તા (હિ ) બાબુ નવનાદિકલાલ શ્રીવાસ્તવ
૪૧ ચિન્તા (બં)
૪૨. સતી વિપુલા હિ પંડિત નરોત્તમ વ્યાસ
૪૩ સીતા (હિ) શ્રી પં૦ ઇશ્વરી પ્રસાદશર્મા
૪૪ ચન્દ્રકલા–(હિ ) પં૦ ઈશ્વરીપ્રસાદ શર્મા
૪૫ પાવતી (હિ ) શ્રીનવનાદિકલાલ શ્રીવાસ્તવ
૪૬ શાકુન્તલા નાટક (ગુ) રા ઝવેરીલાલ ઉ યાજ્ઞિક
૪૭ ,, (હિ ) પં શ્રી ઇશ્વરીપ્રસાદ શર્મા
૪૮ કવિકથા (બં )
૪૯ લક્ષ્મીચરિત્ર–(હિ ) શ્રીયુત્ વિમળઝા
૫૦ મહાભારતની સમાલેચના (ગુ) રા ન ચિન્તામણરાવ વૈદ્યના ગ્રન્થનો ગુ વ સોસાઇટીદ્વારા પ્રકાશિત અનુવાદ
૫૧ ધર્મ વર્ણન (ગુ) પ્રિન્સીપાલ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ
૫૨ સતીમંડલ ભાગ ૧ લો
૫૩ સતીમંડલ ભા ૨ જો } (ગુ) રા રા કેશવજી વિશ્વનાથજી ત્રિવેદી
૫૪ સતી સમાજ (ગુ) લે૦ રા છગનલાલ વિશ્વનાથ દ્વિવેદી
૫૫ ભક્ત શિશુ (બં) શ્રીનયનચંદ્ર મુખોપાધ્યાય
૫૬ પ્રાચીન હિન્દુ સ્ત્રીઓના યશોગાન (ગુ) લે૦ શ્રી નારાયણ હેમચન્દ્ર
૫૭ બૃહત્ કાવ્યદોહન ગુજરાતી પ્રેસ
૫૮ ભક્તમાળ–નાભાજીકૃત
'સરસ્વતી ( હિન્દી) 'ભારત મહિલા' (બં) પ્રવાસી (બં) 'સુંદરી સુબોધ' આદિ માસિકોમાં પ્રગટ થએલા લેખો
૫૯ મહાભારત ( હિંદી અનુવાદ ) શ્રી૦ નટવર ચક્રવર્તીદ્વારા પ્રકાશિત.
૬૦ સ્ત્રીચરિત્ર (બં) લે૦ સ્વર્ગસ્થ પ્રતાપચંદ્ર મજુમદાર.

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૨૭ | ચકયો | ચૂકયો |
| ૧૬ | ૨૪ | ગજવા | ગૂંજવા |
| ૨૬ | ૨૦ | ધણી | ધૂણી |
| ૨૬ | ૨૫ | ચપચાપ | ચૂપચાપ |
| ૩૫ | ૧૧ | કહ્યુ | ગયું |
| ૪૩ | ૬ | કયો | કર્યો |
| ૪૩ | ૭ | વાથી | શિખવાથી |
| ૪૩ | ૯ | શ્રતિ | શ્રુતિ |
| ૪૩ | ૧૪ | ફેત્રીના | ફૈત્રીના |
| ૪૩ | ૨૧ | છટ | છૂટ |
| ૪૮ | ૨૨ | ચરે | ચારે |
| ૫૦ | ૮ | કે કર્યાં, | ફેર કયા |
| ૫૯ | ૧૦ | ઇ | ઇન્દ્રે |
| ૫૯ | ૧૩ | લગયા | લાગ્યા |
| ૬૬ | છેલ્લી | કયો | કર્યો |
| ૭૧ | ૧૬ | નવવધને | નવવધૂને |
| ૭૩ | ૪ | કયો | કર્યો |
| ૮૩ | ૫ | એ કે જે | એ છે કે |
| ૯૦ | ૧૭ | અટલા | એટલા |
| ૧૦૨ | ૯ | કયા | કર્યા |
| ૧૦૨ | ૧૫ | કયો | કર્યો |
| ૧૦૩ | ૨૩ | કૌત્વવશ | કૌરવવંશ |
| ૧૦૭ | ૨૬ | ધમને | ધર્મને |
| ૧૧૮ | ૨૮ | કયો | ચૂકયો |
| ૧૩૦ | ૨૨ | ઇન્દ્રજળ | ઇન્દ્રજાળ |
| ૧૩૧ | ૨૩ | તો | તે |
| ૧૩૪ | ૪ | છટતી | છૂટની |
| ૧૩૪ | ૨૦ | ચડાલાએ | ચૂડાલાએ |
| ૧૪૩ | ૧૯ | કયા | કર્યો |
| ૧૪૫ | ૧૨ | સહિત | સાથે |
| ૧૫૦ | ૧૧ | આશીવાદ | આશીર્વાદ |
| ૧૫૨ | ૧૪ | સૌ હર | સુઅર |

| | | | |
|---|---|---|---|
| ૧૫૩ | ૧૬ | કયો | કર્યો |
| ૧૫૪ | ૨૮ | પુ ન | પુનઃ |
| ૧૬૦ | ૩ | શુ ્ષા | શુશ્રૂષા |
| ૧૬૦ | ૧૩ | જેવા જોઇને | જોઇને |
| ૧૬૦ | ૧૬ | ઇંગુદી | ઇંગોરિયાં |
| ૧૬૮ | ૨૯ | પુષ્યા | પુષ્પ |
| ૧૬૯ | ૧૭ | સા | સૌ |
| ૧૮૮ | ૧૪ | સ્થાન | જ્ઞાન |
| ૧૮૯ | ૧૬ | સામાસ | સમાસ |
| ૧૯૩ | ૧૮ | વલાપ | વિલાપ |
| ૧૯૫ | ૧૫ | ગાતરૂપ | ગતિરૂપ |
| ૧૯૫ | ૨૭ | પ્રાતિવ્રત્યની | પાતિવ્રત્યની |
| ૧૯૬ | ૨૦ | અશોક | સમ શોક |
| ૨૧૫ | પહેલી | ૧૧૫ | ૨૧૫ |
| ૨૧૮ | ૨૦ | ચપ | ચૂપ |
| ૨૧૯ | પહેલી | ૧૧૯ | ૨૧૯ |
| ૨૪૦ | ૫ | છટક | છૂટક |
| ૨૪૧ | છેલ્લી | અ | અને |
| ૨૫૬ | ૨૦ | છટવાથી | છૂટવાથી |
| ૨૫૮ | ૨૮ | વ્ય ચક | વ ચક |
| ૨૬૪ | ૧૭ | ધમાત્મા | ધર્માત્મા |
| ૨૯૭ | ૨૨ | વિચાર | ઉચ્ચાર |
| ૨૯૮ | ૧૨ | ભમયતા | ભમતા ભમતા |
| ૩૦૨ | ૨૫ | લીધી | લીધો |
| ૩૩૩ | ૨૬ | વૃષપર્વની | વૃષપર્વાની |
| ૩૩૩ | ૨૮ | વૃષપર્વના | વૃષપર્વાના |
| ૩૯૦ | ૯ | ધ્રવને | ધ્રુવને |
| ૩૯૦ | ૨૧ | ધ્રુવની | ધ્રુવની |
| ૪૦૩ | ૧૮ | થયા | થયા |
| ૪૦૬ | ૧૦ | આચળ | અચળ |
| ૪૦૮ | ૨૦ | છટી | છૂટી |
| ૪૧૬ | ૧૭ | તેને | તેજ |
| ૪૨૨ | ૪ | ગૈરવથી | ગૌરવથી |
| ૪૨૭ | ૨૯ | સદ્ધ | સિદ્ધ |

| | | | |
|---|---|---|---|
| ૪૨૭ | ૨૯ | ત્યગ | ત્યાગ |
| ૪૫૦ | ૨૧ | કુમાગે | કુમાર્ગે |
| ૪૬૫ | ૨૧ | આશીવાદ | આશીર્વાદ |
| ૪૭૦ | ૬ | પડે? | પડે |
| ૫૧૧ | છેલ્લી | લક્ષ્યવેધ | મત્સ્યવેધ |
| ૫૨૨ | ૨૯ | કુયો | કર્યો |
| ૫૨૯ | ૨૦ | વધ્રઓનુ | વધૂઓનુ |
| ૫૩૦ | ૧૬ | દુર્યોધન | દુર્યોધન |
| ૫૩૧ | ૪ | પાડવધૂઓને | પાંડવવધૂઓને |
| ૫૪૯ | ૬ | ’ટા | છૂટા |
| ૫૫૪ | ૧૨ | ચરે | ચૂરે |
| ૫૬૩ | ૧૬ | કયો | કર્યો |
| ૫૬૯ | છેલ્લી | ગારક્ષાના | ગૌરક્ષાના |
| ૫૭૮ | ૨૩ | ઝાંરઝના | ઝાંઝરના |
| ૫૭૯ | ૧૧ | ધમમસતો | ધસમસતો |
| ૫૮૨ | ૧૧ | વધ | વધૂ |
| ૫૮૩ | ૨૭ | અશ્રપૂર્ણ | અશ્રુપૂર્ણ |
| ૫૮૬ | ૧૩ | નિશ્ચિન્ત | નિશ્ચિન્ત |
| ૫૮૯ | ૨૮ | કૂટી | ફૂટી |
| ૫૯૭ | ૪ | પ્રતિપ્રેમને | પતિપ્રેમને |
| ૫૯૮ | ૧૬ | પાડવો | પાડવોના |
| ૬૦૬ | ૨૫ | સ પદ | સ પદા |
| ૬૦૮ | ૧ | રત્ન ૧૦૪ મુ–ઉત્તમ | ભારતનાં સ્ત્રીરત્નો–ગ્રંથ ૧ લો |
| ૬૧૩ | ૧૨ | લેખેલ્લા | દેખેલ્લા |
| ૬૧૯ | ૩૦ | શ્રતિ | શ્રુતિ |
| ૬૫૪ | ૨૧ | અમાગ | અમારા ઘરમાં |



# સારામાઠા પ્રસંગે જ્ઞાનનું દાન-ભેટ—લ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવુ એ તો કોઇકથીજ બને, પરતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે કોઈ કોઇ ઉદારાત્માઓ આ રીતે પણ પોતાના ધનનો થોડા ઘણો સદુપયોગ કરે છેજ પરતુ દેશની વર્તમાન દશા તરફ જોતા આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમા ચાલુ થઇ એક ઉમદા સામાજિક રૂઢિરૂપે બની રહેવાની જરૂર છે

સારામાઠા પ્રસગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે થોડુક ઘી ઓછુ વાપરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાન્ત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડોશી, મગાકુટુબી, મિત્ર, પરોણી, જ્ઞાતીબધુ, બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવા મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતા ઘણાજ વધારે ઉપકારક થાય એ ખુલ્લુ છે

ઇચ્છા હોય તો "અમુક પ્રસગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવુ કાઇ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાપથી છાપીને અથવા હાથવડે લખીને તેની ભેટ આપવાથી તે પ્રસગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલા અથવા બીજા જે પણ પોતાને પસદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યા આવતા પ્રત્યેક નાનામોટા પ્રસગે વહેચીને ધનના સદુપયોગનુ તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનુ શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવુ ઉચિત છે

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇ એક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને પણ વહેચી-વહેચાવી શકે, અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો પોતાને પસદ પડે તેવા કાઇએક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને તેની લહાણી કરી શકે જો એકથી વધુ જાતના બાર સારા પુસ્તકો લીધા હોય તો ભેટ લેનારને તેમાથી પોતાને મનગમતુ પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય માત્ર પાચ દશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો ચારસો પુસ્તિકાઓની લહાણી વહેચી શકાય છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રથોમાની અથવા બીજી અસરકારક શિખામણોના સો બસો હસ્તપત્ર સુખેથી વહેચી શકાય

ગીતાના ૧૮ મા અધ્યાયવાળી પુસ્તિકાઓ તો હરકોઇ માણસ હાલતાં ચાલતાં પણ પાવલામા દશ પ્રત દશ જણને ભેટ આપવાનો લહાવો લઇ શકે

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ.**

# अनुक्रमणिका

# ककावार अनुक्रमणिका

## आ आवृत्तिना मूल्यनी गणना

૧૯૬૦ કાગળો—ફરમા ૪૪॥ અને પ્રત ૪૦૦૦ પાછળો ( ભેટ, બિગાડ, ફક ૯૦ બાબતની વધારાની પ્રત ૩૦૦ સાથે ) રીમ ૧૯૬

૧૮૬૯ છપાઈ—કંપોઝ, વળાઈ, પ્રૂફ, વીમો તથા છપાઈ રહેતાં સુધીની તમામ વ્યવસ્થા મળીને દર ફરમે રૂ ૪૨ )

૧૫૦૦ પાકાં પૂઠાં તથા સામાન્ય પેકિંગ વગેરે મળીને

૫૩૨૯ કુલ

આ પુસ્તકનુ મૂલ્ય રૂ. ૨) ગણીને તેમાથી સસ્થાના ચાલુ ધોરણ મુજબ પુસ્તક વેચાઈ રહે ત્યાં સુધીના તમામ ખર્ચ ( પગાર, ભાડાં, કમીશન, વીમો, જાહેરાત વગેરે ) બદલ રૂપીએ છ આના બાદ કરતાં જે રકમ રહે, તેને પ્રત ૪૦૦૦ સાથે ગુણવાથી ઉપલા કુલ આકડા કરતા કેટલોક ઓછો આકડો આવશે, પરંતુ શ્રીરત્નોના ગ્રંથ બીજા તથા ત્રીજામા આ પહેલા ગ્રંથ કરતા થોડા થોડા ફરમા ઓછા હોવાથી ત્રણે ગ્રંથનુ મળીને એકદરે મૂલ્ય પૂરા છ રૂપીઆ રાખવામા આવ્યુ છે, અને મુંબઈ વગેરે બહારનાં સ્થળો માટે માર્ગવ્યય વગેરે વધારાના ખર્ચ સાથે તે રૂ ૬॥ રખાયુ છે

તત્કાળમાં એટલે સં ૧૯૮૧ ના ફાગણ સુદી ૧૫ સુધીમા લેનાર માટે ખર્ચ ઓછો ગણીને ત્રણે ભાગોના સેટ દીઠ બાર આના ઓછા લેવાશે.

# बीजी आवृत्तिनी प्रस्तावना

ભારતનાં શ્રીરત્નોના ત્રણ ભાગ ગુર્જર વાચકોને માટે તૈયાર કર્યાને બારેક વર્ષ થવા આવ્યાં છે આજ એ ગ્રંથને સંશોધિત તથા સંવર્ધિત રૂપમા ગુજરાતને ચરણે ધરવાનો પ્રસગ પ્રાપ્ત થયો છે એ માટે પરમાત્માને ખરા હૃદયથી ધન્યવાદ આપુ છુ, અને પ્રાર્થના કરૂ છુ કે ભવિષ્યમા પણ ગુજરાતી સાહિત્યની સેવા કરવાની શક્તિ અને સગવડ એ દયામય પ્રભુ પ્રદાન કરે

બાર વર્ષના અરસામા ભારતીય સન્નારીઓના જીવનને લગતાં ઇતિહાસ, પુરાણ કે જીવનચરિત્રને લગતાં જે પુસ્તકો કે લેખો વિવિધ ભાષામા મારા વાચવામા આવ્યા તેમાંના સારા અશોનો યથામતિ ઉપયોગ આ આવૃત્તિમા કરવામાં આવ્યો છે, તેને પરિણામે ઘણાં ચરિત્રો તદ્દન નવા રૂપમા વાચકો સમક્ષ રજૂ થયા તથા પ્રથમ આવૃત્તિમાં નહિ આવેલા એવા અનેક ચરિત્રોનો આ આવૃત્તિમા સમાવેશ કરવામાં આવ્યો છે

પ્રથમ આવૃત્તિમાંના બૌદ્ધ સન્નારીઓનાં ચરિત્ર, તથા લીલાવતી, ખના, ભાનુમતી, અને દેવાસ્મતાનાં ચરિત્ર પ્રથમ ભાગને બદલે બીજા ભાગમાં જોડવાનુ યોગ્ય ધાર્યું છે

વેદના વારાથી માંડીને તે છેક આપણા પોતાના સમય સુધીની હિન્દવાસી સન્નારીઓનાં ચરિત્ર તથા તેમના જીવનના ઉચ્ચ ગુણ અને ઉન્નત ભાવનાઓનો જે કાંઇ પરિચય આ ગ્રથોમાં કરાવવામાં આવ્યો છે, તે ઉપરથી ભિન્ન ભિન્ન કાળમાં ભારતવર્ષમા નારીઓની કેવી દશા હતી તે સબધી વિચારવાનુ સહૃદય વાચકોને મળ્યુ હશે

ભારતની સ્ત્રીઓની ભૂત તથા વર્તમાન દશાના અવલોકનરૂપ એક ઉપોદ્ઘાત લખવાનો અભિલાષ હતો, પરન્તુ એ ઉડા અભ્યાસને માટે જોઇતા અવકાશને અભાવે એ ઇચ્છા પાર પડી નથી તેને માટે લાચાર છુ છતાં પણ પ્રાચીનકાળમાં હિન્દની નારીસમાજની કેવી પ્રતિષ્ઠા હતી, તેમાં પરિવર્તન કેવી રીતે થયુ, આદિ જિજ્ઞાસાઓનું નિરાકરણ કરવા સારૂ ગુજરાતના ગૌરવસમ આચાર્યશ્રી આનદશકર બાપુભાઇ ધ્રુવના ‘નારીપ્રતિષ્ઠા’ નામના લેખ તથા બીજા વિદ્વાનોનાં એ વિષય ઉપરના લખાણો ઉપરથી કાઇક વિવેચન નીચે કરવામા આવે છે

ભારતીય સભ્યતાનો પ્રાચીનમા પ્રાચીન સમય તે વૈદિક યુગ છે એ યુગને સસારની સભ્યતાનો શ્રેષ્ઠતમ યુગ કહીએ તોપણ ચાલી શકે. જેમનુ અનુકરણ કરવામાં હાલ આપણે ગૌરવ માનીએ છીએ, એવી હાલની અનેક સુધરેલી પ્રજાઓનો જન્મ પણ નહોતો, તે સમયે આપણા આર્યોએ જીવનના ઉચ્ચ આદર્શ તથા પ્રભુ અને સમાજપ્રત્યેની મહાન ભાવનાઓ સસાર સન્મુખ ઉપસ્થિત કરી હતી. એ વૈદિક યુગમાં

સમાજમા સ્ત્રીનો દરજ્જો બહુ ઉંચો હતો એમને સ્વતત્રતા હતી. એમના શિક્ષણની સારી વ્યવસ્થા હતી ઉન્નતિ કરવા માટે જ્ઞાન અને ધર્મનો વિકાસ કરવાનો તેમને પૂરતો અવકાશ હતો એ સમયમા સ્ત્રીઓ પુરુષોની ક્રીડા કે ભોગની સામગ્રી નહોતી મનાતી સમાજમાં એમનો અધિકાર લુપ્ત થયો નહોતો સમાજની સર્વ દિશામા ઉન્નતિ સાધવાનો અધિકાર એમને હતો. યજમાનપત્ની વગર યજ્ઞ સમાપ્ત થતો નહિ વૈદિક સસ્કાર અને શિક્ષણનો પણ તેમને અધિકાર હતો. યમ અને હારિતના ગ્રથો ઉપરથી જણાય છે કે પ્રાચીનકાળમા કુમારિકાઓને પણ ઉપનયન-સસ્કાર થતો, અને જનોઇ ધારણ કરીને તેઓ વેદાધ્યયન અને અગ્નિહોત્રની અધિકારિણી બનતી એ યુગમાં બ્રહ્મવાદિની સ્ત્રીઓની પણ ખોટ નહોતી. ઘોષા, સૂર્યા, વિશ્વવારા, લોપામુદ્રા, ઇન્દ્રાણી વગેરે મત્રદ્રષ્ટ્રીઓ, જેમના ચરિત્ર આ ગ્રન્થમા આપવામા આવ્યા છે, તેઓ એ સમયનીજ હતી એમનાદ્વારા પ્રગટ થયેલા સૂક્તો ઘણા ઉચ્ચ ભાવથી ભરપુર છે વૈદિક સૂક્તોના અર્થસબધી ઘણા મતભેદ છે અમે એ મત્રદ્રષ્ટ્રીઓના સૂક્તોનો અર્થ એક આર્યસમાજી વિદ્વાનના મતને અનુસરીને સ્વીકાર્યો છે વિવાહાદિ સસ્કારપ્રસગોએ આજ પણ એ સૂક્તોનો ઉચ્ચાર ભક્તિપૂર્વક થાય છે એ કોમળ હૃદયા આર્ય રમણીઓ સ્ત્રીજીવનના કેવા ઉચ્ચ આદર્શ ધરાવતી હતી તે એ ચરિત્રો ઉપરથી જણાશે

આચાર્યશ્રી આનદશકરભાઇના શબ્દોમા કહીએ તો "પરમાત્માસબધી ઋષિઓની પ્રાચીનમા પ્રાચીન ભાવના તે પુરુષરુપે નહિ, પણ સ્ત્રીરૂપેજ પ્રત્યક્ષ થએલી છે

"**अदिति**' શબ્દ ઉપરથી '**आदित्य**' શબ્દ થએલો છે × × × એ અદિતિ તે કોઇ અન્ય દેવની સ્ત્રીરૂપે કલ્પાએલી નથી, પણ સ્વતત્ર આદિ કારણ–દેવોની માતા-તરીકે મનાએલી છે × × વળી સ્ત્રીની મૂર્તિ તેઓને કેવી મનોહર લાગતી હશે તે ઉષાનાં અસખ્ય વર્ણનોમાં શબ્દે શબ્દે જણાઇ આવે છે સ્ત્રી અને પુરુષ યજ્ઞમાં સાથે ભાગ લેતા, સ્ત્રી અને પુરુષ બને ઘરનાં એકડાં માલીક (**दम्पती—दमः** – ઘર, **पति** – માલિક, ધણી ) ગણાતા, અને **न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते** ઇંટમાટીનુ ઘર તે ઘર નથી, પણ ગૃહિણી એજ ઘર છે ઇત્યાદિ પાછલા કાળના વચનોમાં પ્રત્યક્ષ થતો કોમળ ભાવ તે વેદકાળમાં પણ અસ્તિત્વમાં હતો એમ બતાવનારાં પ્રમાણો છે મડળ ૩૪–૫૩ મા ઋષિ **जायेदमस्तं मघवन् से दु योनि.** હે મઘવન્ ! ( ઇન્દ્ર ) સ્ત્રી એજ ઘર છે, એજ સર્વનુ કારણ છે, એમ સ્ત્રીનો મહિમા ગાઇ, ઇન્દ્રને ગૃહસ્થાશ્રમીને ત્યા આવવાની પ્રાર્થના કરે છે"

એ સમયમાં એક સાથે ઘણી સ્ત્રીઓ પરણવાનો રિવાજ હતો કે કેમ તે સબધી ચર્ચા કરતાં વિદ્વાન આચાર્ય ધ્રુવ જણાવે છે કે "ઘણુ કરીને તો રાજાઓજ બહુ સ્ત્રી પરણવાની છૂટ લેતા હશે અને સામાન્ય નિયમ એક સ્ત્રી ( જેમકે વસિષ્ઠની અરુન્ધતી ) પરણવાનો રિવાજ હશે એમ લાગે છે, કારણ કે દશમા મડળમા લગ્નસબધી જે સૂક્ત છે અને જેમાં તે વખતના પતિપત્નીના સબધ

વિષેના વિચારો એકત્રિત થઇ ગોઠવાયા છે તેમાં વહુને નીચે પ્રમાણે આશીર્વાદ દીધો છે

सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ।
ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञ्यधिदेवृषु ॥

"સસરા ઉપર તુ મહારાણી પદ મેળવ, સાસુ ઉપર મેળવ, નણુદ ઉપર મેળવ, દીયરો ઉપર મેળવ" આમા સપત્ની (શોક્ય)નો ઉલ્લેખ નથી, અને જો તે વખતે બહુ સ્ત્રીઓ પરણવાનો રિવાજ હોય તો સપત્ની જન ઉપર મહારાણી પદ પ્રાપ્ત કરવાનો આશીર્વાદ તો આપણે સૌ કરતાં પહેલોજ વાંચીએ એજ સૂક્તમા પતિ પત્નીના સ્નેહની ભાવના કેવી ઉચી હશે એ સમજવા માટે પુષ્કળ વચનો છે પરસ્પર હૃદય જોડવાની દેવતાઓને વરવહુ પ્રાર્થના કરે છે; અને પાણિગ્રહણ વખતે કહે છે "સૌભાગ્ય માટે હું તારો હાથ પકડુ છુ; મારી સાથે તુ ઘરડી થા ભગ, સવિતા, પુરધિ અને અર્યમા, એ દેવોએ ગૃહસ્થાશ્રમ ભોગવવા માટે તને મને આપી છે"

પતિપત્ની એકઠા ઘરડા થાય એ કરતાં જગત્મા બીજુ વધારે સુખ નથી અને એ પવિત્ર ભાવ આર્ય ઋષિઓને ઘણોજ મીઠો લાગતો. એજ સૂક્તમા વર ફરી કહે છે કે 'અર્યમા ! અમને છેક ઘડપણપર્યન્તને માટે પરસ્પર જોડો" અને એક બીજા સૂક્તમાં કહ્યુ છે કે "આ ઘરમાં તારા વહાલા પતિને પ્રજા આપીને સુખી કર. આ ઘરમા તારૂ ગૃહપત્નિપણુ ભોગવવા માટે જાગતી રહે; એ પતિ સાથે તારૂ શરીર જોડ, અને તમે ઘરડા થાઓ ત્યાસુધી એકઠાંજ પરમાત્માની જ્ઞાનભરી પ્રાર્થના કરો"

"સારા મનવાળી, સારા શરીરવાળી, વીરમાતા—જે 'देवकामा' એટલે કે ધાર્મિક વૃત્તિવાળી હોય અને જેની આખ સર્વત્ર શાતિદાયક હોય અને જે ઘરના સઘળા માણસ તથા પશુઓને કલ્યાણકારિણી હોય એવી સ્ત્રી ઋષિઓ માગતા, અને તેઓનો સબધ માત્ર આ લોકપૂરતોજ ન હતો પરલોકમા પણ પતિની સાથે પત્નીનો વાસ કહ્યો છે શુક્લ યજુર્વેદ સહિતામા પણ સર્વોપરિ દ્યુલોકમા પત્ની સહવર્તમાન જવાની ઇચ્છા બતાવી છે, અને અથર્વવેદમા સ્ત્રીને પતિની સાથે ધર્મ આચરીને અમૃતત્વ માટે તૈયાર થવા ઉપદેશ કર્યો છે"

"× × ઋગ્વેદ સહિતાના સમયની એક ઉચ્ચ ભાવના અથર્વવેદ સહિતાના સમય સુધીમાં અધમતાએ ગએલી જોઇ આપણને શોક થાય છે. અથર્વવેદમા આવતા તો આપણે સપત્નીઓનુ દુઃખ એવુ ભારે થએલુ જોઇએ છીએ કે સ્ત્રીઓ તરફથી 'મારી સપત્નીને પાછી પાડ, અને મારા પતિને મારી એકલીનો કર' એવી પ્રાર્થના થતી સભળાય છે."

"લગ્નસૂક્તમાં સાસુસસરા, નણુદ અને દીયર ઉપર સામ્રાજ્ય મેળવવાના મત્ર સાથે નદીઓમા સિન્ધુની માફક પતિને ઘેર જઈ સામ્રાજ્ય મેળવવાનો મત્ર ઉમેરાયો છે, પણ પતિને પોતાને વશ કરી લેવા માટે તથા સપત્નીને કાઢવા માટે

જડીબુટ્ટી ખોદવાનો અથર્વવેદમા મેલો મત્ર આપેલો છે, તેથી જણાય છે કે મૂળની ભાવનામા થએલો ફેરફાર અનાર્યોની સગતિનુ પરિણામ હશે અગર તો હજી પણ તે માત્ર નીચ વર્ગના માણસો માટેજ સત્ય હશે "

"બ્રાહ્મણ–આરણ્યક–અને ઉપનિષદ્ગ્રથોના કાળમાં સ્ત્રીની પ્રતિષ્ઠા તત્ત્વજ્ઞાનની રીતિએ પ્રતિપાદન થતી જોવામા આવે છે "

"ઋગ્વેદના સમયમા સ્ત્રીઓએ મત્ર રચેલા જોઇએ છીએ, અને ઉપનિષદ્-કાળમા પણ મૈત્રેયી, ગાર્ગી જેવી બ્રહ્મવાદિની સ્ત્રીઓ થયેલી સુપ્રસિદ્ધ છે, અને પાછળના વખતનુ શ્રીમદ્ ભાગવતનુ પ્રમાણ લઇએ તો, આ પ્રાચીનકાળમા વયુના અને ધારિણી નામની વગર પરણ્યે બ્રહ્મવાદિની થએલી સ્ત્રીઓ પણ થઇ ગઇ છે સૌ કરતાં વિશેષ જાણવાજોગ એ થઇ પડે છે કે સારી માતા વિના બ્રહ્મવિદ્ થવુ અશક્ય છે એવો સિદ્ધાન્ત આ સમયમાં સ્પષ્ટ રીતે બહાર પડયો છે "

"× × જે પુત્રને સારૂ અનુશાસન–શિક્ષણ આપનારી માતા હોય તે **માતૃમાન્** એમ શકરાચાર્ય કહે છે "

" × × ઉપનિષદ્ના સમયથી દેશમા વૈરાગ્યની ભાવના પ્રસરવા માંડી હતી, અને તેથી યાજ્ઞવલ્કય જેવા વિરાગી તત્ત્વવેત્તાને સસારમા આસક્તિવાળી કાત્યાયની કરતા અમૃતત્વની ઇચ્છાવાળી મૈત્રેયી વધારે ગમે એ સ્વાભાવિક છે સસારમાં સ્ત્રીને સ્વભાવથીજ વિશેષ આસક્તિ હોય એમ મનાવા લાગ્યુ હતુ અને તેથી કાત્યાયનીને **સ્ત્રીપ્રજ્ઞા** સ્ત્રી બુદ્ધિવાળી કહી છે એક કરતાં વધારે પત્નીના રિવાજ–ઘણુ કરીને પુત્રને અભાવે કે એવાજ બીજા કારણસર–હવે પહેલા કરતા વિશેષ પ્રચલિત થયો હશે એમ લાગે છે. પણ આ બાબત આપણા પૂર્વજો સામે સખ્ત આક્ષેપ કરતા પહેલાં બે વાત ધ્યાનમાં રાખવાની છેઃ–એક તો સમસ્ત આર્ય જાતની પ્રજામા પુત્રો માટે સ્વાભાવિક રીતેજ, તેમજ પરિસ્થિતિને લઇ, ઉત્કટ ઇચ્છા રહેતી, બીજુ સ્ત્રીને છેડો ફૂટકો આપી દઇને ઘણી પત્નીઓ છતા એકજ પત્ની હોય એવો (બીજા દેશની જાતિઓ જેવો) મિથ્યા દેખાવ કરવામા આવે અને એના ભરણ-પોષણની જવાબદારી ખસેડવામા આવે તે કરતા ઉપલો રિવાજ ખોટો નહિ. ત્રીજુ આપણા દેશમા પ્રાચીન સમયમા વારાગનાની સસ્થા નહોતી, એટલે એક પુરુષને એક કરતા અધિક સ્ત્રીઓ પરણવાનો પ્રસગ આવે એ પણ સ્વાભાવિક છે, પણ આટલો ખુલાસો બહુ પત્ની પરણવાના રિવાજની પ્રશસા કે બચાવ કરવા માટે નથી, પણ કેટલા કારણોથી એ ક્ષન્તવ્ય બને છે એટલુજ જણાવવા માટે છે "

"વેદાગના સમયમા આવતા યાસ્કનું નિરુક્ત એ મુખ્ય ગ્રથ છે એમાં **देवर** શબ્દનુ નિર્વચન આપતા કહ્યુ છે કે **दीव्यते** સ્ત્રી દીયર સાથે બાજી રમે છે માટે (**दिव**–બાજી રમવી) દીયર એવુ નામ પડયુ છે–આથી કુટુમ્બના વિવિધ જનો દીયર ભોજાઇ વગેરે પરસ્પર કેવો વિનોદ કરતાં હશે એનો કાંઇક ખ્યાલ આવે છે. વળી એમાં એક ઠેકાણે પુત્ર અને દુહિતા બન્ને દાયધિકારી છે કે કેમ એ પ્રશ્ન

ચર્ચ્યો છે બને સરખી રીતે માતાપિતાના શરીરમાથી ઉત્પન્ન થાય છે, અને તેથી બને સરખા અધિકારી છે એમ એક મત ટાંકયો છે, અને છેવટે એવો સિદ્ધાન્ત આપ્યો છે કે જે છોકરીને ભાઇ ન હોય તેને દાયનો અધિકાર છે બનેના સરખા અધિકાર પ્રતિપાદન કરનારો એક મત હોય એ વસ્તુ જાતેજ જાણવાજોગ છે, પણ દીકરીને વારસો શામાટે નહિ એનુ જે કારણ યાસ્કે બતાવ્યુ તે ખુશી ઉપજાવે એવુ નથી 'દીકરીને ફેકી દે છે દીકરાને ફેકી દેતા નથી–સ્ત્રીઓનુ દાન, વેચાણુ ત્યાગ થાય છે, પુરુષોનુ નહિ' આ સ્થિતિ બેશક ખેદ ઉપજાવનારી છે ટીકાકાર કહે છે તેમ આ દાન, વેચાણુ અને ત્યાગ, તે જૂદા જૂદા પ્રકારના વિવાહમાત્રજ હોય તો દિલગીર થવાનુ કારણુ નથી પણુ મને ભય રહે છે કે આ વાકય સ્ત્રીની હવે થવા માડેલી અધમ ગણુનાની સાખ્ય પૂરે છે. વળી **दुहिता** શબ્દનુ નિર્વચન કરતા યાસ્ક કહે છે કે આઘે મૂકેલી, દૂર દેશ કે પારકે ઘેર પરણાવેલી, અથવા તો **दोग्धे** માબાપના પૈસા દોહે અથવા તો ઓરિયેન્ટલ સ્કૅાલરો કહે છે તેમ ગાયોનુ દૂધ દોહે છે એમ પણુ થાય એ બે નિર્વચનો તો ઠીક, પણુ **दुर्हिता** ખોટી મૂકાએલી, દુ:ખરૂપ આવી પડેલી અગર તો **दूरेहिता** (પારકે ઘેરજ સારી એ અર્થમા) નિર્વચન ખેદકારક છે માત્ર સાસરે દીકરીનુ દુ:ખ જોઇ અનુકપાથી આ વચન નીકળતુ હોય તો માબાપ ઉપર આપણુને ગુસ્સો ન આવે? સાસરીઆ ઉપર તો તોપણુ આવશેજ "

"યાસ્કનો સમય વેદના સમયથી કેવો જુદો હતો તે એટલા ઉપરથી સમજાશે કે દીકરીના વારસાનો સવાલ જેમ યાસ્કે ચર્ચ્યો છે તેમ ઋગ્વેદ સંહિતાની કેટલીક ઋચાઓમા પણુ ચર્ચાયો છે, પણુ એ ઋચાઓમા દીકરીને વારસો ન આપવાનુ કારણુ દીકરી સ્ત્રી હોઇ દીકરા કરતા ઉતરતી છે એમ બતાવ્યુ નથી, પણુ દીકરી ગર્ભમા હોય ત્યારથી એ જમાઇનુ ધન (નિક્ષેપ) છે, અને એની માને છોકરો હોય છતા તે દીકરીને વારસો આપે તો વશનુ કલ્યાણુ એક કરે અને દ્રવ્યનો ઉપભોગ બીજો કરે એવી વિષમ સ્થિતિ પ્રાપ્ત થાય એમ કહ્યુ છે "

"યાસ્કનો સમય ધર્મની બાબતમાં પણુ અસન્તોષકારક હતો વેદના અર્થમાથી ધાર્મિક તેજ ઉડી ગયુ હતુ, અને તેથી સસારની અધિદેવતા–સ્ત્રીસબધી પણુ એ સમયના વિચારો નિકૃષ્ટ હોય એમાં શુ આશ્ચર્ય ! એ સમયની ધર્મહીનતામાથી દેશનો નિસ્તાર બે રીતે થયો બુદ્ધદેવ અને મહાવીરસ્વામીએ ફરી જગાવેલી વૈરાગ્યની ભાવનાદ્વારા અને કૃષ્ણુ ભગવાને પ્રવર્તાવેલી કર્મ, ભક્તિ અને જ્ઞાનની અદ્દભુત એકતાવાળા ઉપદેશદ્વારા " (નારીપ્રતિષ્ઠા: વસન્ત પુ–૭–અં ૧)

રામાયણુના સમયમાં સ્ત્રીઓની શી દશા હતી તે સબધી પ્રસિદ્ધ દક્ષિણી વિદ્વાન રા. બા ચિતામણુરાવ વિ૦ વૈદ્ય. એમના મરાઠી ગ્રંથમાં લખે છે કે "સ્ત્રીઓનાં કર્તવ્યની કલ્પના પણુ તે વખતે ઉચ્ચ હતી આર્ય સ્ત્રીઓ એટલે સુશીલ સ્ત્રીઓ. તે વખતે પતિનેજ પોતાનુ દૈવત, ગુરુ અને સર્વસ્વ સમજતી હતી. પતિ સાથે

તેઓ અરણ્યમા ખુશીથી જતી તેના સહવાસમાં જે સુખ મળે તે સ્વર્ગમા પણ મળવાનું નથી; તેના સિવાય રાજ-વૈભવ સુદ્ધાં નરકવાસ જેવો છે એમ માનતી; પતિની સેવા કરવામા તેઓને અત્યત આનદ લાગતો હતો, રાજાના ઐશ્વર્યમાં ચાકરોની કમી નહોતી, છતાં રામચન્દ્ર બેસે એટલે સીતા ઉભાં રહી તેમને પવન નાખતાં આવી ભાવના અને વર્તનવાળી સ્ત્રીઓ કેવી તેજસ્વી હશે તેની કલ્પના સહજ કરી શકાશે એવી સ્ત્રીઓની આસપાસ એક પ્રકારનું સદ્ગુણનુ અભેદ્ય કવચ-જ રહેતુ એમ કહીએ તો ચાલે એવી પતિવ્રતા સ્ત્રીઓનુ અપમાન કરેથી આપણા-પર ભયકર ઈશ્વરી કોપ આવી પડશે, એમ લોકો માનતા પતિવ્રતાનાં અશ્રુ જમીન ઉપર વ્યર્થ પડતાં નથી, એમ તે લોકો માનતા હતા સારાશ, તે સમયની સ્ત્રીઓ પોતાના પતિવ્રતના સદ્ગુણથી પોતાની જાતને, પોતાના સ્વામીને અને પોતાના સમાજને ભૂષણરૂપ થઇ રહી હતી બીજી બાબતમા પણ તે વખતની સ્ત્રીઓ-વિશેષ કરીને બ્રાહ્મણ અને ક્ષત્રી સ્ત્રીઓ-ની યોગ્યતા મોટી હતી તેઓ ઘરમા રહી વેદાધ્યયન કરી શકતી અને સધ્યાવદન હોમ વગેરે વૈદિક ક્રિયાઓનો અધિકાર ભોગવતી ક્ષત્રિય સ્ત્રીઓ ક્ષત્રાણીને યોગ્ય વિદ્યા શીખતી હતી કૈકેયીએ રણસગ્રામમાં અણીને વખતે દશરથના સારથીનુ કામ કર્યું એ વાંચીને કોને આશ્ચર્ય થશે નહિ ? જો કે સ્ત્રીઓ મોટે ભાગે બહાર પડતી ન હતી, તથાપિ ઉત્સવને દિવસે કિંવા યજ્ઞ કે વિવાહ જેવા શુભ પ્રસગે સ્ત્રીઓને સમાજમા બહાર પાડવામાં કોઇ જાતનો અટકાવ ન હતો. એજ પ્રમાણે સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ મળતુ હતુ અને યોગ્ય સ્વતત્રતા પણ હતી, અને તેઓ પોતાના પતિના સસારમા હરેક પ્રકારે ઉપયોગી થઇ રહેતી ”

પ્રાચીન કાળમાં ભારતવર્ષમા સ્ત્રીઓને કુમારિકા રહેવાની છૂટ હતી એ આપણે ઉપર જોઇ ગયા જે કન્યાઓનાં લગ્ન થતાં તે પણ હાલની પેઠે બાળવયમાં નહોતા થતા રૂપ, ગુણ અને કુળમા સમાન વરને કન્યા આપવામાં આવતી બાળવિવાહ અને કજોડા તો આપણી અધોગતિના જમાનામાંજ પ્રચલિત થયા છે કન્યાના લગ્નસબધમાં મનુભગવાન લખે છે કે —

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्युतुमती सती
ऊर्ध्वं तु कालादेतस्माद्विंदेत सदृशं पतिम्। ( મનુ-૯-૯૦ )

અર્થાત્-કન્યા રજસ્વલા થયા પછી ત્રણ વર્ષ સુધી પતિની શોધ કરીને પોતાની બરોબરીના પતિને પ્રાપ્ત કરે

એજ મનુ કહે છે કે ‘ ઘરમા ઋતુમતી કન્યા ભલે આખી જીદગી સુધી કુવારી પડી રહે, પણ ગુણહીન પુરુષને કદાપિ પરણાવવી નહિ

સ્ત્રીજાતિનો આદર કરવાનો મનુસ્મૃતિમાં ખાસ ઉપદેશ આપ્યો છે અને કહ્યુ છે કે જ્યાં નારીઓ પૂજાય છે, ત્યા દેવતાઓ વાસ કરે છે, જ્યાં તેઓનો અનાદર

થાય છે ત્યાં સર્વ શુભ ક્રિયાઓ નિષ્ફળ જાય છે પતિપત્નીએ એકબીજા પ્રત્યે કેવો સબધ રાખવો એ સૂચવવા સ્મૃતિકાર લખે છે કે 'જે કુળમા સ્ત્રી પુરુષથી અને પુરુષ સ્ત્રીથી સદા પ્રસન્ન રહે છે તે કુળમાં આનંદ, લક્ષ્મી, અને કીર્તિ નિવાસ કરે છે, અને જ્યાં બન્નેમા વિરોધ, કજીઓકકાસ ચાલ્યા કરે છે, ત્યા દુખ, દરિદ્રતા નિવાસ કરે છે

પ્રાચીન કાળના વૈદ્યો આરોગ્યની દષ્ટિએ પણ ભારતવર્ષમાં બાળલગ્નનો નિષેધ કરતા ગયા છે સુશ્રુત ગ્રથમા લખ્યુ છે કે:—

"સોળ વર્ષથી ઓછી વયવાળી સ્ત્રીમા પચીસ વર્ષથી ઓછી વયવાળો પુરુષ ગર્ભ સ્થાપન કરે તો એ ગર્ભ કુખમાજ વિપત્તિને પામે છે, અર્થાત્ સ્ત્રીને કસુવાવડ થઇ જાય છે અથવા જો તે ગર્ભમાં સતાન ઉત્પન્ન થાય છે તો તે દીર્ઘાયુષી નીવડતુ નથી, અને જો જોગજોગે જીવે છે તો દુર્બળ શરીરવાળુ રહે છે, અને રોજ માંદુ રહે છે એટલામાટે બાલ્યાવસ્થાવાળી સ્ત્રીમા ગર્ભસ્થાપન ન કરવો" ધન્વન્તરી જેવા આર્ય ભૂમિના હવાપાણી અને દેશવાસીઓની પ્રકૃતિથી સુપરિચિત વૈદરાજનો આવો સ્પષ્ટ અભિપ્રાય હોવા છતા, આપણા દેશમા સમતિ વય ઇ૦ સ૦ ૧૮૯૧ ની સાલ સુધી દસ વર્ષની મનાતી હતી, અને બાર વર્ષથી ઓછી ઉમરની કન્યા સાથે કોઇ પુરુષ શરીરસબધ ન કરી શકે એવો કાયદો ઇ૦ સ૦ ૧૮૯૧મા બધાયો ત્યારે લોકોએ ઘણો વિરોધ કર્યો હતો હાલમા એ વય વધારીને ૧૪ વર્ષની કરવાનો કાયદો ડૉક્ટર ગૌડે વડી ધારાસભામા રજૂ કર્યો છે, તેમા પણ કેટલાક વિદ્વાન સભાસદો એમ માને છે કે પરપુરુષને તો ૧૪ વર્ષથી અલ્પ વયની કન્યા સાથે સબન્ધ કરવાના અપરાધ કરવા માટે સજા થવી જોઇએ, પરન્તુ પતિને માટે બાર વર્ષની વયની પત્ની સાથે શરીરસબન્ધ બાધવાની પરવાનગી આપવી જોઇએ, કેમકે હજુ હિન્દુઓનો મોટો ભાગ એમ માને છે કે રજસ્વલા થતાવારજ સ્ત્રીએ પતિની સાથે રહેવુ જોઇએ વીસમી સદીના આ વિચારો જોતાં આપણને જણાશે કે પ્રાચીન કાળના આર્યો એ વિષયમા કેટલા વ્યાજબી અને ઉન્નત વિચાર ધરાવતા હતા ! પ્રાચીન કાળમા આર્ય લલનાઓની વીરતા અને અદ્‌ભુત શારીરિક પરાક્રમ બાળલગ્નને અભાવે સારી રીતે વિકાસ પામેલા તેમના શરીરને આભારી હતાં એમ માનવુ પડશે બાર વર્ષની ઢીંગલીઓનાં સતાન ભારતનો શો ઉદ્ધાર કરશે, અને વિદેશી બળવાન જાતિઓ સામે કેવી રીતે ટક્કર ઝીલશે એ સમાજના નેતાઓએ વિચારવા જેવુ છે

બુદ્ધ ભગવાનનો આવિર્ભાવ થતા દેશમા ધર્મનું નવીન આન્દોલન ચાલવા લાગ્યુ. બધા સસારને દુખરૂપ માનવા લાગ્યા. જગત્ દુખનુજ સ્થાન છે, જીવન ક્ષણભગુર છે, સુખદુઃખની ભાવનાઓ માત્ર મોહ છે, નિર્વાણ કે મુક્તિજ મનુષ્યોનો મુખ્ય ઉદ્દેશ છે, એ ભાવ એ સમયના લોકોના મનમા જડ ઘાલીને બેઠો. બૌદ્ધ પરિવ્રાજકોએ જનસમાજમાં એજ ઉપદેશ કર્યો. એ ઉપદેશને લીધે લોકો

સસારને ઘૃણાની દૃષ્ટિથી જોવા લાગ્યા, સસારનાં કર્તવ્યો તરફ લોકોનુ ધ્યાન ઓછું થવા લાગ્યુ, ઘણાઓએ ઘરસસારનો ત્યાગ કર્યો અને નિર્વાણની શોધમા લોકો અરણ્યમાં કે સઘમાં જવા લાગ્યા

એ આન્દોલનની અસર સ્ત્રીજાતિ ઉપર પણ થયા વગર રહી નથી એ સ્વતત્રતાના યુગમા અબળાઓ પણ પુરુષની પેઠે નિર્વાણને માર્ગે અગ્રેસર થવા લાગી બુદ્ધ ભગવાન પ્રથમ તો ભિક્ષુસઘમા સ્ત્રીઓને સ્થાન આપવા રાજી નહોતા, પણ એમના ધાત્રી માતા મહાપ્રજાપતિ ગૌતમીના આગ્રહ અને શિષ્ય આનદની ભલામણથી તેમણે સ્ત્રીજાતિને સઘમા સ્થાપવાનો અધિકાર આપ્યો નવા જોશમા ઉચ્ચ વર્ગથી માડીને નીચ વર્ગ સુધીની અનેક કુમારિકા, સધવા અને વધવા ભિક્ષુણી સઘમા દાખલ થઇ અનેક કુલટાઓ પશ્ચાત્તાપદ્વારા પવિત્ર થઇ, પુણ્યમય જીવન આચરવાની પ્રતિજ્ઞા કરી સઘમા જોડાઇ એ સ્ત્રીઓએ પ્રારભમા ઉપદેશનુ કામ ઘણી સારી રીતે કર્યું અને પોતાના ચરિત્રમા ઉચ્ચ ગુણો ખીલવીને સારો દાખલો બેસાડયો સ્થળસકોચને લીધે બૌદ્ધ યુગની ૬૧ સ્ત્રીઓના ચરિત્રો ભારતના સ્ત્રીરત્નોના બીજા ભાગના આરભમા આપવાં પડયા છે, તેના અભ્યાસથી એ થેરીઓના વિચાર અને જીવનનો પરિચય મળશે પણ દરેક સારી સંસ્થામા વખત જતા વિકાર ઉત્પન્ન થાય છે, તેમ આ ભિક્ષુણીસઘની બાબતમા પણ બન્યુ આચાર્ય શ્રીઆનન્દશકરભાઇના શબ્દોમા કહીએ તો “ઉચ્ચ મનોવૃત્તિની સ્ત્રીઓ સસાર ત્યજી ભિક્ષુકીઓ થઇ એટલે એમના વિના સસાર અધારો થયો—સામાન્ય જનસમાજમા અધમવૃત્તિના આત્માઓનુ પ્રાધાન્ય થયુ, અને એક તરફ ભિક્ષુકીઓ તો બીજી તરફ વેસ્યાઓ, એવી વિચિત્ર સ્થિતિ પ્રાપ્ત થઈ! અને જતે દહાડે વિષયની અસર ભિક્ષુકીઓ ઉપર પણ થવા લાગી આ વખતે દેશમાં પૈસો પુષ્કળ હતો, અને વ્યાપાર પણ ધમધોકાર ચાલતો. સમૃદ્ધિની સાથે વિલાસ આવે એ સ્વાભાવિક છે, અને તે પ્રમાણે ઇ૦ સ૦ ના આરભસમયમા રચાએલા વાત્સ્યાયન કામસૂત્રમાં અનેક કલામા નિપુણ ગણિકાઓનાં વર્ણન આપણે વાચીએ છીએ એ ગણિકાઓ સઘળી દુષ્ટજ હતી એમ માનવાને કારણ નથી સ્ત્રીના હૃદયની સ્વાભાવિક ઉચ્ચતા ગણિકાવસ્થામાં પણ બહાર પ્રકટી આવે છે” (નારીપ્રતિષ્ઠા)

એજ ઉદ્દેશથી હૃદયની ઉચ્ચતા ધરાવનારી, યોગ્ય પ્રસંગ આવતા પાપમય જીવનને તિલાજલિ આપનારી ગણિકાઓને પણ આ સ્ત્રીરત્નોની માળામાં સ્થાન આપતાં અમે સકોચાયા નથી આ પ્રસગે એ પણ જણાવવુ અસ્થાને નહિ ગણાય કે રા. આનન્દશકરભાઇ એવી કલ્પના કરે છે, કે ફલિત જ્યો તષના કેટલાક વહેમ બાબિલોનમાંથી આવેલા કહેવાય છે તેમ આ ગણિકાની સસ્થા પણ કદાચ ગ્રીસમાંથી આવી હોય “વાત્સ્યાયન કામસૂત્ર જોતા ગણિકાઓ, રાજપુત્રીઓ અને મહામાત્યની છોકરીઓ સવિશેષ કેળવણી પામતી હોય એમ જણાય છે. કળાની કેળવણી તો વધારે સામાન્ય હશે એમ અનુમાન થાય છે, કારણ કે—

" तथा पतिवियोगे च व्यसनं दारुणं गता।
पशान्तरेऽपि विद्याभि. सा सुखेनैव जीवति ॥ "

એમ કળાને દુ ખના વખતમાં આજીવિકાના સાધન તરીકે પણ કહી છે અત્રે એટલુ ધ્યાનમાં રાખવુ કે કલાની કેળવણી ખીલી છે પણ મહાભારતના સમયમાં "કુન્તી તે કૃષ્ણ અને વિદુરના જેવીજ નીતિશાસ્ત્રમા પ્રમાણભૂત છે" એમ જે વર્ણન વાંચવામાં આવતુ તે સમય હવે વીતી ગયો છે

વાત્સ્યાયન કામસૂત્રના પુસ્તક ત્રીજાના અધ્યાય પ્રથમમા ગૃહિણીને, માટે નીચેની કળાઓ જાણવી આવશ્યક ગણી છે (૧) બગિચાની કળા–પુષ્પશય્યાઓ ગુથવી અને શાકભાજી તથા ગૃહદેવતાની પૂજાને સારૂ પુષ્પ ઉત્પન્ન થાય એવી નાની નાની ક્યારીઓ બનાવવી અને સીંચવી, (૨) પાકશાસ્ત્ર (૩) ઘી તથા માખણ બનાવવુ–વલોણુ કરવુ–અથાણા મુરબ્બા કરવા, (૪) નોકરોને પગાર આપવો અને ઘરખર્ચનો હિસાબ રાખવો, તથા આવક પ્રમાણે ખર્ચ થાય તેને સારૂ વાર્ષિક સરવૈયુ અને અડસટ્ટો કાઢવો (૫) પાળેલા પશુપક્ષીનુ રક્ષણ (૬) જૂનાં ચીથરામાંથી દીવેટો અને ઓઢવા પાથરવાની કન્થાઓ તૈયાર કરવી (૭) દોરડાં તથા પાટીઓ ગુથવી અને,(૮) મી અને સૌથી અગત્યની કળા રેટીઆદ્વારા સૂતર કાંતવાની તથા ઘરમાજ વણવાની હતી આપણા સદ્ભાગ્યે મહાત્મા ગાંધીદ્વારા એ પ્રાચીન કળાનો પુનરુદ્ધાર થવા લાગ્યો છે, અને સ્ત્રીશિક્ષણમાં એને યોગ્ય સ્થાન મળશે એવી આશા બધાય છે એ સમયમા સગીત, નૃત્ય, વાદ્ય અને ચિત્રકળાનુ શિક્ષણ ઉચ્ચ કુટુબની સ્ત્રીઓને આપવામાં આવતું એના અનેક ઉદાહરણો આ ગ્રથમાના ચરિત્ર વાચતા વાચકોને મળી આવશે શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવા માટે સ્ત્રીઓએ રમત રમવી જોઇએ અને કસરત કરવી જોઇએ, એ વાત પણ વાત્સ્યાયન મુનિના લક્ષ બહાર ગઇ નથી. તેમણે 'વ્યાયામિકી વિદ્યા 'અર્થાત્ કસરતની કળા ઉપર એક પ્રકરણ લખ્યુ છે *

સ્ત્રીરત્નોના પ્રથમ ભાગમાં મહાભારતના સમયની અનેક સન્નારીઓનાં ચરિત્ર આલેખવામા આવ્યા છે એમનાં ચરિત્રની સમાલોચના કરતા રા રા ચિન્તામણરાવ વિનાયકરાવ વૈદ્ય–એમ એ એલ. એલ બી એમના "મહાભારતની સમાલોચના" નામના ગ્રન્થમા નીચે પ્રમાણે લખે છે

" મહાભારતના સ્ત્રી પાત્રો પણ ઇલિયડના સ્ત્રી પાત્રો કરતા ચઢિયાતા જણાય છે હેલન અને એડ્રોમેશ પણ દ્રૌપદીની સાથે સ્પર્ધા કરી શકે એમ નથી. દ્રૌપદીના પાત્રદ્વારા મહાભારતના રચનારે સ્ત્રીસ્વભાવની ઉચ્ચતાનુ આપણને એવુ સચોટ ભાન કરાવ્યુ છે કે એવા પાત્રની યોગ્ય પ્રશસા કરવાને માટે શબ્દો આપણને શોધ્યા જડતા નથી દ્રૌપદી એ એક સાધ્વી સ્ત્રી છે આત્મગૌરવનુ ભાન એ કદી

* પ્રો ભવાનિ ભૂતિ વિદ્યાભૂષણ, એમ. એ. એમણે કલકત્તાની ઓરિયેન્ટલ કોન્ફરન્સમા વાંચેલો નિબધ જુઓ

ગુમાવતી નથી. મોટામા મોટી વિપત્તિઓને પ્રસંગે પણ એ પોતાનો મિજાજ ખોતી નથી માણસના ખ્યાલમાં પણ ન આવી શકે એવી એ પવિત્ર અને નિર્મળ છે, તે છતા એનામા માનુષીપણુ પણ છે ઘણી વાર ચર્ચા કરતી વખતે સ્ત્રીના જેવુ વિકારીપણુ અને અત્યાગ્રહ એનામા જણાય છે ઘણીવાર અમુક બાબતમા એ મમત કરે છે તે એના પતિઓને પણ કબૂલ રાખવાની ફરજ પડે છે તોપણ એ હલકી નથી હેકટર જેવી રીતે પોતાની સ્ત્રીને ઘરધધાનેજ યોગ્ય ગણે છે તેવી રીતે દ્રૌપદીને તુચ્છ ગણી શકાય એમ નથી. એ એક રાજપૂતાણી છે રાજપૂતનુ શૌર્ય અને મનોબળ એના વદન ઉપર ઝળહળી રહ્યુ છે રે ! કીચક અને જયદ્રથ જેવા માણસો એને પકડીને એના ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કરે છે તે વખતે એક રાજપૂતાણીને શોભે તેવા જુસ્સાથી એ તેઓને એવો ધક્કો લગાવે છે કે તેઓ પૃથ્વી ઉપર ગબડી પડે છે એની સમયસૂચકતા પણ એવી છે કે પુરુષોમાં જો એવી સમયસૂચકતા હોય તો તેનુ તેઓને અભિમાન આવ્યા વગર રહે નહિ × × "પાસાની રમત વખતે તુ હોડમા અપાઇ છે" એવુ જ્યારે એને કહેવામાં આવે છે, ત્યારે એ એવો પ્રશ્ન ઉઠાવે છે કે જેથી દુર્યોધનના દરબારીઓ ઘણા ગુચવણમાં પડી જાય છે સૌથી વધારે તો સ્વયવરમાં એ અર્જુનને પ્રાપ્ત થઈ તે વખતે ગરીબ બ્રાહ્મણના વેશમા ઉભેલા અર્જુનના સુખદુખની સહચારિણી થવાના એના ઉદાર મ કલ્પે, અને લાંબા વખતના વનવાસ વખતે પાડવોની સાથે રહેવાની એની સપૂર્ણ તત્પરતાએ, સઘળા સજોગોમા ધીરજ અને સતોષપૂર્વક એકસરખી ભક્તિથી પતિની સાથે રહેવાની પ્રેરણા હિન્દુ સ્ત્રીઓના હૃદયમાં નિરતર કર્યા કરી છે "

"કુન્તી એ મહાભારતનુ એક બીજુ પ્રતાપી સ્ત્રીપાત્ર છે પાડવો પોતાની સ્ત્રીને લઇને બાર વર્ષના વનવાસને માટે જાય છે તે વખતે કુન્તી માતા જો કે વિદુરના ઘરમાં રહે છે, તોપણ કૃષ્ણની સાથે પોતાના પુત્રોને જે સદેશો કહાવે છે તે ખરે-ખરો રાજપૂતોની રીત પ્રમાણેનો છે, અને યુદ્ધ કરવાને માટે તેઓમા પ્રબળ ઉત્સાહ ઉત્પન્ન કરે એવો છે 'વિજય મેળવો અથવા મરણ પામો' એવી ઇચ્છા એ પોતાના પુત્રોની આગળ પ્રકટ કરે છે આ પ્રમાણે એ પોતાના પુત્રોને લડવાને માટે ઉશ્કેરે છે, પણ તે પોતાના સ્વાર્થને માટે, એમ નથી પાડવોને જ્યારે વિજય મળે છે અને તેઓ રાજ્યાસન ઉપર બેસે છે ત્યારે કુન્તી તેઓને છોડીને ધૃતરાષ્ટ્રની સાથે વનમાં જાય છે અને એ આંધળા ડોસાની સેવા બજાવતા બજાવતા આખરે મરણ પામે છે એ જાય છે તે વખતે ભીમ એને ઘણું વિનવે છે કે 'તમે અમારી સાથે રહો અને તમારી શિખામણ પ્રમાણે ચાલ્યાનુ અમને જે ફળ મળ્યુ છે તે તમે પણ અમારી સાથે રહીને ભોગવવા લાગો." પણ એ ચોખ્ખો જવાબ આપે છે કે:—

"મારા પતિના વખતમા મે ઘણાએ ભોગ ભોગવ્યા છે હવે મને ભોગની ઇચ્છા નથી. યુદ્ધ કરવાની શિખામણ મે તમને આપી, યુદ્ધ કરવાને માટે મે તમને ઉશ્કેર્યા

તેનુ કારણુ એટલુજ હતુ કે તમે ભિખ માગો એવુ હુ ઇચ્છતી નહોતી." છૂટાં પડતી વખતની એની છેલ્લી શિખામણુ સુવર્ણના અક્ષરથી નોંધી રાખવા જેવી છે કેઃ— 'ધર્મ તરફ તમારી મતિ રાખો, બુદ્ધિ હમેશા ઉદાર રાખો' આખા મહાભારતનો સાર આ એક પક્તિમાં આવી જાય છે.

લાજ અને પડદાના રિવાજ સબધી રા રા આનદશકરભાઇ લખે છે કે—

"લાજ અને પડદાનો રિવાજ વેદકાળમા તેમજ ત્યાર પછી પણુ લાંબા વખત સુધી નહોતો એમ માનવાને પુષ્કળ કારણુ છે, પણુ કાલિદાસના વખતમાં થોડોક પણુ હોય એમ દેખાય છે સાધારણુરીતે પડદાના રિવાજની સઘળી જવાબદારી મુસલમાનોના ઉપરજ નાખવામા આવે છે, પણુ કાલિદાસના ગ્રથોમા જનાના માટે शुद्धान्त અને अवरोध શબ્દ વાંચ્યા પછી એ વિચાર ભાગ્યેજ ટકી શકશે. × × પડદાનો રિવાજ આખી પ્રજામા તો તે વખતે નહિ હોય, પણુ મને લાગે છે કે હાલ પણુ જેમ પરદેશી રિવાજની અસર ઉચા વર્ગ ઉપર સૌથી પહેલી થાય છે તેમ કાલિદાસના વખતમા પણુ ગ્રીસની અસર રાજા અને રાજા જેવા ધનિકોને ત્યાં સૌથી પહેલી થઇ ચૂકી હશે—અને તેથી ગ્રીસમાં જેમ કુલાંગનાઓ ઘરની મેડીએજ ભરાઇ રહેતી તેમ અત્રે પણુ કાલિદાસના વખતમા રાજાની રાણીઓ તો જનાનામાજ રહે, એવી માન્યતા જામી હશે સસારમા સ્રીના ઉપયોગ સબધી કાલિદાસની ભાવના ઘણી ઉચી હતી."

गृहिणी सचिव सखा प्रिय. प्रियशिष्या ललिते कलाविधौ ।
करुणाविमुखेन मृत्युना हरता त्वा वद किं न मे हृतम् [१] ॥

"રઘુવશમા ઇન્દુમતીને ઉદ્દેશીને અજ રાજાએ ઉચ્ચારેલો એ શ્લોક કોને અજાણ્યો છે?"

"ભવભૂતિએ ઉત્તરરામચરિતમા આત્રેયીને બ્રહ્મવિદ્યા સંપાદન કરવા માટે અગસ્ત્ય ઋષિના આશ્રમે જતી વર્ણવી છે, અને એણે—

अद्वैतं सुखदु खयोरनुगुणं सर्वा वस्थासु यद् ।
विश्रामो हृदयस्य यत्र जरसाप्यस्मिन्न हार्यो रसः[२] ॥

---

૧ ઓ ઇન્દુમતિ ! વિદ્વાનો કહે છે કે, "ગૃહધર્મોને સપૂર્ણ અનુસરનારી ધર્મપત્ની સસારના ગુચવણી ભરેલા પ્રશ્નો ઉકેલતી વેળા ઉત્તમ સલાહ આપનાર મત્રીરૂપ છે, વિનોદના સમયે પ્રીતિપાત્ર મિત્રરૂપ છે તથા સગીત આદિ કલાઓનુ પરિશીલન કરતી વેળા સ્નેહપાત્ર શિષ્યરૂપ છે" આ કથન અનુસાર અનેક સબધોના એક સ્થાનભૂત તને મારી પાસેથી હરી લઇ, મૃત્યુએ મારૂ શુ છીનવી લીધુ નથી? અર્થાત્ સર્વ કઈ છીનવી લીધુ છે.

૨ સ્વધર્મસપન્ન દાંપત્ય (સ્રી પુરુષનુ યુગલ) સુખ દુ:ખમાં અન્યોન્ય અભિન્નતાથી અનુસરનાર છે, સર્વ અવસ્થાઓમાં હૃદયના વિશ્રામસ્થાન ભૂત છે તથા વૃદ્ધાવસ્થા પણુ તેના અક્ષય રસનુ કદિ હરણુ કરી શકતી નથી.

"એ શ્લોકમાં પ્રાચીન ઋષિઓના હૃદયમાં પ્રતીત થતી દામ્પત્યસુખની પરમ ભાવના આપણી આગળ ઉપસ્થિત કરી છે. વળી એના ઉદાર હૃદયને તળીએથી ઉછળી આવેલો "**गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः**" એ ઉદ્‌ગાર તો હવે ડૉ. ભાંડારકરની વ્યાકરણમાળા વાંચનાર પાંચમા ધોરણના વિદ્યાર્થી-ને પણ સુવિદિત છે, પરંતુ કદાચ ઘણાને આ વિદિત નહિ હોય કે રાજશેખર કવિ (ઈ૦ સ૦ ૯ મો સૈકો) વિદ્ધશાલભંજિકા નામની નાટિકામાં મૃગાંકાવલીને 'કુન્દક' દડો રમાડે છે અને એ રમત આપણા દેશમાં એ કરતાં પણ ઘણી પ્રાચીન હતી નવશિક્ષિત સ્ત્રીઓને બેડમિન્ગટ રમતી જોઈ ભડકી ઉઠતા ટીકા-કારોએ આ વાત ધ્યાનમાં લેવા જેવી છે"

ઉપર વિસ્તારથી આચાર્યશ્રી આનન્દશંકરભાઈ, ગ્વાલિયરના ભૂતપૂર્વ ન્યાયમૂર્તિ રા. રા. ચિન્તામણરાવ વૈદ્ય, શ્રીનારાયણચન્દ્ર બન્દોપાધ્યાય એમ એ વગેરે-ના લેખોને આધારે પ્રાચીનકાળની (વેદના સમયથી માંડીને તે બૌદ્ધયુગ અને સંસ્કૃત નાટકોના યુગપર્યન્તની) આર્યસન્નારીઓના જીવનનું જે અવલોકન કર્યું તે ઉપરથી પ્રત્યેક વાચકને પ્રતીત થશે, કે આપણી એ પૂર્વજાઓને માટે આપણે ગૌરવ માન-વાનું છે. કેવળ પાતિવ્રત્યજ નહિ, પણ વીરતા, શૂરતા, સ્વદેશ કે સ્વજાતિ માટે અભિમાન, દયા, પરોપકાર, સ્વાર્થત્યાગ, વિદ્વત્તા, ચાતુર્ય, આદિ અનેક સદ્‌ગુણોમાં આર્ય નારી બીજા કોઈ પણ દેશની એમની બહેનોથી ઉતરે એવી નહોતી એ સન્નારીઓના ચરિત્ર ભારતવર્ષની કેવળ સ્ત્રીઓએજ વાંચવાં જોઈએ એમ નથી, પણ ભારતના પુરુષસમાજે, ખાસ કરીને ઉછરતી પ્રજાએ પોતાના માતૃકુળનો મહિમા અવશ્ય જાણવો ઘટે છે. સાધારણરીતે આવા ગ્રંથોને સ્ત્રીઉપયોગી ગણી ઘરની મહિલાઓને તે વાંચવાની ભલામણ કરતા પરંતુ પોતે તે વાંચવા તરફ દુર્લક્ષ કરતા મેં અનેક પુરુષોને જોયા છે તેથીજ નમ્રભાવે સૂચના કરૂં છું કે ગુજરાતનો સ્ત્રીવર્ગજ નહિ પણ પુરુષસમાજ પણ આ ગ્રંથમાં વર્ણવેલાં ચરિત્રો વાંચવાને તસ્દી લેશે તો હું મારો પ્રયાસ સફળ સમજીશ

સ્ત્રીરત્નોના ૩ જા ગ્રંથમાં ૩૫ જૈન સતીઓના ચરિત્રો આપવામાં આવ્યા છે એ ચરિત્રો ઉપરથી જણાશે કે આપણી જૈન બહેનોના જીવનના આદર્શ પણ અન્ય મહિલાઓના આદર્શ જેવાજ ઉચ્ચ છે, અને એમના ચરિત્રો પણ એવાંજ ઉજ્જવળ, અનુકરણીય અને મહાન છે, એ ચરિત્રોજ આપણને ખાત્રી કરી આપે છે કે વૈદિક, જૈન અને બૌદ્ધ એ એકજ હિન્દુધર્મની ત્રણ શાખાઓ છે ત્રણે મળીને હિન્દુસ્તાનના પ્રાચીન ધર્મનું પૂર્ણ સ્વરૂપ બંધાય છે ગુજરાતી ભાષામાં જૈન પ્રકાશક મંડળોદ્વારા જૈન સ્ત્રીઓના ચરિત્રને લગતા ઉત્તમ ગ્રંથો નીકળ્યા છે, પણ જૈનેતર પ્રજામાં એનો પ્રચાર થોડો હોવાથી આ સર્વ સામાન્ય ગ્રંથમાં એમાંની કેટલીક સન્નારીઓનો પરિચય કરાવવાનું યોગ્ય ધાર્યું છે જૈનધર્મ અને સાહિત્યના

જ્ઞાનના અભાવે, અજાણતા, એ ચરિત્રોને પૂરતો ન્યાય ન થઇ શક્યો હોય તો વાચક બંધુઓ ક્ષમા કરશે.

આ લાંબી થઈ ગએલી પ્રસ્તાવના સમાપ્ત કરતા પહેલાં ઉપકાર પ્રગટ કરવાનુ મહત્ત્વનુ કર્તવ્ય રહી જાય છે જે જે ગ્રથો અને લેખોની સહાયતા આ પુસ્તક રચવામાં લેવામાં આવી છે, તે સર્વના લેખક તથા પ્રકાશકોનો હું ઘણોજ ઉપકૃત છુ આ સાથે એવા ગ્રંથોની એક યાદી છાપી છે, પણ તે સપૂર્ણ છે એમ હુ માનતો નથી સભવ છે કે એમા અનેકોનો ઉલ્લેખ રહી ગયો હશે હું એ સર્વનો ખરા અન્તકરણથી ઉપકૃત છુ કેમકે આ ગ્રથમાં જે કાઇ સારૂ છે તેનો યશ એ-મનેજ છે પરન્તુ વિશેષ આભાર તો મારે પૂજ્ય સ્વામીશ્રી અખડાનન્દજીનો માન-વાનો છે. જેમણે મને આ ગ્રથના સશોધન કાર્યમા ઉત્સાહપ્રદાન ઉપરાન્ત દરેક પ્રકારની સગવડ કરી આપી છે. ગ્રથને આકર્ષક રીતે સારા કાગળ ઉપર છાપવામાં તેમણે ખર્ચ કરતા પાછુ વળી જોયુ નથી, ને અપ્રસ્તુત નિસકોચપણે એ પણ કહી દેવુ જોઇએ, કે આ ગ્રથને સચિત્ર પ્રગટ થએલો જોવાની મારી અભિલાષા આ આવૃત્તિમા પણ અધૂરીજ રહી છે સભવ છે કે વાચકોની રુચિ હશે તો સ્વામીજી એ ન્યૂનતા પણ પૂર્ણ કરશે

આ આવૃત્તિમા જોડણી મે પ્રકાશક સસ્થાને એમના ધોરણ પ્રમાણેજ કરવા દીધી છે મને એ ધોરણ સાથે કેટલીક વાતમાં મતભેદ હોવા છતા એવા નજીવા મતભેદ ખાતર ગ્રથપ્રકાશનમાં વિઘ્ન આવે એ મને ઇષ્ટ નથી વાચકોને પ્રથમ આવૃત્તિ અને આ આવૃત્તિમા, તથા મારા બીજા ગ્રથોમા અને આ ગ્રથમાં જોડણીની બાબતમા ભિન્નતા માલુમ પડે, તો તેમની શકા નિવારણ કરવા સારૂ ખુલાસા અર્થે આટલું લખ્યુ છે

સૌથી અધિક ઉપકૃત છુ કોટાનરેશ મહારાજાધિરાજ મહા મહેન્દ્ર મહારાવ રાજા લેફ્ટેનન્ટ કર્નલ સર ઉમેદસિહજી બહાદુરનો, જેમના ઉદાર આશ્રયમાં રહી, રાજ્યસેવા કરતાં, સાહિત્યાલોચન પણ હુ નિર્બાધિતપણે કરવા સમર્થ થયો છુ ઇશ્વર એ પ્રજાવત્સલ નરેશને સપરિવાર દીર્ઘાયુ કરે એજ પ્રાર્થના સ્વાભાવિક રીતે ચિર-કૃતજ્ઞ સ્વામીભક્ત લેખકના હૃદયમાથી નીકળે છે.

કોટા–રાજપૂતાના, ભાદ્રપદ કૃષ્ણા સપ્તમી સ. ૧૯૮૦ તા ૨૦ સપ્ટેમ્બર ૧૯૨૪

શિવપ્રસાદ દલપતરામ પંડિત

# લેખકની પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

'ભારતના સ્ત્રીરત્નો' નું આ પ્રથમ પુસ્તક સહૃદય ગુર્જરભગિનીઓની સેવામાં સમર્પિત કરીને આજે હું કૃતાર્થ થયો છું

આ પુસ્તકમા વર્ણવેલાં ચરિત્રો પ્રાચીન યુગની સન્નારીઓના છે તેમનુ વર્ણન પ્રાય સસ્કૃત, પાલી અને માગધી ભાષામા લખેલા હિન્દુ, બૌદ્ધ અને જૈનસપ્રદાયના પુસ્તકોમા મળી આવે છે એ પ્રાચીન ભાષાઓનુ જ્ઞાન મને પોતાને નહિ હોવાથી આ સગ્રહમાની સન્નારીઓના ચરિત્રનિરૂપણુમાં કદાચ દોષ પણ રહી ગયા હશે

નોકરીને અંગે ઘણા સમયથી ગુજરાતની બહાર રહેવાને લીધે, રાતદિવસ અન્ય ભાષાના પ્રયોગો કાને પડતા તથા મુખમાંથી નીકળતા હોવાને લીધે, ઇચ્છા હોવા છતાં પણ આ પુસ્તકની ભાષા અને શૈલીને જોઇએ તેટલાં સરળ અને રૂઢ બનાવી શક્યો નથી.

આ પુસ્તકમાનાં ચરિત્રો કાઇ મારી પોતાની કલ્પનાશક્તિમાથી ઉત્પન્ન થયા નથી મે તો કેવળ અન્ય ભાષાઓમા ભિન્ન ભિન્ન વિદ્વાનોએ લખેલા ભિન્ન ભિન્ન પુસ્તકો અને લેખોમાથી અનુવાદ અને સકલના કરીને આ ગ્રથની રચના કરી છે, એથી કરીને શૈલીનો વેગ એકસરખો રહી શક્યો નથી.

વાચક બધુઓ અને ભગિનીઓ ! પ્રત્યેક કાર્ય કરવા સારૂ મનુષ્યને સારા આદર્શની જરૂર પડે છે એકાદ ચિત્ર આલેખતા પહેલા જેમ કોઇ સારા ચિત્રનુ અવલોકન કરવાની આવશ્યકતા પડે છે, સુદર અક્ષર લખતાં શિખવુ હોય તો સારી દસ્કત શિક્ષક કોપીબુક વગર ચાલતુ નથી, તેવીજ રીતે મનુષ્યને ઉત્તમ ચારિત્ર્યવાન્ થવુ હોય તો તેણે સારા મનુષ્યોનાં ચરિત્રને આદર્શસ્થાને રાખવાં પડે છે

ભારતના રત્નભડારમાંથી થોડાંક સ્ત્રીરત્નો તમારી સમક્ષ મૂકવામા આવ્યા છે એ ચરિત્રોમાં ઐતિહાસિક અશ કેટલો છે એનો નિર્ણય કરવાનુ કામ વિદ્વાન્ પુરાતત્ત્વવેત્તા અને ઇતિહાસવેત્તાઓનુ છે, પરંતુ એટલુ તો નિશ્ચયજ છે કે જે ધર્મશાસ્ત્રો અને પ્રાચીન ગ્રથોમાં એ ચરિત્રો મળી આવે છે, તે શાસ્ત્રો અને ગ્રથો, શતાબ્દીઓ થયાં ભારતવાસી સ્ત્રીપુરુષોની શ્રદ્ધા અને ભક્તિરૂપી પ્રેમપુષ્પાંજલિ પ્રાપ્ત કરતા આવ્યાં છે ભારતવાસીઓના ચરિત્રગઠનમાં એ ચરિત્રોએ—પછી ભલે તેમને દતકથા કહો કે ઇતિહાસ કહો—ઘણી અગત્યની મદદ આપી છે એમના ચરિત્રમાના તે વિષયો આ વૈજ્ઞાનિક યુગમાં તમને અતિશયોક્તિના રગથી રગાયલા અને બુદ્ધિ તથા તર્કને અગમ્ય તેમજ અસભવિત જણાય તેમનો ત્યાગ કરજો, પણ એમાં રહેલા સારરૂપ અશનો સ્વીકાર કરતાં સકોચાશો નહિ

ભારતવાસી રમણીઓને અનુકરણ કરવા યોગ્ય સન્નારીઓનાં ચરિત્રો પૃથ્વીના દરેક દેશમાં અને દરેક યુગમાં મળી આવશે; પરતુ વિજાતીય સન્નારીઓના આદર્શનું

પૂર્ણરૂપે અનુસરણ કરવુ ભારતવાસી સ્ત્રીઓને માટે સંભવિત અને અનુકૂળ નથી. પ્રત્યેક દેશનાં હવાપાણીમા થોડો ઘણો ભેદ હોય છે તેમ પ્રત્યેક જાતિના અને પ્રત્યેક યુગના આદર્શમા પણ થોડો ઘણો ભેદ હોય છે. પ્રત્યેક જાતિના આદર્શની તુલના કરતી વખતે તેમના રીતરિવાજ, તેમના સંયોગો, તેમની ધાર્મિક ભાવનાઓ, તેમનાં શાસ્ત્રો, તેમની પરંપરાગત ભાવનાઓ વગેરે વાતો ધ્યાનમાં લેવી જોઇએ, અને ત્યાર પછી તેમના ચરિત્રમાના સારાંશો બની શકે તેટલી રીતે ગ્રહણ કરવા જોઇએ.

ભારતવર્ષમા જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે વિદેશીય આદર્શોનુ સર્વાંશે અનુકરણ કરવાનો પ્રયત્ન થયો છે, ત્યા ત્યા અને ત્યારે ત્યારે તેના ફળ જનસમાજને સંતોષ ઉપજાવે એવા નીવડયા નથી. આપણા દેશની મહિલાઓએ તેમના જીવનને ઉત્કૃષ્ટ બનાવવુ હોય તો તેમણે પ્રાચીન ભારતવર્ષની સન્નારીઓના દૃષ્ટાંતનુ અનુકરણ કરવુ જોઇએ ગાર્ગી, મૈત્રેયી, સીતા, સાવિત્રી આદિ સન્નારીઓને આદર્શસ્થાને સ્થાપવી જોઇએ એમના ચરિત્રનું મનન કર્યાથી ભારતવાસી સ્ત્રીઓને નિસંદેહ ઘણો લાભ થશે અલબત, એ અનુકરણ બિલકુલ આંખ મીચીને ન થવુ જોઇએ ઉર્દૂ કહેવતમા જેને ' લકીર કે ફકીર ' કહે છે તેવા ન બનવુ જોઇએ એ સન્નારીઓના સમયમા અને હાલના સમયમા આકાશપાતાળ જેટલુ અંતર છે હાલનુ હિંદુસ્થાન કાંઇ વૈદિક યુગનુ ભારતવર્ષ રહ્યુ નથી એ સમયનાં દૃષ્ટાન્તોનુ પૂર્ણપણે એટલે કે દરેક નાની અને નજીવી વિગતોમાં અનુકરણ કરવાની જરૂર નથી જનક અને યાજ્ઞવલ્કયના સમયના રીતરિવાજ આજકાલના હિન્દુસમાજમા પ્રચલિત નથી વૃક્ષોની છાલ પહેરીને, ફળ અને કંદમૂળનો આહાર કરીને, વનવાસમા જતા ધનુર્ધારી પતિની સાથે વનમાં અને નિર્જન પર્વતોમાં વિચરવાનો પ્રસંગ વીસમી શતાબ્દીની રમણીઓને પ્રાપ્ત થવાનો નથી પતિની પાછળ દેહોત્સર્ગ કરવાનો પ્રસંગ રહ્યો નથી અને રહેવો જોઇએ પણ નહિ, પરન્તુ બદલાયેલા સંયોગોમાં પણ પ્રાચીન ભારતની સ્ત્રીઓના ઉત્તમોત્તમ ગુણોનુ અનુકરણ આજની સ્ત્રીઓ કરી શકે એમ છે સાવિત્રીની સરળતા, સીતાની સ્વામીપરાયણતા, દ્રૌપદીની તેજસ્વિતા, મૈત્રેયીની ધર્મજિજ્ઞાસા, જનાનુ આત્મસન્માન, બૌદ્ધસેવિકા સ્ત્રીઓની સેવાપરાયણતા, આદિ સદ્ગુણોનું યથાસાધ્ય અનુસરણ કરીને ભારતવાસી નારીઓ તેમના જીવનને મહત્ત્વયુક્ત બનાવી શકે એમ છે.

વાચક ભગિનીઓ ! ' આદર્શ સન્નારીઓ કેવળ અતિ પ્રાચીન યુગમાજ થઇ ગઇ છે, કલિયુગમાં તો સતીઓનો આવિર્ભાવ થઇ શકેજ નહિ, એ તો સત્યયુગની દેવીઓ હતી અને અમે તો પામર, દેહધારી નારીઓ છીએ ' એવો ભૂલભરેલો મિથ્યા વિચાર એક ક્ષણને માટે પણ તમારા પવિત્ર હૃદયમાં જવા દેશો નહિ. આત્માની ઉન્નતિ કરવા ઇચ્છનારને સારૂ આજે પણ સત્યયુગજ પ્રવર્તી રહ્યો છે. સર્વ કાલ અને સર્વ દેશમાં વ્યાપી રહેલા જગન્નિયંતા પરમાત્માની કરુણાદૃષ્ટિ આજે પણ તમારા ઉપર એવીને એવીજ થઇ રહી છે. ખરા અંતઃકરણથી, શુદ્ધ, સાત્ત્વિક, વિદુષી, ભક્ત, પરોપકારી અને પતિવ્રતા બનવાનો સંકલ્પ કરો, એટલે ભ-

ક્તવત્સલ ભગવાન્ તમને પણ પ્રાચીન યુગની સન્નારીઓની માફક, યોગ્ય સહાય આપવા સદા તત્પરજ રહેશે.

ભારતવર્ષના મધ્ય યુગમાં—જેને સાધારણ રીતે લોકો ઐતિહાસિક યુગના નામથી ઓળખે છે તેમા—પણ અનુકરણ કરવાયોગ્ય, આદર્શરૂપ સદ્ગુણી સન્નારીઓનો અભાવ નથી. એટલુજ નહિ પરન્તુ છેક આધુનિક યુગમા પણ એવી અનેક સન્નારીઓ થઇ ગઇ છે, કે જેના સદ્ગુણોનુ અનુકરણ કરીને તમે તમારા જીવનનુ સાર્થક કરી શકો છો સદ્ભાગ્યે ભારતની વિદ્યમાન સન્નારીઓમાની પણ અનેક પોતાના ઉત્તમ ચરિત્રનો દિવ્ય પ્રકાશ ચારે તરફ પ્રસરાવી રહી છે. એ બધા યુગમાંની સન્નારીઓમાથી પણ થોડાક અનુકરણ કરવા યોગ્ય દૃષ્ટાન્ત ગુર્જર મહિલાઓ આગળ મૂકવાની ઇચ્છા છે ગુજરાતી બહેનો ! તમે પણ ઉચ્ચ સદ્ગુણોથી તમારા આત્માને વિભૂષિત કરો અને વર્તમાન યુગના આદર્શ પ્રમાણે તમારા કર્તવ્યોનુ યથાર્થ પાલન કરીને તમારા માનવ જીવનને સફળ કરો, કે જેથી ભવિષ્યના લેખકો અને ચિત્રકારોને તમારા ઉજ્જવલ ચરિત્રો આલેખવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય. અસ્તુ !

મહાશિવરાત્રી. ૧૯૬૮
તા ૧૬—ફેબ્રુઆરી
ઈ સ ૧૯૧૨

શિવપ્રસાદ દલપતરામ પંડિત

બારા—કોટા રાજ્ય, રાજપુતાના.




# भारतनां स्त्रीरत्नो

## ग्रंथ १ लो

### रत्न १--दक्षकन्या सती




રિદ્વારમા જે જગ્યાએ ગગાનદી હિમાલયમાથી ભૂમિ ઉપર અવતીર્ણ થઇ છે, તેની સન્મુખના પ્રદેશનું નામ કનખલ છે પ્રજાપતિ દક્ષ એ કનખલ પ્રદેશનો રાજા હતો

રાજા દક્ષનો પ્રતાપ ઘણો મોટો હતો ઐશ્વર્ય અને પરાક્રમમા તેની બરોબરી કરે એવું પૃથ્વીમા એ સમયે કોઈ નહોતુ તે ઉપરાત, એ મહા તપસ્વી હતો તેણે કેટલા યજ્ઞ, કેટલા દાન અને કેટલા વ્રતાનુ-ષ્ઠાન કર્યા હતાં, તેની તો ગણત્રીજ નહોતી એટલા સારૂ લોકો કહેતા કે 'ધર્મ અને કર્મમા રાજા દક્ષની સાથે કોઇની સરખામણી થઇ શકે એમ નથી'

દક્ષની રાજધાની કનખલ શહેર, સૌન્દર્યમા અમરાવતીને મહાત કરતું હતું હજારો વર્ષ વીતી ગયા છતા પણ કનખલના પ્રાકૃતિક સૌન્દર્યમાં આજ પણ ફેર પડયો નથી તેની પાસે ગિરિરાજ હિમાલય, શિખરોપર શિખર ચડાવીને, મેઘમાળાની પેઠે ઉભો રહ્યો છે. તેની વચમા થઇને ગંગાનો સ્રોત વિશાળ સર્પની પેઠે ગુંચળા ખાતો ખાતો ખડખડ વેગથી

નીચેની તરફ વહ્યો જાય છે કનખલમા ગગાની કેટલી બધી અપૂર્વ શોભા છે, તેનું વર્ણન કરી શકાય એમ નથી, જળ સ્ફટિકના જેવું સ્વચ્છ છે. નદીના તળીઆમા નાના નાના માછલાઓ પણ એ પાણીમાથી સ્પષ્ટ દેખી શકાય છે કોઈ જગ્યાએ જળ પારા જેવુ સફેદ છે, તો કોઇ સ્થળે મેઘના જેવા આસમાની રગનું છે તેની સામુ જોઇ રહેવાથીજ આખમા ઠડક વ્યાપી જાય છે. પ્રાચીન સમયના આર્યો ગગા નદીના મહિમાથી શામાટે આટલા બધા મુગ્ધ થઈ ગયા હશે ? તે જાણવાની ઇચ્છા રાખનારને અમે કનખલ અને હરિદ્વાર આગળ ગગાના દર્શન કરવાની વિનતિ કરીએ છીએ.

ગગાનો જે સ્રોત કનખલ આગળ થઇને પ્રવાહિત થાય છે તેનું નામ નીલધારા છે રાજા દક્ષનો મણિમુકતાથી મઢેલો મહેલ આ નીલધારા નદીના કિનારા ઉપર હતો નદીનો સ્રોત વર્ષાઋતુમા એ મહેલને ધોઇને વહેતો અને પ્રાસાદવાસીઓ એ પ્રવાહનો રાતદિવસ થતો ખળખળ શબ્દ સાભળતા સાભળતા નિદ્રાવશ થતા

રાજા દક્ષને ઘણી કન્યાઓ હતી. સરોવર જેમ ખીલેલા કમળોથી, અને આકાશ જેમ જયોતિર્મય તારાઓથી સુશોભિત થાય છે, તે પ્રમાણે દક્ષ રાજાનુ ભવન પણ રાજકુમારીઓના અપૂર્વ સૌન્દર્યથી સુશોભિત હતુ. કન્યાનુ મનમોહક રૂપ જોયાથી રાજમહિષીના આનદનો પાર નહોતો રહેતો.

રાજકન્યાઓ દરરોજ નીલધારામા સ્નાન કરવા જતી નદીના સ્નિગ્ધ જળમા સ્નાન કરીને એ બધીઓ જળક્રીડા કરતી, નદીના કિનારા ઉપરની રેતીમા દોડાદોડ કરી મૂકતી અને નદીના પ્રવાહમાથી રગબેરગી નાના નાના પત્થરો એકઠા કરીને ઘેર આવતી, માતા તેમને જોઇને હસતી હસતી કહેતી, ' આપણા ઘરમા ઘણાએ મણિમુક્તા આદિ રત્નો ભર્યા છે તે છોડીને તમે આ પથરાઓ શુ કામ એકઠા કરો છો ' ?

રાજકન્યાઓ કાંઈ જવાબ આપતી નહિ, પરન્તુ તેઓ મણિમુક્તા ફેકી દઈને એ પથરાઓવડેજ પોતાના રમતના ઘર સજાવતી.

રાજકુમારીઓ ધીમે ધીમે મોટી થઇ. હવે પ્રજાપતિ દક્ષે ઘણો મોટો સમારભ રચીને તેમના લગ્ન કરી દીધાં. મરજી માફક વેવાઈ અને જમાઈઓ આવવાથી રાજારાણીના આનદનો પાર રહ્યો નહિ. વિવાહ થયા પછી રાજકન્યાઓ એકે એકે સાસરે જઈને સુખે ઘરસસાર ચલાવવા લાગી.

દક્ષરાજાની કેવળ એક કન્યા હજીસુધી કુવારી રહી હતી. તેનુ નામ સતી હતુ સતી બધી કન્યાઓ કરતા નાની હોવાથી માતપિતાનુ તેના ઉપર સૌથી અધિક હેત હતુ રાજારાણીની એવી ઈચ્છા હતી કે સતી જરા મોટી થશે એટલે બીજી બધી કન્યાઓના લગ્ન કરતા પણ વધારે મોટા ઠાઠમાઠ સાથે ઘણા સારા પાત્રની સાથે તેને પરણાવી દઇશુ

સતીના રૂપગુણની વાત શી કહીએ ? દક્ષરાજની બધીએ કન્યાઓ અનુપમ સુદરી હતી, પણ સતાની સાથે તેમાની કોઈની પણ સરખામણી થઇ શકે નહિ સતીનુ રૂપ, તેના અગના વર્ણમા, તેના ચક્ષુ તથા કાનના આકારમા નહોતું સતીનું રૂપ તેના ભાવમા, તેના શરીર ઉપરની દિવ્ય જ્યોતિમા હતું. જે કોઇની દૃષ્ટિ તેના ઉપર પડતી તે અનિમેષ દૃષ્ટિથી જોયાજ કરતો સાધુસંન્યાસીઓ, બાલિકા સતીને જોઈને વિશ્વજનનીના રૂપનું ધ્યાન ધરતા અને એ ઉદ્દેશથી ભક્તિપૂર્વક તેને પ્રણામ કરતા

સતીનો સ્વભાવ પણ બીજી રાજકન્યાઓના સ્વભાવ કરતા બિલકુલ સ્વતત્ર હતો બીજી રાજકન્યાઓ વસ્ત્રાભૂષણ અને ખાનપાનમા નિમગ્ન રહેતી, પણ સતીનુ તે તરફ જરા પણ ધ્યાન નહોતુ રાજકન્યાઓમાથી કેટલીક તો મેઘધનુષ્યના રગના સાળુઓ પસદ કરતી, તો કેટલીક કમળના પત્રથી બનાવેલા વસ્ત્રથી શરીરને અલકૃત કરવાનુ પસદ કરતી, પણ સતીનો શોખ જૂદાજ પ્રકારનો હતો તેને ગેરૂવો રગ પસદ હતો બીજી કન્યાઓના કઠમા મોતીના કઠાઓ અને હાથમા હીરાના કકણ શોભી રહેતા, પણ સતીના કઠમા એક શ્વેત સ્ફટિકની માળા બિરાજતી અને તેના કોમળ હાથમા રુદ્રાક્ષના બેરખા શોભતા. બીજી રાજકન્યાઓ શરીર ઉપર ચદન તથા કસ્તૂરીનો લેપ કરતી, પણ સતીના લલાટમાં પિતાના યજ્ઞકુંડની ભસ્મનો લેપ થતો. દાસીઓ ઘણા યત્નપૂર્વક કેશ ગુથી આપતી, પણ સતી થોડીવારમાજ વાળને વિખેરી નાખતી, તથા તેને જટાના આકારમાં બાધતી રાણી લાડવાઇ કન્યાની આવી દશા જોઈને ઘણી દુ:ખી થતી. કિશોરી કુમારી કન્યાને શરીરના અલકારના સબધમા આ પ્રમાણે બેકાળજી બતાવતી જોઈને કઈ માતાના હૃદયને દુ ખ ન ઉપજે ? કોઈ કોઇ વખત તો એ ગુસ્સે થઈને સતીને કહેતી ‘ સતિ ! તું દહાડે દહાડે મોટી થતી જાય છે, પણ તને હજુ કાઈ ભાન કેમ નથી આવતું ? તું બરોબર

કપડા પહેરતી નથી, સારા સારા ઘરેણા પહેરતી નથી, દાસીઓ પાસે અ બોડો વળાવતી નથી, આખો દહાડો છુટા વાળે ફરે છે. આવડી મોટી છોકરી આવું કરે, તો લોકો ગાડી ગણી કહાડે. એવી છોકરીને કોઇ પરણે નહિ તુ ક્યાસુધી આવી અણુસમજુ રહીશ ?'

સતીએ હસીને માતાને કહ્યુ ' બહુ સારૂ, કોઈ નહિ પરણે તો હુ તમારી પાસેજ રહીશ ' માતાને તો તેણે આવો જવાબ આપ્યો પણ મનમા ને મનમા તેણે કહ્યું, ' જે કોઇ વસ્ત્રાભૂષણ અને અ બોડાની છટા જોઇનેજ મારા સ બધી વિચાર બાધશે તેની સાથે હું કદિ નહિ પરણુ'

રાજા દક્ષ પણ સતીની આવી વર્તણુક જોઇને દિલગીર થયો, પરન્તુ સતી સરળતાની મૂર્તિ હતી, આન દમયી દેવી હતી, એટલે તેને ધમકાવવાની દક્ષ રાજાની પણ હિમત ચાલતી નહિ સતીમા એક બીજો પણ દોષ હતો. એ ઘણીજ રિસાળ હતી એને કોઈ જરા ધમકાવતુ તો એના કમળ જેવા નેત્રમા આસુ ભરાઇ આવતા સતીની આ દશા જોઇને દક્ષ રાજા પોતાની રાણીને વારે ઘડીએ કહેતા કે આપણી છોકરી તો ગાડી છે. ઇશ્વર કોઈ ગાડા સાથે એનું પાનું ન પાડે તો સારૂ

ધીમે ધીમે સતી વિવાહયોગ્ય થઇ, એટલે રાજાએ તેને માટે વર શોધી કહાડવા સારૂ પોતાના ભાઈ દેવર્ષિ નારદને બોલાવીને કહ્યુ 'નારદ ! તમે બધે ફરતા ફરો છો ગરીબ, તવ ગર, ગૃહસ્થાશ્રમી અને સ ન્યાસી બધા વર્ગમા તમારો પરિચય છે તમારા મિત્રોની સહાયતાથી આપણી સતીને માટે કોઈ યોગ્ય વર શોધી લાવો તો ખરા '

' જેવી આજ્ઞા ' કહીને નારદ શોધ કરવા નીકળ્યા, અને ઘણી તપાસ કર્યા પછી કનખલ આવીન રાજા રાણીને મળીને જણાવ્યું ' મે આપની સતીને માટે એક ઘણો સારો વર ખોળી કહાડયો છે સતીને લાયક એના કરતા સારો વર મે બીજો કોઇ જોયો નથી. '

દક્ષે ઉત્કંઠાપૂર્વક પૂછ્યુ ' એ કોણ છે ? '

નારદે જવાબ આપ્યો ' કૈલાસ નગરીનો રાજા '

સાભળતા વારજ દક્ષનુ કપાળ ઊંચુ ચઢ્યુ, પણ તે કાઇ પણ જવાબ આપે તે પહેલા રાણી બોલી ઉઠી " કૈલાસ નગરી ? ' એ તો ઘણી દૂર છે રસ્તો ઘણો વિકટ છે સતીને એટલે દૂર પરણાવીએ તો વારે ઘડીએ

અમારાથી તેને મળી શકાય નહિ વારે ઘડીએ તેના સમાચાર પણ પૂછા-વાય નહિ ”

નારદે કહ્યું ‘ રાણી ! તમારે શી વાતનો અભાવ છે કે ઇચ્છા હોય છતા દૂર હોવાને લીધે તમે સતીને મળી ન શકો ? ગાડી, ઘોડા, રથ, હાથી, વિમાન જે કાઇ જોઇએ તે તમારી સેવામા હાજર છે, તો પછી એવુ ખોટુ બહાનુ કહાડવાથી શો લાભ ? વળી તમારી કન્યાને તમે વારે ઘડીએ મળ્યા કરો એ સારૂ, કે એને સારો વર મળે એ સારૂ ? તમારી સતી સુખી થાય તો પછી તમે તેને મળી ન શકો તોપણ શો વાધો ? પુત્રીને સુખી જોઇનેજ માબાપે તો સતોષ માનવો જોઇએ. ’

રાજા રાણી બન્નેને નારદઋષિની સલાહ સાચી લાગી, દક્ષે નારદને પૂછયુ ‘ એ તો ઠીક પણ વરની વિદ્યા તથા બુદ્ધિ કેવા છે ! ’

નારદે કહ્યું ‘ વિદ્યા તથા બુદ્ધિમા એમની તુલના કરે એવુ કોઈ નથી વેદ, પુરાણ, તત્ર વગેરે કોઈ પણ શાસ્ત્ર કે વિદ્યા એવા નથી કે જેમા એ પ્રવીણ ન હોય તેમની બુદ્ધિ કેટલી પ્રબળ છે, તેની કલ્પના તમે એટલા ઉપરથીજ કરી શકશો કે તેમની પાસેથી સ્વયં વસિષ્ઠ મુનિએ ઋક્, યજુ અને સામવેદનો, તથા પરશુરામે, ધનુર્વિદ્યાનો અને મેં ગાન્ધર્વવિદ્યાનો અભ્યાસ કર્યો છે.

દક્ષનુ મુખ પ્રફુલ્લિત થયુ તેણે કહ્યું ‘ વરનુ બળ તથા વીર્ય કેવુ છે ? ’

નારદ —પિનાક ધનુષ્ય ઉપરથીજ તેમના બળનો પરિચય મળી આવશે તેમા દોરી પરોવવી તો ક્યા ગઈ, તેને ઉંચકવા જેટલી શક્તિ પણ બીજા કોઇનામા નથી ત્રિપુરાસુર રાક્ષસ પિનાક ધનુષમાથી નીકળેલા તીરથી મરણ પામ્યો હતો ’

રાણીએ પૂછ્યું ‘ એ દેખાવમા કેવા છે ? ’

નારદ — એમના રૂપનું પૂછવું શુ ? હૃષ્ટપુષ્ટ લાબુપહોળું શરીર, ઘુટણને અડકે એવી લાબી ભુજાઓ, વિશાળ નયનો, ગૌર તેજસ્વી વર્ણ, સદા પ્રસન્ન મુખારવિન્દ, એ બધા વાના બીજા કોઇનામા દીઠામા આવતા નથી એવું રૂપ સતીની જમણી બાજુએ બિરાજવાનેજ યોગ્ય છે.

સતીની સખી વિજયા કામ પ્રસગે રાણીની પાસે આવી હતી, તે

સતીના વિવાહની વાત ચાલતી હોવાથી સાભળવા માટે ત્યાજ બેઠી હતી. નારદમુનિની આ પ્રશસા સાભળવા પછી એ દોડતી દોડતી સતીની પાસે ગઈ અને કહેવા લાગી ' સતિ ! તારી મનોકામના સિદ્ધ થશે તું આટલા દિવસ જેમની પૂજા કરી રહી હતી તેજ કૈલાસપતિ સાથે તારો વિવાહ કરવાની ગોઠવણ થઈ રહી છે '

સતી કાંઈ પણ બોલી નહિ. ફક્ત પોતાના બે હાથ જોડીને ઉંચે મોએ સર્વવ્યાપી પરમેશ્વરને પ્રણામ કર્યા.

હવે પણ રાણીએ નારદને પૂછ્યુ ' વરની ધનસપત્તિ કેવી છે ? '

નારદે કહ્યુ ' કૈલાસ નગરમા અઢળક રત્ન દાટી મૂકેલા છે યક્ષરાજ કુબેર તેમના ભડારી છે '

આથી વધારે પરિચય આપવાની જરૂર પડી નહિ રત્નની શોખીન કઇ સ્રીએ કુબેર ભડારીનુ નામ નહિ સાભળ્યુ હોય ? હીરા, મોતી, માણેક, પોખરાજ વગેરે જાત જાતના રત્નો કુબેરના ભડારમા જેટલા હતા તેટલા એ વખતે કયા રાજાની પાસે હતા ? એ કુબેર જેનો ભડારી છે તે રાજાના વૈભવની શી વાત પૂછવી ? રાણીએ પૂછ્યુ ' એમના માત-પિતા, ભાઈ બેન એ બધાને તમે ઓળખો છો ? '

નારદે હાસ્યપૂર્વક કહ્યુ ' વરમા કેવળ એક ખોડ છે, એને સગું વહાલુ કોઈ નથી, પણ રાણી ! એથી દિલગીર થવાને બદલે ખુશી થવું જોઇએ, કારણ કે પરણીને તરતજ આપણી ' સતી ' ઘરની સ્વતત્ર ધણિયાણી થઇ પડશે '

રાણીએ નારદની તરફ તીક્ષ્ણ કટાક્ષપાત કર્યો નારદે કહ્યુ ' રાણી ! વરની વર્તણુક સબધી મારે બેએક વાત કહેવી જરૂરની છે એને દોષરૂપ ગણવી કે ગુણરૂપ એ તમારી મરજી ઉપર છે તમે પછાડીથી મારો વાક કહાડો એટલા સારૂ હુ પહેલેથીજ સ્પષ્ટ વાત કહી દઉં છુ. વર સસાર તરફ બિલકુલ ઉદાસી છે, ઘર અને શ્મશાન, ચદન અને ચિતાભસ્મ, એ બધુ એને માટે સમાન છે, એ સર્વદા ચિન્તામગ્ન હોય છે, પણ તેની ચિન્તા કોઇ પાર્થિવ વસ્તુને માટે નથી હોતી, એ રાતદિવસ જગતના કલ્યાણની ચિતા કર્યા કરે છે શ્મશાનમા મડદાઓની પરીક્ષા કરવામા, અરણ્યમાં જઇને વનસ્પતિના ગુણદોષનુ વિવેચન કરવામાં તથા ગુફાઓમા જઇને

ખનીજ પદાર્થોનુ તત્ત્વનિરૂપણુ કરવામા તેમનો સમય વ્યતીત થાય છે. તત્ત્વનું નિરૂપણુ કરવા ખાતર, એ હલાહલ ઝેર પીતા કે વિષધર સર્પને ગળામા ધારણુ કરતા પણુ સંકોચ લાવતા નથી એટલા માટેજ એ ગૃહસ્થ હોવા છતા પણુ સન્યાસી છે અને રાજા હોવા છતા પણુ ભિક્ષુક છે. મે એમના ગુણુદોષ, આચારવ્યવહાર બધુ તમને જણાવી દીધુ. હવે તમને જે કરવું યોગ્ય લાગે તે કરો.

આ બધુ સાભળ્યા પછી દક્ષે ગભીરતા ધારણુ કરી. એ વારવાર શિવનો વિચાર કરવા લાગ્યો રાણીની એક ચતુર દાસી ત્યા એ વખત ઉભી હતી. રાણીને ચિન્તાતુર દેખીને એ બોલી ઉઠી ' રાણી સાહેબ ! આપ ફીકર શુ કામ કરો છો ? માબાપનુ ઠેકાણુ ન હોય, એવા તો ઘણાએ છોકરા જોવામા આવે છે ઘરસંસારમા ચિત્ત ચોટતુ નથી અને જગલો ગુફાઓ તથા શ્મશાનોમા ફરતા ફરે છે, તેની પણુ કાઇ ચિન્તા નહિ, આપણી સતીમા ગુણુ હશે તો એ એક મહિનાની અદર જમાઇને ઠેકાણે લાવી મૂકશે

આટલું સાભળ્યાથી રાણીને આશ્વાસન વળ્યું. તેણે કહ્યુ ' બધા સારા ગુણુ તો મનુષ્યમા ક્યાથી હોય ? છોકરીને સારા પાત્ર સાથે પરણાવવી એ માબાપનું કર્તવ્ય છે. આપણે એ કર્તવ્ય બજાવીએ છીએ, પછી એનું નસીબ. પાત્ર, રૂપ, ગુણુ, ધન, ઐશ્વર્ય, બધામા અતુલ્ય છે, એટલે સતીને એમની સાથેજ પરણાવવાની મારી ઇચ્છા છે પછી તો મહારાજાની જેવી ઇચ્છા ! '

દક્ષે કહ્યુ ' રાણી ! વિધાતાની ઇચ્છાજ તમારી ઇચ્છાને અનુકૂળ છે. મને ભય હતો કે છોકરી જેવી ભોળી છે તેવોજ કોઇ ભોળોભટાક વર પણુ એને મળશે મારો એ ભય આખરે સાચો પડ્યો છે તમારી મરજી જ્યારે એ વરની સાથે સતીને પરણવાની છે તો ભલે એમ કરો, મને કાઇ વાધો નથી. '

વધારે વાદવિવાદ ચાલ્યો નહિ. કૈલાસપતિની સાથે સતીનો વિવાહ નક્કી થઇ ચક્યો. રાજા દક્ષ મહા સમારભ સાથે વિવાહની તૈયારી કરવા લાગ્યો

શુભ દિને સતીનું લગ્ન થઈ ચૂકયુ. રાજમહેલ ઝગઝગતી રોશનીથી અને તેથી પણુ વધારે રાજકુમારીઓના ઉજ્જ્વળ મુખારવિન્દોથી જ્યોતિર્મય થઇ

ગયો. નારદે વર સબંધી જે જે વર્ણન કર્યુ હતું તે બધુ ખરૂ સાબિત થયું એક બાબતમા રાજમહિષીને કાંઈક ક્ષોભ થયો નારદે તેમના અપૂર્વ ઐશ્વર્યની જેવાત કહી હતી તે બધી શું બિલકુલ પાયા વગરની હતી ? વિવાહને દિવસે પણ તેમના ગળામા રુદ્રાક્ષની માળા, અ ગ ઉપર વિભૂતિ નો લેપ તથા કમરે વ્યાઘ્રચર્મ હતા સતીને માટે પણ એ પોતાના જેવાજ વસ્ત્રાભૂષણ લાવ્યા હતા રાણીએ કહ્યુ ' આ શુ ? આવે શુભ પ્રસ ગે પણ મારી સતીને, એ સુદર વસ્ત્રાલકાર નહિ પહેરાવે તો પછી કયે દહાડે પહેરાવશે ? પણ નારદ જૂઠુ બોલીને છેતરે એવા માણસ નહોતા ત્યારે શુ નારદને શિવની ખરી સ્થિતિની ખબર નહિ પડી હોય ? '

રાણીને આવા આવા વિચારોથી ઉદ્વિગ્ન થયેલી જોઇને વિવાહ પ્રસ ગે આવેલી કુટુબની બીજી સ્ત્રીઓમાથી એક જણી બોલી ઉઠી ' જમાઈને બિચારાને માબાપ કોઇ નથી, એટલે વિવાહને વખતે સારા વસ્ત્રાભૂષણ કોણ પહેરાવે ? છોકરો પોતે તો કાઈ વેષ સજીને આવે નહિ બારે માસ જે દશામા રહે તેજ દશામા એ અહી પણ આવ્યો છે આપે એમાં બહુ ચિંતા કરવી નહિ '

બીજી એક સ્ત્રીએ કહ્યુ ' સતીના કપાળમા ધનવૈભવનુ સુખ લખ્યુ હશે તો જરૂર મળશે આપણે ત્યા પણ કયા કોઈ વસ્તુની ખોટ છે ? એવી એક તો શુ દશ દિકરીઓનુ પાલનપોષણ પણ આપણને ભારે પડે એમ નથી.'

આ વાત રાણીને રુચી નહિ તેણે નારદજીને બોલાવીને કહ્યું ' નારદજી ! તમે વરના વૈભવની એટલી બધી પ્રશ સા કરી હતી પણ અહિયા તો તેનું કાઈ પણ ચિન્હ જણાતુ નથી. મારી સતીને હાથે પહેરવાનાં બે ક કણ સુદ્ધાતો એમણે આપ્યા નથી પરણુતી કન્યાને રુદ્રાક્ષની માળા ! એ શુ ? ! મારી છોકરી તો કાઈ સ ન્યાસિની નથી '

નારદે કહ્યુ ' રાણી ! મારી વાતમા અસત્ય જરા પણ નથી. તમારી સતી ખરેખર રાજરાજેશ્વરી થઈ છે હમણા કશુ બોલશો નહિ, થોડી-વાર ધીરજ રાખો, સતી જ્યારે એક વાર સાસરે જઇને પાછી આવે તે વખતે જોજો કે તમારા જમાઇને કેટલો બધો વૈભવ છે ! '

આ જવાબ સાભળ્યાથી રાજમહિષી તથા બીજાં સગાવહાલાઓને આશ્વાસન મળ્યું.

વરનો વિવાહ સમયનો વેષ તથા તેમના સાથીઓનો ઢંગ જોઇને દક્ષ પણ સંતુષ્ટ થયો નહિ. તેના બીજા જમાઇઓ હાથી, ઘોડા રથ વાજીંત્ર વગેરે લઇને પરણવા આવ્યા હતા, પણ આ નવા જમાઇની સાથે તો એક મોટો શંખ અને જાડો આખલો એ બે વાનાજ હતા. બીજા જમાઇઓની સાથે સોનેરી વરદીવાળા સુઘડ નોકરો, પણ આ નવા જમાઇની સાથે તો ત્રિશૂળધારી લાંબા કદ્રૂપા નન્દી આવ્યા હતા. જાનૈયાના ભયંકર રૂપ, અને અદ્ભુત હાવભાવ જોઇને કનખલવાસીઓ ઘણાજ વિસ્મય પામ્યા. એ લોકો માંહોમાંહી કહેવા લાગ્યા–' રાજાએ જમાઇ તો બહુ સારો ખોળી કાઢ્યો !' પરંતુ એ લોકોમાં જે જરા પ્રવીણ હતા તે તેમને સમજાવતા કે, એમાં આશ્ચર્ય પામવાનું કાંઇ કારણ નથી. એ લોકો પર્વતવાસી છે અને પહાડી લોકોના આચાર એવાજ હોય છે.' વરનો સદા આનંદમય ભાવ, સરળ મધુર વ્યવહાર, અને સદૈવ પ્રસન્ન મૂર્તિ જોવા પછી નગરવાસીઓનો ક્ષોભ ધીમે ધીમે દૂર થયો.

રાજા, રાણી અને નગરવાસીઓના વિચાર તો આવા હતા, પણ એ વખતે સતીના મનનો ભાવ કેવા પ્રકારનો હતો તે જાણવાની જરૂર છે ! સાધુસંન્યાસીઓને મુખે જે શિવજીની પ્રશંસા સાંભળીને સતી તેમની માનસિક પૂજા રાતદિવસ કરતી હતી, તેમની સાથેજ આજે પ્રત્યક્ષ પતિરૂપે લગ્ન થયાં. એથી સતીના મનમાં જે અગાધ આનંદ થયો તેનું વર્ણન કોનાથી થઇ શકે ? ચાર આંખ થતાં વારજ સતીએ પોતાનું હૃદય કૈલાસપતિના ચરણમાં અર્પણ કરી દીધું. સતી તેમના સુંદર મુખ, ભસ્મના લેપવાળો દેહ, વિશાળ ચક્ષુ વગેરેના સૌન્દર્યને ધ્યાનથી નિરખવા લાગી. આખરે તેમને સંબોધીને સતીએ કહ્યું ' પ્રભુ ! સતીના પ્રભુ ! મારો જન્મ તમારે માટેજ છે. વિધાતા મને તમારી સહધર્મિણી થવાને યોગ્ય બનાવે.'

વિવાહ થઇ ગયા પછી સતી, પતિની સાથે કૈલાસપુરીમાં ગઇ. સતીના ત્યાં ગયાથી કૈલાસના પુષ્પોમાં વધારે સૌરભ જણાવા લાગી, ત્યાંના પક્ષીઓ વધારે મધુર સંગીત ગાવા લાગ્યા, સંન્યાસી કૈલાસપતિ સતિને પરણ્યા પછી સંસારી બન્યા. ધર્મ અને કર્મમાં સતી પતિની ખરેખરી અર્ધાંગના બની.

આ પ્રમાણે ઘણો સમય વીતી ગયો. એક વાર વસન્તના આગમનથી કૈલાસે અપૂર્વ શોભા ધારણ કરી. અવિરામ બરફ પડવાથી કૈલાસના વૃક્ષ

તથા લતાઓ પત્રપુષ્પહીન અને શોભાશૂન્ય થયા હતા, તે ઋતુરાજનો ઐન્દ્રજાલિક સ્પર્શ થતાવાર નવી પાખડીઓથી નીચેથી ઉપર સુધી સુસજ્જિત થઇ ગયા. ગિરિવરે બરફનો સફેદ પોશાક બદલીને લીલા વસ્ત્ર પહેર્યા હતાં. શ્વેત, લાલ, પીળા વગેરે જાત જાતના રંગના પુષ્પો પર્વત ઉપર ઠેકાણે ઠેકાણે ઉગી નીકળ્યા હતા, પીગળેલા બરફમાથી સેંકડો ઝરણાઓ ઉત્પન્ન થયા હતા અને ખળખળ શબ્દ કરતા રાત દિવસ નીચેની તરફ વહેતા હતા ઠંડીથી બ્હી જઈને જાનવરો આટલા દિવસ કૈલાસ છોડી નીચેના ગરમ પ્રદેશમા ચાલી આવ્યા હતા, તેમના જવાથી કૈલાસમા પહેલા ઉજ્જડ જેવું લાગતું હતુ, તે પાછુ તેમના આવવાથી સજીવિત થઇ ગયુ કૈલાસના જંગલો પાછા ભ્રમરોના ગુંજારવથી ગુંજાયમાન અને હિંસક જંતુઓની ગર્જનાથી કંપાયમાન થઈ રહ્યા કસ્તૂરીમૃગ, નવુ ઉગેલું ઘાસ ખાવાની લાલચે પાછા પર્વત ઉપર આવી ગયા, અને ચંદનના વૃક્ષો પર્વતની ઉપરથી પોતાની સુગંધિ પ્રસરાવીને પર્વતવાસીઓની ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરવા લાગ્યા આ પ્રમાણે ઋતુરાજ-વસંતના આગમનથી કૈલાસના તરુલતા, પશુપક્ષી, બધાએ નવી સ્ફૂર્તિ અને નવું જીવન પ્રાપ્ત કર્યું

પર્વતના એક ઉંચા શિખર ઉપર કૈલાસપતિનો સ્ફટિકનો મહેલ હતો. જાડા દેવદારના વૃક્ષો એ રાજમહેલની ચારે તરફ ઉગેલા હોવાથી એક કુદરતી કોટ થઇ ગયો હતો તેની ચારે દિશા સ્નિગ્ધ વિશાળ અને રમણીય દેખાતી હતી તપોવનના ગાંભીર્ય સાથે ઉપવનનું સૌન્દર્ય મળી જવાથી એ સ્થાન તપશ્ચર્યા અને ગૃહ-સુખ ઉભયને માટે ઉપયોગી થયું હતુ મહેલથી થોડેજ દૂર એક પ્રાચીન દેવદારનું ઝાડ શાખા પ્રશાખાઓ વિસ્તારીને ખડુ હતુ તેની નીચે કુદરતી પત્થરોનીજ એક વેદી હતી. સાયંકાળે એ પત્થરની વેદી ઉપર વ્યાઘ્રચર્મનુ આસન બિછાવીને કૈલાસપતિ બિરાજતા તેમની ડાબી બાજુએ દક્ષકન્યા સતી બેસતી હતી એક વનલતા એ દેવદારના વૃક્ષ ઉપર ચઢાવેલી હતી સાંજના પવનને લીધે એ નાજુક વનલતા હાલતી અને તેના સુગંધીદાર કોમળ પુષ્પો આ દેવદંપતિના અંગ ઉપર પડતા જાણે કે વૃક્ષ અને લતા પણ ભક્તિપૂર્વક આ પ્રેમી યુગલને પ્રેમપુષ્પાંજલિ આપતા હોયને ! કૈલાસપતિને માથે જટાજૂટ, ગળામા રુદ્રાક્ષની માળા, આખા અંગ ઉપર વિભૂતિ અને કમરે

વ્યાઘ્રચર્મ હતા સતાનો વેષ પણ પતિના જેવોજ હતો તેના અંગ ઉપર ગેરુવાં વસ્ત્ર, કંઠમા રુદ્રાક્ષની માળા, હાથમા રુદ્રાક્ષના બેરખા, અને ગરદન, પીઠ અને કેડ સુધી વિખરાયલા વાળ સાથે એ પણ પતિની સાથે બેસતી હતી બન્નેની સામે હાથમા મહાન ત્રિશૂલ પકડીને નન્દી ઉભો હતો. અસ્તગામી સૂર્યના કિરણ આ દેવદંપતિના મુખ ઉપર પડવાથી તેમનું સૌન્દર્ય ઘણુંજ ઉત્કૃષ્ટ દેખાતું હતુ. નન્દી એકી ટસે આનંદપૂર્વક તેમની સામે જોઈ રહ્યો હતો પિતૃવત્સલ પુત્ર જે ભાવથી માતપિતાને, પ્રજા જે પ્રમાણે રાજારાણીને અને પરમ ભક્ત જે પ્રમાણે ઇષ્ટ દેવદેવીને જુએ તેજ ભાવથી નન્દી આ દેવ દંપતિના દર્શન કરતો હતો. કૈલાસપતિ, સતીની સાથે જીવોના સુખદુ:ખ સંબંધી વાર્તાલાપ કરતા હતા બગીચાઓમા પશુપક્ષી અને તરુલતા સુદ્ધા આ સમયે શાંત થઇ જતા જાણે તેમની વાતચિતમા એમને પણ રસ પડતો હોયને ! તેમની ડાબી બાજુએ કિરણોની છટાથી પર્વતના શિખરને ઝગઝગાટ કરતો સૂર્ય અસ્ત થતો હતો કૈલાસપતિ એ તરફ ઇશારો કરીને સતી પ્રત્યે બોલ્યા —

'દેવિ, આ જુઓ જે સૂર્ય અત્યારસુધી ઉજ્જ્વળ કિરણોથી જગત્‌ને પ્રકાશિત કરી રહ્યો હતો, તેનામા હવે એ તેજ અને પ્રકાશ રહ્યા નથી, થોડીવારમા તો એ બિલકુલ તેજોહીન થઇને અદૃશ્ય થઇ જશે દુનિયામાં મનુષ્યોનુ જીવતર પણ એવુજ છે. આજ જે લોકો જ્ઞાન, અને ગૌરવથી પ્રકાશી રહ્યા છે તેજ લોકો કાલે કોણ જાણે કયા અંધકારમા અદૃશ્ય થઈ જશે, પરન્તુ મનુષ્ય એવો મૂર્ખ અને ટુંકી બુદ્ધિનો છે કે ક્ષણભંગુર જીવનના સુખદુ:ખને ચિરસ્થાયી સમજે છે '

સતીએ કહ્યુ ' પ્રભુ ! સૂર્યને જેમ ઉદય અને અસ્ત છે તેમ માણસને પણ એવુંજ છે કે ?, કૈલાસપતિએ કહ્યું ' હાજ તો, જેને સાધારણ લોકો મૃત્યુ અને જન્મ કહે છે, તે જ્ઞાનીઓને મન અસ્ત અને ઉદય છે, પરંતુ સૂર્યના દૈનિક ઉદય અને અસ્તથી તેની જ્યોતિમા કાંઇ પણ ફેર પડતો નથી; મનુષ્યની બાબતમા એ પ્રમાણે નથી. દરેક નવા જન્મની સાથે મનુષ્ય ઉત્તરોત્તર જ્ઞાન મેળવીને વધારે ઉન્નત થાય છે. કેવળ જે મનુષ્યો ધર્મહીન હોય છે, તેઓજ દિનપ્રતિદિન અધોગતિને પ્રાપ્ત થાય છે. '

સતી:-ધર્મહીન જીવની તો ત્યારે કાંઇ ગતિજ નથી ? તેઓ હમેશાં અધોગમનજ કરશે ?

કૈલાસપતિ:- ના, દેવિ ! એવું નથી જીવ અને શિવમા જૂદાઇ નથી કર્મના ગુણવડે પાપનુ પ્રાયશ્ચિત્ત કરવા મનુષ્ય પાછો ઉન્નતિ અથવા શિવત્વ પ્રાપ્ત કરે છે એ કુદરતનો નિયમ છે

આ પ્રમાણે બન્ને જણા વાતચિત કરી રહ્યા હતા એવામા દૂરથી એક અત્યંત મધુર વીણાનો ધ્વનિ સભળાયો એ સુદર સગીતદ્વારા કોઇ ગાયક કૈલાસપતિ અને સતીના ગુણગાન કરી રહ્યો હતો

એ સ્વર સતીને બાલ્યાવસ્થાથી પરિચિત હતો, સાભળતાવારજ તેનુ આખુ શરીર રોમાચિત થયું. એણે હર્ષથી ગદ્ગદ્ સ્વરે કૈલાસપતિને કહ્યું ' પ્રભુ ! એ સ્વર બીજા કોઇનો ન હોય, એ તો દેવર્ષિ નારદ અહિ પધારે છે થોડીજ વારમા દિવ્યમૂર્તિ નારદ પણ તેમની સન્મુખ આવીને ઉભા પરસ્પર યથાયોગ્ય નમસ્કાર તથા આદરસત્કાર થયા પછી દેવર્ષિ નારદને પાસેની એક શિલા ઉપર બેસાડીને સતી તેમને પૂછવા લાગી ' દેવર્ષિ ! કનખલના શા સમાચાર છે ? પિતાજી અને બા વગેરે બધા ખુશી આનદમા તો છેને ? '

નારદ:-સૌ ક્ષેમકુશળ છે તમારા માતાપિતા, બેનો, વગેરે સૌ રાજીખુશી છે

સતી - પિતાએ આટલા દિવસ થયા પણ મારી ખબર કેમ નથી પૂછાવી ?

નારદ -તમારા પિતાજી આજકાલ કામમા ઘણા ગુથાયલા છે તેઓ એક મોટા યજ્ઞની તૈયારી કરી રહ્યા છે ભારતવર્ષના ધનવાન અને દરિદ્ર, પડિત અને મૂર્ખ બધાને તેમણે એ યજ્ઞના દર્શન કરવાને આમત્રણ મોકલ્યા છે મને તો એમ લાગે છે કે મોટા યજ્ઞની તૈયારીઓ કરવામા તમારી ખબર પૂછાવવાની પણ એમને ફુરસદ નહિ મળી હોય

સતીએ આનદપૂર્વક પૂછયુ. ' દેવર્ષિ ! આપ પિતાજીની આજ્ઞાથી મને એ યજ્ઞમા તેડી જવા સારૂ અહિ આવ્યા છો ? '

નારદ - ના બેન ! હું અહિ આવવાનો છુ એ વાતની તમારા માતપિતાને ખબર નથી હુ તો આ રસ્તે થઇને જતો હતો, અને ઘણા દિવસ થયા તમને જોયા નહોતા, એટલે તમને મળવા સારૂ સહજ આવી ગયો

સતી.- પિતાએ યજ્ઞને માટે એટલી બધી મોટી તૈયારી કરી છે કે દેશદેશાવરના માણસોને પણ તેડયા છે તો પછી મને શા માટે ખબર ન આપ્યા ? મને નિમત્રણ કેમ ન મોકલ્યુ ?

નારદ – એનો ઉત્તર હું શો આપું ? તમારા પિતાની મતિ બગડી છે. સાભળ્યા પ્રમાણે તો એ તમને આ યજ્ઞમા બોલાવવાના નથી

સતી આ સાભળીને વિસ્મય પામી ગઈ. તેનું ગળુ રૂંધાવા લાગ્યું એણે શોકાતુર થઇને પૂછ્યુ, 'દેવર્ષિ ! એમ કેમ ? અમારો શો અપરાધ છે?'

નારદ.– સાભળ્યુ છે કે કૈલાસપતિની વર્તણુકથી એ અપ્રસન્ન થયા છે કૈલાસપતિએ એમનુ અપમાન કર્યુ છે એમ તે માને છે. એ અપમાનનો બદલો લેવા ખાતર આ યજ્ઞમા તેમણે બીજા બધા સગાસબધીઓને તેડાવ્યા છે ફક્ત કૈલાસપતિને અને તમનેજ નિમત્રણ નથી મોકલ્યું.

સતી – માને એ વાતની ખબર છે ?

નારદ – એ પણ આ વાત જાણે છે એમણે દક્ષરાજાને ઘણુએ સમજાવ્યા હતા પણ એમણે કોઈનું પણ કહ્યુ માન્યુ નહિ રાણીએ ખાવું પીવુ છોડી દીધુ છે, પણ હવે એ બધી વાતનો વિચાર કર્યે કાઇ વળે એમ નથી. મારે બીજુ કામ છે. હું રજા માગુ છુ

નારદ એટલુ કહીને વિદાય થયા, એટલે સતીએ વિનયપૂર્વક કૈલાસપતિને કહ્યુ ' સ્વામીનાથ ! પિતાને આપની વર્તણુકથી ખોટુ લાગ્યુ છે, એનો શો અર્થ ? '

કૈલાસપતિએ કહ્યુ, ' દેવિ ! મે તેમનું અપમાન કર્યુ નથી કોઈનું પણ અપમાન કરવાનો મારો સ્વભાવજ નથી ખરી વાત તો એ છે કે થોડા દિવસ ઉપર કોઇ સભામા હુ પણ બીજા દેવતાઓ સાથે ગયો હતો. પ્રજાપતિ એ સભામા આવ્યા ત્યારે બીજા બધાએ તેમનો જે પ્રમાણે આદરસત્કાર કર્યો તે પ્રમાણે હું કરી શક્યો નહિ સાભળ્યુ છે કે એ ઘડીથી એમને મારા ઉપર ઘણુ ખોટુ લાગ્યુ છે અને મારૂ અપમાન કરવા સારૂ એ ઉપાય શોધે છે તને એ સમાચારથી ખેદ થાય, એમ જાણીને મે આજસુધી એ સંબધી વાત કરી નહોતી '

સતીઃ— પ્રભુ ! મારી એક વિનતિ છે. આપની રજા હોય તો હું એકવાર કનખલ જઇ આવુ. હુ ત્યા જઈશ તો પિતાજીને બધો ખુલાસો કરીને મનાવતી આવીશ.

કૈલાસપતિઃ— દેવિ , આડે દહાડે તમે જવાનું કહ્યું હોત તો કાઇ વાધો નહોતો; પણ આવા યજ્ઞના પ્રસગે તમે ત્યા જશો તો એ જરૂર બધાના દેખતા તમારૂ અપમાન કરી બેસશે.

સતી.— મારૂ અપમાન શા માટે કરે ? મે તો કોઈ દિવસ એમનું અપમાન કર્યુ નથી.

કૈલાસપતિ —સતી ! તમે બિલકુલ સરળ સ્વભાવના છો તમે પ્રજાપતિને ઓળખતાં નથી પોતાના અભિમાનમા એ ગમે તે કામ કરી બેસે એવા છે. એમણે મારૂ અપમાન કરવાનો નિશ્ચય કર્યો છે તો આવો સરસ લાગ જોઇને એ મારે બદલે તમારૂં અપમાન કરતા જરા પણ સકોચ આણશે નહિ મારૂં અપમાન કરવા સારૂજ તેમણે આ યજ્ઞ રચ્યો છે. નિમત્રણ વગર એ યજ્ઞમા જવુ એ તમને છાજતું નથી, પછી જેવી તમારી મરજી વિચાર કરી જુઓ

સતી — પ્રભુ ! હું આપને શુ સમજાવું દીકરીને પિતાને ઘેર જવામા નિમત્રણની શી જરૂર હોય ? વળી નારદજીએ શું કહ્યુ તે આપે સાભળ્યું ને ! મારા વગર, માએ અન્નજળ છોડી દીધુ છે. એ જાણ્યા પછી પણ અપમાનની બીકે માતાની ચાકરી કરવા ન જવુ એ મારે માટે વ્યાજબી છે ?

કૈલાસપતિ — એ સબધી વધારે વાદવિવાદ કરવાની જરૂર નથી તમારી જવાની ઈચ્છાજ છે, તો સુખેથી જાઓ સમય વર્તીને કામ કરજો મને તો હજુ પણ શકા છે કે આ યજ્ઞનુ પરિણામ, તમારા, મારા અને દક્ષ પ્રજાપતિના પક્ષમા સારૂ નહિ આવે

યથા સમયે નન્દીએ સતીને કનખલ જવાની તૈયારીઓ કરી દીધી. સતીએ પિયેર જતી વખતે સુદર વસ્ત્રાભૂષણ ધારણ કર્યા નહિ જે તપસ્વિવેષમા કૈલાસમા રહેતી હતી તેજ વેષમા એ કનખલ ગઈ તેના હાથમા ત્રિશૂળ, ગળામા સ્ફટિકની માળા, હાથે રુદ્રાક્ષના બેરખા, અગે વિભૂતિનો લેપ, લલાટમા ભસ્મનુ તિલક, છેક કમરસુધી લટકતા છૂટા કેશ, ગેરુવા વસ્ત્ર, એવી દશામા સતી કનખલ ગઈ જે કનખલવાસીઓએ તેને બાલ્યાવસ્થામાજ જોઇ હતી, તેઓ હવે તેનું પૂર્ણ યૌવનથી પ્રફુલ્લિત થયેલું સૌન્દર્ય જોઈને વિસ્મિત થઇ ગયા, તથા નીચા પડીને તેને પ્રણામ કરવા લાગ્યા સતી કોઇની પણ સાથે બોલ્યા વગર રાજમહેલના જે ઓરડામા તેની માતા ભોય ઉપર પડી પડી ખાવું પીવું છોડી દઇને રોયા કરતી હતી, તે ઓરડામા સીધી ચાલી ગઈ અને શોકગ્રસ્ત માતાને જોઇને અતિ મધુર સ્વરે બોલી-' મા હું આવી છું. '

સજીવની મત્રની પેઠે એ શબ્દ રાણીના કાનમા પડતાવારજ તે ચમકીનેઉભી થઇ અને સતીને જોતાવારજ તેને છાતી સરસી ચાપીને બોલી ' બેટા તુ આવી ' ' મા, તુ આવી ' એમ કહીને વારવાર તેને ચુબન કરવા લાગી. બન્નેના ચક્ષુમાથી અશ્રુધારા વહેવા લાગી. સતી બોલી ' મા હું એક વાર પિતાજીને મળવા આવી છુ ' રાણીએ કહ્યું ' ના બેટા, મહારાજ હમણા યજ્ઞસભામા છે, આવી વખતે ત્યા જવાનું કામ નથી. '

' મા, મે ઘણા દિવસથી પિતાજીને દીઠા નથી જરા ઉભી ઉભી તેમને મળી આવું ' એટલુ કહીને રાણી કાઇ બોલે તે અગાઉજ સતી દોડતી દોડતી યજ્ઞસભામા ગઈ

રાજમહેલની સામેના વિશાળ ચોગાનમા યજ્ઞમડપ રચાયો હતો નાના દેશોમાથી સાધુ, સન્યાસી, અને દર્શન કરનારાઓ ત્યા એકઠા થયા હતા. રાજા દક્ષનું ઐશ્વર્ય અસીમ હતું. કોઇ પણ જાતની સગવડ બાકી નહોતી રાખી ઉપર ભગવા રગનો ચદરવો હતો, નીચે યજ્ઞની વેદી હતી ઋત્વિકો વેદીની આસપાસ કુડાળુ વળીને બેઠા હતા તેમની વચમા પ્રજાપતિ દક્ષ હતા પવિત્ર હોમનો ધમાડો ચારે તરફ પ્રસરી રહ્યો હતો ઉપરાઉપરિ અગ્નિમા આહુતિઓ નખાઇ રહી હતી અને એ આહુતિઓથી પ્રજ્વલિત થયેલા અગ્નિના તાપથી રાજા દક્ષનુ મુખ તપીને લાલચોળ થઇ ગયુ હતુ સતીને જોતાવારજ ત્યા બેઠેલા મનુષ્યોએ તેને માટે માનપૂર્વક રસ્તો કર્યો સતીએ યજ્ઞવેદીની પાસે જઈને પિતાને સાષ્ટાગ નમસ્કાર કર્યા એક ક્ષણને માટે ઋત્વિકોના મોમાથી નીકળતો વેદધ્વનિ બધ રહ્યો અને હોતાએ આહુતિ નાખવા લબાવેલો હાથ ત્યાનો ત્યાજ રહ્યો દક્ષ પ્રજાપતિએ તેનું કારણ શોધી કહાડવા સારૂ આખ ફેરવીને જોયું સતી તેમની સન્મુખ હાથ જોડીને ઉભી હતી સતીને જોતાવારજ તેનું મુખ પ્રફુલ્લિત થયું તેણે સ્નેહથી ગળગળા થઇને પૂછ્યુ ' સતિ ! તું આવી ગઈ ? '

પરન્તુ બીજીજ પળે તેનો ભાવ બદલાઇ ગયો તેનું કપાળ ચડી ગયું. અગ્નિના તાપથી તપેલું મુખ હવે અસ્ત પામતા સૂર્યના જેવું લાલચોળ થઈ ગયું. તે કર્કશ સ્વરે બોલી ઉઠયા.—' સતિ ! તું અહિ શા માટે આવી ? અહિ આવવાનું તને કોણે કહ્યું હતુ ? ' પિતાના આ

શબ્દો સતીના હૃદયમા ઝેરી બાણુની પેઠે પેસી ગયા. જન્મથી તે આજ સુધી તેણે પિતાને મોએ આવા શબ્દો કદિ સાભળ્યા નહોતા આખમાથી વહેતી અશ્રુધારાને પરાણે રોકી રાખીને તે બોલી ' પિતાજી હું ઘણા દિવસથી આપને મળી નહોતી, તેથી આપને મળવા સારૂ આવી છુ '

સતીના કરુણ વચનોથી એ યજ્ઞમા બિરાજેલા બધા સભાસદોના હૃદય પીગળી ગયા, પણ દક્ષ તો પહેલાની માફકજ કઠોર સ્વરે બોલ્યો,– ' સતિ ! તને આવવાનુ કોણે કહ્યુ હતુ ? મે તો નિમત્રણ મોકલ્યુજ નહોતું '

સતી —સતાનને માતપિતાને મળવા આવવા સારૂ નિમત્રણની શી જરૂર ? હુ તો વગર નિમત્રણેજ આવી છું

દક્ષ — આવુ બહાનું કહાડવુ દક્ષ પ્રજાપતિની કન્યાને શોભે નહિ વિધાતાએ જે નિર્લજ્જની સાથે તારૂં પાનું પાડયુ છે, તે નિર્લજ્જની પત્નીને શોભે એવાજ આ શબ્દો છે

સતી —પિતાજી તમે વગર કારણે એમને શુ કામ ગાળો દો છો ?

દક્ષ — નિર્લજ્જ કહ્યુ એમા ગાળ આવી ગઇ કે ? આકાશ એજ જેના વસ્ત્ર છે એવા તારા પતિને નિર્લજ્જ કહ્યો તેમા ગાળ શેની ? સ્વર્ગમાજ જેનું ઠેકાણુ નથી ઘર અને શ્મશાન, ચન્દન અને ચિતાની રાખ, અમૃત અને ઝેર જેને મનથી એક સરખા છે, એવા તારા પતિને નિર્લજ્જ કહેવામા મે ખોટુ શુ કહ્યુ ? તારા ગાડાઘેલા પતિને નિર્લજ્જ કહ્યો તેમા એટલી રીસ શેની ચડે છે ?

સતી.—પિતાજી ! એ નિર્લજ્જ હોય કે ગાડાઘેલા હોય, કે ગમે તેવા હોય, પણ મારા તો એ દેવતા છે તમે એમની નિન્દા ન કરશો

દક્ષનું આખુ શરીર ક્રોધથી ધ્રૂજવા લાગ્યું એ કાંઇક બોલવા જતો હતો, પણ ક્રોધને લીધે એ એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો કે તેના મોમાથી એક પણ શબ્દ નીકળ્યો નહિ

સતીએ કહ્યુ ' પિતાજી ! પ્રસન્ન થઇને મને ક્ષમા આપો અમારો કાંઈ અપરાધ થયો હોય તો જણાવી દો અમારા અપરાધનુ શુ કાંઇ પણ પ્રાયશ્ચિત્ત નથી ? '

દક્ષ —પ્રાયશ્ચિત્ત છે. તે પ્રાયશ્ચિત્ત તારા મરણથીજ થશે. જે દહાડે તારા

મરી ગયાના સમાચાર સાભળીશ તેજ દિવસથી એ અધમ સાથેનો મારો સબંધ તૂટશે, અને સગાઈ છૂટયા પછી મારે તેના ઉપર કાંઇ રાગદ્વેષ પણ નહિ રહે '

સતી.—' ભલે, આપની ઈચ્છા છે તો એમજ થવા દો મારા મૃત્યુથીજ આપનો દ્વેષ મટી જાય એમ હોય, અમારા અપર ધોની આપ ક્ષમા આપવા તૈયાર હો, તો મારે માટે મૃત્યુ કરતા વધારે સુખ શેમા હોય? હુ આપની આજ્ઞા ખુશીની સાથે પાળીશ '

સતી આટલુ બોલીને યજ્ઞકુડની પાસેજ યોગાસન વાળીને બેઠી એકચિત્ત થઈને પોતાના ગેરુવા વસ્ત્રથી પગથી માથા સુધી શરીરને ઢાકી દીધું. સભાના બધા સભાસદો વિસ્મિત થઇને એકીટશે તેની સામુ જોઇ રહ્યા તેનો આમ યોગાસનમા બેસવાનો શો ઉદ્દેશ છે, તે કોઇ કળી શકયું નહિ જોતજોતામા સતીના સુદર શરીરમાથી એક અપૂર્વ જ્યોતિ નીકળી તેના પ્રકાશ આગળ હોમકુડનો અગ્નિ નિસ્તેજ લાગવા મડયો. સતીના બ્રહ્મરન્ધ્રમાથી નીકળેલા તેના આત્મારૂપી દિવ્ય જ્યોતિની સાથે મળી જઇને એ જ્યોતિ અનન્ત આકાશમા વિલીન થઈ ગઇ.

દક્ષ પ્રજાપતિના યજ્ઞનુ શુ પરિણામ આવ્યુ તે જણાવવું નિષ્પ્રયોજન છે. માતાની હત્યા કરનારને, જે દુર્દશા સાથે પુત્ર મારી નાખે, તે પ્રમાણે કૈલાસપતિના નોકરોએ આવીને દક્ષનો સહાર કર્યો તેમણે દક્ષના મણિમુક્તાથી અલકૃત સુદર રાજમડલને તોડીને ભોય ભેગો કરી દીધો, તેના ચિન્હ આજ પણ એ સ્થળે દૃષ્ટિગોચર થાય છે જે સ્થળે સતીએ પ્રાણત્યાગ કર્યો હતો, તે સ્થળે એક કુડ હજુ પણ વર્તમાન છે કનખલમા હવે પહેલાના જેવી અપૂર્વ શોભા નથી રહી. તેના રહેવાસીઓ નિરાશ, ઉત્સાહહીન અને કગાલ છે. સતીના અપમાનરૂપી પાપના ફળ તરીકે એ સુદર નગર સ્મશાનમા બદલાઇ ગયું છે પરન્તુ પવિત્ર ભાગીરથી આજ પણ કનખલમા પહેલાની પેઠેજ ખળખળ વહે છે અને સતીના આત્મત્યાગની કથા જગત્‌ને જણાવે છે

હવે શિવજીની શી દશા થઇ તે જોઇશું તોફાની વટોળીઓ આવી ગયા પછી કુદરત જેમ શાત થઇ જાય છે, તેમ શિવ બિલિના વૃક્ષ નીચે શાન્તપણે બેસીને સતીની ચિંતા છોડી દઇને ધ્યાનમગ્ન બેઠા

હતા એ યોગાનંદને લીધે તેમને દુનીઆના સુખદુખપ્રત્યે બેપરવાઇ ઉત્પન્ન થઇ હતી. એટલામા બ્રહ્માના કમંડળ અને વિષ્ણુના ચક્રનો એમના પગને સ્પર્શ થવાથી એમના ધ્યાનનો ભંગ થયો ધ્યાનભંગ થતાની સાથેજ સતીના વિયોગની દારુણ જ્વાળા એમના હૃદયમા સળગવા લાગી બ્રહ્મા અને વિષ્ણુને જોઇને એમણે કહ્યુ, ' આપ દક્ષની ખાતર આવ્યા છો. નંદીની ચીસો સાભળીને થોડીવાર તો હું બહુજ ગુસ્સે થઇ ગયો હતો, ત્યા આગળ શું બન્યુ છે તેની મને ખબર નથી જો દક્ષનો નાશ કરવામા આવ્યો હોય તો તે આખી દુનિયાના કલ્યાણને સારૂજ છે. દક્ષે મારૂ અપમાન કર્યું હતું તેને હુ અંગત અપમાન ગણુતો નથી એમણે મારૂ અપમાન કરીને સંસારના વૈભવોની દરકાર ન કરનારા સાદા પણ બધા મુમુક્ષુ પુરુષોનુ અપમાન કર્યું છે, જે લોકો દૈહિક સુખના પક્ષપાતી નથા, દુનિયાનુ કલ્યાણ એજ તેમનો મૂળમંત્ર છ એવા બધા ઋષિઓ એ યજ્ઞમા ગયા નથી દક્ષે મારો ત્યાગ કરીને એ લોકોનુ પણ અપમાન કર્યું છં મારૂ અપમાન કરીને એણે ગરીબાઇપ્રત્યે તિરસ્કાર બતાવ્યો છં. સાદાઈ ધારણ કર્યા વગર માત્ર બહારની દરિદ્રતાથી ચિત્તની શોભા વધતી નથા પતિવ્રતા સતીનુ અપમાન કરી સ્ત્રીનો પતિ ઉપર જે એકાગ્ર પ્રેમ હોવો જોઇએ તે ઉચ્ચ પ્રેમનો તિરસ્કાર કર્યો છે એવો માણુસ દુનિયામા રહેવા લાયકજ નહોતો '

દેવતાઓએ કહ્યુ " મહારાજ ! એકવાર આપ પોતાની આખે દક્ષની યજ્ઞશાળા જોઈ આવો સુવર્ણની પ્રતિમા સરખી તમારી સતી યજ્ઞકુંડની પાસે પડી છે તે એક વાર જોઈ આવો "

સતીનું નામ સાભળતા વારજ મહાદેવે એક ઉંડો નિશ્વાસ નાખ્યો, કૈલાસના બધા વૃક્ષ એ નિસાસાથી સુકાઇ ગયા સતીની અવસ્થા જોવા સારૂ ભોળાનાથ વિષ્ણુ અને બ્રહ્માની સાથે એ યજ્ઞશાળામા ગયા.

ત્યા જઇને જૂએ છે તો યજ્ઞમંડપ રણ-ભૂમિ જેવો ભયંકર લાગી રહ્યો છે દક્ષનુ ધડ અને માથુ છટુ પડ્યુ છે, ઋષિઓ વાગવાને લીધે મૂર્છા ખાઇને પડ્યા છે, હવનકુંડમા લોહી રેડાયાથી દુર્ગંધ ફેલાઇ રહી છે, અંતઃપુરમા હાહાકાર વર્તાઈ રહ્યા છે નંદી 'મા,' ' મા, ' કહીને મોટે સાદે રડી રહ્યો છે વીરભદ્ર, ચંડેશ આદિ શિવજીના સાથીઓ યજ્ઞનો નાશ

કરીને લાલચોળ નેત્રસહિત બેઠેલા છે, તે ઉપરાત તેમણે જોયુ કે વેદીથી થોડે દૂર સતીનો દેહ ભૂમિ ઉપર પડ્યો છે વિદાય થતી વખતે એમના અબોડામા જે ફૂલ હતા તે એમના એમજ રહ્યા છે. પત્નીના એ મૃત દેહને શિવજીએ ત્રણે લોચન ફાડીને નિહાળ્યો એમને કોઈ પણ પ્રકારનો ક્રોધ ઉત્પન્ન થયો નહિ યજ્ઞભૂમિમા ઘાયલ થયેલા મનુષ્યો એમના વરદાનથી બચીને ઉભા થયા દાંભિક દક્ષને સજા તરીકે બકરાનું માથુ થયુ યજ્ઞેશ્વર હરિએ પોતે એ યજ્ઞ પૂરો કર્યો, અને યજ્ઞનો બાકીનો ભાગ શિવજીને આપીને તેમને સતુષ્ટ કર્યા

હવે શિવજીએ સતીના એ પવિત્ર દેહને પોતાના ખોળામા લીધો. એના શરીરના અકડાઇ ગયેલા બે હાથ પોતાના ગળામા ભેરવ્યા, અને એને ઉચકીને પર્વતની ગુફાઓમા ફરવા લાગ્યા. મૃત સતીના દેહના સ્પર્શથી પણ શિવ વિરહનુ દુ ખ વિસરી ગયા અપૂર્વ મિલનના આનદાવેશમા ગાડાઘેલા થઇ ગયા, અને પોતાનુ બધુ કામકાજ છોડી દઈને સતીના દેહને નિરખતા, રમાડતા રાત દિવસ ફરવા લાગ્યા. આથી દુનિયાને ઘણુ દુ ખ થયુ દેવતાઓ આ જોઇને ગભરાયા તેમણે વિચાર્યું કે જ્યાસુધી સતીનો મૃત દેહ તેમના ખભા ઉપર છે ત્યાસુધી એમની બુદ્ધિ ઠેકાણે આવશે નહિ આખરે લાચાર થઇને વિષ્ણુએ બધા દેવતાઓની સભા કરી ધનુષ્યબાણ ચલાવીને સતીના દેહને એવો છેદી નાખ્યો કે એના સેકડો કકડા થઈ ગયા, અને એ કકડા ભારતવર્ષમા એકસોને આઠ સ્થાનમા પડયા એમ કહેવાય છે જે જે સ્થાનોમા એ પડયા તે તે સ્થાન આજ દિનસુધી પ્રસિદ્ધ દેવી–પીઠ મનાય છે દાખલા તરીકે વિંધ્યાચળ, કાશી, કામાક્ષા, પજાબમા જ્વાળામુખી હિંગળાજ, કાશ્મીર વગેરે સ્થાનોએ આજ પણ દેવીના મદિરો એ બનાવની યાદગારી તરીકે ઉભા છે. એ પણ સભવિત છે કે પવિત્ર સતીના અસ્થિઓ એમના છેલ્લા સ્મરણ તરીકે એમના ભક્ત આર્યોએ ભારતવર્ષમા ભિન્ન ભિન્ન સ્થળે લઇ જઇને એમના સ્મારકરૂપે મંદિરો ઉભા કર્યા હોય એ દિવસથી પવિત્ર ભારતવર્ષમા પતિવ્રતા ધર્મની પ્રતિષ્ઠા થઈ. ત્યાર પછીથી જે રમણી પતિ–પ્રેમથી વિહ્વળ બનીને પ્રાણત્યાગ કરે છે, તે 'સતી' નમે ઓળખાવા લાગી છે. ભારતવર્ષમા સેંકડો બલ્કે હજારો અજાણ્યા ગામડાઓમાં પતિભક્તિની

ખાતર આત્મ-બલિદાન આપનારી સતીઓના ઓટલા, કે પાળાઓ લોકોને હાથે પૂજાય છે. હજુ પણ આર્ય નારીઓ સતીનુ અનુકરણ કરીને ગમે તેવા દોષવાળા પતિની પણ નિંદા સાભળવાનુ પસદ કરતી નથી સાચી સહ-ધર્મિણી પ્રત્યે સ્વામીનો કેવો ઉડો પ્રેમ હોવો જોઇએ એ ભોળાનાથ શંભુએ સતીનું શબ ખભા ઉપર નાખીને લાબા સમયસુધી કરેલા વિચરણ ઉપરથી જણાય છે જે પત્નીની ખાતર મહાદેવે આટલો બધો શોક અને ત્યાગ કર્યો હશે તેના સદ્ગુણની પૂરી કલ્પના પણ આપણને કેવી રીતે આવી શકે ? ખરી વાત તો એ છે કે શિવ અને સતીએ ભારતવાસીઓને ઉચા પ્રકારના દાપત્યજીવનનો દાખલો પૂરો પાડયો છે સતીના જેવી પતિવ્રતા નારી અને મહાદેવના જેવા પત્નીવ્રતધારી પુરુષોજ લગ્નની પવિત્રતા સાચવી શકે છે, ભારતમા ઘેરેઘેર શિવ અને સતી જેવા દપતીઓ વાસ કરો એજ અમારી પ્રાર્થના છે.

# रत्न २-पार्वती



પૂર્વજન્મમા એ દક્ષ પ્રજાપતિની કન્યા સતી હતા. પતિના અપમાનથી દુખી થઇને દેહત્યાગ કર્યા પછી ફરીથી એજ મહાદેવ શકરને વરવાના અભિલાષથી એમણે હિમાલયને ઘેર જન્મ ધારણ કર્યો હતો એમની માતાનું નામ મેનકા હતું હિમાલય જેવો મહા પ્રતાપી રાજા હતો, મેનકા પણ તેવી સદ્ગુણી-પતિને અનુ-રૂપ-ભાર્યા હતી પાર્વતી આ પ્રતાપી દપતીનુ બીજું સતાન હતા જેવા માતપિતા હતા તેવીજ આ કન્યા હતી પાછળથી તપશ્ચર્યા કરવા જતી વખતે એમનાં માએ ' ઉ ' ' મા ' એવુ ન કરીશ એમ કહ્યુ હતું, ત્યારથી એમનું નામ ઉમા પડ્યું હતું. ઉજ્જવળ જ્યોતિના જેવો તેમના અગનો રગ હતો માટે એમનુ બીજું નામ ' ગૌરી ' પણ કહેવાય છે પર્વતરાજની કન્યા હોવાથી પાર્વતી કહે-વાય છે. પ્રતાપી માતપિતાની એ કન્યા જગત્-જનની, આદ્યશક્તિ, સર્વ-

વ્યાપિની તરીકે ભારતવર્ષમાં આજદિનસુધી પૂજાય છે જે દિવસે તેમનો જન્મ થયો તે દિવસે પ્રાણીઓ તેમજ વનસ્પતિ સર્વને સુખનો સૂર્ય ઉગ્યો હતો એ દિવસે ચારે દિશાઓ ઝગઝગાટ થઇ રહી હતી, અને પવિત્ર વાયુ ચારે તરફ વાઇ રહ્યો હતો ચન્દ્ર જેમ ઉદય થયા પછી ધીમેધીમે પ્રતિદિન નવી કળાઓ સહિત જ્યોત્સ્નાપૂર્વક વધતો જાય છે, તેમ આ કન્યાનો મનોરમ દેહ પણ ઉંમર વધતી ગઈ તેમ તેમ અપૂર્વ લાવણ્યથી ખીલવા લાગ્યો માતપિતાનો તેમના ઉપર વિશેષ પ્રેમ હતો તેઓ એમને જોઇને અડધા અડધા થઇ જતા અને તેમને લાડ લડાવવામા કાઇ મણા ન રાખતા એ લોકો માનતા હતા કે આ બાલિકાના જન્મથી અમારૂ ઘર સુશોભિત અને પવિત્ર થયુ છે. બેનપણીઓને સાથે લઈને પાર્વતી નદીકિનારે જતા અને ત્યા રેતીના ઘર બનાવતા તથા દડા અને પુતળીઓવડે રમતા. પૂર્વજન્મમા એમણે જે વિદ્યા પ્રાપ્ત કરી હતી તેનો લેશમાત્ર પણ નાશ થયો નહોતો, એટલે વિદ્યારભ કરવાનો સમય આવી પહોચ્યો ત્યારે પૂર્વજન્મમા પ્રાપ્ત કરેલી બધી વિદ્યા પોતાની મેળેજ એમનામા ઉત્પન્ન થઇ હતી. ધીમે ધીમે બાલ્યકાળ સમાપ્ત થયો, અને યૌવનનો આરભ થયો નવયૌવનનો ઉદય થતાં વારજ સૂર્યના કિરણથી કમળ ખીલી ઉઠે છે તેમ એમનું શરીર સર્વાગ સુદર થઇ ગયુ તેમની વાણીમાં ઘણી મિઠાશ હતી તેમના મધુર સ્વરની સરખામણીમાં કોયલનો ટહુકાર પણ કર્કશ લાગતો હતો. ચાલ તેમની હરિણીશી ચપલ હતી તેમના સૌન્દર્ય અને અગાધ લાવણ્યનું વિશેષ વર્ણન નહિ કરતા એટલુંજ કહેવું પૂરતુ થશે, કે વિધાતાએ ઉપમા આપવા યોગ્ય સર્વ પદાર્થોને એકઠા કર્યાથી કેવું અપૂર્વ સૌન્દર્ય ઉત્પન્ન થાય છે, તે જોવા સારૂજ ઉપમા યોગ્ય સઘળી વસ્તુઓને પાર્વતીના શરીરમા યથાયોગ્ય સ્થાને ગોઠવીને, બહુજ કાળજી પૂર્વક રચના કરી હતી. દેવર્ષિ નારદ એક વખત વિચરતા વિચરતા હિમાલયને ઘેર જઈ પહોચ્યા અને પિતાની સન્મુખ એ અપૂર્વ રૂપગુણધારી પાર્વતીને જોઇને બોલી ઉઠ્યા કે આ કન્યા એક દિવસ મહાદેવની અર્ધાગિની બનશે એમાં સદેહ નથી. દેવર્ષિના આ વચનથી માતપિતાને શાતિ વળી અને કન્યા નવયૌવનને પ્રાપ્ત થઈ ચૂકેલી હોવા છતા પણ તેને માટે બીજો વર શોધવાની જોગવાઇ તેમણે

કરી નહિ કારણ કે એ જાણતા હતા કે મહાદેવ કરતા વધારે યોગ્ય વર પોતાની કન્યાને મળવાનો નથી એ ધારતા હતા કે કન્યાના રૂપગુણની પ્રશસા ચારે તરફ પ્રસરી ગઈ છે એટલે મહાદેવજી પોતે એનું માગુ કરશે, પરન્તુ મહાદેવજી તરફથી તો કોઇ માગુ આવ્યુ નહિ અને પર્વતરાજ પોતે માગુ કરીને મહાદેવને કન્યા આપવા ગયા નહિ એમને શકા રહેતી હતી કે રખે હુ માગુ કરવા જાઉં અને શકર મારી વિનતિને પાછી ઠેલે તો મારૂ અપમાન થાય. રખે પ્રાર્થનાનો અસ્વીકાર થાય અપમાન થાય એ બીકથી સારા માણસો પોતાને રુચતા વિષયમા પણ બેપરવાઈ દાખવે છે.

પોતાની પ્રથમ પત્ની દક્ષકન્યા સતીના દેહત્યાગ પછી પશુપતિ મહાદેવ વિષયભોગની વાસનાનો ત્યાગ કરીને ગૃહિણીશુન્ય થઇને એકાતવાસ કરતા હતા એ પરમ પ્રભુ શકર મૃગચર્મ ધારણ કરીને તપસ્યા કરવા સારૂ ગગાના પ્રવાહથી અભિષિક્ત, દેવદારના વૃક્ષોથી સુશોભિત, કસ્તૂરીની સુગધથી મહેકી રહેલા, અને કિન્નરોના સગીતથી ગાજી રહેલા હિમાલયની પાસેના એક પ્રદેશમા વાસ કરવા લાગ્યા હતા આ પ્રસગે એક બીજી વાતનો પણ ઉલ્લેખ કરવો જરૂરનો છે દેવતાઓને એક નવા સેનાપતિની જરૂર પડી, કેમકે તારકાસુર નામનો રાક્ષસ એમને ઘણુ દુખ દેતો હતો બ્રહ્માએ તારકાસુરને વરદાન આપ્યુ હતું કે દેવતાઓ તારો વધ નહિ કરી શકે એટલે એ પ્રબળ થઇને દેવતાઓને સ્વર્ગમાથી કહાડી મૂકતો હતો તથા અનેક પ્રકારના દુખ તેમને દઇ રહ્યો હતો દેવતાઓ જ્યારે બ્રહ્માની પાસે ગયા ત્યારે બ્રહ્માએ તેમને કહ્યું હતુ કે તમે તો તારકાસુરનો વધ નહિ કરી શકો મહાદેવને જે છોકરો થશે તે એને હરાવશે, પરન્તુ મહાદેવ તો ધ્યાનમગ્ન છે, પરમ જ્યોતિ છે એમના પ્રભાવ આગળ મારૂ કે વિષ્ણુનું કાઇ ચાલે એમ નથી અને અમારી હિમત પણ નથી કે એમને લગ્ન કરવાનુ કહી શકીએ હા, હિમાલયના ઘરમા અપૂર્વ રૂપવતી કન્યા પાર્વતી છે તેજ એમના ચિત્તનું આકર્ષણ કરી શકે એવી છે માટે તમે એવો પ્રયત્ન કરો કે મહાદેવ પાર્વતીના રૂપથી લોભાઇને તેની સાથે લગ્ન કરે, કે જેથી એમને પુત્ર થાય અને તે તારકાસુરનો સહાર કરીને તમારા દુખનું નિવારણ કરે

પર્વતરાજ જ્યારે જોયું કે મહાદેવ પોતાના પ્રદેશની પાસેજ તપશ્ચર્યા કરી રહ્યા છે, તો એ પણ તપસ્વીઓનો આદરસત્કાર કરવાનો રાજાનો ધર્મ છે એમ જાણીને એમની સેવામા હાજર થયો, અને અર્ઘ્યપાદ વગેરે અર્ચના કર્યા બાદ પોતાની પુત્રી પાર્વતીને આજ્ઞા કરી કે તારે આ પૂજ્ય તપસ્વીની સેવામા રાતદિવસ નિમગ્ન રહેવુ સ્ત્રીજાતિ તપસ્યાના માર્ગમા વિઘ્નરૂપ છે એ જાણવા છતા પણ મહેશ્વરે પાર્વતીની સેવા શુશ્રૂષા સ્વીકારવામા વાધો લીધો નહિ. બલ્કે તેનું અનુમોદન કર્યું, કેમકે વિકાર ઉપજાવવા યોગ્ય પદાર્થ પાસે હાજર હોય છતા પણ જેને મનોવિકાર ઉત્પન્ન ન થાય એવા મનુષ્યોનેજ ધીર પુરુષ કહેવામા આવે છે સુદર કેશવાળી, નગેન્દ્રરાજનદિની પાર્વતી મહાદેવની પૂજા સારૂ પુષ્પ, દર્ભ આદિ આણી આપતી, નિપુણતાપૂર્વક હોમની વેદિ લીપી ગુપીને સાફ કરતી તથા તેમની તપસ્યામા અનેકરીતે મદદ કરીને તેમની પરિચર્યામા ગુથાયેલી રહેતી આ પ્રમાણે પશુપતિની નિરતર સેવા કર્યાથી જ્યારે તેને થાક લાગતો ત્યારે તે મહાદેવના ચદ્રકિરણદ્વારા પોતાના દેહને શીતળ કરી લેતી. આ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા, પરતુ મહાદેવની તપસ્યામા ભગ થવાના કોઈ ચિન્હ જણાયા નહિ પેલી તરફ દેવતાઓ અધીરા થઇ ગયા દેવરાજ ઇન્દ્રે સભા ભરીને મદનને બોલાવ્યો તેની આગળ દેવતાઓની અવસ્થા જણાવી અને કહ્યું કે ‘ તું તારા બાણ વડે મહાદેવજીને સમાધિમાથી જાગૃત કરીને અમારી રક્ષા કર ” મદન ‘ જેવી આજ્ઞા ’ કહીને એ કાર્ય કરવા સમત થયો એણે ઋતુરાજ વસતને પોતાની મદદે બોલાવી રતિને સાથે લીધી અને મહાદેવના આશ્રમમા પહોચ્યો હિમાલયમા વસન્તનું આગમન થઇ ગયું સ્થાવરજગમ બધી વસ્તુઓ આનદિત અને મિલનની આશાથી પ્રફુલ્લિત થઇ ઉઠી આશ્રમની બહાર ફૂલ ખીલી ઉઠયા પશુ પક્ષી સજોડે ફરવા લાગ્યા કિન્નર કિન્નરી સાથે મળીને ગાન ગાવા લાગ્યા, પરતુ મહાદેવના ઉપર આ બધાની કશી પણ અસર થઇ નહિ એ તો ધ્યાનસ્થજ રહ્યા. એમના ધ્યાનમા જરા પણ ચચળતા જણાઇ નહિ જીતેન્દ્રિય પુરુષો ગમે તેવા વિઘ્ન આવે તોપણ મનની એકાગ્રતાનો નાશ થવા દેતા નથી એ સમયે નન્દીએ બહાર આવીને મુખ આગળ આગળી ધરીને કામદેવને ઇશારામા સમજાવી દીધું કે ‘ ચૂપ! તમે બધા સાવધાન થઇ જાઓ. કોઇ પણ પ્રકા-

રની ચપળતા ધારણ ન કરો ' નન્દીની આ પ્રમાણે આજ્ઞા મળતા વારજ વૃક્ષો નિશ્ચળ થઈ ગયા ભમરાઓએ ગુજારવ છોડી દીધો, પક્ષીઓ નીરવ થઇ ગયા, હરણાઓની લીલા અને વિચરણ બધ પડી ગયા, અને આખુ વન એકદમ શાન્ત થઈ ગયુ એ સમયે કામદેવ નન્દીની નજર ચૂકવીને પાછલે બારણેથી મહાદેવના આશ્રમસ્થાનમા ઘૂસી ગયો ત્યા જઈને જુએ છે તો મહાદેવજી વ્યાઘ્રચર્મ ધારણ કરીને વેદીની ઉપર બેસીને ધ્યાન ધરી રહ્યા છે. એમની એ વખતની શાત પણ તેજસ્વી મૂર્તિ જોઇને કદર્પ પણ અત્યત ભયભીત થઇ ગયો તેના હાથપગ ઢીલા પડી ગયા અને તેના હાથમાથી ધનુષ્યબાણુ પડી ગયા તેની પણ તેને ખબર રહી નહિ એ વખતે ભૂધરરાજનન્દિની પાર્વતી મહાદેવની આરાધના કરવા સારૂ બે સખીઓને સાથે લઈને ત્યા આવી પહોચ્યા વસતના રગબેરગી સુગધીદાર પુષ્પોના આભૂષણો તેમણે પહેર્યા હતા એ અલકારોથી તેમનુ અપૂર્વ લાવણ્ય વિશેષ ખીલી રહ્યુ હતુ. કામદેવ પણ સમજી ગયો કે હવે મારે નિરાશ થવાની જરૂર નથી ત્રિલોચન ભગવાન ગમે તેવા જીતેન્દ્રિય હશે તોપણ આ દેવીની આડમા હુ મારૂ બાણ તેમના ઉપર ફેકી શકીશ જે સમયે પાર્વતી આશ્રમમા આવી પહોચ્યા તેજ સમયે પરમ યોગી મહાદેવ પોતાના અતકરણમા પરમજ્યોતિ પરમાત્માનું દર્શન કરીને ધ્યાનમાથી જાગી ઉઠયા નન્દીએ પ્રણામ કરીને ખબર આપ્યા કે આપની સેવા કરવા સારૂ નગરાજનન્દિની પધાર્યા છે મહેશ્વરે આખના ઇસારાથી એને દાખલ કરવાની આજ્ઞા આપી પાર્વતીની બે સખીઓએ પોતાના હાથે વસન્ત કાળમા શોભે એવા જે પુષ્પ અને પલ્લવ વીણી રાખ્યા હતા તે બધા ત્રિલોચનશકરના ચરણકમલ ઉપર ચડાવ્યા ત્યાર પછી પાર્વતીએ પણ મહેશ્વરને પ્રણામ કર્યા નીચા નમતી વખતે એમના અબોડામા શોભી રહેલું કર્ણિકાનુ તાજુ ફૂલ તથા હાથમાનો નવીન પલ્લવ ભેચ ઉપર સરી પડયા એ વખતે મહાદેવે તેને આશીર્વાદ આપ્યો કે 'અન્ય કોઈ પણ સ્ત્રીનુ જેણે ચિતન કર્યું નથી, એવો પતિ તને પ્રાપ્ત થજો' એ સાભળીને પાર્વતીએ શરમથી નીચુ માથુ કર્યુ

થોડીકવાર પછી એમણે ઘણા પ્રેમથી ગુથેલી કમળના બીજની એક મનોહરમાળા શિવજીને ભેટ કરી.

મદન આ બધી લીલા છાનો માનો જોઇ રહ્યો હતો. તેણે આ પ્રસંગને પોતાને માટે અનુકૂળ લાગ સમજીને 'સંમોહન' નામનું પોતાનું અચૂક બાણ ધનુષ્ય ઉપર ચઢાવ્યુ અને શિવજીના ઉપર એ બાણ છોડવા સારૂ નિશાન તાક્યુ હવે તો શિવજીનુ મન ચચળ થઈ ગયુ એ કાઈક વિચિત્ર ભાવથી પાર્વતીના હોઠ અને મુખ કમળ તરફ વાર વાર જોવા લાગ્યા એમના મનનો બદલાયલો ભાવ જોઈ પાર્વતીએ પણ શરમાઇ જઈને મો ફેરવી લીધુ

પોતાના મનમા એકાએક વિકાર થતો જોઇને શિવજીએ ચિત્તની ચચળતાને રોકી તથા તેનુ કારણ તપાસવા ચારે તરફ જોયું તો એક વૃક્ષ ઉપર સતાઇ રહેલો મદન દેખાયો એમણે જોયુ કે એ પોતાનું ધનુષ્ય ખેચીને બાણ મારવાની તૈયારીમા છે એ જોઇને એમને એટલો બધો ક્રોધ ઉત્પન્ન થયો કે એમની ત્રીજી આખમાથી આગની એક ઝાળ નીકળી અને તેણે મદનને જોતજોતામા બાળીને રાખ કરી દીધો

શિવે વિચાર્યું કે આ બધી ગડબડ પાર્વતીના અહી આવવાથીજ થઈ છે માટે કા તો મારે એને અહી આ આવતા રોકવી જોઇએ અથવા મારે પોતાનેજ અહિથી જતા રહેવુ જોઈએ આખરે પોતેજ પોતાના ગણોને લઇને તરત ત્યાથી અતર્ધાન થઇ ગયા

શિવજીના અતર્ધાન થઇ જવાથી પાર્વતીને ઘણોજ શોક થયો, એમના હોશકોશ ઠેકાણે ન રહ્યા એમને તો એવી હોશ હતી કે હુ સેવાચાકરી કરીને આ મહ પુરુષને પ્રસન્ન કરી તેમની પત્ની બનીશ, પણ હવે એમની બધી આશા નિષ્ફળ ગઇ. નિરાશાથી એ બેહોશ થઇને ધરણી ઉપર ઢળી પડયા એમની મૂર્છાના સમાચાર સાભળીને એમના પિતા ત્યા આગળ આવી પહોચ્યા, અને સમજાવીને પાર્વતીને પોતાને ઘેર લઈ ગયા

ઘેર ગયા છતા પણ પાર્વતીની દશા સુધરી નહિ. એ દિનપ્રતિદિન સુકાતાજ ગયા. આખરે એમણે શરમ મૂકીને પોતાની માતાને કહ્યુ "મા, હુ મારા મનથી ભગવાન શકરને વરી ચૂકી છુ. એટલે એમના દર્શન વગર મારાથી એક ઘડીભર પણ રહેવાય એમ નથી હુ એમને ચાહુ છુ અને એમની પ્રાપ્તિને સારૂ તપસ્યા કરવા કોઈ એકાન્ત વનમાં ચાલી જઇશ અને એમનુંજ ધ્યાન ધરીશ આશા છે કે મારી ભક્તિ અને પ્રેમ જોઇ એ મારા પ્રત્યે આકર્ષાશે." માતાએ કન્યાને છાતી

સરસી ચાપીને કહ્યુ "બેટા, તારા ઘરમાજ અનેક દેવતાઓ વસે છે તું એમનીજ પૂજા કેમ નથી કરતી ? એમનીજ પૂજાથી તારા મનોરથો પૂર્ણ થઇ જશે. ક્યા તપ અને ક્યા તારૂ આ કોમળ શરીર ? સરસવનુ ફૂલ ભમરાનો ભાર ભલે સહન કરી શકે, પણ પક્ષીનો બોજ એનાથી સહન નથી થઇ શકતો "

પરંતુ દૃઢ સંકલ્પવાળી પાર્વતીએ માતાની એક પણ શિખામણ ન માની અને પિતાને પણ સમજાવીને, છેવટે બન્નેની સમતિ તપશ્ચર્યા કરવા સારૂ મેળવી.

પિતાની આજ્ઞા મળતા વારજ પાર્વતીએ પોતાના ગળામાથી હીરાનો કિંમતી હાર કહાડી નાખ્યો, બધા ઘરેણા ઉતારીને ફેંકી દીધા અને વલ્કલ ધારણ કર્યા તથા અંબોડો છોડી નાખીને એની જટા ધારણ કરી લીધી ત્યાર પછી એ પર્વતના એક ઉંચા શિખર ઉપર સખ્ત તપશ્ચર્યા કરવા લાગ્યા હવે એ નિયમપૂર્વક સ્નાન કરતા, હવન કરતા, સ્તોત્ર આદિનો પાઠ કરતાં અને રાતદિવસ શિવના નામની માળા જપતા ધીમે ધીમે એ તપશ્ચર્યા વધારે કઠણ થવા લાગી એ કઠિન તપ કરીને સુકુમાર પાર્વતીએ સાબિત કરી આપ્યુ કે એ કનક–કમળના બનેલા છે. કેમકે એમ ન હોય તો કુસુમ કરતા પણ વધારે કોમળતા હોવા છતા પણ તપના દુઃખ વેઠવા જેટલી કઠોરતા ક્યાથી હોય ?

વૈશાખજેઠના પ્રચંડ તાપના દિવસોમા પાર્વતી ચારે તરફ ધણી સળગાવીને બેસતા ઉપરથી સૂર્ય પોતાના પ્રચંડ કિરણો ફેંકીને એ આગને વધારે ભયંકર કરી દેતો પાર્વતીને આ પ્રમાણે પંચાગ્નિ તપતા જોઇને મોટા મોટા તપસ્વીઓ પણ આશ્ચર્ય ચકિત થઇ જતા

શ્રાવણભાદરવાના મુસળધાર વરસાદમા પણ પાર્વતી ખુલ્લા મેદાનમા એક શિલા ઉપર ચુપચાપ બેસી રહીને ધ્યાન ધરતા અને વરસાદની ધારા કે વિજળીનો જરાપણ પરવા નજ કરતા

શિયાળામા પર્વત ઉપર બરફ જામી જતો, ઠંડી હવા ચાલતી એવે સમયે પાર્વતી તળાવની અંદર બેસીને તપશ્ચર્યા કરતા આ ઉગ્ર તપશ્ચર્યા કરતા વખતે એમણે ફળફૂલ કે કંદમૂળ કશાનું ભોજન કર્યું નહિ કેવળ જળ અને વાયુથીજ દેહનો નિર્વાહ કર્યો.

આ પ્રમાણે પાર્વતીને તપશ્ચર્યા કરતા અનેક દિવસ વીતી ગયા ત્યારે એક દિવસ એક બ્રહ્મચારી તેમની આગળ આવી પહોચ્યો એના શિર ઉપર લાબી જટા, હાથમા પલાશનો દ ડ અને બગલમા મૃગછાલા હતી જોતા વારજ એ જાણે બ્રહ્મચર્યનો અવતાર હોય એવુ જણાતુ હતુ

બ્રહ્મચારીને જોઇ પાર્વતી ઉત્સાહપૂર્વક ઉભા થયા અને એમને પ્રણામ કરીને કુશળ સમાચાર પૂછવા લાગ્યા ત્યાર બાદ અર્ઘ્ય, પાદ્ય આદિ સામગ્રીઓવડે અતિથિની પૂજા કરી, કેમકે અતિથિ તો બધાને ગુરુ સમાન પૂજ્ય છે તેમા વળી આ અતિથિ તપસ્વી હતો પાર્વતીએ આપેલા એક કુશાસન ઉપર બિરાજ્યા પછી એ બ્રહ્મચારીએ તેમને આવું કઠણ તપ આદરવાનો હેતુ પૂછયો એણે કહ્યુ કે તમને રૂપ, ગુણ, ઐશ્વર્ય, સુખ આદિ કોઇ પ્રકારની મણા નથી છતા શામાટે આ યૌવનના આરભમાજ આવુ કઠણ તપ લઈ બેઠા છો ? શુ તમે યોગ્ય પતિ પામવાને સારૂ આવુ તપ આદર્યું છે. એવુ હોય તો આજજ એ તપને સમાપ્ત કરો, કેમકે તમારા જેવુ રત્ન ગ્રાહકને ખોળતુ ફરે એ તો ઉલટી વાત છે ગ્રાહક તો પોતાની મેળેજ રત્નની શોધમા ફરતા ફરે છે રત્ન ગ્રાહકની પાસે શા સારૂ જાય ?

પાર્વતીના સ કેત અને તેની સખીના કહેવાથી બ્રહ્મચારીને જ્યારે જણાયુ કે પતિપ્રાપ્તિ સારૂજ આ તપ છે, અને જે ભાગ્યશાળી પુરુષ ઉપર પાર્વતીની પસદગી ઉતરી છે તે નર મહાદેવ શકર છે ત્યારે એણે કહ્યુ “ અરે ! તમારો આ સકલ્પ જાણી મને ઘણોજ ખેદ થયો છે તમારૂ લગ્ન એમની સાથે થયુ તો એમજ સમજજો કે તમારા ઉપર આફતનો પહાડ તૂટી પડયો તમારૂ જોડુ કજોડુ થશે કયા તમારૂ સુદર કોમળ શરીર અને કયા સર્પોથી ભૂષિત એમનુ ભયાનક સ્વરૂપ ! લગનના દિવસથીજ તમારા તો ભોગ મળશે સુદર મહેલોમા ઉછરેલા તમને શ્મશાનમા તો એ રાખશે એમના કયા ગુણ ઉપર તમે મોહી ગયા છો ? એમનું રૂપ તો દેખતા વારજ બ્હી મરીએ એવું છે એમના કુળનો પત્તો નથી ધનસપત્તિ તો કાઇજ નથી વાઘ–ચર્મની લગોટી મારીને રોજ ફરતા ફરે છે કયા તમારા જેવી મ ગળમયી રાજકુમારી અને કયા અમ ગળનું રૂપ શિવ ! પાર્વતી ! ! તમે આ ખોટો અને ગેરવ્યાજબી વિચાર છોડી દો ”

ભાવિ પતિની આ પ્રમાણે નિદા સન્નારી કેવી રીતે સાખી શકે ?

પાર્વતીને બ્રહ્મચારીના વાક્યોથી ઘણોજ ગુસ્સો ચડ્યો અને એ બોલી ઉઠ્યા ' બસ બહુ થયુ. વધારે બોલવાની જરૂર નથી શિવજીના ગુણ તમે શુ જાણો? મહાત્માઓના અલૌકિક ચરિત્ર સાધારણ લોકોની સમજમા નથી આવતા, એથી તેઓ એમની નિદા કરે છે. તમે ક્યાથી સાભળ્યુ છે કે શિવજી કગાલ છે? આખી દુનિયા જેમનાથી પોતાનું ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે એ પોતે કગાલ, ભિખારી કેવી રીતે હોય? ખરી વાત એ છે કે એ વૈભવઐશ્વર્યની કાઇ પણ કદર નથી કરતા એ ધન-હીન હોવા છતા પણ આખી સૃષ્ટિને ધન આપે છે શ્મશાનમા રહેવા છતા પણ ત્રણે લોકોનું પાલન, પોષણ, રક્ષણ અને શાસન કરે છે ભયકર રૂપ ધારણ કરવા છતા પણ એ પરમ મગળમય કલ્યાણકારી છે વધારે શુ કહુ? એ વિશ્વમૂર્તિ છે તમે જેટલી વાનો કહી છે તે વગર વિચાર્યે કહી છે દુનિયા એમને ગમે તેવા ધારે, પરતુ મારા મનમા એમને માટે જે પ્રેમ અને પૂજ્ય ભાવ છે તે કદાપિ ઓછા થનાર નથી. હુ મારો સકલ્પ છોડવાની નથી બસ તમે હવે ચૂપ રહો "

> " વ્યર્થ દોષ કહનેકી ઇચ્છા તુઝમે યદપિ સમાઈ હૈ,
> એક બાત શકરસબધી તૂને સત્ય સુનાઇ હૈ
> બ્રહ્માકાભી કારણ જીનકો બતલાતે હૈ વિજ્ઞાની,
> કૈસે જાન સકેગા ઉનકા ઉદ્‌ભવ તૂહે અજ્ઞાની?
> તૂને જૈસા ઉન્હે સુના હૈ વૈસા હોનેહે દે નિઃશેષ,
> કરના નહી ચાહતી હૂ મૈં તુઝસે વાદવિવાદ વિશેષ
> મૈ ઉનમે અનુરક્ત એક હી સરસ ભાવસે ભલે પ્રકાર,
> સ્વેચ્છાચારી—જન કલકકા કરતે નહી કદાપિ વિચાર"

પાર્વતીની આ ધમકી સાભળીને બ્રહ્મચારી જવાબમા કઇ કહેવા જતો હતો તેને રોકી પાર્વતીએ પોતાની સખીને કહ્યું " બેન, જો આ બ્રહ્મચારી પાછો કાઇ બોલવા માગે છે કેમકે એના હોઠ હાલે છે તું એને મના કર, કે એ વધારે ન બોલે, કેમકે મહાત્માઓની નિદા કરનાર પાપી બને છે એટલુંજ નહિ પણ એના મુખમાથી નીકળેલી નિદાને સાભળનાર પણ પાપનો ભાગી બને છે "

એટલુ કહીને પાર્વતી જવા લાગી એટલે બ્રહ્મચારીએ આગળ વધીને

તેનો હાથ પકડી લીધો. હવે પાર્વતીએ વિચિત્ર ચમત્કાર જોયો. બ્રહ્મચારી તો અન્તર્ધાન થઇ ગયો અને એને બદલે સ્વયં ભગવાન શંકર ઉભેલા દેખાયા એમને જોતાજ પાર્વતી શરમાયા શિવજીએ કહ્યુ "આજથી તમે મને તમારો અનુચર દાસજ સમજજો હુ તમારા ગુણો ઉપર ખરા અંતઃકરણથી મુગ્ધ છુ. તમારી તપશ્ચર્યાએ મને પૂર્ણ રૂપથી તમારા હાથમા સોપી દીધો છે બસ આજથીજ હું તમારો છુ"

સ્વયંવર (પસંદ કરીને પરણવાના) પ્રસંગો આજ પણ બીજા દેશોમા તથા આપણા દેશમા ઘણી જગ્યાએ બને છે, પરંતુ ભાવી દંપતીમા એક બીજાના ગુણ પ્રત્યે આવો અનન્ય પક્ષપાત, સંપૂર્ણ શ્રદ્ધા, અન્યોન્યની પ્રાપ્તિ માટે અથાગ કષ્ટ સ્વીકાર અને ઘોર તપસ્યા કેટલામા દીઠામા આવે છે! પતિપત્નીના સંબંધની ભાવના ભારતવર્ષમા કેટલી ઉચ્ચ હતી તે હજારો બલ્કે લાખો વર્ષોથી ચાલતી આવેલી દેવદેવીઓની આ પુણ્ય કથાઓ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે અને હજુ પણ ભારતના યુવક-યુવતીઓને સન્માર્ગે દોરે છે

શંકરના મુખેથી પોતાનો મનોરથ સફળ થયાના સમાચાર સાભળીને પાર્વતીના હર્ષનો પાર રહ્યો નહિ વર્ષોની કઠિન તપશ્ચર્યાનો થાક એક પળમાત્રમા ઉતરી ગયો ખરી વાત તો એ છે કે ફળની પ્રાપ્તિ થતા વારજ એને માટે ઉઠાવેલા દુઃખ અને ક્લેશની વાત ભૂલીજ જવાય છે, અને શરીરમા નવીન સ્ફૂર્તિ આવે છે કવિ કાલિદાસ કહે છે.—

"હે! નતગાત્રિ! આજ ઇસ દિનસે મુઝકો અપના સેવક માન,
'મોલ લે લિયા તૂને તપસે' યો જબ બોલે શમ્ભુ સુજાન.
તત્ક્ષણ હુઆ શૈલતનયા કે પ્રબલ પરિશ્રમકા પરિહાર,
ક્લેશ સમૂલ ભૂલ જાત હૈ ફલ મિલને પર મનોનુસાર"

પાર્વતીના દૃઢ પ્રેમ, પ્રબળ નિષ્ઠા અને નિરંતર તપશ્ચર્યાની અસરથી શંકરે વૈરાગ્યનો ત્યાગ કરી પુનઃ ગૃહસ્થાશ્રમી થવાનો સંકલ્પ કર્યો.

શિવજીનો સંકલ્પ જાણી જઇને પાર્વતીએ પોતાની સખીદ્વારા એમને જણાવ્યું કે "આપ મારૂં માગું મારા પિતાજીની આગળ કરો તો ઘણી સારી વાત છે, કેમકે કન્યાદાન પિતાની દ્વારાજ થવું જોઇએ." શિવજીએ એમ કરવાનું કબૂલ કર્યું, અને એ કામ પાર પાડવા સારૂ વસિષ્ઠ,

અંગિરા આદિ પરમ તેજસ્વી સાત ઋષિઓનું સ્મરણ કર્યું થોડીવારમાજ એ સાત ઋષિઓ આવી પહોચ્યા અને સાથે વસિષ્ઠપત્ની પરમ વિદુષી અરુન્ધતી દેવીને પણ લેતા આવ્યા. શિવજીએ સાત ઋષિઓનો જેટલો આદર સત્કાર કર્યો તેટલોજ દેવી અરુન્ધતીનો પણ કર્યો સ્ત્રી ગણીને એમણે અરુન્ધતીના આદરમા જરા પણ કચાશ રાખી નહિ આ પુરુષ છે માટે એને અધિક માન આપવુ જોઇએ, અને આ સ્ત્રી છે માટે એને ઓછું માન આપવુ એવા પ્રકારનો વિચાર અવિવેકી પુરુષોના હૃદયમાજ ઉત્પન્ન થવા પામે છે વિવેકી સજ્જનો એવો ભેદભાવ નથી રાખતા તેઓ કેવળ શુદ્ધ ચારિત્ર્યનેજ માન આપે છે અરુન્ધતીને જોઇને શિવજીને લગ્ન કરવાની ઇચ્છા વધારે દૃઢ થઈ સુશીલ, વિદુષી, અને વ્યવહારકુશળ પત્ની પતિની સહધર્મિણી થઇને હજારો રીતે તેને કેટલી બધી ઉપયોગી થઈ પડે છે તેનું ભાન હવે તેમને થયું. ધાર્મિક ક્રિયાઓનું મૂળ કારણ પત્નીજ છે પતિવ્રતા પત્ની મળ્યાથી ધર્માનુષ્ઠાન સારી રીતે થઇ શકે છે

પાર્વતીની સાથે લગ્ન કરવામા પણ શિવજીનો ઉદ્દેશ વિષયભોગનો નહિ પણ ધાર્મિક સસ્કારો અને કર્મો રીતસર કરી શકાય એજ હતો એ હેતુ સિદ્ધ કરવા સારૂ શિવજીએ ઋષિઓને પોતાનો વિચાર જણાવ્યો અને કહ્યુ કે તમે હિમાલયની પાસે જઇને એની કન્યાનું મારે માટે માગુ કરો. આર્યા અરુન્ધતી આપની સાથે છે એટલે એ કામ વધારે સુગમ થઇ પડશે, કેમકે એવી બાબતોમા સ્ત્રીઓની બુદ્ધિ વધારે પહોચે છે

મહાદેવની ઇચ્છાનુસાર સપ્તર્ષિ હિમાલયની રાજધાની ઓષધિપ્રસ્થ નગરીમા ગયા. હિમાલયરાજે ઋષિઓ અને દેવી અરુન્ધતીનો યથાવિધિ સત્કાર કર્યો, અને પોતાના દેશને પાવન કરવાનો હેતુ પૂછ્યો એના ઉત્તરમા ઋષિઓએ શિવજીનો યોગ્ય શબ્દોમા પરિચય આપીને કહ્યુ કે મોટા મોટા દેવતાઓ જેના ચરણમા શિર નમાવે છે એમની સાથે જો તમે તમારી કન્યાનું લગ્ન કરશો તો તમે જગદ્‌ગુરુ શકરના પણ ગુરુ બની જશો તમારા સૌભાગ્યનો પાર નહિ રહે.

જે સમયે ઋષિઓ હિમાલય સાથે વાતચીત કરી રહ્યા હતા તે સમયે પાર્વતી પિતાની પાસે શાત ઉભી રહી હતી અને હૃદયમાં ઉત્પન્ન થતા હર્ષને શરમને લીધે છુપાવી રહી હતી, તથા કમળની પાખડીઓ ગણવાનો

ઢોંગ કરી રહી હતી.

હિમાલયે ઋષિઓની વાતચીત સાભળ્યા પછી પોતાની પત્ની મેનકાનો અભિપ્રાય પૂછ્યો. મેનકા પતિવ્રતા હતા, અને પતિવ્રતા સ્ત્રીઓ કદિ પણ પતિને પ્રતિકૂળ હોય એવું કામ નથી કરતી એ તો પતિના મનની વાત જાણી જઇને સર્વદા એની મરજી મુજબ વર્તે છે. એટલે મેનકાએ પણ પતિની ઇચ્છાને અનુસરીને કહ્યુ 'ઘણી સારી વાત છે ભગવાન શકર જેવો વર બીજો કયા મળવાનો છે ? માટે મારી તો સલાહ છે કે આપે આ સબધ બાધવામા જરા પણ વિલબ ન કરવો જોઇએ '

પત્નીની સમતિ મળ્યા પછી એણે પુત્રી પાર્વતીનો હાથ પકડીને કહ્યુ 'બેટા, અહીં આવ. વિશ્વાત્મા શિવ મારી પાસે તારી પ્રાર્થના કરે છે. માગુ કરવા આ જગન્માન્ય અને પરમપૂજ્ય ઋષિઓ આવ્યા છે. મારે માટે આથી વધારે સદ્ભાગ્યનો દિવસ કયો હોય ? એટલું કહી હિમાલયે સપ્તર્ષિઓની તરફ જોઇને કહ્યુ, ' આ કન્યા આપને નમસ્કાર કરે છે. એને આજથીજ આપ ત્રિલોચન શિવની વહુ સમજશો '

ઋષિઓએ પર્વતરાજનો ઉપકાર માન્યો, અને પાર્વતીને અનેક આશીર્વાદ આપ્યા. દેવી અરુન્ધતીએ પણ તેને માથે હાથ ફેરવીને સપ્રેમ આશીર્વાદ આપ્યો.

ઋષિઓની સમતિથી ત્યાર પછીના ચોથા દિવસનુ લગ્નમુહૂર્ત નક્કી થયુ યથાસમય એ શુભદિન પણ આવી પહોચ્યો અને શુભ ઘડીએ હિમાલયે પુરોહિતો અને ઋષિઓની સમક્ષ પોતાની લાડકી કન્યા પાર્વતીનું શિવજીને દાન કર્યું. બ્રહ્માદિ દેવતાઓ પણ એ પવિત્ર લગ્નમા હાજર હતા બ્રહ્માએ પાર્વતીજીને વીર–માતા થવાનો આશીર્વાદ આપ્યો દેવતાઓની પ્રાર્થનાથી શિવજીએ મદનના શાપનું નિવારણ કરીને એને પુન સજીવન કર્યો

યથાસમયે વર–કન્યા વિદાય થયા અને પાર્વતીની સાથે શિવ કૈલાસપુરી પહોચ્યા શિવની અધારી ઝુપડીમાં રૂપની અપૂર્વ જ્યોતિ ઝળકી ઉઠી, એટલુજ નહિ પણ શિવજીનું એ પ્રેતસ્થાન પાર્વતી જેવી સુશિક્ષિત, સસ્કારી અને વિવિધ કળાનિપુણ સ્ત્રીના આવવાથી ખરેખર સ્વર્ગધામ બની ગયુ. તેમણે કૈલાસ જઇને આશ્રમની ચારે પાસ સુગધિત પુષ્પની

ક્યારીઓ લગાડી દીધી વાયુની સાથે આવતી મીઠી મીઠી મ્હેકથી આખો આશ્રમ સુગંધિત થઇ ગયો. પર્ણકુટીની આસપાસ ખીલી રહેલી વેલોની રચના કાંઇ વિચિત્રજ શોભા આપવા લાગી જ્યા દૃષ્ટિ નાખો ત્યા સૌન્દર્યજ સૌન્દર્ય દેખાવા લાગ્યું કંઇ ભ્રમરો ગુંજી રહ્યા છે, કંઇ પક્ષીઓ પોતાની મધુર રાગણીથી કૈલાસમા કલરવ મચાવી રહ્યા છે જાણે કે આ સુદર કૈલાસની રચનાને માટે તેઓ પાર્વતીને ધન્યવાદ આપતા હોયને !

પાર્વતીના આવ્યાથી શિવજીને જે આનંદ થયો તેનુ તો પૂછવુજ શુ ! જ્યારે બે પવિત્ર આત્માઓનો સંબધ થાય છે, ત્યારે ચિત્તમા કાંઇ વિચિત્રજ આનંદ થાય છે પતિના વિશાળ હૃદયમા પાર્વતીએ હૃદયેશ્વરી રૂપે નિવાસ કર્યો બન્ને નમ્ર, સુશીલ અને શુદ્ધ હૃદયના હતા. બન્નેના હૃદયમા ઈશ્વરનો અનુરાગ, પ્રેમ અને વૈરાગ્યની નદી વહેતી હતી-બન્ને શુદ્ધ આત્માઓ સસારની ક્ષણભંગુર વાસનાને તુચ્છ ગણીને પોતાનું કર્તવ્ય યથાશક્તિ પાલન કરતા હતા

શિવજીને વનમા વિચરવાનો ઘણો શોખ હતો પાર્વતી પણ હિમાલય જેવા સુદર પ્રદેશમા ઉછરેલા હોવાથી પ્રકૃતિ દેવીના ઉપાસક હતા. એટલે પરણ્યા પછી દંપતીએ કેટલોક વખત ભિન્ન ભિન્ન સ્થાનોમાં ફરવામા ગાળ્યો કેઈ દિવસ સુમેરુ પર્વતના રમણીય શિખર ઉપર તો કોઇ દિવસ મંદરાચળની ગુફાઓમા, કોઈ દિવસ મલયાચળની ખીણોમા તો કોઇ દિવસ નંદનવનની કુંજોમા અને કોઇ દિવસ ગંધમાદન પર્વતના ઘાડા વનમા વિહાર કરતા એ દેવ-દમ્પતી સુખી જીવન ગાળવા લાગ્યા થોડા દિવસો બાદ દેવી પાર્વતી ગર્ભવતી થયા, અને આખરે ઠારે એવા સુદર બાળકનો જન્મ યથાસમયે થયો સમુદ્રમા જેમ રત્નજ ઉત્પન્ન થાય છે, એમ પાર્વતીનો આ પુત્ર પણ દેવતાઓમા રત્નસમાન થયો દેવોની આશા આજે ફળીભૂત થઇ એ પુત્રદ્વારા દેવતાઓના શત્રુનો નાશ થશે એ આશાથી દેવોએ પુષ્પવૃષ્ટિ કરી માતાપિતાએ બાળકનું નામ 'કાર્તિકેય' પાડયુ એ બાળક ઘણો સુલક્ષણો નીવડયો કિશોર અવસ્થા આવવા પહેલાજ એણે શસ્ત્ર અને શાસ્ત્ર બન્નેમા પ્રવીણતા મેળવી એટલી નાની વયમા એમની વિલક્ષણ વીરતા અને વિદ્વત્તાઆદિ ગુણો જોઇને લોકો આશ્ચર્ય પામતા. ખરી વાત તો એ છે કે સુયોગ્ય માતપિતાનાં સંતાન એવાજ

બળવાન, કર્મયોગી, ધર્મપરાયણ અને ગુણવાન નીવડે છે. ધીમે ધીમે કિશોરાવસ્થા પણ વીતી અને જુવાની આવી, એટલે દેવતાઓએ આવી શિવજીને વિનતિ કરી કે આપના પુત્રદ્વારાજ અમે તારકાસુરના અત્યાચારથી બચી શકીએ એમ છીએ, માટે આપ પુત્રને આજ્ઞા આપો કે એ અમારા સેનાપતિ બનીને રાક્ષસોનો સહાર કરે પિતાએ પુત્રને રણ-ક્ષેત્રમા આજ્ઞા આપી એટલે કુમાર કાર્તિકેય માતાની સમીપ રણમા જવાની વિદાય માગવા ગયા વીરમાતા પાર્વતીએ તેમને ખોળામા બેસાડીને પ્યા-રથી માથુ સુઘીને કહ્યુ, " બેટા ! જાઓ. હું ઘણીજ ખુશીથી તને યુદ્ધમા જવાની રજા આપુ છુ હુ એજ ચાહું છુ કે તુ રણમા શત્રુઓનો પરાજય કરીને મારૂ ' વીરમાતા ' નામ સાર્થક કરે " આ શબ્દો કહેતી વખતે પાર્વતીના મુખ ઉપર અપૂર્વ ઉત્સાહ, અલૌકિક તેજ, અદ્દભુત આનદ તથા પ્રબળ આત્મગૌરવની ઝળક સ્પષ્ટ દેખાવા લાગી. પ્રત્યેક વીરમાતાના મુખ ઉપર બાળકને ધર્મયુદ્ધમા, દેશ કે જાતિસેવા કરવા મોકલતાં એવીજ ઝળક દેખાય છે.

કાર્તિકેયની સરદારી નીચે તારકાસુર અને તેના રાક્ષસસૈન્ય સાથે દેવતાઓનુ ભયકર યુદ્ધ થયુ. બન્ને પક્ષે પુષ્કળ બળ અને કોશલ દાખવ્યું પણ છેવટે કુમાર કાર્તિકેયને હાથે તારકાસુર મરાયો અને દેવો વિજયી થયા દેવતાઓ તરફથી પુરૂ સન્માન પામીને કાર્તિકેય જ્યારે ઘેર પાછો ગયો ત્યારે માતાપિતાના હર્ષનો પાર રહ્યો નહિ. પાર્વતી આજેજ પોતાને ખરેખરાં પુત્રવતી સમજવા લાગ્યાં. જે પુત્ર વીરતા, કર્મ-ણ્યતા અને લોકહિતદ્વારા માતપિતાના યશને વધારે નહિ એવા પુત્રનુ પ્રયોજન પણ શું ? સદ્દગુણોથી માતાપિતાને ઠારે તેજ પુત્ર.

નારીજીવનનો પૂર્ણ વિકાસ માતૃપદ પ્રાપ્ત થયા પછીજ થાય છે. કાર્તિકેયના જન્મપછી પાર્વતી જગન્માતા કહેવરાવવા યોગ્ય બન્યા. આખું જગત્ એમને પુત્રસમાન દેખાવા લાગ્યુ અને એમનો પ્રેમ પતિ કે માત-પિતાની સાકડી હદ ઓળગીને હવે આખા સસાર તરફ દોડ્યો. એમની કરુણા અને સેવાની ગંગા જગત્માં વહેવા લાગી. પતિની સાથે ફરવા જતા ત્યારે અનેક દુ:ખી અને દરિદ્રીના સંકટનું નિવારણ કરતાં પ્રવા-સમાં કોઇ દુ:ખીનો આર્તસ્વર સાભળવામાં આવતાં, એમ કહેતા કે 'હે

ભગવાન્! કોઇ દુ:ખિયો રોઈ રહ્યો છે ચાલો આપણે જોઇએ કે એના ઉપર શી આપત્તિ પડી છે?' શિવજી કહેતા કે 'એવા તો ઘણાએ દુ ખીઆ સસારમા પડયા છે તું કોના કોના દુ ખ મટાડીશ?' પાર્વતીજી કહેતા કે 'એ તો ખરૂ પણ વહાલા! દયા, કરુણા, લાગણી એ પણ મનુષ્યની સ્વાભાવિક ગુણ છે ને?' બન્ને પતિપત્ની દુ ખી મનુષ્યની પાસે જતા તેની ખબર પૂછતા અને યથાશકિત મદદ આપતા પાર્વતીજીને થઇ ગયે ઘણા યુગ થઇ ગયા, પણ એમની ઉદારતા, દયા, વિદ્વત્તા અને નીતિ સબધી અનેક વાતો આજે પણ હિન્દુ બેનો ઘણી શ્રદ્ધાપૂર્વક સાભળે છે, અને પોતાના કર્તવ્યકર્મ સબધી શિક્ષણ મેળવે છે

પાર્વતીજીનુ જીવન લખવા બેસીએ તો એક મોટુ પુસ્તક ભરાઈ જાય, કારણ કે જૂના પુસ્તકો ઉપર વિશ્વાસ રાખીએ તો કહેવુ પડશે કે એ પરમવિદુષી પણ હતા શિવજીના સમાધિમાથી ઉઠયા પછી પતિ-પત્ની વચ્ચે વિદ્યાસબધી ઘણી વાતચીત થતી પાર્વતી પ્રશ્ન પૂછતા, અને શિવજી નમ્રતા અને સ્નેહપૂર્વક ઉત્તર આપતા હતા એ શાસ્ત્ર-ચર્ચા ઘણું ખરૂ વૈરાગ્ય અને મોક્ષ સબધી થતી તે ઉપરાત સાસારિક વિષયોની પણ અનેક ચર્ચા થતી. પુરાણોમા એ વાર્તાવિનોદ વાચીને આનદ થાય છે

પાર્વતીના બીજા પુત્ર 'ગણેશ' હતા જે સર્વ શુભ કામોમા બધા દેવતાઓ કરતા પહેલા પૂજા પામવા યોગ્ય ગણાય છે

દેવી પાર્વતીને સગીતનુ ઘણુ ઉંચા પ્રકારનુ જ્ઞાન હતુ. સગીતમાં તાડવ અને લાસ્ય બે પ્રકાર છે તાડવનો પ્રચાર શિવજીએ અને ગુજરા-તમા ચાલતા ગરબાના પ્રકારના સગીતનો પ્રચાર પાર્વતીજીએ કર્યો હતો એમ મનાય છે

પાર્વતીજીમા સ્ત્રીઓને છાજે એવા ગુણો તો હતાજ, પણ તે ઉપ-રાત દેશનો પ્રબધ કરવાનું કામ પણ તે સારૂ જાણતા હતા યુદ્ધકળામા પણ તે વિશેષ નિપુણ હતા જગદબા, મહામાયા, શકિતઆદિ અનેક નામોથી એમના પરાક્રમોના આખ્યાન પુરાણોમા લખાયા છે, અને તેમની એ વીરમૂર્તિ આજે પણ લાખો હિન્દુઓ તરફથી શ્રદ્ધા અને ભકિત

પામે છે. સ્ત્રીઓમા પુષ્પના કરતા વધારે સુકુમારતા હોવા છતા અન્યાય, અત્યાચારનો વિરોધ કરવાનો પ્રસગ આવતા કેટલી વીરતા, સાહસ અને પ્રચંડતા તેઓ દાખવી શકે છે, એનુ ભાન એ આખ્યાનો સારી રીતે કરાવે છે દેશરક્ષામા સ્ત્રી અને પુરુષ ઉભયનુ કામ એ પોતે કરતા હતા.

શુમ્ભ અને નિશુમ્ભ નામના રાક્ષસોએ અફગાનિસ્તાનને રસ્તે થઈને એક વખત આર્યાવર્ત ઉપર આક્રમણ કર્યું, આર્યોના ખેતરોનો તેમણે નાશ કરી નાખ્યો, કેટલાએ ગામ ઉજ્જડ કરી નાખ્યા, અને ગામની વસ્તીમા અત્યાચાર કરવો શરૂ કર્યો. આર્યો ઘણીવાર તેમના સામા થયા પણ તેમને જય ન મળ્યો, એકે એકે બધા યોદ્ધા રણભૂમિમા માર્યા ગયા, શૂરવીરોનું હૃદય કાપવા લાગ્યું, જ્યારે સગ્રામ કરવા યોગ્ય કોઈ ન રહ્યું, અને સ્વજાતીય વીરપુરુષોને, શત્રુઓને હાથે મરેલા જોયા, ત્યારે આર્યો આસપાસ નાશી ગયા બેચાર દિવસ પછી એ લોકોએ એકઠા મળીને ઠરાવ કર્યો કે રાજર્ષિ દધીચિને યુદ્ધ કરવા માટે નિમંત્રણ મોકલવું જોઇએ એ ઋષિ વૃદ્ધ થઇ ગયા હતા, એમની કમર વાકી વળી ગઈ હતી, પણ આખરે તેઓ વીર હતા. દેશરક્ષાને માટે યુદ્ધમા ઉતરતા તે કેવી રીતે અચકાય ? તરતજ એ તપોવન છોડી દઇને દેશરક્ષાને માટે રણક્ષેત્રમા આવી ઉભા રહ્યા એમના આવ્યાથી ક્ષત્રીઓના જીવમા જીવ આવ્યો. પાછા બધા એમના ઝડા નીચે આવીને હાજર થયા, અને સંગ્રામ કરવા તૈયાર થયા, પરન્તુ દધીચિ વૃદ્ધાવસ્થાને લીધે માર્યા ગયા અને આર્યો પાછા પરાજય પામ્યા

હવે ક્ષત્રીઓમાથી સરદાર બનાવવા યોગ્ય પ્રતાપી અને શૂરવીર રાજા કોઇ રહ્યો નહિ. આખરે બધાએ ઘણો વિચાર કરીને એવો નિશ્ચય કર્યો કે શિવજીને દેશરક્ષાને માટે નિમંત્રણ મોકલવું જોઈએ બેચાર ક્ષત્રીપુત્રો તેમને તેડી લાવવા કૈલાસ ગયા. પાર્વતીએ તેમનો યથેષ્ટ સત્કાર કર્યો. જ્યારે એમણે દેશરક્ષાનો સંદેશો કહ્યો, ત્યારે પાર્વતીજીએ કહ્યું કે 'શિવજી સમાધિમા બેઠા છે. એમને જગાડવાની મને આજ્ઞા નથી એ સમાધિમાથી ક્યારે ઉઠશે તે પણ ખબર નથી, અને તમે કહો છો કે અમારી સેનામા હવે કોઇ સરદાર રહ્યો નથી. સમય ઘણો અણીનો આવ્યો છે, તો ચાલો, હું પોતે તમારી સાથે આવીને શત્રુઓને પરાસ્ત કરી દઇશ.'

દેવીની વાત સાભળીને વીર યુવકોનું હૈયુ ભરાઇ આવ્યુ. બલિષ્ઠ શત્રુની સાથે કોમલાગી સ્રી શુ યુદ્ધ કરશે ? થોડી વારસુધી એ લોકો ચુપ રહ્યા, પછી પાર્વતીએ એમના અ ત કરણનો ભાવ સમજી જઇને કહ્યુ ‘ તમે એમ ધારો છો કે સ્રીઓ નિર્બળ હોય છે, એમનાથી શુ યુદ્ધ થવાનુ હતુ ? ’ પણ એ તમારી મોટી અજ્ઞાનતા છે જેના ઉદરથી તમારી ઉત્પત્તિ છે, જેના રજ અને માસાદિથી તમારૂ શરીર બન્યુ છે, જેના દૂધથી તમારા શરીરનું પાલન પોષણ થયુ છે, તે સ્રી નહિ તો બીજુ કોણ છે ? સ સારમા તમે જેટલો પ્રકાશ દેખો છો તેનુ કારણ સ્રીજ છે તમે ભૂલભરેલા વિચારોને તમારા અ ત.કરણમાથી બિલકુલ કહાડી નાખો હુ તમારી સાથે બે કારણોથી આવુ છુ. એક તો મારા સ્વામીનાથ સમાધિમા છે, અને બીજુ એ કે સ્રી રણક્ષેત્રમા હાજર રહીને એક એક યોદ્ધા પાસે દશ દશ યોદ્ધાનુ કામ કરાવી શકે છે એક માતાની આજ્ઞાથી સૈનિકોના હૃદયમા જેટલો ઉત્સાહ વ્યાપશે તેટલો બીજા કશાથી નહિ વ્યાપે. તમે મારી વાતનો અનાદર ન કરશો, તમે મને સાથે લઇ જાઓ અને પછી તમે જાતે જોશો કે હુ શત્રુઓની સેનાને કેવી છિન્ન ભિન્ન કરી નાખુ છુ

યુવક વીરોએ પાર્વતીની બધી વાતો સાવધાનીપૂર્વક સાભળી અને વિનયપુર્વક કહ્યું ‘ માતાજી ! ઘણી સારી વાત છે આપે પધારવાની કૃપા કરી છે તો જલદીજ ચાલો હવે વિલ બ કરવાનુ કાઇ પ્રયોજન નથી શત્રુઓએ ઘણી નિર્દયતા અને નિષ્ઠુરતાથી અમારો પરાજય કર્યો છે એ લોકો ખેતરો, જ ગલો અને ગામોમા આગ લગાડે છે, અને અમારા ગરીબ દેશભાઇઓ ઘરબાર વગરના અને ધનહીન થઈને દુ ખ અને કષ્ટથી ટળવળે છે

યુવકોની આ વિનતિ સાભળીને પાર્વતી તરતજ ત્યાથી ઉઠીને ઉભી થઈ યોગીઓના વસ્ત્ર ઉતારીને મૂકી દીધા અને રાજસી યુદ્ધનો વેષ સજ્યો કૈલાસના દશ વીરોને સાથે લઇને એક બહાદૂર સેનાપતિની પેઠે પાર્વતીજી રણભૂમિ તરફ ચાલ્યા,

પ્રભાતનો સમય હતો, સુગ ધિત વાયુની લહેરો ચાલી આવતી હતી, જ્યા રાક્ષસોની સેના પડી હતી તેની સામેની એક રમ્ય વાડીમા એક નવયૌવના કોમલાગી સ્રી ફૂલ વીણતી દેખાતી હતી, લોકો તેની કુદરતી કાન્તિ જોઇને આશ્ચર્ય પામતા હતા, તેનુ શરીર ઘણુ ઘાટદાર હતું જાણે

પરમાત્માએ પોતાની બધી કળા એમાજ વાપરી હોયને ! તેના સૌન્દર્યને જોઈને આંખો અંજાઈ જતી હતી એવી તે કઇ મૃગનયની છે કે જે શત્રુઓનો જરા પણ ભય રાખ્યા વગર પ્રભાતને સમયે આ પુષ્પવાટિકામા પુષ્પ વીણી રહી છે ? ઘણાઓના મનમા આ પ્રશ્ન ઉઠતો, પણ એ તેજસ્વી સ્ત્રી ની સામે જઇને વાતચીત કરવાની કોઈની હિમત ચાલતી નહિ ધીમે ધીમે એ વાત શુમ્ભનિશુમ્ભ રાક્ષસોને કાને પહોચી તેમણે પોતાના બે ચાર માણસોને તપાસ કરવા મોકલ્યા, એમણે વાડીમા આવીને પૂછયુ 'સુદરિ ! તમે કોણ છો ? મહારાજા શુમ્ભ તમારા દર્શનના અભિલાષી છે એમણે કહ્યુ છે કે દેવીને સન્માનપૂર્વક અહી આણો એટલાજ સારૂ અમે આપની સેવામા ઉપસ્થિત થયા છીએ ' પાર્વતીજીએ હસીને ઉત્તર આપ્યો ' જે કોઇ રણક્ષેત્રમા મને પરાજય આપી શકે તેનીજ હુ છુ જેને મારા દર્શનની ઈચ્છા હોય તે આ રણભૂમિમા આવીને મારી સાથે સગ્રામ કરે ' શુમ્ભને આ સમાચાર પહોચાડવામા આવ્યા એણે એક બલિષ્ઠ પુરુષને દેવીને જીતી લાવવા માટે મોકલ્યો અને તેને સમજાવીને કહ્યુ કે ' જોજે, એનો વધ ન કરીશ પણ જીવતી બાધીને લાવજે ! ' એ વીર શુમ્ભની આજ્ઞાનુસાર રણભૂમિમા આવ્યો અને દેવીને શસ્ત્ર ચલાવવાની પ્રેરણા કરી પણ દેવીએ તેને ચેતવીને કહ્યુ કે 'મારો ઘા કદિ નિષ્ફળ નથી જતો એટલા માટે સભાળજે ' અને એમ કહીને પોતાની કમરમાથી એક ઝગઝગાટ કરતુ ખડ્ગ કહાડીને શત્રુનુ શિર ધૂળમા રગદોળી નાખ્યુ . ત્યાર પછી બીજા શૂરવીરો આવ્યા પણ તેમની એજ દશા થઈ શુમ્ભે જ્યારે આ ખબર સાભળ્યા, ત્યારે તે પણ આ યૌવના સ્ત્રીની વીરતા અને અદ્ભુત પરાક્રમ સાભળીને ઘણો આશ્ચર્ય પામ્યો એણે પોતાના ખાસ કુટુબના વીરોને મોકલ્યા. દેવી પાર્વતીએ તેમને પણ તલવારની ધાર ઉપરથી ઉતારી નાખ્યા. પ્રત્યેક મનુષ્ય ભય અને આશ્ચર્યથી બીજાના તરફ તાકવા લાગ્યા, અને વિચારવા લાગ્યા, કે આ કેવી સ્ત્રી છે ? કે જોતજોતામાં રણદેવીનુ ખપ્પર ભરી દે છે. શુમ્ભના હૃદયમા ક્રોધાનલની જ્વાળા સળગી ઉઠી, તેણે પોતાના સેનાપતિ રક્તબીજને આજ્ઞા આપી કે 'તું હવે રણભૂમિમા જા, અને કાં તો એને મારી નાખ કે કા તો જીવતી બાધીને મારી સામે ખડી કર. હુ

જોઉ તો ખરો કે એવી માથાની ફરેલ સ્ત્રી કોણ છે?' રાજાની આજ્ઞા મળતાવારજ રક્તબીજ પણ ત્યા પહોચ્યો પોતાના સમયના શૂરવીર યોદ્ધાઓમા એ અદ્વિતીય ગણાતો હતો એના પરાક્રમથીજ રાક્ષસો વારવાર આર્યસેનાને જીતતા હતા. રણભૂમિમા આવીને થોડીવારસુધી તેઃ એ દેવીના મુખારવિન્દની કાન્તિ તથા સૂર્ય સમાન તેજ નિરખતો રહ્યો પછી એણે તલવાર ઉગામી અને બન્ને તરફ ખૂબ ઝપાઝપી ચાલી રક્તબીજે આખી જીદગીમા કોઇ યોદ્ધાને આવી કુશળતાથી યુદ્ધ કરતા જોયો નહોતો. દેવીની શસ્ત્રવિદ્યાએ તેને આશ્ચર્ય પમાડી દીધો દેવીનો વધ કરવાનો એણે ઘણોએ પ્રયત્ન કર્યો, પણ એ સદા નિષ્ફળજ નીવડયો પછી દેવીએ ગાજીને કહ્યુ ' દુષ્ટ હવે સાવધાન થઇ જા, જોજે હવે મારો ઘા નિષ્ફળ નહિ જાય ' રક્તબીજે છળકપટથી પોતાને બચાવવાનો યત્ન કર્યો, પણ દેવીએ એકદમ તલવારનો એક ઝપાટો માર્યો કે એનુ માથુ દડાની માફક ઉછળીને નીચે પડયુ.

શુમ્ભને જ્યારે પોતાના સેનાપતિના મૃત્યુની ખબર મળી ત્યારે એ મૂર્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગયો, અને કહેવા લાગ્યો ' હાય ! જે રક્તબીજના નામથી સમરવિજયી શૂરવીરનુ હૃદય પણ કાપી ઉઠતું હતુ, તેનુ શીર એક રમણીએ કાપીને રણદેવીને આપી દીધુ ! ' આવા સમરવિજયી વીરના માર્યા જવાથી શુમ્ભને જે શોક થયો તે અવર્ણનીય છે. તેના નેત્ર ક્રોધથી લાલચોળ થઇ ગયા અને તરતજ માથે ટોપ ધારણ કરીને તથા હાથમા ખડ્ગ લઇને બગીચામા દેવી પાર્વતી સાથે સગ્રામ કરવા પહોચ્યો. દેવી તો આ દુષ્ટની વાટજ જોતા હતા જતા વારજ શુમ્ભે કહ્યુ ' તે મારા મોટા મોટા વીરોને મારીને રણભૂમિમા સુવાડયા છે, હવે મારી સામે આવી જા અને પોતાનુ પરાક્રમ બતાવ ' દેવીએ હસીને કહ્યુ ' હે દુષ્ટ ! એટલી ઉતાવળ શું કામ કરે છે ? તને પણ જોતજોતામા મારી નાખીને તારા યોદ્ધાઓને મળવા યમપુરીમા પહોચાડુ છુ ' ત્યાર પછી બન્ને જણા ક્રોધમાં આવી ગયા અને તલવારો ચાલવા લાગી. લોકો ચારે તરફ ઉભા રહીને આ વિચિત્ર સગ્રામની અદ્ભુત લીલા જોઈ રહ્યા હતા શસ્ત્રો એવી સરસ રીતે ચાલી રહ્યા હતા કે, એક એક દાવ જાણે શસ્ત્રવિદ્યાના એક એક સૂત્રની વ્યાખ્યા

કરતો હોયને ! ક્રોધથી દેવીના નેત્ર લાલચોળ થઈ ગયા એમણે ગર્જના કરીને કહ્યુ કે 'હે દુષ્ટ ! હવે ચેતી જા ! મારા હવેના ઘાથી બચાય તો બચજે ' બસ એટલુ કહેતા વારજ તેમની તલવાર શુમ્ભના મસ્તક ઉપર પડી, પણ શુમ્ભે માથા ઉપર લોઢાનો ટોપ પહેર્યો હતો ' તેથી એનુ માથુ કપાઇ જવાને બદલે, ઉલટા તલવારના બે કકડા થઈ ગયા. એ વખતના ધર્મયુદ્ધના કાયદા પ્રમાણે પાર્વતીજીને બીજી તલવાર મળવી જોઇતી હતી, પણ અન્યાયી શુમ્ભે ક્રોધને લીધે તેમને બીજુ શસ્ત્ર ધારણ કરવાનો પ્રસગ ન આપ્યો, અને દેવીને તેમનો ચોટલો પકડીને ફેરવવા લાગ્યો. દેવીના મોમાથી એ સમયે 'શિવ ! પ્રાણનાથ ! શિવ ! ' એ શબ્દ નીકળ્યા. એકાએક શિવજીનુ તેજ–ત્રિશૂળ શુમ્ભની છાતીને વીધી નાખીને આર પાર નીકળી ગયું. તરતજ એ પૃથ્વીપર પડીને તડપવા લાગ્યો. દેવીએ નીચા પડીને શિવજીના ચરણ પકડી લીધા, અને તેમના પક્ષના યુવક વીરોએ હર્ષિત થઇને અમૃતધ્વનિથી જયનાદ કરવાનો આરભ કર્યો. 'પાર્વતી માતકી જય, ' 'શિવજીકી જય '

ઠીક સમયે શિવજી ત્યા કેવી રીતે આવી પહોચ્યા એ લખવું પણ આવશ્યક છે. જે સમયે પાર્વતીજી કૈલાસ છોડીને આવ્યા ત્યાર પછી થોડી-વારે શિવજી સમાધિમાથી જાગ્યા નોકરોએ દેવીના જવાનું કારણ કહ્યુ, તેથી શિવજીએ વિચાર્યુ કે પાર્વતીના ઉત્સાહનુ પરિણામ કાઇ હાનિકારક ન આવે માટે મારે પણ ત્યા જવુ જોઇએ તરતજ એ ત્યાથી નીકળી પડ્યા અને શોધતા શોધતા જે વખતે શુમ્ભ પાર્વતીને કેશ પકડીને ફેરવી રહ્યો હતો તેજ વખતે ત્યા એ પુષ્પોદ્યાનમા આવી પહોચ્યા.

માતા પાર્વતિ ! ધન્ય છે તમને ! તમે પોતાના જીવનથી સાબિત કરી આપ્યું છે કે સ્રીઓ પોતાના ઘરબારનુ રક્ષણ કરી શકે છે, એટલુજ નહિ, પણ કામ પડે, દેશ જાતિ અને કુળ તથા ધર્મની પણ રક્ષક થઇ શકે છે.

સ્રીધર્મ વિષે પાર્વતીના થોડાક વિચારો જણાવીને અમે આ ચરિત્ર સમાપ્ત કરીશુ.

એકવાર મહાદેવજીએ પાર્વતીને પૂછ્યુ કે સ્રીઓના ધર્મના સબ-ધમા તમારા શા વિચારો છે તે જણાવો એના ઉત્તરમા પાર્વતીજીએ કહ્યું ' હું સ્રીઓના ધર્મના સબધમા જે કાઇ જાણુ છુ તે આપ સાભળો.'

'માતાપિતા આદિ મુરબ્બીઓની આજ્ઞા અને સમતિ અનુસાર યોગ્ય પાત્ર સાથે લગ્ન કરવુ એ સ્ત્રીનુ મુખ્ય કર્તવ્ય છે'

'પતિભક્તિ એજ સ્ત્રીનો સૌથી મુખ્ય ધર્મ છે એજ એની તપસ્યા છે, એજ એનુ સ્વર્ગ છે, પતિસેવા ઉપરાત સ્ત્રીને માટે બીજો ધર્મ કે વ્રત નથી'

'પતિજ સ્ત્રીનો પરમદેવતા છે, પરમ બન્ધુ છે અને પરમ ગતિ છે. સ્ત્રીઓને માટે પતિનો પ્રેમ અને પતિનો આદર સ્વર્ગના કરતા પણ વધારે સુખ આપનારા છે. જે સ્ત્રી એવુ નથી સમજતી તે ઘણી નીચ છે'

'હે નાથ! જો પતિ પ્રસન્ન ન રહે તો પતિવ્રતા સ્ત્રીને સ્વર્ગ મળ્યાથી પણ સુખ નથી થતુ સ્વામીની સેવા છોડીને એ સ્વર્ગમા પણ નથી જવા માગતી!'

'પતિ ગમે તેવો ગરીબ હોય, રોગી હોય, વૃદ્ધ હોય, કદ્રૂપો હોય, પાપી હોય કે ગમે તેવો હોય તોપણ સ્ત્રીને માટે તો એ દેવતાજ છે સ્ત્રીની ફરજ છે કે પતિ જે કાંઈ આજ્ઞા આપે તેનું સદા પ્રસન્નતાપૂર્વક પાલન કરવુ'

'હે સ્વામી! જે સ્ત્રી સદાચારી છે, સ્નેહાળ છે, તે કદિ પણ પતિને કઠોર વચન કહેતી નથી, સદા તેની સાથે સારી વર્તણુક ચલાવે છે, એનુ મો જોવામા એને સ્વર્ગના સમાન સુખ લાગે છે, એની સેવામા એ પોતાની જાતનુ ભાન ભૂલી જાય છે, જેને સ્ત્રીધર્મનુ પૂરૂ જ્ઞાન છે અને એ ધર્મનુ પાલન કરવા જે સદા તૈયાર રહે છે, પતિ-ધર્મ એજ જેનો મુખ્ય ધર્મ છે, પતિવ્રત એજ જેનુ મુખ્ય વ્રત છે, પતિના સુખમા જેનુ સુખ છે, પતિના દુ.ખમા જેનુ દુઃખ છે, પતિ જેને માટે દેવતા છે, પતિ જેને માટે સર્વસ્વ છે, તેજ સ્ત્રી પતિવ્રતા છે. તેજ સ્ત્રી સતી છે હુ એવી સ્ત્રા ઉપર સદા પ્રસન્ન રહુ છુ'

'હે નાથ! જે સ્ત્રી પતિની સેવા કરવામા અને પતિને વશ રહેવામા સૌથી વધારે આનદ માને છે, સ્વામીએ જરા કડવા શબ્દો કહ્યાથી કે ક્રોધ કર્યા છતા જે સ્ત્રી તેના બદલામા કાંઈ પણ ન બોલતા ઉલટી પતિને પ્રસન્ન કરવા મથે છે, જે પર પુરુષનુ મો પણ જોતી નથી, પતિ દરિદ્રી, રોગી, ક્રોધી, અગહીન, કે કોઢી હોવા છતા પણ મન, વચન

અને કર્મથી એની સેવા કરે છે અને એનામા પૂર્ણશ્રદ્ધા રાખે છે, જે ગૃહકાર્યમા ચતુર છે, પુત્રવતી છે, પતિપરાયણ છે, બધા સુખભોગ આનદ અને વૈભવ સામું ન જોતા એક માત્ર પતિની સેવામા લીન રહે છે, જે દરરોજ સવારે વહેલી ઉઠીને ઘરને વાળીઝુડીને સાફ કરે છે, સદા સુવ્યવસ્થિત રીતે ઘરનુ કામ ચલાવે છે, પતિની સાથે મળીને વ્રત ઉપવાસ કરે છે, અતિથિનો રીતસર આદરસત્કાર કરે છે, સાસુસસરાને પ્રસન્ન રાખે છે, દીનદુ ખીઆરા મનુષ્યો ઉપર દયા રાખે છે તે સ્ત્રી સ્વર્ગ લોકને પ્રાપ્ત થાય છે'

# रत्न ३–सावित्री–ब्रह्मापत्नी




વિત્રી, મહર્ષિ બ્રહ્માના પત્ની હતા એ પૂજનીય પરમ પવિત્ર, શુદ્ધ આત્મા અને સરળ સ્વભાવવાળા દેવી હતા. ઘરસસારના કામકાજમા કુશળ હોવા ઉપરાત આધ્યાત્મિક જ્ઞાન એ બહુ સારૂં જાણુતા હતા એમની કુખમાથી સનક, સનત્કુમાર, સુનન્દન અને સનાતન નામના ચાર પુત્ર અને સરસ્વતી નામની એક કન્યા ઉત્પન્ન થયા હતા એ સમયે વાચવાલખવાનો પ્રચાર થયો નહોતો. પુસ્તકો એ સમયે લખાયા નહોતા અને પાઠશાળાઓનુ નામનિશાન નહોતું લોકો વેદના મત્રો સાભળીને કઠાગ્ર કરતા હતા એટલા માટે વેદને શ્રુતિ કહે છે. સાવિત્રીએ પોતે જાતેજ સતાનોને શિક્ષણુ આપ્યુ હતુ સાવિત્રી પોતે ગુણુવાન અને અધ્યાત્મવિદ્યામા પ્રવીણુ હતા એટલે તેમના પાચે સતાન ઘણા વિદ્વાન નીવડયા. આજસુધી તેમની વિદ્વત્તાના વખાણુ આપણા દેશમા થયા કરે છે

સાવિત્રી પોતાના સતાનોને સાથે લઈને ઋષિપત્નીઓની સભામા જતા હતા અને ત્યા તેમને તથા બીજા ઋષિસતાનોને ઉપદેશ આપતા હતા. રોજ નિવૃત્તિના આશય ઉપર વ્યાખ્યાન ચાલતું હતું પરિણામ એ આવ્યુ કે એમના સત્સગથી એમના સતાનોના હૃદયમા વૈરાગ ઉપજ્યો અને એ ચારે ઋષિપુત્રોએ વિદ્યાધ્યયનમાજ પોતાનું જીવન ગાળ્યું. સનત્કુમાર આયુર્વેદના જ્ઞાતા અને મહા પડિત નીવડયા, સરસ્વતી જીવન-

પર્યન્ત બ્રહ્મચારિણી રહીને ઘણી વિદ્યાઓની અધિષ્ઠાતા થઈ લેખપ્રણાલી, ગણિત, રાગવિદ્યા આદિ અનેક વિદ્યાઓનો પ્રચાર કરનાર દેવી એજ છે

સાવિત્રી સભાઓમા સદૈવ એજ કહેતા કે ' મનુષ્યે સસારમા બાળકની પેઠે નિર્લેપ રહેવુ જોઇએ, કારણ કે એ પ્રમાણે જીવન વ્યતીત કર્યાથી આત્મસુખ પ્રાપ્ત થાય છે અને દુ.ખથી છુટકારો મળે છે એમના આ ઉપદેશનો પ્રભાવ એમના સતાનો ઉપર સારી રીતે પડેલો જોવામા આવે છે. સનત્કુમારાદિ આજ દિન સુધી બાળ ઋષિ કહેવાય છે સરસ્વતીનું વૃત્તાત પણ સુવિદિત છે એમના ચિત્રમા આજ પણ ભોળપણ અને બાલ્યાવસ્થાની નિર્દોષતા બતાવવામા આવે છે.

ઘરકામમાથી ફુરસદ મળતા, સાવિત્રી પોતાનો સમય નીતિ, ધર્મ, પતિવ્રતાભાવ, અને ઈશ્વરીજ્ઞાન બાળકોને શિખવવામા ગાળતા શાસ્ત્રોમા કહી કહી એ પણ લખ્યુ છે કે ધર્મશાસ્ત્રોનો સગ્રહ કરવામા એ બ્રહ્માને સહાયતા આપતા હતા અને બ્રહ્મા પણ દરેક વાતમા તેમની સલાહ લેતા હતા

આ દેવીનો આત્મા અને હૃદય એવા સ્વચ્છ હતા તથા તેમના આચરણ એવા શુદ્ધ હતા કે એ સમયમા પણ એમના જેવા પવિત્ર મનુષ્યો ઘણા થોડા હતા, છતા પણ એ સદા પતિને સ્ત્રીધર્મ સબધી વાતો પૂછ્યા કરતા અને એ ઉપદેશનો લાભ બીજી સ્ત્રીઓને પહોચાડતા સામવેદનુ ગાન કરવામા એ અદ્વિતીય હતા જે છન્દને એ ઘણાજ શોખ સાથે ગાતા હતા, તે છન્દને બ્રહ્માએ તેના નામથી પ્રસિદ્ધ કર્યો એમ કહેવાય છે

એ સદા ઘણા મધુર વાક્યોમા પતિની પ્રાર્થના કર્યા કરતા હતા. બ્રહ્મા એમને ઘણી પ્રેમદૃષ્ટિથી જોતા હતા અને પતિપત્ની પરસ્પર પ્રેમમા સદા મગ્ન રહેતા હતા

---

## रत्न ૪–सरस्वती



સ
રસ્વતી, મહર્ષિ બ્રહ્મા અને દેવી સાવિત્રીની પુત્રી હતી એ અત્યત સુદરી અને રૂપવતી હતી બ્રહ્મા અને સાવિત્રીએ પોતાના પુત્રો સનક, સનન્દન, સનત્કુમારાદિની સાથે પુત્રી સરસ્વતીને પણ વેદ-શાસ્ત્રનું સારૂ જ્ઞાન આપ્યુ હતું સરસ્વતીએ વેદ-વિદ્યા અને અન્ય શાસ્ત્રોના અભ્યાસમા સારી પેઠે મન પરોવ્યુ અને તેથી

કરીને તેનુ આયુષ્ય આનદમય બન્યુ. સરસ્વતી સઘળી વિદ્યાઓની સાક્ષાત્ દેવી ગણાવા લાગી ગાનવિદ્યામા એ ઘણી નિપુણ હતી હાથમા સીતાર લઇને, ઈશ્વરની પ્રેમભક્તિમા લીન થઈને એ એવા ભજનો ગાતી હતી કે જે સાભળીને મનુષ્યોજ નહિ પણ વનચર પશુપક્ષીઓ પણ મુગ્ધ થઇ જતા. એણે પોતાની તીવ્ર બુદ્ધિથી સસારમા ઘણી વિદ્યાઓનો પ્રચાર કર્યો. સગીત શાસ્ત્ર, જે ખ વાથી છન્દોને ગાવાની રીત માલૂમ પડે છે, તે એજ દેવીની સ્વાભાવિક વિલક્ષણ બુદ્ધિના વિચારનુ ફળ છે નિ.સદેહ શ્રુતિ પહેલાથી હતી, પણ સસ્કૃતના બ્રાહ્મણાદિ ગ્રન્થોમા જે ભાષા મળી આવે છે, તે ભાષા એણે ઘડી હતી એમ ઘણાનુ માનવુ છે. સભામાં વ્યાખ્યાન આપવાનો પ્રચાર એણેજ પ્રથમ કર્યો હતો, ગણિતવિદ્યાને પણ એજ સર્વ ગુણસપન્ન દેવીના તીક્ષ્ણ વિચાર અને પરિશ્રમનું ફળ ઘણાઓ ગણે છે, મૂળાક્ષર આદિ પણ તેણેજ બનાવ્યા કહેવાય છે, તાત્પર્ય કે એ દેવીના આચરણોની આ દુનિયામા એટલી બધી પ્રતિષ્ઠા જામી કે તેનુ નામ વિદ્યાના સમાન અર્થસૂચક બન્યુ

સરસ્વતી અત્યત પ્રતિષ્ઠિત અને પૂજનીય દેવી હતી જે પ્રાચીન સમયમા ઋષિકુમારો ઘણા સુયોગ્ય અને સુશિક્ષિત હતા, તે સમયમાં પણ સરસ્વતીને યોગ્ય વર કોઇ ન મળ્યો એણે પોતાની આખી જીદગી બ્રહ્મચર્ય અવસ્થામા, કુમારી રહીને પૂરી કરી અને રાતદિવસ વિદ્યાધ્યયન અને નીતિનુ શિક્ષણ મેળવવામા એ જીદગી ગાળી પ્રાચીન સમયમાં કન્યાઓને ઇચ્છાનુસાર કુમારી રહેવાની છૂટ હતી તેનું સરસ્વતી ઘણું ઉત્તમ ઉદાહરણ છે.

બ્રહ્માના સમયથી તે જૈમિનિના સમયસુધી સરસ્વતીએ આપેલા શિક્ષણનો પ્રચાર આ દેશમા ઘણો સારો રહ્યો સરસ્વતીનુ તાત્પર્ય પ્રાચીન સમયમા આ દેશમા સારી પેઠે સમજાયુ હતુ વિદ્યાભ્યાસને માટે તેણે ચલાવેલા નિયમોનુ સારી પેઠે પાલન થતું હતું, પણ આજ કાલ દશા બદલાઇ ગઇ છે મયૂરાસન ઉપર બિરાજેલી વીણાધારી દેવી સરસ્વતીના દર્શન તો આપણે સૌ કોઇ કરીએ છીએ, પણ એ દર્શનનો વાસ્તવિક આશય-તેમણે બતાવેલા જ્ઞાનમાર્ગનુ ઉપાર્જન કરવાને જરા પણ યત્ન કરતા નથી.

દીવાળીનો પવિત્ર દિવસ એ પવિત્ર વિદ્વાન દેવીનુ સ્મરણ કરવાનો દિવસ છે એ દિવસે સરસ્વતીની પૂજા કરાવીને બાળકો વિદ્યારભ કરતા હતા પુખ્ત ઉમ્મરના લોકો હિસાબ કિતાબ તપાસતા હતા એ સમયે વિદ્યા ભણવાની પ્રતિજ્ઞા કરતા હતા, અને એ પ્રમાણે સરસ્વતી દેવીની વાસ્તવિક પ્રતિષ્ઠા કરીને પોતાના આચરણો સુધારતા હતા સાપ ગયા ને લીસોટા રહ્યા એવી આપણી દશા થઈ છે આજ પણ આપણા પ્રાન્તમા દીવાળીનો દિવસ મોટુ પર્વ મનાય છે. વેપારી ભાઇઓ એ સમયે અવશ્ય શારદાપૂજન કરે છે, પણ જે સમય વિદ્યાના ગૂઢ આશય ઉપર વિચાર કરવામા ગાળવો જોઇએ તેનો મોટો ભાગ નકામા સહેલસપાટા મારવામા, આતશબાજી ફોડાવવામાં અને ઉત્તર હિદુસ્તાન આદિ પ્રદેશોમા જુગાર રમવામા ગાળવામા આવે છે પવિત્ર રાત્રીએ જુગારમા લાખો રૂપિયાનુ પાણી થઇ જાય છે કેટલાએ ઘર ઉજ્જડ થઇ જાય છે કેટલીએ સ્ત્રીઓની નાકની વાળી સુદ્ધાત ઉતારીને જુગારમા દાવ ખેલાય છે કેટલાએ નિર્દોષ બાળકો એ રાત્રીએ નિરાધાર થાય છે ! આ પ્રમાણે ઘણી જગ્યાએ જાગરણ કરીને સરસ્વતીનુ સ્મરણ અને પૂજન થાય છે ! !

દેશની દશાજ કાઇ અવનવી થઇ ગઇ છે જે દિવસ આપણા વિદ્યારભ અને ઉન્નતિનો દિવસ ગણાય છે, જે દિવસે પવિત્ર માતા સરસ્વતીનું નામ લઇને આપણે જ્ઞાનની ઉન્નતિ કરવાનું પણ લેવુ જોઇએ, તેજ દિવસને આપણા ઘણા ભાઇઓ પોતાના અને પોતાના કુટુબના વિનાશનુ કારણ બનાવી દે છે.

સરસ્વતી નામની એક નદી પણ આપણા દેશમા વહે છે આપણા ગુજરાતમા સિદ્ધપુર ક્ષેત્ર એજ નદી ઉપર વસેલુ છે કેટલાક વિદ્વાનોનુ માનવુ છે કે એ નદીને કિનારે પ્રાચીન સમયમા વિદ્યાર્થીઓના આશ્રમ હશે, અને ત્યા ઋષિમુનિઓ એકઠા થઈને મધુર સ્વરથી વેદનો ધ્વનિ કરતા હશે અને એ આશ્રમમાથી ભણી આખા દેશમા વિદ્યાનો પ્રચાર કરતા હશે વાસ્તવમા એ એક પવિત્ર સ્થાન હશે, જ્યા શુદ્ધ વિચાર અને પવિત્ર આચરણ કેમ રાખવુ તેનો બોધ અપાતો હશે આજ તો સરસ્વતીની કેવળ એટલીજ પ્રતિષ્ઠા થાય છે કે એ નદીમા સ્નાન કરવાથી મોક્ષ મળશે આજ પણ એ નદીને કિનારે સિદ્ધપુર ક્ષેત્રમા પ્રાચીન ઋષિઓના સંતાનો,

ઉદીચ્ય બ્રાહ્મણો ઘણી મોટી સખ્યામા રહે છે પણ સરસ્વતીનું પ્રાચીન ગૌરવ જાળવી રાખે એવું કોઇ વિદ્યાલય કે ગુરુકુળ ત્યા નથી. જો આપણા દેશબધુઓ સરસ્વતીના સ્નાનનો ખરો મહિમા સમજે તો તેઓ જલદીથી પોતાના આત્માને શુદ્ધ અને આચરણદ્વારા પવિત્ર કરીને મોક્ષપદને પામે.

અસ્તુ ! સરસ્વતીનુ નામ આજે પણ આપણને સત્યના માર્ગ ઉપર ચાલવાનો ઉપાય બતાવે છે, અને આશા રાખવામા આવે છે કે આર્યસતાનો કોઈ સમયે સરસ્વતી માતાના ખરા પુત્રો કહેવરાવવાને યોગ્ય બનશે અને માતાના નામની યથાર્થ પ્રતિષ્ઠા કરીને દેશની દશા સુધારશે એ સમયે ચારે તરફ વેદનો મધુર સ્વર સભળાશે. આપણી ગૃહદેવીઓ સરસ્વતીએ બનાવેલા નિયમો ઉપર ચાલીને પરમ વિદુષી દેવીઓ બનશે અને આપણા સસારને સ્વર્ગધામ બનાવશે.

સરસ્વતી દેવિ ! તને ધન્ય છે ! અમે તારી યથાર્થ પ્રતિષ્ઠા કરવાનું જાણુતા હોત, અને શુદ્ધ અતકરણથી તારી ભક્તિ અને પૂજા કીધી હોત, તો ભારતવર્ષને આજે આ અજ્ઞાનનો દિવસ કદિ ન દેખવો પડત.

ઈશ્વર પાસે એજ પ્રાર્થના છે કે અમારા દેશમાં ઘેરેઘેર તારા જેવી કન્યાઓ ઉત્પન્ન થાઓ, અને તેમનીદ્વારા ભારતમાતાનુ મુખ ઉજળું થાઓ. તારા અભાવે અમે જે દુખ ભોગવી રહ્યા છીએ તે શીઘ્ર નાશ પામો !! અસ્તુ ! અસ્તુ !!

---

# रत्न ५-लक्ष्मी




સતીનો જન્મ ભૃગુઋષિને ત્યા થયો હતો. બાલ્યાવસ્થામા તેમને સારૂ શિક્ષણ મળ્યું હતુ ઉચ્ચ વિચારોથી તેમનુ કોમળ મગજ ભરવામા આવ્યું હતુ રૂપ પણ તેમનુ અપૂર્વ હતુ નારદજીએ તેમના ગુણ અને સૌન્દર્યથી પ્રસન્ન થઇને વિષ્ણુ ભગવાન સાથે તેમનું લગ્ન કરાવ્યુ હતું. તેમનું દાપત્યજીવન ઘણુંજ સુખ અને શાતિમય હતું. એ સદા પતિની સેવા કરવામાંજ તત્પર રહેતાં પતિ એજ પરમ દૈવત છે એમ માનીને સદા વર્તતા. સ્ત્રીધર્મ બાબત એમના

વિચારો કેવા ઉંચા પ્રકારના હતા તે રુકિમણી દેવી સાથેના એમના નીચેના સવાદ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

## લક્ષ્મી અને રુકિમણીનો સવાદ

એક દિવસ રુકિમણીદેવી લક્ષ્મીને મળવા સારૂ સ્વર્ગમા ગયા લક્ષ્મીએ ઘણા આદરપૂર્વક એમને પોતાની પાસે બેસાડયા પછી બન્ને જણા વચ્ચે વિવિધ વિષયો ઉપર વાતચીત થવા માડી ઘણી વાત થયા પછી રુકિમણીએ પૂછ્યુ 'બેન, તમે કેવી સ્ત્રીઓની સાથે હમેશા રહો છો, કેવી સ્ત્રીઓ તમને વહાલી છે અને કયા ઉપાયોથી સ્ત્રીઓ તમારી પ્રીતિ-પાત્ર બની શકે છે ?'

રુકિમણીનો પ્રશ્ન સાંભળીને લક્ષ્મી જરાક હસ્યા અને મીઠા વચનોથી નીચે પ્રમાણે બોલ્યા 'જે સ્ત્રીને પોતાના પતિમા અચળ ભક્તિ છે, તેજ મને સૌથી વધારે વહાલી છે હું એને ક્ષણભરને માટે પણ મારાથી વેગળી કરી શકતી નથી એવી સ્ત્રીઓ પાસે હોવાથી મને હર્ષ થાય છે હું એના સત્સગની ઇચ્છા કરૂં છુ અને સદા એની સાથે રહુ છુ બધા ગુણોથી વિભૂષિત હોવા છતા પણ જો કોઇ સ્ત્રી પોતાના પતિમા શ્રદ્ધા ન રાખતી હોય તો હુ એને ધિક્કારૂ છુ અને એને મારી પાસે પણ આવવા નથી દેતી

જે સ્ત્રીઓ ક્ષમાશીલ છે, અર્થાત્ કોઇના અપરાધ કરવા છતાં પણ એને ક્ષમા આપવા તૈયાર રહે છે તેના ઘરમા હુ નિવાસ કરૂ છુ.

સર્વદા સાચુ બોલનારી સ્ત્રી મને વિશેષ પ્રિય છે સરળ સ્વભાવની સ્ત્રીજ મને પ્રાપ્ત કરી શકે છે જે સ્ત્રી છળ, કપટ અને ચાલાકીથી બીજાઓને છેતરે છે, અને જૂઠુ બોલે છે, તેને હુ ધિક્કારૂ છુ. હુ એને કદિ પણ દર્શન આપતી નથી

જે સ્ત્રીઓ પવિત્ર છે, શુદ્ધ આચરણવાળી હોય, દેવતાઓ અને વિદ્વાન બ્રાહ્મણોમા ભક્તિ રાખતી હોય, પતિવ્રતાધર્મનુ પાલન કરતી હોય, અતિથિસેવાને માટે સદા તૈયાર રહેતી હોય, તે જલદી મને પ્રાપ્ત કરી લે છે

જે જિતેન્દ્રિય છે, પોતાના પતિ સિવાય બીજા પુરુષનુ મો પણ દેખવું જેને માટે અસહ્ય છે તેના ઘરમાથી કદિ પણ હું નિકળતી નથી. એવી સ્ત્રીઓ મને પોતાના વશમા કરી લે છે.

એટલું કહ્યા પછી લક્ષ્મીએ કહ્યું "બેન ! જે પ્રકારની સ્ત્રીઓને હું ચાહું છુ તે મે તમને બતાવ્યું હવે કેવી સ્ત્રીઓથી હુ અપ્રસન્ન રહું છુ અને ધિક્કારૂ છુ તે હું જણાવુ છુ "

"જે સ્ત્રી સદા પોતાના પતિને અપ્રિય કામ કરે છે, એને જાત-જાતના કષ્ટ પમાડે છે, તેને કડવા વેણ કહે છે એવી સ્ત્રીઓ ઉપર મને ઘણોજ તિરસ્કાર છે. હું કદિ એવી સ્ત્રીઓનુ મો જોતી નથી.

જે પોતાના પતિનું ઘર છોડી દઈને બીજાના ઘરમાં રહેવાને આતુર રહે છે, પતિ હોવા છતા પણ બીજા પુરુષ ઉપર પ્રેમ રાખે છે એવી સ્ત્રીઓ નરકનો કીડા બને છે હુ સ્વપ્નમા પણ એવી સ્ત્રીઓની પાસે જતી નથી.

જે શરમ વગરની છે, લઢકણી, કજીયાખોર છે, કડવું બોલનારી અને બહુબોલી છે, ગમે તેની સાથે વાતચીત કરનારી છે, ગમે તેની સાથે ટટો કર્યા કરે છે, જેનો સ્વભાવ ક્રોધી છે, વાત વાતમા ચીડાઇ જાય છે જે સ્નેહશીલ નથી, જેનામા દયા નથી, ઉદારતા નથી, એવી સ્ત્રીઓને હું તજી દઉ છુ.

જે અપવિત્રતાથી રહે છે, બહુ સૂઇ રહે છે, આળસને વશ રહે છે, વડિલોનું કહ્યુ માનતી નથી, કામ કરતી વખતે તેના પરિણામ ઉપર ધ્યાન નથી આપતી, ઘરમા સુવ્યવસ્થા નથી રાખતી, ઘરની વસ્તુઓને ગમે ત્યા ફેંકી દે છે, તેવી સ્ત્રી મને કદાપિ પોતાની બનાવી નથી શકતી."

# रत्न ६–रति




ભારતવર્ષમા પ્રત્યેક ભાવના ઉચ્ચ આદર્શથી ભરેલી હોય છે મનુષ્યોમા કામવાસના પ્રદિપ્ત કરનાર દેવનું નામ મદન–કામદેવ–મન્મથ છે, પરંતુ તેમની પત્ની રતિની જે કલ્પના આર્ય લેખકોએ કરી છે તે ઉપર-થી જણાય છે કે તે કેવળ વિષયાસક્ત સ્ત્રી નહોતી; પરંતુ પૂર્ણ પતિ-વ્રતા નારી હતી.

શિવજીએ જે સમયે પોતાનાં પ્રથમ પત્ની સતીના મૃત્યુ પછી ભારે

તપશ્ચર્યા આદરી હતી તે વખતે સર્વ દેવતાઓની સંમતિથી એ તપશ્ચર્યામાં ભંગ પડાવવા સારૂ ઇન્દ્રે મદનને પોતાના આયુધો સહિત મોકલ્યો હતો પોતાની પ્રાણેશ્વરી રતિને પણ એ તે સમયે સાથે લઈ ગયો હતો. પાર્વતી જે સમયે શિવજીની સેવાશુશ્રુષા કરવા, તેમને પૂજાપાઠ અને તપશ્ચર્યામાં મદદ કરવા સારૂ એમના આશ્રમમાં પેઠાં તે સમયે મદને શિવજી ઉપર ગુપ્ત રીતે બાણ ચલાવવાનો પ્રયત્ન કર્યો, અને શિવજીની નજર તેના ઉપર પડતાવારજ એ મહા તપસ્વીને એટલો બધો ક્રોધ ઉત્પન્ન થયો ને તેમના ત્રીજા લોચનમાંથી આગની એક એવી ઝાળ નીકળી કે જેના તાપથી મદન ક્ષણભરમાં બળીને રાખનો ઢગલો થઇ ગયો. મદનપત્ની-રતિ એ સમયે ત્યાંજ ઉભી હતી એ આગની ઝાળને પતિની તરફ જતી જોઈ તેજ વખતે એ ભયભીત થઇ ગઈ. તેનાથી એ અસહ્ય ઘટના ન જોઇ શકાઇ એ દારુણ વેદનાથી એની ઇન્દ્રિયોમાંથી ચૈતન્ય જતું રહ્યું. બેહોશ થઇને તે ભૂમિ ઉપર ઢળી પડી. મૂર્છા આવવાને લીધે થોડીવાર સુધી તો એને પતિના મૃત્યુની ખબર પણ ન પડી એમ કરીને પણ દૈવે એના ઉપર એક જાતનો ઉપકારજ કર્યો, કેમકે એક ક્ષણભરને માટે પણ એ પતિનાશથી ઉપરનું અસહ્ય દુઃખ ભોગવતાં બચી ગઈ. વિવશ અને વિહ્વળ બનેલી ઘણી વારસુધી મૂર્છિત રહી એને પોતાના તન, મન કશાનું ભાનજ ન રહ્યું, પરન્તુ હાય ! દુઃખને વિસરાવનારી એ મૂર્છા પણ ઝાઝી વાર ટકી નહિ જાગૃતિમાં આવતાંજ પોતાના સૌભાગ્યસૂર્યનો અસ્ત થયાનું, પોતાને પ્રાપ્ત થયેલા નવીન વૈધવ્યનું એને ભાન થયું. ભાન આવતાંજ એણે આંખો ઉઘાડી અને પોતાની ચારે તરફ જોવા લાગી. પતિની જીવિત અવસ્થામાં એને વારવાર જોવા છતાં પણ એનાં નેત્રોને તૃપ્તિ નહોતી થતી આજ એજ અતૃપ્ત નયનોને પતિનાં દર્શન ન થયાં એકદમ એના માનવામાંજ ન આવ્યું કે એ તો બળીને રાખ થઈ ગયા છે એ તો પોતાનાં નયનોનોજ વાંક કહાડતી હતી અને સમજતી હતી કે ચક્ષુદોષથી હું એમને જોઇ શકતી નથી ! કવિ કહે છે —"કિ યા નયન નિપેક્ષ વ્યથિત રતિને જબ ઉઠ કર, દગ્ગોચર કર સકી ન વહ પતિરૂપ મનોહર. 'જીતે હો હે નાથ !' વચન યહ કહ વિષાદ-કર દેખી પુરુષાકાર ભસ્મ ઉસને ભૂતલ પર" જે સમયે એણે શિવજીના ક્રોધાગ્નિમાં બળીને ભસ્મ

થયેલી પોતાના પતિની મૂર્તિ જોઈ તે સમયે એ પતિવ્રતાથી રહેવાયું નહિ. એ બેબાકળી થઇને ભોય ઉપર પડી ગઈ અને ધૂળમા આળોટવા લાગી. એના વાળ વિખરાઈ ગયા, આખુ શરીર ધૂળવાળુ થઇ ગયુ ઘણા કરુણ સ્વરથી એણે વિલાપ કરવો શરૂ કર્યો. એનો એ છાતીને ફાડી નાખે એવો વિલાપ સાભળીને જગલના જીવજતુ પણ પીગળી ગયા. રતિનો એ સમયનો વિલાપ ગમે એવા પત્થરના હૈયાને પણ પીગળાવે એવો હતો કવિ શિરોમણિ કાળીદાસે એ વિલાપ સુદર શબ્દોમા વર્ણવ્યો છે તે પતિવ્રતા રતિના હૃદયની ઉચ્ચતાનો પરિચય આપે છે

[1]" જો યહ તેરા ગાત મનોહરતાકી રાશી,
ઉનકા થા ઉપનામ સદા જો સુધર વિલાસી,
ઉસકી ઐસી દશા હુઈ! ફુટતી નહિં છાતી!!
હાય, હાય! અતિ કઠિન નિંદ્ય નારી કી જાતિ!!! "

અર્થ.-તમે તો ઘણાજ સુદર શરીરવાળા હતા તમારા શરીરની સુદરતા અને કાન્તિને લીધે મોટા મોટા કવિઓ અને મહાકવિઓ પણ વિલાસની વસ્તુઓને ઉપમા તમારા શરીરની આપતા હતા હાય! હાય!! એ તમારા અસાધારણ સૌન્દર્યશાળી શરીરની આજે આ ગતિ થઇ ગઇ. સ્ત્રીઓનુ હૃદય ખરેખરજ અત્યત કઠોર હોય છે. એથીજ મારા હૃદયના આજે ચૂરેચૂરા ન થઇ ગયા.

" નવ-નલિની કો નીર છોડ જાતા હૈ જૈસે,
કહા ગયો હૈ નાથ! છોડ મુઝે તૂ તૈસે ?
કિયા નહિ પ્રતિકૂલ કભી કુછ મૈને તેરા,
ફિર ક્યો દેતા નહિ દરસ રોદન સુન મેરા? "

અર્થ:-મારૂં જીવન તો સદા તમારે આધીન હતુ, પરન્તુ મારા પ્રેમ અને સ્નેહની જરા પણ પરવા ન કરતા તમે ક્યા ચાલ્યા ગયા? પુલ તૂટી જવાથી જળાશયનું પાણી કમલિનીને છોડીને એકદમ ચાલ્યું જાય છે તેમ મારા પ્રેમને વિસરી જઈને તમે મને છોડીને ચાલ્યા ગયા મેં આજસુધીમા તમારી ઇચ્છા વિરુદ્ધ કોઇ કામ નથી કર્યું; આપણે બન્ને એક બીજાને

૧ હિદી સરસ્વતીના અધિપતિ પડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીકૃત અનુવાદમાંથી સાભાર ઉદ્ધૃત.

અનુકૂળ આચરણ કરતા આવ્યા છીએ, તો પછી કોણ જાણે શાથી તમે નારાજ થઇને ચાલ્યા ગયા અને હુ રોઈ રહી છુ તોપણ તમે દર્શન નથી આપતા ?

એક દિવસ કામદેવે બીજી કોઇ સ્રીનું નામ પત્નીની આગળ દઇ દીધુ હતું તેથી રતિએ ક્રોધમા આવી જઇને પોતાના કદોરાથી મદનને બાંધ્યો હતો, વળી એકવાર એવોજ કાઈ બનાવ બનતા પોતાના કમળ-ના કુંડળ પતિ ઉપર ફેંકયા, હતા, એની રજકણો પતિની આખોમા જવાથી એને સહેજ દુ ખ થયુ હતુ એ બધી પોતાની પાછલી ભૂલો સભારીને રતિ વિલાપ કરે છે

" હુઆ સ્મરણ કયા તુઝે * કરધની સે નિજ બધન ?
અથવા પ્રણય-વિશિષ્ટ કમલ-કલિકા સંતાડન,
'હૃદય બીચ તબ વાસ' કથન યહ કપટ તુમારા,
કયો કિ અતનુ તુમ હુએ, તદપિ તનુ બના હમારા,
અપર લોક તુમ ગએ ન ચેહી હે પ્રિય મેરે,
નિશ્ચય હી મૈ નાથ ! નિકટ આઉંગી તેરે,
વચિત હુઆ પરન્તુ જગત્ યહ વિધિ કે દ્વારા
તેરે હી આધીન સૌખ્ય ઇસકા થા સારા

તમે તો કહેતા હતા કે તું મારા હૃદયમાં વસે છે, પરન્તુ હવે મને ખબર પડી કે એ બધી જૂઠી મન મનાવવાની વાતો હતી, કેમકે જો ખરેખર તમે મને તમારા શરીરમાજ સ્થાન આપ્યું હોત તો તમારૂ શરીર તો નાશ પામે અને હુ જીવતી રહુ એ બનેજ કેમ ? તમે તો પરલોકમાં સિધાવી ગયા અને મને અહીજ છોડતા ગયા, પરન્તુ હું પણ બહુ જલદી તમારી પાસે આવું છું, પણ મને શોક માત્ર એટલોજ છે કે કુટિલ કાળે તમારો નાશ કરીને આખી દુનિયાના સુખનો પણ નાશ કરી દીધો, કેમકે દેહધારીઓને તમારા વગર સુખ કયા ? એમના સુખનો આધાર તમારા ઉપરજ હતો.

હે વહાલા ! જ્યારે હું કોઇ કારણસર રીસાતી હતી ત્યારે તમે મારે પગે પડીને મને મનાવતા હતા એ બધી વાતોનું સ્મરણ કરીને મારૂં હૈયું ફાટી જાય છે મારી શાતિ જતી રહે છે. વસન્ત ઋતુના સુદર ખીલેલા

* કદોરો

ફૂલોના તમે મારે સારૂ હાર ગજરા બનાવ્યા હતા, અને પોતાને હાથેજ એ અલંકારો પ્રેમપૂર્વક મને પહેરાવ્યા હતા. જુઓ, એ અલંકારો મેં હજીસુધી પહેર્યા છે, પરન્તુ જેમની કૃપાથી એ બધુ પ્રાપ્ત થયું હતુ, તે દેખાતા નથી. એના સુંદર શરીરનો નાશ થઇ ગયો પણ હું બેસી રહી છુ. કઠણ હૃદયના દેવતાઓએ પોતાની ગરજ સાધવા સારૂ જે સમયે તમને બોલાવ્યા એ સમયે તમે મારા પગ ઉપર મેંદી રચાવી રહ્યા હતા જમણા પગ ઉપર તો લગાડી ચૂકયા હતા. ડાબો પગ બાકી હતો, એ એવો ને એવો મેંદી વગરનો રહી ગયો છે. આવો, એના ઉપર મેંદી રચાવો. જેવી રીતે પતંગીઉ આગમા પડીને પરલોકની યાત્રા કરે છે એવીજ રીતે હું પણ આ શરીરને બાળી નાખીને બહુ જલદી તમારી પાસે આવીશ અને તમને ભેટીશ. હું તમારી પાસે આવીશ તો જરૂર, પણ એમાયે મને એક વાતની તો મોટી ચિંતા રહેવાની. લોક કહેશે કે તમે બળી મર્યા તેજ વખતે મારે પણ બળી મરવુ જોઇતુ હતુ. પતિ ઉપર ઉંચા દરજ્જાનો પ્રેમ હોય તો પતિ વગર એક ક્ષણસુધી પણ જીવાયજ કેમ ? મારે માટે આ બહુ મોટુ કલંક ગણાશે, હું એ કલંકનું નિવારણ કેવી રીતે કરીશ ?

"રતિ મનસિજ કે બિના રહી પલભર ભી જીવિત,
હે મમ–જીવિતનાથ ! કહેંગે યહી સભી નિત,
યદ્યપિ તનુ તજ અભી તુ મેં ફિર આ કે ભરૂંગી,
ઈસ કલંક કો દૂર તદપિ કિસ ભાંતિ કરૂંગી ? "

એક વાત બીજી પણ છે કે જે મને અસહ્ય વેદના આપી રહી છે તમારા મૃતદેહનો ઉત્તરસંસ્કાર પણ મારાથી ન થઇ શકયો કરૂં પણ હું કેવી રીતે ? તમારૂં તો શરીરજ ન રહ્યું. કોઇની પણ નહિ થએલી, કલ્પનામાં પણ ન આવે એવી તમારી તો ગતિ થઇ. તમારા તો જીવનનો પણ નાશ થયો અને સાથેસાથે શરીરનો પણ નાશ થઈ ગયો પ્રાણ ચાલ્યા ગયા પછી બીજાઓનું તો પંચમહાભૂતનુ શરીર પણ અવશ્ય પડયું રહે છે, પણ હું તો એવી અભાગણી નીકળી કે મૃતશરીર પણ મને તો તમારૂં ન મળ્યું.

" શોક ! શોક !! હા શોક ! !! અહો પરલોકનિવાસી !

અન્ત્ય કૃત્ય તક નહિ કર સકે હૈ યહ દાસી,
અવિતર્કિત ગતિ હુઇ નાથ ! તેરી હે સ્વામી !
જીવનભી તવ ગયા, ગયા યહ તનુ ભી નામી !"

રતિનો વિલાપ સાભળીને મદનના મિત્ર વસન્તના હૃદયમાં દારુણ દુ:ખ ઉત્પન્ન થયું એનાથી હવે એ વિલાપ વધારે સભળાયો નહિ. એ પણ મિત્રપત્નીની પાસે ઉભો રહ્યો, પરન્તુ કુટુબીઓ અને ઇષ્ટ મિત્રોની આગળ તો હૃદયનું દુ ખ વધારે વેગથી બહાર નીકળવા માડે છે, એટલે વસન્તના આવતા વારજ રતિનો વિલાપ વધારે જોરમા થવા લાગ્યો અનેક રીતે વિલાપ કરીને, પોતાના પતિના અનેક ગુણોનું સ્મરણ કરીને તેણે કહ્યું 'પાપી દૈવે આ શુ કર્યું ? એણે મારા સ્વામીનાથને માર્યા તો ખરા, પણ બરોબર મારતા પણ ન આવડ્યુ મારા પતિને તો બાળી નાખ્યા અને મને કાળ છોડતો ગયો, મને બચાવીને એણે એક રીતે તો અડધી હત્યા કરી છે પણ ખરૂં જોતા તો એણે મને મારીજ નાખી છે, કેમકે પતિના વગર હું આ પ્રાણને કેવી રીતે ધારણ કરી શકીશ ? જે વૃક્ષને લતા વળગી રહી હોય એ વૃક્ષને હાથી ઉખાડી નાખે તો પછી એ લતા બચી શકે ? વૃક્ષની સાથે સાથે વેલનો પણ નાશ જરૂર થઈ જાય છે માટે પ્રાણ વલ્લભના ગયા પછી હુ જીવતી નહિ રહું તું મારા પતિનો મિત્ર છે હું પણ તને બન્ધુ ગણુ છુ માટે આ વખતે મને મદદ કર તુ મારા ઉપર દયા કરીને મને પતિની પાસે પહોચાડી દે પતીની પાછળ જવુ, સતી થવું, એ પત્નીનું કર્તવ્યજ છે સચેતનજ એ કર્તવ્યનું પાલન કરે છે એવુ નહિ, પણ જડ પદાર્થોમા પણ પત્નીઓ પતિનું અનુગમન કરે છે જુઓ ચન્દ્રમાની સાથે ચન્દ્રિકા પણ ચાલી જાય છે અને મેઘની સાથે સાથેજ વિજળીનો પણ નાશ થાય છે સતો થતા પહેલા સ્રીઓ અનેક પ્રકારના અલકારોથી પોતાના શરીરને શણગારે છે, પરન્તુ મારાથી એવું નહિ થાય મારા પતિના બળી ગયેલા શરીરની રાખ સામે પડી છે એનોજ લેપ હું શરીર ઉપર કરી લઈશ એનેજ હું મોટો અલકાર માની લઇશ. ત્યાર પછી આગને કોમળ પલ્લવોથી સજાવેલી પથારી માનીને હુ તેના ઉપરજ મારા શરીરને સૂવાડીશ આગને હુ આગ નહિ ગણું એને તો ફૂલોની શય્યા સમજીને એમાજ સૂતી સૂતી બળી મરીશ તને મારી એકજ બીજી

વિનતિ છે. મારી ચિતામા જ્યારે આગ સળગી ઉઠે ત્યારે પવન જોરથી ફુંકીને મારી આગને સતેજ કરી દેજે કે જેથી હુ ઝટ પતિની પાસે પહોચી જાઉ મારા બળી ગયા પછી તું અમારા બન્નેને સારૂ એકજ તિલાજલિ આપજે અમારે માટે જૂદી જૂદી અંજલિ આપવાની પણ જરૂર નથી.

આગમા બળી મરીને રતિ સતી થવાને સારૂ આ પ્રમાણે તૈયાર થઈ એ વખતે એકદમ દેવવાણી થઇ તળાવ સુકાઇ જતા તરફડીઆં મારતી માછલી આષાઢ મહીનામા પહેલો વરસાદ વરસતા જે પ્રમાણે સચેત થઇ જાય છે, તેજ પ્રમાણે એ દેવવાણીથી રતિના હ્રદયમા સુખની આશાનો સંચાર થયો આકાશવાણીએ કહ્યુ, " હે કામદેવની પત્નિ! તારે ઝાઝો વખતસુધી આવી પતિહીન દશામા નહિ રહેવું પડે તને બહુ થોડા સમયમા તારા પતિ સાથે મેળાપ થશે ત્રિલોચન શંકરના ક્રોધાગ્નિમા એ શા કારણથી પતંગીઆની પેઠે બળી મર્યો, તેની તને ખબર નથી સાભળ તારા પતિએ બ્રહ્માજીના મનમાં એક વાર એવો વિકાર ઉત્પન્ન કર્યો હતો કે એમનું ચિત્ત પોતાની છોકરી તરફ દોડયું હતું, પણ એ જિતેન્દ્રિય હતા, એટલે તરતજ મનોવિકારને દબાવી લીધો, પરંતુ એ ખરાબ વિચાર ક્ષણભરને માટે પણ તારા પતિ મદનને લીધે ઉત્પન્ન થયો એમ જાણીને એમણે એને શાપ આપ્યો. મહાદેવજીના કોપથી બળી જવું એ એમનાજ શાપનું ફળ હતું બ્રહ્માજીને શાપ દેતા જોઈને ધર્મ નામના પ્રજાપતિને તારા પતિ ઉપર દયા આવી, અને તેમણે બ્રહ્માને એ શાપનિવારણ કરવા પ્રાર્થના કરી બ્રહ્માએ એમની વિનતિ સ્વીકારીને કહ્યુ કે પાર્વતીની તપસ્યાથી પ્રસન્ન થઈને શિવજી એમને પોતાની અર્ધાંગના બનાવશે, તથા એ વિવાહથી એમને પૂર્ણ સંતોષ થશે એ વખતે એ કામદેવને ફરીથી જીવતો કરશે જિતેન્દ્રિય મહાત્માઓને ગુસ્સે થતાં પણ વાર નથી લાગતી અને ખુશ થતા પણ વાર નથી લાગતી.

એટલા માટે હે સુંદરી! તું હવે મરવાનો વિચાર છોડી દે. તને ભવિષ્યમા તારો પતિ અવશ્ય મળશે એના સમાગમની વાટ જોઇને તુ પોતાના સુંદર શરીરને કાયમ રાખ. દુઃખ પછી સુખ જરૂર આવે છે. સૂર્યના પ્રચંડ તાપથી સૂકાઈ ગયેલી નદીઓ વરસાદ આવતાજ પાછી જળથી ભરાઇને ખળખળ વહેવા લાગે છે. "

આ પ્રમાણે ધીરજના વચનો કહીને એ અદૃશ્ય દેવતાએ રતિના ચિત્તને બહુ શાન્ત કર્યું. એમના દિલાસાથી રતિએ બળી મરવાનો વિચાર છોડી દીધો. પતિના મિત્ર વસન્તે પણ એને હિંમત આપી કે, 'દેવવાણી કદાપિ જૂઠી નથી ઠરતી તમે જે કાંઇ સાભળ્યુ છે તે ઉપર વિશ્વાસ કરો તમને અવશ્ય પતિ પાછા મળશે' એ પ્રમાણે સમજાવ્યાથી રતિએ મરવાનો વિચાર ત્યજી દીધો, અને પતિવિયોગને લીધે દરરોજ શરીરને ગાળી નાખતી એના શુભ મેળાપના દિવસની આતુરતાથી વાટ જોવા લાગી

હિમાલયની પુત્રી પાર્વતી સાથે શિવજીનુ જ્યારે લગ્ન થયું ત્યારે દેવતાઓએ આનંદોત્સવમા નમ્રતાપૂર્વક કહ્યુ 'ભગવન્! આપનુ લગ્ન થઇ ચૂકયું એની સાથે સાથેજ મદનના શાપની મુદત પણ પૂરી થઇ હવે એને ફરીથી જીવતો થઇને આપની સેવા કરવાનો પ્રસંગ આપો '

એ માગલિક પ્રસગે મદન સજીવન થયો અને રતિએ પતિદેવનો મેળાપ કરીને બાકીનુ જીવન સુખમા ગાળ્યું.

બીજા જન્મમાં કન્દર્પે શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નરૂપે રુકિમણીના ગર્ભમા જન્મ લીધો હતો. રતિએ બીજા જન્મમા શ્રીકૃષ્ણના કટ્ટા શત્રુ શબરની પત્ની માયાવતીરૂપે જન્મ લીધો હતો

## रत्न७ –अदिति



ઋગ્વેદ સહિતાના ચોથા મડળના અઢારમા સૂક્તનો પાચમો છઠ્ઠો અને સાતમો ઋક્ અદિતિએ રચ્યા છે. અદિતિ ઇન્દ્રદેવની માતા તરીકે પ્રસિદ્ધ છે ઋષિ વામદેવે એક સમયે પોતાની માતાને દુખ દીધુ હતું, એથી વામદેવની જનનીએ અદિતિ અને ઇન્દ્રદેવનો આશ્રય લીધો. એમ કહેવાય છે કે અદિતિદેવીએ કેટલાક મંત્રો રચીને વામદેવને ઘણુ દમન કર્યું અદિતિ એક શ્લોકમા કહે છે કે 'જળવતી નદીઓ અ. લ લા એ પ્રમાણે હર્ષસૂચક અવાજ કરીને ચાલી જાય છે. હે ઋષિ! તમે એમને પૂછો કે એ શું બોલે છે?'

કથા ઘણીજ કવિત્વમય છે

પુરાણુમા કહ્યુ છે કે અદિતિ, ભગવાન કશ્યપની પત્ની અને ઈન્દ્રાદિ દેવોની માતા હતી એની શોકય દિતિના વશમા ઉત્પન્ન થયેલા દૈત્યો કોઇ સમયે ઘણુા પ્રબળ થઇ પડયા હતા, તેમનામાથી પ્રલ્હાદના પૌત્ર વિરોચન-નન્દન બલિરાજાએ વિશ્વજીત્ નામનો યજ્ઞ કરીને સ્વર્ગના રાજ્યનો અધિકાર મેળવ્યો દેવતાઓને સ્વર્ગમાથી કહાડી મૂકવામા આવ્યા એટલે તેઓ ઘણી દુર્દશામા આવી પડયા. દેવતાઓની આ દશા જોઇને દેવમાતા અદિતિને ઘણુ કષ્ટ થયું અને તેણે એનો ઉપાય શોધવા માટે મનમા ને મનમા પોતાના સ્વામીનુ ધ્યાન ધર્યું ભગવાન કશ્યપે તેને પયોવ્રતનું ઉદ્યાપન કરીને વિષ્ણુની આરાધના કરવા કહ્યુ. એ પ્રમાણે અદિતિએ એકાગ્રચિત્તે એ સમાપ્ત કર્યું, જેથી વિષ્ણુએ પ્રસન્ન થઇને તેના પેટે જન્મ લીધો. ઉપનયન સમયે વામનરૂપધારી ભગવાન વિષ્ણુ ભિક્ષા માગવા માટે બલિની પાસે ગયા. બલિએ કહ્યુ કે જે માગવું હોય તે માગ, એટલે વામને ફ્કત ત્રણુ ડગલા જમીન માગી. દાતા બલિ એની ઘણી સામાન્ય પ્રાર્થના પૂર્ણ કરવા કબૂલ થયો એટલે ભગવાને પોતાના ઠીંગણુા દેહને ઘણો વિશાળ બનવા દીધો. એમને ત્રણુ ચરણુ લેવાના હતા એક પગે પૃથ્વી, બીજા પગે સ્વર્ગ અને શરીર દ્વારા ચન્દ્ર સૂર્ય અને તારાએ સમેત આકાશને એમણે ઢાકી દીધા, ત્રીજા પગલાને માટે કોઇ સ્થાન બાકી રહ્યુ નહિ એટલે બળિરાજા ઘણી મુઝવણુમા પડયો સ્વર્ગ અને મર્ત્ય લોક ઉપર તો વામને અધિકાર કરી લીધો, અને હજુ પોતાનુ વચન પૂર્ણ કરવા માટે ત્રીજા પગ જેટલી જગ્યા બાકી છે, પણ હવે પોતાની પાસે બાકી છે શુ કે ત્યા ભગવાનનો ત્રીજો પગ મૂકવા દે. સમજી ગયો કે ભગવાને મને છેતર્યો લાચાર બનીને તેણે પોતાનુ માથુ નીચે નમાવીને કહ્યુ 'પ્રભુ, આ રહ્યુ મારૂ માથુ એના ઉપર આપનો આ ત્રીજો ચરણુ રાખો.' બલિ સ્વર્ગ અને મર્ત્યલોકનું દાન કરી ચૂકયો હતો, ત્યા તેને ઉભા રહેવાનો અધિકાર નહોતો, એટલે એને પાતાળમા પેસી જવુ પડયું, અને દેવતાઓને ફરીથી સ્વર્ગનુ રાજ્ય મળ્યું.

# रत्न ८—केतकी



જાપતિ દક્ષને અનેક કન્યાઓ હતી એમાંની એકનું નામ હતું ‘ કેતકી ’ રૂપ, ગુણુ આદિ સર્વ વિષયોમા કેતકી સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપ હતી. તેને ખાસ કરીને ધર્મચર્ચાનો એટલો બધો શોખ હતો કે ઘર સસારની જરાપણુ પરવા ન કરતા રાત દિવસ કેવળ એજ ચર્ચામા નિમગ્ન રહેતી એમ કરતા એવુ થયુ કે જે સમયે એની બીજી બેનો મનપસદ પતિ મેળવીને ઘરસસાર ચલાવવા લાગી, ત્યારે કેતકી પિતામાતાની રજા લઈને હિમાલયના શિખર ઉપર જઇને તપસ્યા કરવા લાગી.

પરતુ ધર્મકાર્યમા પુષ્કળ વિઘ્નો આવી પડે છે તપસ્યાની પરીક્ષા ડગલે ડગલે થાય છે એને પણુ વિષમ કસોટીમા કસાવું પડયુ, કેતકી નારી હતી જપ, તપ ગમે તેટલુ કરે તોપણુ બીજાની મશ્કરી કરવાનો નારીસ્વભાવ કયાથી જાય ? સહજ વાતમા એના ધ્યાનનો ભગ થયો અને એ પરીક્ષામા પડી, માયાને વશ થઇ ગાયનુ રૂપ ધરીને આવેલા ભગવતીને ઓળખી ન શકયાથી, નારીપ્રકૃતિને વશ થઈ એણે મશ્કરીમા હસવા માડયુ, ભગવતીએ પોતાનુ રૂપ ધારણુ કરીને કહ્યુ, “ લક્ષ્મીના અશવડે જન્મ ધારણુ કર્યા છતાં અને બ્રહ્મચારિણી તપસ્વીની હોવા છતા પણુ સાધારણુ માનવ–સ્વભાવનુ દમન તારાથી થઇ શકયુ નથી, તો તુ પૃથ્વીમા જઇને નારીરૂપે જન્મ લઇશ, પરણી નથી માટે તારા મનમા તને ઘણો ગર્વ ઉત્પન્ન થયો છે, જા, મારા શાપથી તને પાચ પતિ થશે ”

એ વખતે કેતકીની આખ ઉઘડી. શાપ સાભળતા વારજ તેને ઘણી તીવ્ર વેદના થઇ પોતાની ભૂલનો પસ્તાવો પણુ ઘણો થયો, અને એ તરતજ જગન્માતાના ચરણુમા પડીને પુષ્કળ રોઇને પશ્ચાત્તાપ કરવા લાગી ભગવતીનુ મન પીગળ્યુ દયા આણીને તેમણે કહ્યુ, “ રડીશ નહિ, રડીશ નહિ દીકરી ! તારા અદૃષ્ટમા એજ લખ્યુ હશે તારી મારફતે પૃથ્વીમા ભગવાનનો એક મહાન ઉદ્દેશ સધાશે તુ એમને પ્રિય છે, એટલે એમના વિધાનને પ્રસન્ન ચિત્તથી પાર પાડવા તૈયાર થા. પાચ સ્વામી

થશે છતા પણ તું ધર્મથી પતિત નહિ થાય, ઉલટુ સતી શિરોમણિ ગણીને લોકો તારી પૂજા કરશે તારી કીર્તિ અક્ષય રહેશે. તારૂ નામ પ્રાતઃ-સ્મરણીય થશે. ”

ભગવતી અન્તર્ધાન થઈ ગયા એમના દિલાસાથી પણ કેતકીને શાન્તિ વળી નહિ શાપની કઠોરતાથી એનુ હૃદય વિધાઈ ગયું મનના દુઃખને લીધે કેતકી રડતી રડતી પ્રાણત્યાગ કરવા સારૂ ગ ગા નદીના ઉત્પત્તિ સ્થાનમા ગઇ

ત્યાનુ દૃશ્ય જેવું સુ દર હતુ તેવુંજ મનોમુગ્ધકર હતું. બરફથી ઢંકાયલા હિમાલયની ખીણોને ચીરીને હજારો રમતિયાળ બાળકોની પેઠે ગ ગાનુ ચ ચળ જળ નાચતુ, કૂદતું, ડોલતુ ત્રણ તરફ ત્રણ ધારાઓમા વહી રહ્યુ હતુ એ પવિત્ર ગ ગાનું સૌન્દર્ય જોયાથી કેતકીનું મન શાન્ત થયું નહિ, ઉલટુ તેનું દુઃખ બમણુ વધી ગયુ આવુ મનોરમ સ્થાન છોડીને પાપતાપપૂર્ણ પૃથ્વીમા જવુ પડશે એ વિચાર એ કદિ પણ વિસરી શકતી નહિ આખમાનાં આસુ લૂછી નાખીને એ ગ ગાજળમા ઉતરી, પર તુ દૈવીમાયાથી એનું પ્રત્યેક અશ્રુબિન્દુ પાણીની સાથે મળી જઇને એક એક સુવર્ણકમળ બની ગયું હતું એની એને ખબર નહોતી. મ દાકિનીના પ્રવાહમા વહેતા વહેતા એ કમળો સ્વર્ગ રાજ્યને માર્ગે ચાલ્યાં.

એ સમયે ધર્મ, પવન અને અશ્વિનીકુમારની સાથે દેવરાજ ઈન્દ્ર મન્દાકિનીને કિનારે કિનારે એ રસ્તે થઇને સ્વર્ગની તરફ જઇ રહ્યા હતા. એવામા તરતના ખીલેલા સોનેરી પદ્મની મસ્ત સુગ ધીથી એ પાચે દેવતા ત્યા ઉભા રહ્યા સુગ ંધ કયાથી આવે છે એની તપાસ કરતા મન્દાકિનીને કિનારે જ્યારે એમણે એ સુવર્ણપદ્મોને જોયા ત્યારે તેમના વિસ્મયનો પાર રહ્યો નહિ

કોઈ અસંભવિત જણાતી વસ્તુ નજરે પડે ત્યારે એ સ બ ધી કુતૂહલ દાબી રાખવુ એ સહેલુ કામ નથી એ વસ્તુ કયાથી આવી, કોણે બનાવી વગેરે હકીકત જાણવાની ઉત્ક ઠા સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે સૌરભપૂર્ણ અદ્‌ભુત સુવર્ણ–પદ્મ જોયા પછી એની ઉત્પત્તિ જાણવાને બધાના મન વ્યગ્ર થઇ ગયા દેવરાજ ઇન્દ્ર ધર્મને એનુ કારણ શોધવા સારૂ મોકલીને પવન તથા અશ્વિનીકુમારો સહિત પોતે રાહ જોતા બેઠા

પરન્તુ ઘણી વાર થઇ ગઇ તોપણ ધર્મરાજા પાછા ફર્યા નહિ. દેવ-

તાઓ પણ આશ્ચર્ય પામ્યા ઇન્દ્રે પછી પવનને મોકલ્યા, પરન્તુ એ પણ ધર્મરાજની પેઠે પાછા ફર્યા નહિ ત્યારપછી એકે એકે અશ્વિનીકુમારોને પણ મોકલ્યા, પણ એમનોયે પત્તો લાગ્યો નહિ ત્યારે અત્યંત આશ્ચર્ય-ચકિત થઇને દેવરાજ ઇન્દ્ર પોતે શોધ કરવા નીકળ્યા. પદ્મને લક્ષ્યમા રાખીને જતા જતા જ્યા આગળ ગગાનું ઉત્પત્તિસ્થાન હતું ત્યા આગળ એ જઈ પહોચ્યા. એ સ્થળે સુવર્ણપદ્મને ઉત્પન્ન કરનારી, સૌન્દર્યની સીમારૂપિણી, મનોમોહિની એક રમણીને જોયાથી એમના વિસ્મયનો પાર રહ્યો નહિ

ઇન્દ્ર કેતકીનું રૂપ જોઇને મોહિત થઇ ગયા, અને કામવિહ્વળ-ભાવે એકી ટશે તેની સામું જોઈ રહ્યા ત્યારપછી કેતકીની દૃષ્ટિ તેમની તરફ જતા એ બોલવા લાગ્યા, "હે સુન્દરિ ! તમે કોણ છો ? કોના ઘરમા અધારૂં કરી આવીને આ જગલને પ્રકાશિત કરી રહ્યા છો ? આ તે શું તપસ્યા કરવાની ઉંમર છે ? ત્રણ લોકમા પણ ન મળે એવું આ રૂપ બ્રહ્મ-ચર્યમા બગાડી નાખવાથી શુ ફળ મેળવશો ? હું દેવોનો રાજા ઇન્દ્ર છુ, મને વરો, અમરાવતીના રત્નજડિત સિંહાસનને ઉજ્જવળ કરો."

દેવરાજની વાત સાભળીને તપસ્વિની ઝબકી ઉઠી વ્યથિત ચિત્તે કેત-કીએ કહ્યુ, "દેવરાજ ! તમે આ શુ બોલી રહ્યા છો ! એવી વાત ફરીથી મુખમા આણુશો નહિ હુ જન્મથી તપસ્વિની છુ, શકરના ચરણુમા આશ્રય પામેલી છુ મારી પ્રત્યે મોહભરી આખે નિરખ્યાથી, મારા હાથને માટે પ્રાર્થના કર્યાથી, આપની પૂર્વે ચાર જણા કઠોર સજા પામી ચૂક્યા છે. આપ દેવરાજ હશો તોપણ હુ આપને સજા આપતા ચૂક્નાર નથી."

કેતકીના વચન સાભળ્યાથી ઇન્દ્રનું કુતૂહલ ઉલટુ વધ્યું તેનાથી એ જરાયે ભયભીત થયા નહિ, અને ફરીથી પોતાની સાથે લગ્ન કરવાની વિનતિ કરીને પૂછયુ કે "મારી પૂર્વે જેઓ આવ્યા હતા તે ક્યા ગયા ?"

'એમને જોવા છે ? ચાલો' એમ કહી કેતકી ઇન્દ્રને સાથે લઈને હિમાલયની તરફ ગઇ ત્યા એક પરમ સુન્દર યોગી પુરુષ પોતાની સાધ-નામા નિમગ્ન થઇને બેઠા હતા. કેતકીએ તેમને છેટેથી બતાવીને કહ્યુ "એમને પૂછી જુઓ એટલે ખબર મળશે કે એ લોકો ક્યા છે ?"

ઇન્દ્રે તેમને ધર્મ, પવન આદિના સમાચાર પૂછ્યા, પણ એમના

શબ્દો એ તપસ્વીને કાને પહોચ્યા નહિ એટલે દેવરાજ ગુસ્સે થઇને કડવાં વચન બોલવા ગયા એટલામાજ એ યોગી પુરુષના ચક્ષુમાથી જાણે આગ વરસવા લાગી, જોતજોતામા યોગીનુ રૂપ બદલાઇ ગયું અને ત્રિશૂળધારી મહાયોગિરાજ રુદ્રમૂર્તિ ધારણ કરીને પ્રકટ થયા તથા ગર્જના કરીને બોલી ઉઠયા, "તમે બધા વારે ઘડીએ એક પછી એક આવીને મારી આશ્રિતા ચિર–કુમારી તપસ્વિની પ્રત્યે શામાટે અત્યાચાર કરી રહ્યા છો? એ અપરાધને લીધે તને પણ તારી પૂર્વે આવેલા ચાર જણાના જેવી સજા થશે." એ પ્રમાણે કહીને મહાદેવે ત્રિશૂળ મારીને એક અધારી ગુફાના મો આગળનો મોટો પથરો ખસેડી નાખ્યો ઇન્દ્રે ભયવિહ્વળ થઇને જોયું કે હાથ-પગ બધાયલા છે એવી દશામા ધર્મ, પવન અને બન્ને અશ્વિનીકુમારો એ અધારી ગુફામા પડયા પડયા મહા દુ:ખ ભોગવી રહ્યા છે.

ભયથી થરથર કાંપતા ઇન્દ્ર મહાદેવના પગમા આળોટવા લગ્યા, અને હાથ જોડીને પુષ્કળ આજીજી કરવા લાગ્યા.

શકર ભોળાને મનાતા કેટલી વાર! સ્તુતિથી ઝટ પ્રસન્ન થઇને એમણે કહ્યું, "હું તમારો અપરાધ ક્ષમા કરૂં છુ, અને ધર્મ, પવન વગેરેને હમણાજ મુક્ત કરી દઉ છુ પણ કર્મનુ ફળ તો બધાયે ભોગવવુંજ પડશે. એમાંથી બચવાનો કોઈ ઉપાય નથી. કર્મના ફળરૂપે તમારે પાચે જણાયે સજા ભોગવવીજ પડશે. બધા મારી સાથે વિષ્ણુ લોકમા ચાલો એ જે પ્રમાણે ફેસલો કરશે તે પ્રમાણે તમારે ચાલવું પડશે."

મહાદેવ એ પાચ દેવતાને તથા કેતકીને સાથે લઇને ગોલોકમા વિષ્ણુની પાસે ગયા અને તેમને બધો વૃત્તાત કહી સભળાવ્યો. એ વિવરણ સાભળીને ભગવાને કહ્યું–"સ્વર્ગનો અધિકાર મળ્યા છતા પણ તમે મનુષ્યોની પેઠે ઇન્દ્રિયોનુ દાસત્વ છોડી શકયા નહિ, એટલા સારૂ તમારે મર્ત્ય-લોકમા જઇને મનુષ્યદેહ ધારણ કરવોજ પડશે! દેવરાજ ઇન્દ્ર! તમારા મિત્રો ધર્મ, પવન ને અશ્વિનિકુમારોની પણ એજ દશા થશે. એ જન્મમા કેતકી તમારી પાચે જણાની ધર્મપત્ની થશે. ખોટુ લગાડશો નહિ. વિશ્વના ભલાને સારૂ એનીજ આવશ્યકતા આવી પડી છે એ કાર્ય સાધવા સારૂ હું પણ તમારી સાથે સાથે દ્વાપર યુગમા પૃથ્વીમાં અવતાર લઈશ."

એ દક્ષરાજ કન્યા–ચિર કુમારી તપસ્વિની કેતકીએ વિશ્વમા કોઇ ખાસ

હેતુ પાર પાડવા ખાતર શાપભ્રષ્ટ થઈને દ્વાપર યુગમા, પાચાલ દેશના રાજા દ્રુપદની કન્યારૂપે જન્મ ધારણ કર્યો. ઇન્દ્ર, ધર્મ, પવન અને અશ્વિનિકુમારોએ પાડુ રાજાના પુત્રો તરીકે કુન્તીના ગર્ભમાં જન્મ લીધો અને પાચ પાડવો તરીકે જગવિખ્યાત થયા. દક્ષદુહિતા કેતકી બીજા જન્મમા દ્રૌપદી તરીકે પ્રસિદ્ધ થઇ. *

# रत्न ९–इला



એ વૈવસ્વત મનુની કન્યા હતી. વૈવસ્વત મનુએ પ્રજાની ઉત્પત્તિ કરવા સારૂ યજ્ઞ આરભ્યો હતો એ યજ્ઞના અગ્નિમા આહુતિ આપ્યાથી એક કન્યા અગ્નિકુડમાથી નીકળી આવી એ કન્યાનુ નામ ઇલા અથવા ઈડા પાડવામાં આવ્યુ બુધની સાથે એ કન્યાનો વિવાહ કરવામા આવ્યો હતો. ઇલાને પિતાને ત્યા ઘણુ સારૂં શિક્ષણ મળ્યુ હતું તેના ગર્ભમા પુરુરવા નામનો પુત્ર જન્મ્યો હતો

# रत्न १०–कात्यायनी



એ દેવી ભગવતીનુ નામ છે મહર્ષિ કાત્યાયને તેમની પ્રથમ પૂજા કરી હતી એટલે એ દેવી કાત્યાયની નામથી પ્રખ્યાત થયા છે. મહિષાસુરે સો વર્ષસુધી દેવતાઓ સાથે યુદ્ધ કર્યું હતું એ યુદ્ધથી પીડા પામીને તેઓ સ્વર્ગમાથી ઉતરીને બ્રહ્માની આગેવાની નીચે હરિ અને હરની પાસે પહોચ્યા હરિ અને હર, બ્રહ્માને મુખે આ ભારે વિપત્તિનો વૃત્તાત સાભળીને ઘણા ગુસ્સે થયા, એ વખત બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વરના મુખારવિન્દમાંથી એક અપૂર્વ તેજ પ્રકટ થયું. એ તેજે સ્ત્રીનુ રૂપ ધારણ કર્યું; તેનુ સ્વરૂપ ઘણુ જ ભયકર હતું દરેક દેવતાએ એ સ્ત્રીને પોતપોતાનાં હથિયાર આપી દીધાં. એ

*શ્રીમત્ચરણ ચક્રવર્તી પ્રણીત 'દ્રૌપદી' ચરિતને આધારે આ ચરિત્ર લખવામાં આવ્યુ છે.

રમણીએ જઇને મહિષાસુર રાક્ષસ સાથે ઘણીજ વીરતાથી યુદ્ધ કર્યું -મહિષાસુર પોતાના લાવલશ્કર સાથે આ યુદ્ધમા માર્યો ગયો. એ સિંહવાહિની રમણી (કાત્યાયની) આશ્વિન વદી ચૌદશને દિને ઉત્પન્ન થઇ હતી એ માસની શુક્લપક્ષની સાતમ, આઠમ અને નોમને દિવસે તેણે કાત્યાયનની પુજા ગ્રહણ કરી હતી અને દશમીને દિવસે મહિષાસુરનો વધ કર્યો હતો. પહેલી વાર ઉગ્રચડા, બીજીવાર ભદ્રકાલી અને ત્રીજીવાર દુર્ગાનુ રૂપ ધારણ કરીને ત્રણવાર તેણે મહિષાસુરનો વધ કર્યો હતો

મહિષાસુર રભાસુરનો પુત્ર અને ઘણો માયાવી હતો; શિવજીના વરદાનથી એ દેવ અને મનુષ્યદ્વારા અવધ્ય થઇને જન્મ્યો હતો, પરતુ નારીરૂપધારી દેવીએ એ પરાક્રમી રાક્ષસનો જોતજોતામા વધ કર્યો હતો

# रत्न ११-गायत्री




વેદમાતા હતી ગાયન કરનારાઓનુ ત્રાણ અર્થાત્ રક્ષણ કરે છે એટલા માટે એ ગાયત્રી કહેવાય છે. પદ્મપુરાણમા જણાવ્યા પ્રમાણે એ બ્રહ્માની પત્ની હતી. બ્રહ્માની પહેલીવારની પત્નીનુ નામ સાવિત્રી હતુ એક દિવસે બ્રહ્માએ કોઇ યજ્ઞ આરભ્યો હતો. સ્ત્રી વગર કોઇ પણ ધર્મકાર્ય થઇ શકતું નથી એટલા માટે બ્રહ્માએ સાવિત્રીને બોલાવી લાવવા ઇન્દ્રને મોકલ્યા ઇન્દ્રે સાવિત્રીની પાસે જઇને બ્રહ્માનો સદેશો કહ્યો સાવિત્રીએ જવાબ આપ્યો કે 'હમણા લક્ષ્મી વગેરે સતીઓ હાજર નથી. હુ એકલી આવી નહિ શકુ. મારી સખીઓના આવ્યા પછી આવીશ.' ઇન્દ્રને મોએ આ જવાબ સાભળીને બ્રહ્મા ગુસ્સે થયા અને તેમણે એક બીજી સ્ત્રી પરણવાનો વિચાર કર્યો ઇન્દ્ર પાતાળમા જઇને એક ગોવાલણને પકડી લાવ્યા. બ્રહ્માએ ગાન્ધર્વપદ્ધતિથી તેની સાથે વિવાહ કર્યો. એનુ નામ ગાયત્રી હતું તેને બે હાથ હતા, એક હાથમા મૃગનુ શિગડું હતું, બીજા હાથમા કમળ હતુ, તેના વસ્ત્ર લાલ હતા, ગળામા મુક્તાહાર હતો, કાનમા કુડળ હતા અને મસ્તક ઉપર મુકુટ હતો. વેદમાં લખ્યુ છે કે એક દિવસ બૃહસ્પતિએ ક્રોધે ભરાઇને ગાયત્રીનુ મસ્તક છેદી નાખ્યું, પણ

ગાયત્રીનું મરણ નીપજ્યું નહિ, તેના મસ્તકમાંથી વષટ્કાર દેવની ઉત્પત્તિ થઈ, આ બનાવને ઘણા લોકો એક રૂપક માને છે. ગાયત્રી હિન્દુધર્મનો બીજમંત્ર છે આજે સંરક્ષક અને સુધારક સંપ્રદાયના કરોડો હિન્દુઓ ભક્તિભાવથી ગાયત્રીમંત્રદ્વારા પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરે છે.

# रत्न १२–जगद्धात्री



એ ચાર ભુજાવાળી સિંહવાહિની દેવી છે. શારદીય દુર્ગાપૂજા પછી એ દેવીની પૂજા થાય છે એક દિવસ દેવતાઓમાંથી કેટલાક જણાએ મળીને સિદ્ધાન્ત કર્યો કે આપણા ઉપર બીજો કોઇ દેવતા નથી. આપણેજ ઇશ્વર છીએ. પરમેશ્વર કોઇ છેજ નહિ આ ઉદ્ધત દેવતાઓનો મનોભાવ જાણીને દેવી દુર્ગાને ઘણો ખેદ થયો કોટી સૂર્યની પ્રભા જેવુ ઉગ્ર જ્યોતિર્મય સ્વરૂપ ધારણ કરીને એ દેવતાઓની સમક્ષ હાજર થઇ અગ્નિ, વાયુ વગેરે દેવતાઓ આ જ્યોતિના સ્વરૂપનો નિર્ણય કરવા અસમર્થ બન્યા તેમણે સલાહ કરીને પહેલા પવન દેવને એ દેવીની સામે મોકલ્યા એ દેવીએ એક તરખલુ તેમની આગળ મૂકીને કહ્યું 'તમારાથી આ તરખલાને ઉરાડી શકાય તો હું તમને ખરા સમર્થ જાણું,' પવને ઘણુએ જોર વાપર્યું પણ તરખલુ હાલ્યુ નહિ ત્યાર પછી અગ્નિદેવ સામા આવ્યા તેમને દેવીએ તરખલાને બાળી મૂકવા કહ્યું, પણ અગ્નિદેવ એ તરખલાને બાળી નાખવા સમર્થ થયા નહિ આથી એ ઉદ્ધત દેવતાઓનું અભિમાન ઉતરી ગયુ તેઓએ જ્યોતિર્મયી દેવીને પરમેશ્વરી ગણીને પૂજવા લાગ્યા તેમની ખાત્રી થઈ કે અમને બધાને સામર્થ્ય આપનાર આ જગત્નો નિયન્તા બીજો કોઇ છે કે ?

भयाद्स्याग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ॥

જેના ભયથી અગ્નિ સળગે છે, સૂર્ય તપે છે, મેઘ વરસે છે, વાયુ સંચલિત થાય છે અને મૃત્યુ સંચરણ કરે છે.

આ પ્રમાણે જગદ્ધાત્રી દેવીએ જગત્કર્તા અને જગન્નિયતા પરમાત્માના મહિમાનુ માન દેવતાઓને કરાવ્યુ હતું. બગાળા દેશમા જગદ્ધાત્રી દેવીની પૂજા ઘણી થાય છે. તેને ચાર ભુજાઓ છે, ત્રણ નયન છે, મુખ હસતું છે અને સિંહનું વાહન છે એનો પોશાક રાતા વસ્ત્રનો છે તથા આખું અગ અલકારોથી વિભૂષિત છે.

# रत्न १३--देवसेना

એ સાવિત્રીના ગર્ભમા ઉત્પન્ન થયેલી પ્રજાપતિની કન્યા હતી. એનું બીજું નામ ષષ્ઠી હતું માતૃધર્મપાલન કરવામા ઘણી શ્રેષ્ઠ હતી દેવસેનાપતિ કાર્ત્તિકેય સાથે તેનુ લગ્ન થયું હતું તેણે પોતાના સતાનોનું ઉત્તમ રીતે પાલન કર્યુ હતું તથા સારૂં શિક્ષણ આપ્યું હતું. શિશુપાલનને માટે એ સુપ્રસિદ્ધ છે

# रत्न १४--विनता

એ પ્રજાપતિ કશ્યપની પત્ની હતી એને અરુણ અને ગરુડ નામના બે પરાક્રમી પુત્રો હતા, પ્રતિજ્ઞાની ખાતર તેણે પચાસ વર્ષ સુધી શોકયનુ દાસત્વ કર્યું હતુ

# रत्न १५-अश्विनी

એ દક્ષ પ્રજાપતિની કન્યા અને ચન્દ્રની પત્ની હતી. તેના નામ ઉપરથી એક નક્ષત્રનું નામ અશ્વિની પાડવામાં આવ્યુ છે.

# रत्न १६--शतरूपा



એ સ્વાયંભુવ મનુની મહારાણી હતી પતિપત્ની બન્ને બહુજ વિદ્વાન અને સદાચારી હતા એ પ્રેમી જોડાનો સંસાર ઘણો સુખી હતો એમના મોટા પુત્રનું નામ ઉત્તાનપાદ હતુ એ ઉત્તાનપાદના પુત્ર ધ્રુવ ભગવદ્ ભક્તિદ્વારા પોતાનું નામ અમર કરી ગયા છે બીજો પુત્ર પ્રિયવ્રત હતો. તે પણ ઘણો પરાક્રમી અને સદાચારી હતો પુરાણોમા એની ઘણી પ્રશંસા છે શતરૂપાને દેવહૂતિ નામની એક કન્યા પણ હતી, જે કર્દમ ઋષિને પરણાવી હતી દેવહૂતીના ગર્ભમા કપિલજી ઉત્પન્ન થયા હતા કપિલમુનિએ સાખ્યશાસ્ત્રની રચના કરી. એ તત્ત્વજ્ઞાનમા ઘણા પ્રવીણ હતા

સ્વાયંભુવ મનુ મહારાજે ઘણા લાબા સમયસુધી રાજ્ય કર્યું, અને ઈશ્વરની આજ્ઞાઓનું પાલન કરીને પ્રજાને ઘણોજ સંતોષ આપ્યો એ પ્રમાણે રાજ્ય કરતા, અને ઘરમા નિવાસ કરતા, ચતુર્થ અવસ્થા--ઘડપણ આવી પહોચી અને વિષયોપ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થયો, ત્યારે રાજાના મનમા ઘણુ દુઃખ થયુ કે હાય! રાજવૈભવ અને ગૃહસ્થાશ્રમના સુખમાજ આખુ જીવન વ્યતીત થઇ ગયું પરમાત્માની ભક્તિ ન થઇ શકી. એવુ વિચારીને એમણે રાજપાટ પુત્રને સોપી દીધુ અને પોતે રાણી શતરૂપાને લઇને વનમા ચાલ્યા ગયા બન્ને જણા પવિત્ર તીર્થ નૈમિષારણ્યમા વસવા લાગ્યા પતિપત્ની એ વનમાજ પ્રસન્ન ચિત્તે વાસ કરતા હતા. ત્યાં આગળ બીજા પણ અનેક સિદ્ધ મુનિ રહેતા હતા. રાજા મનુ અને રાણી શતરૂપા રાજ્યવૈભવનો ત્યાગ કરીને અરણ્ય પ્રત્યે ગમન કરી રહ્યાં હતા, એ કેવા લાગતા હતા?

"पंथ जात सोहहिं मतिधीरा।
ज्ञान भगति जनु धरे सरीरा"

જાણે કે જ્ઞાન અને ભક્તિજ મનુષ્યના શરીર ધારણ કરીને ના જતાં હોય એવા એ શોભતા હતા રસ્તામા ગોમતી નદીને કિનારે પહોચ્યા. ત્યા જઈને નિર્મળ જળમા સ્નાન કર્યું ત્યા આગળ એમને ધર્મધુરંધર રાજર્ષિ સમજીને ઘણા ઋષિમુનિ એમને મળવા સારૂ આવ્યા આગળ

જતા પણ અનેક સાધુસન્ત સાથે એમનો મેળાપ અને જ્ઞાનચર્ચા થઈ વિવિધ તીર્થોમા એમણે તપશ્ચર્યા પણ બહુ કરી. એથી બન્નેના શરીર દુબળા થઇ ગયા રાણી શતરૂપાએ પણ હવે વલ્કલ ધારણ કર્યું હતું અને પરમાત્માના નામનો જપ કરવામાજ એમનો સમય વ્યતીત થતો હતો વનવાસમા બન્ને સ્ત્રીપુરુષ શાક, કન્દ, અને ફળનુંજ ભોજન કરતા હતા. થોડા સમય પછી તેમણે તપ આરભ્યુ, અને ફળાહારનો પણ ત્યાગ કરીને કેવળ જળનેજ આધારે રહેવા લાગ્યા, પરતુ એટલાથી પણ જ્યારે પ્રભુના સાક્ષાત્ દર્શન ન થયા ત્યારે તેમણે જળનો પણ પરિત્યાગ કરીને કેવળ વાયુનાજ આહાર ઉપર જીવનનો નિર્વાહ કર્યો ત્યાર પછી કેટલાએ વર્ષસુધી એકે પગે ઉભા રહીને તપ કર્યું એથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ પ્રસન્ન થઈને ઘણી વાર એમની પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે હે રાજા મનુ અને રાણી શતરૂપા ! અમે તમારી તપશ્ચર્યાથી ઘણાજ પ્રસન્ન થયા છીએ તમારે જે વરદાન માગવું હોય તે માગો

प्रभु सर्वज्ञ दास निज जानी। गति अनन्य तापस नृप रानी॥
माँगु माँगु बर भइ नभ बानी। परम गँभीर कृपामृत सानी॥

અર્થ –સર્વજ્ઞ પ્રભુએ રાજા અને રાણીને પોતાના સેવક અને અન્ય અવલબનરહિત જાણીને પરમ ગભીર તથા કૃપામૃતથી યુક્ત આકાશવાણી દ્વારા કહ્યુ કે “ વરદાન માગો, માગો ”

મરેલાને પણ જીવાડનારી એ સુદર આકાશવાણી જ્યારે રાજાના કાનમા થઇને એના હૃદયમા પહોચી ત્યારે એના શરીરનો બધો થાક ઉતરી ગયો તેનું શરીર ઘણું સુદર થઇ ગયુ એમના હૃદયમા પ્રેમ ઉભરાઈ આવ્યો અને દેવતાને સાષ્ટાગ પ્રણામ કરીને નીચે પ્રમાણે પ્રાર્થના કરી કે –

सुनु सेवक-सुरतरु-सुरधेनू। बिधि-हरि-हर-बंदित-पद-रेनू॥
सेवत सुलभ सकल सुख-दायक। प्रनतपाल सचराचर-नायक॥
जौं अनाथहित हम पर नेहू। तौ प्रसन्न हो बर देहू॥
जा सरूप बस सिव मन मांहीं। जेहि कारन मुनि जतन कराहीं॥
जा भुसुंडि-मन-मानस-हंसा। सगुन अगुन जेहि निगम प्रशंसा॥
देखहिं हम सो रूप भरि लोचन। कृपा करहु प्रनतारतिमोचन।

( તુલસીકૃત રામાયણ, બાલકાડ પ્રથમ સોપાન ૭૩ )

અર્થ.–હે ભક્તજનોના કલ્પવૃક્ષ અને કામધેનુ સ્વરૂપ ! જેમના ચરણકમળની રજને બ્રહ્મા, વિષ્ણુ અને શકર નમસ્કાર કરે છે એવા, સેવા

કરનારાઓને સુલભ, સર્વ સુખોને આપનારા, શરણાગતનુ પાલન કરનારા અને સ્થાવરજગમના સ્વામી ! આપ સાભળો હે અનાથનુ હિત કરનારા ! જો આપની અમારા ઉપર કૃપા હોય તો પ્રસન્ન થઇને અમને આ વરદાન આપો કે જેથી અમે શકરના મનમાં જે સ્વરૂપ વસે છે, જેમનું દર્શન કરવામાટે મુનિઓ પ્રયત્ન કરે છે, જે કાગભુસુડીના મનરૂપ માનસરોવરના હસરૂપ છે અને વેદો જેમના સગુણ તથા નિર્ગુણ સ્વરૂપની પ્રશસા કરે છે તે આપના સ્વરૂપનુ હે શરણાગતના દુખને મટાડનાર ! અમે આખો ભરીને દર્શન કરીએ, એવી અમારા ઉપર કૃપા કરો.

રાજા અને રાણીના એ વચન ભગવાનને બહુ પ્રિય લાગ્યા, કેમકે એ વચનો કોમળ, નમ્ર, અને ભક્તિરસથી ભરેલા હતા દયાનિધાન પ્રભુએ એમના ઉપર પ્રસન્ન થઇને એમને પ્રત્યક્ષ દર્શન દીધા, તથા રાજા રાણીની ઇચ્છાથી એમને એવુ વરદાન આપ્યુ કે ભવિષ્યમા–રામાવતાર–ના કાળમા-હુ તમારે પેટે પુત્રરૂપે અવતરીને, તમારી આ પ્રેમભક્તિનો બદલો આપીશ

અસ્તુ! રાણી શતરૂપાએ પોતાના પુત્રપુત્રીઓને જે અસાધારણ જ્ઞાન અને સચ્ચરિત્રતાનુ શિક્ષણ આપ્યુ હતુ, અને ભવિષ્યમા એ સતાનોના જીવન કેવા યશસ્વી અને લોકોપકારી નીવડયા એ બધાને જાણીતુ છે એવા યોગ્ય સતાનો ઉપરથી પણ એમની માતાની મહત્તાનું અનુમાન વાચક બેનો કરી શકશે

## रत्न १७--देवहूति



પ્રાચીન સમયમા આપણા દેશમા એવા પુસ્તકો લખાયા છે, કે જેમા જગત્ એટલે શુ, પ્રકૃતિ એટલે શું, મનુષ્ય કોણ છે, આત્મા કોણ છે, ઇશ્વરનુ તત્ત્વ શુ છે, ધર્મ કોને કહેવો, વગેરે વિષયો સબધી, ઊડી ચર્ચા કરવામા આવી છે એ પુસ્તકો દર્શનશાસ્ત્રના નામથી પ્રસિદ્ધ છે એ દર્શનશાસ્ત્રના છ પુસ્તકોમા સાખ્યદર્શન સૌથી પહેલુ રચાયુ હતુ ઉંડી દલીલોપૂર્વક આત્મા અને પ્રકૃતિના તત્ત્વ સબધી વિવેચનને માટે સાખ્યદર્શન જેવો ગ્રન્થ દુનિયામા દુર્લભ છે. મહર્ષિ કપિલે આ સાખ્યર્શન લખ્યું છે. એ મહર્ષિ કપિલે દેવહૂતિના ગર્ભમા જન્મ ધારણ કર્યો હતો.

દેવહૂતિ મનુનામક એક પ્રસિદ્ધ રાજાની કન્યા હતી. તેની માતાનું નામ શતરૂપા હતું પિતાની પાસે એણે અનેક વિદ્યાઓમા વિશેષ નિપુણુતા મેળવી હતી એ સમયમા કર્દમ નામના એક ઋષિ મહાપડિત અને પરમધાર્મિક હતા કર્દમ ઋષિની વિદ્યા, પાડિત્ય તથા ધર્મશીલતા જોઇને દેવહૂતિ તેમના ઉપર મોહિત થઇ ગઇ અને પિતાને જણાવ્યું કે હું તો એ બ્રાહ્મણુ ઋષિનેજ વરીશ.

કન્યાને યોગ્ય અભિપ્રાય જાણીને પિતાએ પ્રસન્ન થઇને કર્દમ ઋષિ સાથે તેનો વિવાહ કરી દીધો.

દેવહૂતિને પેટે નવ કન્યા અને કપિલ નામનો એક પુત્ર મળી દશ સતાન જન્મ્યા કપિલ મોટો થયો એટલે દેવહૂતિ અને તેની નવ કન્યાના ભરણુપોષણુનો ભાર પુત્ર ઉપર છોડીને કર્દમ ઋષિ વાનપ્રસ્થ થયા

એ સમયમા કપિલે સાખ્યદર્શન રચીને દેશવિદેશમા ઘણીજ ખ્યાતિ મેળવી હતી. વિદ્વાન, જ્ઞાનવતી માતા દેવહૂતિ પોતાના પડિત પુત્ર સાથે નાના પ્રકારની શાસ્ત્રચર્ચા કરીને પરમસુખમા કાળ ગાળવા લાગી

કપિલે સાખ્ય રચ્યા પછી તેમા લખેલા તત્ત્વજ્ઞાનનુ શિક્ષણુ મેળવવાની દેવહૂતિને તીવ્ર ઇચ્છા થઈ એક દિવસ તેણે પુત્રને કહ્યુ 'પુત્ર ! મે ઘણા શાસ્ત્રો વાચ્યા છે. પણ પ્રાણનો મોહ જરાપણ દૂર થયો નહિ. કશાથી ' હું ' અને ' મારૂ ' એ ભાવ ખસેડી નાખીને, જીવના સારરૂપ, વિશુદ્ધ આત્મપુરુષને ઓળખી શકી નથી. તારા સાખ્યશાસ્ત્રમા લખેલુ પુરુષ અને પ્રકૃતિનુ તત્ત્વ મને સમજાવ કે જેથી હુ મોહમાથી મુક્ત થઈને દિવ્યજ્ઞાન મેળવી શકુ '

કપિલે એ વખતે માતાને આખુ સાખ્યશાસ્ત્ર સમજાવીને વાચી સભળાવ્યુ દેવહૂતિ પુત્ર પાસેથી તત્ત્વજ્ઞાન મેળવ્યાથી અને એ જ્ઞાનનું વારવાર ચિતન તથા ધ્યાન કરવાથી ધીમે ધીમે પોતાનુ હુંપદ ભૂલી ગઈ અને મોહમુક્ત આત્મપુરુષને ઓળખીને મોક્ષ પામી ગઈ

જે સ્થળે તેણે આ પ્રમાણે સિદ્ધિ મેળવી તે સ્થાન સિદ્ધિપદ નામે પ્રખ્યાત થયું ઘણા સમયસુધી લોકો એ સ્થાનને એક પરમપવિત્ર તીર્થ ગણુતા.

# रत्न १८–अरुन्धती



એ દક્ષની કન્યા અને મહા મુનિ વસિષ્ઠના સાધ્વી પત્ની હતા. એ સમયમા એ સર્વથી શ્રેષ્ઠ સતી ગણાતા હતા. મહાદેવની માયાથી પણ એ મોહિત થયા નહોતા લગ્ન સમયે ભારતવર્ષમા એ મહા પતિવ્રતાનું સ્મરણ કરવામા આવે છે વેદશાસ્ત્રોમા એની વિશેષ પ્રવીણતા હતી અત્યત પ્રતિભાસપન્ન હોવા છતા પણ એ બહુ મોટા મનના અને ક્ષમાશીલ હતા. વિશ્વામિત્રે એમના સો પુત્રોનો સહાર કર્યો હતો છતા પણ શત્રુને શાપ દીધો નહોતો. એમણે પોતાના તપોબળથી શુચિસ્મિતાના સ્વામીને ફરીથી જીવતો કર્યો હતો

એક દિવસ મહાદેવે ભસ્મ આદિ ધારણ કરીને સાધુના વેશમા મુનિ-પત્નીઓસહિત વિહાર કરવાના વિચારથી દેવદારુના વનમા પ્રવેશ કર્યો તેમના દર્શનથી મુનિપત્નીઓ એકદમ વ્યાકુળ બની ગઇ, અને મુનિઓએ ઘણુએ સમજાવી છતા ઉન્મત્ત જેવી થઈને એમની પાછળ પાછળ ગઇ એ વખતે આબાલવૃદ્ધ બધી સ્ત્રીઓ કામાતુર બની હતી ફક્ત અરુન્ધતી દેવી મહાદેવની માયાજાળમા ફસાયા નહિ, અને તેમને જરા પણ કામવિકાર ઉત્પન્ન થયો નહિ બીજી બધી ઋષિપત્નીઓ પોતપોતાના ભરથારનો ત્યાગ કરીને ચાલી ગઇ હતી પુષ્પની પાછળ ભમરાઓ ફર્યા કરે તેમ મહાદેવજીની પાછળ એ ઋષિપત્નીઓ ફર્યા કરતી હતી એ વેશમા મહાદેવજી વસિષ્ઠ મુનિને બારણે પણ ગયા અને દેવી અરુન્ધતીને કહેવા લાગ્યા, “ ભવતી ! ભિક્ષા આપો હુ શકર તમારો અતિથિ થઇને આવ્યો છુ આ વનમા મુનિઓએ તો મને મારીને કહાડી મૂકયો છે પણ મુનિપત્નીઓ મારી સેવા ચાકરી કરે છે દેવિ ! તમે પણ મારૂ મનમોહક સ્વરૂપ જુઓ જુઓ તો ખરા કે મુનિઓએ મને કેવો ખોખરો કર્યો છે ! ” એ પ્રમાણે કહીને મહાદેવે ધીમેધીમે પોતાના બધા અગ દેવીને બતાવ્યા દેવીએ મહાદેવજીને પોતાના પુત્ર શક્તિના જેવા ગણીને માતૃભાવે મહાદેવજીનુ આખુ અગ ધોઇ નાખ્યું, તથા કામધેનુનુ ઘી બધે શરીરે મર્દન કર્યું ત્યારપછી શુદ્ધ જળદ્વારા સ્નાન કરાવીને નાના પ્રકારના સુગધી લેપ તથા પુષ્પોથી એમના દેહને વિભૂષિત કર્યો. ત્યાર પછી

એમની અનેક વિધિથી પૂજા કરીને કદમૂળ, ફળફળાદિનુ સ્વાદિષ્ટ ભોજન કરાવીને દેવી અરુન્ધતી બોલ્યા "હે ભગવન્! તમને નમસ્કાર છે. હે પુત્ર! હવે તમારે જે દેશમા જવાની ઇચ્છા હોય તે દેશમા જાઓ "

ત્યારપછી અતિથિએ ઘણા પ્રસન્ન થઇને એમને કહ્યુ, 'હે દેવી! તમે ધર્મની વાત કહી છે હુ બધાએ પૂજવા યોગ્ય ક્ષપણક છું. તમારી વર્તણુકથી ઘણોજ પ્રસન્ન થયો છુ તમે અખડ સૌભાગ્યવતી થજો અને તમારા ક્ષમાશીલ વૃદ્ધપતિ પુનઃ યુવાવસ્થા અને દેવતાઓના જેવી સુદર અને અજર આકૃતિ પ્રાપ્ત કરજો, એ મારો આશીર્વાદ છે

અરુન્ધતીએ પોતાના આચરણથી સાબિત કરી આપ્યું કે કામદેવની મલિન વાસનાવાળા પરપુરુષનો પ્રસગ પડે તો એના પ્રત્યે માતૃભાવ કે ભગિનિભાવ ધારણ કર્યાથી પોતાનુ મન ચચળ થવા વારો આવતો નથી, અને પુરુષ ઉપર પણ સારી અસર થાય છે.

અરુન્ધતીના આવા અપૂર્વ પાતિવ્રત્યને લીધે બ્રાહ્મણો લગ્નના સસ્કારમા અરુન્ધતી દેવીની સ્તુતિ કરે છે 'હે કુમારિ! એ વસિષ્ઠ પત્નીના દર્શન કરો હે માત! તુ પતિવ્રતાના માહાત્મ્યવડે જે ધારીશ તે કરી શકીશ એ પતિવ્રતાના દર્શનથી તું મહા સાધ્વી થઇશ દર્શન નહિ કરે તો અસાધ્વી થઇશ " લગ્નની રાત્રે અરુન્ધતી નક્ષત્રનું દર્શન કરાવવાનો રિવાજ પણ એ ઉપરથી પ્રચલિત છે પ્રાચીન આર્યો પોતાના મહાપુરુષો અને મહાન્ સ્ત્રીના સ્મરણ તેમના નામ ઉપરથી કોઈ એક મુખ્ય તારા કે નક્ષત્રનું નામ પાડીને સદાને માટે તાજુ રાખતા, કે જેથી તેમના સદ્ ગુણોનું હમેશા આર્યોને સ્મરણ થાય. અરુન્ધતી દેવીના તારાનુ દર્શન કરનારી કન્યાઓ વિદ્વાન્ પતિને પામવાની અને તેની પ્રિયતમા બનવાની અભિલાષા રાખે છે

એક દિવસ સૂર્ય, ઈન્દ્ર અને અગ્નિ એ ત્રણે દેવતાઓ કહેવા લાગ્યા કે સ્ત્રીઓને પતિ એજ દેવતા છે, સ્વામી પાસેની દુનિયાની બધી મનવાછિત વસ્તુઓ એમને મળે છે, અને પરલોકમા શુભગતિને પ્રાપ્ત થાય છે, એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, પરન્તુ રમણીઓના કાર્ય જોતા એ વાત ખરી છે કે નહિ તે બાબત સદેહ ઉપજે છે. મિથ્યા કથન, દુઃસાહસ, માયા, મૂર્ખતા, અત્યત લોભ, અપવિત્રતા અને દયાશૂન્યતા એ સાત સ્વાભાવિક દોષ સ્ત્રીઓમા છે. ઘણી થોડીકજ સ્ત્રીઓ સત્યપરાયણ દીઠામા

આવી છે વસિષ્ઠપત્ની અરુન્ધતી એવી પવિત્ર અને સદાચારી સ્ત્રીઓમા મુખ્ય છે પૂર્વકાળમા અગ્નિને સપ્તર્ષિઓની પત્નીઓ ઉપર આસક્ત થયેલા જોઇને અગ્નિની સતી પત્ની સ્વાહાએ બીજા છ ઋષિઓની પત્નીનુ રૂપ ધારણ કર્યું હતુ, પણ વસિષ્ઠપત્ની અરુન્ધતીનુ રૂપ ધારણ કરવાની શક્તિ તેનામા પણ નહોતી એ વખતે સ્વાહાએ અરુન્ધતીની સ્તુતિ કરી હતી કે “ હે કલ્યાણિ ! સાધ્વિ ' અરુન્ધતિ ! આપને ધન્ય છે. આપ એકલાજ પાતિવ્રત્ય ધર્મનુ ખરૂ પાલન કરનારા છો મે આપના જેવી પતિવ્રતા બીજી દીઠી નથી જે કન્યાઓ વિવાહ સમયે ઉત્તમરૂપે એકાગ્રચિત્તે બ્રાહ્મણ અને અગ્નિની સમક્ષ સ્વામીનો હાથ પકડીને તમારૂ સ્મરણ કરશે તે સુખ, ધન, અને પુત્ર પ્રાપ્ત કરશે તથા અખડ સૌભાગ્યવતી થશે જે સ્ત્રી પતિવ્રતા છે તેજ ખરેખરી ગુણવતી છે ” આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી એવામા ત્રણે દેવતાઓ બોલી ઉઠયા ‘ ચાલો આપણે સ્ત્રીઓના પાતિવ્રત્ય ધર્મને જાણવા સારૂ મહાસતી અરુન્ધતીની પાસે જઈએ ’ એમ કહીને સૂર્ય, ઈન્દ્ર અને અગ્નિ ત્રણે જણા અરુન્ધતીની પાસે જવા નીકળ્યા. ત્યા રસ્તામા જોયુ કે પતિવ્રતા અને પતિના હિતકાર્યોમા આસક્ત અરુન્ધતી દેવી બગલમા ઘડો રાખીને ઘરમાથી પાણી ભરવા સારૂ બહાર જઈ રહ્યા છે સૂર્ય આદિ દેવતાઓ રસ્તામા અરુન્ધતીના દર્શન કરીને ઘણા સતુષ્ટ થયા, તથા એમના માર્ગમા આવીને ઉભા રહ્યા અરુન્ધતીએ પણ તેમને ઓળખ્યા એટલે એમની પ્રદક્ષિણા તથા પ્રણામ કરીને પ્રસન્ન વદને પૂછ્યુ, “ હે દેવતાઓ ! કયા કામે તમે પધાર્યા છો તે કૃપા કરીને મને જણાવો.” દેવતાઓએ જણાવ્યુ કે “ અમે આપની પાસેથી એક પ્રશ્નનો ખુલાસો મેળવવા માટે આવ્યા છીએ તે પ્રશ્નનો વ્યાજબી ઉત્તર આપીને અમને આભારી કરો ” અરુન્ધતીએ કહ્યુ “ આપ થોડી વારસુધી મારા ઘરમા બિરાજો, હુ આ પાણીનો ઘડો ભરીને આવુ છુ ત્યારપછી હું આપના પ્રશ્નનો ખુલાસાવાર ઉત્તર આપીશ. ” ત્યારે સૂર્યાદિ દેવતાઓએ કહ્યુ “ હે સતિ ! અમે હમણા ને હમણાજ આપના આ ઘડાને ભરી આપીએ છીએ. ” ત્રણે દેવતાઓએ પોતપોતાના વિશેષ ગુણના પ્રભાવે ઘડાનો ચતુર્થાશ પાણીથી ભર્યો, એટલે પોણા ભાગનો ઘડો પાણીથી ભરાઇ ગયો ત્યારપછી અરુન્ધતી બોલ્યા, “ સ્ત્રીઓને જ્યાસુધી એકાન્ત સ્થાન નથી મળતુ અને જ્યાસુધી પારકા

પુરુષ સાથે ખાસ વાતચીત કરવાનો પ્રસગ નથી મળતો, ત્યાસુધી સ્ત્રીનું સતીત્વ સચવાય છે, એટલા માટે સારા ઘરની સ્ત્રીઓએ બધુ, બાધવો તથા વડિલ સ્ત્રીઓદ્વારા સુરક્ષિત રહેવાની ગોઠવણુ કરવી જોઇએ. હે દેવ ! એ સત્યદ્વારા મારા આ ઘડાનો ચતુર્થ ભાગ પૂર્ણ થજો ” અરુન્ધતીના મુખમાથી એ વચન પૂરેપૂરા નીકળી ચૂકયા એટલી વારમાં તો ઘડો છલા છલ પાણીથી ભરાઇ ગયો એ જોઇને દેવતાઓએ કહ્યુ કે ‘ દેવિ ! અમે એજ વાતનો ખુલાસો તમારી પાસેથી મેળવવા આવ્યા હતા હવે અમે પાછા પોતપોતાને ધામે જઈએ છીએ. ’ દેવો વિદાય થવા લાગ્યા ત્યારે અરુન્ધતીએ એમને ફરીથી કહ્યુ, કે “ રમણીઓમા ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણુ પ્રકાર છે બધી સ્ત્રીઓ એકસરખી હોતી નથી કોઇક-મા સદ્ગુણો વિશેષ પ્રમાણમા તો કોઇમા ન્યૂન પ્રમાણુમા હોય છે દેવ-તાઓને તેનો પૂરો વૃત્તાત ખબર છે એટલે વધારે કહેવાનુ પ્રયોજન નથી ” એટલુ કહીને અરુન્ધતીએ દેવતાઓને પ્રણુામ કરીને વિદાય કર્યા ત્રણે દેવોએ પોતપોતાના ધામમા જઇને અરુન્ધતીના સતીત્વના માહાત્મ્યનો પ્રચાર કર્યો ત્યારથી હિન્દુ કન્યાના લગ્ન સમયે નવવધને અરુન્ધતી-દર્શનનો રિવાજ ચાલુ થયો કહ્યુ છે કે

**सप्तपदी गमनान्तरं जामाता मंत्रं पाठयन् वधूं तां दर्शयति च ॥**

## रत्न १९--ममता*



મમતા એ દીર્ઘતમા ઋષિની માતા હતી દીર્ઘતમાને જન્મ આપ્યાથી મમતાએ પ્રસિદ્ધિ મેળવી હતી એમ નથી, કેમકે તે પોતે અસાધારણુ બ્રહ્મપરાયણુ સ્ત્રી હતી. એટલુ જ નહિ પણુ તે અગ્નિના ઉદ્દેશથી પવિત્ર સ્તુતિ-પાઠ કરતી હતી આનુ ઉદાહરણુ ઋગ્વેદસહિતાના એક મંડળના ૧૦ મા સૂક્તની ઋચામા જોવામા આવે છે એનો ભાવાર્થ નીચે મુજબ છે

હે દીપ્તિમાન, અસખ્ય શિખાવાળા અને દેવોને બોલાવનાર અગ્નિ !

* આ તથા હવે પછીના ‘ ઉશિજ ’ અને ‘ ઘોષા’ના ચરિત્ર સ્વર્ગસ્થ સાક્ષરશ્રી નારાયણુ હેમચદ્રના ‘ પ્રાચીન હિન્દુસ્ત્રીઓના યશોગાન ’ નામના પુસ્તકમાંથી ઉપકાર સહિત ઉતારવામા આવ્યાં છે. લેખક.

તમે બીજા અગ્નિની મદદથી પ્રકાશિત થઈને આ મનુષ્યસ્તોત્ર સાભળો સ્તોતાઓ મમતાનીપેઠે અગ્નિના ઉદ્દેશથી તે મનોહર સ્તોત્ર પવિત્ર ઘીની પેઠે અર્પણ કરે છે

ભરદ્વાજ ઋષિએ એક ઠેકાણે લખ્યું છે કે સ્તવપાઠ કરનારા મમતાની પેઠે અગ્નિના સ્તોત્રનું ઉચ્ચારણ કરે છે મમતાના સ્વામીનુ નામ જાણ્યામા નથી આવ્યુ

## रत्न २०—उशिज



શિજ એ મમતાના પુત્ર દીર્ઘતમા ઋષિની સ્ત્રી હતી તે એક કલિંમ રાજાની રાણીની દાસી હતી આ ઉપરથી જણાય છે કે ઉશિજમા કાઇ અસાધારણ ગુણ હોવાથી એ ઋષિની પત્નીથઈહશે તેને પેટે કાક્ષીવાન ઋષિએ જન્મ લીધો હતો કાક્ષીવાન ઘણાજ પ્રખ્યાત ઋષિ થઈ ગયા છે તેમણે ઋગ્વેદના ૧ મ ડળના ૧૧૬ થી ૧૨૧ સૂકતો બનાવ્યા હતા એ કાક્ષીવાનની કન્યા ઘોષાનું ચરિત્ર આગળ આપવામા આવશે ઘોષા એ ઉશિજની પૌત્રી હતી, એટલા માટે કહી શકાય કે સ્વામી, સસરો, પુત્ર અને પૌત્રી બધાનો ઇતિહાસ એ કુટુ બની શોભામા વધારો કરનારો છે. સ સારમા ભાગ્યવતી નારી થઇને તેણે પરમસુખમા દિવસ ગાળ્યા હતા તેણે પોતના સ તાનોને સારૂ શિક્ષણ આપ્યુ હતું તેમના એક બીજા પુત્રનુ નામ દીર્ઘશ્રવા હતુ તે પણ એક પ્રખ્યાત ઋષિ હતો તેણે વરસાદ માટે અશ્વિદ્વયનુ સ્તવન કર્યું હતું

## रत्न २१—वाक्



ભૃગુ ઋષિની કન્યા વાકે ઋગ્વેદ સ હિતાના દશમા મ ડળના ૧૨૫મા સૂક્તના આઠ મ ત્ર રચ્યા છે એ મ ત્રો દેવીસૂક્તના નામથી પ્રચલિત છે આપણા દેશમા હાલ ઠેકાણે ઠેકાણે જે 'ચંડી પાઠ, થાય છે તેને બદલે પૂર્વકાળમા આ દેવીસૂક્તની વિધિ હતી.

માર્કણ્ડેય પુરાણમા ચણ્ડીમાહાત્મ્ય પ્રકરણમા વાક્પ્રણીત એ આઠ મ ત્રોના ભાવસ બ ધી વિસ્તારથી ઉલ્લેખ છે. ચણ્ડીમાહાત્મ્યની સાથે

સાથે આજપર્યન્ત આખા ભારતવર્ષમા વાક્દેવીનુ માહાત્મ્ય પણ ગવાય છે. શ કરાચાર્યે અદ્વૈતવાદના પ્રવર્તક તરીકે જગત્મા ખ્યાતિ મેળવી છે. પણ તેમના જન્મના ઘણા વર્ષો પૂર્વે વાકદેવીએ અદ્વૈતવાદના આ મૂળ સૂત્રોનો પ્રચાર કર્યો હતો જે મતનો આધાર લઇને શ કરાચાર્ય વિશ્વવ્યાપી બૌદ્ધધર્મના ગ્રાસમાથી બ્રાહ્મણધર્મનો ઉદ્ધાર કરી શકયા, તે મત શ કરાચાર્યનો પોતાનો નથી પણ વાક્દેવી તેની મૂળ ઉત્પન્ન કરનારી છે. શ કરાચાર્યના મહત્ત્વને માટે આપણે તેમને જે માન આપીએ છીએ તે માન ઘણુ ખરૂ વાક્દેવીને ઘટે છે.

વાક પોતે રચેલા મ ત્રમા કહે છે કે " હુ રુદ્ર, વસુ સર્વના આત્મારૂપે વિચરણ કરૂ છુ હુ જ મિત્ર અને વરુણ, ઇન્દ્ર અને અગ્નિ તેમજ અશ્વિદ્વયને ધારણ કરૂ છુ. હું આખા જગત્‌ની ઈશ્વરી છુ મારામા અનેકાનેક પ્રાણી પ્રવિષ્ટ થઇ રહ્યા છે જીવ જે કાંઈ જુએ છે, પ્રાણ ધારણ કરે છે, આહાર કરે છે, તે બધુ મારા દ્વારાજ થાય છે હુજ દેવતાઓ અને મનુષ્યોથી સેવિત છુ હુજ સમસ્ત કામના પૂર્ણ કરૂ છુ. હુ લોકોને સ્રષ્ટા, ઋષિ કે બુદ્ધિશાળી કરી શકુ છુ સ્તોત્રોનો દ્વેષ કરનારા અને હિ સા કરનારાઓના વધને માટે મે રુદ્રના ધનુષ્યમા જ્યા પરોવી હતી મે ભક્તજનોના ઉપકારમાટે તેમના દુશ્મનો સાથે સ ગ્રામ કર્યો છે હુ સ્વર્ગ અને પૃથ્વીમા પ્રવિષ્ટ થઈને રહી છુ. આ ભૂલોકના ઉપર રહેલા આકાશને મે ઉત્પન્ન કર્યુ છે વાયુ જે પ્રમાણે સ્વેચ્છાનુસાર સ ચરણ કરે છે, તે પ્રમાણે આખા ભુવનને ઉત્પન્ન કરનારી હું પોતાની ઈચ્છાનુસાર બધુ કામ કરૂ છુ માગ પોતાના માહાત્મ્યના બળવડે સઘળુ ઉત્પન્ન થયું છે "

# रत्न २२–रोमशा




એ ભાવયવ્યની ધર્મપત્ની અને બૃહસ્પતિની પુત્રી હતી. એ કયા નગરમા ઉત્પન્ન થઇ હતી અથવા તો વસતી હતી તે જાણવામા નથી આવ્યુ એણે ઋગ્વેદસ હિતાના પ્રથમ મ ડળના ૧૨૬ મા સૂક્તની સાત ઋચાઓ રચી છે એ બ્રહ્મવાદિની હતી અને સ્ત્રીઓની બુદ્ધિ વધે એવી શાખાઓનો વેદાનુસારપ્રચાર કરતી હતી, માટે રોમશા નામથી ઓળખાઈ છે. વેદ અને શાસ્ત્રોની અનેક શાખાઓ તેના રોમ છે.

એનોજ પ્રચાર કરે તે રોમશા. એણે રચેલી ઋચાઓના કેટલાક ટીકાકારોએ ઘણાજ તિરસ્કાર ઉપજે એવા અર્થ કર્યા છે, પણ એક વિદ્વાન પંડિતે કરેલો નીચલો ભાવાર્થ અમે વાચક એનો આગળ રજુ કરીએ છીએ એથી રોમશાદ્વારા ઉપદેશાયલા વેદના સિદ્ધાન્તનું તેમને ભાન થશે

"જે જિતેન્દ્રિય ઉદ્યોગી પુરુષ બુદ્ધિ પાસેથી કામ લીધા કરે છે તેને માટે કૃતજ્ઞતા પ્રકાશ કરનારી એ પ્રાર્થના છે પુરુષાર્થી કહે છે કે આ બુદ્ધિ મને સેંકડો ખાવાના પદાર્થ આપે છે ક્યારે આપે છે ? જ્યારે ચારે તરફથી જકડવામા આવે ત્યારે. જે કોઇ બુદ્ધિને દૃઢતાથી પકડે છે તેને બુદ્ધિ પણ પ્રિયાની સમાન ગ્રહણ કરે છે, અને બધા દુરાચારોનો નાશ કરે છે

આગળ જતા બુદ્ધિ કહે છે કે, હે મનુષ્ય ! હે ઉદ્યમી પુરુષ ! મારી અતિ સમીપ આવીને મારા વિષયમા મીમાંસા કરો મારી પાસે વિદ્યારૂપી ધન થોડું છે એવો કદિ વિચાર ન કરો, કેમકે હું સર્વ પ્રકારે ધનવતી છું મારી સંપત્તિઓ અનેક છે"

આ પ્રમાણે બુદ્ધિના મહિમાનો પ્રચાર કરીને રોમશા જગત્મા પ્રખ્યાત થઈ ગઈ છે.

## रत्न २३–लोपामुद्रा



એ વિદર્ભ રાજાની કન્યા અને મહર્ષિ અગસ્ત્યની સાધ્વી પત્ની હતી વિદર્ભરાજે સંતાનને સારૂ ઘણા વખત સુધી તપશ્ચર્યા કરી હતી, ત્યારે આ સુભાગા કન્યાનો જન્મ થયો હતો એ ઘણીજ સુંદર અને કાન્તીમતી હતી, જેમ જેમ મોટી થતી ગઈ તેમ તેમ એનું સૌન્દર્ય અને લાવણ્ય ખીલતું ગયું રાજાએ એના સુલક્ષણ ઉપર ધ્યાન આપીને બ્રાહ્મણોની સલાહથી એનું નામ લોપામુદ્રા પાડ્યું. લોપામુદ્રા યૌવનમાં આવી ત્યારે એની સેવા ચાકરી કરવા સારૂ સો સખીઓ અને સો દાસીઓ હમેશા એની સાથે રહેતી સચ્ચરિત્રા અને સદાચારસંપન્ના લોપામુદ્રા યૌવનવતી થયેલી હોવા છતા પણ વિદર્ભરાજના ભયથી કોઈ પુરુષની હિંમત એનું માગું કરવાની ચાલી નહિ અપ્સરા કરતાં પણ વધારે રૂપવતી સત્યશીલા લોપામુદ્રા પોતાના સુશીતળ સ્વભાવદ્વારા પિતા અને સગાવહાલાને સંતોષ આપવા લાગી. એના પિતાને એના સદ્ગુણો તથા એનો વિદ્યાપ્રેમ જોઇને

વિચાર આવતો કે આવી કન્યાને માટે યોગ્ય વર ક્યાથી મળશે ? એ અરસામા એવું બન્યું કે અગસ્ત્ય મુનિ જે એક મહા તપસ્વી અને બ્રહ્મચારી હતા તેમણે એક દિવસ કેટલાક મનુષ્યોને એક ખાડામા ઉધા મસ્તકે લટકતા જોયા અગસ્ત્ય ઋષિએ પૂછ્યુ, કે આપ કોણ છો અને આપની આવી દશા કેમ થઈ છે ? ત્યારે એમણે ઉત્તર આપ્યો “ અમે તમારા પિતરો છીએ તમે હજુ સુધી લગ્ન કર્યું નથી અને કરવાની ઈચ્છા પણ નથી રાખતા એટલે અમારી આવી દશા થઈ ગઈ છે તમે સતાન ઉત્પન્ન નહિ કરો તો અમારો ઉદ્ધાર નહિ થાય ” એ ઉપરથી અગસ્ત્ય મુનિ યોગ્ય ભાર્યાની શોધ કરવા લાગ્યા લોપામુદ્રાના રૂપ અને ગુણે તેમનુ આકર્ષણ કર્યું અને એ વિદર્ભ રાજાની પાસે જઈને કહેવા લાગ્યા કે “ રાજન્ ! આપની કન્યા ઘણીજ સુશીલ સદાચારી, વિદુષી અને ગૃહસ્થાશ્રમના સર્વ ધર્મને યથાર્થ જાણનારી છે માટે પુત્રોત્પત્તિ સારૂ મારો વિચાર એની સાથે લગ્ન કરવાનો છે ” મુનિની એ પ્રાર્થના સાભળીને રાજાના તો હોશજ ઉડી ગયા, પછી એમણે રાણીની આગળ જઈને કહ્યું, આ મહર્ષિ અગસ્ત્ય ઘણા પરાક્રમી અને બ્રહ્મનિષ્ઠ છે. એમનુ માગુ પાછું ઠેલીશુ તો એ કોપશે અને આપણને શાપ દઈને બાળીને ભસ્મ કરી શકશે એ બધુ હુ જાણુ છુ પણ લોપામુદ્રા જેવી સુલક્ષણા, સર્વ ગુણસપન્ના કન્યાને વનવાસી તપસ્વીના હાથમા આપતા મારી છાતી કેવી રીતે ચાલે ? માટે પ્રિયે ! તમે જણાવો કે તમારી શી સલાહ છે ? રાણી રાજાના એ વચનોનો કાઈ પણ ઉત્તર આપી શકી નહિ એટલામા લોપા મુદ્રાજ રાજા અને રાણીને ચિતાતુર અને દુઃખી બનેલા જોઈને તેમની પાસે ચાલી આવી અને તેમનો મનોભાવ જાણી જઈને કહેવા લાગી “ પિતાજી ! મારે માટે આપ જરા પણ દુખી થશો નહિ આપ અગસ્ત્ય ઋષિ સાથે મને પરણાવી આત્મરક્ષણ કરો ” પુત્રીની પિતૃભક્તિ તથા તેના હૃદયની વિશાળતા જોઈને રાજા ઘણો પ્રસન્ન થયો, અને તેણે મુનિની સાથે તેનું લગ્ન કરી દીધુ વિદર્ભરાજનું એકનુ એક સતાન, અનેક લાડમા ઉછરેલી રાજકન્યા લોપામુદ્રા આજે ઋષિપત્ની બની લગ્ન થઈ ગયા પછી તરતજ મુનિએ એને કહ્યુ “ કલ્યાણિ ! હવે તમે રાજકન્યા મટી ઋષિની ભાર્યા બન્યા છો આ મૂલ્યવાન વસ્ત્રાલકાર આપણા આશ્રમને શોભે નહિ, એનો ત્યાગ કરો ” પરમ રૂપવતી લોપામુદ્રાએ પતિની

આજ્ઞાનુસાર પોતાના વસ્ત્રાભૂષણ કાઢી નાખ્યા, અને તેને બદલે ચીર, અજીન અને વલ્કલ ધારણ કરીને સ્વામીની સહધર્મિણી બની ઋષિ અગસ્ત્ય ત્યાથી નીકળીને ગગાકિનારે જઇને પત્ની સહિત કઠોર તપશ્ચર્યા કરવા લાગ્યા એ વખતે લોપામુદ્રા પ્રીતિપૂર્વક સ્વામીની સેવા કરતી અને પોતે પણ તપસ્યા કરતી મુનિ પણ ભાર્યાની વર્તણુકથી ઘણા પ્રસન્ન રહેવા લાગ્યા પ્રસન્ન રહે એમા આશ્ચર્ય પણ શુ? લોપામુદ્રા છાયાની માફક પતિની સાથેજ રહેતી તેમના જમ્યા પછી પોતે જમતી, તેમના સૂઈ ગયા પછી પોતે સૂવા જતી અને સ્વામીના ઉઠતા પહેલા પોતે જાગીને કામે લાગતી રાતદિવસ સ્વામીનુ જ ધ્યાન ધરતી, એમની આજ્ઞા વગર કોઇ પણ કામ કરતી નહિ દેવતા, અતિથિ અને ગાયોની સેવા કરવામા કદાપિ પાછી પાની કરતી નહિ

આ પ્રમાણે તપશ્ચર્યામાં પતિપત્નીના અનેક દિવસ વીતી ગયા પુત્રપ્રાપ્તિને અર્થે પોતે લગ્ન કર્યું છે એ વાત પણ મુનિ ભૂલી ગયા એવામા એક દિવસ મુનિએ તપ:પ્રદીપ્તા લોપામુદ્રાને ઋતુધર્મ પૂરો થયા પછી સ્નાન કરેલી દશામા જોઇ અને તેની પરિચર્યા, પવિત્રતા, જિતેન્દ્રિયતા તથા શ્રી અને રૂપલાવણ્યથી સતુષ્ટ થઇ તેની સાથે રતિક્રીડા કરી પુત્રોત્પાદન કરવાના ઉદ્દેશથી તેને બોલાવવા લાગ્યા લજ્જાથી મુખ નીચુ કરીને હાથ જોડીને પ્રેમપૂર્વક લોપામુદ્રા સ્વામીને કહેવા લાગી "હે બ્રહ્મન્! સ્વામી સતાનની ખાતરજ ભાર્યાને પરણે છે એમા જરાએ સશય નથી સસારમા જેટલી સારરૂપ વસ્તુઓ છે, તે બધામા પતિ એજ સારરૂપ વસ્તુ છે રમણીઓને બન્ધુઓમા પતિ કરતા વધારે સારો બન્ધુ કોઈ દીઠામા આવતો નથી, એ કામિનીઓનુ પાલનપોષણ કરે છે માટે પતિ છે, શરીરનો ઇશ્વિર છે માટે સ્વામી છે, સર્વ વિષયોના અભિલાષ પ્રેમપૂર્વક પૂરા કરે છે માટે કાન્ત છે, સુખમા વધારો કરે છે માટે બન્ધુ છે, પ્રાણના માલીક છે માટે પ્રાણેશ્વર, રતિદાન કરે છે માટે રમણ, અને પ્રીતિદાન કરે છે માટે પ્રિય કહેવાય છે પતિ કરતા અધિક પ્રિય બીજુ કોઇ નથી. એ પ્રિયના શુક્રમાથી પુત્રની ઉત્પત્તિ થાય છે એટલા સારૂજ સ્ત્રીઓને પુત્ર પણ પ્રિય હોય છે સ્વામિનાથ! આપના પ્રત્યે મારી જેવી પ્રીતિ છે તેવીજ પ્રીતિ આપે મારા ઉપર રાખીને મારી ઇચ્છા પૂરી કરવી ઘટે છે. આજ મને પિયરનું સુખ સાભળી આવ્યુ છે, અને મારી

એવી ઇચ્છા છે કે પિતાજીના મહેલમા જેવી સુદર શય્યા હતી, એવી શય્યા આપ તૈયાર કરાવો, અને આપ પોતે પણ સુદર વસ્ત્ર તથા આભૂષણ અને માળાઓ ધારણ કરો હુ પણ મારી ઇચ્છાનુસાર દિવ્યાભરણોથી વિભૂષિત બનુ, અને પછી આપની સમીપ આવું નહિ તો રોજના કાષાય વસ્ત્ર પહેરીને આપની પાસે આવવાની મારી ઇચ્છા નથી હે વિપ્રવર્ય ! રતિ સમયે અલકાર ધારણ કર્યાથી કોઈ પ્રકારે અપવિત્ર થવાતું નથી એવો શાસ્ત્રનો આશય છે ” રતિશાસ્ત્રના સિદ્ધાન્તાનુસાર તો લોપામુદ્રાની ઇચ્છા અસગત નહોતી એ સમયે પતિપત્ની જેટલા શુદ્ધ, સ્વચ્છ, સુદર અને અન્યોન્ય આકર્ષક, તથા અનન્ય પ્રીતિવાળા હોય તેટલુ જ બાળક સુદર અને સુયોગ્ય આવવાનો સભવ છે છતા પણ વનવાસી મુનિએ એ ઇચ્છા કેવી રીતે પૂરી કરવી એ વિચારવા જેવી વાત હતી એટલે અગસ્ત્ય મુનિ કહેવા લાગ્યા “ હે લોપામુદ્રે ! કલ્યાણિ ! તારા પિતાને ત્યા તો રાજપાટ છે, એટલે સુખવૈભવની કાઈ મણા નથી, પણ આપણે ત્યા એવી મોજ મજાહ માણીએ એવું આપણ ગજુ કયા છે ? ” લોપામુદ્રાએ કહ્યુ “ હે તપોધન ! આ દુનિયામા જેટલા પ્રકારના ધન છે તે બધામા તપોધન મુખ્ય છે તપોધનવડે બધા ધન ઘડીના છઠ્ઠા ભાગમા ખેચીને લાવી શકાય છે ” અગસ્ત્યે કહ્યુ “ તું જે કહે છે તે વાત સાચી છે, પણ તેથી મારૂ તપોબળ ખૂટી જશે. માટે એવો કોઇ ઉપાય બતાવ કે જેથી મારા તપનો પણ ક્ષય ન થાય ”

લોપામુદ્રાએ કહ્યુ “ સ્વામિનાથ ! મારા ઋતુકાળને સોળ દિવસ પૂરા થવાને હવે થોડાજ દિન બાકી છે, પરતુ અલકારાદિ વગર આપની સમીપ આવવાની મારી ઇચ્છા થતી નથી અને આપને કોઈ પ્રકારે અડચણ પડે તથા આપના ધર્મનો લોપ થાય એવુ કરવાનો પણ મારો વિચાર નથી માટે ધર્મનો લોપ પણ ન થાય એવી રીતે મારો અભિલાષ પૂર્ણ થતો હોય તો કરો ” અગસ્ત્યે કહ્યુ “ સુભગે ! તું પણ પરમ વિદુષી છે. શાસ્ત્રના મર્મને જાણનારી છે તારી બુદ્ધિમા આ વાત ઉતરી છે, તો હું ધન લાવવા સારૂ જાઉ છુ તુ અહી આજ એટલો વખત સ્વતત્રપણે રહેજે.”

ત્યાર પછી મુનિ રાજા શ્રુતપૂર્વા પાસે ધન યાચવા ગયા, પણ રાજાએ પોતાની આવક અને ખર્ચ બન્ને સરખા છે એમ જણાવ્યુ એટલે ઋષિએ તેની પાસેથી કાઈ પણ ધન લીધુ નહિ. ત્યારપછી બ્રધ્નશ્વ, પુરુકુત્સ,

સૂત વગેરે કેટલાએ રાજાઓની પાસે ગયા, પણ એમની દશા પણ શ્રુત-પૂર્વાના જેવીજ જોઇ, એટલે એમના પાસેથી ધન લીધાથી રૈયત દુઃખી થશે એમ ધારીને મુનિએ કાઇ પણ લીધું નહિ ત્યારપછી ઈલ્વલ રાક્ષસ, જે ઘણો ધનવાન હતો તેની પાસે ગયા, અને એ રાક્ષસને પોતાના તપોબળનો ઘણો ચમત્કાર બતાવ્યો. ઇલ્વલે ઋષિની વધારે પરીક્ષા કરવા સારૂ કહ્યુ. મેં આપને કેટલુ આપવાની ઇચ્છા કરી છે, એ બરોબર બતાવો તો હું આપને એ ધનદાન કરૂં. એ ઉપરથી ઋષિએ કહી દીધુ કે રાજાએ મને આટલુ સુવર્ણ, આટલી ગાયો, ઘોડા વગેરે આપવાનો ઇરાદો રાખ્યો છે. મુનિનું એ અનુમાન અક્ષરે અક્ષર સાચુ નીવડયુ એટલે રાજાએ પ્રસન્ન થઈને એટલુ ધન એમને દાનમા આપ્યું મહાત્મા અગસ્ત્યે એ ધન અને મણિમુક્તાના અલકારો પત્નીને અર્પણ કરીને પોતાનો અભિલાષ તૃપ્ત કરવા કહ્યું, તથા પૂછ્યુ કે "હે કલ્યાણિ! તારા સદાચારથી હું સતુષ્ટ છુ, પણ સતાનની બાબતમા તારા શા વિચાર છે તે જાણુવા માગુ છુ તને એક હજાર પુત્ર થાય તે પસદ છે, કે દરેક પુત્રમા સો પુત્ર જેટલુ સામર્થ્ય હોય એવા દશ પુત્ર જોઇએ છે. કે હજાર મનુષ્યોને ગુણદ્વારા જીતી શકે એવો એક પુત્ર જોઇએ છે ?" લોપામુદ્રાએ કહ્યુ "હે તપોધન! હજાર મનુષ્યોના જેવુ સામર્થ્ય ધરાવનાર એક સુપુત્રની હું ઇચ્છા રાખુ છુ, કેમકે ઝાઝા સતાન હોવા કરતા એકજ સાધુ અને વિદ્વાન્ છોકરો હોય એ વધારે સારૂ છે" અગસ્ત્યે 'તથાસ્તુ' કહ્યુ. ત્યાર પછી યથાસમયે અગસ્ત્ય મુનિથી લોપામુદ્રાને "દૃઢસ્યુ" નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. એ ઘણો વિદ્વાન, કવિ તથા તત્ત્વજ્ઞ હતો માતાપિતાની પાસે એણે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો એવા શાસ્ત્રજ્ઞ અને વિવેકી પુત્રના જન્મથી લોપામુદ્રા અને અગસ્ત્ય મુનિ પોતાનો ગૃહસ્થાશ્રમ સફળ થયો એમ માનવા લાગ્યા. લોપામુદ્રા ત્યારપછી સ્વામીની સાથે પાછી તપશ્ચર્યા કરવામા તલ્લીન થઇ ગઈ

લોપામુદ્રાએ ઋગ્વેદના પ્રથમ મડળના ૧૭૯ મા સૂક્તની બે ઋચાઓની રચના કરી છે

લોપામુદ્રા અને અગસ્ત્ય મુનિનો સસાર આદર્શરૂપ હતો. પતિપત્નીએ સાથે રહી પરમાત્માનુ ચિન્તવન તથા ગૃહસ્થાશ્રમ ધર્મનું પાલન કેવી રીતે કરવુ, કામવાસનાઓને કેવી રીતે દૂર રાખવી, ચિત્તની દુર્બ-

ળતા કેવી રીતે હઠાવવી તથા વિદ્વાન પુરુષે અને વિદુષી સ્ત્રીએ સદા સંસાર-ત્યાગી ન રહેતા જગતની ઉન્નતિ સારૂ સુયોગ્ય, ધાર્મિક, બળવાન અને દેશભક્ત સંતાન ઉત્પન્ન કરી પોતાની જ્ઞાનજ્યોત સદા પ્રકટતી રાખવી; એવો ઉપદેશ લોપામુદ્રાએ આપ્યો છે

# रत्न २४-विश्ववारा



આ ઋષિતુલ્ય રમણીએ અત્રિ મુનિના વંશમા જન્મ ધારણ કર્યો હતો પ્રાચીન કાળના ઋષિઓએ વિશ્વરૂપ, વિશ્વ-પ્રાણ, વિશ્વનિયંતા, વિશ્વદેવતા પ્રભુના ચિંત્વનમા આત્મભાન ભૂલી જઇને તેની સાથે એકપ્રાણતાનો અનુભવ કરીને જે સ્તોત્રો રચ્યા છે, તે વૈદિક મંત્રો કહેવાય છે એ વૈદિક મંત્રો સાક્ષાત્ વિશ્વદેવતાની વાણી છે એમ આપણે હિન્દુઓ માનીએ છીએ એ વૈદિક ઋષિઓને 'મંત્રદ્રષ્ટા' ( એટલે કે જેમણે એ મંત્રો કેવળ પોતાની શક્તિ-થીજ રચ્યા નથી પણ ભગવત્કૃપાથી એ મંત્રો જોયા છે કે સાભળ્યા છે ) નામ આપ્યું છે એવી રીતે મંત્રોનું દર્શન પામનારી સ્ત્રીઓમા વિશ્વ-વારાનુ નામ મુખ્ય છે ઋગ્વેદસંહિતાના પાચમા મંડળના બીજા અનુ-વાકનું ૨૮ મું સૂત્ર તેણે રચેલુ છે એ સૂત્રના છ ઋક્.છે એ દરેક ઋક્ એક એક માણેક જેવુ છે.

જે સ્ત્રી પોતે પાપથી નિવૃત્ત થઇને સર્વત્ર સ્ત્રીઓમા વૈદિક કર્મોનો પ્રચાર કરતી ફરે છે, અને પાપોને દૂર કરતી રહે છે તેને વિશ્વવારા કહે છે. એ બ્રહ્મવાદિની વૈદિક અગ્નિહોત્રાદિ શુભ કર્મોનો પ્રચાર કરતી હતી, અને એણે પોતે પણ યજ્ઞ કર્યા હતા અગ્નિહોમ, અને યજ્ઞ આદિથી દુરાચારોનું નિવારણ થાય છે, અને બહારનું તેમજ અંદરનું વાતાવરણ શુદ્ધ થાય છે એમ પૂર્વકાળના હિન્દુઓ માનતા હતા એણે ઉપદેશેલા મંત્રનો ભાવાર્થ નીચે મુજબ છે.

( ૧ ) પ્રજ્વલિત અગ્નિ તેજનો વિસ્તાર કરીને દ્યુલોકસુધી પોતાની જ્વાળા ફેલાવે છે. પ્રાત:કાળ અને રાત્રિમાં અગ્નિ બહુ વિસ્તાર પામીને શોભાયમાન દેખાય છે. દેવાર્ચનમાં નિમગ્ન વૃદ્ધ અને વિદુષી સ્ત્રી

વિશ્વવારા નમસ્કારદ્વારા, અથવા વિવિધ અન્નવડે વિદ્વાનોનો સત્કાર કરતી અને હવિષ્યદ્વારા હોમ કરતી જઈ રહી છે ભાવાર્થ એ છે કે પ્રત્યેક સ્ત્રીએ પ્રાત કાળમા હોમ કરવો જોઇએ કેમકે પ્રાચીન સમયમા વૃદ્ધ અને વિદુષી સ્ત્રીઓ અગ્નિહોમ કરતી હતી જેવી રીતે અગ્નિ પોતાની જ્વાળા દૂરસુધી ફેલાવે છે તેવીજ રીતે કર્મ કરનારી સ્ત્રીની કીર્તિજ્વાળા દૂરસુધી ફેલાય છે વળી જેવી રીતે અગ્નિ પ્રાત કાળ અને રાત્રિને સમયે અધિક દેદીપ્યમાન થાય છે અને બધા અ ધકારનો નાશ કરે છે તેવી રીતે યજ્ઞાદિઅનુષ્ઠાનપરાયણા સ્ત્રી જાજ્વલ્યમાન બને છે અને બધા પાપોનો નાશ કરે છે

( ૨ ) હે અગ્નિ ! આપ સમિધ્યમાન હોવાથી જળના સ્વામી છો કલ્યાણને સારૂ હવિષ્કર્તા યજમાન આપને સેવે છે જે યજમાનની પાસે આપ જાઓ છો તે સમસ્ત પશુ આદિ ધન ધારણ કરે છે હે અગ્નિ ! આપના યોગ્ય આતિથ્યસૂચક હવિ અમે આપની સમક્ષ સ્થાપિત કરીએ છીએ નિશ્ચય છે કે, જે સ્ત્રી અગ્નિમા હોમ કરે છે અર્થાત્ વૈદિક કર્મોને વિશ્વાસ અને શ્રદ્ધાપૂર્વક પૂર્ણ કરે છે અને તેને અનુસરીનેજ પોતાનુ જીવન વ્યતીત કરે છે તે બધા પ્રકારના ઐશ્વર્યની માલીક બને છે, કેમકે તેનુ અ ત કરણ પવિત્ર, મન સ્થિર, ઇન્દ્રિયો અનુકૂળ અને પોતાના તાબામા રહે છે, અને સર્વદા જનસમાજનું કલ્યાણ કરવામા રોકાયલી રહે છે

( ૩ ) હે અગ્નિ ! આપ મહા સૌભાગ્યને માટે બળવાન થાઓ આપે આપેલુ ધન ઉત્તમ અર્થાત્ પરોપકારી થાઓ અમારા સ્ત્રીઓના દાંપત્યભાવને વધારે દૃઢ કરો અમારી-સ્ત્રીઓની સાથે શત્રુતા કરવાની ઇચ્છા રાખનારા કુકર્મ, કુચેષ્ટા, લોભ આદિ દોષો છે તેમના ઉપર આપ હુમલો કરો

સુકર્મ, અને દાંપત્યસુખને સારૂ આ પ્રાર્થના છે સુકર્મથીજ સૌભાગ્ય અને સ પત્નિની પ્રાપ્તિ થાય છે એમા સ દેહ નથી વળી જે સ્ત્રી પોતાના પતિની સાથે સર્વદા ધર્મના કર્મો કરે છે અને સદાચારથી વર્તે છે તેવી સ્ત્રીને તેના પતિ સાથે કદિ પણ અણબનાવ થતો નથી તેમજ કુચેષ્ટાઓ કદિ એની પાસે પણ જતી નથી

( ૪ ) હે દિપ્તિશાળિ ! તમારા પ્રકાશને હુ વ દન કરૂ છુ તમે યજ્ઞને પ્રજ્વલિત કરો.

( ૫ ) હે ઉજ્વલ્યશાળિ ! ભક્તો તમારૂ આહ્વાન કરે છે, યજ્ઞક્ષેત્રમા

તમે બધા દેવોનું આરાધન કરો

(૬) યજ્ઞમા હુવ્યવાહક અગ્નિમા હોમ કરો, અગ્નિની સેવા કરો અને દેવતાઓ પાસે હવ્ય પહોચાડવાને તેનુ વરણ કરો.

# रत्न २५ मुं–शश्वती



બ્રહ્મવાદિની રોમશાની પેઠે આ શશ્વતી પણ વેદની એક ઋચાની ઋષિકા છે એ આસગ રાજાની પત્ની અને અગિરા ઋષિની કન્યા હતી એમ કહેવાય છે ઋગ્વેદના ૮ મા મડળના પ્રથમ સુક્તની ૩૪ મી ઋચા એની રચેલી છે રોમશાની પેઠે શશ્વતી પણ બુદ્ધિનુંજ નામ છે જે જીવાત્માની સાથે સદાકાળસુધી કાયમ રહે તે બુદ્ધિને શશ્વતી કહે છે. શશ્વતી નારી પતિને કહે છે કે "હે સ્વામિન્! આપ સુશોભિત ભોજન આપની પાસે રાખો છો. એ ભોજનનો ઢગલો આપની આગળ પડેલો દેખાય છે. હે સ્વામિન્! વળી એ ભોજન સ્થિર છે, કદિ ક્ષય પામે એવુ નથી. બહુ વિસ્તીર્ણ અને ઈશ્વરની તરફ ઝુકેલુ છે, તેથી આપની પાસે બહુ ભોજન દેખાઇ રહ્યુ છે" આ ઋચાઓ ઉપર ટીકા કરતા એક વિદ્વાન લખે છે કે આત્માને ઉદ્દેશીને આ ઋચા લખાયલી છે આત્માની આગળ અનેક ભોજન છે. આત્માની પાસે વિવિધ પ્રકારના અક્ષય ભોજન ન હોત તો પુરુષ આત્મરતિ, આત્મક્રીડ કેવી રીતે બનત અને આત્મામાથી વિવિધ શાસ્ત્રો કેવી રીતે નીકળત? આ ચેતન આત્મા પાસેથી વિવિધ પ્રકારના પદાર્થ લઇને બુદ્ધિ જ્ઞાન ફેલાવે છે ઋષિકા શશ્વતી આ દૃષ્ટાન્તવડે જ્ઞાનનો પ્રચાર કરતી હતી બુદ્ધિવડે આત્માની શોભા છે, બુદ્ધિ બગડવાથી આત્મા મલિન થઇ જાય છે, બુદ્ધિ જેટલી પવિત્ર હશે તેટલોજ આત્મા શુદ્ધ અને પવિત્ર રહેશે જેવી રીતે આત્મા વગર બુદ્ધિ નહિ અને બુદ્ધિ વગર આત્મા નહિ, તેવીજ રીતે પતિપત્નીનો સબધ પણ એક બીજા સાથે હોવો જોઇએ સ્ત્રીની શોભા પતિ અને પતિની શોભા સ્ત્રી છે બુદ્ધિ અને આત્માના અભેદની પેઠે પતિપત્નીએ અભેદમાર્ગી બનીને સસાર ચલાવવો જોઇએ. પોતાનો પતિ ગમે તેવો નિર્ધન હોય તોપણ તેની આગળ અઢળક ધન છે, ભાત ભાતની સ્વાદિષ્ટ ભોજન સામગ્રીઓ તેની

પાસે પડી છે એવો ભાવ પત્નીએ રાખવો જોઇએ. આવા પ્રકારનો ગભીર ઉપદેશ આ ઋચામા સમાયલો છે, અને એજ શશ્વતી બ્રહ્મવાદિનીનો સ્ત્રી-જાતિને ઉપદેશ છે

## रत्न २६ मुं-अपाला



અપાલાએ પણ વિશ્વવારાની માફક અત્રિમુનિના વશમા જન્મ ધારણ કર્યો હતો સાયણાચાર્યે શાટ્યાયન બ્રાહ્મણની અનુસાર એનો નીચે પ્રમાણે ઇતિહાસ આપ્યો છે.

અપાલાને કોઢનો રોગ થયો હતો એથી એ ઘણી દુખી હતી. પતિએ પણ તેને અભાગણી કહીને કહાડી મૂકી હતી તેથી એ પતિદ્વારા ત્યજાયલી પિયરમા નિવાસ કરતી હતી અને ચામડીનો રોગ મટાડી દેવા સારૂ ઇન્દ્રદેવની આરાધના કરતી હતી ઇન્દ્રને સોમ ઘણો પ્રિય છે માટે સોમદ્વારા એને પ્રસન્ન કરવો જોઇએ એમ ધારીને એ કોઇ એક નદીને કિનારે સોમની શોધમા નીકળી પડી ત્યા સ્નાન કરીને આવતી હતી એ વખતે સોમનો છોડ પણ જડી આવ્યો. એ સોમના પાદડા ચાવી રહી હતી તેનો જે અવાજ થઈ રહ્યો હતો તે સાભળીને ઇન્દ્ર ત્યા આવ્યા ઇન્દ્રને એ પોતાને ઘેર લઇ ગઇ અને સોમરસનુ પાન કરાવીને તેને પ્રસન્ન કરી તેની પાસે ત્રણ વરદાન માગ્યા મારા પિતાનુ શિર રોમવર્જિત અર્થાત્ તાલવાળુ છે તેમનું ખેતર ઉજડ છે મારૂં અગ પણ રોમ વગરનુ છે, એ ત્રણે રોમવાળા એટલે કે ફળવાળા થાઓ ઇન્દ્રના આશીર્વાદથી એના પિતાના માથામા વાળ ઉગ્યા, એનું ખેતર પણ ફળદ્રૂપ થઇ ગયુ અને એનો ચર્મરોગ પણ તદ્દન મટી ગયો

બીજા એક વિદ્વાનનું કથન છે કે જે કન્યા પોતાના શરીરરૂપી મહાધનના દાનથી કોઈ પુરુષનુ પાલન ન કરે તે અપાલા કહેવાય છે માટે અપાલા બ્રહ્મવાદિની બ્રહ્મચારિણી હતી. ગમે તે હો, પણ એ વાત નિર્વિવાદ છે કે ઋગ્વેદના આઠમા મડળના ૯૧ મા સૂક્તની ૧–૭ સુધીની ઋચાઓ તેની લખેલી છે તેની બે એક પ્રાર્થનાઓનો સાર નીચે આપીશું.

હે સર્વાન્તર્યામી દેવ ! અમે કન્યાઓ આપને નિશ્ચયપૂર્વક સાક્ષાત જાણવા માગીએ છીએ, પરતુ આપને ઓળખતી નથી; કેમકે

આપ અજ્ઞેય છો તથાપિ અમે પોતાના યૌવનમાથી ઉદ્ભવ પામેલું સૌન્દર્ય આપનેજ અર્પણ કરીએ છીએ હે સોમ! મારા શરીરમાથી નીકળેલા સૌન્દર્ય! તું ધીમે ધીમે પરમદેવતાની ખાતરજ સ્રવિત થા અર્થાત્ ક્ષીણ થા સારાશ એ કે છે સાક્ષાત્ પતિને ઓળખીને કન્યા જેવી રીતે એને આત્મસમર્પણ કરે છે તેવી રીતે ઈશ્વરનો સાક્ષાત્કાર નથી થતો. એટલે કન્યા કહે છે કે હે ભગવાન્! હું તને ઓળખવા માગુ છુ, પણ ખાસ પ્રકારે ઓળખી નથી શકતી, અને યજ્ઞમા જેવી રીતે સોમરસ ધીમે ધીમે ટપકાવવામા આવે છે તેવીજ રીતે કન્યા કહે છે કે, હે મારા યૌવનરૂપી સોમ! આજથી તું પણ ઈશ્વરના કામમા પરોવાઇને ધીમે ધીમે ટપકતો રહે, અર્થાત્ મરણપર્યન્ત ઘટતો જા એ ઈશ્વર વારવાર અમને સમર્થ બનાવે, એ વ્રતમા વારવાર અમને શક્તિ આપે, અમને અતિશય સુચરિત્રરૂપી ધનથી યુક્ત કરે પતિને ન ચાહનારી એટલે યતિ બનેલી અમ બ્રહ્મચારિણી કન્યાઓનો આજે પરમ દેવતાની સાથે મેળાપ થાઓ

# रत्न २७ मुं--घोषा



આજકાલ ઘણા લોકો એવુ કહે છે કે સ્ત્રીઓને વેદોનો ઉચ્ચાર કરવાનો અધિકાર નથી, પરતુ એમનું એ કથન મિથ્યા છે. પૂર્વકાળમા સ્ત્રીઓને પણ પુરુષોની પેઠે વેદ ભણવાનો અધિકાર હતો વેદનું અધ્યયન કરીને તેના અમૂલ્ય ઉપદેશોનો પ્રચાર તેઓ સસારમા કરતી એટલેસુધી કે વેદની મત્ર-દ્રષ્ટ્રીઓ-ઋષિકાઓ પણ સ્ત્રીઓ થઇ ગઈ છે લગભગ સર્વ પ્રકારના અર્થવાળા મત્રોનું દર્શન તેમને થયું છે શ્રદ્ધા, વિવાહ-વિધિ, વગેરે ઉત્તમોત્તમ અર્થવાળા મત્રોનો તેમણે પ્રચાર કર્યો છે

સાયણાચાર્યના કહેવા મુજબ બ્રહ્મવાદિની ઘોષા મમતાની પ્રપૌત્રી, પ્રખ્યાત ઉશિજની પૌત્રી અને કક્ષિવાન મુનિની કન્યા હતી. તેના કાકાનું નામ દીર્ઘશ્રવા હતું એને કોઢનો રોગ હોવાથી એનું લગ્ન કોઇની સાથે થયું નહોતું. જ્યાસુધી બાલિકા કે બાલકને ચેપી રોગ હોય ત્યાસુધી એને લગ્ન કરવાનો અધિકાર નથી. એ વૈદકનો જનસમાજનું કલ્યાણ કરનારો સિદ્ધાન્ત આપણા પૂર્વજોને પણ વિદિત હતો તેનું આ એક પ્રમાણ છે.

પાછળથી દેવોના વૈદરાજ અશ્વિનીકુમારની કૃપાથી એ રોગ મટી ગયો, શરીર નિર્મળ થઇ ગયું, એટલે તેનુ લગ્ન કરવામા આવ્યુ એ પિતાના જેવીજ વિદ્વાન અને સુપ્રસિદ્ધ હતી. એણે પોતાની વિદ્વત્તાથી પિતાનું મુખ ઉજ્જ્વળ કર્યું હતુ, ઋગ્વેદના દશમા મ ડળના ૩૯ અને ૪૦ મા સૂકતોની દ્રષ્ટ્રી ઘોષા છે

ઘોષા નામ પણ અર્થસૂચક છે બ્રહ્મચારિણી કન્યાને ઘોષા કહે છે વેદોનુ અધ્યયન કરીને ઇશ્વરસબધા જ્ઞાનના સર્વત્ર ઘોષણા કરે-એ જ્ઞાનનો સર્વત્ર ઢઢેરો પીટે-તેને ઘોષા કહેવામા આવે છે જે એ સૂકતો-નું દર્શન ઘોષાને થયુ છે તેમા બ્રહ્મચારિણી કન્યાઓના વેદાધ્યયનના સમયથી માડીને તે ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરતાસુધીના તેમના કર્તવ્યનો ઉલ્લેખ છે એ ઉપદેશ વિદુષી બ્રહ્મચારિણીજ પોતાની બહેનોને સારી રીને આપી શકે, એટલા માટે ભગવાને એ સૂકતોનો પ્રચાર એક બ્રહ્મચારિણી વિદુષીદ્વારાજ કરાવ્યો છે એ સૂક્તોનો સક્ષિપ્ત સાર નીચે આપીએ છીએ

'હે અશ્વિદ્રય! આપનો જે રથ વિચારશીલ અને સુગઠિત છે, જે હવિષ્માન્ અર્થાત્ કર્મપરિણત જ્ઞાનવિજ્ઞાનસપન્ન ઉદ્યમી લોકોદ્વારા રાતદિવસ આદર કરવા યોગ્ય છે, તે આપનો રથ રાતદિવસ અમારા ઘરમા રહે એટલા સારૂ અમે ઉપાસિકાઓ આપની આદરપૂર્વક પ્રાર્થના કરીએ છીએ જેવી રીતે પિતાનુ નામ અમે આદરપૂર્વક દઇએ છીએ તેવીજ-રીતે આપના રથને પણ પોકારીએ છીએ જે નરનારી પિતૃનામની પેઠે સમય દેવનો આદર કરે છે તે સદા સુખી થાય છે

હે અશ્વિદ્વય' આપ અમને મધુરા વચનો બોલવાની પ્રેરણા કરો અમારા કામોને પૂર્ણ કરો અમારામા વિવિધ પ્રકારની બુદ્ધિઓનો ઉદય કરો અમે ઉપાસિકાઓ સાચા અને મીઠા વચન, કર્મની પૂર્ણતા અને વિવિધ પ્રકારની બુદ્ધિ એ ત્રણ વાતની કામના કરીએ છીએ આપ તે પૂર્ણ કરો અમે અતિ પ્રશસિત ધનનો ભાગ આપીએ પ્રિય સોમની પેઠે અમને જ્ઞાન, વિજ્ઞાન અને ધનસપન્ન પુરુષોમા પ્રિય બનાવો

આપ સર્વ પ્રકારના કપટ રહિત, અસહાય અને જીર્ણ પુરુષનું એશ્વર્ય છો ભૂખ્યા, નીચ, અધ અને દુબળા પાતળા પુરુષના આપ રક્ષક છો હે અસત્યરહિત દેવ! આપનેજ નાના પ્રકારના કલેશોને લીધે રોનારા દર્દીઓના વૈદ્ય કહે છે.

હે અશ્વિદ્રય! આપ પોતાના આશ્ચર્યકારક કર્મોથી જીર્ણ ચ્યવનને પુન યુવાન બનાવી દો છો આપ તુગ્રપુત્ર ભુજ્યુને સામુદ્રિક જળમાથી બચાવી લો છો હે દેવ! આપના એ બધા કર્મ યજ્ઞોમા વખાણ કરવા લાયક છે

હે અશ્વિદ્રય! હુ જનસમાજમા આપની એ પુરાણી વીરતાઓને સભળાવુ છુ આપ બધાના ચિકિત્સક છો, અને સર્વત્ર સુખ પહોચાડનાર છો, એની પણ વ્યાખ્યા હુ કરૂ છુ રક્ષણ અર્થે આપ બન્નેની સ્તુતિ કરૂ છું હે અમત્યગહિત! અમારા શત્રુ પણ અમારા ઉપર શ્રદ્ધા કરે એવો ઉપાય અમને સુઝાડો

હે અશ્વિદ્રય! હુ આપને પોકારીને કહુ છુ, મારી વાત સાભળો જેવી રીતે માતપિતા પોતાના સતાનને શિક્ષણ આપે છે તેવી રીતે આપ મને શિક્ષણ આપો હુ આપ્ત-બધુ વગરની છુ, અજ્ઞાની છુ, જ્ઞાતિકુટુમ્બ વગરની છુ, બુદ્ધિ પણ નથી, મારામા કોઈ પણ જાતની ખરાબ મતિ ઉત્પન્ન થાય તે પહેલાજ એવી મતિનો નાશ કરી દેજો

આપ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થએલા બ્રાહ્મણનો વેશ ધરી ઠગીને પુન યુવાન બનવો છો સમયનુ તત્ત્વ જાણનારા પુરુષ નીચ અવસ્થાથી ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થાય છે

હે દેદીપ્યમાન! અહિતે! હે અદીન! હે સ્વાહુવાન! હે સ્તોત્રયુક્ત માર્ગ ય! આપ જે પુરુષને પત્નીસહિત અગ્રગામી રથવાળો બનાવો છો, અર્થાત આપની કૃપાથી જે રથ ઉપર બેસીને પત્નીસહિત આગળ આગળ જાય છે, તેને કહીથી પણ પાપ પ્રાપ્ત થતુ નથી, ભય પ્રાપ્ત થતો નથી

હે અશ્વિદ્રય! આપના જે રથને ઋભુદેવતાઓ બનાવે છે, જેના યોગથી દ્યુલોકની દુહિતા ઉષા ઉત્પન્ન થાય છે અને સૂર્યના સુદર ગત-દિવસ ઉત્પન્ન થાય છે, મનના વેગવાળા એ રથ ઉપર બેસીને તમે મારી પાસે આવો

હે અશ્વિદ્રય! એવા આપ વિજયી રથની સાથે પર્વતીય માર્ગની તરફ જાઓ છો બાળકને સારૂ માતૃરૂપ ગાયને દૂધથી પૂર્ણ કરો છો

જેવી રીતે કુશળ કારીગર રથને બનાવે છે તેવી રીતે હું આપને સારૂ આ સ્તુતિ બનાવું છું, અને તેને સુદર અને સસ્કારવાળી કરૂ છુ જેવી રીતે વિવાહકાળમા કન્યાને અલકાર પહેરાવીને જમાઇની પાસે લઈ જવામા આવે છે, તેવીજ રીતે આ સ્તુતિ પણ હુ તમારી પાસે

પહોચાડુ છુ પછી જેવી રીતે શુભકર્મનો વિસ્તાર કરનાર પુત્રને માબાપ સારી રીતે પાળીપોષીને મોટો કરે છે તેવી રીતે હુ નિત્ય આ સ્તોત્રને ધારણ કરૂ છુ

**બ્રહ્મચારિણી કન્યાઓને સારૂ પ્રાર્થના**

હે નેતા અશ્વિદ્રય! આપના રથને કયા અને કયો યજમાન યજ્ઞરૂપ કર્મમા બુદ્ધિપૂર્વક અભ્યુદયની ખાતર પ્રતિભૂષિત કરે છે? રથ કેવો? સર્વત્ર-વિહારી, દીપ્તિમાન્, પ્રાતર્ગન્તા, સર્વત્ર વ્યાપક અને પ્રજામા દિન પ્રતિદિન ધનસપત્તિ પહોચાડનારો.

હે અશ્વિદ્રય! રાતે આપ કયા રહો છો? અને દિનમા કયા રહો છો? વિશ્રામ કયા કરો છો? હે શિશુરક્ષક અશ્વિદ્રય! આપને યજ્ઞ-ભૂમિમા બેસાડીને કોણ પરિચર્યા કરે છે? (અહી દૃષ્ટાત આપે છે ) જેવી રીતે વિધવા સ્ત્રી દિયરની સેવાશુશ્રુષા કરે છે અને જેવી રીતે પ્રિયા પતિપરાયણા સ્રી સ્વામીની સેવા કરે છે

જેવી રીતે વૃદ્ધ માતાપિતાને સતાનો સુદર વાણીથી પ્રસન્ન કરે એમ હે અશ્વિદ્રય! આપ પ્રાતઃકાળમાજ સુદર સ્તોત્રથી સત્કાર પામો છો આપ કયા યજમાનના દોષોના નાશ કરનારા બનો છો?

હે નાયક અશ્વિદ્રય! જેવી રીતે વ્યાધગણ મોટા મોટા સિહને શોધીને બોલાવે છે, તેવી રીતે અમે બ્રહ્મચારિણી કન્યાઓ રાતદિવસ ભક્તિપ્રેમરૂપ હવિષ્યદ્વારા આપનુ આવાહન કરીએ છીએ હે જગન્ના-યક! આપનેજ સૌ કોઇ વખતો વખત આહુતિ આપે છે આપજ શુભ કર્મના પતિ છો આપ મનુષ્યજાતિને સારૂ જોઈતું અન્ન લઇ જાઓ છો

હે નાયક અશ્વિદ્રય! હું રાજકન્યા અને વેદની ઘોષણા-વેદનો ઢઢેરો સર્વત્ર પહોચાડનારી સ્તુતિપાઠિકા છુ હુ ચારે તરફ ફરીને આપનીજ કથા ગાઉ છુ વિદ્વાનોને આપના વિષયમા પૂછુ છુ રાતદિવસ તમે મારી પાસે રહો, અવશ્ય મારી પાસેજ રહો, મારા આ ઇન્દ્રિયરૂપી ઘોડા જોડેલા શરીરરૂપી રથસહિત મનોરૂપ અશ્વનુ આપ દમન કરો હે અશ્વિ-દ્રય! આપ રથના ઉપર ચઢો છો, તેવી રીતે વિદ્વાન પ્રત્યેક પ્રજાના ઘરમા આવજા કરે છે, તે પ્રમાણે આપ સ્તુતિપાઠકના ઘરમા સિદ્ધ થાઓ છો. આપના મધુને મધમાખ મુખદ્વારા ગ્રહણ કરે છે. જેવી રીતે સ્રી સુકૃતને ગ્રહણ કરે છે

* * * * * * * * * * * * * * *

હે અશ્વિદ્વય ! આપની કૃપાથી એવું થાઓ કે જ્યારે કોઇ બ્રહ્મવાદિની બ્રહ્મચારિણી નારી લક્ષણને પ્રાપ્ત અને સૌભાગ્યશાળી હોઇ વિવાહની ઈચ્છા કરે ત્યારે એને કમનીય, સુંદર, યુવક વર પ્રાપ્ત થાય એ વર કેવો હોય ? પુરુષાર્થ કર્યાથી જેના ઘરમા સ્નેહ, માધુર્ય, સૌન્દર્ય અને વીરતા આદિ લતાઓ અને ઘઉં, જવ, આદિ વિવિધ પ્રકારના અનાજ ઉપજતા હોય, દયા, પરોપકાર આદિ ગુણ, નીચે વહેનારી નદીની પેઠે જ્યા વહેતા હોય, રોગાદિથી મુક્ત હોય ! સ્ત્રીને યોગ્ય પુરુષાતન હો, અર્થાત્ પૂર્ણ યૌવનવાળો હોય એવો સર્વગુણસંપન્ન વર પ્રાપ્ત થાય

ત્યાર પછીના સૂક્તમા વરના ગુણ કહે છે 'જે મનુષ્ય વનિતાઓની પ્રાણરક્ષા સારૂ રોદનપર્યંત યત્ન કરે, વનિતાઓને યજ્ઞકાર્યમા નિયુક્ત કરે, પોતાના લાબા બાહુરૂપી બંધથી પ્રિયાને આલિંગન કરે, સુંદર સંતાનને ઉત્પન્ન કરીને પિતૃયજ્ઞમા જોડે એવા પતિઓને આલિંગન કર્યાથી વનિતાઓ સુખ પામે છે માટે હે સોમદેવ ! એવા ગુણવાળો વર બ્રહ્મચારિણીઓને પ્રાપ્ત થાઓ.'

હે અશ્વિદ્વય ! યુવતીના ઘરમા યુવાનના નિવાસ કર્યાથી અર્થાત્ યુવાન સ્વામી અને યુવતી સ્ત્રીના પરસ્પર સહવાસથી જે સુખ પ્રાપ્ત થાય છે, તે સુખના વિષયમા અમે બ્રહ્મચારિણી કન્યાઓ કાઇ જાણતી નથી, આપ અમને તે વિષય સમજાવો, કેમકે હવે અમે સ્ત્રીના ઉપર પ્રેમ રાખનાર, બલવાન, વીર્યવાન પતિના ઘરમાજ જવાની ઈચ્છા કરીએ છીએ

હે અન્નસંપન્ન, ધનસંપન્ન અશ્વિદ્વય ! આપને સુમતિ પ્રાપ્ત થાઓ અર્થાત્ આપ અમારા પ્રત્યે સારી બુદ્ધિ રાખનારા થાઓ અમારા હૃદયના મનોરથ પૂર્ણ કરો આપ બન્ને અમારા રક્ષક થાઓ આપ સ્નેહાધિપતિ છો અમે બ્રહ્મચારિણી પ્રિયા બનીને પતિને ઘેર જઇએ.

સ્તુતિપાઠિકા અને નિયમવ્રતનુ પાલન કરનારી બ્રહ્મચારિણીના ઉપર આપ પ્રસન્ન થાઓ. પતિના ઘરમા ધન-બળ, અને લોક-બળ સ્થાપન કરો સ્ત્રીઓ જે ઘાટમા જળપાન કરે છે તે ઘાટને સગવડવાળો કરો પતિને ઘેર જવાના માર્ગમા કોઇ દુષ્ટ વિચારવાળો હોય તો એનો નાશ કરો.

હે દર્શનીય ! હે શુભસ્પતે ! હે અશ્વિદ્વય ! આપ આજ ક્યા છો અને કઈ પ્રજામા આમોદ કરી રહ્યા છો ? કયો પુરુષ આપને નિયત કરે છે ? કયા બ્રાહ્મણ કે યજમાનને ઘેર આપ જાઓ છો ?

આવા પ્રકારના સરળ પણ સુંદર ભાવયુક્ત સ્તોત્રોમા ઘોષાએ 'સુનૃત (સત્ય) વાણી ' શુભકર્મ, પુષ્કળ બુદ્ધિ અને સોમની પેઠે પતિના પ્રિયત્વને સારૂ પ્રાર્થના કરી છે જે વચન સાભળીને બધા નાચવા લાગે અર્થાત્ પ્રસન્ન થાય અને વાહ વાહ કહે એવા વચનને સુનૃત વાણી કહે છે સ્ત્રીઓને માટે એવી વાણીની આવશ્યકતા સ્પષ્ટ છે ધી અર્થાત શુભકર્મ કરવાની સ્ત્રીજાતિમા વધારે શક્તિ છે ધર્માનુષ્ઠાન, દયા, આસ્તિકતા, અક્રૂરતા, નિજધર્મપરાયણતા, આદિ ગુણોથી સ્ત્રીઓ પૂર્ણ હોય છે પુરુષજ સ્ત્રીઓને અશુભ કર્મમા દોરવાને સદા પ્રયત્ન કરે છે બહુ બુદ્ધિની આવશ્યકતા સ્ત્રીને એટલા સારૂ છે કે પુરુષનો સબધ એકજ કુટુબ સાથે, પણ સ્ત્રીનો સબધ બે કુટુબો સાથે હોય છે ગૃહશાસન, પતિની ગેરહાજરીમા જીવનનિર્વાહ અને દુષ્ટ પુરુષોથી પોતાનુ રક્ષણ આદિ કાર્યોને સારૂ એને બહુ બુદ્ધિની જરૂર પડે છે ચોથી પ્રાર્થના એ છે કે ધનાઢ્ય પુરુષોમા અમને સોમની પેઠે પ્રિય બનાવો ધનવાન પુરુષો ધનવૈભવના મદમા સ્ત્રીઓનો અનાદર કરે છે એક સ્ત્રીની હયાતીમા અનેક પત્ની પરણે છે, અનેક પરનારી સાથે વ્યભિચાર કરે છે, માટે સ્ત્રીને માટે એ પ્રાર્થના પણ સ્વાભાવિક છે કે યજ્ઞના સોમરસનો કોઇ નિરાદર કરતુ નથી, પણ બધા તેને માટે લાલસા રાખે છે, તેવી રીતે અમે પણ અમારા પતિને પ્રિય થઇએ અને જેવી રીતે સોમરસનુ પાન કર્યા પછી બીજી કોઈ વસ્તુની ઇચ્છા રહેતી નથી તેવી રીતે અમને પરણ્યા પછી અમારા પતિ બીજી કોઇ સ્ત્રીની ઇચ્છા ન કરે

આ બધા ભાવ ઘોષાના હૃદયની ઉચ્ચતા બતાવે છે

## रत्न २८ मुं--सूर्या ब्रह्मवादिनी



આ દેવી વિવાહસબધી મત્રોનો પ્રચાર કરનારી હતી ઋગ્વેદના દશમા મડળના આખા ૮૫ મા સૂકતની એ ઋષિકા છે એ સૂક્ત વૈવાહિક છે એ સૂક્તમા ૪૭ ઋચાઓ છે પ્રારંભની કેટલીક ઋચાઓમા ચદ્રમાની સાથે સૂર્યપુત્રી સૂર્યાના વિવાહનુ વર્ણન છે તેથી એ સૂક્તનો પ્રચાર કરનારી દેવીનુ નામ સાવિત્રી સૂર્યા છે. આકાશમા દેખાતા ચંદ્રમામાં

પોતાનો પ્રકાશ નથી સૂર્યના પ્રકાશદ્વારાજ એ પ્રકાશિત છે પૃથ્વીની છાયાને લીધે પૃથ્વી ઉપર વસનારા માણુસોને ચન્દ્રમા વધતો કે ઘટતો દેખાય છે ખરૂ જોતા ચન્દ્રમા તો નથી વધતો કે નથી ઘટતો ચન્દ્રમા જે પ્રભા પડે છે તેજ સૂર્યાની સાથે ચદ્રનુ લગ્ન છે આ વર્ણન અલકારી ભાષામા છે અનો ઉદ્દેશ્ય એ બતાવવાનો છે કે સસાર પરસ્પર સહાયક છે જેવી રીતે સૂર્યની પ્રભારૂપ કન્યાને પ્રાપ્ત કરીને ચદ્રમા સુશોભિત થાય છે અને સૂર્યની પ્રભા એના ઉપર ન પડે તો એ મહા-મલિન દેખાય છે, તેવીજ રીતે સ્ત્રી વગર પુરુષ શોભતો નથી, અને પત્નીરહિત પુરુષ ઘણુ ખરૂ મલિન થઈ જાય છે જે પુરુષ પોતાની ધર્મપત્નીની સાથે જીવન વ્યતીત કરે છે તે ચદ્રમાની પેઠે શુદ્ધ અને ઉજ્જવળ રહી બીજાઓને ઉપયોગી થઇ પડે છે વગી દિવસનો અધિપતિ સૂર્ય અને રાત્રિનો અધિપતિ ચદ્રમા છે એ બન્ને બરોબરના દરજ્જાના છે, એટલે સ્ત્રીપુરુષ બન્નેનો સમાન દરજ્જો છે. વગેરે ઉંચા પ્રકારના ભાવ એ સૂકતદ્વારા પ્રકટ થયા છે હવે એના સૂકતમાની કેટલીક ઋચાઓનો ભાવાર્થ અમે નીચે આપીશુ

ચદ્ર વહુની ઇચ્છાવાળો થયો બન્ને અશ્વિદેવ પણ વર બન્યા, અને જ્યારે સુર્યાને પતિની ઇચ્છા થઈ ત્યારે સૂર્યદેવે પોતાના મનથી એને ચદ્રમાને સમર્પણ કરી આ વર્ણન અલકારિક છે ભાવાર્થ એ છે કે જાણે સૂર્યાના લગ્નમા ચદ્રમા અને પૃથ્વી ઉપરના બધા દેવતા શામિલ થયા, પણ ચદ્રની સાથેજ તેનુ લગ્ન થયુ આનો સારાશ એ પણ છે કે વર જ્યારે સોમની પેઠે પ્રિય અને વધુ-કામ એટલે કે પરણવાની ઇચ્છા કરનારો થાય ત્યારે તેનુ લગ્ન થવુ જોઈએ આ ઋચાવડે બાળલગ્નનો નિષેધ છે કન્યા પણ પતિની ઈચ્છા કરવાવાળી હોય અથવા પુખ્ત વયની હોય એ ભાવ છે

જ્યારે સૂર્યા પતિને ઘેર વિદાય થઇ ત્યારે એને બેસવા સારૂ મનના વેગ સમાન રથ હતો એ ગાડીના ઉપર ધુલોકનુ આચ્છાદન હતું બે સફેદ બળદ જોડેલા હતા સારાશ એ કે યથાયોગ્ય વાહનમા બેસાડીને આદરસત્કારપૂર્વક વરકન્યાને વળાવવા જોઇએ

સૂર્યાની સાથે 'વહતુ' અર્થાત્ ગાય, સોનુ, વસ્ત્ર આદિ દાનના પદાર્થ જે એના પિતાએ લગ્ન સમયે આપ્યા હતા તે પણ ગયા.

હે સૂર્યા ! તું રથ ઉપર ચઢ એ રથ સુંદર કિંશુક અને સાલના વૃક્ષનો બનેલો છે, અને સુંદર ચંદરવો એના ઉપર બાંધેલો છે મળરહિત, સોનાના સાજવાળો, સુગઠિત અને મજબૂત પૈડાનો છે હે સૂર્યે ! ચંદ્રલોકને તું જઇને સુખરૂપ બનાવજે, અને આ બધી દાનની વસ્તુઓ પતિને ઘેર લઇ જજે

હે વધુ ! આ પતિના ઘરમાં પ્રજાસહિત તને પ્રિય હોય એવી વસ્તુઓની વૃદ્ધિ થાઓ આ ઘરમાં તું ગૃહપતિપણાને સારૂ જાગૃત થા. આ પતિની સાથે તારા શરીરનો સંસર્ગ કર, અને બન્ને જણા વૃદ્ધાવસ્થાસુધી જાણવા અને ઓળખવા યોગ્ય પરમાત્માને લક્ષ્યમાં રાખીને સદા વાર્તાલાપ કરતા રહો હે વહુ ! તું મેલા વસ્ત્રોને ફેંકી દે અર્થાત કદાપિ મેલાં અને ગંદા વસ્ત્ર ન પહેર વેદપાઠી પુરુષોને દાન આપ, ગંદા રહેવાથી, ગંદા વસ્ત્ર પહેરવાથી, દરરોજ સ્નાન નહિ કર્યાથી અને આળસુ રહેવાથી ઘણી જાતના રોગ ફેલાય છે, એટલા માટે વેદ કહે છે કે સ્ત્રીની મલિનતા કેવળ સ્ત્રીથીજ અટકતી નથી પણ એની મારફતે પતિમાં પ્રવેશ કરે છે, અને પતિ તથા આખું ઘર રોગી બને છે અટલા સારૂ પતિનું કલ્યાણ ઇચ્છનારી સ્ત્રીએ સ્વચ્છ રહેવું જોઇએ મલિનતાથી ઉત્પન્ન થયેલા રોગથી શરીર અશોભિત થઇ જાય છે, અને શરીરની કાંતિ નાશ પામે છે જો પતિ વહુના વસ્ત્રથી પોતાનું અંગ ઢાંકે છે તો એનું શરીર પણ શોભાહીન અને રોગવાળું થઇ જાય છે

હે વહુ ! સૌભાગ્યને માટેજ હું તારો હાથ પકડું છું પતિરૂપ મારી સાથેજ તું ઘરડી-ડોશી બનજે

હે પરમાત્મા ! તમે આ વહુને સુપુત્રવતી અને સૌભાગ્યવતી બનાવજો એના ગર્ભમાં દશ પુત્ર ઉત્પન્ન કરજો, અને પતિને અગીઆરમો બનાવજો હે વહુ ! તું પોતાની સારી વર્તણુકથી સાસરાના ઉપર પ્રભુત્વ જમાવ, સાસુને સેવાથી વશ કર, નણંદોના ઉપર રાજ્ય કર, દિયરોની ઉપર મહારાણીની પેઠે શાસન કર

सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्रवां भव ।
ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु ॥

આવા આવા અનેક ઉત્તમ ઉપદેશનો પ્રચાર વેદના સમયમાં સાવિત્રી સૂર્યાદેવીએ કર્યો છે

# रत्न २१ मुं–दक्षिणा ब्रह्मवादिनी



ઋગ્વેદના દશમા મ ડળના ૧૦૭મા સૂક્તની ઋષિકા બ્રહ્મવાદિની દક્ષિણા નામની સ્ત્રી હતી દક્ષિણા દેવી દાનનો પ્રચાર કરતી હતી એટલે એ પોતે પણ એજ નામથી પ્રસિદ્ધ થઈ છે. વેદોનો આશય લઈને એ સ્ત્રીઓને ઉપદેશ આપતી હતી હે નારીઓ! ઇશ્વરની તરફથી તમને કેટલા દાન મળ્યાં છે! પ્રકાશ અને ગરમીનું દાન સૂર્ય આપી રહ્યો છે ચન્દ્ર તમારી દષ્ટિને કેટલો આલ્હાદ આપી રહ્યો છે! વાયુ પ્રતિક્ષણ જીવનદાન આપીને હદપાર ઉપકાર તમારા ઉપર કરી રહ્યો છે. પક્ષીઓ પોતાના મધુર ધ્વનિથી તમારા કાનોને તૃપ્ત કરવાનો કેટલો પ્રયત્ન કરી રહ્યા છે! વિવિધ પ્રકારના પુષ્પોની મીઠી સુગ ધ તમે નથી લઇ રહ્યા? આ ફળવાળા વૃક્ષો તમને ફળ આપતી વખતે તમારી પાસે એનું મૂલ્ય માગે છે? આ શીતળ જળના પ્રવાહવાળી નદીઓ જળ આપતી વખતે તમારી પાસે બદલાની આશા રાખે છે? હે મારા વહાલા ધનવાન ભાઇબહેનો! પરમ પિતાએ બધાને પરસ્પર સહાયક બનાવ્યા છે સૂર્યની મદદ વગર નાના પ્રકારના પદાર્થો ઉત્પન્ન કરવાની શક્તિ પૃથ્વીમા નથી તેવીજ રીતે સૂત્રાત્મા પરમાત્માની કળી ન શકાય એવી શક્તિ વગર સૂર્ય, ચ દ્ર, વાયુ, નક્ષત્ર, પૃથ્વી વગેરે સઘળા પદાર્થ પોતપોતાના કામ કરી શકતા નથી વળી વિચાર કરો, આ જીવન કેટલા દિવસનુ છે? લક્ષ્મી સદા કોઈની સાથે રહી નથી પારકાની સહાયતાની અભિલાષા કદિ પણ ન કરવી પડી હોય એવુ કોણ છે? તમારો પડોશી ભૂખથી ટળવળીને મરણ પામે અને તમે એની વાત ઉપર ધ્યાન પણ ન આપો, અને નિશ્ચિન્ત પણે સૂઈ રહો એ શું તમને છાજે? તમે પુરુષાર્થ કરીને કમાયેલા ધનને ફોકટના કામોમા ગુમાવો નહિ, પરતુ દાનને પાત્ર હોય તેને અવશ્ય દાન આપો હે મનુષ્યો! તમારૂ દાન નિ સ્વાર્થ હોજો, વગેરે હવે અમે એની રચેલી ઋચાઓનો અર્થ નીચે ઉતારીશુ

" આ જીવોના કલ્યાણની ખાતર સૂર્યનુ આ મહત્તેજ ઉતરી આવી રહ્યુ છે. અ ધકારમાથી સૌ જીવનો છુટકારો થયો. જગત્પાલકના કિરણો-દ્વારા આ મહાજ્યોતિ સર્વત્ર ફેલાઇ ગઇ છે. એથી દક્ષિણાના વિસ્તાર-વાળા માર્ગની સૂચના થાય છે. (૧૦–૧૦૭)

ભાવાર્થ –જેવી રીતે આ પ્રાણીઓના કલ્યાણને માટે સૂર્યનું મહાતેજ પૃથ્વી ઉપર ફેલાઈ રહ્યું છે, તેવી રીતે ઉદાર પુરુષોના ધનરૂપી તેજનો સર્વત્ર વિસ્તાર વધો જેવી રીતે સૂર્યના પ્રકાશથી બધા જીવો અંધકાર માંથી મુક્ત થાય છે તેવી રીતે ધનવાન લોકોના ધનવડે ક્ષુધારૂપી અંધકારમાંથી ગરીબ લોકો મુક્ત થાય જેવી રીતે સૂર્યના કિરણો એની મહાજ્યોતિનો સર્વત્ર વિસ્તાર કરી રહ્યા છે તેવી રીતે ધનવાન લોકોના ધનને એના બંધુ બાંધવો તથા નોકરોએ સત્પાત્રને વહેંચવું જોઇએ ઈશ્વરની તરફથી આપણને સૂર્યનું તેજ મળ્યું છે, એ સૂચવી રહ્યું છે કે પ્રત્યેક પુરુષે કાંઇને કાંઇ દાન કરવું જોઇએ. સૂર્યનું તેજ અહીં આ કેવળ દાખલારૂપે છે ખરું જોતાં ઈશ્વરના રચેલા બધા પદાર્થો એની તરફના આપણને મળેલાં દાન છે

દાતાને સર્વત્ર સૌ કોઈ બોલાવે છે દાતા મુખ્ય બનીને સર્વત્ર પહોંચે છે દક્ષિણાવાન્ ગામનો નાયક બનીને આગળ આગળ ચાલે છે મનુષ્યો! હું એનેજ નૃપતિ ગણું છું કે જે મનુષ્ય દાનના માર્ગને જારી કરે છે.

એનેજ ઋષિ અને એનેજ બ્રહ્મા કહે છે એનેજ યજ્ઞનેતા, સામગાયક અને વિવિધ સ્તોત્રોનો શાસક કહે છે જે મનુષ્ય દાનવડે અનાથોની આરાધના કરે છે તે અગ્નિના ત્રણે શરીરો આહવનીય, ગાર્હપત્ય અને દક્ષિણને ઓળખે છે

---

## रत्न ३० मुं--जुहू ब्रह्मवादिनी



ઋગ્વેદના ૧૦ મા મંડળના ૧૦૯ મા સૂક્તની ઋષિકા જુહૂ નામની એક સ્ત્રી છે એ દેવી કોની સ્ત્રી હતી અને ક્યાં રહેતી હતી તે જાણ્યામાં નથી આવ્યું, પરંતુ એ કોઇ બ્રહ્મજ્ઞાની પુરુષની પત્ની હોવાને લીધે બ્રહ્મજાયા કહેવાતી હતી એ બ્રહ્મવાદિની વૈદિક કર્મકાંડનો નરનારીઓમાં ફેલાવો કરતી હતી માટે તે જુહૂ પદ પામી હતી. એણે ઉપદેશેલા સૂક્તનો સાર એ છે કે આ પૃથ્વીમાં મનુષ્યજાતિ એક મહાન કૌતુકશાલી અને ઈશ્વરનો અદ્ભુત મહિમા પ્રકટ કરનારી છે જે મનુષ્યજાતિ ઈશ્વરને માને છે તેજ કોઈ દિવસ ઈશ્વરને છોડી બેસે છે. ધર્મ અને કર્મને વિસરી જાય છે. જ્યારે જ્યારે એવો સમય

આવી ,હોયે ત્યારે દેશપરદેશના મે ટા મોટા વિદ્વાનો અન રાજાઓએ એકઠા થઈને બન્ને પક્ષની વાત સાભળવી જોઇએ, અને સત્ય શુ છે તેનો નિર્ણય કરવો જોઇએ હવે આપણે તેના સૂકતના શબ્દો જોઇશું " જ્યારે જ્યારે બ્રહ્મવેત્તા પુરુષોમા કિલ્મિષ અર્થાત્ કર્મત્યાગરૂપી પાપ પ્રાપ્ત થાય ત્યારે ત્યારે દેશના પ્રસિદ્ધ પ્રસિદ્ધ અને મુખ્ય મુખ્ય પુરુષો અને આપ્તજનો તથા જ્ઞાનવિજ્ઞાનદ્વારા વ્યાપિકા વિદુષી સ્ત્રીઓ એકઠી થાય અને સત્યતાવડે સાચુ શુ છે અને ખોટુ શું છે તેનો નિર્ણય કરે નિર્ણય કરનાર કેવા હોવા જોઇએ, તે બાબત કહે છે કે વિદ્યામા નિપુણ, વિચારશીલ, દેશ, કાળ અને પાત્રને જાણનાર, દૂરદર્શી, બહુ અનુભવી, પક્ષા પક્ષરહિત, ધર્મપરાયણ, ઇશ્વરથી ડરનારા હોય, વળી તેઓ કૂવાના દેડકા જેવા ન હોય, જળની પેઠે ઠ ડા અને પી ડેન હૃદયને શાન્ત કરનારા વાયુની પેઠે બધાનો વૃત્તાન્ત જાણનારા. બહુ તેજસ્વી, તપસ્યાવડે ઉગ્ર બનેલા અર્થાત્ અન્યાયના પરમદ્વેષી, અને પોતાના વિચારવડે સુખ ઉત્પન્ન કરે એવા ગુણવાન પુરુષો અને વિદુષી દેવીઓ એકઠી મળીને વિચાર કરે છ "

આ પ્રમાણે વેદની ક્રિયાઓ નષ્ટ પામવા માડે ત્યારે રાજાએ એની પુન સ સ્થાપના કરવા સારૂ શું કરવુ એ અલ કારિક ભાષામા જુદૂએ વર્ણવ્યુ છે

# रत्न ३१ मुं–रात्रि ब्रह्मवादिनी



ઋગ્વેદના ૧૦ મા મ ડળનુ ૧૨૭ મુ સૂકત કુશિક ઋષિ અને રાત્રિ ઋષિકાદ્વારા પ્રકટ થયેલુ મનાય છે રાત્રી ભરદ્વાજ મુનિની કન્યા હતી એ સૂકતના દેવતા પણ રાત્રીજ છે અને એમા રાત્રીનુ વર્ણન આવે છે ગાયત્રી છ દમા એની રચના થઇ છે એની એક ઋચાનો ભાવાર્થ નીચે ઉતારીશું ' હે રાત્રિવ્યાપિની જગન્માતા ! દુષ્ટા વૃકીને અમારાથી વેગળી કહાડો દુષ્ટ વૃકને અને ચોરને પૃથક્ કરો પછી સુખથી ક્ષેમકારિણી બનો ! ' વૃક અને વૃકી શબ્દ પાપના અર્થમા વપરાય છે એટલે સાર એ છે કે પાપી સ્ત્રીપુરુષો અને ચોર આદિ દુષ્ટ જનો રાત્રિમા પ્રબળ થાય છે, એમનાથી બચવાને સારૂ આ પ્રાર્થના કરવામાં આવી છે

# रत्न ३२ मुं–गोधा ब्रह्मवादिनी



ગ્વેદના ૧૦ મા મ ડળના ૧૩૪મા સૂકતની સાતમી ઋચાની ઋષિકા ગોધા બ્રહ્મવાદિની છે એ ઋચામા એ નીચે મુજબ કહે છે.

"હે વિદ્વાન અને વિવેકી પુરુષો ! અમે નારીઓ પુરુષોનું કાંઇ પણ બગાડતી નથી અને તમને અમારા દુષ્ટ આચરણોથી કદિ મોહ મા નથી નાખતી, પરતુ વેદોમાથી જે પ્રમાણે સાભળ્યું છે તે પ્રમાણે આચરણ કરીએ છીએ. જ્ઞાન, કર્મ, ઉપાસના વગેરે જે સમયોપયોગી સિદ્ધાન્ત છે તે અને જ્ઞાનવિજ્ઞાનાત્મક વિવિધ શાસ્ત્રોવડે યુક્ત થઈને અમે નારીઓ આ યજ્ઞમા સર્વ પ્રકારના કાર્ય કરીએ છીએ " નિરપરાધી સ્રીઓનુ ચરિત્ર નષ્ટ નહિ કરવાની દુષ્ટ પુરુષોને આ ઋચાદ્વારા શિખામણ છે બ્રહ્મવાદિની ગોધા આવા ભાવનો નારીઓમા વિસ્તાર કરતી હતી

# रत्न ३३ मुं–श्रद्धा ब्रह्मवादिनी



બ્રહ્મવાદિની ઋગ્વેદના ૧૦ મા મ ડળના ૧૫૧ મા સૂક્તની પ્રચારિકા હતી એમા પાચ ઋચાઓ છે શ્રદ્ધાએ શ્રદ્ધાનોજ મહિમા એ ઋચાઓમા ગાયો છે.

હે શ્રદ્ધે ! દુઃખિત મનુષ્યોને જે કોઈ આપે છે તેનુ પ્રિય હો. હે શ્રદ્ધે ! જે આપવાની ઈચ્છા રાખે છે તેનું પણ ભલુ થાઓ. પરમ દાની અને યજમાનોનુ પ્રિય થાઓ જેવી રીતે ઉગ્ર દુષ્ટ રાક્ષસો હમેશા હણવાલાયક છે અને તેમને પૃથ્વી ઉપરથી દૂર કરવાને વિદ્વાન અને ધાર્મિક લોકો સદા શ્રદ્ધા રાખતા રહે છે, તેવી રીતે અમારા દાની અને યજમાનોમા શ્રદ્ધા સ્થાપન કરીને તેનુ સારૂ ફળ આપજો. ઈશ્વરરક્ષિત દેવ અને યજમાન શ્રદ્ધાનીજ ઉપાસના કરે છે. હૃદયના સ કલ્પદ્વારા શ્રદ્ધાનીજ ઉપાસના કરે છે, કેમકે શ્રદ્ધાથી ધારેલુ વિત્ત તેઓ મેળવે છે.

# रत्न ३४ मुं–इन्द्रनी माताओ




ગ્વેદ સહિતાના દશમા મડલના ૧૫૩ મા સૂક્તની પાચ ઋચાઓ ઇન્દ્રની માતાઓદ્વારા રચાઇ છે. ઇન્દ્રઋષિના પિતાએ ઘણીવાર લગ્ન કર્યા હતા તેમની એ સઘળી પત્નીઓએ સાથે મળીને આ ઋચાઓની રચના કરી છે. તેઓ ઇન્દ્ર-માતૃગણુ એટલે કે ઇન્દ્રની માતાઓના નામથી પ્રખ્યાત છે એમણે કશ્યપઋષિના ઔરસ અને અદિતિદેવીના ગર્ભથી જન્મ ધારણુ કર્યો હતો એમનામાની એકનુ નામ દેવજામિ હતું બધી સપત્નીઓ પરસ્પર ઇર્ષ્યા તથા દ્વેષ ભૂલી જઇને, એકમન થઇને, મત્ર રચના કરવા સાથે બેસતી હતી. સપત્ની–શોકયોમા આવો સપ આપણા નેત્રોને ઘણો આનદજનક લાગે છે ઇન્દ્રની માતાઓ, ઇન્દ્ર દેવતાને ઉદ્દેશીને કહે છે કે ‘ હે ઇન્દ્ર ! જે તેજથી શત્રુઓને જીતી શકાય એ તેજ તમારામા છે એટલા માટે અમે તમારી પૂજા કરીએ છીએ તમે વૃત્રનો વધ કર્યો છે, આકાશનો વિસ્તાર કર્યો છે, પોતાની શક્તિવડે સ્વર્ગને સમુન્નત કરી દીધું છે, સૂર્ય તમારો સહચર છે, તમે તેને બાહુપાશમાં આબદ્ધ કરેલો છે

વૈદિક યુગમા આ વાકયો ઘણા આગ્રહપૂર્વક શ્રદ્ધા સાથે ઘેરેઘેર ગવાતા હતા. જીવાત્માએ શરીર ધારણુ કર્યા પછી તેને કેવુ શિક્ષણુ આપવુ જોઇએ તેનો તેઓ ઉપદેશ કરતી હતી તેના મત્રનો સાર આ પ્રમાણે છે—

“વિવિધ પ્રકારથી લાડ અને પ્યાર કરતી, પોષણરૂપ કર્મમા તત્પર, માતૃસ્નેહથી જેનું હૃદય પીગળી ગયું છે એવી માતાઓ સુવીર્યવડે ઉત્પન્ન થયેલા જીવ અર્થાત્ શિશુની ઉપાસના કરે છે.”

# रत्न ३५ मुं–यमी




મીએ ઋગ્વેદ સહિતાના દશમા મડળના, દશમા સૂક્તના પહેલો, ત્રીજો, પાચમો, સાતમો તથા અગીઆરમો ઋક્ તથા ૧૫૪ મા સૂક્તના પાંચ ઋક્ રચ્યા છે એ વિવસ્વાન્ મુનિની કન્યા હતી. યમનિયમનું પાલન કરવાનો એ સદા ઉપદેશ આપતી

હતી એનો બીજો ઉપદેશ એવો હતો કે ધાર્મિક પુરુષોના આચરણો સદા અનુકરણ કરવા યોગ્ય છે અને વિદ્વાન પુરુષોનો સદા આદર થવો જોઇએ

## रत्न ३६ मुं—शची ब्रह्मवादिनी




ઋગ્વેદના ૧૦ મા મંડળના ૧૫૯ મા સૂક્તની ઋષિકા શ્રી શચીદેવી છે શચીએ કર્મની મહત્તા પોતાના ઉપદેશમા બતાવી છે ક્રિયાદેવી કહે છે કે "મારા પુત્ર શત્રુને હણનારા થાય છે અને મારી કન્યા વિશેષ પ્રકારથી શોભિતી થાય છે, અને હું સર્વત્ર વિજય કરનારી બનુ છુ, અને મારા સ્વામી જીવાત્મા આગળ મારો યશ ઉત્તમ છે.

## रत्न ३७ मुं—सर्पराज्ञी ब्रह्मवादिनी




ઋગ્વેદના ૧૦ મા મંડળના ૧૮૯ મા સૂક્તની ત્રણ ઋચિકાઓની પ્રચારિકા આ દેવી છે પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર એ બધા ચલ અર્થાત્ ગતિમાન્ છે, એમની ગતિ કેવી છે અને એ કોને આધારે ઉભેલા છે વગેરે વિષયોએ જાણતી હતી અને એ વિદ્યાનો એણે પ્રચાર કર્યો હતો

## रत्न ३८ मुं—स्वाहा




આ સાધ્વી માહિષ્મતી નગરીના રાજા લધ્વજની પુત્રી થાય એમને પુરાણોમા પ્રકૃતિનો અવતાર પણ માન્યા છે એ ઘણાજ શકિતશાળી, સંપૂર્ણ સુંદર, અને સદ્ગુણી દેવી હતા એમ કહેવાય છે કે દેવતાઓને પોતાની આહુતિ બરોબર નહિ પહોચતી હોવાથી તેઓ બ્રહ્માની પાસે ગયા અને બ્રહ્માએ સ્વાહા દેવીને બોલાવીને અગ્નિદેવ સાથે લગ્ન કરવાનુ કહ્યું. બ્રહ્માની સૂચના મુજબ તેમણે કુમારીવેશે જીવનપર્યંત રહેવાનો વિચાર

માડી વાળીને અગ્નિદેવસાથે પરણવાનું સ્વીકાર્યું. સામવેદમા કહેલી રીત મુજબ વેદમત્રોસહિત તેમનું પાણિગ્રહણ થયું પતિસાથે પૂર્ણ ભકિત અને પ્રેમપૂર્વક તેમણે જીવન વ્યતીત કર્યું એમણે ત્રણ મનોહર પુત્રોને જન્મ આપ્યો હતો. અગ્નિદેવે એની પતિભકિતથી પ્રસન્ન થઇને વરદાન આપ્યું હતુ કે હવે પછી લોકો મને આહુતિ આપશે ત્યારે તારા પવિત્ર નામનું પણ ઉચ્ચાર કરશે ત્યારથી આહુતિ આપતી વખતે 'સ્વાહા' શબ્દ બોલવામા આવે છે

સ્વાહા પરમ વિદુષી હતા એમણે ઇશ્વરસબધી જ્ઞાન આપનારા કેટલાક સૂકતો પણ રચેલા છે એ પરમ વિદુષીનું સ્મારક રાખવા સારૂ પણ યજ્ઞમા આહુતિ વખતે સ્વાહા શબ્દનો ઉચ્ચાર કરવાની પ્રથા પડી હોય તોપણ આશ્ચર્ય જેવુ નથી

## रत्न ३९ मुं-तपती



આ સન્નારી સુર્યદેવની પુત્રી અને સાવિત્રીની નાની બેન હતી તપતીની પ્રશસા ત્રણે લોકમા થઇ રહી હતી કારણ કે એ એક તપ પરાયણા સ્ત્રી હતી સૂર્યદેવનું બીજુ નામ તપનદેવ છે તપનદેવ જેવી રીતે રૂપવાન છે તેવી રીતે તેમની કન્યા પણ અપૂર્વ રૂપવતી હતી એ સમયમા દેવકન્યા, અસુર કન્યા, યક્ષકન્યા, ગન્ધર્વકન્યા કે રાક્ષસકન્યા કોઇ તપતીના જેવી ખૂબસુરત નહોતી તેની બન્ને આખો સુદર અને વિશાળ હતી તેના સઘળા અવયવો ઘાટદાર અને કોઇ પણ જાતની ખોડખાપણ વગરના હતા. કન્યાને અતિશય રૂપવતી, સાધ્વા, અને સદાચારી જોઇને, સૂર્યદેવ તેને યોગ્ય રૂપ, ગુણ, શીલ અને વિદ્યાસપન્ન વરની શોધ કરવા લાગ્યા, પરન્તુ તેને યોગ્ય વર એકદમ કોઇ તેમના દીઠામા આવ્યો નહિ. દિવસે દિવસે કન્યાને ભરજવાનીમા આવતી જોઇને સૂર્યદેવને પણ તેને માટે ચિતા થવા લાગી. તેમણે ઘણા વર જોયા પણ મન માન્યું નહિ એ વખતમા ઋક્ષપુત્ર કુરુશ્રેષ્ઠ રાજા સમ્વરણ સૂર્યદેવની આરાધના કરી રહ્યા હતા. અહકારશૂન્ય પૌરવનદન સમ્વરણ નાહિ ધોઇને સ્વચ્છ બનીને, એકાગ્રચિત્તે સૂર્યદેવની ઉપાસના કરતા હતા, તપસ્યા, ઉપવાસ, વ્રતનિયમ તથા અર્ઘ્યદ્વારા એ

રાતદિવસ સૂર્યદેવની ભક્તિ અને આરાધના કરતા હતા રાજા સમ્વરણને એટલા બધા કૃતજ્ઞ, ધર્મજ્ઞ, અને અપ્રતિમ રૂપસંપન્ન જોઇને સૂર્યદેવે વિચાર્યું કે કન્યા તપતીને યોગ્ય કોઇ પણ વર હોય તો એ રાજા સમ્વરણજ છે એમણે મનમા ને મનમા સમ્વરણને પોતાની કન્યાનુ દાન કરવાનો સંકલ્પ કર્યો

જેવી રીતે દિવાકર સૂર્યદેવ પોતાના પ્રકાશથી આખા આકાશમંડળને પ્રકાશિત કરે છે તેવી રીતે રાજા સમ્વરણના ગુણોનો પ્રભાવ પૃથ્વી ઉપર ચારે તરફ વિસ્તરી રહ્યો હતો. જેવી રીતે સૂર્યનો ઉદય થતાવારજ બ્રાહ્મણો તેમની ઉપાસના કરે છે તેવીજ રીતે બ્રાહ્મણ ક્ષત્રી વગેરે પ્રજાજનો રાજા સમ્વરણની ઉપાસના કરતા હતા આ શ્રીમાન્ નૃપતિએ પોતાના પરાક્રમ અને સૌજન્યથી ઘણા રાજાઓને પોતાના શરણમા લીધા હતા એવા સદ્ગુણી પુરુષને પોતાની માનીતી સદ્ગુણસંપન્ન કન્યા તપતી આપવાનો સૂર્યદેવે નિશ્ચય કર્યો હતો

એક દિવસ એવો સંયોગ બન્યો કે મહાપરાક્રમી રાજા સમ્વરણ શિકાર રમવા માટે પર્વતની પાસેના એક જંગલમા ગયા હતા શિકારની પછાડી દોડતા દોડતા તેમના નિરૂપમ અશ્વે ભૂખ અને તરશને લીધે પ્રાણત્યાગ કર્યો રાજા ઉદાસ થઇને એ વનમા ઉભો હતો, એટલામા તેમની દૃષ્ટિ એક વિશાળ નયનોવાળી સુંદરી ઉપર પડી એ ઘાડા જંગલમા પરમ રૂપવતી કન્યાને એકલી જોઇને રાજા તેની સામુ એકીટશે જોવા લાગ્યો તેનુ અસાધારણ સૌન્દર્ય જોઇને એ મનમાને મનમા વિચારવા લાગ્યો કે 'આવી ખૂબસુરત સ્ત્રી મે આજસુધી કદિ દીઠી નથી એ કોણ હશે ? એ હરિની પત્ની લક્ષ્મી હશે કે પ્રભાકરની પ્રભા આકાશમાથી પડીને પૃથ્વીમા કન્યારૂપે અવતરી હશે ? એ સુંદરીનું તેજ અગ્નિની જ્યોતિ જેવુ હતું, અને તેનું લાવણ્ય ચન્દ્રમા સમાન હતું તેના ચહેરા ઉપર પ્રસન્નતા છવાઇ રહી હતી પહાડપર ઉભી રહેલી એ સુલોચના કોઇ દિવ્યમૂર્તિ સમાન દીસતી હતી તરુલતાથી શોભિત એ પહાડકન્યાના અનુપમ સૌન્દર્ય અને અદ્ભુત વેશવિન્યાસને લીધે સુવર્ણમય દેખાતો હતો રાજા એને જોઇને એકદમ મુગ્ધ થઇ ગયો એની ખાત્રી થઈ કે ત્રણે લોકમા જેટલી સ્ત્રીઓ જોઇ છે તે બધી આ સુંદરીની આગળ કાંઇ પણ વિશાદમા નથી, એના જેવી સુંદર વસ્તુ આખી જીંદગીમા કોઈ પણ

દિવસ રાજાએ જોઇ નહોતી. તેના મન અને નેત્ર એકાગ્ર થઇને આ સુંદરી તરફ આકર્ષાયા તેના સૌદર્યમા એ એટલો બધો તલ્લીન થઇ ગયો કે એક ડગલુ પણ તેનાથી આગળ ચાલી શકાયું નહિ થોડીવાર પછી એના મનમા એવો વિચાર ઉદ્ભવ્યો કે વિધાતાએ સુર, અસુર, મનુષ્ય અને દેવ એ બધા લોકોમાથી મથન કરીને આ વિશાલાક્ષાનું રૂપ બનાવ્યું છે, કારણ કે ત્રણે લોકમા એ સુદરીના રૂપલાવણ્યની તુલના કોઇની સાથે થઇ શકે એમ નથી. રાજાના મનમા અનેક પ્રકારના તરગો આવવા લાગ્યા અને તેના નયનબાણથી તેમનુ પ્રેમાળ હૃદય વીધાઈ જવા લાગ્યું ધીમે ધીમે તેણે આગળ વધીને શાન્ત વચનોમા એ સુદર કન્યાને સબોધીને કહ્યુ ' હે સુદરિ ! તું આ નિર્જન વનમા એકલી શા સારૂ ફરી રહી છુ ? તું સર્વાગે સુદર છે, વળી તારા અગ ઉપર કિમતી વસ્ત્રાલકારો પણ છે, પરન્તુ ખરૂ પૂછાવે તો એ વસ્ત્રાલકાર તને શોભાવના નથી પણ તુ એ વસ્ત્રાલકારની શોભામા વધારો કરે છે તુ દેવકન્યા, રાક્ષસકન્યા, યક્ષકન્યા, નાગકન્યા, ગાન્ધર્વકન્યા કે માનવકન્યા કે કોણ છે તે મારાથી કળી શકાતું નથી હે લાવણ્યવતિ ! મે મારી જીદગીમા જેટલા સ્ત્રીરત્નો જોયા છે અથવા સાભળ્યા છે તેમાની એકે પણ રૂપમા તારી બરોબરી કરી શકે એમ નથી હે ચારુવદને ! પદ્મપલાશ જેવુ સુશોભિત અને ચન્દ્ર કરતા પણ ચડે એવુ તારૂ સુદર વદન નિહાળીને હુ કામ દેવદ્વારા પીડા પામી રહ્યો છુ, કામાતુર રાજા સમ્વરણે વારવાર આ પ્રમાણે સ્નેહ અને પ્રશસાયુક્ત વચન સભળાવ્યાથી વિજળી જેમ વાદળામા છુપાઈ જાય છે, તેમ એ સુદર કન્યા એકદમ અન્તર્ધાન થઇ ગઈ વાચક બેનો સમજી ગઇ હશે કે રાજા સમ્વરણના ચિત્તને કામબાણથી વીધી નાખનાર એ લાવણ્યવતી લલના કોણ હતી એ સુદરી સૂર્યદેવની કન્યા તપતીજ હતી તેના એકાએક અદૃશ્ય થઈ જવાથી રાજા એની શોધમા ગાડા મનુષ્યની પેઠે ચારે તરફ ફરવા લાગ્યો ઘણીવાર સુધી જ્યારે એ સુદરીનો પત્તો ન લાગ્યો ત્યારે રાજા એક સ્થળે બેસીને ઘણોજ વિલાપ કરવા લાગ્યો વિલાપ કરતા કરતાજ તેને મૂર્છા આવી ગઈ

રાજા જ્યારે મૂર્ચ્છિત થઇને ધરણી ઉપર ઢળી ગયો ત્યારે એ કમળ નયના તપતીએ પાછી પૃથ્વી ઉપર આવીને તેમને દર્શન દીધા, અને કામાતુર રાજા સમ્વરણને મધુર શબ્દોમાં મૃદુ હાસ્યપૂર્વક કહ્યું 'રાજાજી!

ઉઠો ! ઇશ્વર તમારૂ મગળ કરો તમે પૃથ્વીના પ્રખ્યાત ભૂપતિ છો, તમારે આમ એકાએક મોહને વશ ન થવું જોઇએ ' તપતીના મૃદુ વચનો તથા સ્નેહયુકત શુશ્રૂષાથી રાજાની મૂર્ચ્છા વળી અને તેમણે એ સુદરીના સામુ જોયુ થોડીવાર ચુપચાપ એના સૌંદર્યસુધામૃતનુ પાન કર્યા પછી રાજાએ તેને કહ્યુ ' હે કોમળાગિ ! હુ કામવશ થઇને દરેક ક્ષણે તારૂજ ભજન કરી રહ્યો છુ, તુ કૃપા કરીને મારી ઇચ્છા સફળ કર, તારા વગર મારો પ્રાણ નાકળવાની તૈયારીમા છે. તને પ્રાપ્ત કરવા માટે પચશર-કામ દેવ મને વિધી રહ્યો છે, એ બીજા કોઈ પણ ઉપચારોથી શાન્ત થાય એમ નથી હે પ્રફુલ્લ ચિત્તવાળી સુદરિ ! અનગરૂપી ભુજંગ મને દશી રહ્યો છે હે વરાનને ! એ ભુજગના હલાહલ-ઝેર-થી તું મારૂ રક્ષણ કર હમણા મારૂ જીવન તારાજ હાથમા છે. તારા વગર હું જીવી શકુ એમ નથી રતિપતિ મને પાર વગરની પીડા આપી રહ્યો છે તુ મારા ઉપર કૃપા કર હુ તારો ભકત છુ, માટે મારો પરિત્યાગ કરવો એ તને ઘટતુ નથી મારી સાથે પ્રીતિ બાધીને મને જીવતદાન આપવું એજ તારૂ કર્તવ્ય છે, કારણ કે તને જોતાવારજ મારા હૃદયમા સ્નેહનો આવિર્ભાવ થઇ આવ્યો છે અને એ સ્નેહ મારા અત કરણને અતિશય ચચળ કરી રહ્યો છે. હે કલ્યાણિ ! તારૂ સૌન્દર્ય જોયા પછી ત્રિલોકની કોઈપણ સુદરી તરફ ઝાખવા સરખી પણ મને અભિલાષા નથી રહી હુ તારેજ શરણે આવ્યો છુ. તું પ્રસન્ન થઈને શરણે આવેલા ભક્તને સતુષ્ટ કર તને જોતા વારથીજ કામ-દેવ પોતાના ભેદી બાણોદ્વારા મારા હૃદયને સપૂર્ણ રૂપે ભેદી રહ્યો છે મારૂ શરીર મદનના અગ્નિથી સળગી રહ્યુ છે તુ તારી પ્રીતિરૂપ જળથી એ અગ્નિને શાન્ત કર કામદેવ મને જે અસહ્ય વેદના આપી રહ્યો છે તે વેદનાને તુ આત્મદાનદ્વારા એકદમ મટાડી દે. હે સુદરિ ! તુ ગાન્ધર્વ રીતિથી મારી સાથે લગ્ન કર, કારણ કે બધા વિવાહોમા ગાન્ધર્વવિવાહ જ શ્રેષ્ઠ મનાયો છે ' તપતીએ કહ્યુ " હે રાજન્ ! મારે માથે મારા પિતાજી હયાત છે તમારી જો મારા ઉપર પ્રીતિ હોય તો તમે મારા પિતાજી આગળ માગુ કરો હે નરેશ્વર ! જેવી રીતે મે તમારા મનનુ હરણ કર્યું છે, તેવીજ રીતે તમે પણ દર્શનમાત્રથી મારા હૃદયનું આક-ર્ષણ કરી લીધુ છે હે નૃપોત્તમ ! સ્ત્રીઓ સ્વતંત્ર નથી મારા દેહ ઉપર મારો પોતાનો અધિકાર નહિ હોવાથીજ હું તમારી સન્મુખ આવી નહોતી;

નહિ તો જેમની કુલીનતા આખી દુનિયામા પ્રખ્યાત છે, એવા પ્રજાવત્સલ રાજાને વરવાની અભિલાષા કઈ નારી નહિ કરે ? તમે યોગ્ય સમય જોઇને મારા પિતાજી આદિત્યને તપશ્ચર્યા, પૂજા તથા યમનિયમાદિથી પ્રસન્ન કરીને, મારૂ માગુ કરજો હે રાજન ! અરિસૂદન ! મારા પિતાજી જો તમને મારૂ દાન કરવાને રાજી થશે તો હુ સદા તમારે અધીન રહીશ હે ક્ષત્રિયવર ! મારૂ નામ તપતી છે હુ એ આખી સૃષ્ટિને પ્રકાશિત કરનાર સવિતાનારાયણની પુત્રી અને સાવિત્રીની નાની બેન છુ ”

આટલુ બોલીને એ પરમ રૂપવતી તપતી ત્યાથી તરત ઉપર ચાલી ગઈ રાજા સવરણ પાછા જમીન ઉપર પડી ગયા રાજાને શિકાર રમવા ગયે ઘણો વખત થઇ ગયેલો હોવાથી, તેમના સાથીઓ અને કારભારીઓ તેમને શોધતા શોધતા એ ઘાડા જગલમા આવ્યા ત્યા આગળ તેમણે રાજાને ઐરાવતની પેઠે ભૂમિ ઉપર પડેલા જોયા એ દશ્ય જોઈને રાજાના સૌ હિતૈષી ચિતારૂપી આગમા બળવા લાગ્યા, પણ ચિત્તને શાન્ત કરીને અનેક ઉપચારોથી તેમણે કામાતુર રાજાની મૂર્ચ્છા વાળી અને તેમને પૃથ્વી ઉપરથી ઉઠાડયા તેમનો અમાત્ય ઘણો વૃદ્ધ, વિદ્વાન, અનુભવી અને સ્વામીભક્ત હતો તેણે મહારાજાને મધુર વચનોમા કલ્યાણકારી બોધ આપ્યો કે ‘ હે પાપરહિત રાજા ! હે મનુષ્યોમા સિંહ જેવા પરાક્રમિ ! તમારૂ કલ્યાણ થાઓ ! તમે કોઇ વાતથી બીશો નહિ ’ રણસ્થળમા અનેક શત્રુઓનો સહાર કરી નાખનાર રાજાને ધરણી ઉપર ઢળેલા જોઇને મત્રી સમજ્યો કે એમને ભૂખતરસ લાગી હશે પ્રથમ તો એણે સુગધી દાર ઠડા જળનું રાજાના મસ્તક ઉપર સિચન કર્યું પછીથી રાજાએ મત્રી સિવાય બીજા બધા મનુષ્યોને ત્યાથી વિદાય કરી દીધા રાજાની આજ્ઞામુજબ બધી સેના ત્યાથી ચાલી ગઈ એટલે રાજા પાછા એ પર્વત ઉપર બેઠા, અને નાહી ધોઇને અદર તથા બહારથી શુદ્ધ બનીને ઉભા રહીને હાથ જોડીને સૂર્યદેવની આરાધના કરવા લાગ્યા એ વખતે એમણે વસિષ્ઠ ઋષિનું પણ સ્મરણ કર્યું રાજા એ પ્રમાણે એકજ જગ્યાએ બાર દિવસ ને બાર રાત ઉભા રહ્યા, ત્યારે મહાત્મા વસિષ્ઠ મુનિએ પોતાના યોગબળવડે જાણી લીધુ કે રાજા સમ્વરણ તપતી ઉપર મોહિત થઇ ગયા છે અને તેના મદનબાણુથી તેમનું હૃદય વીધાઈ રહ્યુ છે રાજાને ધીરજ આપવા ખાતર તેમણે તેમની સાથે પ્રેમપૂર્વક વાતચીત કરી અને તપતી

મેળવી આપવાનુ વચન આપ્યુ

રાજા પાસેથી વિદાય માગીને તપસ્વી ઋષિ વસિષ્ઠ સૂર્ય ભગવાનને મળવા આકાશમા ગયા અને હાથ જોડીને તેમની સન્મુખ ઉભા રહ્યા, તથા પ્રીતિપૂર્વક બોલ્યા કે 'હુ વસિષ્ઠ છુ ' મહા તેજસ્વી સૂર્યે મુનિવરને કહ્યુ 'હે મહર્ષિ ! તમારૂ પધારવુ શુભ હો, કહો કે તમારે શુ જોઇએ છે ? હે મહાત્મન્ ! તમે મારી પાસે જે કાઇ માગશો તે ગમે તેટલુ દુસ્તર હશે તોપણ હુ તમને આપીશ હુ તમારી ઇચ્છા પૂર્ણ કર્યા વગર નહિ રહુ. ' મહા તપસ્વી વસિષ્ઠે પ્રણામ કરીને સૂર્યદેવને કહ્યુ 'હે સૂર્ય ! આપને સાવિત્રી કરતા નાની તપતી નામની એક કન્યા છે એ કન્યાનુ રાજા સવરણને સારૂ હું માગુ કરૂ છુ એ રાજા ઘણોજ કીર્તિવત, ધર્માર્થને જાણવાવાળો તથા ઉદાર બુદ્ધિનો છે, મારા વિચાર પ્રમાણે તમારી કન્યામાટે યોગ્ય વર એના વગર બીજો કોઇજ નથી. ' સૂર્યદેવે ઋષિની વાત માન્ય રાખીને રાજા સવરણને તપતી આપવાનો સ્વીકાર કર્યો, તથા આદરપૂર્વક મુનિને કહ્યુ કે 'હે મુને ! રાજા સવરણ ભૂપતિઓમા સર્વથી શ્રેષ્ઠ છે, અને તપતી પણ રમણીઓમા સર્વથી શ્રેષ્ઠ છે એટલે એ બને શ્રેષ્ઠ પાત્રપાત્રીનો સયોગ થાય તેના કરતા વધારે ખુશ થવાનુ બીજુ શું હોય ?' ત્યાર પછી સૂર્યદેવે તપતીને વસિષ્ઠ મુનિની સાથે રાજા સવરણની પાસે મોકલી આપી

વસિષ્ઠ મુનિ તપતીને લઇને વિદાય થયા અને જ્યા પુરુવશી રાજા સવરણ તપ કરતા હતા ત્યા આવી પહોચ્યા તપતીનાજ ધ્યાનમા એકચિત્ત થયેલા કામદગ્ધ રાજા સવરણ દૂરથી મુનિની સાથે તપતી સુદરીને આવતી જોઇને અત્યત પ્રસન્ન થયા આકાશમાથી પડતી વીજળી જેમ ચારે દિશાઓમા ચમકારો કરી મૂકે છે તેમ કમળાક્ષી તપતીએ આકાશમાથી ઉતરી આવીને પોતાની દિવ્ય કાન્તિના તેજથી દિગ્મડળને સુશોભિત કરી દીધુ રાજાનુ બાર રાત્રિનુ તપ સપૂર્ણ થયુ ત્યાસુધી મહર્ષિ વસિષ્ઠ પણ ત્યાજ રહ્યા તપથી સૂર્યદેવની આરાધના કરીને અને વસિષ્ઠદ્વારા ભલામણ કરાવીને રાજા સવરણે તપતીને ભાર્યારૂપે પ્રાપ્ત કરી વસિષ્ઠ મુનિની આજ્ઞાનુસાર તેમણે એ સુદર પર્વત ઉપર વિધિપૂર્વક તપતીનુ પાણિગ્રહણ કર્યુ અને પછી એની સાથે વિહાર કરવા માટે નગર, રાજ્ય, વાહન અને સેના વગેરેનો કારભાર મંત્રીને સોપી દઇને, પોતે એ સુંદર પર્વત

ઉપર વસવા લાગ્યા વસિષ્ઠ ત્યાર પછી રાજા પાસે વિદાય માગીને પોતાને આશ્રમે ગયા રાજા સવરણ અને તપતી ઘણાજ પ્રેમપૂર્વક અનેક સ્થળોએ વિહાર કરવા લાગ્યા બાર વર્ષસુધી એમણે એ પર્વતના સુદર સ્થળોમા જાતજાતની ક્રીડા કરી આથી ઇન્દ્રે તેમના ઉપર અપ્રસન્ન થઈને રાજધાનીમા અને આખા રાજ્યમા વરસાદ ન વરસાવ્યો. વરસાદ નહિ વરસવાથી મનુષ્યો, તથા પશુપક્ષીઓ મરવા લાગ્યા અને પ્રજા ઘણુ સકટ પામવા લાગી પ્રજાજનો ભૂખતરસથી પીડાઈને રાજ્યમાથી નાસી જઈને ચારે તરફ ભમવા લાગ્યા ભૂખની પીડાથી લોકો પુત્રપરિવારને છોડીને ચાલ્યા જવા લાગ્યા એ આખો દેશ નિરાહાર, અને હાડપિજર જેવા લોકોદ્વારા ભરાઈ જવાથી પ્રેતોથી વસાયલા પ્રેતનગર જેવો દીસવા લાગ્યો. મુનિવર ધર્માત્મા વસિષ્ઠે રાજા સવરણના દેશની આવી દુર્દશા જોઇ ત્યારે તેમને ઘણો ખેદ થયો અને તેમણે રાજ્યમા સુધારો કરવા તરફ ધ્યાન આપ્યુ. ઘણા દિવસોથી તપતીની સાથે રહી ભોગવિલાસમા રહેનારા રાજાને એ રાજધાનીમા લાવ્યા રાજા સવરણ પોતાના નગરમા પાછા આવ્યા એટલે ઇન્દ્રે પણ પ્રસન્ન થઈને પહેલાની પેઠે વરસાદ વરસાવવો શરૂ કર્યો પ્રજા પણ ઘણી પ્રસન્ન થઈ પછીથી ઇન્દ્રે ઇન્દ્રાણીની સાથે યજ્ઞ કર્યો હતો તેમ રાજા સવરણે તપતીની સાથે બાર વર્ષ સુધી યજ્ઞ કર્યો તપતી સદા સર્વ પ્રકારના ધર્મકાર્યોમા પતિની સહાયક થઈ હતી અને પોતાની વિદ્યા અને બુદ્ધિના પ્રભાવથી તેમને ઘણી વખત ઉપયોગી સલાહ આપતી હતી તપતીને પેટે કુરુ રાજાનો જન્મ થયો હતો અને કુરુ રાજાની પ્રજા કૌરવપાડવો હતી તપતીના સદ્ગુણોને માટે આખો કૌવવશ અભિમાન ધરાવતો હતો એટલાજ માટે મહાભારતમા પણ વ્યાસ ભગવાને મહાપરાક્રમી વીર અર્જુનને 'તાપત્ય'-તપતીના સતાન શબ્દથી સબોધન કર્યુ છે



# रत्न ४० मुं—सावित्री




રતવર્ષમા દરેક મનુષ્ય સાવિત્રીનુ નામ જાણે છે સો કોઇને ખબર છે કે એણે સતીત્વના બળવડે મરી ગયેલા પતિને ફરીથી જીવતો કર્યો હતો આદર્શ સતી તરીકે એ જગવિખ્યાત છે કોમળતા, લજ્જાશીલતા, વિનય, સતીત્વ, પાતિવ્રત્ય, માતપિતાની આજ્ઞાનું પાલન, સાસુસસરાની સેવાચાકરી, સગાવહાલા તથા સ્નેહીઓનો આદરસત્કાર, ઘરસ સાર કુશળતા પૂર્વક ચલાવવા માટે તનતોડ પ્રયત્ન, સુખદુ ખમા પતિની ભાગિયણ બનવુ, પતિની સાથે એકતા સાધવા હુંપદનો નાશ કરવો, ધર્મ અને કર્તવ્યનુ પાલન કરવામા નિડરતા, અને દઢતા રાખવી વગેરે ગુણો એ આદર્શ નારીઓની વિશેષતા ગણાય છે આમાનો એક ૧૦ગુ ગુણ મનુષ્યને સામાન્ય પ્રાણીઓ કરતા ઉચી પક્તિમા લઈ જાય છે, તો પછી જે સન્નારીમા આટલા બધા ગુણોનો એક સાથે સમાવેશ હોય તે શ્રેષ્ઠ સતી ગણાય અને એનું નામ અમર થઈ જાય એમાં આશ્ચર્યજ શુ છે ? એટલાજ માટે જ્યેષ્ઠ માસની કૃષ્ણ ચતુર્દશી કે જે દિવસે સાવિત્રીએ ધર્મબળવડે પતિ સત્યવાનને જીવનની પુન પ્રાપ્તિ કરાવી હતી, તે પુણ્યતિથિએ આપણી ગૃહલક્ષ્મીઓ પતિનુ દીર્ઘાયુષ્ય ઇચ્છવામાટે ઘણુ કઠણ વ્રત કરે છે અને એ વ્રતને સાવિત્રી-વ્રત કહે છે

પ્રાચીન કાળમા—સત્યુગમા—ભારતવર્ષમા પજાબ પ્રાન્તમા મદ્ર દેશ નામનું એક રાજ્ય હતું એ રાજ્યમા અશ્વપતિ નામનો રાજા રાજ્ય કરતો હતો એ રાજા ઘણો પરાક્રમી તથા સદ્‌ગુણી હતો પૃથ્વીના જેવો તે સહનશીલ અને ક્ષમાવાન હતો, કર્ણના જેવો મહા દાની હતો અને તેની બુદ્ધિ દેવગુરુ બૃહસ્પતિના જેવી હતી. તે ઉપરાત તે અતિ સ્વરૂપ-વાન, ધીરજવાળો અને ભક્તિમાન હતો

રાજાના રાજ્યમા કોઇ પ્રકારની અશાન્તિ નહોતી, કોઇ પ્રકારની ખોટ નહોતી. રાજા પરમ સુખમા રાજ્ય કરતો હતો, પરતુ પરમેશ્વરની આ સૃષ્ટિમા સપૂર્ણ સુખ કોઈના પણ નસીબમા હોતુંજ નથી. રાજા અશ્વ-પતિને પણ દુ ખનુ એક કારણ હતું. રાજા વૃદ્ધ થવા આવ્યો, પણ સતાનનુ સુખ જોવાનુ સદ્‌ભાગ્ય એને પ્રાપ્ત થયું નહોતું. આથી રાજા

અને રાણી બન્ને દુ ખી રહેતા હતા રાજ્યના લોકોને પણ ચિ તા હતી કે હજીસુધી અમારા રાજ્યનો યોગ્ય વારસ પેદા નથી થયો

સ તાન થવા સારૂ રાણીએ કેટલાયે વ્રત ઉપવાસ કર્યા, યજ્ઞયાગ કર્યા, પણ કાઇ વળ્યું નહિ રાણી બિચારી શુ કરે? આખો દિવસ ને રાત એ દીર્ઘ નિઃશ્વાસ નાખતી અને અવિરામ અશ્રુધારા વહેવરાવતી

રાજાએ આ બાબતવિષે સલાહ લેવાને ઋષિમુનિઓ તથા વિદ્વાન બ્રાહ્મણોની સભા બોલાવી આખરે એ સભામા એવો નિર્ણય થયો કે પુત્રની પ્રાપ્તિ અર્થે રાજાએ વનમા જઇને તપસ્યા કરવી તથા સાવિત્રી દેવીની ઉપાસના કરવી સાવિત્રીદેવી વિધાતા બ્રહ્માની પ્રિય પત્ની છે એમને પ્રસન્ન કર્યાથી બ્રહ્મા પણ પ્રસન્ન થશે અને એ પોતાનુ વિધાન બદલશે એટલા માટે સાવિત્રી દેવીની આરાધના કરવી એજ ઠીક છે વિદ્વાનોની સલાહ માનીને રાજા વનમા તપસ્યા તથા સાવિત્રીદેવીની આરાધના કરવા તત્પર થયો

રાજા પોતાની રાણી તથા પ્રજા પાસે વિદાય માગીને પુષ્કર તીર્થમા ગયો અને એકાગ્રચિત્તે સાવિત્રીનું ધ્યાન અને પૂજન કરવા લાગ્યો ત્યા આગળ અઢાર વર્ષસુધી કઠોર તપ કર્યું દરરોજ સાવિત્રીમ ત્રવડે એક લાખ આહુતિ અગ્નિમા આપતો, અને દિવસ આથમ્યા પછી કંદ મૂળ જે કાઇ મળે તેનો આહાર કરીને જીવન નિભાવતો આ પ્રમાણે અઢાર વર્ષસુધી કર્યા પછી સાવિત્રી તેના ઉપર પ્રસન્ન થયા

અશ્વપતિ હોમ કરી રહ્યા હતા એવામા હવનના અગ્નિમાથી સાવિત્રી દેવી પ્રત્યક્ષ થયા! અને વરદાન માગવાને કહ્યું રાજાએ હાથ જોડીને કહ્યું "દેવિ! મારા હૃદયમા અભિલાષા રાખીને હું આ તપસ્યા કરી રહ્યા છું, એ આપનાથી છાની નથી આપ મારા ઉપર પ્રસન્ન થયા છો તો એવું વરદાન આપો કે કુળદીપક સો પુત્ર મારે ત્યા ઉત્પન્ન થાય." સાવિત્રી દેવી બોલ્યા "મને પહેલેથીજ તમારો વિચાર માલૂમ પડી ગયો હતો અને તેથી મે બ્રહ્માને તમને પુત્ર આપવા સારૂ કહ્યુ હતુ તેમણે કહ્યુ છે તમારે ત્યા થોડા વખતમા એક પુત્રી અવતરશે, અને એ પુત્રીજ સો પુત્રની ગરજ સારશે એ કન્યાનો તમે ઘણો આદર કરજો."

આટલું કહીને સાવિત્રીદેવી અન્તર્ધાન થઈ ગયા. અશ્વપતિ પણ દેવતાનો આશીર્વાદ પામીને પ્રસન્નતાપૂર્વક રાજધાનીમા પાછો ફર્યો.

થોડા દિવસો બાદ રાજાની રાણીને ગર્ભ રહ્યો, અને પૂરે દિવસે એક અપૂર્વ સુલક્ષણા કન્યાનો જન્મ થયો દેવતાઓના શરીરમા જેવા શુભ ચિન્હ દેખાય છે એવા ચિન્હ એ કન્યાના શરીર ઉપર પણ હતા એ અપૂર્વ જ્યોતિર્મયી બાલિકાને જોઇને મહારાજા અશ્વપતિ અને રાણી માલવીદેવી થોડીવાર તો સ્વર્ગીય આનદમા નિમગ્ન થઇ ગયા આખા દેશમા આનદોત્સવ વ્યાપી રહ્યો ગરીબોને પુષ્કળ ધન આપવામા આવ્યું.

યથાવિધિ જાતકર્મ અને નામકરણ થયા સાવિત્રી દેવીના વરદાનથી બાલિકાનો જન્મ થયો હતો એટલે એનુ નામ પણ સાવિત્રી પાડવામા આવ્યુ.

શુક્લપક્ષના ચદ્રમાની પેઠે સાવિત્રી દિનપ્રતિદિન વધવા લાગી જેમ જેમ વર્ષો વધતા ગયા તેમ તેમ કન્યાનુ રૂપલાવણ્ય પણ વધતુ ગયુ સાવિત્રીએ જ્યારે યૌવનમા પગ મૂક્યો ત્યારે એનું અપૂર્વ રૂપ જોઇને બધાને એવી ધારણા થવા લાગી કે આ કોઈ માનવી નથી પણ દેવી છે ખરેખર જ્યારે સાવિત્રી સ્નાન કરી રહ્યા પછી પોતાના લાબા અને ઘાડા કાળા વાળ પીઠ ઉપર ફેલાવીને ઉભી રહેતી તે વખતે એવો ભાસ થતો કે જાણે કોઇ કુશળ કારીગરે નવીન મેઘ ઉપર વિજળીનો રગ લઇને એક દેવી મૂર્તિ ચીતરી છે.

પરન્તુ કોઇ પણ પદાર્થ હદથી વધારે પ્રમાણમા હોવામા સાર નથી. રૂપની બાબતમા પણ કદાચ એમજ છે રૂપની પણ એક સીમા છે. એક રૂપ એવા પ્રકારનુ હોય છે કે મનુષ્યના હ્રદયમા ભક્તિરસ ઉત્પન્ન કરે છે, પરતુ પ્રણયનો ભાવ ઉત્પન્ન થવા પામતોજ નથી સાવિત્રીનું રૂપ પણ એવાજ પ્રકારનુ હોવાથી કોઇ એની સાથે લગ્ન કરવા તૈયાર થયું નહિ ઘણા યુવકો માગુ કરવા આવ્યા, પણ સાવિત્રીની દેવીના જેવી કાન્તિ જોઈને પાછા ફર્યા રાજા હવે કન્યાના લગ્ન બાબત મોટી વિમાસણમા પડ્યો.

સાવિત્રી હવે મોટી થઇ હતી હવે એ સસારની અનેક વાતો સમજવા લાગી હતી. પોતાના વિવાહની ચિતામા પિતા રાતદિવસ શોકગ્રસ્ત રહે છે એ જોઇને સાવિત્રી પણ ઉંડા વિચારમા પડી સૂર્યોદયથી માંડીને શયનકાળસુધી વ્રત, પૂજા, શાસ્ત્રપાઠ, પિતામાતાની સેવા વગેરે કેટલાએ કામ સાવિત્રી કરતી, કે જોનારના મનમા આશ્ચર્ય ઉત્પન્ન થયા વગર રહે નહિ વળી એ બધા કામ નિપુણતાસહિત થતા એ બધા કાર્ય

કરતી વખતે એને વિચાર એજ આવતો કે પિતાજીને મારા કન્યાદાનની ચિન્તામાથી મુક્ત કેવી રીતે કરૂ ?

આ પ્રમાણે કેટલાક વર્ષ વીતી ગયા પણ સાવિત્રીનુ પાણિગ્રહણ કરવા સારૂ કોઈ આગળ નથી આવતુ એ જોઈને રાજા એકદમ નિરાશ થઈ ગયા પિતાનુ દુ ખ જોઇને સાવિત્રીના મનમા પણ ઘણુ લાગી આવ્યુ. એવામા એક સમયે રાજા અશ્વપતિએ કન્યાને બોલાવીને કહ્યુ " બેટા સાવિત્રિ ! હવે તને પરણાવી દેવાનો સમય આવી લાગ્યો છે, પણ કોઇ પુરુષ મારી આગળ તારૂ માગુ લઇને આવ્યો નથી, માટે હુ તને રજા આપુ છુ કે તુ પોતેજ તારે યોગ્ય સ્વામી ખોળી લાવ તુ જે વરને પસદ કરે તેની હકિકત મને જણાવજે એટલે એ વિષે વિચાર કર્યા પછી હુ તારૂ કન્યાદાન કરીશ "

સાવિત્રીએ માથુ નીચુ નમાવીને મૌનદ્વારાજ પિતાના વિચાર સાથે સમતિ જણાવી, અને વૃદ્ધ મત્રી તથા બીજા સેવકો અને સખીઓને સાથે લઇને વરની શોધમા દેશાટન કરવા નીકળી પડી

શુભ મુહૂર્તમા સાવિત્રીએ યાત્રા કરી કેટલીએ નદીઓ, ગામ, નગર, વન અને પર્વત ઓળગતો એનો રથ જવા લાગ્યો રાજધાની બહારના પ્રદેશની શોભા જોઇને સાવિત્રીને ઘણો આનદ થયો પ્રકૃતિને નિર-કુશ અવસ્થામા સ્વચ્છદે ખેલતી જોયાથી જે આનદ થાય છે તેની કલ્પના પણ કૃત્રિમ સૌન્દર્યની વચમા રહેતા નગરવાસીઓને ક્યાથી હોય ! આ યાત્રામા સાવિત્રીએ કેટલાએ રાજપુત્રો, તથા ઋષિકુમારોને જોયા પણ કોઈ એની ધ્યાનમાં આવ્યો નહિ આખરે એ એક રમણીય તપોવનમા જઇ પહોચી તપોવનની શોભા જોઈને તેના મનમા પૂર્વે કદિ નહિ અનુભવેલા એવા આનદનો સચાર થયો એ તપોવનમા અનેક ઋષિ-ઓના આશ્રમ હતા દૂરથી એમની સ્વચ્છ પર્ણકુટીઓ દેખાતી હતી. દરેક આશ્રમમા હોમ, તપ, અને વેદગાન થઈ રહ્યા હતાં. યજ્ઞ-ધમને લીધે આખા તપોવનનો વાયુ સુગધિત થઇ ગયો હતો કોઈ સ્થળે મોર નાચી રહ્યા હતા, કહી હરણના બચ્ચા કૂદી રહ્યા હતા, કહીં વાછરડા સાથે ગાયો શાન્તભાવે ચરી રહી હતી આ બધુ જોઈને સાવિત્રીને ઘણુ સુખ ઉપજ્યુ. ચિત્ત કાઇક સ્વસ્થ થયુ ફક્ત એકજ સખીસહિત, બીજી સખીઓને પાછળ રાખીને, સાવિત્રી પગે ચાલીને તપોવનમા ફરી રહી હતી,

એવામા એક આશ્રમ તરફ નજર જતાજ સાવિત્રીના પગ એકદમ થોભી ગયા એકીટશે એ આશ્રમ તરફ જોવા લાગી, તેના ચક્ષુ સ્થિર હતા, શરીર સ્પંદનરહિત હતુ, મુખમા શબ્દ નહોતો તેની આ ગતિ જોઇને સખી પણ અવાક્ થઈ ગઈ સખીએ આ પ્રમાણે થવાનુ કારણ પૂછતા સાવિત્રીએ એ તપોવનના એક આશ્રમમા બેઠેલા તરુણ વયના એક તપસ્વી ભણી ઇશારો કરીને કહ્યુ, સખી ! એ ઋષિકુમારને તો જો ! કેવો સુદર છે !

થોડીવારમા સાવિત્રીના સાથીઓ પણ આવી પહોચ્યા, અને બધા એ આશ્રમ આગળ પહોચ્યા ત્યા એક સુદર તરુણ ઘોડાના એક વછેરા સાથે રમતો હતો કિશોરાવસ્થા છોડીને યુવાવસ્થામા એ પગ મૂકી ચકયો હતો જવાનીની છટાથી એના અગોની સ્વાભાવિક સુદરતા વિશેષ તેજસ્વી બની હતી

પરન્તુ યુવાવસ્થાના અનેક લક્ષણો હોવા છતા પણ એનામા બાળકના જેવી સરળતા અને કોમળતા હતી આશ્રમની પાસે રથ આવી પહોચતાજ એ પણ કુતૂહલવશ રથ આગળ ગયો. એટલામા સાવિત્રી તેની સખીઓસહિત રથમાથી ઉતરી પડી સાવિત્રીનુ અપૂર્વ દૈવી રૂપ, એની સખીઓના કિમતી વસ્ત્રાભૂષણ તથા એનો રજવાડી પોશાક જોઇને બાળક સમજી ગયો કે અવશ્ય કોઇ અસાધારણ અતિથિ આવ્યા છે પ્રાચીન સમયના આર્યો અતિથિને દેવતા સમાન ગણીને એમનો આદર સત્કાર કરતા આ બાળકના માતપિતા અધ હતાં અને એક વૃક્ષ નીચે બેસીને તપશ્ચર્યા કરી રહ્યા હતા એટલે એ રાજઅતિથિનો સત્કાર કરવાની ફરજ એ યુવક ઉપરજ આવી પડી ઋષિકુમારને સમીપ આવેલો જોઇ સાવિત્રીની સાથેના એક મત્રીએ પૂછયુ “ ઋષિકુમાર ! અમે લોકો દેશભ્રમણ કરવા નીકળ્યા છીએ આ સુદર આશ્રમ કોનો છે ? અમે અહીઆ રાતવાસો કરી શકીયે છીએ ? ”

બાળકે ઉત્તર આપ્યો.-“ મહારાજ ! આ આશ્રમ રાજર્ષિ દ્યુમત્સેનનો છે હુ એમનો પુત્ર છુ મારા પિતા શાલ્વ દેશના રાજા હતા, પણ આજકાલ કરતા અઢાર વર્ષથી શત્રુઓએ તેમને રાજ્ય ઉપરથી ઉઠાડી મૂકયા છે વળી એ અધ છે, હાલ તેઓ આશ્રમમા તપસ્યા કરી રહ્યા છે ચાલો હુ આપને એમની પાસે લઈ જાઉ ”

બાળકની વિનયપૂર્ણ મીઠી વાત સાભળવાથી તથા શાલ્વ દેશના રાજાના એકના એક પુત્રને આવા મુનિવેશમા જોઇને બધા આશ્ચર્ય પામી

ગયા સાવિત્રીએ તો આવો દેવસમો યુવક પહેલા કદિ દીઠોજ નહોતો એનો મુનિવેશ અને એના ચહેરા ઉપર ઝળકતું બ્રહ્મચર્યનુ તેજ જોઇને સાવિત્રી-ને ખાત્રી થઇ કે આ યુવક ઘણો પવિત્ર હોવો જોઈએ.

રાજમત્રીએ તેને પૃછ્યુ "રાજકુમાર! આપનું નામ ?"

યુવકે કહ્યુ "મહાશય! મને હવે રાજકુમાર ન કહેશો હુ હવે કેવળ ઋષિકુમાર છુ મારૂ નામ સત્યવાન અથવા ચિત્રાશ્વ * છે"

સત્યવાનનો આવો નમ્ર ઉત્તર સાભળીને બધા પ્રસન્ન થયા. પ્રથમ દર્શનેજ જે યુવકપ્રત્યે પોતાનો અનુરાગ બધાયો હતો તે ઋષિસતાન નહિ, પણ રાજકુમાર છે અને આવો વિનયી તથા મધુરભાષી છે એ જાણીને સાવિત્રીના હર્ષનો પાર રહ્યો નહિ

ત્યાર પછી મત્રીઓ સાવિત્રીસહિત સત્યવાનના માતપિતા પાસે ગયા મહારાજા અશ્વપતિની કન્યા પોતાના આશ્રમમા આવી છે એ જાણી તેઓ ઘણા પ્રસન્ન થયા, અને ખરા પ્રેમથી સાવિત્રીને આશીર્વાદ આપ્યો, તથા અતિથિની યથાવિધિ સેવા કરવાની સત્યવાનને આજ્ઞા આપી સત્ય-વાને એમને ફળ તથા મીઠા કંદમૂળ ખાવાને આપ્યા તપોવનમાનું સુદર નિર્મળ જળપાન કરાવ્યુ અનેક ઋષિઓ અને ઋષિકન્યાઓનો પરિચય કરાવ્યો આ પ્રમાણે થોડાક કાળ તપોવનમા રહી સાવિત્રી સત્યવાન તથા એના માતપિતાની રજા લઇને ત્યાથી વિદાય થઈ અને મત્રીઓને કહ્યુ કે ચાલો હવે આપણે આગળ નહિ જતા પાછા મદ્ર દેશજ જઇશુ

કહેવાની જરૂર નથી કે સાવિત્રીએ એજ ક્ષણે પોતાનું હૃદય આ વનવાસી રાજકુમારને સમર્પણ કરી દીધુ સત્યવાન પણ તેના ગુણ અને અસાધારણ સૌદર્યથી મુગ્ધ થઇ ગયો, પણ પોતાની દરિદ્રતા જોતા એ ગુણમયી રાજ-કન્યા પોતાની પત્ની થાય એવી અભિલાષા રાખવાનુ સાહસ તેને થયુ નહિ.

સાવિત્રી પોતાના વરને પસદ કરીને, પિતાની રાજધાનીમા પહોચી સૌથી પહેલા પિતાના ચરણમા દંડવત્ કરવા સારૂ ગઇ એ વખતે દેવર્ષિ નારદજી ત્યા બિરાજેલા હતા સાવિત્રીએ પ્રથમ એમને નમસ્કાર કર્યા, પછી પિતાના ચરણમા પડી. નારદે રાજાને પૂછ્યુ "તમારી આ કન્યા કયા ગઈ હતી? હાલ કયાથી આવી રહી છે?" અશ્વપતિએ દેવર્ષિના પ્રશ્નનો

*સત્યવાનને ઘોડાના બચ્ચાઓ સાથે ઘણો પ્રેમ હતો તે એકાન્તમા બેઠો બેઠો ઘોડાનુ ચિત્ર દોર્યા કરતો. એટલા માટે એનુ બીજુ નામ ચિત્રાશ્વ પડયુ હતું

ઉત્તર આપ્યા પછી સાવિત્રીના સામુ જોઇને પૂછયુ " તું જે સંકલ્પ કરીને તીર્થ અને તપોવનનો પ્રવાસ કરવા ગઈ હતી, તે વિષયમા કેટલી સફળતા મળી તે મને વગર સંકોચે જણાવ એ બધો વૃત્તાંત જાણવાને હુ ઘણો ઉત્સુક છુ "

એ સમયમા પિતાનુ એ પ્રમાણે ખુલ્લી રીતે પુત્રીને પૂછવુ અવિવેકી કે મર્યાદા બહારનુ નહોતું ગણાતું. એ હતો સત્ય અને સરળતાનો યુગ, છતા પણ સાવિત્રી સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જાને વશ થઇને સંકોચ આણીને મસ્તક નીચુ કરીને બોલવા લાગી.

" શાલ્વ દેશના નરપતિ દ્યુમત્સેન છે દૈવગતિથી એમને અંધાપો આવ્યો અને સગાંવહાલાંઓ તેમના રાજ્યને દબાવી પડયા ત્યારથી એ પોતાની ભાર્યા અને એકના એક પુત્રને લઇને તપશ્ચર્યા કરે છે. એમના એ પુત્રનુ નામ-" સત્યવાનનુ નામ સ્મરણમા આવતા વારજ સાવિત્રીનું હૃદય પ્રેમથી ઉછળવા લાગ્યુ એ નામ તેના મુખમાથી નીકળી શકયુ નહિ. કંપિત સ્વરે તેણે વાકય પૂરૂ કર્યું ' હુ તેનેજ વરવા ઇચ્છુ છુ "

નારદે એટલુ સાંભળીને ભ્રકુટિ ચઢાવીને કહ્યુ "સાવિત્રીએ એ કામ ઠીક કર્યું નહિ સત્યવાન અવશ્ય તેજસ્વી, બુદ્ધિમાન અને સચ્ચરિત્ર છે, પિતામાતાપ્રત્યે તેની ભકિત પણ અતુલનીય છે વળી તેનો દેહ સબળ, સ્વસ્થ અને ઘાટદાર છે, તપાવેલા કાંચનસમી તેની કાન્તિ છે, ટુકામા સત્યવાન અદ્વિતીય, રૂપવાન અને ગુણવાન છે, પરન્તુ એમ છતા પણ કહેવું પડે છે, કે એને પસંદ કરીને સાવિત્રીએ મોટી ભૂલ કરી છે "

રાજા અશ્વપતિ દેવર્ષિના કથનનું તાત્પર્ય સમજી ન શકાયાથી વિનયપૂર્વક બોલ્યા -" દેવર્ષિ ! આપે સત્યવાન સંબંધી જે કાંઇ કહ્યુ તે ઉપરથી તો મને લાગે છે કે સાવિત્રીએ યોગ્યજ વર પસંદ કર્યો છે, છતા આપ શા સારૂ કહો છો કે એણે ઠીક નથી કર્યું ? આપના વચન સાંભળીને મારા મનમા અનેક પ્રકારના સંદેહ ઉત્પન્ન થાય છે, માટે કૃપા કરીને મારા મનના સંશય અને ઉત્કંઠાને દૂર કરો "

અપ્રિય સત્ય વચન કહેવુ એ પણ ઘણુ વસમુ કામ છે. એવા વચન કહેનાર અને સાંભળનાર બન્ને દુર્લભ હોય છે, પરંતુ દેવર્ષિ નારદ તો લોકોના ખરા હિતૈષી હતા એટલે ખરી વાત કહેતા કદિ પણ સંકોચ કરતા નહિ. તેમણે કહ્યુ " સત્યવાનમા બધા ગુણ હોવા છતાં પણ એક

એવો મોટો દોષ છે કે જે બધા ગુણને ઢાંકી નાખે છે એ બહુજ અલ્પાયુષી છે આજથી બરોબર એક વરસે એ કાળના મુખમા સપડાશે. એટલા માટે મે કહ્યુ કે સાવિત્રીએ આ પસદગી સારી ન કરી."

વાચક બહેનો ! એ સમયના સાવિત્રીના મનની અવસ્થા શી હશે તેની તમે એકવાર કલ્પના કરો એકવાર સાવિત્રીના મુખની સામુ તો જુઓ ! જુઓ તો ખરાં કે નારદના મુખમાથી આવુ દારુણ વચન નીકળતા વારજ સાવિત્રીનુ ખીલેલા કમળ જેવુ સુદર મુખ કેવું ફીકકુ પડી ગયું ! અરે જુઓ ! એના નેત્રમાથી મોતી જેવા આસુ ટપટપ પડી રહ્યા છે સાવિત્રી ચારે તરફ અધકાર જોવા લાગી

ત્યારે શુ દેવર્ષિ નારદનો અભિપ્રાય સાભળ્યા પછી સાવિત્રીનુ મન સત્યવાન ઉપરથી ખસી ગયુ ? ના, કદિ નહિ સાવિત્રી એવી કન્યા નહોતી અલબત્ત એને ખાત્રી હતી, કે દેવર્ષિનુ વચન મિથ્યા નીવડનાર નથી, એટલે એને એ પણ નિશ્ચય હતો કે સત્યવાનનુ આયુષ્ય હવે કેવળ એક વર્ષસુધીનુ છે એવી અવસ્થામા કોનુ હૃદય કાપી ન ઉઠે ? કોના મુખ ઉપર શોકની છાયા ન છવાય ? સાવિત્રીના પ્રસગમા પણ ખેદના એ સર્વ ચિન્હ દેખાયા, પણ એક પળભરને માટે પણ એનું મન વિચલિત થયુ નહિ. એણે મનમાજ વિચાર્યું "જે થવાનુ હશે તે થશે, સાવિત્રીનો વર તો સત્યવાન વિના બીજો કોઇજ નહિ થાય."

નારદની વાત ઉપરથી રાજા અશ્વપતિનુ મુખ લેવાઈ ગયુ તેણે સાવિત્રીની તરફ જોઇને કહ્યુ "સાવિત્રિ ! દેવર્ષિને મુખે તે બધુ સાભળ્યુ છે, હવે મારો તને ખાસ આગ્રહ છે કે સત્યવાનના વિચારને એકદમ મનમાથી કાઢી નાખ અને બીજા કોઈ યોગ્ય વરને પસદ કરી લાવ" સાવિત્રીએ એ સલાહનો કાઇ પણ ઉત્તર દીધો નહિ. મો ઉચુ કરીને પિતાના મુખ સામું પણ જોઇ શકી નહિ નીચું જોઇને કેવળ અશ્રુવિસર્જન કરવા લાગી એવી અવસ્થામા આંસુમાજ મનુષ્યનો મનોભાવ વ્યક્ત કરવાની, હૃદયનો ભાર હલકો કરવાની શક્તિ છે કવિના શબ્દોમા કહીએ તો

"છે એમાજ દીન નિર્બળતણું બળ એક સાચુ." (નરસિહરાવ)

અશ્વપતિ સમજ્યા કે કન્યાને યૌવનનો પ્રથમ મદ ચઢ્યો છે મોહમા પડીને એ પાસે દેખાતી વિપત્તિને સમજવા છતાં પણ સમજી શકતી નથી. એવું વિચારીને એમણે ફરીથી સાવિત્રીને અનેક ઉપદેશ આપીને

બીજો વર શોધવાનો આગ્રહ કર્યો

હવે સાવિત્રીથી ચુપચાપ બેસી રહેવાયુ નહિ આર્યબાળાઓને ધર્મ સૌથી પ્રિય હોય છે ધર્મનો લોપ થવાનો પ્રસગ આવતો દેખાય ત્યારે તેઓ સસારની સર્વ લાજમર્યાદાનો ત્યાગ કરીને પુણ્યપ્રકોપ ધારણ કરે છે સાવિત્રીએ હવે મુખ ઉચુ કર્યું ગજસભામા બેઠેલા પુરુષોએ જોયું કે આ વખતે એના મુખ ઉપર એક પ્રકારની દિવ્ય જ્યોતિ પ્રકાશી રહી છે. સાવિત્રી સમજી ગઇ હતી કે પિતા સ્નેહવશ થઇ આજે મને ધર્મવિરુદ્ધ ઉપદેશ આપી રહ્યા છે આજ હું એ પ્રમાણે કરીશ તો ભવિષ્યમાં બીજી આર્યબાળાઓ પણ એ પ્રમાણે કરશે બે હૃદયોનુ પરસ્પર દાન-પ્રદાન થવામાં જે મહત્ત્વ છે તે જતું રહેશે. આર્યોના લગ્ન આત્મલગ્ન મટી વ્યાવહારિક દેહલગ્નજ માત્ર રહી જશે ના, ના, હું એ પ્રમાણે નહિ થવા દઉ

પ્રિય પાઠિકાઓ ! સાવિત્રીએ એ સમયે પિતાને જે ઉત્તર આપ્યો તે હજુ પણ તમારા કાનમા ગુજ્યા કરે છે. આ વિષમ સસારમા તમારા મનમા પણ કદિ દુર્બળતા આવી જાય તો એ અમૂલ્ય ઉત્તરને યાદ કરજો, એકવાર દૃઢતાથી એ શ્લોકોનો પાઠ કરજો, તમારી દુર્બળતા જતી રહેશે, કર્તવ્યનો માર્ગ તમને સ્પષ્ટ દેખાવા માડશે સાવિત્રીના ઉત્તર અમે અક્ષરે અક્ષર નીચે ઉતારવાનો લોભ રોકી નથી શકતા

"सकृदंशो निपतति सकृत् कन्या प्रदीयते ।
सकृदाह ददानीति त्रीण्येतानि सकृत् सकृत् ॥
दीर्घायुरथवाल्पायु सगुणो निर्गुणोऽपि वा ।
सकृद् वृतो मया भर्ता न द्वितीयं वृणोम्यहम् ॥
मनसा निश्चयं कृत्वा ततो वाचाभिधीयते ।
क्रियते कर्मणा पश्चात् प्रमाणं मे मनस्तत ॥

મિલકતની વહેચણી સારૂ ચિઠ્ઠી એકજવાર નાખવામા આવે છે કન્યાનું દાન કેવળ એકજવાર કરવામા આવે છે, અને કોઈ વસ્તુ બીજાને એકજ-વાર આપવામાં આવે છે સસારમા ત્રણે કામો એકજવાર થાય છે એટલા માટે જ્યારે હુ સત્યવાનને આત્મસમર્પણ કરી ચૂકી છુ તો પછી એ અલ્પાયુ હોય, કે દીર્ઘાયુ હોય, ગુણવાન હોય કે અપલક્ષણવાળો હોય, જ્યાસુધી આ દેહમા પ્રાણ છે ત્યાસુધી હું બીજા કોઇને વરીશ નહિ. હવે એમના સિવાય બીજો કોઇ મારો પતિ નહિ થઇ શકે. જુઓ, પહેલા મનુષ્ય કોઈ કાર્યને કરવાનો વિચાર કરે છે, પછી ભાષાદ્વારા એને પ્રકટ

કરે છે, અને અન્તમા એને કાર્યનુ રૂપ આપે છે આ વિષયમા મન એજ મારૂ પ્રમાણુ છે."

વાચકો! સાવિત્રીનો ઉત્તર સાભળ્યો? આજથી હજારો વર્ષ પૂર્વે એ આર્યબાળાએ સ્નેહલગ્નનો કેવો ઉચ્ચ આદર્શ રજૂ કર્યો હતો તે ઉપર જરા વિચાર કરી જુઓ, અને આર્યોની પવિત્ર લગ્ન–ભાવનાની સ્તુતિ કરો

સાવત્રીનો આ શાસ્ત્રાનુકૂળ ઉત્તર સાભળીને તથા એનુ અપૂર્વ તેજસ્વી મુખ જોઇને અશ્વપતિ કાંઈ પણ બોલી શકયા નહિ. દેવર્ષિ નારદ પ્રફુલ્લિત થઈને સાવિત્રીના સામુ જોઈને કહેવા લાગ્યા "સાવિત્રિ! તુ સ્ત્રીઓમા ધન્યવાદને પાત્ર નીવડી છે તારી અટળ બુદ્ધિ અને સતી–ધર્મમા અપૂર્વ નિષ્ઠા જોઇને હુ ઘણોજ પ્રસન્ન થયો છુ. હુ તને આશીર્વાદ આપુ છુ કે તારી મારફતે જગતમા સતીત્વનો મહિમા ઉજ્વલરૂપે ફેલાશે, અને તુ સત્યવાનને વરીને દીર્ઘકાળ સુધી તેની સાથે સુખમા જીવન ગાળીશ"

આ પ્રમાણે આશીર્વાદ આપીને તથા રાજાને વિવાહની તૈયારી કરવાનુ સૂચવીને નારદજી વીણા વગાડતા વગાડતા ત્યાથી વિદાય થયા

રાજા અશ્વપતિએ લગ્નની તૈયારી કરવા માડી તપોવનવાસી રાજર્ષિના પુત્ર સાથે વિવાહ કરવો હતો એટલે બહુ ઠાઠમાઠની જરૂર નહોતી અત્યારે વખાના માર્યા વનવાસ સેવતા વેવાઈને જાન લઈને પોતાને ત્યા બોલાવવાનુ કષ્ટ આપવુ એ પણ રાજા અશ્વપતિને વ્યાજબી લાગ્યુ નહિ એ પોતેજ સારો દિવસ જોઈને થોડાક સગાસબધીઓ, રાજપુરોહિતો અને નોકરને લઈને વનમા ગયા તપોવનમા પહોચ્યા પછી રાજા રથમાથી ઉતરી પડયા, અને બધા સાથીઓને ત્યાજ ઉભા રહેવાનુ સૂચવી પોતે એક વૃદ્ધ મત્રીને સાથે લઇને પગે ચાલીને રાજા દ્યુમત્સેનના આશ્રમમા જઈ પહોચ્યા, અને પોતાનો પરિચય આપ્યા પછી, તથા સાધારણ શિષ્ટાચારના વચનોની આપલે થયા પછી, પોતાના આવવાનો હેતુ અધ રાજર્ષિને જણાવ્યો દ્યુમત્સેને કહ્યુ "મદ્રરાજ! આપની વાત સાભળીને મને આશ્ચર્ય લાગે છે આપની કન્યા રાજમહેલમા સુખ, વૈભવ અને લાડકોડમા ઉછરી છે, અને મારે ત્યાનો વૈભવ તો આ જુઓજ છોને! પર્ણકુટીરમા નિવાસ અને દિવસ આથમે શાક અને કદમૂળનો આહાર, રાજકુમારીથી આશ્રમનુ આ દુ:ખદાયી જીવન કેમ સહન થશે? એટલા માટે હુ કહુ છુ કે મારા સત્યવાનને આપની કન્યા આપવાનો જે વિચાર રાખો છો તે અયોગ્ય છે."

અશ્વપતિએ કહ્યુ "રાજર્ષિ, આપ જે કાંઇ કહો છો તે એક રીતે જોતા ઠીક છે, પણ સાવિત્રી તો એ બધુ જોઈ તથા જાણીને પોતાની ઇચ્છાથી સત્યવાનને મનમા ને મનમા વરી ચૂકી છે, માટે હવે આપ એમા કાંઈ વાધો ન કહાડશો એવી મારી પ્રાર્થના છે રાજધાનીના ઠાઠમાઠ કરતા તપોવનનુ સાદુ, શાન્ત જીવન મારી સાવિત્રીને અધિક પસદ છે" આ પ્રમાણે કેટલીક વાતચીત થયા પછી લગ્નનો દિવસ નક્કી થયો સત્યવાનને નજરે જોયા પછી રાજાની પણ ખાત્રી થઇ કે સાવિત્રીની પસદગી યોગ્ય સ્થળેજ ઉતરી છે

ત્યાર પછી શુભ મુહૂર્તમા ઋષિઓ અને ઋષિપત્નીની સમક્ષ, પવિત્ર અગ્નિની સાક્ષીમા, વેદના ઉચ્ચારસહિત સાવિત્રીનુ લગ્ન સત્યવાન સાથે થઈ ગયુ. પુત્રીને તપોવનમાજ–સાસરે–મૂકીને રાજા અશ્વપતિ બીજે દિવસે શોકપૂર્ણ હૃદયે રાજધાનીમા પાછા ફર્યા

પિતાના વિદાય થયા પછી સાવિત્રીએ રાજવશી વેશ, તથા હીરા–મોતીના અલકારનો ત્યાગ કર્યો અને સત્યવાનના જેવાજ ભગવા વસ્ત્ર ધારણ કર્યાં એ પ્રમાણે રાજકુમારી મટીને સાવિત્રી તપસ્વીની બની, પણ ખરૂ સૌદર્ય તો સાદાઇમા હજારગણુ વધારે ઝળકી ઉઠે છે એ તપસ્વિની-વેશમા સાવિત્રીની દૈવી મૂર્તિ અતિશય ઉજ્વળ બની ગઈ સાવિત્રી અને સત્યવાન પરસ્પરને પામીને સ્વર્ગીય સુખમા મગ્ન થઈ ગયા. મણિની સાથે કાચનનો યોગ થયો એ પવિત્ર આત્માના યોગને માટે તો એ ઉપમા પણ મધુરી છે ખરૂ જોતા બે શુદ્ધ પ્રેમી આત્માના યોગથી થતા આનદ તો અવર્ણનીયજ છે સાવિત્રીના આગમનથી તપોવનની શોભામા વધારો થયો

તપોવનના પવિત્ર જળવાયુના પ્રભાવથી વિશેષ સ્ફૂર્તિવાળી થઇને સાવિત્રી ખરા મનથી આશ્રમધર્મનુ પાલન કરવા લાગી સ્વામીસેવા, સાસુ-સસરાની ચાકરી, અતિથિ–સત્કાર, પૂજાપાઠ, હોમ વગેરેની સામગ્રી તૈયાર કરવી એ તેનુ દરરોજનુ કામ થઇ પડયુ, અને એ કર્તવ્ય ઘણીજ સહેલાઇથી અને સુઘડતાથી એણે પાલન કર્યું પશુપક્ષીઓને દાણો તથા પાણી આપવા, છોડવાઓ અને લતાઓને જળ સીચવુ એ કાર્ય એકલે હાથે કરવામા સાવિત્રી કોઇ જાતનુ દુ:ખ કે થાક અનુભવતી નહિ સત્યવાન અરણ્યમાથી લાકડાનો ભારો લઇને આવતો ત્યારે સાવિત્રી તરતજ

સામી જઇને તેના ખભા ઉપરથી બોજ નીચે ઉતરાવી દેતી એ પ્રમાણે પતિના સઘળા કામોમા એ સહાયતા કરતી સાવિત્રીના ગુણોથી તપોવન વાસીઓ મુગ્ધ થઇ ગયા, ઋષિપત્નીઓને મુખેથી રાતદિવસ કેવળ સાવિત્રીની પ્રશસા નીકળતી આ પ્રમાણે સાવિત્રીના દિવસ વીતવા લાગ્યા બધા જોતા હતા કે સાવિત્રી ધરાઇને સુખ ભોગવી રહી છે, અને આશ્રમ-ધર્મનુ પાલન કરી રહી છે, પરતુ એના મનમા એક મર્મભેદક પીડા રાતદિવસ રહ્યા કરતી હતી, એ પીડાની ખબર કા તો એને પોતાનેજ હતી કે કા તો અન્તર્યામી ભગવાનને. નારદજીએ જે દારુણ ભવિષ્યવાણી કહી હતી તે શું એક પળભરને માટે પણ સાવિત્રી ભૂલી શકી હતી? સૂતા, જાગતા, ઉઠતા, બેસતા અરે સ્વપ્નમા પણ સાવિત્રીને એજ વિચાર આવ્યા કરતો અને પતિના આયુષ્યમાથી હવે કેટલા દિવસ બાકી રહ્યા છે તેની એ બરોબર ગણત્રી ગણ્યા કરતી એમ કરતા કરતા આખરે વર્ષ પૂરૂ થવામા ચાર દિવસ બાકી રહ્યા અત્યારસુધી સાવિત્રીએ પોતાના મનનો બધો ઉદ્વેગ, ઉચાટ મનમાને મનમાજ રાખી મૂકયો હતો સાસુસસરા કે સ્વામીને કાઇ પણ જણાવ્યુ નહોતુ તેનુ મુખારવિંદ શાન્ત હતુ પણ એના મનમા કેવી હોળી સળગી રહી હતી, તેનું વર્ણન થઇ શકે એમ નથી પતિપ્રાણા રમણીઓજ સાવિત્રીના મનની એ સમયની સ્થિતિની કલ્પના કરી શકશે

સત્યવાનના મૃત્યુના કાળચોઘડિયાને ચારજ દિવસનો વિલબ રહ્યો ત્યારે સાવિત્રીએ ત્રિરાત્ર વ્રતનો આરભ કર્યો ભગવાનના ચરણમા સપૂર્ણ આત્મસમર્પણ કરીને તેણે એ વ્રત આદર્યું અન્નપાણી સર્વનો આ ત્રણ દિવસને સારૂ ત્યાગ કર્યો આજ સાવિત્રીના મુખ ઉપર ગભીર ભાવ હતો એનો ચહેરો જોતાવારજ જણાઈ આવતું હતુ કે આજે સાવિત્રી કાઇ ઉડા વિચારમા છે, અને એણે કોઇ વાતનો દૃઢ સકલ્પ કર્યો છે

દ્યુમત્સેનને સાજે ખબર પડી કે વહુએ ત્રિરાત્રવ્રત કર્યુ છે, અને આખા દિવસનો ઉપવાસ છે એમણે સાવિત્રીને ઘણુંએ સમજાવ્યુ કે "આવુ કઠણ વ્રત તારા જેવી સુકુમાર સ્ત્રીથી નહિ કરી શકાય. ત્રણ દિવસ નિરાહાર અને નિર્જળ રહેવાનુ તારૂ ગજું નથી". સાવિત્રીએ કહ્યુ "બાપુ! આપના આશીર્વાદથી હું જરૂર આ વ્રતનું ઉદ્યાપન કરી શકીશ એમા આપ કાઇ સદેહ ન આણશો. હું કેવળ આપનો આશીર્વાદ માગુ

છુ ” વહુની આટલી બધી દઢતા જોઈને દ્યુમત્સેને આગળ કાંઈ વાંધો લીધો નહિ સત્યવાનની માતાએ પણ લાચારીથી રજા આપી

ત્રણ દિવસ વીતી ગયા એ ત્રણ દિવસના ઉપવાસ અને ઉજાગરાને લીધે સાવિત્રીનું શરીર અડધુ થઇ ગયુ પૂર્ણિમાનો સોળ કળાવાળો ચન્દ્રમા કૃષ્ણપક્ષની એકાદશીને દિવસે જે દશાને પ્રાપ્ત થાય છે, લગભગ એવીજ અવસ્થા દ્યુમત્સેનના આશ્રમમા વસનારી પ્રભામયી કનક-પ્રતિમા સાવિત્રીની થઇ હતી આજ નારદે કહેલો એ કાળદિવસ આવી પહોચ્યો છે આજ સત્યવાન આવી દેવીસમી પત્નીને ચિરકાળના વૈધવ્ય દુ ખમા નાખીને આ સસારનો ત્યાગ કરી જવાનો હતો જે દિવસે સાધ્વી સાવિત્રીનુ નારીજીવન વ્યર્થ જવાનુ હતુ, સત્યવાનના પ્રેમની ખાતરજ ગરીબની કુટીરમા પણ પૃથ્વીના સામ્રાજ્યનું સુખ અનુભવતી કન્યા જે દિવસે સદાને માટે એ સુખથી વચિત થવાની હતી, તે દિવસ આવી પહોચ્યો ધર્મના તેજથી તેજસ્વી બનેલી સાવિત્રી હૃદયની સઘળી શક્તિને અને બધા તેજને એકજ સ્થાને એકઠા કરીને, વિધાતાના નિયમને પણ પરાજીત કરવાને માટે દઢ સકલ્પથી ઉભી થઈ

સવારે દેવોને માટે સળગાવેલા યજ્ઞાગ્નિમા હોમ કરીને સાવિત્રીએ તેમા આહુતિ આપી પછી બધા વનવાસી બ્રાહ્મણો અને સાસુસસરાને પ્રણામ કરીને તેમના આશીર્વાદ માગ્યો બધાએ તેને “ અખડ સૌભાગ્યવતી થા ” એવો એકસરખો આશીર્વાદ આપ્યો નીચે મુખે હૃદયની એક માત્ર ઇચ્છા પરિપૂર્ણ કરનારો આ આશીર્વાદ ગ્રહણ કરીને સાવિત્રી દઢ ચિત્તે કાળમુહૂર્તની વાટ જોવા લાગી

વ્રત સમાપ્ત થયુ એટલે સાસુએ તેને ભોજન કરવાને કહ્યુ, પણ સાવિત્રીએ કહ્યું “ બા ! હમણા નહિ હમણા ખાવાની રુચિ નથી સૂર્યાસ્ત પછી ભોજન કરીશ ”

સાજે સત્યવાન યજ્ઞમા હોમવાના કાષ્ઠ અને માતપિતાના આહારમાટે કદમૂળ એકઠા કરવા કુહાડો લઇને આશ્રમની પાસેના ઘાડા જગલમા જવા તૈયાર થયો સાવિત્રીનો જીવ ઉડી ગયો એ સમજી ગઇ કે કાળચોઘડિયુ આવી પહોચ્યું વિધાતાનું નિર્માણ સિદ્ધ થવા વારો આવ્યો શું આજ સાવિત્રીને ઘાડા અરણ્યમા એકલી મૂકીને સત્યવાન આ દુનિયામાથી વિદાય થશે ? સાવિત્રી નિશ્ચિત રહી શકી નહિ. તે સત્યવાનની સાથે

જવા તૈયાર થઈ સત્યવાને કહ્યુ "તે ત્રણ દિવસ થયા ખાધુ નથી, અને હવે શું તુ મારી સાથે આવીને જગલોમા આથડી શકીશ ? '

સાવિત્રીએ કહ્યુ " ન ખાધાથી મને કોઇ પણ જાતનુ કષ્ટ થતુ નથી હુ બધુ સહન કરી શકીશ હુ આજે તમારી સાથે વનલીલા જોવા જરૂર આવીશ મને રોકશો નહિ. "

સત્યવાને કહ્યુ ' ત્યારે માતપિતા પાસે જઈને આજ્ઞા લઇ આવો ભૂખીતરસી સાવિત્રીને આવે સમયે વનમા જવા તૈયાર થયેલી જોઈને સાસુસસરા પણ વિચારમા પડ્યા તેમણે આગ્રહ કર્યો કે તું તો કુટીરમા રહીને ભોજન કર, પણ આવે વખતે ખાવાની રુચિ કોને થાય ? સાવિત્રીને ભૂખનુ કષ્ટ નહોતું બીજી કાઈ ચિતા નહોતી એક માત્ર સ્વામીના નિકટ આવી પહોચેલા મૃત્યુની ચિન્તાથીજ એ આકુળવ્યાકુળ હતી સાવિત્રી ઘણા વિનયપૂર્વક સાસુસસરાની અનુમતિ લઇને સ્વામીની સાથે ગઈ રખે કાઇ અમગળની શકા આણીને એ ખિન્ન થાય એ ભયથી પોતાના મનનો શોક મનમાને મનમા શમાવીને હસતે વદને અરણ્યની શોભા પતિને બતાવતી સાવિત્રી પતિની સાથે ચાલવા લાગી

વનમા દૂર ગયા પછી સત્યવાન એક વિશાળ વૃક્ષની નીચે ઉભો રહ્યો સાવિત્રીના મુખ સામુ જુએ છે તો એનો ચહેરો સુકાઇને લેવાઈ ગયો છે કેટલા દિવસના અપવાસ, કેટલો થાક, કેટલી ચિન્તા એને હતી ! સત્યવાન એ વૃક્ષનીચે સાવિત્રીને બેસાડીને પોતે લાકડા કાપવા પાસેના વનમા ગયો સાવિત્રી એ વૃક્ષની નીચે બેસીને પોતાના અદૃષ્ટની વાટ જોવા લાગી દેવર્ષિનુ વચન મિથ્યા તો થાય નહિ આજ સાવિત્રીને ચુડો, ચાદલો જન્મભરને માટે ઉતરશે, એ નિશ્ચય જાણવા છતા પણ તેણે ધૈર્ય છોડયું નહિ આખરે એનામા હવે વધારે વિચાર કરવા જેટલી શક્તિ રહી નહિ

એટલામા સત્યવાન કુહાડીવડે લાકડા કાપતા કાપતા એકદમ મગજમા અત્યત દુ.ખ થઇ આવ્યાથી બૂમ પાડતો પાડતો સાવિત્રીની પાસે આવી પહોચ્યો લાકડા અને કુહાડો ત્યાના ત્યા જગલમાજ પડ્યા રહ્યા સત્યવાન બોલ્યો " સાવિત્રિ ! અસહ્ય માથુ દુ.ખે છે ઓ, બાપરે, મને પકડ, પ્રાણ જાય છે. "

સાવિત્રીએ પતિને પકડીને પોતાના ખોળામા માથું મૂકાવીને પૃથ્વી

ઉપર સૂવાડ્યો. તેની વેદના ધીમે ધીમે વધવા લાગી, સતીપત્નીના મુખ તરફ સપ્રેમ દૃષ્ટિએ અસ્પષ્ટ શબ્દોમા કાંઈ બોલવા જતા તેણે આખ મીચી, તેના આખા શરીરે પરસેવા છૂટયો. આખુ અંગ શીતળ થઇ ગયુ સાવિત્રી સમજી ગઇ કે દેવર્ષિ નારદનું ભવિષ્યકથન સાચુ નીવડયુ વનમા બધે ઘોર અધકાર વ્યાપી ગયો. સૂર્યદેવ એ વખતે અસ્તાચળમા જઈ રહ્યા હતા હાય ! સાવિત્રીના સૌભાગ્યનો સૂર્ય પણ એજ ક્ષણે અસ્ત પામ્યો.

સાવિત્રી મૃત પતિના દેહને ખોળામા રાખીને તેના મુખ સામુ એકી ટશે જોતી જોતી પુતળીની પેઠે બેસી રહી એના બધા હોશ કોશ ઉડી ગયા હતા વિલાપ કરવાનુ પણ તેનું સાહસ નહોતુ

યમદૂતો આવ્યા પણ તેઓ સતીનુ તેજ જોઇને સત્યવાનની પાસે જઈ શક્યા નહિ તેઓ દૂરથીજ પાછા ચાલ્યા ગયા, અને યમરાજને પોતાને એ કામ સારૂ મોકલ્યા

ધર્મરાજ યમ હવે પોતે સત્યવાનને લેવા સારૂ હાથમા પાશ લઇને ચાલ્યા તેમનુ તેજ જોતાજ સાવિત્રી ઉભી થઇ અને તેમને બે હાથ જોડીને પ્રણામ કરીને કહેવા લાગી, " નિશ્ચય આપ કોઈ દેવતા છો. કૃપા કરીને કહો કે આપ કોણ છો ? અને શા હેતુથી અહી આવ્યા છો ? "

યમે કહ્યુ ' સાવિત્રિ ! તુ પતિવ્રતા સતી છે, એટલે તારા પ્રશ્નોનો હુ ઉત્તર આપુ છુ, બાકી સાધારણ માણસો સાથે તો હુ વાતચીત પણ નથી કરતો હુ યમરાજ છુ. તારા સ્વામી આ સત્યવાનનુ આયુષ્ય પૂરૂ થયું છે એટલે હુ એને લેવા સારૂ આવ્યો છુ "

સાવિત્રી બોલી –" ધર્મરાજ, મે તો એમ સાભળ્યુ છે કે મનુષ્યોના જીવાત્માને લેવા સારૂ તો આપના દૂત આવે છે આજે આપે પોતે તસ્દી કેમ લીધી ? "

યમે ઉત્તર આપ્યો " સત્યવાન સત્યપરાયણ, સાધુ અને સયમી હતો મારા દૂતો એવા પુણ્યાત્માને સ્પર્શ કરવા યોગ્ય નહોતા, એટલે હું પોતે આવ્યો છુ તારા સ્વામીનો સમય પૂરો થઇ ચૂક્યો છે, એટલે હું એને ઉપાડી જવા આવ્યો છુ "

સાવિત્રી બોલી " હું મારા પતિને ખોળામાથી નીચે મૂકી દઉ ત્યાર પછી આપે એમના જીવને લઈ જવો હોય તો લઇ જાઓ. હું એમના દેહનું

પૃથ્વી ઉપર રક્ષણ કરીશ, પરંતુ યાદ રાખજો કે જ્યા મારા પતિ છે ત્યાજ હુ પણ જઇશ ”

સાવિત્રીએ સત્યવાનને ખોળામાથી નીચે મૂક્યો એટલે તરતજ યમરાજ સત્યવાનના દેહમાથી અંગુઠા જેવડા પ્રાણમય સૂક્ષ્મ દેહને કાઢી લઇને પ્રયાણ કરી ગયા સાવિત્રી પણ યમની પાછળ પાછળ જવા લાગી યમ જતે જતે પાછા ફરીને જુએ છે તો સાવિત્રી પાછળ આવી રહી છે એમણે કહ્યુ “ સાવિત્રિ ! આ શુ ? મારી સાથે કેમ આવે છે ? મરણ પામેલો મનુષ્ય ફરીથી હાથ આવતો નથી તુ શાણી છે, ઘેર જા, અને પતિની ઉત્તરક્રિયા કર ”

સાવિત્રીના નેત્રમાથી દડદડ આસુ પડવા લાગ્યા ડૂસકા ખાતે ખાતે તે બોલી “ હાય ! સ્વામી વગરની ખાલી કુટિરમા હુ કેવી રીતે રહીશ ? ધર્મરાજ ! તમે વિચાર તો કરી જુઓ કે સ્વામી વગર કોઇ સતી સ્ત્રી પોતાનુ જીવન ગાળી શકે છે ? અબળાનુ સર્વસ્વ પતિજ છે. પતિ એજ એની પરમ ગતિ છે પતિને જ્યા તમે લઇ જશો ત્યા હુ પણ તમારી સાથે જઇશ ”

યમ સાવિત્રીની કથા સાભળીને હસ્યા અને બોલ્યા “ તું કેવી રીતે મારી સાથે યમપુરીસુધી જઈ શકીશ ? એવુ તે કાઇ થતુ હશે ? શરીર સાથે કોઇ ત્યા જઈ શકે નહિ. તુ શુ એમ ધારે છે કે આવી ઘેલછાથી તારો પતિ તને પાછો મળશે ? પૂર્વ જન્મોના કર્મના ફળરૂપે સત્યવાનનું આયુષ્ય પૂરૂ થયુ છે, તેથીજ હુ એને લઈ જાઉ છુ કર્મના ફળરૂપે જીવ દીર્ઘાયુષી કે અલ્પાયુષી બને છે, શુભાશુભ કર્મ અનુસાર કોઇ બ્રહ્મલોકમા તો કોઇ વૈકુંઠમા જાય છે અને કોઇને નરકની વેદના ભોગવવી પડે છે. માટે તુ સમજુ થઈને મરી ગયેલા માણસમાટે શા સારૂ ખાલી રોદન કરે છે ? મારૂ કહ્યુ માનીને તુ પાછી જા ”

યમની એ વાત સાભળીને તેજસ્વીની સતી સાવિત્રીએ જે જે જવાબ આપ્યા તે સાભળીને યમરાજ આશ્ચર્ય પામી ગયા. ધર્મ શુ છે, અધર્મ શુ છે, શુભ કર્મ કોને કહે, અને અશુભ કોને કહે, એ બધા વિષયો ઉપર સાવિત્રીએ બહુ બારીક પ્રશ્નો કરવા માડયા એ પ્રશ્ન સાભળીનેજ યમરાજ છક થઈ ગયા ખરૂ જોતા સાવિત્રીની અસાધારણ પ્રતિભા, અસાધારણ શાસ્ત્રજ્ઞાન, અસાધારણ વિચારશક્તિ અને એકનિષ્ઠ પતિભક્તિ

જોઇને યમ અત્યંત પ્રસન્ન થયા

તેમણે કહ્યુ " સતિ ! તરસ્યા માણસને જળ મળ્યાથી જે પ્રમાણે તૃપ્તિ થાય છે એમ હુ તારા આજના આ ઉત્તરોથી તૃપ્ત થયો છુ તારા મુખમાથી નીકળેલા દરેક શબ્દે મારા કાનમા અમૃત રેડ્યુ છે હું એથી વિશેષ પ્રસન્ન થયો છુ સત્યવાનના જીવન સિવાય બીજી ગમે તે વસ્તુની તુ પ્રાર્થના કર, હુ તેજ વસ્તુ તને આપીશ "

સાવિત્રી બોલી " મહારાજ ! આપ મારા ઉપર પ્રસન્ન થયા હો તો મને એવુ વરદાન આપો કે મારા વૃદ્ધ સસરાજીને દૃષ્ટિનો ફરીથી લાભ થાય અને એ સૂર્યના જેવા તેજસ્વી બને "

યમ બોલ્યા " તથાસ્તુ એમજ બનશે તું હવે ઘેર પાછી ફર તું ઘણી થાકી ગઈ છુ "

સાવિત્રી બોલી " પતિની પાસે રહેવાથી મને થાક કેવો લાગે ?

પતિની જે ગતિ તેજ મારી પણ ગતિ થશે એ જ્યા જશે, ત્યા હુ પણ જઈશ એ બાબતમા તો હુ આપની રોકી રોકાવાની નથી કૃપા કરીને મારી બીજી બે એક વાત સાભળતા જાઓ "

એમ કહીને સાવિત્રીએ ફરીથી પ્રાણસ્પર્શી એવી ધાર્મિક વાતો કહી, કે જેથી યમ સતુષ્ટ થઇ ગયા, અને એને બીજુ વરદાન માગવાને કહ્યું સાવિત્રીએ જણાવ્યુ " મારા સસરાનુ રાજ્ય શત્રુઓએ છીનવી લીધુ છે અને એ વનવાસ કરે છે, માટે એમને ફરીથી પોતાનુ રાજ્ય પ્રાપ્ત થાય, અને ધર્મના માર્ગમા રહીને એ સુખે રાજ કરે એવુ મને વરદાન આપો " યમે કહ્યુ " તથાસ્તુ ! "

સાવિત્રીએ ફરીથી યમરાજા સાથે ધર્મની ચર્ચા છેડી ધર્મરાજે એકાગ્રચિત્તે બધુ સાભળ્યુ સાભળીને બહુજ મુગ્ધ થઇ ગયા હવે એમણે પોતાની ખુશીથી બીજા બે વરદાન આપવાનુ કબૂલ કર્યું. સાવિત્રીએ પોતાના સતીત્વના બળવડે આજ અસાધ્ય વાતને સાધ્ય બનાવી દીધી ત્રીજુ વરદાન એ માગ્યુ કે " મારા પિતા અશ્વપતિને સો પુત્રો થાય ! " યમે સતુષ્ટ થઇને કહ્યુ " તથાસ્તુ "

હવે ચોથુ વરદાન માગવાનો વારો આવ્યો એ વખતે સાવિત્રીએ પોતાના હૃદયની ખરી વાત જણાવી " સત્યવાનના શરીરથી મને સો પુત્ર અવતરે અને તેઓ મારા કુળને ઉજ્જ્વળ કરે એજ મારી છેવટની પ્રાર્થના

છે " યમે આ વખતે પણ કહી દીધુ " તથાસ્તુ "!!

સાવિત્રીનો મનોરથ હવે સિદ્ધ થયો. જે મનવાછિત વરદાન પ્રાપ્ત કરવા સારૂ આટલા બધા વ્રત અને ઉપવાસ કર્યા હતા, તે વ્રત, ઉપવાસ અને તપસ્યાનું ફળ આજે સાવિત્રીને મળ્યુ. તેણે વિનયપૂર્વક યમરાજને નિવેદન કર્યું ' દેવ ! આપે કૃપા કરીને સત્યવાનના શરીરથી મને સો પુત્ર થવાનુ વરદાન આપ્યુ છે, તો પછી હવે મારા પતિને શામાટે લઈ જાઓ છો ? હવે તો કૃપા કરીને મારા પતિનો જીવ પાછો આપો એથીજ આપનુ વચન સચવાશે. "

હવે વચને બધાયલા યમરાજ શુ કરે? એમણે કહ્યુ ' સાવિત્રિ ! ધન્ય છે તને! તારા જન્મથી સ્ત્રીજાતિ ધન્યવાદને પાત્ર થઇ છે લે આ તારા સ્વામીનુ જીવન પાછુ આપુ છુ તું તરતજ અરણ્યમા પાછી જા, તારો પતિ સત્યવાન પુનર્જીવિત થયો છે. હવે વિલમ્બ ન કરીશ. '

પરમાત્માની ઇચ્છા સ્વતંત્ર છે, તેની લીલા અદ્દભુત છે આ ચરાચર વિશ્વ તેના નિયમને અધીન છે જન્મ, મરણ, ચઢતી, પડતી, ઉત્પત્તિ અને વિનાશ એ બધુ તેના નિયમ અનુસાર થાય છે, પણ આજ એ સનાતન નિયમમા પણ ફેર પડયો. સૃષ્ટિના આરભથી આજ દિનસુધી જે બન્યુ નહોતું તે આજ બન્યું. સતીના જવલત સતીત્વનો પ્રભાવ દર્શાવવા સારૂ, જગત્મા સતીની મર્યાદા સ્થાપવા સારૂ, વિધાતાએ આજે પોતાના નિયમને પણ એક અપવાદ ઘડીને સાવિત્રીની પ્રાર્થના પૂર્ણ કરી એનીજ કૃપાથી આજ સત્યવાન ફરીથી જીવતો થયો.

સાવિત્રી ઝટ એ અરણ્યમા પાછી ફરીને જુએ છે તો સત્યવાન આળસ મરડીને ઉભો થઈ રહ્યો છે, અને કહે છે કે " સાવિત્રિ! રાત બહુ ગઇ લાગે છે મને બહુ ઉઘ આવી ગઇ મને આટલી વારસુધી જગાડયો કેમ નહિ ? ઉઘમા મને એવું સ્વપ્ન દેખાયુ કે જાણે એક જ્યોતિર્મય કાળા રંગનો પુરુષ મને ખેચીને કહી લઈ જઈ રહ્યો છે બાકી કાંઇ સ્મરણમા રહ્યુ નથી એ શુ હતું સાવિત્રિ !" સાવિત્રીએ પતિની એ વાતને ઉડાવી દઈને કહ્યુ " રાત બહુ વીતી ગઇ છે ચાલો આપણે આશ્રમમા જઇએ. "

સાવિત્રી પતિને લઇને તપોવનમા પહોચી.

સત્યવાનના માતપિતા પુત્ર અને પુત્રવધૂને પાછા ફરતા વિલબ થયો જાણી

ઘણાજ વ્યાકુળ થઇ ગયા હતા આખી રાત એમણે બન્નેની વનમા તપાસ કરાવી હતી એટલામા ઉષાના નવીન પ્રકાશમા, સાવિત્રી અને સત્યવાને આવીને માતપિતાના ચરણોમા પ્રણામ કર્યા એમણે ઘણા સ્નેહથી પુત્ર અને પુત્રવધૂને છાતી સરસા ચાપ્યા, અને વાર વાર કુશળ સમાચાર પૂછવા લાગ્યા ધર્મરાજના વરદાનને લીધે અ ધ મુનિની આખો સારી થઇ ગઈ હતી આજે એ આખોવડે પુત્ર અને પુત્રવધૂને જોયાથી એમના નેત્રનુ સાર્થક થઈ ગયું

બીજે દિવસે શાલ્વ દેશથી સમાચાર આવ્યા કે સેનાપતિએ શત્રુઓને હરાવીને રાજા દ્યુમત્સેનનુ રાજ્ય પાછુ લઈ લીધુ છે મહારાજાએ હવે પાછા ફરીને પહેલાની પેઠે રાજ્યનો ભાર ગ્રહણ કરીને પ્રજાનુ પાલન કરવા લાગવુ જોઇએ વનવાસી તપસ્વીઓએ આવીને રાજાને વધામણી આપી અને શુભાશીર્વાદ આપ્યા. મ ગળાચરણ કરીને રાજાને વિધિપૂર્વક રાજ-વેશથી વિભૂષિત કર્યો.

રાજારાણી પુત્ર અને પુત્રવધૂસહિત રાજધાનીમા પાછા ફર્યા અને ઘણાં વર્ષસુધી સુખપૂર્વક રાજ્ય કર્યું

સાવિત્રીના પિતાને પણ એ સમાચાર મળતા એ પુત્રી અને જમાઇને મળવા સારૂ આવ્યા. અને વિધાતાનું અદષ્ટ કેવી રીતે બદલાઇ ગયું એ સમાચાર સાવિત્રીને પૂછવા લાગ્યા પુત્રીને મુખે સર્વ વૃત્તાત સાભળીને એ અત્ય ત પ્રસન્ન થયા અને ઘણો ધન્યવાદ દેવા લાગ્યા અત્યારસુધી સાવિત્રીએ આ વાત કોઇને જણાવી નહોતી હવે ધીમે ધીમે બધે એનો પ્રચાર થયો સૌ કોઈ ' ધન્ય! ધન્ય ! ' કહેવા લાગ્યા

ખરેખર, સાવિત્રિ ! તને ધન્ય છે તારા ચરણસ્પર્શથી ભારતભૂમિ ધન્ય થઇ ગઇ છે. તારી દઢતાને, તારી પતિભક્તિને ધન્ય છે તે તારા ઉજ્જવળ દષ્ટાતથી સતીત્વનો ઉત્તમ આદર્શ રજુ કર્યો છે ! તારા જેવી દેવીઓજ જાતિ અને દેશનુ મુખ ઉજ્જવળ કરી શકે છે જે જાતિનો આદર્શ ઉચ્ચ છે તે જાતિ કદિ પણ અધોગતિને પામી શકવાની નથી વટસાવિત્રી વ્રતદ્વારા ભારતલલનાઓએ સાવિત્રીનો એ ઉચ્ચ આદર્શ કાયમ રાખ્યો છે ગુર્જરભગિનીઓ ! તમે પણ સાવિત્રીસમી દઢ અને પતિવ્રતા બનો સ્નેહલગ્નનો મહિમા ફરીથી ભારતવર્ષમા પ્રચાર કરો. મનુષ્યની આધ્યાત્મિક શક્તિ અને તેનું સ કલ્પબળ બહુજ પ્રબળ હોય છે અનન્ય પાતિવ્રત ધર્મના બળવડે સ્ત્રીને માટે કશુ અસાધ્ય નથી

# रत्न ४१ मुं–शांडिली




તપસ્વી સન્નારી શાડિલ્ય ઋષિની પુત્રી થાય પિતા પાસેથી એણે ધર્મશાસ્ત્ર અને યોગવિદ્યા આદિનુ જ્ઞાન મેળવ્યુ હતુ પરણીને સાસરે ગયા પછી વિદ્વાન પતિના સહવાસમા એના સદ્ગુણો વધારે ખીલ્યા હતા ગૃહકાર્યમા તેણે વિશેષ નિપુણતા દાખવી હતી, અને પતિભક્તિને લીધેજ કોઈપણ જાતની તપસ્યા કર્યા વગરજ સ્વર્ગલોકને પ્રાપ્ત કર્યું હતુ. સુમના નામની એક દેવબાળાને જ્યારે ખબર પડી કે શાડિલીએ કોઇ જાતના ખાસ વ્રત અનુષ્ઠાન કે તપ કર્યા વગર દુર્લભ સ્વર્ગલોકને પ્રાપ્ત કર્યું છે ત્યારે તેને ઘણુજ આશ્ચર્ય થયુ અને તે શાડિલીની પાસે ગઈ અને તેને પૂછયુ, 'દેવિ ! કયા સુકર્મોના ફળરૂપે આપ આ દેવલોકને પામ્યા છો ?' શાડિલીએ ઉત્તર આપ્યો 'દેવિ ! માથુ મુંડાવીને, જટા વધારીને, ભગવા કપડા પહેરીને અથવા કોઈ પણ પ્રકારની તપસ્યા કરીને મે આ લોકને પ્રાપ્ત કર્યો નથી હુ કેવળ પતિ–સેવાના પ્રતાપથીજ અહી આ આવી છુ જે સ્ત્રી મનવચન કર્મથી પોતાના પતિની સેવા કરે છે, એ બીજી કોઈ જાતની તપશ્ચર્યા કર્યા વગર પણ સ્વર્ગમા સ્થાન મેળવે છે ભૂલોકમા મે કેવી રીતે પોતાના પતિની સેવા કરી છે તે સાભળો.

"મે આજસુધી એવી એક પણ વાત મોમાથી નથી કહાડી કે જેથી મારા પતિને ખોટુ લાગે અથવા તેમનુ ભુડુ થાય

"એકવખત મારા પતિ પરદેશ ગયા હતા ત્યારે મે બધા સુખ વૈભવ, રમત ગમત વગેરેને છોડી દઇને એકાગ્ર ચિત્ત અને પવિત્ર હૃદયથી એમની કુશળતાને માટે પરમાત્માની પ્રાર્થના કરવામાજ બધો સમય ગાળ્યો હતો જ્યાસુધી એ પરદેશ રહ્યા ત્યાસુધી મેં કદિ ચોટલો વાળ્યો નથી તેલ, ફુલેલ, અત્તર આદિ સુગધીવાળી વસ્તુઓનો ઉપયોગ કર્યો નથી અને બીજા કોઈ પણ ઉપાયોથી શરીરની શોભા અને શણુગાર વધારવાનો પ્રયત્ન કર્યો નથી.

"હું કદિ ઘરના બારણાની બહાર ઉભી નહોતી રહેતી અને કોઇ બહારના માણસ જોડે વાતચીત નહોતી કરતી

"જાહેર અથવા ગુપ્ત રીતે મે કદિ પણ કોઇ અશુભ અથવા નિંદવા-યોગ્ય કામ કરવાની ઇચ્છા નથી કરી

"દેવતા, બ્રાહ્મણ અને મુરબ્બીઓ ઉપર મે સદા શ્રદ્ધા રાખી છે, વ્રત અને ઉપવાસોનુ પાલન કર્યું છે અને સાસુસસરાની સેવા કરી છે

"જ્યારે મારા પતિ પરદેશથી પાછા ફર્યા ત્યારે હુ એકાન્તભક્તિ અને એકાગ્રચિત્તથી એમની સેવાચાકરીમા ગુથાઇ ગઇ

"મારા પતિને ન ભાવે એવી ખાવાની કોઇ વાની મે કદિ નથી ખાધી

"જ્યાસુધી એ સૂઇ ન જાય ત્યાસુધી ગમે તેવું જરૂરનુ કામ હોય તોપણ હુ એમને છોડીને જતી નહિ

"પતિ કોઈ વાયદો પૂરો ન પાડી શકે તો કડવા વેણ કહીને હુ એમને નાખુશ કરતી નહોતી

"ગુપ્ત વાતને હુ કોઇની આગળ પ્રકટ કરતી નહોતી જે સ્ત્રીઓ પોતાના પતિ અને ઘરની ગુપ્ત વાતોને ઠેકાણે ઠેકાણે કહેતી ફરે છે એવી સ્ત્રીઓને હુ કદિ પણ મળતી નહોતી

"પુત્ર, કન્યા તથા બીજા સગાઓને માટે દરરોજ જે જે કામોની જરૂર પડતી તે કામો હુ સવારના પહોરમા ઉઠીને નિયમિતરીતે પોતાના હાથે કરતી

"ઘર અને ઘરની બધી સામગ્રીને સાફ અને સ્વચ્છ રાખતી."

સુમના આ સાભળીને ઘણી પ્રસન્ન થઇને અને પાતિવ્રત ધર્મનો પ્રતાપ સાભળીને ઘણી સુખી થઇ

# रत्न ४२ मुं–स्वयंप्रभा




યપ્રભા મહામુનિ મેરુસાવર્ણીની પુત્રી હતી મયદાનવ રાક્ષસની પ્રિયતમા અપ્સરા હેમા એની સખી હતી, અને એના આગ્રહથી એના રાજમહેલની એ રક્ષા કરતી હતી એ સ્ત્રી ઘણી મોટી તપસ્વિની હતી. નિયમિત આહાર કરીને પ્રભુભકિતમા સમય ગાળતી હતી વૈભવશાળી સ્ત્રીની બેનપણી હોવા છતા પણ પોતે તો પુષ્કળ સાદાઇમા જીવન ગાળતી શરીર ઉપર કાળુ મૃગ-ચર્મ અને વલ્કલનુ વસ્ત્ર ધારણ કરતી. હનુમાન પોતાના વાદરાસાથીઓ

સહિત સીતાજીની શોધમા નીકળ્યા હતા તે વખતે તેઓ મયદાનવના ઋક્ષબિલ નામના કોતરમા તરશ છીપાવવા સારૂ તેમજ સીતાજીની ભાળ લગાડવા સારૂ ગયા હતા સ્વયપ્રભાએ તેમને જોઈને પૂછ્યુ ' આ ભયકર વનમા તમે શા કારણથી આવ્યા છો અથવા શુ કાર્ય નિમિત્ત આવ્યા છો ? તમે સર્વ ક્ષુધા અને તૃષાથી પીડાઓ છો, માટે પ્રથમ આ ફળ, મૂળ અને કદનુ ભોજન કરીને નિર્મળ જળ પીઓ ત્યાર પછી તમારૂં વૃત્તાન્ત મને કહો " વૃદ્ધ તાપસીના આગ્રહથી હનુમાન અને વાનરોએ પેટ ભરીને ભોજન કર્યું, અને થોડીકવાર વિશ્રાન્તિ લઇને પોતાનો વૃત્તાન્ત કહી સભળાવ્યો કે "અમે સીતાજીની શોધ કરતા કરતા આવ્યા છીએ માર્ગમા ભૂખ અને તરશ બહુ લાગવાથી અમે એકાએક આ કોતરમા આવી ચડ્યા છીએ હે દેવિ ! તમે અમને જે નિર્મળ જળ તથા સ્વાદિષ્ટ ફળ ખાવા આપ્યા છે તેથી અમારો થાક ઉતરી ગયો છે ભૂખતરશને લીધે અમે મરણ તોલ થઇ ગયા હતા, પણ તમારા આતિથ્યથી અમારા શરીરમા જીવ આવ્યો છે. તમે અમારૂ રક્ષણ કર્યું છે તમારો બદલો વાળવાને અમે તમારી શી સેવા કરીએ તે જણાવો " હનુમાનના એવા વચનો સાભળીને સર્વજ્ઞ સ્વયપ્રભાએ કહ્યુ " હે વાનરો ! તમારા જેવા બળવાન વાનરો મારા આ સાધારણ ઉપકારનો બદલો વાળવાની અભિલાષા પ્રકટ કરો છો તેથી હુ ઘણી પ્રસન્ન થઈ છુ હુ તો નિરતર ધર્માનુષ્ઠાનમાજ તત્પર રહુ છુ, એટલે મને કોઇ પણ પ્રિય પદાર્થની આવશ્યકતા નથી "

તપસ્વિનીની આવી નિઃસ્વાર્થતાસૂચક વાણી સાભળીને હનુમાને કહ્યુ ' હે દેવિ ! તમે કે જે ધર્મ પ્રમાણે વર્તનારા છો તેને શરણે અમે સર્વ કપિઓ આજે આવી ચડયા છીએ મહાત્મા સુગ્રીવે અમને સીતાની શોધ કરીને પાછા વળવાનો જે અવધિ આપ્યો હતો તે તો અહીઆજ પૂરો થયો છે હવે અમારૂ આયુષ્ય ખુટી ચૂકયુ છે, કેમકે એક માસની અદર પાછા જવાની સુગ્રીવની આજ્ઞાનુ ઉલ્લઘન અમારાથી થશે એટલે અમને દેહાતદડ મળશે, માટે હે ધર્મચારિણિ ! તમે અમને સર્વને આ કોતરમાથી કહાડો, અને સુગ્રીવના ભયથી અમારૂ રક્ષણ કરો હે દેવિ ! સીતાજીની શોધરૂપી મોટુ કાર્ય અમારે કરવાનુ છે માટે અમને રસ્તો બતાવો.

વૃદ્ધ તાપસી સ્વયપ્રભાએ કહ્યુ " હે વીર હનુમાન ! આ કોતરમા પ્રવેશ કર્યા પછી કોઇ પણ પ્રાણીથી જીવતા બહાર નીકળાતું નથી, તોપણ

કઠિન નિયમોના પાલનથી મેળવેલા તપના પ્રભાવથી હું તમને બધાને આ ભયંકર કોતરમાથી બહાર કહાડીશ' એટલુ કહીને એણે બધાને કહ્યુ ' જો તમારે આ બિલમાથી બહાર નીકળવુ હોય તો સૌ પોતપોતાના નેત્ર મીચી દો, તેમ કર્યા વગર બહાર નીકળાશે નહિ '

વાનરોએ તે પ્રમાણે કર્યું એટલે સ્વયંપ્રભાએ પોતાના યોગબળવડે ક્ષણવારમાજ તેમને એ બિલમાથી બહાર કહાડયા અને આખ ઉઘડતાની સાથેજ તેઓએ પોતાને કોતરના બારણા આગળ બેઠેલા જોયા. ત્યા આગળ સ્વયપ્રભાએ એમને કહ્યુ "હે કપિઓ ! જુઓ આ અનેક જાતની લતાઓ અને વૃક્ષોવાળો વિંધ્યાચળ, પેલો દૂર જણાય છે તે પ્રસવણ પર્વત અને આ પાસેજ અગાધ જળવાળો દક્ષિણ સમુદ્ર છે, તમારૂં કલ્યાણ થાઓ હુ હવે મારા ભવનમા પાછી જઇશ."

હાલના સમયના વાયુયાનની પેઠે જોતજોતામા એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાની અદ્દભુત યૌગિક શકિત ધરાવવા માટેજ અમે આ તપસ્વિનીનો ઉલ્લેખ કર્યો છે. રાક્ષસને ઘેર રહેવા છતા પણ યોગ્ય પુરુષોનુ સન્માન અને અતિથિઓનો આદરસત્કાર કરવાનો આર્યોનો ધર્મ તેઓ વિસર્યા નહોતા એ પણ વખાણવા જેવુ છે

---

# रत्न ४२ मुं–कुशनाभनी कन्याओ



પૂર્વ કાળમા ભારતવર્ષમા સજ્જનોનુ સન્માન કરનાર, ધર્મના અનેક અનુષ્ઠાન કરનાર, તથા મહા તપસ્વી કુશ નામના એક ધાર્મિક રાજા થઇ ગયા છે તેમની પત્નીનુ નામ વૈદભી હતું એ ધાર્મિક દંપતીને ચાર પુત્ર હતા એમાના એકનુ નામ કુશનાભ હતુ એને પિતા તરફથી સત્ય, શીલ તથા ધર્મ વગેરેનુ સારૂ શિક્ષણ મળ્યુ હતુ મોટી ઉમરના થયા પછી એ ચારે ભાઈઓએ ચાર નગર વસાવ્યા હતા કુશનાભે મહોદય નામનુ એક નગર વસાવ્યુ કુશનાભે ઘૃતાચી નામની એક અપ્સરા ઉપર આસક્ત થઈને તેની સાથે લગ્ન કર્યું. એ અપ્સરાથી એને પરમ સુંદર સો કન્યાઓ ઉત્પન્ન થઈ. યૌવનની સાથે એ કન્યાઓનુ રૂપલાવણ્ય પણ ખીલી

ઉઠયું એક સમયે તે કન્યાઓ સુદર વસ્ત્રાભૂષણુ સજીને બગીચામા ક્રીડા કરવા ગઈ ત્યા જઇને તેઓ ઉત્તમ સ્વરથી વાજિત્રસહિત નૃત્ય તથા ગાયન કરીને નિર્દોષ આનદ માણી રહી હતી બગીચામા વૃક્ષો તથા લતાઓની ઘટાઓમા એ કન્યાઓ ફરતી ત્યારે આકાશમા વાદળાઓ વચ્ચે રહેલા નક્ષત્રોનું ભાન થતુ હતું એ સમયે પૃથ્વીમા એમના સમાન સુદર રૂપવાળી કન્યાઓ બીજી થોડીજ હશે.

વાયુદેવ એ કન્યાઓના રૂપથી મુગ્ધ થઇને કામાસકત થયો અને કહેવા લાગ્યો, "હે રમણીઓ ! હુ તમારા રૂપગુણથી મોહિત થઇ ગયો છું અને તમારી સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખું છુ તમે મારી ભાર્યાઓ થશો તો તમારૂ આયુષ્ય લબાશે અને આ મનુષ્યભાવને તજીને દેવરૂપ થશો વળી મનુષ્યોનુ યૌવન તો ચંચળ છે આજ તમે યુવાવસ્થામા છો, પણ વખત જતા તમારા દેહની આ સુકુમારતા ચાલી જશે, પરંતુ તમે જો મારી પત્ની બનશો તો તમારી યુવાવસ્થા કદાપિ નાશ પામશે નહિ અને તમે અમર રહેશો"

પરાક્રમી વાયુદેવના આવા વચન સાભળીને એ કન્યાઓએ ખડખડાટ હસીને એમનુ અપમાન કર્યું તથા કહ્યું કે "હે દેવોમા દેવશ્રેષ્ઠ વાયુદેવ ! અમે સર્વે તારા પ્રભાવને જાણીએ છીએ તુ સર્વ પ્રાણીઓમા વિચરે છે અને તેથી સર્વના અતરની ઇચ્છાને જાણનારો છે, માટે આ કન્યાઓનો પ્રેમ મારા ઉપર છે કે નહિ ? આ કન્યાઓ મારૂ વચન પાળશે કે નહિ ? એ બાબત જાણવા છતા પણ આવી ન છાજે એવી ઇચ્છા પ્રગટ કરીને તું શા સારૂ અમારૂ અપમાન કરે છે ? હે દેવ ! અમે સર્વ કુશનાભની પુત્રીઓ છીએ કોપ કરીએ તો અમારા પ્રભાવવડે તને વાયુપદ ઉપરથી ભ્રષ્ટ કરવાને સમર્થ છીએ, પરતુ એમ કરવાથી અમારૂ તપ નાશ પામે એમ સમજીને અમે તને શાપ દેતા નથી. માત્ર અમારા તપની રક્ષા કરીએ છીએ. હે દુષ્ટ બુદ્ધિવાળા વાયુ ! પોતાના સત્યવાદી પિતાનુ અપમાન કરીને એમની સમતિ વગર માત્ર વિષયવાસનાવડે સ્વતત્ર થઇને અમે સ્વયવર વરીએ એવો સમય કદાપિ ન પ્રાપ્ત થાઓ. અમારા પિતા કુશનાભજ અમારા પ્રભુ અને પરમ દૈવત છે, એ જેને પસદ કરશે તેજ અમારો પતિ થશે."

કન્યાઓનું આવું વચન સાંભળીને અત્યંત ક્રોધાયુકત થએલા વાયુ-

દેવે તે સર્વના અંગોને તોડી નાખ્યા આથી તેઓ ઘણી દુખી થઇને રોતી રોતી પિતાની પાસે ગઇ અને પિતાના ચરણમા મસ્તક મૂકીને કહ્યુ કે "હે પિતાજી ! સર્વ ભૂત પ્રાણીઓમા વિચરનાર વાયુએ અમારી આવી દશા કરી છે, તે દુષ્ટ અવળો માર્ગ ગ્રહણ કરી બળાત્કારે અમારો પરાભવ કરવા ઇચ્છે છે, પરંતુ અધર્મનો વિચાર કરતો નથી તેણે જ્યારે અમારી આગળ દુષ્ટભાવ પ્રકટ કર્યો ત્યારે અમે તેને કહ્યુ કે 'તમારૂ કલ્યાણ થાઓ, અમે કાંઈ સ્વતંત્ર નથી કે જેથી તારી ઇચ્છાને અધીન થઇ શકીએ, પરંતુ અમારા પિતા કુશનાભ વિદ્યમાન છે માટે તું એમની પાસે જઇને માગુ કર જો તે અમને આપશે તો અમે તારી સ્ત્રીઓ થઇશું અમે એમ કહ્યુ છતા પણ એ પાપીએ માન્યુ નહિ અને ક્રોધે ભરાઇ અમારા હાડકા ભાગી નાખ્યા "

ધાર્મિક અને તેજસ્વી પિતા પુત્રીઓના આ કૃત્યથી પ્રસન્ન થયા અને બોલ્યા "હે પ્રિય પુત્રીઓ ! ધન્ય છે તમને ! વાયુએ તમારો મોટો અપરાધ કર્યા છતા પણ તમે ક્ષમા બતાવી એ યોગ્ય કર્યું છે, અને તમે સર્વેએ એકમત થઇને તથા કામના વેગને સહન કરીને મારા કુળની લાજ સાચવી છે એ પણ ઘણુજ મોટુ કામ કર્યું છે અપરાધ કરનારાને ક્ષમા આપવી એ ગુણ જેમ પુરુષોને માટે ભૂષણરૂપ છે તેમજ સ્ત્રીઓને માટે પણ છે, પરંતુ દેવના વચનનો અનાદર કરીને તમે કામદેવના વેગને સહન કર્યો એ તો અત્યંત અઘરૂ કામ કર્યુ છે હું તમારા કામથી પ્રસન્ન થયો છુ અને ઇચ્છુ છુ કે તમારા જેવી ક્ષમા મારા આખા કુટુંબમા અને દેશમા રહે, કારણ કે ક્ષમા એજ દાન છે ક્ષમા એજ સત્ય છે, ક્ષમા એજ યજ્ઞ છે, ક્ષમા એજ યશ છે, ક્ષમા એજ ધર્મ છે અને સઘળુ જગત્ ક્ષમાના આધારેજ રહેલુ છે." એટલું કહીને રાજાએ પુત્રીઓને તો મહેલમા વિદાય કરી અને પોતે એમને માટે યોગ્ય વરની શોધમા પડ્યો બહુ તપાસ કર્યા પછી 'કાંપિલી' નગરીના રાજા બ્રહ્મદત્ત સાથે એ કન્યાઓના લગ્ન કરી દીધા. બ્રહ્મદત્ત પણ ઘણો તેજસ્વી, ધાર્મિક અને સર્વ વિદ્યાસંપન્ન હતો પાણિગ્રહણ સમયે એના હાથનો સ્પર્શ થતા વારજ બધી છોકરીઓનુ કદરૂપાપણુ જતું રહ્યુ અને તેમની કાન્તિ બહુજ તેજસ્વી થઇ ગઇ

બ્રહ્મદત્ત તેમની સાથે યથાવિધિ લગ્ન કરીને તેમને સાથે લઇને વિદાય થયો અને સુખમા, ધર્મકાર્યોમા તથા પ્રજાપાલનમાં જીવન ગાળવા લાગ્યો

# रत्न ४४ मुं–चूडाला



સૌરાષ્ટ્ર દેશના રાજાની કન્યા હતી દ્વાપર યુગમા તેનો જન્મ થયો હતો. એ ઘણી સુશિક્ષિતા હતી અને સગીત નૃત્ય આદિ લલિત કળાઓમા વિશેષ નિપુણ હતી સૌંદર્ય પણ એનુ અસાધારણ હતુ એ સમયમા ઉજ્જન નગરમા શિખિધ્વજ નામનો પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો એ રાજા ઘણો સદ્‌ગુણી, પ્રતાપી, ધર્મપરાયણ તથા પરમ નિરભિમાની અને વિનયી હતો ધર્મ ઉપર વિશેષ પ્રીતિ હોવાથી એણે અનેક યજ્ઞો કર્યા હતા, અનેક દેશોને જીત્યા હતા દુર્વ્યસન તથા સ્ત્રીઓથી એ સદા દૂરજ રહ્યો હતો. સોળ વર્ષની યુવાન વયે એ રાજ્યગાદી પર બેઠો હતો અને પોતાની અપૂર્વ રાજ્ય પ્રબધની કુશળતાને લીધે ચારે તરફ સુખ્યાતિ મેળવી હતી પ્રજાનું રજન કરવામા એનો સમય વ્યતીત થઈ રહ્યો હતો, એવામા એક વખત વસત ઋતુનુ આગમન થયુ. વૃક્ષો ઉપર પુષ્પો ખીલી ઉઠયા. વનોમા ચારે તરફ સુગધિત વાયુ વાવા લાગ્યો. રાજા શિખિધ્વજના મનમા પણ એ સમયે યૌવનનો મદ ધીમે ધીમે ઉત્પન્ન થયો અને કોઈ સુદર સ્ત્રીની સાથે લગ્ન કરવાને તે ઘણો ઉત્કઠિત થયો. હવે રાજ્યકાજમા એનુ ચિત્ત ચોટતુ નહિ અને રાતદિવસ પોતાની ભાવિ પત્નીનાજ વિચાર આવ્યા કરતા

રાજાની ચેષ્ટાઓ ઉપરથી તેના અનુભવી મત્રીઓ તેનો અભિપ્રાય જાણી ગયા અને તેમણે રાજાની તરફથી સોરઠના રાજાની કન્યા ચૂડાલાનું માગુ કર્યું સોરઠના રાજાએ ઘણી પ્રસન્નતાથી એ માગુ સ્વીકાર્યું અને ઘણી દાસીઓવાળી નવયૌવનવતી અને પરમ રૂપવતી એ ચૂડાલાનું લગ્ન પણ યથાસમયે શિખિધ્વજ રાજા સાથે થઇ ગયું યોગ્ય પતિને પામવાથી રાજકન્યા પણ ઘણી પ્રસન્ન થઇ. સૂર્યનારાયણ જેમ કમલિનીને પ્રફુલ્લિત કરે છે તેમ શિખિધ્વજ રાજાએ સ્નેહથી કમળનયની ચૂડાલાને પ્રસન્ન અને પ્રફુલ્લિત રાખવા માડી. બંનેના ચિત્ત એકબીજા ઉપર ચોટી ગયાં અને એમની પ્રીતિ દિનપર દિન વધવા લાગી બનેના વિચારો, ઇચ્છાઓ એક સરખ થવા લાગ્યા અને બંને જણાં બે દેહમાં રહેલા એક અખંડ જીવ હોય એવા જણાવા લાગ્યા. ચૂડાલા શિખિધ્વજ રાજા પાસેથી ધર્મશાસ્ત્ર, રાજનીતિ વગેરે શીખીને અનેક વિદ્યાઓમાં

પારગત થઇ રાજા પણ એની પાસેથી સંગીત, નૃત્ય વાદ્ય આદિ કળાઓ શીખ્યો. પરસ્પર પ્રિય, સુગંધ અને પુષ્પની પેઠે પરસ્પરથી અભિન્ન, શરીરભિન્ન હોવા છતાં એકાત્મ થએલા, સ્નેહને લીધે સ્વચ્છ અને મધુરતાવાળા, જાણે સાક્ષાત્ શિવ અને પાર્વતીનો અવતાર હોય એવા એ દંપતી આનંદપૂર્વક જીવન ગાળી રહ્યા હતા. એ પ્રમાણે એ પ્રેમી જોડાએ ઘણા વર્ષો સુધી સુખ અને વિલાસ ભોગવ્યા. સુજ્ઞ પુરુષોને પણ મદઘેલી બનાવી મૂકતી દિવાની જુવાનીની અવધિ પણ કેટલી ટુંકી હોય છે! એક પ્રસિદ્ધ ઉર્દુ કવિએ કેવું વ્યાજબી કહ્યું છે કે –

* " રહતી હૈ કબ બહારે જવાની તમામ ઉમ્ર "
માનિન્દ બૂયે ગુલ ઈધર આઇ ઉધર ગઈ
જો જા કર ન આયે વહ જવાની દેખી,
જો આ કર ન જાયે વહ બૂઢાપા દેખા. "

આખરે એ સુશીલ દંપતીને પણ ભાન થયું, કે આપણે ભોગવિલાસમાં જીવનના ઘણા અમૂલ્ય વર્ષ ગાળી નાખ્યાં. આ દેહ જરા અને મૃત્યુને આધીન છે. પાકેલું ફળ પડયેજ છુટકો, તેમ આ દેહને પણ વૃદ્ધાવસ્થા અને મૃત્યુ અનિવાર્ય છે. જેમ હિમ કમળ ઉપર પડીને એને ઠારી નાખવા તૈયાર રહે છે તેમ ઘડપણ મનુષ્યમાત્ર ઉપર પડવાને તત્પર રહે છે. જેમ હાથના ખોબામાંથી પાણી સર્યા કરે તેમ આયુષ્ય નિરંતર ટપકતું જાય છે. જેમ વર્ષાઋતુમાં કડવા તુમડાની વેલ વધ્યા કરે છે તેમ એકલી તૃષ્ણાજ વધ્યા કરે છે. જેમ પર્વતમાંની નદીનું ચોમાસાનું પૂર જતું રહે છે તેમ અમારૂં યૌવન જતું રહે છે. જેમ ઇન્દ્રજાળ મિથ્યા છે તેમ જીર્ણ સ્થિતિવાળું જીવન પણ ફોકટ છે. ધનુષ્યમાંથી છોડેલા બાણોની પેઠે સુખો વેગથી નાસી જાય છે. માંસ ઉપર ઝપટ મારનાર ગીધ વગેરે પક્ષીઓની પેઠે તૃષ્ણા અને દુઃખ ચિત્ત ઉપર ઝડપ નાખ્યા કરે છે. વર્ષાઋતુના પાણીના પરપોટાની પેઠે આ દેહ ક્ષણભંગુર છે. કેળના ગર્ભની પેઠે આ સંસારના બધા વ્યવહાર સાર વગરના છે. અપ્રિય પતિની સ્ત્રીની પેઠે આ યુવાવસ્થા ઝટ ચાલી જાય છે. મનમાં પરાણે ખેદના વિચારો આવે છે. માટે હવે સંસારના ભોગવિલાસ ઉપરથી આસક્તિ ઉપાડી લઇને,

* જવાનીની બહાર કાંઇ આખી જીંદગી બેસી રહેતી નથી. ફૂલની સુગંધની પેઠે એ તો એક તરફથી આવીને બીજી તરફ જોતજોતામાં ચાલી જાય છે.

સત્ય, શિવ અને સુદર એવા નિત્ય પદાર્થને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. એ રાજારાણીને ખાત્રી થઇ કે કેવળ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યાથીજ અમારા મોહપાશ છૂટશે, મનની મુઝવણુ ઓછી થશે, અને આધિ વ્યાધિ અને ઉપાધિમાથી મુકત થવાશે. એ વિચારથી એમણે ધર્મશાસ્ત્રોનું શ્રવણુ, મનન અને નિદિધ્યાસ, તથા જ્ઞાની અને ત્યાગી પુરુષોના સત્સગમા જીવન ગાળવા માડયુ

ચૂડાલા ઘણીજ સસ્કારી સ્ત્રી હતી એટલે સાધુઓ અને ધર્મશાસ્ત્રોના ઉપદેશે તેના હૃદય ઉપર સચોટ અસર કરી, અને તે રાતદિવસ મનમા ને મનમા વિચાર કરવા લાગી કે " શરીર પોતાનુ કામ ભલે કર્યા જાય, પણુ મારે પોતાના આત્માનુ અવલોકન કરીને વિચારવુ જોઇએ, કે હુ કોણુ છુ ? આ સસારરૂપી ભ્રમ કોને ઉત્પન્ન થયો છે, શા કારણુથી એ ભ્રમ ઉત્પન્ન થયો છે અને ક્યા ઉત્પન્ન થયો છે ? દેહ તો જડ અને મૂઢ છે હુ કાઇ દેહ માત્ર નથી એ તો ખાત્રી છે, કેમકે નાના અણુસમજુ બાળકો પણુ 'મારૂ શરીર' એમ કહે છે માટે દેહ અને દેહનો સ્વામી એ બન્ને ભિન્ન છે કર્મેન્દ્રિયોનો સમૂહ જે આ દેહથી અભિન્ન હાથ-પગ વગેરે અવયવોરૂપ છે તે પણુ જડજ છે, જ્ઞાનેન્દ્રિયો પણુ જડજ છે, કેમકે જેમ લાકડીવડે માટીનુ ઢેફુ હડસેલાય તેમ એ જ્ઞાનેન્દ્રિયો મનવડે હડસેલાય છે સકલ્પ શક્તિવાળુ મન પણુ જડજ છે એમ હુ ધારૂ છુ, કેમકે જેમ ગોફણોથી પથરો પ્રેરાય તેમ બુદ્ધિના નિશ્ચય વડે મન પ્રેરાય છે. બુદ્ધિ પણુ જડ છે, કેમકે એ અહકારથી પ્રેરાય છે. અહકાર પણુ નિસાર છે પ્રાણુરૂપ ઉપાધિવાળો અને હૃદયમા બિરાજી રહેલો જીવ જો કે ચેતન છે તોપણુ તો સુકુમાર હોવાને લીધે પોતાની અંદર રહેલા બીજા કોઇ સાક્ષીથી પરિપૂર્ણ થઇને જીવે છે. મે જાણ્યુ છે કે દશ્યોના અવલોકનથી દૂષિત જેવા થયેલા, અનાદિ અને ચૈતન્યાત્મક એ સાક્ષીરૂપ આત્માથી જીવ જીવે છે બુદ્ધિ આદિમા પ્રતિબિંબિત થઇને જીવે પોતાનું રૂપ છોડી દીધુ છે જગત્ પણુ ચૈતન્યરૂપ હોવા છતા આવરણુને લીધે જડ, શૂન્ય અને મિથ્યા જેવુ થઈ ગયુ છે " આ પ્રમાણે લાબા કાળસુધી આત્માના તત્ત્વનો વિચાર કરતા કરતા ચૂડાલાને એ મહા સત્ય જણાયું કે જેના જાણ્યા પછી કાઈ પણુ જાણુવા સરખું રહેતુ નથી. એ પરમ તત્ત્વ જાણ્યા પછી કશું ગ્રહણુ કરવાનું કે છોડવાનું રહેતું નથી.

હવે એની ખાત્રી થઈ કે ‘ મહા સત્તા ’ એ શબ્દથી ઓળખાતુ એક મહા-ચૈતન્ય છે તેજ નિષ્કલંક, સમ, શુદ્ધ, નિરહંકાર, શુદ્ધ, જ્ઞાનરૂપ-આકાર વાળુ, મંગળરૂપ અને સન્માત્ર છે પોતાના સ્વભાવથી કદિ પણ ભ્રષ્ટ થતુ નથી કોઇનાથી આવરણ પામતુ નથી, સર્વદા અખંડ ઉદયવાળુ છે, અને બ્રહ્મ તથા **પરમાત્મા** આદિ નામોથી ઓળખાય છે એ પ્રમાણે વિદુષી ચૂડાલાએ પરમ ચિંતવન કરીને પરમાત્માના ખરા તત્ત્વને જાણ્યુ, અને રાગ, ભય, તથા મોહથી મુક્ત થઇને શરદ્ ઋતુના આકાશની પેઠે શાન્ત થઈ ગઈ મનના સર્વ સંદેહ દૂર થઈ ગયાથી ચૂડાલાનો શોભા પણ વધવા લાગી હવે એના ચિત્તમા અપૂર્વ શાન્તિ બિરાજી રહી હતી. પોતાના સ્વરૂપના વિવેકનો ઘાડો અભ્યાસ થઇ જવાથી આત્માનો સાક્ષાત્કાર થવાને લીધે એ વિદુષી મહિલા વસંતઋતુમા ખીલેલી સુંદર પુષ્પલતાની પેઠે શોભતી હતી

એક દિવસે રાજાએ તેના અપૂર્વ સૌન્દર્ય અને નવયૌવનથી પ્રસન્ન થઇને હસતા હસતા કહ્યુ “ વહાલિ ! તને તો ફરીથી જોબન આવ્યુ જણાય છે તે અમૃતરસનુ પાન કર્યું હોય, અથવા કોઈ અલભ્ય પદ મેળવ્યુ હોય એવી તુ જણાય છે. તરૂં ચિત્ત ભોગવિલાસમા નહિ ગુથા-યલુ, શમ, દમ, આદિ ગુણોવાળુ અને સ્થિર દીઠામા આવે છે તુ પર્વત-ની પેઠે સ્થિર અને સમુદ્રની પેઠે ગંભીર દેખાય છે. જગત્ના રસરૂપ પરમ તત્ત્વને ઓળખ્યાથી તુ પૃથ્વીના જેવી અચળ અને શાન્ત થઇ છે તારી આકૃતિ અને અવયવ તો પહેલાના જેવાજ છ, પરંતુ વસન્ત-ઋતુમા લતાઓ ખીલી ઉઠે છે, તેમ તુ અત્યારે ખીલેલી દેખાય છે તે શુ અમૃત પીધુ છે, કે રસાયન અથવા મંત્રના પ્રયોગથી મૃત્યુને જીતી લઇને ચિર યૌવન સંપાદન કર્યું છે ? ”

ચૂડાલાએ વિનયપૂર્વક કહ્યુ “ પતિદેવ ! રસાયન કે મંત્રપ્રયોગ દ્વારા મે કોઇ સિદ્ધિ મેળવી નથી, મે તો અંતર્મુખી દૃષ્ટિવડે આત્મ-બુદ્ધિનો ત્યાગ કરીને પરબ્રહ્મનુ ખરૂ સ્વરૂપ જાણ્યું છે, તેને લીધેજ વિશેષ સુંદર દેખાઉ છુ. આ અસત્ય હદવાળા, સર્વ પદાર્થોમા નહિ બંધાતા સત્ય અને અપરિમેય પરબ્રહ્મનો આશ્રય લીધો છે માટે હુ વધારે ખૂબસુરત દેખાઉં છુ. ભોગો ભલે ન ભોગવાયા હોય કે દૂર હોય, પણ તેમને ભોગવ્યા હોય એટલેજ આનંદ મનમા માનીને હું પ્રસન્ન રહું

છુ તેથી હુ શોભાયમાન દેખાઉ છુ. હર્ષ અને શોકના મનોવિકાર મને બાધ કરતા નથી, રાજલીલામા મનને પરોવતા હુ આકાશ જેવા અનન્ત અને અપાર પરબ્રહ્મમાજ રમું છુ માટે હુ શોભુ છુ આસન અને ઉપવન આદિમા દેહ રહ્યા છતા પણ હુ પૂર્ણ આત્મસ્વરૂપમાજ નિમગ્ન રહુ છુ, ભોગોમા હુ નિમગ્ન રહેતી નથી, તેમજ ભોગ નહિ મળતા મને ખેદ થતો નથી, તેથી હું શોભું છુ હું આ જગત્‌ની સ્વામી છુ, અને સ્થૂળ, સૂક્ષ્મ આદિ દેહથી તદ્દન જૂદુજ એવું શુદ્ધ ચૈતન્યરૂપ છુ એમ સમજીને આત્મામાજ સતુષ્ટ રહુ છુ, તેથીજ હુ શોભું છુ" એ પ્રમાણે જ્ઞાનની અનેક વાતો કહીને ચૂડાલાએ પતિને સમજાવ્યુ કે આત્માના સૌંદર્યથીજ દેહની બહારની શોભા, અને લાવણ્યમા પણ વધારો થાય છે

પરતુ ચૂડાલાનો એ બધો આત્મજ્ઞાનનો બોધ એના પતિને ગળે ઉતર્યો નહિ સસારમા રહ્યા છતા મનુષ્યને એ પ્રમાણે આત્મસાક્ષાત્કાર થાય એ વાત એના માન્યામા આવી નહિ, અને તેણે પત્નીને કહ્યુ "હે સુદરિ! તારૂ બોલવુ ઢગધડા વગરનુ છે તું હજુ કાચી બુદ્ધિની છે તારી આ ઉમર સુખ ભોગવવાની છે માટે નિરાતે સુખ ભોગવ. તે જે બધી વાતો કહી એ અપ્રત્યક્ષ છે સુખ અને ભોગવિલાસો નહિ ભોગવ્યા છતા પણ હું તે ભોગવ્યા હોય એટલોજ સતોષ માનુ છુ એમ જે તે કહ્યું તે બધો મિથ્યા પ્રલાપ છે. એવી વાત તે કાંઈ બની શકે નહિ માટે હે વિલાસિનિ! તુ હજુ જુવાન, મૂઢ અને ચચળ છે, માટે મારી સાથે અનેક પ્રકારના વિલાસમા જીવન વ્યતીત કર' એ પ્રમાણે રાણીની મશ્કરી કરીને રાજા સ્નાન કરવા સારૂ ચાલ્યો ગયો ચૂડાલા રાજાની એ વર્તણુકથી ઘણો ખેદ પામવા લાગી કે 'અહા! કેવી દિલગીરાની વાત છે કે રાજાને આત્મજ્ઞાન નહિ હોવાથી એ મારી વાત સમજી શકયા નહિ.' કેટલાક સમયસુધી પત્નીપતિએ એ પ્રમાણે વિચારની ભિન્ન ભિન્ન દિશામા પ્રયાણ કર્યું. ત્યાર પછી ચૂડાલાને એક દિવસ એવી ઇચ્છા થઈ કે મારે આકાશગમનની સિદ્ધિ પ્રાપ્ત કરવી જોઇએ એ ઉદ્દેશથી એ રાજ્યમહેલનો ત્યાગ કરીને એકાન્ત વનમા ગઈ અને ત્યા આગળ પદ્માસન વાળીને ઘણા લાબા સમયસુધી તપશ્ચર્યા કરી, આખરે એ સિદ્ધિને સપાદન કરીને એ પાછી રાજમહેલમા આવી, અને પહેલાની પેઠે ગૃહસ્થાશ્રમના કામકાજમા તથા આત્મતત્ત્વના ચિત્વનમા ગુથાઇ

મનુષ્ય સંસારના મોજશોખમાં ગમે તેટલો ભલે ગુંથાયલો રહે, પણ જ્યાંસુધી તેના હૃદયને ધર્મનું ખરૂં રહસ્ય જાણ્યાથી પ્રાપ્ત થતી શાંતિ મળતી નથી, જ્યાંસુધી એના હૃદયમાંની શંકારૂપી ગાંઠો છૂટતી નથી, ત્યાંસુધી એને સાચી તૃપ્તિ થતી નથી. રાજા શિખિધ્વજની પણ એજ અવસ્થા હતી એ મનમાંને મનમાં ઉદાસ રહ્યા કરતો હતો, એનું હૃદય ડંખ્યા કરતું, કે જે પરમ શાન્તિ પોતાની પત્ની ચૂડાલા ભોગવી રહી છે તે શાન્તિને પોતાના હૃદયમાં સ્થાનજ નથી આથી એણે બ્રાહ્મણો અને ઋષિઓનો સંગ કરવા માંડ્યો, અનેક વ્રત તથા દાન કરવા માંડ્યા, પરંતુ એથી પણ એના મનને જોઈતી શાન્તિ વળી નહિ તેનું શરીર ચિંતારૂપી અગ્નિથી સૂકાવા લાગ્યું, અને આ સંસારરૂપી મહાવ્યાધિનું ઔષધ એ શોધવા લાગ્યો હવે એને રાજ્યનું સુખ પણ કડવું ઝેર લાગવા માંડ્યું આખરે એક દિવસ તેણે રાણી ચૂડાલાની પાસે જઈને કહ્યું “ ઘણા લાંબા સમયસુધી મેં રાજ્યવૈભવનો ભોગ કર્યો હવે મને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, માટે હું વનમાં જઈને રહીશ વનવાસમાં રાજ્યના કરતાં પણ અધિક સુખ છે ત્યાં કોઈ જાતની નથી ખટપટ કે નથી ચિન્તા ત્યાં રહેવાથી મન ઘણું શુદ્ધ અને પ્રસન્ન રહે છે આશા છે કે તું મને વનમાં જવાની રજા આપીશ, અને મારા માર્ગમાં વિઘ્ન નાખીશ નહિ સારી સ્ત્રીઓ સ્વપ્નમાં પણ પોતાના પતિની ઈચ્છાનો ભંગ કરતી નથી ”

ચૂડાલાએ કહ્યું “ પ્રાણનાથ ! દરેક વસ્તુ અને દરેક કાર્ય યોગ્ય વખતેજ શોભે છે. વસંતઋતુમાં પુષ્પ અને શરદ ઋતુમાં ફળ શોભા આપે છે, તેમ વૃદ્ધાવસ્થાને લીધે જેનો દેહ ઘરડો થઇ ગયો હોય તેને વનવાસ કરવો ઘટે છે તમારા જેવા યુવાન પુરુષ વનવાસ કરે એ વાત મને તો ગમતી નથી વૃદ્ધાવસ્થામાં આપણે બન્ને એક સાથે ઘરબાર ત્યજીને વનવાસ કરીશું તે પહેલાં પ્રજાના રક્ષણનું કાર્ય છોડી દઇને વનમાં ચાલ્યા જવાથી ઉલટું કર્તવ્યદ્રોહનું પાપ લાગશે,” પરંતુ પત્નીની આ સલાહ રાજાને રુચિ નહિ તેથી તે સ્નાન કરવા સારૂ મહેલની અંદર ગયો રાત્રે નિયમપૂર્વક એણે રાણી સાથે શયન કર્યું, પણ પાછલી રાતે એને ભરનિદ્રામાં સૂતેલી છોડીને પોતે રાજમહેલમાંથી બહાર નીકળી પડ્યો જતી વખતે તેના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડ્યા કે ‘ રાજ-લક્ષ્મિ ! તને હવે છેલ્લા નમસ્કાર છે ” ત્યાર પછી તે ભયાનક જંગલો

વટાવીને મંદરાચલ પર્વતની પાસે એક પર્ણકુટી બાંધીને પ્રસન્નતાપૂર્વક રહેવા લાગ્યો રાજવિલાસ તેના સ્મરણમા પણ આવતો નહિ

મધરાતે જ્યારે રાણી ચૂડાલા જાગી તો એણે પોતાની પડખે રાજાને દીઠો નહિ એ એકદમ ભયભીત થઇને જાગી ઉઠી અને વિચારવા લાગી કે હવે મારે શું કરવુ ? હુ પણ પતિની પાસેજ જઇશ, કેમકે આર્ય સ્ત્રીઓને પતિ એજ પરમ દૈવત છે. "એવો વિચાર કરીને એ તરતજ પતિની શોધમા નીકળી પડી, અને થોડાજ સમયમા પતિનો પત્તો લગાડ્યો. એણે પોતાના પતિને એકલો વનમા જતો જોયો, પરંતુ એણે એકદમ રાજાની પાસે જવુ યોગ્ય ધાર્યું નહિ, કેમકે એમ કર્યાથી એ ફરીથી એનો ત્યાગ કરીને નાસી જાય એવો ભય હતો ઘણા લાબા સમય પછીજ પતિનો મેળાપ કરવાનો એણે નિશ્ચય કર્યો. ત્યાર પછી એ પાછી અંતઃપુરમા ગઇ, અને રાજા કોઈ અગત્યના કામસર બહાર ગયા છે, એમ જણાવી રાજ્ય અને અંતઃપુરનો પ્રબંધ પોતાના હાથમા લીધો એ પ્રમાણે રાજ્યની રક્ષામા એનો અઢાર વર્ષનો સમય વ્યતીત થઈ ગયો, અને પતિપત્નીનો મેળાપ થયો નહિ ત્યાર પછી એક દિવસ એ પતિના દર્શન કરવાની અભિલાષાથી રાજમહેલમાથી એકલી નીકળી પડી, અને વાયુને વેગે જે અરણ્યમા રાજા શિખિધ્વજ તપસ્યા કરતો હતો ત્યા જવા લાગી પોતે ઘણી જ્ઞાની અને સારાસાર સમજનારી હતી તોપણ જેમ જેમ જંગલમા વિચરતી ગઈ તેમ તેમ પતિને મળવાની ઉત્કંઠા વધવાજ લાગી, અને એ વિચારવા લાગી, "મનુષ્યોનો સ્વભાવ જીવતાસુધી બદલાતોજ નથી હુ પોતાના મનને વિવેકથી ઘણુએ રોકુ છુ, છતા એમ થાય છે, કે સિંહના જેવી મજબૂત કાંધવાળા મારા પતિને હુ ક્યારે મળીશ ! મંજરીઓના ઝુમખાથી વીંટાયલી વેલો વૃક્ષોરૂપી પોતાના પતિને ક્ષણભર છોડતી નથી એ જોઈને મારા મનમા પતિને મળવાની ઉત્કંઠા વધતી જાય છે આ મંદ પવન, આ શીતળ ચંદ્રકિરણ, આ રમણીય વૃક્ષો મારી ઉત્કંઠામા વધારો કરે છે " વળી પોતાના મનને ઠપકો આપીને કહે છે "હે મૂઢ ચિત્ત ! તને આટલી બધી તાલાવેલી કેમ લાગી રહી છે ? તારૂ નિર્મળ વિવેકીપણુ ક્યા જતુ રહ્યુ ? હે શરીર ! તુ જેના આલિંગનમાટે ઈચ્છા રાખી રહ્યું છે તે પતિ તો વૃદ્ધ, તપસ્વી, દુર્બળ શરીરના અને વાસનારહિત થઈ ગયા હશે. હવે રાજ્યાદિના ભોગ ભોગવવાની લાલસા એમનામા જરાયે

નહિ રહી હોય ” વળી એને વિચાર સૂઝ્યો “ હુ યોગબળથી એમને બોધ આપીને બાકી રહેલા પ્રારબ્ધ ભોગવવાને ઉત્સાહિત કરીશ, તથા એમના ચિત્તને વન અને મહેલ બન્નેવિષે સમાન વૃત્તિવાળુ બનાવી પાછા રાજ્યમા લઇ જઈશ, અને અમે બન્ને પાછા આનદમા રહીશુ. મારા પતિને પણ હવે ખરૂ જ્ઞાન પ્રાપ્ત થયું હશે સમાન વિચારના દપતીને પરસ્પર સહવાસથી જે આનદ મળે છે તે સૈથી શ્રેષ્ઠ છે.” એવો વિચાર કરતી, પોતે મેળવેલી સિદ્ધિના પ્રતાપે, આકાશમાર્ગે અનેક પર્વતો, દિશાઓ અને નદીઓને ઓળગી, ચૂડાલા મદરાચળની ગુફા પાસે ગઇ, અને અદર પ્રવેશ કરીને એકાગ્રચિત્તે પતિના દર્શન કર્યા, આજ એ રાજા દુર્બળ, શ્યામવર્ણ અને ઢીલો થઇ ગયેલો જણાયો આજે એના ચહેરા ઉપરથી સસારના સઘળા વૈભવોપ્રત્યે નિસ્પૃહતા જણાઇ આવતી હતી, એણે ફાટેલા વસ્ત્ર ધારણ કર્યા હતા, તથા માથે મોટી જટા રાખી હતી શાન્તચિત્તે એ એકલા બેસી દેવતાઓ અને અતિથિના પૂજનને સારૂ માળા ગુથી રહ્યો હતો. પતિને આવી સ્થિતિમા જોઇને ચૂડાલા વિચારવા લાગી કે ‘અહો! અજ્ઞાનથી ઉત્પન્ન થયેલુ મૂર્ખપણું મહા વિષમ છે. મારા પતિનું જ્ઞાન અજ્ઞાનના આવરણથી ઢકાઈ જવાથી એમને આવી દશા પ્રાપ્ત થઇ છે, માટે આજે મારે એમને ખરૂ જ્ઞાન આપીને સાચા તત્ત્વજ્ઞ બનાવવા, પરતુ એમ કરવાને માટે મારે આ રાણીનું રૂપ બદલીને બીજાજ કોઈ વેશમા જવુ જોઇએ.” એમ વિચારીને ચૂડાલાએ તરુણ બ્રાહ્મણ કુમારનું રૂપ ધારણ કર્યું, અને થોડીવારમા પતિના આશ્રમમા જઈ પહોચી, રાજા શિખિધ્વજે તેનો ઘણો આદરસત્કાર કર્યો અને પૂછ્યુ “મહાભાગ્યવાન દેવપુત્ર ! આપનુ અહિંયા કયાથી પધારવું થયું છે? આજ આપના દર્શનથી મારો દિવસ સફળ થયો છે. અત્રે પધારી મને માન આપનાર દેવપુત્ર ! આ અર્ધ્ય, પાદ્ય તથા પુષ્પો છે તે સ્વીકારીને મને આભારી કરો.”

ત્યાર પછી રાજાની એ પૂજનસામગ્રી સ્વીકારીને બ્રાહ્મણકુમારનો વેશધારી ચૂડાલા બોલી:– “હું પૃથ્વીમાં ઘણા સ્થાનોમા ફર્યો છું, પરંતુ તમારા તરફથી મારી જેવી પૂજા થઇ તેવી બીજા કોઇ તરફથી થઇ નથી. તમે ચિરજીવી રહો એવો હુ આશીર્વાદ આપું છું; પરંતુ રાજર્ષિ! મને વિચાર ઉત્પન્ન થાય છે કે આપે આ મહાતપ શુ મોક્ષને માટેજ આદર્યું છે? સન્યાસીઓ અને વાનપ્રસ્થાશ્રમીઓએ સેવવાયોગ્ય આ તપ તમારે માટે

ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું કઠણ છે, કેમકે તમે સર્વ સ પત્તિવાળા રાજ્યનો ત્યાગ કરીને આ વનવાસનો અંગીકાર કર્યો છે ત્યાર પછી રાજા અને મુનિકુમારનો વેશધારી પત્ની વચ્ચે ઘણો વાદવિવાદ થયો ચૂડાલાએ પોતાનું નામ કુભ મુનિ બતાવ્યુ, અને રાજા સાથે સાચી મૈત્રી બાધીને ઘણા દિવસસુધી તેની સાથે સહવાસ કર્યો, તથા રાજાને અનેક ઉપદેશ તથા દાખલાદલિલોસહિત સમજાવ્યુ, કે સુખ અને દુ ખ એ મનના ધર્મ છે આત્માના ધર્મ નથી અજ્ઞાનરૂપી આવરણ આવી જવાથી તેમને આત્માના માની લીધા છે આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી સુખદુ.ખ બ ધન કરી શકતા નથી. જ્ઞાન વગર મુક્તિ નથી એ જ્ઞાન પ્રાપ્ત કરીને મિથ્યા અજ્ઞાનના આવરણમાથી છૂટો. તમે જયારે રાજા હતા ત્યારે નીતિવાન અને શાસ્ત્રવેત્તા તમારી પત્ની ચૂડાલાએ તમને જે ઉપદેશ આપ્યો હતો તે તમે સ્વીકાર્યો નહિ એ ઠીક કર્યું નહિ હે રાજા ! તમે ચૂડાલાના વચનનો અ-સ્વીકાર કરીને અહી આવતા રહ્યા તો પછી સર્વ ત્યાગ પૂર્ણપણે શામાટે ન સાધ્યો ? "

શિખિધ્વજે કહ્યુ " હે પ્રિય દેવપુત્ર ! મે રાજપાટ, ઘરબાર, સુદર અને વિદુષી સ્ત્રી બધાનો ત્યાગ કર્યો છે, છતા પણ તમે એમ શા સારૂ કહો છો કે મેં સર્વસ્વનો ત્યાગ નથી કર્યો ? હજી મારે ત્યજવા યોગ્ય બીજુ શુ છે ? "

રાણી ચૂડાલાએ કહ્યુ " ધન, સ્ત્રી, ઘર, રાજ્ય, ભૂમિ અને બ ધુઓ એ બધુ તો તત્ત્વદૃષ્ટિથી જોતા તમારૂ હતુંજ નહિ તો પછી તમે ત્યાગ કોનો કર્યો ? હજુ એક મુખ્ય ભાગ એવો રહી ગયો છે કે જેનો ત્યાગ કરશો ત્યારેજ તમે આનદમૂર્તિ થઈ શકશો. "

રાણીના એ ઉપદેશથી રાજાએ વૃક્ષ, પર્વત, અને ગુફાઓસહિત એ વનત્રિષેથી પણ પોતાનુ મમત્વ છોડી દીધુ, પર તુ એથી પણ ચૂડાલાને સ તોષ ન થયો. એટલે રાજાએ પોતાના આશ્રમનો પણ ત્યાગ કર્યો, પણ એ ત્યાગ પણ ચૂડાલાના ઉપર અસર કરી શકયો નહિ. એટલે રાજાએ મૃગચર્મ, કમ ડળ વગેરેનો પણ ત્યાગ કર્યો, એટલુ જ નહિ પણ એક મોટી હોળી સળગાવીને એ બધા પદાર્થોને બાળીને ભસ્મ કરી નાખ્યા, કે જેથી એના પ્રત્યેથી પણ મોહ જતો રહે. છેવટે જે પવિત્ર માળાવડે પોતે પરબ્રહ્મ પરમાત્માના નામનો અખ ડ જપ કર્યો હતો, તેને પણ હવે

નકામી ગણીને એ અગ્નિમા ફેંકી દીધી આ પ્રમાણે રાજા સર્વસ્વનો ત્યાગ કરી, રસ્તામાના ભિખારી કરતા પણ વધારે કગાલ બની ગયો, તોપણ કુભ મુનિનો વેશધારી ચૂડાલાએ તેને કહ્યુ, કે "હજી તમે ત્યાગ નહિ કરેલો સર્વનાથી મુખ્ય એક ભાગ બાકી રહ્યો છે એનો સપૂર્ણ ત્યાગ કરવાથી તમને પરમાનદ પ્રાપ્ત થશે " રાજા શિખિધ્વજ ચૂડાલાના વચનોનુ મર્મ સમજી શકયો નહિ, અને એ પોતાના દેહ ઉપરના મમત્વનો પરિત્યાગ કરવાનુ સૂચવતી હશે એમ ધારીને પર્વતના શિખર ઉપરથી પડીને દેહનો નાશ કરવા તૈયાર થયો, પરન્તુ એમ કરતા રોકીને ચૂડાલાએ તેને બોધ આપ્યો કે " તમે આવુ મૂર્ખાઈભરેલુ કૃત્ય કરવા કેમ તૈયાર થયા છો ? એ દેહે તમારૂં શું બગાડયુ છે ? એ તો જડ અને ક્રિયા વગરનો છે, વળી એ દેહે તપ કરવામા તમને મોટી મદદ આપી છે. એ જડ દેહને હલાવનાર અને ચલાવનાર તો બીજોજ કોઇ છે માટે એને દડ દેવો હોય તો દો હે રાજા ! શરીરનો ત્યાગ કર્યાથી તમારો સર્વ ત્યાગ પૂરો થવાનો નથી આ દેહને ટકાવી રાખનાર મહા પાપી જે ચિત્ત છે તેનો તમે ત્યાગ કરો તો તમારો સર્વ ત્યાગ સિદ્ધ થાય એમ નહિ કરો ત્યા સુધી ફરીથી જન્મવું પડશે અને ફરીથી દેહ ધારણ કરવો પડશે " ત્યાર પછી રાજાની ઇચ્છાને અનુસરીને ચૂડાલાએ આ દેહને કોણ ચલાવે છે, પુનર્જન્મ અને કર્મોનુ બીજ શુ છે, અને કોનો ત્યાગ કર્યાથી સર્વસ્વનો ત્યાગ થયો એમ કહેવાય, એ સમજાવ્યુ રાજાને તત્ત્વજ્ઞાનના એ વિષયમા ઘણો રસ પડતો ગયો, અને વિદુષી ચૂડાલાએ રાજાના અનેક સશયોનુ નિરાકરણ કર્યુ ત્યારપછી રાજાએ કામ, ક્રોધ આદિ વિકારોને કેવીરીતે પોતાના કાબૂમા કરી લીધા છે તેની ખાત્રી કર્યા પછી એક દિવસ રાણી ચૂડાલાએ પોતાનુ અસલી રૂપ રાજાની આગળ પ્રકટ કર્યું, અને આશ્ચર્યમા ગરકાવ થઇ ગયેલા રાજાને જણાવ્યુ કે " હે પ્રિય પતિ ! હું આપની દાસી ચૂડાલાજ છુ એમા જરાયે સશય નથી આ વનની અંદર આપને બોધ આપવા ખાતરજ મે કુભ આદિ દેહ ધારણ કરીને બધો પ્રપચ રચ્યો હતો જ્યારથી આપ મોહવડે રાજ્યનો ત્યાગ કરીને વનવાસ સેવી રહ્યા છો, તે દિવસથીજ હુ આપને બોધ આપીને ઠેકાણે લાવવાના પ્રયત્નમા લાગેલી છુ કુભ મુનિના શરીરથી મેજ આપને બોધ આપેલ છે. મારૂ એ સ્વરૂપ મિથ્યા હતુ, એમા કાંઇ સત્ય નહોતુ હવે આપ વિદિ

તવેદ્ય ( જાણવાનુ સર્વ જેણે જાણી લીધુ છે તેવા ) થયા છો હવે તો આપ પણ ધ્યાનયોગથી બધો પાછલો ઇતિહાસ સાચે સાચો જાણી શકશો.” રાજાએ સમાધિ લગાવીને જોયુ તો ચૂડાલાનુ કથન અક્ષરે અક્ષર સાચુ જણાયુ હવે તેના હર્ષનો પાર રહ્યો નહિ તેણે ઘણા પ્રેમપૂર્વક પત્નીને આલિંગન આપ્યુ, તથા પોતાને ખરૂ જ્ઞાન આપવા સારૂ એને ઘણો ધન્ય-વાદ આપ્યો, તથા એના જ્ઞાનની અનેક રીતે પ્રશંસા કરીને જણાવ્યુ કે ‘ પરમ દૃઢ નિશ્ચયથી તે મને બોધ આપ્યો છે, તો તારો બદલો હુ કેવી રીતે વાળુ ? મોહમા ડૂબી ગયેલા પતિને કુલીન કાન્તાઓ તારીને પાર ઉતારે છે કુલીન સ્ત્રી જેવી રીતે પતિને અજ્ઞાન અને મોહરૂપી સાગરમાથી તારે છે તેવી રીતે શાસ્ત્ર કે ગુરુમંત્ર પણ પાર ઉતારી શકતા નથી એક કુલીન અને સુશીલ પત્ની પોતાના પતિને મિત્ર, સંબંધી, નોકર, ગુરુ, મિત્ર, ધન, સુખ, શાસ્ત્ર એ બધાની ગરજ સારે છે એટલા માટે કુલીન કાન્તાઓ સદા કાળજીપૂર્વક પાલનપોષણ કરવા તથા પૂજવા યોગ્ય છે. તુ સંસારસાગરના પારને પામી છે, અને હવે તુ નિષ્કામ છે, તે મને સત્યનો જે માર્ગ બતાવ્યો તેનો બદલો હું કેવી રીતે વાળુ ? મારો આશીર્વાદ છે કે જગત્‌ની કુલીન કાન્તાઓમા તારી ગણના ઘણી ઉંચી પદવીએ થશે રૂપ, સૌજન્ય અને બ્રહ્મજ્ઞાન આદિ ગુણોને લીધે તારી ગણત્રી સતીઓમા થશે. ”

ચૂડાલાએ પતિના એ પ્રેમમય વચનો સાભળીને કહ્યુ, “ મહારાજ ! આપ વ્યાકુળ ચિત્તવાળા થઇ જઇને નીરસ ક્રિયાજાળમાજ રાતદિવસ ગુંથાય લા રહેતા હતા ત્યારે હુ વારંવાર આપને માટે બહુ દુ ખી થતી હતી, અને તેને લીધેજ આપને બોધ આપીને મે મારો સ્વાર્થ સાધ્યો છે. આપ કરો છો તેટલા બધા વખાણને હુ પાત્ર નથી ”

ત્યારબાદ પતિપત્નીએ આનંદપૂર્વક અનેક વિષયો ઉપર ચર્ચા કરી બાકીનું જીવન વનવાસમા ગાળવુ, કે સ્વર્ગલોકમાં જઇ અપૂર્વ સુખ ભોગવવામા ગાળવુ, કે પાછા રાજ્યમા જવુ એ બાબત પણ બન્ને જણાની વચ્ચે ઘણો વાદવિવાદ થયો ચૂડાલાએ જણાવ્યુ, કે “ હે રાજા ! મારી ઇચ્છા ભોગોને વિષે નથી. તેમ અણિમાદિ ઐશ્વર્યરૂપ અનેક પ્રકારની વિભૂતિ મેળવવાની પણ મારી મરજી નથી. સ્વાભાવિક રીતે જે કાંઈ આવી મળે તેથીજ કામ ચલાવી લેવુ એવી મે ટેવ પાડી છે. સ્વર્ગ, રાજ્ય,

કે કર્મ એ કાંઇ મને સુખ આપનાર નથી. આ સુખ છે અને આ દુ:ખ છે એવો વિચારજ મારા મનમા ઉત્પન્ન નથી થતો, એટલે હુ બન્ને અવસ્થામા એક સરખી રીતે શાન્ત રહીને જીવન ગાળી શકું છુ. ”

ત્યારપછી ચૂડાલાની સલાહ માનીને રાજા શિખિધ્વજે પાછા રાજ્યમા જઇને રાજ્યનો વહિવટ પોતાના હાથમા લેવાનું સ્વીકાર્યું બીજે દિવસે બન્ને જણા રાજ્યમા પહોચ્યા તેમના આવવાની ખબર પહોચતા રૈયતના હર્ષનો પાર રહ્યો નહિ વાજતે ગાજતે અનેક પ્રકારના સન્માનસહિત તેઓ રાજારાણીને મહેલમા લઇ ગયા.

ઘણા લાબા સમયસુધી ચૂડાલાના પતિએ રાજ્ય કર્યું, અને અદરથી બ્રહ્મનો સાક્ષાત્કાર થયેલો હોવા છતા, તેઓએ સસારમા પોતાને પ્રાપ્ત થયેલુ પ્રજાના રક્ષણનું કાર્ય ઘણા ઉમગથી, કુશળતાપૂર્વક પાર પાડયું. આ પ્રમાણે સુખી અને કર્તવ્યપરાયણ જીવન ગાળીને રાણી ચૂડાલા પતિસહિત નિર્વાણપદને પામી.

ધન્ય છે એવી બ્રહ્મજ્ઞાની અને કર્તવ્યપરાયણા વિદુષીને ! *

# रत्न ४५ मुं–सुदक्षिणा



રાણી સુદક્ષિણા રઘુકુલદીપક દિલીપરાજાની પતિવ્રતા પત્ની હતી એણે પોતાના પતિથી કામધેનુનું અપમાન થયેલુ, ગુરુ વસિષ્ઠ મુનિદ્વારા જાણ્યાથી અને વસિષ્ઠ મુનિએ તે કામધેનુની પુત્રી નદિનીની સેવા કરવાની આજ્ઞા કરેલી હોવાથી પોતાના પતિની ઇચ્છાનુસાર તેમની સાથે જગલમા રહી એક ગોવાળની માફક નદિની ગાયની સેવા કરવાનું પણ સ્વીકાર્યું હતું. તેને અનુસરીને એકવીશ દિવસ સુધી રાણી સુદક્ષિણાએ પતિની સાથે નદિનીની સેવા કરી. બાવીશમે દિવસે જગલમાં રાજા એ ગાયને ચરાવી રહ્યો હતો તે વખતે એક મહા વિકાળ સિંહે એ ગાયને પકડી રાજાએ પોતાના જીવને જોખમમા નાખીને-ગાયને બદલે પોતાનો દેહ સિંહને સમર્પણ કરવા તૈયાર થઇને ગાયને છોડાવી. નદિનીએ પ્રસન્ન થઇને આશી-

* આ ચરિત્ર સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયદ્વારા પ્રકટ થયેલા યોગવાસિષ્ઠ મહા રામાયણમાથી ઘણી જગ્યાએ તેનાજ શબ્દોમા લીધુ છે, એ માટે એ ગ્રથના અનુવાદક તથા પ્રકાશકનો ઉપકૃત છુ લેખક

વાદ આપ્યો કે રાણી સુદક્ષિણાને કુખથી તને યશસ્વી પુત્ર પ્રાપ્ત થશે.

રાજા અને રાણી આ પ્રમાણે પોતાનું વ્રત પરિપૂર્ણ કરી, સફળ મનોરથ થઇને રાજધાનીમા પાછાં ફર્યાં થોડા સમયમા રાણીને ગર્ભ રહ્યો અને યથાકાળે એક સુંદર પુત્રને જન્મ આપ્યો. એ પુત્રનું નામ રઘુ પાડવામા આવ્યું. રઘુને રાજા દિલીપ અને રાણી સુદક્ષિણાએ સારૂ શિક્ષણ આપ્યું હતું. તે પણ મહા પરાક્રમી રાજા નીવડચો હતો અને તેના વશજ તરીકે ભગવાન રામચંદ્ર રાઘવ નામથી પણ ઓળખાતા હતા રાણી સુદક્ષિણા વિશે વિશેષ જાણવામા નથી આવ્યું પણ તેના પાતિવ્રત્યની ઘણી પ્રશંસા હતી. જે સન્નારીને કવિવર કાલિદાસે નીચેના શબ્દોમા આલેખી છે તેનો સહેજ પણ પરિચય ગુર્જર સન્નારીઓને ન કરાવવો એ અમને અનુચિત લાગવાથી તેનુ ચરિત્ર અહિયા આલેખ્યું છે કવિ કાલિદાસ રઘુવશ કાવ્યમા આ રાણીવિષે કહે છે કે

> સતીઓ તણી અગ્રેસરી ને ધર્મપત્ની ભૂપની,
> શ્રુતિ અર્થને સ્મૃતિ અનુસરે ત્યમ માર્ગને તે અનુસરી.
> * * * * * * *
> રાણી સુદક્ષિણા જે મગધવશની વિનયવતી,
> યજ્ઞ તણી દક્ષિણા સમી ને દાક્ષિણ્યવાળી તેહ હતી;
> બીજી રાણી ઘણી છતા પણ સુદક્ષિણા પતિવ્રતાવડે,
> ને બીજી લક્ષ્મીથી રાજા નિજને પત્નીવાન ગણે."

( રઘુવશ રા રા. હરિલાલ નૃસિંહરામ વ્યાસકૃત અનુવાદ )

# रत्न ४६ मुं—इन्दुमती



પ્રાચીન સમયમા એ પણ એક આદર્શ નારી થઇ ગઇ છે. એ વિદર્ભ દેશના રાજા ભોજની બેન હતી. વિદર્ભ રાજકુળની કન્યાઓ પ્રાય અતિ રૂપલાવણ્યવતીજ થતી હતી એટલે ઇન્દુમતીનું સાન્દર્ય પણ અસાધારણ હોય એ તો સ્વાભાવિકજ હતું. તે ઉપરાત એ સદ્‌ગુણસપન્ન પણ હતી. ભાઇએ તેને દેશ કાળને અનુસરીને ઉંચા પ્રકારનું શિક્ષણ આપવાની કચાશ રાખી નહોતી. કવિશ્રેષ્ઠ કાલિદાસે એ સન્નારીનો પરિચય આપતાં કહ્યું છે કે—

**गृहिणी सचिवः सखी मिथः प्रिय शिष्या ललिते कलाविधौ ।**

એ ઉત્તમ ગૃહિણી પતિને તેના કામમા સારી સલાહ આપનારી, તેના ઉત્તમ મિત્ર જેવી અથવા સુખ ભોગવવામા તેની ઉત્તમ સહચરી અને મનોરંજક કળાઓમા તેની વહાલી શિષ્યા હતી એના સૌન્દર્ય તથા સદ્ગુણની ખ્યાતિ એ સમયમા ચારે દિશામા પ્રસરી ગઇ હતી એ કન્યા જ્યારે યૌવનસપન્ન થઈ ત્યારે રાજા ભોજે તેની ઇચ્છા મુજબ સ્વયવરની યોજના રચી દેશવિદેશથી આવેલા અનેક રાજાઓના કુલનો ઇતિહાસ સાભળીને રૂપ અને સદ્ગુણોમા પ્રીતિ રાખનાર ઈંદુમતિએ પ્રસિદ્ધ કુલવાળા અને રૂપગુણયુક્ત અજરાજાને વરમાળા આરોપી હતી. ઈશ્વરાવતાર શ્રીરામચદ્રજીના પિતા દશરથરાજાનો જન્મ તેમની કુખેથી થયેલો હતો.

# रत्न ४७ मुं–वेदवती



આ સન્નારી ઘણીજ વિદ્વાન અને ધાર્મિક હતી મહાત્મા કુશધ્વજના ઔરસથી માલવતીના ગર્ભમાં એણે જન્મ ધારણ કર્યો હતો જન્મતાવારજ તેનામા ઉત્તમ પ્રકારનુ જ્ઞાન આવ્યુ હતું અને સૂતિકાગૃહમાજ તેણે વેદપાઠ કર્યો હતો એટલા માટે વિદ્વાનોએ તેનું નામ વેદવતી પાડ્યુ હતુ પહેલાના વખતમા માબાપો કન્યાઓને પરણવાની ફરજ પાડતા નહોતા જે સ્ત્રીઓ પોતાની ઇચ્છાનુસાર કુવારી રહેવા માગતી તેને માબાપો ખુશીથી એમ કરવા દેતા વેદવતી એવીજ એક ચિરકુમારી સ્ત્રી હતી રાજકન્યા હોવા છતા પણ એ તપસ્યા કરવા માટે વનમા જઇને વસી હતી

રજપુતાનામા મેવાડ પ્રાન્તમા ‘અજમેર’ નામનુ શહેર છે. ત્યાથી થોડેક દૂર પુષ્કર નામનુ તીર્થ છે આ પુષ્કર તીર્થમા બાલિકા વેદવતીએ એક મન્વન્તરસુધી તપશ્ચર્યા કરી હતી પણ એથી એને કાઇ પણ હાનિ પહોચી નહોતી ઉલટુ નિરાહાર તપ કરવાથી એનુ નવયૌવન વધારે ખીલી નીકળ્યુ. તેનુ શરીર હૃષ્ટપુષ્ટ અને તેજસ્વી બન્યુ એક દિવસ તેણે દેવવાણી સાભળી કે ‘હે સુન્દરિ ! આવતા જન્મમા તુ જગદીશ્વર હરિને પતિરૂપે પામીશ. બ્રહ્માદિક દેવો જેમની આરાધના કરે છે એવા પતિને વરી તુ પરમ સુખમાં જીવન ગાળીશ.’ આ પ્રમાણે દેવ-

વાણી સાભળવાથી, વેદવતીનો ઉત્સાહ વધી પડયો અને તે વધારે પરિશ્રમપૂર્વક તપ કરવા લાગી ગન્ધમાદન નામના પર્વત ઉપર એક સ્થળે એકાન્ત જોઇને ત્યા આગળ એણે પોતાની કઠોર તપશ્ચર્યાનો આરભ કર્યો. એક દિવસ લકાપતિ રાવણ તેની આગળ આવી ઉભો તેને અતિથિ સમજીને અર્ઘ્યપાદ્યદ્વારા વેદવતીએ તેની પૂજા કરી તથા સ્વાદિષ્ટ ફળફળાદિ અને કદમૂળ ખવરાવીને શીતળ જળ પીવાને આપ્યુ પાપી રાક્ષસ ભોજન કરી રહ્યા પછી તેની તરફ આગળ વધીને પૂછવા લાગ્યો 'સુન્દરિ ! તું કોણ છે ? તું કોની કન્યા છે?' વેદવતીએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ મૂઢમતિ રાવણ આ મનોહારી, શરદઋતુના પદ્મ જેવી પ્રફુલ્લવદન, સુહાસિની સુદર યુવતી વેદવતીને જોઇને ભાન ભૂલી ગયો, અને તેને ખેચવા તત્પર થયો. હવે સતી વેદવતીના નેત્રમાથી ક્રોધનો અગ્નિ વરસવા લાગ્યો, અને એ દુષ્ટાત્મા સ્તભિત થઇ ગયો એ પામરના હાથ, પગ, મોં વગેરે આખુ શરીર જડ થઈ ગયુ તેનાથી હાલી ચાલી શકાયુ નહિ એટલે એ પાપી મનમા ને મનમા પવિત્ર સતી વેદવતીની પ્રાર્થના કરવા લાગ્યો તેની પ્રાર્થનાથી સતુષ્ટ થઇને વેદવતીએ તેને ફરીથી સચેતન કર્યો અને કહ્યુ 'તું મારા ઉપર કરેલા આ અત્યાચારને લીધે બન્ધુબાધવો સાથે નાશ પામીશ ' આ પ્રમાણે શાપ આપીને સતી થર થર કાપવા લાગી પાછી સ્થિર થઇને બોલી ' તં આજ મારા શરીરને સ્પર્શ કર્યા છે, હવે હું એ અપવિત્ર દેહનો ત્યાગ કરૂ છુ, તેના દર્શન કર એમ કહીને એ મહાજ્ઞાની, ધર્મપરાયણા, યોગની વેદવતીએ યોગબળવડે પ્રાણવાયુને રોકી દીધો અને જ્યોતિર્મયી આભાથી વનને પ્રજ્વલિત કરીને દિવ્યલોકમા ચાલી ગઈ. રાવણ તેના મૃતદેહને ગગામા નાખી આવ્યો, અને ' અહા ! કેવો અદ્‌ભુત બનાવ જોયો ! હાય ! મે આવુ અન્યાયનુ કામ શુ કામ કર્યું ? એ પ્રમાણે વિલાપ અને પશ્ચાત્તાપ કરતો કરતો એ ઘેર ગયો આ મહાસતી વેદવતીએ બીજા જન્મમા જનક રાજાને ઘેર સીતાદેવીરૂપે જન્મ લીધો

---

# रत्न ४८ मुं–रेणुका



એ રેણુક નામના રાજાની પુત્રી અને મહર્ષિ જમદગ્નિની પત્ની હતી. પૃથ્વીને એકવીશવાર નક્ષત્રી કરનાર પરાક્રમી પરશુરામે એમનાજ ગર્ભમાં જન્મ ધારણ કર્યો હતો. રેણુકા એક વિદુષી અને

પતિપરાયણા સ્ત્રી હતા એક દિવસ ગગાકિનારે પાણી ભરવા સારૂ ગયા હતા, ત્યા આગળ તેમણે એક ગધર્વને સ્ત્રીઓ સાથે જળક્રીડા કરતો દીઠો સત્ત્વગુણી મનુષ્યોમા પણ કોઇ કોઇ વખત રજોતમોગુણ પ્રકટી આવે છે તે પ્રમાણે આ સમયે રેણુકામા પણ રજોગુણ પ્રકટ્યો અને કેવળ તમાશો જોવા ખાતરજ એ ઘડો નીચે મૂકીને જળક્રીડા જોવા લાગ્યા. થોડીકજ વારે સતી રેણુકાને ભાન થયુ કે મેં આ કેવી ગભીર ભૂલ કરી? આટલા વરસના વનવાસ અને ધર્મચર્યા છતા મારામા આવું દૃશ્ય જોવાની અભિલાષા ઉત્પન્ન થઇ! ખરેખર મને આ ન છાજે. એ પ્રમાણે પશ્ચાત્તાપ કરતી એ પાણી ભરીને પતિની પાસે ગઇ. પતિવ્રતા સ્ત્રીઓને સ્વામીની સાથે અભેદ હોય છે મનમા જે કાંઈ વિકાર ઉત્પન્ન થાય છે તે પતિની આગળ દિલ ખોલીને કહ્યાથી એને સતોષ મળે છે. રેણુકાએ પણ પતિની આગળ જઇને સર્વ હકીકત જણાવી

ઋષિ જમદગ્નિ ઘણાજ ક્રોધી હતા એમણે ક્રોધના આવેશમા પુત્રોને આજ્ઞા આપી કે તમે તમારી માનુ શિર છેદી નાખો બીજા કોઈ પુત્રે પિતાની આજ્ઞા માની નહિ પણ પરશુરામે તેનુ પાલન કર્યું. એ ઉપરથી પિતાએ પ્રસન્ન થઇને વરદાન માગવા કહ્યુ ત્યારે પરશુરામે જણાવ્યું કે મારી માતા જીવતી થાય, તથા તેને આ વાતનું સ્મરણ ન રહે એવું કરો જમદગ્નિએ તથાસ્તુ કહ્યુ અને રેણુકા સજીવન થઇ અસ્તુ!

રેણુકા ઘણી સાધ્વી પત્ની હતી રાજા કાર્તવીર્યાર્જુને પોતાના પતિનો સહાર કર્યો છે એવા સમાચાર જ્યારે એણે સાભળ્યા ત્યારે એને ઘણોજ શોક ઉત્પન્ન થયો ગાડી સ્ત્રીની પેઠે એ ઊચે શ્વાસે, ખુલ્લે ચોટલે, દોડતી દોડતી રણભૂમિમા પહોચી ગઈ અને પતિના શબને ખોળામા મૂકીને વિલાપ કરવા તથા વીર પુત્ર પરશુરામને સંભારવા લાગી એ વખતે પરશુરામ પુષ્કર તીર્થમ તપસ્યા કરી રહ્યા હતા, તેમણે માતાનું એ આવાહન તપોબળવડે જાણી લીધુ. તરતજ એ યોગબળવડે માતાની પાસે પહોચ્યા. પિતાને મરેલા અને માતાને શોકાતુર જોઇને એ પણ રોદન કરવા લાગ્યા અને પિતાના મૃત્યુનુ કારણ કોણ છે એ માતાને પૂછવા લાગ્યા. એના જવાબમા રેણુકાએ રડતે રડતે ઉત્તર આપ્યો, "દીકરા, એક દિવસ રાજા કાર્તવીર્યાર્જુન આપણા આશ્રમમા મહેમાન થઇને આવ્યા હતા. તારા પિતાએ એમનો ઘણો આદરસત્કાર કર્યો. રાજા

એમનો વૈભવ જોઇને ખુશ થઇ ગયો અને એ બધુ કામધેનુના પ્રતાપે છે એમ જાણીને એમની પાસે કામધેનુની માગણી કરી તારા પિતાએ ગાયને આ-પવાની સાફ ના કહી, તે ઉપરથી બન્ને જણા વચ્ચે ઘોર યુદ્ધ થયુ એ યુદ્ધમા રાજા કાર્તવીર્યાર્જુન હાર્યો અને ઘાયલ થયો એક વીર પુરુષને છાજે એ રીતે તારા પિતા શત્રુને પોતાને આશ્રમે લઇ આવ્યા અને સેવાશુશ્રૂષા કરીને તેને સાજો તાજો વિદાય કર્યો, પણ ક્ષત્રિનો વૈરાગ્નિ એમ થોડો શાત થાય છે ! એણે તો તપસ્યા કરીને દત્તાત્રય મુનિની પાસેથી શક્તિ-શેલ પ્રાપ્ત કર્યું અને એ બાણદ્વારા તારા પિતાનુ સર્વનાશ કરી દીધુ બેટા ! હવે જરા પણ વિલબ ન કરતા, તારા પિતાની અને સાથે લાગી મારી પણ અત્યેષ્ટિ ક્રિયા કરવા સારૂ ચિતા તૈયાર કર પુત્ર ! તુ હવે ક્ષત્રિઓસહિત યુદ્ધ કરવા જઈશ નહિ " પુત્ર પણ માતાના વચન સાભળીને રોવા લાગ્યો અને માતાનો નિષેધ છતા પણ પ્રતિજ્ઞા કરી બોલ્યો " હુ જરૂર આ પૃથ્વીને એકવીશવાર નક્ષત્રી કરીશ એ ક્ષત્રીકુલમા જન્મેલા દગાબાજ, પાપી કાર્તવીર્યનો સત્વર નાશ કરીશ અને ક્ષત્રીઓના લોહીથી પિતાનુ તર્પણ કરીશ મા ! જે પુત્રો પિતાની આજ્ઞાનુ પાલન કરતા નથી અને પિતા તથા માતાનો ઘાત કરનારનુ મસ્તક છેદન નથી કરતા, તે પુત્રો મૂર્ખ ગણાય છે અને મરણ પછી રૌરવ નરકના અધિકારી થાય છે. જે લોકો પારકુ ઘર સળગાવી મૂકે છે, અન્નમા ઝેર ભેળવે છે, હત્યા કરવા સારૂ અસ્ત્ર ધારણ કરે છે, પારકુ ધન અથવા ભૂમિહરણ કરે છે, સાધ્વી નારીનુ શિયળ ભગ કરે છે, માતા કે પિતાની હત્યા કરે છે, પરોક્ષમા નિદા કરી કોઇની આજીવિકાને નુકશાન પહોચાડે છે, બન્ધુ-ઓનુ અનિષ્ટ કરે છે, રાતદિવસ શત્રુતા રાખે છે, અથવા કડવા વચન વાપરીને લોકોમાં પોતાનું અપમાન કરે છે, એવા અગિયાર જાતના અનિષ્ટકારી માણસોનો વધ કરવાનુ શાસ્ત્રમા વિધાન છે હે માત ! પિતાના વધનું અપમાન હવે મારાથી સહન થઇ શકતું નથી "

એ વખતે રેણુકાએ રડતા પુત્રને છાતીમા ધારણ કરીને એના ગાલ તથા મસ્તકને ચુબન કરી કહ્યુ " બેટા રામ ! તને છોડીને હું ક્યા જઇશ ? તું મને પ્રાણથી પણ વધારે વહાલો છે, પરતુ મે દેહત્યાગ કરવાનો સકલ્પ કર્યો છે, એટલે હુ તો તારા પિતાની સાથે જઇશજ, પણ તુ મારી શિખામણ બનતાં લગી પાળજે. તું સુખેથી ઘેર જઇને તપસ્યામાં

જીવન ગાળ. લોકોની સાથે ઝગડો નહિ કર્યામાજ મગળ છે વિરોધ કર્યાથી ઘણા ઉપદ્રવ સહન કરવા પડે છે અને મરણ સુદ્ધા આવી પડે છે હે પુત્ર ! નિર્દય ક્ષત્રીઓની સાથે વિવાદ કરવો એ સારૂ નથી તે પ્રતિજ્ઞા કરી છે એટલે રોકાવાનો નથી, તોપણ હુ કહુ છુ તે ધ્યાનમા રાખજે. ભગવાન પિતામહ બ્રહ્મા અને ઉત્તમ સલાહ આપનારા ભૃગુ-મુનિની સાથે વાતચીત કરીને તેમના અભિપ્રાય પ્રમાણે વર્તજે. પડિતોની સાથે વાતચીત કરીને જે કાર્ય કરવામા આવે છે તે ઘણુ લાભદાયક નીવડે છે એટલામા મુનિવર ભૃગુજ ત્યા દુ:ખિત ચિત્તે આવી પહોચ્યા અને રેણુકા તથા પરશુરામને ઉપદેશ આપવા લાગ્યા કે " તમે જ્ઞાની થઇને શા સારૂ નિરર્થક વિલાપ કરી રહ્યા છો ? આ પૃથ્વીમા સ્થાવર, જગમ જે કાઈ જોઇએ છીએ તે બધુ પાણીના પરપોટાની પેઠે ક્ષણ-ભંગુર છે. ગયો છે તે પાછો આવનાર નથી માટે હવે એની ચિતા કરવી છોડી દો હમેશા કાયમ રહેનારી સત્ય વસ્તુ જે પરમાત્મા છે તેનું ચિત્વન કરો હે પુત્ર ! જગત્મા કોઈ કોઇનો પિતા નથી અને કોઈ કોઇનો પુત્ર નથી એ બધો ભ્રમ છે એ ખાત્રીથી જાણજે બુદ્ધિમાન પુરુષો સગાવહાલાના મૃત્યુથી કદિ પણ રોદન કરતા નથી. હે પુત્ર ! તુ પણ તારા પિતાના મૃત્યુને લીધે શોકાતુર થઇને રોદન કરવાનું છોડી દે શાસ્ત્રમા લખ્યુ છે કે પુત્ર, સ્ત્રી વગેરેના આસુ પડયાથી પરલોકગત આત્માનુ અધપતન થાય છે સો વર્ષ રડયા કરો તોપણ કાઇ વળ-વાનુ નથી. દેહમા રહેલો પરમાત્મા ચાલી ગયા પછી દેહમાનો પૃથ્વીનો અશ પૃથ્વીમા, જળનો ભાગ જળમા, આકાશનો મહાકાશમા, વાયુનો પ્રબળ વાયુમા, અને તેજનો ભાગ તેજમા ભળી જાય છે જીવના મૃત્યુ પછી નામ, વિદ્યા, કીર્તિ એજ કાયમ રહે છે તું તારા પિતાના પરલોક-ના કલ્યાણ સારૂ એમની ઉત્તરક્રિયા કર જે પરલોકગત મનુષ્યનું હિત સાધે છે તેજ એનો ખરો બન્ધુ કે પુત્ર છે " પરશુરામ અને તેની માતાનો શોક જમદગ્નિના પિતા ભૃગુઋષિના આ ઉપદેશથી શાત થયો. રેણુકાએ હવે સસરાને પૂછ્યું " મારી ઇચ્છા હમણા ને હમણા પતિની સાથે બળી મરવાની છે પરતુ મને ઋતુકાલ છે, આજ ચોથો દિવસ છે, હું અપ-વિત્ર છું કહો હવે મારે શું કરવું ? આપ વેદશાસ્ત્રને જાણનારા છો. મારે નસીબે આપ ઠીક વખતે અહીંઆ આવી પહોચ્યા છો. આપ કહો

તે પ્રમાણે હુ વર્તીશ." મહામહોપાધ્યાય ભૃગુમુનિએ પ્રસન્ન થઇને કહ્યુ "હે પતિવ્રતે ! તુ આજેજ તારા પુણ્યવાન પતિનુ અનુગમન કર, કેમકે સ્ત્રીઓ ઋતુપ્રાપ્તિને ચોથે દિવસેજ પતિના બધા કામ કરવાની અધિકારી બને છે, પરતુ દેવ તથા પિતૃકર્યનો અધિકાર ચોથે દિવસે મળતો નથી એ કાર્ય પાચમે દિવસે થઈ શકે છે પતિવ્રતા નારી પોતાના શુભ કર્મોવડે પતિ પાપી હોય તો તેને પણ સ્વર્ગમા લઇ જવાને સમર્થ થાય છે જે નારી પાતિવ્રત્ય ધર્મનુ પાલન કરે છે તેજ ખરી નારી છે. જે પુત્ર માતપિતાની ભક્તિ કરે છે તેજ ખરો પુત્ર છે. જે મનુષ્ય અણીની વખતે દાન કરીને જીવ બચાવે તેજ ખરો બધુ, જે શિષ્ય ગુરુની સેવાચાકરી કરે તેજ ખરો શિષ્ય અને જે વિપત્તિમા પ્રજાનુ રક્ષણ કરે તેજ રાજા શબ્દ ધારણ કરવાનો અધિકારી જે પતિ પોતાની પત્નીની બુદ્ધિ ધર્મવિષયમા પરોવે તેજ ખરો પતિ, અને જે ગુરુ શિષ્યને હરિભક્તિ શીખવે તેજ ખરો ગુરુ છે. ચારે વેદ અને શાસ્ત્રો તથા પુરાણોમા એવી વ્યક્તિઓની ખ્યાતિ ગવાઈ છે" એ સાભળીને રેણુકાએ વળી પૂછ્યુ "હે મુનિવર! ભારતવર્ષમા કેવી સ્ત્રી પતિનુ સહગમન કરવાને અધિકારી મનાય છે અને કેવી નથી મનાતી તે કૃપા કરીને સમજાવો' ભૃગુ બોલ્યા "જે નારીનો પુત્ર બાળક હોય, જે નારીને ગર્ભના લક્ષણ જણાતા હોય, જેને કદિ પણ ઋતુકાળ ન આવ્યો હોય, જે સ્ત્રી ઋતુમતી હોય, જે વ્યભિચારિણી હોય, જે સ્ત્રીને કોઢનો રોગ હોય, જે સ્ત્રીએ પતિના જીવતા પતિની સેવાચાકરી ન કરી હોય, જે સ્ત્રીમા પતિભક્તિ ન હોય, જે સ્ત્રી પતિના પ્રત્યે સદા કડવા વેણ વાપરતી હોય, એવી સ્ત્રીઓ આ દુનિયામા સુખ્યાતિ મેળવવા ખાતર પતિનુ સહગમન કરે તો તેઓ સાથે મરણ પામ્યા છતાંયે સહગમનનુ ફળ પામતી નથી. એવી સ્ત્રીઓ ખરૂ જોતા સહગમનની અધિકારિણી નથી. એ સિવાયની બીજી બધી સ્ત્રીઓ પતિનુ અનુગમન કરી શકે છે. ટુંકાણમા પતિની સાથે સતી થવાના નિયમો તને કહી સભળાવ્યા બેટા પરશુરામ ! હવે તું તારા પિતાના શબને ચિતા ઉપર ગોઠવી 'હે જીવ ! દિવ્યલોકમા જાઓ' એ મત્રનો પાઠ કરીને અગ્નિસસ્કાર કર" ભૃગુ ઋષિની આજ્ઞા પ્રમાણે જમદગ્નિનો અગ્નિસસ્કાર થયો. ત્યાર પછી સતી રેણુકા પુત્રને આલિગન આપીને પતિની શય્યામા શયન કરીને ભસ્મરૂપ થઇ ગઇ. પતિપત્ની એક સાથે દિવ્યલોકમા સીધાવ્યા.

# रत्न ४९ मुं–धन्या




જર્ષિ જનકની પત્ની, અને જાનકીજીની માતા આ સાધ્વી અત્યત પતિપરાયણા અને વિલાસત્યાગી હતી. એ કિમતી વસ્ત્રાલકારનો ત્યાગ કરી પતિની માફક વલ્કલ ધારણ કરીને રહેતી તથા ફળ, મૂળ આદિ ભોજન કરતી પોતાના રાજવૈભવમા તેને કાઇ પણ આસક્તિ નહોતી પતિ ઉપર તેને એટલી બધી ભકિત હતી કે પતિના જમતા પહેલા કદિ પોતે જમતી નહિ રાજર્ષિ જનક, તપશ્ચર્યામા મગ્ન રહીને ઘણા સમય સુધી ભૂખ્યા રહેતા, તો એ પણ તેમની સાથે બિલકુલ ભૂખીજ રહેતી જ્યારે પતિ ધ્યાન સમાપ્ત કરીને આહાર કરતા ત્યારે તેમનુ શેષ રહેલુ ફળાહાર પોતે ખાઇ જતી પતિની આજ્ઞા વગર એ કોઇ પણ કામ કરતી નહિ બધાના ઉપર એ અત્યત સ્નેહ રાખતી સીતા એના ગર્ભમા જન્મેલી કન્યા નહોતી, છતા પણ એ પાળેલી કન્યાને પ્રાણ કરતા પણ વધારે ચાહતી સીતાએ જ્યારે પાતાળમા પ્રવેશ કર્યો, ત્યારે એણે પણ પતિની આજ્ઞાથી, કન્યાના મૃત્યુશોકને લીધે પોતાના દેહનો ત્યાગ કર્યો હતો

# रत्न ५० मुं–कौशल्या




ર્યાદાપુરુષોત્તમ શ્રીરામચદ્રજીના જનેતા કૌશલ્યા દેવીના નામથી ભારતવર્ષમા બાળકથી માડીને વૃદ્ધ પર્યન્ત કોણ અજાણ્યુ હશે ? એ કોશલ દેશના રાજાના પુત્રી અને અયોધ્યાના મહારાજા દશરથના પટરાણી હતા પટરાણી હોવા છતા પણ એ પતિના માનીતા નહોતા સ્ત્રીઓને માટે પતિનો પ્રેમ એ સૌથી વધારે સુખનુ કારણ હોય છે પણ કૌશલ્યાના ભાગ્યમા એ સુખ લખાયુ નહોતુ. પતિવ્રતા હોવાથી એમણે એ બાબત કદાપિ પતિની આગળ ફરિયાદ કરી નહોતી કે બીજાઓ આગળ પતિની નિદા કરી નહોતી રામચદ્રના વનવાસ વખતે એમના હૃદયનો એ દુ ખનો ઉભરો સહેજ બહાર નીકળી ગયો હતો, અને તેમણે કહ્યુ હતુ, કે મને મહારાજ તરફથી કાઇ સુખ કે કલ્યાણ મળ્યું નથી.

એમની સપત્ની-શોકચ-કૈકેયીના નોકરચાકરો તરફથી એમને ઘણી કનડગત થતી એ સબંધે એકવાર એમણે કહ્યુ હતું કે "સ્વામી પ્રતિકૂળ છે એટલે કૈકેયીના નોકરો મને ઘણુ દુ ખ દઈ રહ્યા છે. સ્ત્રીઓને સારૂ શોકચની તરફથી થતા છણકા અને અપમાનથી વધારે ભારે કષ્ટ બીજુ શુ હોઇ શકે ? જેઓ મારી સેવા કરે છે તેઓ હમેશા કૈકેયીના કોપથી ડરતા રહે છે હુ તો કૈકેયીની નોકરડી જેવી છુ અરે એમનાથી પણ બહુ નીચી છુ " કૌશલ્યા માતાએ ઘણા દુ ખપૂર્વક આ વચનો કહ્યા હતા

પરંતુ એ દુ.ખમા પણ એમને સુખ પ્રાપ્ત થયું હોય તો એ રામચ - દ્રજી જેવા ઉત્તમ પુત્રની પ્રાપ્તિથી થયુ હતું એ પુત્ર પણ સહેલાઇથી નહોતા સાપડચા પુત્રની કામનાથી એમણે ઘણી તપસ્યા કરી હતી અને અનેક શારીરિક કષ્ટ વેઠચા હતા રામાયણના આદિકાડમા આપણે જોઇએ છીએ કે પુત્રની ઇચ્છાથી એકવાર એમણે ઘોડાની સેવા કરવામા આખી રાત ઉજા- ગરો કર્યો હતો રાતદિવસ તપ અને ઉપવાસમા ગુ થાયલી એ સન્નારીનો સ્વભાવ સદા શાન્ત, નમ્ર, મધુર અને કોમળ હતો બેનની પેઠે પૂર્ણ વ્યવહાર રાખીને એમણે નાદાન કૈકેયીની નિષ્ઠુરતાને સુધારી દીધી હતી ક્ષમાશીલ કૌશલ્યાએ કૈકેયીના સેકડો જુલ્મો સહન કર્યા હતા અને સૌથી વધારે તો એ હતુ કે કૈકેયીએ એમના સ્વામી ઉપર એકાધિપત્ય-એકલીનીજ સપૂર્ણ સત્તા-જમાવ્યું હતું તો તેને પણ સાખી રહીને કૈકેયી પ્રત્યે નાની બેનના જેવો પ્રેમ રાખ્યો હતો એમનો બધો સમય પૂજા પાઠ અને વ્રત- માજ જતો સ્વામીનો અનાદર હોવાથી પ્રભુના ચરણમાજ એમને શાન્તિ મળતી હતી જગતમા એમને માટે શાન્તિનુ સ્થાન નહોતુ, પણ જે અના- થોના નાથ પોતાના સ્નેહ-કોમળ બાહુવડે દુ ખીઓને છાતી સરસા ચાપે છે, તેજ પરમ કરુણામય ભગવાનનો કૌશલ્યાએ આશ્રય લીધો હતો પરમા- ત્માનુ શરણ લીધાથીજ સસારના અનેક દુ ખ વેઠચા છતા એમના જીવનમાં કઠોરતા કે કડવાશ નહોતી આવી, બલ્કે એમના જીવનમા અમૃત રસ વિશે- ષતાથી ભરાયો હતો. રામાયણમા કૌશલ્યાને દેવતાઓની સેવામા રાતદિવસ રચ્યા પચ્યા રહેલા જોઇને એમજ થાય છે કે સસારના દુ ખથી બચવાને સારૂજ એ ભગવાનની પૂજામા સમય ગાળતા હતા.

એ દુ.ખી માતાને માટે રામચદ્રજી જેવા પુત્ર મળવા એજ એક માત્ર સુખ હતુ. જે દિવસે રામચદ્રજીએ તેમને પોતાના અભિષેકના સમાચાર

કહ્યા તે દિવસે એમણે ઘણાજ પ્રેમથી દેવતાઓની પૂજા કરી હતી એ દિવસે એમણે ધાર્યું હતુ, કે મારા પૂજાપાઠનુ આજે સાર્થક થયુ. રામચદ્રમા બીજા સેકડો ગુણો હોવા છતા પણ, એ પિતાના માનીતા થઇ પડયા હતા એ ગુણને એ સૌથી અગત્યનો સમજતા હતા એ ગુણનુ સ્મરણ કરીનેજ એમણે રામચદ્રજીને કહ્યુ હતુ, કે "હે પુત્ર! તે ઘણા શુભ સમયમા જન્મ લીધો છે, કે તે પોતાના ગુણોવડે મહારાજા દશરથને પ્રસન્ન કરી દીધા છે" રાજા દશરથનો પ્રેમ મેળવવો એ કેવી અલભ્ય વસ્તુ છે, તેનો અનુભવ કૌશલ્યાને જીદગીભરની તપસ્યાથી થયો હતો, એટલેજ એ એની પૂરી કિમ્મત આકી જાણતા હતા શુભ અભિષેકના ખબર જાણી હર્ષાશ્રુઓને લુછી નાખીને એમણે પુત્રને આશીવાદ આપ્યો

આજ રામના રાજ્યભિષેકનો દિવસ છે આજ ઘણે વર્ષે એ ઉત્સવમા હાજર થવાનુ પ્રેમપૂર્વક આમત્રણ મળ્યુ છે, પણ ગભીર કૌશલ્યા દેવી જરાયે છલકાઇ ગયા નથી, હરખઘેલા થયા નથી, એ દિવસે પણ એમણે સામાન્યજ વસ્ત્રાભૂષણ ધારણ કરીને પોતાના હૃદયના હર્ષને પ્રકટ કર્યો હતો. ગરીબો, બ્રાહ્મણો અને માગનારાઓને એમણે દાન આપ્યુ હતુ અને પુત્રના મગળ અર્થે પવિત્ર પીતામ્બર ધારણ કરીને અગ્નિમા આહુતિ આપી રહ્યા હતાં. દેવતાઓની પૂજા કર્યાથી ધર્મિષ્ઠ કૌશલ્યાની બધી મનોકામના પૂરી થઇ અને હવે એ વધારે આગ્રહથી દેવાર્ચનાના કાર્યમા ગુથાયા હતા

યૌવરાજ્યાભિષેકને માગલિક દિવસેજ મહાત્મા રામચદ્રજીને દેશનિકાલ થવાની આજ્ઞા પિતા તરફથી મળી તે સમયે રામચદ્રજી એમની આજ્ઞાને શિરોધાર્ય ગણીને માતાજીની છેવટની વિદાય લેવા અતપુરમા ગયા હતા. એ વખતે પુત્રવત્સલ કૌશલ્યા આખી રાત સયમપૂર્વક જાગરણ કરીને પ્રાત.કાલે પુત્રના કલ્યાણ સારૂ વિષ્ણુપૂજા કરી રહ્યા હતા તેમણે એ વખતે સાદા વસ્ત્ર પહેર્યા હતા; અને મગળાચરણ કરીને હોમ કરાવવામા નિમગ્ન હતા રામે માતાના અતપુરમા પ્રવેશ કર્યો તે વખતે કૌશલ્યા દેવી અગ્નિમા આહુતિઓ આપી રહ્યા હતા દેવકાર્યને માટે દહી, દૂધ, અક્ષત, ઘી, સાકર, તલ, જવ વગેરે સામગ્રીઓ તૈયાર રાખેલી હતી રામચદ્રે માતાને શ્વેત વસ્ત્રધારી, કૃશાંગી અને તપપરાયણ દશામા જોયા જે પુત્રના મગળને માટે પોતે પૂજાપાઠ તથા હોમહવન કરી રહ્યા હતા, તે પ્રિય પુત્રને પોતાની સન્મુખ ઉભેલો જોઇને કૌશલ્યા ઘણા પ્રસન્ન

થયા. રામચન્દ્રે તેમને પ્રણામ કર્યા એટલે માતુશ્રીએ તેમને આલિંગન આપીને તથા મસ્તક સુંઘીને આશીર્વાદ આપ્યો અને આસન ઉપર બિરાજી ભોજન કરવાને ઘણો આગ્રહ કર્યો. શ્રીરામચન્દ્રજીએ ઉત્તર આપ્યો કે 'હું દંડકારણ્યમાં જાઉં છું, માટે આપની પાસે વિદાય માગવા આવ્યો છું દેવિ! આપ, સીતા તથા લક્ષ્મણના ઉપર ઘણી મોટી વિપત્તિ આવી પડી છે, પણ આપને તેની કાંઇ પણ ખબર નથી. હું આજથી વનવાસી થવાનો છું, તો પછી મારે આપનું આસન સ્વીકારવાનું શું પ્રયોજન? કુશાસન ઉપર બેસવાનો મારો સમય પાસે આવી પહોંચ્યો છે હવે મારે મુનિઓની વૃત્તિ ધારણ કરીને કન્દમૂળ અને ફળફળાદિ ખાઇને ચૌદ વર્ષનો સમય નિર્ગમન કરવો પડશે મહારાજ મને નિર્વાસિત કરીને ભરતને રાજસિંહાસનપર બેસાડે છે. એટલે મારે ચૌદ વર્ષસુધી વનમાં રહેવું પડશે

કુહાડાનો ઘા વાગવાથી સાગના ઝાડની જેવી અવસ્થા થાય, તેવી અવસ્થા આ સમાચાર સાંભળતાં દેવી કૌશલ્યાની થઇ સ્વર્ગભ્રષ્ટ દેવતાની પેઠે એ એકદમ ભૂમિઉપર ઢળી પડીને અચેતન થઇ ગયાં

"રામનાં સુણી એવાં વચન, ધીકી ઉઠ્યો દાવાનળ તન,
મુર્છા ખાઈ પડીયા માત, શુદ્ધિ ગઇ થયા પૃથ્વી પાત
વાગે વજ્રનો ઘા વિપરીત, પડે શીર તુટી આભ અનીત,
જાય લોભીયાનું સહુ ધન, જેમ ઓચિંતા ફોડે લોચન
જેમ સહસ્ર વીંછીનો ડંખ, એમ દુઃખ થયું આડે અંક,
સુકાયો કંઠ નવ બોલાય, નેત્રેથી જળ ચાલ્યું જાય."

(ગિરધરકૃત રામાયણ)

રામચંદ્રે પોતાના કોમળ હાથવડે તેમની શુશ્રૂષા કરીને બેઠાં કર્યાં. જે રાજમહિષીએ કોઇ દિવસ દુઃખ ભોગવ્યું નહોતું, તેમને આજે પ્રાણ કરતાં પણ પ્યારા પુત્રનો વિયોગ થવાનો આવી પડવાથી, કેટલો તીવ્ર ઘા લાગ્યો હશે તે પ્રત્યેક બહેન કળી શકે એમ છે. એ વખતનો દેવી કૌશલ્યાનો વિલાપ બહુજ હૃદયભેદક હતો

"મારા શ્યામ સલુણા તન, બાપ એ શું બોલ્યો વચન,
રંગમાં ભંગ કોણે કીધો, મારો હરખ હરીને લીધો.
હુતાશન પ્રગટ્યો મુજ તનમાં, તુંને નહિ જાવા દેઉં વનમાં,
વનમાં તુજને નહિ જાવા દઉં, લાગે કોમળ અંગે તાપ રે;
* * * * * * * *

તુને નહિ જાવા દઉ વન, કુંવર કાલા રે,
ઘણી કોમળ છે તારી દેહડી, હો વાલા રે,
મારા લાડકવાયા તન કુવર કાલા રે.

તુને ગુપ્ત રાખુ વાડીમા, હો વહાલા રે
બીજુ અવર ન જાણે તેમ, કુવર કાલા રે.
મે તો તુજ વિના રહેવાય નહી, – હો વહાલા રે.
મુને મુકીને જાશો કેમ ? – કુવર કાલા રે.
પાયે કકર કટક ખુચશે – હો વહાલા રે
નહિ ચલાયે વસમી વાટ – કુવર કાલા રે
વેઠવી શીત તાપને તૃષા – હો વહાલા રે
કેમ ઓળગશો ગિરિઘાટ – કુવર કાલા રે
વ્યાઘ્ર સિહ વનમા ઘણા – હો વહાલા રે
સર્પ સૌ હર ને પ્રકરક્ષ – કુવર કાલા રે
રજનીચર સાથે યુદ્ધ થશે. – હો વહાલા રે
કોણ કરશે તમારી પક્ષ – કુવર કાલા રે
વનમા વનફુળ કેમ પહેરશો – હો વહાલા રે
તજી વસ્ત્ર આભૂષણ સાર – કુવર કાલા રે.
અહી જમતા ભોજન ભાવતા – હો વહાલા રે
કેમ કરશો વનફળ આહાર. – કુવર કાલા રે
તજી સજ્જા ભસગ પલગની – હો વહાલા રે
કેમ પોઢશો પૃથ્વી માહે – કુવર કાલા રે
તારે બાળપણામા વન કશું – હો વહાલા રે
મારૂ વચન માની રહો આહે – કુવર કાલા રે
મારે કીયા જનમના કર્મ હશે – હો વહાલા રે
તે આવીને નડીઆ આજ – કુવર કાલા રે
તે દૈવે રગમા ભગ કર્યો – હો વહાલા રે
ઠર્યું વન તજીને રાજ – કુવર કાલા રે
વાત સાભળી વન જવા તણી – હો વહાલા રે.
વહેરે કરવત કાળજા માહે – કુવર કાલા રે
દવ લાગ્યો મારા અગમા. – હો વહાલા રે.

હવે નાશીને જઇએ કયા હે – કુવર કાલા રે
મારો પાપી પ્રાણ જતો નથી. – હો વહાલા રે.

આ પ્રમાણે ઘણો વિલાપ કરીને કૌશલ્યાએ છાતીનો ઉભરો ખાલી કર્યો એટલે રામચન્દ્રજીએ હાથ જોડીને કહ્યું " હે માતા! આપ પ્રસન્ન ચિત્તે મને આશીર્વાદ આપો કે જેથી હુ વનમા જઇને આનદમગળ કરૂં. હે માતા! સ્નેહને વશ થઈને તમે ડરશો નહિ તમારી કૃપાથી વનમાં પણ આનદજ થશે હુ ચૌદ વર્ષ વનમા નિવાસ કરીને પિતાજીનું વચન પાળીને જોતજોતામા પાછો ફરીશ, અને તમારા ચરણોના દર્શન કરીશ. હે માતા! તમે મનને મલિન ન કરશો "

પુત્રના આવા કોમળ અને મીઠા વચનો સાભળીને માતા ઠડાગાર થઇ ગયા. એમના હૃદયનુ દુ ખ અવર્ણનીય હતું એ થરથર કાપવા લાગ્યા, પણ આખરે ધીરજ ધરીને પુત્રનુ મુખ જોઇને ગદ્ગદ્ વાણીથી બોલ્યા, " હે પુત્ર! તું તો પિતાને પ્રાણ સમાન વહાલો છે, અને એ સદા તારા કૃત્યો જોઇને પ્રસન્ન થાય છે. તને રાજ્ય આપવાને સારૂ શુભ દિન નક્કી કર્યો હતો, એવી અવસ્થામા વન જવાને કયા અપરાધની ખાતર કહ્યુ? હે પુત્ર! મને એનુ મૂળ કારણ સમજાવ કે સૂર્યવશને માટે અગ્નિ કોણ બન્યો? "

ત્યારે રામચન્દ્રે ખુલાસાવાર બધી વાત માતાને જણાવી. હવે એ ધર્મ-સકટમા આવી પડયા એમની બુદ્ધિને ધર્મ અને સ્નેહ બન્નેએ ઘેરી લીધા. એ સમયની એમની સ્થિતિ સાપે છછુદર ગળ્યા જેવી હતી. એ વિચારવા લાગ્યા કે હવે આગ્રહ કરીને પુત્રને રાખુ છુ, તો ધર્મ જાય છે અને ભાઈઓ સાથે પુત્રનો વિરોધ થાય છે, અને વનમા જવા કહુ છું તોપણ ઘણી હાનિ થાય છે, પણ આખરે ધર્મનો વિજય થયો. ચતુર રાણી કૌશલ્યાએ ધીરજ ધરીને કહ્યુ " હે પુત્ર! સીધાવો. હુ તારી અલાબલા લઉં છું તે જે વિચાર્યું છે તે ઠીકજ છે પિતાની આજ્ઞા પાળવી એજ સૌથી મોટો ધર્મ છે હે પુત્ર! તને રાજ્ય આપવાને કહ્યું હતું પણ સાટે આપ્યુ વન તેની મને ચિન્તા નથી, મને દુ.ખ એ વાતનું છે કે તારા વગર ભરતને, મહારાજને અને સમસ્ત પ્રજાને ઘણુ દુ:ખ થશે. હે પુત્ર! જો એકલા પિતાની આજ્ઞા વનમા જવાની હોય અને માતાની ન હોય તો માતાને પિતાથી મોટી ગણીને વનમા ન જાઓ, પણ માતા-

પિતા બન્નેની * આજ્ઞા મળી છે તો તમારે માટે વન પણ અયોધ્યા સમાન છે વનના દેવતાઓ તો પિતા છે અને વનદેવીઓજ તારી માતા છે અને પક્ષી, મૃગ વગેરે ચરણકમળના સેવક છે રાજાઓએ છેલ્લી અવસ્થામા વનવાસ કરવોજ જોઈએ, પણ તારી તો આ પ્રથમ અવસ્થા છે, એટલે મારો જીવ ગભરાય છે હે રઘુકુલતિલક ! તું જે વનમા જઈશ તે વન ભાગ્યશાળી થશે અને આ અયોધ્યા અભાગણી બનશે, કેમકે તુ એને છોડી દઈશ હે પુત્ર ! તું સૌને બહુજ પ્યારો છે પ્રાણોના પ્રાણ અને જીવોને જીવાડનાર છે એવો તુજ જ્યારે કહી રહ્યો છુ કે " માતા ! હું વનમા જાઉં છુ, ત્યારે એ વચન સાભળીને મને ઘણોજ ખેદ થાય છે, એટલા માટે જૂઠો સ્નેહ વધારીને હું તને રહેવાનો આગ્રહ નથી કરતી હે પુત્ર ! માતાના સબધને બળવાન ગણીને તું મારી ખબર લેવાનુ ભૂલતો નહિ.

देव पितर सब तुम्हहिं गोसाईं । राखहिं नयन पलककी नाईं ॥
अवधि अंबु प्रिय परिजन मीना । तुम्ह करुणाकर धरमधुरीना ॥

હે પુત્ર ! જેવી રીતે પાપણો આખોની રક્ષા કરે છે, એવીજ રીતે દેવ અને પિતરો તમારી રક્ષા કરજો તમારા વનવાસની અવધિ તો જળ છે અને તમારા પ્યારા કુટુબીઓ માછલા છે તમે દયાળુ અને ધર્મધુરધર છો, માટે એવો ઉપાય કરજો કે બધાની હયાતિમાં પાછા આવીને મળાય માછલુ પાણી વગર નથી રહી શકતુ તેમ વનવાસની અવધિરૂપી પાણી ખુટતા પ્રિય કુટુબીઓરૂપી માછલાઓ પણ મરી જશે દીકરા ! હુ તને આશીર્વાદ આપુ છુ પ્રજા, કુટુબી અને ગામને અનાથ કરીને સુખપૂર્વક વનમા જાઓ આજ મારા બધા પુણ્યોનુ ફળ ખુટી ગયું અને આ ભયકર સમય ઉલટો આવી પડચો હાય વિધાતા ! " એ પ્રમાણે વિલાપ કરીને માતા કૌશલ્યા રામચન્દ્રજીના ચરણોને બાઝી પડચા એ સમયે એમના હૃદયમા અસહ્ય દારુણ આગ સળગી રહી હતી પુત્રે તેમને ઉઠાડીને છાતી સરસા ચાપ્યા, અને અનેક રીતે મીઠા શબ્દો કહીને સમજાવ્યા એટલામા સીતાજી ત્યા આવી પહોચ્યા, અને એમનો પણ પતિની સાથે વનમા જવાનો વિચાર જાણ્યાથી કૌશલ્યાનુ હૃદય પુન ભરાઈ આવ્યું.

* અહી આ માતાપિતા શબ્દથી કૌશલ્યાનુ તાત્પર્ય કૈકેયી અને દશરથથી છે. કૌશલ્યાએ કૈકેયીની આજ્ઞાને ઘણુ મહત્ત્વ આપ્યુ, કેમકે શાસ્ત્રની આજ્ઞા છે કે **मातुर्दशगुणा मान्या विमाता धर्मभारुणा** । ધર્મથી બીને ચાલનારે સાવકી માતાને પોતાની માતાથી દશગણુ વધારે માન આપવુ જોઈએ.

સીતા પોતાને કેટલી બધી પ્યારી છે, તે બાલ્યાવસ્થાથી કેટલા બધા લાડમા ઉછરેલી છે, એ કેટલી બધી સુકુમાર છે એ સર્વ જણાવીને માતા કહેવા લાગ્યા.-

**सोइ सिय चलन चहति बन साथा । आयसु काह होइ रघुनाथा ॥**
**चंद्-किरिन-रस-रसिक चकोरी । रबि रुख नयन सकइ किमि जोरी ॥**

હે રઘુનાથ ! એ સીતા આજ તમારી સાથે વનમા જવા માગે છે. એને શી આજ્ઞા છે ? ચન્દ્રમાના કિરણોનો રસ પીનારી ચકોરી કદિ સૂર્યની તરફ આખ પણ ઉચી કરી શકે છે ? વનમા તો હાથી, સિહ, રાક્ષસ આદિ અનેક દુષ્ટ જીવજન્તુઓ ફર્યા કરે છે વિષની વાડીમા સુદર સજીવની બુટી શોભા દે ખરી કે ? ભીલ, કોળી વગરે અનાર્ય જાતિઓને બ્રહ્માએ જગલમા રહેવાને નિર્માણ કરી છે, કેમકે એમની કન્યાઓ સુદર સુખભોગને જાણતીજ નથી. એમનો સ્વભાવ પણ ઘણો કઠણ હોય છે એટલે એમને વનવાસમા કશુ દુખ નથી વળી જેમણે તપસ્યાની ખાતર બધા ભોગવિલાસ છોડી દીધા છે એવી તપસ્વિનીઓ પણ વનમાં રહેવાને લાયક છે, પણ હે પુત્ર ! છબીમા પણ વાદરાને જોઇને બી મરનારી મારી સીતા વનમા કેવી રીતે રહી શકશે ? એ ઉપરથી રામચન્દ્રજીએ સીતાને સાસુઓની પાસે અયોધ્યામા રહેવાને ઘણુએ સમજાવ્યા, પણ જ્યારે એ એકના બે થયા નહિ ત્યારે માતા કૌશલ્યાએ પુત્રને છેવટના આશીર્વાદ આપ્યા કે.-

**बेगि प्रजा दुख मेटब आइ । जननी निठुर बिसरी जनि जाइ ॥**
**फिरिहि दसा बिधि बहुरि कि मोरी । देखिहउँ नयन मनोहर जोरी ॥**
**सुदिन सुघरि तात कब होइहि । जननी जिअत बदन बिधु जोइहि ॥**
**बहुरि बच्छ कहि लाल कहि, रघुपति रघुवर तात ।**
**कबहि बोलाइ लगाइ हिय, हरषि निरखिहउँ गात ॥**

બેટા ! વહેલા પાછા ફરી પ્રજાના દુઃખને મટાડજો, અને આ નઠોર માતાને ન વિસરી જશો હે વિધાતા ! શુ મારી આ દશા કોઇ દિવસે પાછી બદલાશે કે નહિ, કે હુ આ મનોહર જોડાને પાછા મારી આખોએ જોઇશ હે પુત્ર ! એ શુભ દિવસ અને શુભ ઘડી ક્યારે આવશે કે તમારી માતા જીવતે જીવ તમારૂ મુખચન્દ્ર પાછું દેખશે ? હે પુત્ર ! હુ પાછી ક્યારે બેટા કહી, લાલ કહી, રઘુપતિ કહી, રઘુવર કહીને તને બોલાવીશ અને છાતી સરસો ચાપી પ્રસન્ન થઇને તારા શરીરે હાથ ફેરવીશ.

આટલુ કહેતા કહેતા એ ગળગળા થઇ ગયા છાતીમા ડૂમો ભરાઇ આવ્યો રામચન્દ્રજી તથા સીતાએ એમને ફરીથી આશ્વાસન આપી શાન્ત કર્યા, ત્યારે કૌશલ્યાએ સીતાને આશીર્વાદ આપ્યો કે-

**अचल होउ अहिवात तुम्हारा, जब लगि गंगजमुनजलधारा ।**

જ્યાસુધી ગગા અને જમનાનો જળપ્રવાહ કાયમ રહે ત્યાસુધી તારૂ સૌભાગ્ય પણ અચળ રહેજો. પુત્રી ! તુ બહુ સમજુ અને શાણી છે, તને વધારે કહેવું પડે એમ નથી. કેવળ એટલુંજ યાદ રાખજે કે

**साध्वीनां हि स्थितानां तु शीले सत्ये श्रुते स्थिते ।**
**स्त्रीणां पवित्रं परमं पतिरेको विशिष्यते ॥**

પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિનેજ પૂજનીય દેવતરૂપ માને છે પતિવ્રતા સ્ત્રીઓ નિરતર પોતાના શિયળનુ રક્ષણ કરે છે, સત્ય બોલે છે અને મુરબ્બીઓના ઉપદેશ પ્રમાણે વર્તે છે, પોતાના કુળની મર્યાદાનુ કદિ પણ ઉલ્લઘન કરતી નથી હે જનકનદિનિ ! મારા રામ અત્યારે દરિદ્ર અવસ્થામા છે પણ તે તમારે માટે પૂજ્ય છે કદિ પણ એમની અવજ્ઞા કરશો નહિ જાઓ ! જ્યા હો ત્યા તમે સુખેથી રહેજો !

સીતાજીએ હાથ જોડીને સાસુની આજ્ઞા માથે ચઢાવી તથા એજ પ્રમાણે વર્તવાની ખાત્રી આપી ત્યાર પછી ત્રણે વનમા વિદાય થયા આ વખતે પુત્રવિરહથી વ્યાકુળ થઇને રાણી કૈકેયીનો અત્યત તિરસ્કાર કરીને મહારાજા દશરથ રાણી કૌશલ્યાના અત પુરમા ગયા રાણી કૌશલ્યાને ફરીથી પુત્રવિયોગનુ દુ ખ તાજુ થયું અને એ રોદન કરતા કરતા પતિને પ્રેમનો ઠપકો આપવા લાગ્યા

" હે સ્વામિન્ ! ત્રણે લોકમા દયાળુ, દાનશીલ અને પ્રિયવાદી તરીકે તમારી પુષ્કળ કીર્તિ છે, તમે નરશ્રેષ્ઠ છો તો પછી આપે કેવી રીતે પુત્રવધૂ સીતાસહિત પુત્રને વનવાસ આપ્યો ? સીતાની હજુ તરુણ અવસ્થા છે, એ તો હમેશા સુખ અને વૈભવ ભોગવવા યોગ્યજ હતી એ કોમળાગી જનકનન્દિની જાનકીથી વનમા ટાઢતડકો કેવી રીતે સહન થશે ? અરે ! એણે તો રોજ સ્વાદિષ્ટ ભોજનો કરેલા છે તેનાથી હવે જગલમા ઉત્પન્ન થતા નીવાર આદિ ખડધાન્ય કેવી રીતે ખવાશે ? અહા ! એ કલ્યાણીએ નિરતર ગીત તથા વાજીત્રો સાભળ્યાં છે, તેનાથી હવે વનમાના સિહ વગેરે ફાડી ખાનારા જાનવરોની ભયાનક ગર્જનાઓ કેવી

રીતે સાભળી શકાશે ? હાય ! મારા પરાક્રમી રામ હવે પોતાની મોટી ભુજા-નેજ ઓશીકાને સ્થાને મૂકીને સૂઇ રહેશે કે શું ? હાય ! હુ એ રામનુ મુખ ફરીથી કયારે જોઇશ ? મારૂ હૈયુ પણ વજ્રનુ બનેલુ છે એમાં શક નહિ, કેમકે રામના વિયોગથી હજુ પણ તેના હજાર કડકા નથી થઇ જતા મહારાજ ! તમે વૃદ્ધજનોની સલાહ લીધા વગર કેવુ શોચનીય કાર્ય કર્યુ છે ! કૈકેયીનુ કહ્યુ માનીને તમે વગર વિચારે મારા રામ લક્ષ્મણ સીતાને અરણ્યવાસી અને અનાથ બનાવ્યા છે ! મારો રામ દીર્ઘાયુષી હોવાથી કદાચ પદરમે વર્ષે પાછો આવશે તોપણ ભરત કાંઇ ઘણા દિવસથી નીમેલા રાજ્ય તથા ભડારનો ત્યાગ કરે એમ નથી

" કદાચ રામને આવેલા જોઇને ભરત વિનયથીજ રાજ્યનો ત્યાગ કરશે તોપણ એણે એકવાર ભોગવીને ઉચ્છિષ્ટ કરેલા રાજ્યને મારો ધર્માત્મા પુત્ર કદિ ગ્રહણ કરશે નહિ કોઇ પુરુષ પોતાને ત્યા શ્રાદ્ધમા જમવાને ઉત્તમ બ્રાહ્મણોને નોતરે, પરતુ પછીથી એમને જમાડયા પહેલા કોઇ પણ કારણથી એમના કરતા અવસ્થા તથા ગુણોમા હલકા હોય એવા પોતાના સગા અથવા સ્નેહી બીજા બ્રાહ્મણોને જમાડી દે, અને પછી પેલા નિમત્રણ કરેલા બ્રાહ્મણોની વાટ જુએ, તો પેલા ઉત્તમ બ્રાહ્મણોએ એ બીજા ખાતા બચેલુ ભોજન ગમે તેવુ અમૃત સમાન હશે તોપણ તેનું ભોજન કરશે નહિ, તેવીજ રીતે હે પૃથ્વીપતિ ! ઉમરમા જ્યેષ્ઠ અને ગુણોમા શ્રેષ્ઠ મારો પુત્ર રામ પોતાના નાના ભાઇ ભરતે ભોગવેલા ઉચ્છિષ્ટ રાજ્યને કેવી રીતે સ્વીકારશે ? "

હે પ્રાણનાથ ! જેમ મોટા માછલાઓ પોતાનાથીજ ઉત્પન્ન થયેલા નાના મત્સ્યોને હણે છે તેમ આપે રાજ્યભ્રષ્ટ કરીને મારા પુત્રને હણ્યો છે હે મહારાજ ! પ્રાચીન ઋષિઓએ દિવ્ય જ્ઞાનથી વેદોમા નિર્ણય કરેલા ધર્મને જો આપ સાચો માનતા હોત તો તમે આ પ્રમાણે વડા દીકરાનો ત્યાગ કરત નહિ અરે ! આવી રીતે ધર્મની ઉપેક્ષા કરીને તમે મને પણ નિરાધાર કરી છે શાસ્ત્રોમા સ્ત્રીને માટે ત્રણ ગતિઓ વર્ણવી છે પતિ, પુત્ર અને જ્ઞાતિ એ સિવાય ચોથી ગતિ સ્ત્રીને છેજ નહિ મારી પ્રથમ ગતિ તો આપ છો, પણ આપ કૈકેયીને વશ થયાથી મારા રહ્યા નથી વળી બીજી ગતિરૂપ રામને આપે વનમા વિદાય કરી દીધો અને ત્રીજી ગતિરૂપ જ્ઞાતિ–સગાવહાલા તે મારે અહીં આં કોઇ છે નહિ. તમે મને સર્વ પ્રકારે નિરાધાર કરી મૂકી."

શોકાતુર કૌશલ્યાના આવા વ્યાજબી ઉપાલભ (ઠપકા)ને સાભળીને દશ-

રથના હાથપગ ધ્રૂજવા લાગ્યા, તેમને દારુણ પશ્ચાત્તાપ થવા લાગ્યો નીચુ મુખ રાખીને તથા હાથ જોડીને કૌશલ્યાને કહેવા માડ્યુ "હે કૌશલ્યા ! હુ હાથ જોડીને તને પ્રસન્ન કરૂ છુ પારકાઓ પ્રત્યે પણ તુ સર્વદા સ્નેહ અને દયા પ્રગટ કરે છે, તો હું તો તારો પતિ છુ. પતિ ધર્મજ્ઞ હોય કે ગુણહીન હોય તોપણ સ્ત્રીને માટે તો એ સાક્ષાત્ દેવતા છે તુ સર્વદા ધર્મમાં તત્પર રહેલી છે સારૂં શુ અને ખોટુ શુ તે સમજતી આવી છે, માટે તને પોતાને આ વખતે ઘણુ માઠુ લાગ્યુ છે છતા પણ મારા દુ ખીઆ જીવને આવી દશામા દાઝ્યા ઉપર ડામ દેવો એ તને ઉચિત નથી"

કૌશલ્યા જેવા સતીને પતિની આવી દીન અને કરુણાપૂર્ણ વાણી સાભળીને પીગળતા કેટલી વાર ! પરનાળામાથી જેમ વરસાદનું પાણી પડે, તેમ એમના નેત્રમાથી ડબડબ આસુ પડવા લાગ્યા સ્વામીના જોડેલા એ હાથને પોતાના માથા ઉપર મૂકીને પ્રેમ અને ભક્તિભાવપૂર્વક ગદ્ ગદ્ સ્વરે એ બોલવા લાગ્યા "દેવ ! હું ભૂમિપર પડી સાષ્ટાગ પ્રણામ કરીને આપની પાસે ક્ષમા માગુ છુ આપ મારી પાસે ક્ષમા માગવા લાગ્યા ત્યારથી મારા પતિવ્રતધર્મને લાછન લાગ્યુ, કારણ કે આપે મારી માફી માગવી એ વ્યાજબી નથી સ્વામી આ લોક અને પરલોક બન્નેમા સ્ત્રીને માટે પરમ ગૌરવની વસ્તુ છે સ્વામી જે સ્ત્રીને આ પ્રમાણે આજીજી કરે, તે રમણી કદિ સારા ઘરની કન્યા ન ગણાય હે ધર્મજ્ઞ સ્વામીનાથ ! હું ધર્મ જાણુ છુ, અને આપ સત્યવાદી છો તે પણ જાણુ છુ દારુણ પુત્રશોકથી બેબાકળી થવાથી મારા મુખમાથી એવા અનુચિત વાક્યો નીકળ્યા છે જુઓ, શોકથી ધીરજનો અને જ્ઞાનનો નાશ થાય છે. વધારે શુ કહુ ? શોકથી સર્વનાશ થાય છે શોકના જેવો બીજો જુલ્મી શત્રુ કોઇ નથી માણસો શત્રુના પ્રહારને સાખી શકે છે, પણ એકાએક આવી પડેલા શોકના જરા પણ પ્રહારને સહન કરી શકતા નથી નદીઓના પ્રવાહથી સમુદ્રનુ જળ જેમ ઉભરાય છે, તેમ રામના વિયોગથી મારા હૃદયમા શોક પ્રતિક્ષણે વધતોજ જાય છે"

રાણી કૌશલ્યાએ આ પ્રમાણે ક્ષમા માગ્યાથી દશરથનું હૃદય કાઇક શાત થયું, અને એ સ્વસ્થ ચિત્તે નિદ્રાવશ થયા પછીથી પુત્રવિરહથી માંદા પડેલા રાજાએ પોતાનો અતકાળ કૌશલ્યાના મહેલમાજ ગાળ્યો. કૌશલ્યાએ પતિના મંદવાડમાં એમની સેવા-શુશ્રૂષા કરવામા કાંઈ કચાશ રાખી નહિ પુત્રશોકથી વ્યાકુળ થઇ મરણ પથારીએ પડેલા પતિને કૌશ-

લ્યાએ ધીરજ ધરવાની પણ સલાહ આપી

नाथ समुझि मन करिय विचारू । राम-वियोग पयोधि अपारू ॥
करनधार तुम्ह अवधजहाजू । चढेउ सकल प्रिय पथिकसमाजू ॥
धीरज धरिय त पाइय पारू । नाहि त बूडिहि सब परिवारू ॥
जौं जिय धरिय विनय पिय मोरी । राम लखन सिय मिलहिं बहोरी ॥

"હે નાથ ! આપ મનમા સમજીને વિચાર કરો રામચદ્રના વિયોગ રૂપી અપાર સમુદ્ર છે અને અયોધ્યારૂપી વહાણના કર્ણધાર-ખલાસી-આપ છો એમા બધા પ્રિયયાત્રીઓ બેઠેલા છે ધીરજ ધરશો તો તો પાર પહોચી જઈશુ, નહિ તો આખુ કુટુબ ડૂબી જશે હે પ્રાણનાથ ! મારી પ્રાર્થના ધ્યાનમા લેશો તો રામ, લક્ષ્મણ અને સીતા પાછા મળશે. '

રાજા દશરથને પુત્રવિયોગના દુખે બહુ ઉંડી અસર કરી હતી; એટલે કૌશલ્યાએ આપેલા આશ્વાસનની અસર પણ થોડીવાર ટકી, અને આખરે બધાને શોક સાગરમા ડુબાડીને એમણે દેહત્યાગ કર્યો. જે રાતે મહારાજા દશરથની જીવનલીલા સમાપ્ત થઇ ગઈ તે સમયે કૌશલ્યાને નિદ્રાએ ઘેરી લીધા હતા. પતિના મૃત્યુની ખબર એમને પડી નહિ સવારે એ શોકમય અવસ્થાનું ભાન થતા એમનું મુખ ફીકકુ પડી ગયું નિસ્તેજ, વિવર્ણ અને શોકથી કરમાઇ ગયેલા કૌશલ્યા અધકારથી છવાયલા તારાઓની પેઠે શોભાહીન થઈ ગયા બીજી રાણીઓ પણ ત્યા આવી પહોચી. કૌશલ્યાએ અશ્રુપૂર્ણ નયને સ્વામીનુ મસ્તક ખોળામા ધારણ કરીને કૈકેયીની તરફ જોયું, અને કહ્યું:- " હે કૈકેયિ ! તારી ઇચ્છા પાર પડી. હવે તું નિષ્કટક રાજ્ય ભોગવજે. રામ વનવાસી થઇ ગયા, રાજા શરીર છોડીને ચાલ્યા ગયા, હવે અમે શુ કરીશુ ?

'इदं शरीरमालिंग्य प्रवेक्ष्यामि हुताशनम् '

આ પ્રિય દેહને આલિંગન આપીને હુ અગ્નિમા મારા પ્રાણને વિસર્જન કરીશ; પરતુ એટલામા ભરતજી ત્યાં આવી પહોચ્યા. એમને અત્યાર સુધી બનેલા બનાવની કાઇજ ખબર નહોતી. પહેલા તો કૌશલ્યાએ ભરતને પણ સ્ત્રીસ્વભાવવશ મહેણા દીધા, પણ જ્યારે ભરતની રામ પ્રત્યેની અપૂર્વ ભક્તિની ખબર પડી, ત્યારે તેમણે સ્નેહપૂર્વક ભરતને ખોળામા બેસાડીને ઉચે સાદે રોદન કરવા માંડયું. ભરત અયોધ્યાવાસીઓને લઈને રામને પાછા લેવા સારૂ ગયા હતા, તે વખતે પણ કૌશલ્યા સાથે હતાં.

શૃગવેરપુરીમા રામ જે સ્થળે ઘાસની પથારીમા સૂતા હતા તે સ્થળને જોઇને ભરતને મૂર્ચ્છા આવી ત્યારે કૌશલ્યાએજ એમની શુ ્રૂષા કરી હતી, અને પ્રેમપૂર્વક પૂછ્યુ હતું, કે " પુત્ર, તમારા શરીરમા કોઇ રોગ તો નથીને ? રામ લક્ષ્મણુને લઇ વનમા ચાલ્યા ગયા છે, અત્યારે તો હુ તમારૂ જ મો જોઇને જીવી રહી છુ "

ત્યાર પછી ચિત્રકૂટ પર્વત ઉપર જ્યારે રામચદ્ર સાથે એમનો મેળાપ થયો, ત્યારે સીતાને જોઇને એમણે વિલાપ કર્યો હતો કે ' જે મિથિલાધિપતિ જનકની કન્યા, અને મહારાજા અવધેશની પુત્રવધૂ તથા રામચન્દ્રની પત્ની છે તે શું એકાન્ત વનમા આટલુ બધુ દુઃખ વેઠી રહી છે ? હે દીકરિ ! તડકાથી કરમાઈ ગયેલા કમળ જેવા અને ધૂળથી ખરડાયલા સોનાના આ તારા મુખનું તેજ કેવુ ઝાખુ પડી ગયુ છે! તારૂ આ મલિન મુખ જેવા જોઇને મારૂ હૃદય બળીને રાખ થઈ જાય છે

રામચન્દ્રે ઇંગુદી ફળવડે પિતાને પિંડદાન કર્યું હતું, એ વખતે દર્ભ ઉપર ઇંગુદીના પિંડ જોઈને સતી કૌશલ્યાનું હૈયું ભરાઈ આવ્યું હતુ, અને વિલાપ કરતા કરતા એમણે કહ્યુ હતું, કે રામે આજે ઇંગુદી ફળવડે પિતાને પિડ આપ્યા છે, તે દૃશ્ય મારાથી જોઇ શકાતુ નથી જે ઇન્દ્રતુલ્ય પરાક્રમી મહારાજા દશરથ સમુદ્રપર્યન્ત રાજ્ય કરી ચૂકયા છે, તે ઇંગુદી ફળ કેવી રીતે ખાશે ? રામચદ્રે પિતાને ઇંગુદી ફળના પિડ આપ્યા એથી વધારે દુઃખ મારે માટે બીજુ કશુ નથી " આ સાધારણ વિલાપ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે એ સાધ્વીને પતિ વિયોગથી કેવુ દારુણ દુખ થઈ રહ્યુ હતું

કૌશલ્યાનું ચિત્ર એટલે ભારતની આદર્શ જનની અને આદર્શ રમણીનું ચરિત્ર છે અત્યારે પણ દરેક ગામમા હિન્દુ બાળકો માતા પાસેથી એ સ્નેહ અને આત્મત્યાગ પામીને કૃતાર્થ થાય છે અત્યારે પણ સેકડો કૌશલ્યાઓ ભારતવર્ષમા છે. અમે ઇચ્છીએ છીએ કે રામચદ્રની પેઠે કર્તવ્યપાલનનો કઠિન પ્રસગ આવી પડતા હાલની માતાઓ પણ પોતાના પુત્રને ઉપદેશ આપે કે'-

' न शक्यते वारयितुं गच्छेदानि रघूत्तम ।
शीघ्रञ्च विनिवर्तस्व वर्तस्व च सतां क्रमे ॥
यं पालयसि धर्मं त्वं प्रीत्या च नियमेन च ।
स वै राघवशार्दूल धर्मस्त्वामभिरक्षतु ' ॥

'હે પુત્ર! તને હું કોઇ રીતે રોકી શકતી નથી હવે તું જા, પણ જલ્દી પાછો આવજે અને સત્પુરુષોને માર્ગે ચાલજે તું પ્રીતિ અને નિયમ-પૂર્વક જે ધર્મનું પાલન કરવામાં પ્રવૃત્ત થયો છે તેજ ધર્મ તારૂં રક્ષણ કરજો '

# रत्न ५१ मुं–सुमित्रा



ક્ષ્મણની જનની સુમિત્રાની અસાધારણ આત્મ-વિસ્મૃતિ અને આત્મત્યાગનો કોઇએ કદિ વિચાર કર્યો છે? રામાયણ વાચીને કૌશલ્યા અને સીતાની કથા ઉપર આપણે ઘણીવાર વિચાર કરીએ છીએ, પણ મહાનુભાવા, મનુષ્યરૂપે દેવીસ્વરૂપ સુમિત્રાની કથા ઉપર કોઇ જોઇએ તેટલું ધ્યાન આપતું નથી

પોતાનું મહત્ત્વ પોતાના હૃદયમાંજ સંતાડીને, સમુદ્રને તળીએ સંતાઇ રહેલી લક્ષ્મીની પેઠે રામાયણના એક ખુણામાં સુમિત્રા દેવી છુપાઇ બેઠા છે. આત્મવિસ્મૃતા સુમિત્રાને કવિ વાલ્મિકી પણ વિસરી ગયા છે રામનાજ સુખે સુખી, દુઃખે દુઃખી, તેમનાજ ભલામાં પોતાનું ભલું અને તેમના અનિષ્ટમાં પોતાનું અનિષ્ટ માનનાર લક્ષ્મણે પોતાની જાતને ભુલી જઇને આખી જીંદગીસુધી મોટા ભાઇ રામની સેવા કરી છે, તેવી રીતે તેની જનની સુમિત્રાએ પણ પોતાના સ્વાર્થ કે સુખનો જરા પણ વિચાર લાવ્યા વગર સપત્ની અને સપત્નીના પુત્રના હિતને માટેજ જીવન ગાળ્યું હતું

પટ્ટરાણી અને ગૃહિણી તરીકે દશરથ રાજા કૌશલ્યાનું સન્માન કરતા, રૂપવતી ગણીને કૈકેયીને ચહાતા, પણ સુમિત્રા ઉપર કદિ એવો સ્નેહ દર્શાવ્યો નથી પતિના સ્નેહથી વંચિત હોવા છતાં પણ સુમિત્રાએ કદી શોક્ય કૌશલ્યા અને કૈકેયીના ઉપર ઇર્ષ્યા નથી કરી. તેના પ્રાણના કરતાં પણ વધારે વહાલા બે પુત્ર લક્ષ્મણ અને શત્રુઘ્ન હમેશાં રામ અને ભરતની, દાસની માફક સેવા ચાકરી કરતા હતા, પણ એથી સુમિત્રા કોઇ દિવસ ખોટું લગાડતી નહિ ઉલટું પુત્રોને હમેશાં એવોજ ઉપદેશ આપતી કે સદા મોટા ભાઇઓની સેવા કરવી

અહા! સુમિત્રા જેવી જનની ન હોત તો શું લક્ષ્મણ અને શત્રુઘ્ન જેવા પુત્ર ઉત્પન્ન થાત?

રામના વનગમનના સમાચાર સાભળીને કૌશલ્યા જમીન ઉપર ઢળી પડયા, દશરથની નિન્દા કરવા લાગ્યા, કૌશલ્યાના રુદનથી રાજધાનીમા હાહાકાર મચી રહ્યો. લક્ષ્મણ પણ સુમિત્રાનો પુત્ર હતો વનગમન સમયે લક્ષ્મણે માતાના ચરણમા પ્રણામ કર્યા, અને માતા સુમિત્રાએ શાન્ત થઈને ધીરજથી તેને કહ્યુ 'પુત્ર ! તુ નાનપણથીજ રામના ઉપર અત્યત પ્રીતિ રાખતો આવ્યો છુ આજ તુ રામની સાથે વનમાં જાય છે, તો હુ તને ઘણી ખુશી સાથે રજા આપુ છુ મોટા ભાઇની સેવા કરવી એજ નાના ભાઈનો ધર્મ છે, અને એ ધર્મ પાળીને તું તારા જીવનને સફળ કર ! વનમા રામની સેવા કરતા, રામનુ રક્ષણ કરતા કદિ પાછી પાની કરીશ નહિ ધર્મનુ પાલન કરવું અને યુદ્ધમા પ્રાણ આપવો એ વશપરપરાથી ઈક્ષ્વાકુવશમાં જન્મેલા વીર પુરુષોનું વ્રત અને કર્તવ્ય છે આજ એ વ્રત અને કર્તવ્ય પાલન કરવામા તારી મતિ થજો રામને દશરથના જેવા, સીતાને મારા જેવી, અને એ મહા અરણ્યને અયોધ્યા જેવુ ગણજે જા, બેટા ! સુખે વનમા જા ! '

> रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम् ।
> अयोध्यामटवीं विद्धि गच्छ तात यथासुखम् ॥

આ સુદર શ્લોક એ લક્ષ્મણની સાથેની સુમિત્રાની છેલ્લી વાતચીત હતી

ભક્ત-કવિ તુલસીદાસજીના શબ્દોમા સુમિત્રાનો લક્ષ્મણ પ્રત્યેનો ઉપદેશ પણ સાભળી લ્યો

> तात तुमारी मातु बैदेही । पिता रामु सब भाँति सनेही ॥
> अवध तहाँ जहँ राम निवासू । तहँइ दिवसु जहँ भानुप्रकासू ॥
> जौंपै सीय रामु बन जाहीं । अवध तुमार काजु कछु नाहीं ॥

હે પુત્ર ! જાનકી એ તારી માતા છે, અને રામ પિતા તથા સર્વ પ્રકારે સ્નેહી છે. જ્યા રામચન્દ્રજીનો નિવાસ છે ત્યાજ અયોધ્યા છે, કેમકે જ્યા સૂર્યનો પ્રકાશ છે ત્યાજ દિવસ થાય છે સીતા અને રામ જ્યારે વનમા જઈ રહ્યા છે, તો તારે અયોધ્યામા રહેવાનુ કાઇ કામ નથી

> गुरु पितु मातु बंधु सुर साँई । सेइअहि सकल प्रानकी नाईं ॥
> राम प्रान प्रिय जीवन जीके । स्वारथ रहित सखा सबहीके ॥

હે પુત્ર ! ગુરુ, પિતા, માતા, બન્ધુ, દેવતા અને સ્વામી એ બધાની પ્રાણની પેઠે સેવા કરવી જોઈએ. રામચન્દ્રજી સર્વને પ્રાણ સમાન પ્રિય છે,

જીવના પણ જીવનરૂપ છે અને બધાના સ્વાર્થ રહિત * સખા છે અર્થાત્ મતલબી દોસ્ત તો ઘણાયે હોય છે, પણ રામચંદ્ર તો સ્વભાવથીજ નિ સ્વાર્થપણે બધાના મિત્ર છે

पूजनीय प्रिय परम जहाँ ते। सब मानिअहि राम के नाते ॥
अस जिय जानि संग बन जाहू। लेहु तात जगजीवन लाहू ॥

હે પુત્ર ! જેઓ પૂજ્ય અને પરમ પ્યારા છે તે બધા રામચંદ્રના સબધથી છે એમ જાણજે અર્થાત્ રામચન્દ્રનેજ સર્વસ્વ સમજજે. તારા મનમા એ પ્રમાણેનો પૂજ્યભાવ રાખીને એમની સાથે વનમા જા અને સંસારમા જન્મ લીધાનો લહાવો લે.

भूरि भाग भाजन भयहु, मोहि समेत बलि जाउँ ॥
जौं तुम्हरे मन छांडि छल, कीन्ह रामपद ठाऊँ ॥

હે પુત્ર ! હુ તારી અલાબલા લઉં છુ ભાગ સહિત તુ ઘણોજ ભાગ્યશાળી નીવડ્યો, કેમકે તારા ચિત્તે છળકપટને છોડી દઈને શ્રીરામના ચરણુમા જગ્યા મેળવી છે

पुत्रवती जुबती जग सोई। रघु-पति-भगत जासु सुत होई ॥
सकल सुकृत कर बड फल एहू। राम-सीय-पद सहज सनेहू ॥

હે પુત્ર ! જગત્મા તેજ સ્ત્રી પુત્રવતી કહેવાય છે, કે જેનો પુત્ર રામચંદ્રજીનો ભક્ત થાય છે તને રામચંદ્રજીની સાથે વનમા જઇ તેમની સેવાભક્તિ કરવાનો અવસર મળ્યો છે તેથી હું પુત્રવતી છુ એમ માનું છુ સર્વ સારા કર્મોનુ સૌથી મોટુ ફળ એજ છે કે રામ અને સીતાના ચરણુમા સ્વાભાવિક સ્નેહ ઉત્પન્ન થાય.

राग रोष इरिषा मदु मोहू। जनि सपनेहुँ इन्ह के बस होहू ॥
सकल प्रकार विकार बिहाई। मन क्रम बचन करेहु सेवकाई ॥

હે પુત્ર ! સ્વપ્નમા પણ પ્રેમ, ક્રોધ, અદેખાઇ, અભિમાન અને મોહ એટલા વિકારોને વશ થઈશ નહિ. સર્વ પ્રકારના વિકારોનો ત્યાગ કરીને મન, વચન, અને કર્મથી એમની સેવા કરજે

तुम कहँ बन सब भाँति सुपासू। संग पितु मातु राम सिय जासू ॥
जेहि न रामु बन अहहि कलेसू। सुत सोइ करेहु इहइ उपदेसू ॥

* સખા શબ્દ ખાસ સમજીને વાપરવામાં આવ્યો છે ભાઇબધ ચાર પ્રકારના હોય છે બન્ધુ, સુહૃદ, મિત્ર અને સખા, જુદાઇને સહન ન કરી શકે તે બન્ધુ, સદા આશામા રહે તે સુહૃદ, બન્ને એકજ કામ કરે તે મિત્ર અને જે પ્રાણુ સમાન પ્યારો હોય તે સખા. समप्राणः सखा मतः

હે પુત્ર ! જેની સાથે માતપિતા રામ અને સીતા છે, એવા તને વનમા બધી જાતની સગવડજ છે. બસ વનમા રામચન્દ્રજીને જે કામોથી કલેશ ન થાય એવાજ કામો તુ કરજે, એજ મારો ઉપદેશ છે

उपदेस यह जेहि जात तुम्हरे रामसिय सुख पावही।
पितु मातु प्रिय परिवारु पुर सुख सुरति वन बिसरावहीं ॥

હે પુત્ર ! મારો એજ ઉપદેશ છે કે તારા વડે રામ અને સીતા ધરાઇને સુખ પામે, અને વનમા રહેતી વખત પિતા, માતા, પ્રિય કુટુબી, અયોધ્યા નગરી, અને સુખચેનને યાદ કરવાનુ પણ ભૂલી જાય

આ પ્રમાણે ઉપદેશ આપીને માતા સુમિત્રાએ પુત્રને રામની સાથે વનમા જવાની આજ્ઞા આપી અને પછી આશીર્વાદ આપ્યો કે –

रति होउ अविरल अमल सिय-रघु-वीरपद नित नित नई ॥

શ્રીસીતારામના ચરણમા તારી પુષ્કળ, શુદ્ધ અને નિત્ય નવી પ્રીતિ વધજો !

રામના વનમા ગયાથી કૌશલ્યા ભૂમિ ઉપર આળોટીને રાતદિવસ રુદન કરવા લાગ્યા નગરવાસી સ્ત્રીઓ તેમની આસપાસ બેસીને રોવા લાગી નગરમા રડારોળ મચી રહ્યો સુમિત્રા દેવીએ એ સમયે કૌશલ્યાને સાન્ત્વન આપીને કહ્યુ ' મોટી બેન ! તમારા પુત્ર સર્વગુણસપન્ન પુરુષશ્રેષ્ઠ રામ પિતાનુ સત્ય નિભાવવા ખાતર, હાથમા આવેલુ રાજ્ય છોડીને વનમા ગયા છે એ મહત્ત્વથી આખા જગતમા તેમની કીર્તિ અક્ષય થશે તેમના નામથી રઘુવશ ધન્ય થશે આના કરતા રામનુ વધારે કલ્યાણ કયુ ચાહો છો ? આવા પુત્રના ભાગ્યથી તમારે ભાગ્યવતી થવું જોઈએ પુત્રના મહત્ત્વથી હરખાવુ જોઇએ તેને બદલે, તમે કોઈ દીન મનુષ્યની પેઠે રુઓ છો શું કામ ? પતિવ્રતા સીતા વનવાસના બધા સકટ જાણવા છતા પણ પોતાની મરજીથી સ્વામીની સાથે ગઈ છે, તેને માટે પણ દુ ખ શુ કામ કરવુ ? તમે સૌથી વડા છો, આ રાજગૃહના ગૃહિણી છો, આજ તમારે તો ઉઠીને બધાને ધીરજ આપવી જોઇએ તેને બદલે તમે પોતે આકુળવ્યાકુળ થઈને રોવા બેઠા છો. એ તમને શોભે ? મોટી બેન !

વળી તમને શેનો ભય છે ? રામચન્દ્ર મહા પરાક્રમી છે હથિયાર ચલાવવામા તેના જેવો દક્ષ પુરુષ બીજો કોઇ નથી મહાવીર ધનુર્ધારી લક્ષ્મણ તેની સાથે છે વનમા એને કોઇ રીતે અડચણ પડવાનો સભવ નથી એક સૂર્ય કરતા બીજો સૂર્ય ચડતો હોય, એક અગ્નિ કરતા બીજો અગ્નિ શ્રેષ્ઠ હોઇ શકે, એક પૃથ્વી કરતા બીજી પૃથ્વી મોટી હોઇ શકે, એક દેવતા કરતા બીજા દેવતા મોટા હોઈ શકે. લક્ષ્મીમા, કીર્તિમા અને ક્ષમામાં

એક પ્રાણી બીજા પ્રાણી કરતા શ્રેષ્ઠ હોય છે પણ તમારા રામના કરતા શ્રેષ્ઠ મનુષ્ય પૃથ્વીમા હોઈ શકે નહિ. એટલે રામના આવા મહા ત્યાગથી મુગ્ધ થઇને સૂર્ય પોતાના ગરમ કિરણોથી તેમને દમશે નહિ, વાયુ શિયાળામા ગરમ થઇને અને ઉનાળામા ઠડો થઇને તેમની સેવા કરશે, ચન્દ્ર કિરણુ પિતાની માફક, ઉંઘી ગયેલા રામને આલિગન કરીને સુખી કરશે તમે રોશો નહિ કોઈ પણ જાતની ચિન્તા, કોઇ પણ જાતનો ભય રાખશો નહિ પુત્રના મહત્ત્વનું સ્મરણ કરીને ધીરજ ધરો. ચૌદ વર્ષ પછી તમારો રામ સાજોતાજો આવીને તમારા ખોળામા બેસશે

રામાયણમા સુમિત્રાનાં કાર્ય સબધી કથા આગળ કોઇ જગ્યાએ આવતી નથી પણ આ બે કથાજ સુમિત્રાના ચરિત્રનુ મહત્ત્વ દર્શાવવા માટે પૂરતી છે રામાયણની આ બે કથાથીજ સુમિત્રાનુ નામ અને ગૌરવ જગત્મા ચિરસ્થાયી રહેશે આ બે વાત ઉપરથીજ જણાઇ આવે છે કે એ લક્ષ્મણની સુયોગ્ય જનની હતી

---

# रत्न ५२ मुं—कैकेयी



ભારતના સ્ત્રીરત્નોમા અમને કૈકેયીની ગણત્રી કરતા જોઈ અમારી કેટલીક બેનોને આશ્ચર્ય લાગશે શ્રીરામચદ્રજી જેવા સદ્ગુણોના ભડારરૂપ પુત્રનુ જીવન દુઃખમય કરનાર રાણી કૈકેયીમાટે સાધારણ રીતે ભારતવર્ષના સ્ત્રીપુરુષોના મનમા એક પ્રકારની તિરસ્કારની વૃત્તિ હોય છે અને તેને લીધે કૈકેયીના ગુણો તરફ દુર્લક્ષ કરે છે કૈકેયી કોઇ દેવી નહોતી પરતુ માનવી હતી. મનુષ્ય હમેશા દોષને પાત્ર છે, અને કૈકેયીના સ્વભાવમા પણ એક જાતની દુર્બળતા હતી એ બધી વાતોને અમે પણ સ્વીકારીએ છીએ. પણ દુર્બળતાને લીધે તેનુ ચરિત્ર ભારતવર્ષની અમારી હાલની ભગિનીઓને માટે વધારે મનન કરવા યોગ્ય થઇ પડે છે મહર્ષિ વાલ્મીકિની પ્રાસાદિક વાણીથી વર્ણવાયલા રામાયણના પ્રત્યેક ચરિત્રમાથી કાઇને કાઈ બોધ આપણને મળી આવે છે તેમજ કૈકેયીના ચરિત્રમાથી પણ ઘણો મોટો બોધ મળી શકે છે

રામાયણ વાચનાર સૌ કોઇ એટલુ તો અવશ્ય જાણે છે કે રાણી કૈકેયી

કેકય રાજાની પુત્રી અને અયોધ્યાપતિ મહારાજા દશરથની નાની રાણી હતી મહારાજા દશરથ એને સ્વયવરમાથી વરી લાવ્યા હતા મહારાજા દશરથ એના પ્રેમમા લુબ્ધ થઈ ગયા હતા તે કેવળ એના અપ્રતિમ સૌન્દર્યને લીધેજ નહિ, પરતુ તેની અસાધારણ બુદ્ધિમત્તા, ચતુરતા, નિડરતા આદિ ગુણોને લીધે તેના પિતાએ તેને ઉચા પ્રકારનુ શિક્ષણ આપવામા કચાશ રાખી નહોતી ઘરસંસારના કામકાજમા તો એ ઘણીજ પ્રવીણ હતી, એ ઘણી પતિવત્સલ હતી, અને પ્રેમ તથા કાર્યકુશળતાથી એણે દશરથ રાજાના હૃદયરાજ્ય ઉપર પોતાનુ એટલુ બધુ સામ્રાજ્ય જમાવ્યુ હતુ કે રાજા દશરથ મોટી રાણી કૌશલ્યા અને સુમિત્રા કરતા પણ તેનુ ઘણુ માન રાખતા હતા

એક વખત દેવતા અને રાક્ષસોની વચ્ચે ભારે સગ્રામ મચ્યો હતો એ વખતે દેવતાઓએ રાજા દશરથની મદદ માગી હતી અને મહારાજા મોટી સેના લઈને દેવોની સહાયતાએ પહોચ્યા હતા કૈકેયી લાજુલાડી સ્ત્રી નહોતી એ વખતની સ્ત્રીઓ હાલની પેઠે ઘરના ખુણામા બેસી રહેનારી, અતપુરવાસિનીઓ નહોતી તેઓ પતિની સાથે હરવા ફરવા તથા શિકાર ખેલવા પણ પ્રસગોપાત જતી પતિને યુદ્ધમા જતા જોઇને રાણી કૈકેયીને પણ એ ઘોર સગ્રામ પોતાની આખે જોવાની સ્વાભાવિક ઇચ્છા ઉત્પન્ન થઇ રાજા દશરથ પણ તેની ઇચ્છાને માન આપીને તેને પોતાની સાથે યુદ્ધક્ષેત્રમા લઇ ગયા રાક્ષસો સાથે દશરથ રાજાનુ દારુણ યુદ્ધ આરભાયુ એક વખત રાત્રિને સમયે દશરથ અને શબરાસુર વચ્ચે યુદ્ધ ચાલી રહ્યુ હતુ, ત્યારે રાક્ષસોએ એવી માયા રચી કે રાજાને જરાક ઉઘ આવી ગઇ આ અવસર સાધીને શત્રુઓએ રાજા દશરથના સારથીને મારી નાખ્યો, સારથીના મરી જવાથી ઘોડાઓ તોફાન કરવા લાગ્યા અને રથને અવળો ખેચી જવા લાગ્યા આ દશા જોઇને વીરાગના કૈકેયીએ તરતજ ઘોડાની લગામ પોતાના હાથમા લઇ લીધી અને એવી હોશિયારીથી સારથીનુ કામ કર્યુ કે રાજાને ખબર પણ ન પડી એટલુજ નહિ પણ કૈકેયીએ પોતાના બાણોથી અનેક વીર રાક્ષસોને મારીને ભૂમિ ઉપર પાડી દીધા

ત્યાર પછી યુદ્ધ કરતા કરતા રાજાના રથની એક ધરી તૂટી ગઈ તેને લીધે રથનુ એક તરફનુ પૈડુ નીકળી ગયું અને રથ નીચે નમવા લાગ્યો રાણી કૈકેયીએ સમયસૂચકતા વાપરીને રથના એ તરફના ભાગને પોતાના

ખભા ઉપર ટેકવી દીધો અને યુદ્ધની સમાપ્તિ સુધી એજ પ્રમાણે રથને પોતાના ખભા ઉપર રહેવા દીધો. આ વખતે રાણી કૈકેયીએ સમયસૂચકતા વાપરી ન હોત તો રાજા દશરથ અવશ્ય નીચે પડી જાત અને શત્રુઓ તેમના ઉપર હુમલો કરત

આ યુદ્ધમા રાજા દશરથ વિજયી નીવડયા અને અણીને વખતે પોતાને મદદ કરવા સારૂ રાણી કૈકેયી ઉપર એ ઘણાજ પ્રસન્ન થયા, અને કૈકેયીને ઘણોજ ધન્યવાદ આપીને કહ્યુ 'પ્રિયે ! આ યુદ્ધમા તે મારો પ્રાણ બચાવ્યો છે તું ન હોત તો હું ક્યારનોએ શત્રુને હાથે માર્યો ગયો હોત હુ તારા ઉપર ઘણો પ્રસન્ન થયો છુ તારે આજે જે કાઇ વરદાન માગવુ હોય તે માગી લે, તુ જે કાઇ માગીશ તે આપવા તૈયાર છુ'

કૈકેયીએ વિનયપૂર્વક કહ્યુ 'પ્રાણનાથ ! મે જે કાઈ સેવા કરી છે તે બદલાની આશાથી નથી કરી. આપની સહધર્મિણી તરીકે મારૂ જે કર્તવ્ય હતુ તેજ મે પાલન કર્યું છે મારે શી વાતની ખોટ છે ? અયોધ્યાના રાજ્યમા એવી કઈ વસ્તુ છે કે જેના ઉપર મારો અધિકાર ન હોય ? આપે મારી ઇચ્છા તૃપ્ત કરવામા કયારેય જરા પણ વિલબ કર્યો છે ? અયોધ્યાપતિ મહારાજાએ પોતાનું સર્વસ્વ મને અર્પણ કરી રાખ્યુ છે તો મારે બીજી શી વસ્તુ જોઇએ ? પ્રાણનાથ ! મારે તો તમારા અખડ પ્રેમ સિવાય બીજુ કાઇ પણ જોઇતુ નથી'

પરન્તુ રાજા દશરથે માન્યુ નહિ તેમણે બે વરદાન માગવાનો ઘણોજ આગ્રહ કર્યો, ત્યારે કૈકેયીએ કહ્યુ 'સ્વામીનાથ ! આપનો એવોજ આગ્રહ છે કે મારે બે વરદાન માગવાજ, તો મારી વિનતિ છે કે આપ એ બે વરદાન આપની પાસે હાલ તો જમા રાખો મારે જ્યારે જરૂર પડશે ત્યારે માગી લઇશ.

ત્યાર પછી રાજા અને રાણી કૈકેયી ઘેર આવ્યા અને સુખપૂર્વક પહેલાની પેઠે ગૃહસ્થાશ્રમ ચલાવવા લાગ્યા

યથા સમયે રાજા દશરથની ત્રણે રાણીઓએ પુત્રરત્નોને જન્મ આપ્યો. રાણી કૌશલ્યાએ રામચદ્રજીને જન્મ આપ્યો, અને એજ બધા કુવરોમા વડા હોવાથી પાટવી હતા રાણી સુમિત્રાને લક્ષ્મણ તથા શત્રુઘ્ન નામના બે પુત્ર અને રાણી કૈકેયીને ભરત નામનો એક પુત્ર હતો

રાજા દશરથ જ્યારે વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયા ત્યારે તેમની એવી ઇચ્છા થઇ કે રામચદ્રજીને યૌવરાજપદ ઉપર મારી આખ આગળ અભિષિક્ત

કરૂ એ વિચારથી એમણે કુલગુરુ વસિષ્ઠને બોલાવ્યા અને તેમને એકાતમા લઈ જઈને પોતાનો ઉદ્દેશ જણાવ્યો રાજકુમાર ભરત એ વખતે મોસાળમા ગયા હતા રાજાએ જ્યેષ્ઠ પુત્ર રામચન્દ્રજીના ગુણોનો ઉલ્લેખ કરીને ભગવાન વસિષ્ઠને કહ્યુ ‘ ભગવન્! મારા નગરની સમસ્ત પ્રજા અને શાસ્ત્રદર્શી વૃદ્ધમ ત્રીઓ, રામની અત્યત પ્રશસા કરે છે હુ પણ વૃદ્ધ થયો છું મારી એક માત્ર એજ ઇચ્છા છે કે કમળલોચન રામને રાજ્યનો અભિષેક કરૂ, કાલેજ રામનો અભિષેક થાય આપ આ પ્રસ્તાવને અનુમોદન આપો ’

રાજાની ઇચ્છા મુજબ રાજ્યાભિષેકની સઘળી તૈયારી થવા લાગી. ધર્માત્મા મહારાજા દશરથે યોગ્ય મુહૂર્ત જોઇને પોતાના તાબાની પ્રજાને તથા આસપાસના રાજાઓને નિમ ત્રણ મોકલ્યા, પર તુ કોણ જાણે શાથી એમણે કૈકેયરાજાને આમ ત્રણ કર્યું નહોતું એમના મનમા રાજ્યાભિષેકને માટે ઘણીજ ઉતાવળ થઈ રહી હતી તેમણે પોતાના મ ત્રીઓને કહ્યું ‘ હુ સ્વર્ગમા અને પૃથ્વીમા ઘોરતર ભય કર ઉત્પાતના ચિન્હ જોઈ રહ્યો છુ મારૂ શરીર પણ વૃદ્ધાવસ્થાને લીધે જીર્ણ થઇ ગયુ છે રામનો રાજ્યાભિષેક કરવામા જરા પણ વિલ બ કરવો એ ઉચિત નથી

ચૈત્રમાસ હતો **चैत्रः श्रीमानयं मास पुण्यः पुष्पितकानन** એ માસ ઘણો રમણીય હોય છે, સઘળા પુષ્પવૃક્ષો એ માસમા પુષ્પવડે ખીલી રહે છે બધી જાતના પુણ્ય કર્મના અનુષ્ઠાનમાટે એ માસ ઘણો ઉત્તમ ગણાય છે

યૌવરાજ્યાભિષેકની બધી તૈયારીઓ થવા લાગી રાજાના અગ્નિહોત્ર વાળા મકાનમા સુવર્ણ, રત્ન, ઔષધી, શ્વેતમાળાઓ, ઘી, મધ, ધોયેલા વસ્ત્ર, ચમર, એક સો સુવર્ણના કળશ, અખ ડ વ્યાઘ્રચર્મ, વગેરે વસ્તુઓ યથાસ્થાને ગોઠવી દેવામા આવી રથ, ધ્વજા, છત્ર, આયુધ, ચતુર ગ સૈન્ય અને શુભ લક્ષણોવાળો ચાર દાતવાળો એક ઐરાવત હાથી ત્યા આણવામા આવ્યા.

અ ત:પુર અને નગરના દ્વાર ઉપર ચ દન ચોપડવામા આવ્યું, તથા સુદર પુષ્પોના તોરણ બાધવામા આવ્યા લાખ બ્રાહ્મણો ધરાઇને જમી શકે એટલુ અન્ન તથા દૂધ, દહી આદિ પદાર્થો તૈયાર કરવામા આવ્યા ચન્દ્રમા પુનર્વસુ નક્ષત્રમાથી પુષ્યા નક્ષત્રમા ગમન કરી રહ્યો હતો ઘણુ જ શુભ મુહૂર્ત આવી પહોચ્યુ હતુ

પ્રભાતમા સૂર્યોદય થતાવારજ લક્ષ લક્ષ બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન કર્યું.

ચારે તરફ તેમને માટે આસન બિછાવી દેવામા આવ્યા બીજી તરફ રાજ-માર્ગ ઉપર પાણીનો છટકાવ કરવામા આવ્યો. ધજા પતાકાઓ ઉડવા લાગી મધુર કઠવાળી નાચનારીઓ સુદર વસ્ત્રાલકાર પહેરીને અત પુરના બીજા ઓરડામા બેઠી હતી. મહારાજના અત પુરના આગણામા સેકડો શૌર્યસપન્ન યોદ્ધાઓ ધોયેલા વસ્ત્ર પહેરીને, લાબી લાબી નાગી તલવારો હાથમા લઇને, સાવધાનચિત્તે ચારે તરફ ફરી રહ્યા હતા અયોધ્યા નગરીમા સર્વ દેવાલયોમા પૂજાની સામગ્રી અને નૈવેદ્ય લઇને હજારો લોકો ઉભા રહ્યા હતા

રાજ્યાભિષેકને આગલે દિવસે રાજા દશરથે રામને પોતાની પાસે બોલાવી લાવવા માટે સુમત્રને મોકલ્યો હતો, રાજા કૈલાસ શિખરજેવા પોતાના ઉચા મહેલમા બિરાજ્યા હતા પૂર્વ દેશના, પશ્ચિમ દેશના, ઉત્તર તથા દક્ષિણ દેશના, આર્ય જાતિના અને મ્લેચ્છ જાતિના ઘણા મહીપાળો અને પહાડી દેશના રાજાઓ, મહારાજા દશરથની પાસે બેઠા હતા પિતાજીના દર્શન કરવાની આકાક્ષાવાળા રઘુનદન રામ સુમત્રની સાથે ઉંચા મહેલમા જઈ પહોચ્યા

જે સઘળા સદ્ગુણોની સા કોઇ વાચ્છના કરે છે, પણ સહેલાઇથી મેળવી શકતા નથી, તે બધા સદ્ગુણોદ્વારા રઘુનદન વિભૂષિત હતા લોકોની સાથે મધુર વચનોમા સભાષણ કરવું અને કોઇના પણ ગુણમા દોષારોપણ ન કરવુ, એ સદ્ગુણો રામચન્દ્રજીમા પૂર્ણ અશમા હતા. એ '**मधुरभाषी स्मितपूर्वभाषी प्रियंवद**।' હતા એ જ્યારે કાઇ બોલતા ત્યારે મો મલકાવીનેજ બોલતા એ કોઈ દિવસ અભિમાન કરતા નહિ એ પોતે બધાની સાથે મૃદુ વચનોમા વાતચીત કરતા એટલુજ નહિ, પણ કોઇ કડવુ વેણુ કહે તો તેનો એ કાઈ ઉત્તર આપતા નહિ તેમના ઉપર કોઇ જરા ઉપકાર કરતો તો એ હમેશા એ ઉપરકારને યાદ રાખતા, અને સેકડો અપકાર કરનાર ઉપર જરા પણ ખોટુ લગાડતા નહિ રામ, સજા કરવા યોગ્ય મનુષ્યોને રીતસર સજા કરતા કોઈ દિવસ મિથ્યા વચન બોલતા નહિ. કોઇની વિરુદ્ધ નિદા સાભળવા ઉપર તેમને કોઈ દિવસ રુચિ થતી નહોતી. ગરીબો ઉપર એ સદા દયા રાખનાર હતા સમસ્ત ગુણોના આધારરૂપ હોવા છતા પણ વિનયના તો એ ભડારરૂપ હતા.

રામે કર જોડીને પિતાની પાસે જઇને સાષ્ટાગ દડવત્ પ્રણામ કર્યા,

અને પછી હાથ જોડીને તેમની પાસે ઉભા રહ્યા રાજાએ પ્રિય પુત્રને હાથ પકડીને પાસે બોલાવ્યા અને પોતાની પાસે મૂકેલા મણિકાચનભૂષિત મનોહર આસન ઉપર બેસાડયા

રામ રાજા થવાના હતા એટલે દશરથે રામને થોડોક ઉપદેશ આપ્યો તેમણે કહ્યું, 'પુત્ર! તુ સ્વભાવથીજ ઘણો ગુણવાન છે, છતા પણ તારા કલ્યાણને સારૂ બે શબ્દો બોલું છુ તે શ્રવણ કર '

'તુ કામક્રોધનો બિલકુલ ત્યાગ કરજે, જાતે જઇને તથા દૂત મારફત પ્રજાની ખરી સ્થિતિની તપાસ કરજે, અમાત્યો અને પ્રજાવર્ગની પ્રીતિ સપાદન કરજે રાજધર્મ એજ છે કે રાજાએ ધનાગાર, શસ્ત્રાગાર અને રત્નાગાર ભરપૂર રાખીને પ્રજાને સતુષ્ટ રાખવી રાજ્યમા પ્રજાજનો સતુષ્ટ ચિત્તે સુખભોગ કરે એવો યત્ન કરવો. તું સ્વભાવથીજ વિનયી છે, પણ એથીએ વધારે વિનયી થઇને જીતેન્દ્રિય બનજે '

ભવિષ્યના રાજાને માટે કેવો ઉત્તમ સારરૂપ ઉપદેશ ! !

રામ રાજા થશે એ વાત જાણીને તેમના મિત્રોએ એ સમાચાર ઘણી ઝડપથી માતા કૌશલ્યાને પહોચાડયા. કૌશલ્યાએ એ શુભ વધાઈ લાવનારને પુષ્કળ ઈનામ આપીને સતુષ્ટ કર્યા !

રામને ઉપદેશ આપીને રાજા દશરથ અતપુરમા ગયા, પરન્તુ તેમને ચેન પડયુ નહિ તેમણે રામને બોલાવી લાવવા સારૂ ફરીથી સુમત્રને મોકલ્યો રામે આવીને હાથ જોડીને પિતાને પ્રણામ કર્યા, એટલે મહારાજ દશરથ બોલ્યા ' પુત્ર ! હવે તુ રાજા થાય, એજ પ્રજાનો અભિલાષ છે હુ કાલેજ તને યૌવરાજપદ ઉપર અભિષિક્ત કરીશ, પરન્તુ રામ ! દેવજ્ઞોએ કહ્યુ છે કે મારા જન્મનક્ષત્રમા દારુણ ગ્રહ સૂર્ય, મગળ અને રાહુદ્વારા ઘેરાયો છે અને આજે હુ જાત જાતના અશુભ સ્વપ્ન જોઇ ચૂક્યો છુ આકાશમા ઉલ્કાપાત થઇ રહ્યો છે, ઘણો ભયકર ગડગડાટ થઇ રહ્યો છે પ્રાય જોવામા આવ્યુ છે કે એવા બધા અપશુકનો રાજાઓને માટે હાનિકારક નિવડે છે માટે મને મારા જીવનને માટે શકા ઉત્પન્ન થઇ છે વળી મનુષ્યોની મનોવૃત્તિ પણ સદા એક સરખી રહેતી નથી, માટે તુ હવે જલદીથી યૌવરાજપદ ઉપર અભિષિક્ત થઇ જા '

ભાવિ વિપત્તિની છાયા રાજાના અતરમા પડી ચૂકી હતી રામના રાજ્યાભિષેકમા કાઈ વિઘ્ન આવી પડે એવી શકા એમના પ્રેમાળ હૃદયમાં વખતો-

વખત થઇ રહી હતી, પરન્તુ એ વિઘ્ન કોની તરફથી અને કેવા સ્વરૂપમા ઉપસ્થિત થશે તેની તો રાજા દશરથને પણ કલ્પના નહોતી

તુર્તાતુર્ત બધી તૈયારીઓ થઇ ગઇ રાજા દશરથે પુરોહિત ભગવાન્ વસિષ્ઠને બોલાવીને કહ્યુ 'રામ નિર્વિઘ્ન રાજ્ય કરે એટલા સારૂ આપ તેને પત્ની સાથે ઉપવાસ કરવાનુ કહો ' ભગવાન્ વસિષ્ઠે એ પ્રમાણે કરીને રાજાને ખબર આપ્યા રાજાએ એ વખતે અ ત.પુરમા રાણી કૈકેયીના મહેલમા જવાની ઈચ્છા કરી

રાણી કૈકેયીની સાથે તેના પિયેરમાથી મ થરા નામની એક દાસી આવી હતી એ દાસીએ રાજ્યમહેલની અગાશીમા ચડીને રામના રાજ્યાભિષેકને માટે જે કાઇ તૈયારીઓ થઇ રહી હતી તે જોઈ હતી એ દેખાવ જોઇને તેના મનમા કાઇ જૂદા પ્રકારની વૃત્તિ ઉત્પન્ન થઈ, અને તે દોડતી દોડતી રાણી કૈકેયી પાસે આવી.

કૈકેયીએ પોતાના જીવનમા કયો મોટો અપરાધ કર્યો છે એ સૌ કોઈને વિદિત છે રામને વનમા જવાની આજ્ઞા અપાવી એ તેનો મોટામા મોટો અને માફ ન કરી શકાય એવો અપરાધ છે હમે એ અપરાધ કબૂલ રાખ્યો છે એ અપરાધને માટે તેનો જૂઠો બચાવ કર્યા વગર એવો ગ ભીર અપરાધ કરવા સરળહૃદયા, સમજુ કૈકેયી કેવી રીતે લલચાઈ તે સ બ ધી આપણે જરા ઉંડા ઉતરીને વિચાર કરીશુ તો તે અસ્થાને નહિ ગણાય કૈકેયી જન્મથી કાઈ રાક્ષસી નહોતી દયાનો, મનુષ્યતાનો અ શ તેનામા જન્મથીજ નહોતો એવુ કોણ કહી શકશે ? ખરૂં જોતા કૈકેયી તો રામને ઘણુ જ ચાહતી હતી રામ તેમને 'મા' કહીને બોલાવતા હતા અને રામચ દ્રજી જેવા ગુણવાન પુત્રના મોમાથી 'મા' નો મધુર શબ્દ સાભળતા કૈકેયી ગાડી ઘેલી થઈ જતી હતી, પરન્તુ મન્થરા તેની સાથે પિયેરથી આવેલી દાસી હતી એ રાતદિવસ કૈકેયીની પાસેજ રહેતી હતી મન્થરા કઈ જાતની હતી, કયા કુળની હતી, તેના માબાપ કેવા હતા, તેની આપણને કાઈ ખબર નથી, પરન્તુ એ ઘણી ઈર્ષ્યાખોર, હલકા મનની સ્ત્રી હતી, એમા તો જરાએ સ દેહ નથી કૈકેયીએ રામના રાજ્યાભિષેક સ બ ધી સમાચાર પ્રથમ એ મન્થરાના મોએજ સાભળ્યા હતા. એ કુબ્જાએ ઘણા કઠોર શબ્દોમા રામના રાજ્યાભિષેકના સમાચાર આપીને કહ્યું હતું કે.—

किं शेषे दुर्भगे मूढे महद्भयमुपस्थितम् ।
न जानीषेऽतिसौन्दर्यमानिनि मत्तगामिनि ॥

હે સૌદર્યનો ફાકો રાખનારી ! રે મત્તગામિનિ ! રે અભાગણિ ! તારૂ સર્વ નાશ થવાનો સમય આવી પહોચ્યો છે, પણ હે મૂઢ ! તને કોઈ વાતનુ ભાન નથી તુ કેવી રીતે નિશ્ચિન્ત થઇને સૂઈ રહી છે તું જાણુતી નથી કે અયોધ્યામા આ બધો ઉત્સવ શા સારૂ થઈ રહ્યો છે ? શા માટે આ શહેરમા બધે ધ્વજાઓ અને પતાકાઓ લટકાવી દેવામા આવી છે ? રાજા કાલ સવારેજ રામને યૌવરાજપદ ઉપર અભિષેક કરશે સરળ હૃદય ની કૈકેયીએ મન્થરાના આવા કઠિન વચનોનો અસ્વીકાર કર્યો તેના આવા કઠોર વચનોથી, એને પોતાની દશામાટે ખેદ થયો નહિ ઉલટુ આમ સાભળીને રામ રાજા થશે એવા શુભ સમાચાર આપવા માટે પ્રસન્ન થઇને મથરાને કહેવા લાગી કે તારી કાઈક ભૂલ થાય છે, કારણ મારે રામ અને ભરત બન્ને સરખા છે

रामे वा भरते वाहं विशेषं नोपलक्षये ।

તે જે અમૃતમય પ્રિય સમાચાર મને હમણા કહ્યા તેના કરતા વધારે પ્રિય મને કશુ નથી તુ જે માગીશ તે હુ તને આજે આપીશ

મથરાના મુખ ઉપર ક્રોધ અને વિરક્તિના ચિન્હ જોઇને કૈકેયી પ્રથમ તો કાઇ પણ સમજી નહિ એ નિર્દોષ સરળ ચિત્તની રાણી દાસીને પૂછવા લાગી 'આજે તો પ્રસન્ન થવુ જોઇએ તેને બદલે તું મને એવું શાને કહે છે કે ભય આવી પહોચ્યો છે ? પ્રિયવાદી રામ તો મને ભરત કરતા પણ વધારે વહાલા છે भरतादधिको रामः प्रियकृन्मे प्रियंवदः ।

રામ તો સદા મને કૌશલ્યાના જેવીજ ગણીને મારી સેવા ચાકરી કરે છે હે મૂઢ ! બોલ તો ખરી કે રામ તરફથી મને શી બાબતનો ભય આવી લાગ્યો છે ?'

દુષ્ટ મનની કુબ્જા મથરા હવે ધીમે ધીમે સરળહૃદયા રાજકન્યાના પ્રાણમા વિષ રેડવા લાગી 'રાજા તારે મોએ તો તારો આદર કરે છે, પણ અદરખાનેથી એ કૌશલ્યાના છે' મથરાએ તે ઉપરાત પોતાની પુષ્ટિમા કહ્યુ 'રામના અભિષેક પ્રસગે ભરતને ખબર શા સારૂ ન મોકલ્યા ? તુ જોતી નથી કે રાજા કેટલો બધો પ્રપચ રમી રહ્યા છે ? તને તો રાજા બીલકુલ ચાહતા નથી ચાહતા હોય તો પછી આટલુ છળકપટ શા માટે કરે ?'

આ શુ દશરથનો પ્રેમ કપટી હતો ? કૈકેયી રાજાને ખરેખર ઘણુ ચાહતી હતી, પરન્તુ એનો પ્રેમ પ્રવૃત્તિમૂલક હતો નિવૃત્તિમૂલક નહિ રાજા એનાજ ઉપર મુગ્ધ થઈ ગયા હતા રાજા દશરથ રામના અભ્યુદયમાટે મત્રીઓને યોગ્ય સૂચના આપી, સૌથી પહેલા કૈકેયીના મહેલમા ગયા હતા દશરથનુ મન શકાશીલ તો થયું હતુ તે આપણે અગાઉ જોઇ ગયા છીએ હવે તેને કૈકેયીના મહેલમા પણ જાત જાતની શકાઓ ઉપજવા લાગી પોતાનાજ મનમા રાજા વિચારવા લાગ્યા ‘ આજ હું આ શુ જોઉં છુ ? આ શુ ? જે રાણી મારે માટે સદા શણુગાર સજીને તૈયાર રહેતી, મહેલના દ્વારમા પ્રવેશ કરતાવારજ જે હસતી હસતી સામી દોડી આવતી, અને મારો હાથ પકડીને મને ઘરમા લઈ જતી, તેને આજ હુ જોતો નથી એ શું ?

या पुरा मन्दिरे तस्या. प्रविष्टे मयि शोभना।
हसन्ती मामुपायाति सा किं नैवाद्य दृश्यते ॥

રાજા દશરથ કૈકેયીના પ્રેમમા મુગ્ધ થઇ ગયા હતા **हसन्ती मामुपायाति** એમાજ પ્રવૃત્તિમૂલક પ્રેમનુ બહારનું સ્વરૂપ સાફ જણાઇ આવે છે, પરન્તુ આજ તો કુબ્જા મથરાએ કૈકેયીના સરળ હૃદયમા વિષ રેડ્યુ હતુ. તેણે તેને ઠસાવી દીધુ હતુ કે રાજાનો પ્રેમ બધો જૂઠો છે તેને ઠગવાને સારૂ એ બહારનો પ્રેમ છે પ્રવૃત્તિમૂલક પ્રેમ બધું સહન કરે છે પણ છળકપટ તેનાથી સહન થતો નથી, પરતુ જે ખરો પ્રેમ છે તે એવી વાત ઉપર દૃષ્ટિ રાખતો નથી સામી વ્યક્તિ મને ચહાય તો મારે તેને ચાહવું એ ભાવ યથાર્થ પ્રેમમા હોતો નથી ’ તમે ‘મારી સાથે ગમે તેવી ખરાબ રીતે વર્તો તોપણ હુ તમારીજ છુ ’ એવો પ્રેમ કૈકેયીનો રાજા દશરથ ઉપર નહોતો રાજાને એવો પ્રેમ તો રાણી કૌશલ્યાએ અર્પણ કર્યો હતો પતિએ પોતાની સામે પ્રપચ રચ્યો છે, પતિનો પોતાના ઉપરનો પ્રેમ ખોટો અને બહાર બતાવવાનો છે, એવું મનમા ઠસી જવાથી આજે કૈકેયીનું સ્વરૂપ બિલકુલ બદલાઇ ગયું આજે તે સુદર વસ્ત્રાલંકારમા સજ્જ થઇ નહોતી આજે તેના મુખ ઉપર મધુરૂ હાસ્ય નહોતુ

મથરાની વાત સાભળીને કૈકેયીનું વદન ક્રોધથી લાલચોળ થઇ ગયું હતુ ક્રોધના આવેશમાં ઉષ્ણુ નિ:શ્વાસ કહાડવા લાગી. હવે એની સારાસાર બુદ્ધિ કોણ જાણે કયાએ જતી રહી. મથરા જે સમજાવતી તે કૈકેયી સાચુ માની લેતી. અનર્થને એ અર્થરૂપે જોવા લાગી. વાલ્મીકિ કહે છે

કે ' **सा हि वाक्येन कुब्जायाः किशोरीचोत्पथं गता** ' કુબ્જાની સલાહ સાંભળીને તે કિશોરીએ પોતાની બુદ્ધિ છોડી દીધી. તે ઉત્પથગામિની થઇ.

વાચક બહેનો! એક કુબ્જા મથરાએ કૈકેયી જેવી સમજુ, ભણીગણી સ્ત્રીના જીવનમા કેવો મોટો ફેરફાર કરી દીધો, તેના જીવનને કેટલું અધોગામી બનાવી દીધું તેનો વિચાર કરો! આજકાલ પણ કુબ્જા બહેનપણીઓની સલાહથી તમારામાની કેટલી બધી કિશોરીઓ અને વૃદ્ધાઓ 'ઉત્પથગામી' અને અધોગામી થાય છે? તમારામાની કેટલીઓનાં ઘર રામ વગરની અયોધ્યા જેવા થઈ પડે છે? મોટા ભાઇની વહુ દિયરને ઘરમાથી કઢાવી મૂકે છે તે મંથરા જેવી કુબ્જાની સલાહથી નહિ તો બીજા શાથી? દિયરને ધિક્કારવું એ મોટી ભોજાઈને માટે કાંઈ સ્વાભાવિક નથી. એથી ઉલટુ પ્રારભમા દિયર તો ઘણુ લાડની વસ્તુ હોય છે, પરન્તુ જ્યારે એના એજ લાડવાયા દિયર ઉપર ભોજાઈ દ્વેષ કરવા માડે છે ત્યારે સમજી લેજો કે તેને કોઈ મથરાનો કુસગ થયો છે કેટલી કુળવધૂઓ માતાની ખોટી સલાહથી પતિના સુખને, પતિના સસારને ધૂળમા મેળવી દે છે, અને તેથી પણ વધારે, પોતાનીજ ખુશીથી, પોતાનીજ પસદગીથી લાવેલી બાલિકા વધૂને સાસુઓ કેટલીએ વાર મથરા જેવી કોઇ કુબ્જા દાસી, બેનપણી કે સમધીએ સીધી કે આડી રીતે કાન ભભેર્યાથી, દુઃખ અને ત્રાસ દઇને ક્લેશ કરાવે છે? હિન્દુ બેનો! રામાયણનું ફરીથી ધ્યાનપૂર્વક મનન કરો. મથરા જેવી એક કુબ્જાની સલાહથી રાજા દશરથનું રાજ્ય અને ગૃહસસાર કેવી રીતે ધૂળમા મળી ગયા હતા? એ એક દુષ્ટાએ તેમના સુખી સસારમા ક્લેશનો દાવાનળ કેવી રીતે સળગાવ્યો હતો? તેનો જરા શાન્તચિત્તે વિચાર કરો કૈકેયીના દાખલા ઉપરથી શિખામણ લેજો અને દાસીના કે બેનપણીના સ્વરૂપમા આવેલી મથરાને મોએ ચડાવતા સાવધાન રહેજો, તેમનો ઉપદેશ માનતા સાવધાન રહેજો, નહિ તો યાદ રાખજો કે એક વખત તમે મથરારૂપી કુબ્જાના પ્રપચમા ફસાઇ ગયા તો પછી તમારો અધપાત ક્યારે અટકશે તેનું કાઇજ ઠેકાણુ નથી.

કુબ્જા મથરા ઉપર એક વખત વિશ્વાસ બેઠા પછી રાણી કૈકેયીનો પ્રેમ તેના ઉપર સો ગણો વધી ગયો એ કુબ્જાના શરીરમા તેને સૌન્દર્ય જણાવા લાગ્યુ કૈકેયી મથરાને કહેવા લાગી ' હે વક્રસુન્દરિ! તારી બુદ્ધિનો તો પારજ નથી. તું મારી મોટી હિતૈષિણી છે. તે આજે મને જણાવ્યું

ન હોત તો હું રાજાનો છળ કેવી રીતે પારખી શકત ? પૃથ્વીમા કદૂપી, દેખીને કંટાળો આવે એવી ઘણીએ સ્ત્રીઓ છે, પણ તુ તો વાયુના ભારથી નીચી નમી ગયેલી કમલિનીના જેવી ઘણી પ્રિયદર્શના છે ' મનુષ્યની બુદ્ધિ ભ્રષ્ટ થાય એટલે ગમે તેટલું કુરૂપ પણ સુરૂપ દેખાય છે. કૈકેયી પણ આજે કુબ્જાના પ્રત્યેક અંગની પ્રશસા કરવા લાગી. 'તારા બધા અંગમા હું સૌન્દર્ય જોઉં છુ ' રામ વનમા જશે એટલે હું તને હિરણ્યમયી માળાથી શણગારીશ. વક્રસુદરિ ! તારા મુખની સરખામણી થઇ શકે એમ નથી.' કૈકેયી એ કુબ્જામા કેવી શોભા દેખી રહી હતી ? હાય કૈકેયિ ! સ્વામીની પ્રિયમા પ્રિય વસ્તુને વનમા મોકલાવીને તુ શા સુખની આશા રાખે છે ? રામને વનમાં મોકલાવ્યાથી તુ સ્વામીના વિનાશનું કારણ થઇ છુ તેની તને ખબર નથી, તુ જેમા સુખ સમજી રહી છુ તેની અંદર કેટલું દુખ સમાયલુ છે તેની તને ખબર નથી

કૈકેયીએ રામને વનવાસમા મોકલવાની પ્રતિજ્ઞા કરી અમૂલ્ય મુક્તા-હાર, ઘણુા સુદર ઘરેણા કહાડી નાખીને એ ભોય ઉપર સૂઇ ગઈ કુબ્જા એ વખતે પણ તેની પાસેજ હતી

કૈકેયી કહેવા લાગી 'કુબ્જે ! હવે મારે કોઈપણ વસ્તુનું પ્રયોજન નથી મહારાજે મારી સામે આવો પ્રપચ રચ્યો ? હવે હું કા તો રામને વનમા મોકલાવીશ અથવા તો મરી જઇશ જો રામ વનમા નહીં જાય તો હું ઉત્તમ વસ્ત્ર, ચન્દન, માળા, પાન, ભોજન બધાનો ત્યાગ કરી દઇશ. વધારે શુ કહું હું જીવીશ પણ નહિ.'

મથરાનો મનોરથ સિદ્ધ થયો મથરા આઘી ઉભી રહીને ગુપ્ત રીતે જોતી હતી કે મહારાજા દશરથ કૈકેયીના મહેલમા પ્રવેશ કરતાવાર તેની આવી દશા જોઇને ઘણા આકુળવ્યાકુળ થઇ ગયા તેમના મનમા ભયનો સચાર થયો, રાજાએ બેસીને ધીમે ધીમે કૈકેયીના ગાત્રને સ્પર્શ કર્યો. રાજાએ તેને ઘણો ઉપદેશ આપ્યો. આખરે એમણે રામના સોગદ ખાઇને કહ્યું 'રામ મને પ્રાણ કરતા પણ વહાલો છે એના સોગદ ખાઇને હું કહું છુ કે તુ જે કહીશ તે હું કરીશ'

જે કૈકેયીએ આટલી વાર સુધી રાજાની આટલી બધી આજીજીનો એક પણ ઉત્તર આપ્યો નહોતો, તેણે રાજાના મુખમાથી રામના શપથ નીકળતાં વારજ આંખ ઉઘાડી. અંદર પ્રપચ હતો, બહાર દારુણ ક્રોધ

હતો. આજ તે સાક્ષાત્ ક્રોધની મૂર્તિ બની હતી રાજા મરે કે જીવે તેની તેને લેશ માત્ર પણ દરકાર નહોતી આજ રાક્ષસી કૈકેયીએ ઘણા પ્રકારે રાજાને પોતાની આગલી પ્રતિજ્ઞાઓનું સ્મરણ કરાવ્યુ અને આખરે યુક્તિપૂર્વક કહ્યુ કે ‘રામને દડકારણ્યમા મોકલવા પડશે. સવારેજ તેને વનમા મોકલવા પડશે, જો તેમા જરા પણ વિલબ થશે તો હું તમારી આગળજ પ્રાણત્યાગ કરીશ ’

આ હૃદયવેધક વાક્ય સાભળીને રાજા દશરથ મૂર્છિત થઈ ગયા ઘણી વારે તેમને શુદ્ધિ આવી રાજા ભયભીત થઇને આખ જરા જરા ઉઘાડતા હતા અને મનમાને મનમા વિચાર કરતા હતા કે આ તે હું ખોટુ સ્વપ્ન દેખી રહ્યો છુ, કે મને કોઇ જાતની ઘેલછા લાગી છે, કે મારૂ અદષ્ટજ ફૂટ્યું છે ? આ છે શુ ? રાજાએ ઘણોજ વિલાપ કર્યો કૈકેયીને તેમણે ઘણીજ વિનતિ કરી, પરન્તુ કૈકેયીના પાષાણ હૃદય ઉપર એથી કાઈ પણ અસર થઇ નહિ એણે આજે પતિને ન કહેવા યોગ્ય વચનો કહ્યા આખરે તેણે સુમતને બોલાવીને રામચન્દ્રને વનગમનની આજ્ઞા સભળાવી રામચન્દ્રે જરા પણ ક્રોધ કે શોક કર્યા વગર, પિતાને મોએથી એ આજ્ઞા સાભળ્યા વગર, કૈકેયીને મોએથી પિતાની એ ઇચ્છા જાણીનેજ સપૂર્ણ સહનશીલતાપૂર્વક વનમા જવાનું સ્વીકાર્યું ત્યાર પછી ભાઇ લક્ષ્મણ અને પત્ની સીતા પણ તેમની સાથે જવા તૈયાર થયા અને રાક્ષસી નિર્દય કૈકેયીએ પોતાનેજ હાથે એ ત્રણેને વલ્કલ પહેરાવીને વનમા કેવી રીતે વિદાય કર્યાં, એ ઇતિહાસ સૌ કોઈને વિદિત છે એ દશ્ય જોઇને મહર્ષિ વસિષ્ઠ જેવા સાધુને પણ ક્રોધ ચડી આવ્યો હતો, અને તેમણે કૈકેયીને ઘણાજ સખ્ત શબ્દોમા ધમકાવી હતી, તો પછી આપણે કોણ ? આપણને તો એ કરુણાજનક દશ્ય જોઈને રામચન્દ્ર અને પતિપરાયણા કોમળ યુવતી સીતાને માટે અશ્રુપાત થાય તથા કૈકેયીને માટે અત્યત તિરસ્કાર છુટે એ તદ્દન સ્વાભાવિકજ છે.

પરન્તુ કૈકેયીને તેના દુષ્ટ કૃત્યનું ફળ મળ્યા વગર રહ્યુ નહિ રામચન્દ્રજી જેવા પુત્રના વિયોગથી મહારાજા દશરથનું મૃત્યુ થયું કૈકેયી વિધવા થઈ સ્ત્રીને માટે એથી વધારે દુખ શુ ? પરન્તુ રાજમાતા થવાના અભિલાષમા અધમ કૈકેયીએ એની જરા પણ પરવા રાખી નહિ, પરન્તુ જે પુત્ર ભરતને રાજ્ય અપાવવા સારૂ તેણે આ નીચ છળપ્રપચ કર્યો હતો, તેજ સુપુત્ર

ભરતે રાજ્યગાદી ઉપર બેસવાની સાફ ના કહી, અને આવા અધમ કૃત્ય માટે માતાનો અત્યત તિરસ્કાર કર્યો ત્યારે તેને પોતાની ખરી સ્થિતિનું ભાન થયું ત્યારેજ તેના અતકરણમા પશ્ચાત્તાપનો અગ્નિ ઉત્પન્ન થયો. હવે તેનામા ચૈતન્ય આવ્યુ એ પહેલાના જેવી નીચ કૈકેયી રહી નહિ. રાજમહિષી હોવા છતા પણ આજ એ પોતાને અત્યત દુ:ખી માનવા લાગી લજ્જાની મારી એ કોઈની આગળ પોતાનુ મુખ બતાવી શકતી નહિ ભરત રામચન્દ્રજીની શોધમા વનમા જવા નીકળ્યા કૈકેયીને પણ રામદર્શનની ઇચ્છા થઈ, પણ ભરતના ભયથી એ કશુ બોલી શકી નહિ. કૈકેયી શુ મો લઇને બોલે? રામને તેણે વનમા મોકલ્યા હતા સ્ત્રી થઈને તેણે સ્વામીનો વધ કર્યો હતો એ પાપનું પ્રાયશ્ચિત્ત શુ? મૃત્યુ? ના, ના! રામના દર્શન કર્યા વગર હવે એ મરી પણ નહિ શકે એના મનમા વિચારોની પરપરા ચાલવા લાગી "રામ શુ મને ફરીથી 'મા' કહીને બોલાવશે? હુ તો પાપી છુ એ મને શામાટે હવે મા કહેશે? મારો ભરતજ મને મા કહેતો નથી ને! ભરત ભલે ન કહે, પણ રામ તો જરૂર મને 'મા' શબ્દથી સબોધશે મારા રામ ક્ષમામય છે 'મારા રામ' એ શબ્દ બોલતા કૈકેયીનું હૃદય કાપવા લાગ્યુ તેના અહકારના ચૂરેચૂરા થઈ ગયા સૌથી શ્રેષ્ઠ રાણી કૈકેયી આજે દાસીની પેઠે સુમિત્રાને શરણે ગઇ. સુમિત્રાએ ભરતને બધા સમાચાર જણાવ્યા ભરતે પ્રથમ તો માતાને પોતાની સાથે રામચન્દ્રજીના દર્શન કરવા લઇ જવાની સાફ ના કહી પણ પછી વિચાર કર્યો કે રામ તો માતૃભક્ત છે, એ તો કોઈ દિવસ કોઈના દોષ સામુ જોતા નથી એ કૈકેયી ઉપર ભક્તિ રાખે છે. એમ વિચાર કરીને ભરતે કૈકેયીને સાથે લઇ જવાનું કબૂલ કર્યુ બધાએ ચિત્રકૂટમા જઇને રામચન્દ્રજીના દર્શન કર્યા, પણ કૈકેયીની હિમત તેમની સન્મુખ જવાની ચાલી નહિ. શુ મો લઇને એ રામના સામી જાય? એ એક વૃક્ષની આડમા જઇને ઉભી રહી અને અવિરલ અશ્રુધારા વહેવરાવવા લાગી એ મનમા ને મનમા બોલતી હતી 'રામ! મારા અપરાધની શું ક્ષમા નથી? તમે મને દર્શન નહિ આપો? તમને મળવા આવી છું છતા પણ આગળ આવતા હિંમત ચાલતી નથી. મે ઘણોજ મોટો અપરાધ કર્યો છે. એક વખત કહો કે મારા પાપનું પ્રાયશ્ચિત્ત છે કે નહિ? હું તમારે મોએજ સાભળવા માગું છુ આજ તમારે મોએ એનો નિર્ણય

સાભળીને તમારીજ આગળ પ્રાણ વિસર્જન કરીશ. તમારી સુદર મૂર્તિ જોતા જોતા મરવાની મારી ઇચ્છા છે એક વાર મને એટલું કહો કે તમે મને ક્ષમા આપી છે નહિ તો મૃત્યુથી પણ મને શાન્તિ નહિ વળે. રામ! આ પાપી માને તમે શું ફરીથી દર્શન નહિજ આપો? હું જાણુ છુ કે હુ મોટી અપરાધી છુ મે નદનવન જેવી અયોધ્યાને શ્મશાન જેવી કરી દીધી છે હુ પતિની હત્યારી બની છુ મે તમને વનમા મોકલ્યા છે મારી ઘણી લાડવાઇ વહુ જાનકીને પોતાને હાથે વલ્કલ પહેરાવીને વનમાં મોકલી છે. હવે બાકી શુ રહ્યુ છે? બધો દોષ મારોજ છે મારો અપરાધ આજે મૂર્તિમાન થઇને મારા હૃદયને બાળી મૂકે છે. મારૂં દુ ખ હવે બીજુ કોઇ કળી શકે એમ નથી જેની આગળ મારૂ દુ ખ રડવા જાઉં છુ તેજ મારી મશ્કરી કરે છે. મારૂ દુ ખ મને મનમા ને મનમા ઘણું સાલે છે. રામ! મે તમને સેકડો પ્રકારનાં દુઃખ દીધા છે તેના બદલામા આજે હુ હજારો જાતના દુ ખ ભોગવી રહી છુ હજુ પણ વધારે દુ.ખ મારે ભોગવવું પડશે એમ મને લાગે છે, પણ તમારા વગર મારૂ દુ ખ બીજુ કોઈ સમજી શકશે નહિ તમારી આગળ હુ મોટી અપરાધી છું અને તમનેજ હુ મારૂ દુ ખ સભળાવવા માગુ છુ તમે શુ મારૂ દુ ખ સાભળવા નથી માગતા? તમે મારી દાદ નહિ લો તો હુ કયા જઇશ? કહો, મારે બીજે કયા આશ્રયનું સ્થાન છે? મારો પોતાનો પુત્ર પણ મને હવે ચાહતો નથી હે રામ! આજ સર્વે મને જોતાવારજ કહે છે કે 'આ રાક્ષસીએજ સર્વગુણસપન્ન રામચન્દ્રને વનમા મોકલ્યા છે અને તેને પાપેજ દશરથ રાજા મરણ પામ્યા છે' આજ જગત્ મારી ઘૃણા કરે છે પણ તમે? તમેયે શુ મારી ઘૃણા કરો છો? ના, ના તમે ઘણા ક્ષમાશીલ છો, તમે ઘણા દયામય છો તમે તો કોઇને દુ ખી થવા દેવા માગતા નથી, મારી અન્તર્વેદના તમારા વગર બીજુ કોણ જાણે? મે સાભળ્યું છે કે તમે તો અતર્યામી છો. પરમ પુરુષ છો '

આ પ્રમાણે વિલાપ કરીને કૈકેયી ઘણુ રોઇ ઘણી ઉગ્રતાથી એણે રામનુ સ્મરણ કર્યુ આજ વિપત્તિને સમયે પશ્ચાત્તાપના અગ્નિમા કૈકેયીના કર્મો બળીને ભસ્મ થયા હતા પશ્ચાત્તાપથી બળી જતા પ્રાણને લીધે આકુળવ્યાકુળ થઇને કૈકેયી આજ રામનું આવાહન કરી રહી હતી. રામ કેવી રીતે સ્થિર બેસી રહે? રામ પણ તેને શોધી રહ્યા હતા.

એકાએક તેમણે પોતેજ માતા કૈકેયીની ખબર પૂછી. ભરતે કાઇ ઉત્તર ન આપ્યો આખરે રામ ફરતા ફરતા જે વૃક્ષ આગળ રાણી કૈકેયી ઉભી હતી ત્યા આવી પહોચ્યા. અને જતાવારજ પ્રફુલ્લવદને કૈકેયીને પગે પડચા. કૈકેયી ચમકી ઉઠી દુ.ખ, શરમ અને પશ્ચાત્તાપથી તેનુ હૃદય સળગવા લાગ્યુ એજ રામને અભિષેકને દિવસે પોતાને હાથે વલ્કલ પહેરાવતા તેનો જીવ કેમ ચાલ્યો હતો ? રામે પૂછ્યુ 'મા ! બધા મને મળવા આવ્યા અને તમે અહિયા એકલા કેમ ઉભા રહ્યા ?' આજે કેટલે બધે દિવસે કૈકેયીએ 'મા' શબ્દ સાભળ્યો. 'મા' એ શબ્દ આજ તેના હૃદયમા ઠેઠ ખુપી ગયો. દિગ્દિગન્તમા તેણે એ શબ્દનો પ્રતિધ્વનિ સાભળ્યો આજ રામે 'મા' કહીને બોલાવી એટલે આખા જગતે તેને મા કહીને બોલાવી હોય એમ તેને લાગ્યું. આજ તેની આખમાથી ચોધાર આસુ પડે જતા હતા રામની સુમધુર વાણીથી નીકળેલા 'મા' શબ્દે તેની રગેરગમા અમૃતનો સચાર કર્યો, પણ બીજી તરફથી પશ્ચાત્તાપની વેદના સો વીંછીના ડંખની પેઠે તેને પીડવા લાગી. કૈકેયીએ રામને ખોળામા લઈને હૃદયની જ્વાળા હોલવવા માટે હાથ પ્રસાર્યા હતા. અન્તર્યામી કૈકેયીના મનની વાત સમજી ગયા દીનવત્સલ સહાસ્ય વદને કૈકેયીના ખોળામા બેસી ગયા. આ વખતે કૈકેયી પોતાનું સર્વ દુઃખ વિસરી ગઇ. તેના નયનના જળથી રામચન્દ્રજીની છાતી ધોવાઈ ગઇ રામ તેને બહુ દિલાસો આપી રહ્યા હતા એટલામા સીતા ત્યા આવી પહોચ્યા સાથે સાથે ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણ પણ એ સ્થળે આવી પહોચ્યા. કૈકેયી મૂઢ જેવી થઇને ઉભી રહી રામના દિલાસાથી કૈકેયીના આંસુ જરાવાર બધ થયા હતા તે સીતાજીને જોતા વાર પાછા વહેવા લાગ્યાં ઘણા આગ્રહ અને આદરપૂર્વક જાનકીને ખોળામા બેસાડીને એ ઉચ્ચ સ્વરે રોવા લાગી. 'હાય ! મે આ આખની પૂતળીને કયા કહાડી મૂકી હતી ?' કૈકેયી વધારે બોલી શકી નહિ. કૈકેયીના મનમા હવે કોઈ પ્રકારનું કપટ નહોતુ રહ્યું. હવે ભરતને કૈકેયીના વિચારમાટે શકા ઉપજતી નહોતી. કૈકેયી હવે પહેલાના જેવી સ્નેહમયી દેખાતી હતી. હવે એ લોકસહારિણી રાક્ષસી નહોતી. આજ બધા તેના હૃદયની શુદ્ધતા જોઈને મુગ્ધ થઇ ગયા હતા. આજ બધાંના નયન અશ્રુપૂર્ણ હતાં. આજે કૈકેયીએ રામ અને સીતાને હૃદયમા ધારણ કર્યા તેથી તેની બધી દુષ્કૃતિઓનું જાણે

ખડન થયુ સીતાને ખોળામા લઇને કૈકેયી ઘણુ રોઇને કહેવા લાગી ‘ બેટા, મારી આ સોનાની પૂતળીને વનમા મોકલતા મારો જીવ કેમ ચાલ્યો ? ચાલ બેટા ચાલ, હવે શૂનશાન અયોધ્યા નગરમા ચાલ મારા રામે મને ક્ષમા આપી છે. ચાલ હવે તું ચાલ, અને મારા ઘર અને રાજ્યની લક્ષ્મી બન રામ અને સીતા વગરની અયોધ્યાનું સ્મરણ કરતા પણ મારૂ હૈયુ ફાટી જાય છે સીતા ! આજ તમારી તરફથી હું વનવાસ કરીશ હુ તમારી પ્રતિજ્ઞાનું પાલન કરીશ. તમે અયોધ્યા જાઓ ’ કૈકેયી આ પ્રમાણે બોલે જતી હતી, સીતાજી તેમના આસુ લૂછતા હતા.

બધા થોડીવારમા શાત થઇ ગયા કૈકેયીએ રામને એકાતમા કાઇક બોલવાની ઇચ્છા જણાવી ભક્તાધીન પ્રભુ કૈકેયીની અન્તર્વેદના સમજી ગયા રામ અને કૈકેયી એકાન્તમા ગયા

કૈકેયીએ એકાન્તમા અશ્રુપૂર્ણ નેત્રે હાથ જોડીને કહ્યું ‘ હે રામ ! સાધુઓ ઘણાજ ક્ષમાશીલ હોય છે તમે સાધુઓના પણ સાધુ છો કહો મારો અપરાધ તમે માફ કર્યો કે નહિ ? રામ ! કહો કે મારા દુષ્કૃત્યોને માટે હવે તમે જરા પણ ખોટુ લગાડશો નહિ ’

શ્રીભગવાને કૃપાદૃષ્ટિ કરી કૈકેયી નિર્મળ થઇ કૈકેયીનો મોહ દૂર થઇ ગયો કૈકેયી બોલી —

यथा कृत्रिमनर्त्तक्यो नृत्यन्ति कुहकेच्छया ।
त्वदधीना तथा माया नर्तकी बहुरूपिणी ॥

‘ પ્રભુ ! તમારી માયાને વશ થઇને હુ મોહાધ થઇ હતી મને સારૂ શુ અને ખોટુ શુ તેનો વિવેક રહ્યો નહોતો આજ મને ખબર પડી છે કે તમારો આશ્રય ગ્રહણ કર્યા વગર માયા કે અજ્ઞાન દૂર થવાના નથી હું આજે તમારે શરણે આવી છુ તમે મારૂં રક્ષણ કરો તમેજ મારા પ્રભુ છો તમેજ મારા આત્મા છો અને તમેજ આત્મારામ છો ’ એ વખતે ભગવાનની સ્તુતિ કરીને કૈકેયી કહેવા લાગી ‘ હે પ્રભુ ! હે વિશ્વેશ્વર ! હે અનન્ત ! હે જગન્નાથ ! હું તમને નમસ્કાર કરૂ છુ પુત્ર, વિત્ત, આદિમા રહેલી આસક્તિના સ્નેહમય બધનોને તમે નિર્મળ જ્ઞાનરૂપી ખડ્ગદ્વારા છેદી નાખો. હું તમારે આશ્રયે આવી છુ. ’

કૈકેયીના એ સમયના પશ્ચાત્તાપને હાલના એક લોકપ્રિય હિન્દી કવિએ નીચેના શબ્દોમા વર્ણવ્યો છે:–

કૈકેયી બોલી –" છાતીસે લગો, એ મેરે આરામ,
મૈ નહી જાનતી થી તુમકો, તુમ ઐસે હો તુમ ઇતને હો,
ઉસકા પારઁગ ભી નહી હૂ મૈ, ગભીર તુમ જિતને હો.
કૌશલ્યા ! તેરા રામ નહી, યહ રામ તો મેરા બેટા હૈ,
મેરા યહ ધન હૈ, જીવન હૈ, મેરા યહ પ્રાણ કલેજા હૈ
મન્થરા રાડકી સગતિસેહા ! મૈને ક્યા ઉત્પાત કિયા,
અપનેહી હાથો અપનેહી બેટેપૈ વજ્રાઘાત કિયા
અય દુનિયાકી બહનો, ગીખો, નીચોકો મુહ ન લગાના તુમ,
* * * * * * * * * * * *
અય બહૂ બેટિયો ઐસોકી, સગતિમે ફઁસ મત જાના તુમ
* * * * * * * * * * * *
ઘરમે જો દુષ્ટા દાસી હૈ, વે સ્વાઁગ નિત નયે ભરતી હૈ,
બરબાદ ઘરોકી બહુઓકો, નાના પ્રકારસે કરતી હૈ
હો મુઝસે ઘૃણા તુમ્હે, તો મેરે જીવનસે શિક્ષા લો તુમ,
દુષ્ટા અનુચરી સહચરીકો, ઘરમે ભી મત ઘુસને દો તુમ
* * * * * * * * * * * *
હે રામ ! આજ વ્યાકુલ મૈયા, બેટેકી કૃપા ચાહતી હૈ,
તુમ બેટે હો તો ક્ષમા કરો, દેખો મૉ ક્ષમા ચાહતી હૈ

( કવિરત્ન રાધેશ્યામજી )

રામચન્દ્રે એ વખતે સત્ય તત્ત્વ પ્રકટ કર્યું 'देवकार्यार्थसिद्ध्यर्थं कृतं सर्वं मयानघे' હે નિષ્પાપ ! દેવકાર્યની સિદ્ધિમાટે મેજ આ સર્વ કર્યું છે, એમા તમારો દોષ નથી.

गच्छ त्वं हृदि मां नित्यं भावयन्ती दिवानिशम् ।
सर्वत्र विगतस्नेहा मद्भक्त्या मोक्ष्यसेऽचिरात् ॥

'સર્વદા હૃદયમાં મારૂ ધ્યાન ધરજો કોઇના પણ ઉપર સ્નેહ રાખશો નહિ. એટલાથીજ થોડા વખતમાં તમારી મુક્તિ થશે.'

વાચક બહેનો ! અમે તમારો ઘણો સમય લઇ લીધો છે, પણ આ કૈકેયીના ચરિત્રદ્વારા અમે તમારા મનમા એજ ઠસાવવા માગીએ છીએ કે મનુષ્યોના બધા પાપ અજ્ઞાનને લીધે ઉપજેલા હોય છે જ્ઞાન વગર અજ્ઞાનનો નાશ કદિ થતો નથી. અજ્ઞાનને વશ થઇને, મથરા જેવી કુબ્જા-

એની સલાહને વશ થઇને તમારા હાથે પણ કદિ અનુચિત કૃત્ય થઇ ગયું હોય તો, પોતાના કર્મના વિષમય ફળરૂપ પશ્ચાત્તાપથી હૃદયને આકુળ વ્યાકુળ કરીને, ક્ષમાના સાગર ભગવાન શ્રીપરમાત્મા પાસે ખરા અત ક-રણથી ક્ષમા માગજો કૈકેયી જેમ રામદર્શન કરવા ગઇ તેમ તમે પણ ઉપાસનાદ્વારા ઘટ ઘટમા વ્યાપી રહેલા પરમાત્માની ઉપાસના કરજો, અને એ દયાસાગર પોતાની અખૂટ કરુણાની વૃષ્ટિ તમારા ઉપર કરશે તથા તમને ખરો માર્ગ બતાવીને તમારા પાપને શુદ્ધ કરશે. વાચક બહેનો ! કૈકેયીનુ ચરિત્ર વાચીને આજથીજ આગલી ભૂલોની પ્રભુ પાસે ક્ષમા માગીને, આત્માને નિષ્કલક બનાવો અસ્તુ !

# रत्न ५३ मुं–पतिव्रता कौशिकपत्नी



પતિવ્રતા એ કૌશિકની પત્ની મહા સાધ્વી હતી. એના સતીત્વના બળથી મૃત પતિ પણ જીવતો થયો હતો

પ્રતિષ્ઠાન નગરમા કૌશિક વશમા ઉત્પન્ન થયેલો એક પાપાચારી બ્રાહ્મણ હતો તેની એ પત્ની હતી આગલા જન્મના પાપે એ બ્રાહ્મણને પતનો રોગ થયો હતો, પણ એ એવા રોગી સ્વામીના ચરણમા તેલ ચોળતી, અગ દબાવતી, સ્નાન કરાવતી, કપડા પહેરાવતી, તેના મળમૂત્રાદિ પણ ઉપાડતી અને એકાતમા તેની પાસે બેસી રહી શિખામણની વાતો કહીને તથા પ્રિય સભાષણ કરીને તેનો વખત આનદમા કહાડતી, પરન્તુ એ પતિને દેવતાની માફક પૂજતી હોવા છતા-પણ તેનો પતિ સદા તેનો તિરસ્કાર કરતો, તોપણ એ પતિવ્રતા તેથી પોતાના મનમા કાંઈ ઓછુ આણતી નહિ. પતિનામા ચાલવાની શક્તિ નહોતી, પણ તેની પાપવૃત્તિ ઘણી પ્રબળ હતી. એક દિવસ તેણે પત્નીને હુકમ કર્યો કે ' મે એક પરમ રૂપવતી વેશ્યાને જોઇ છે, એ રાજમાર્ગની પાસેના ઘરમા વાસ કરે છે. તુ મને એ મનોહારી વેશ્યાને ઘેર લઈ જા હે ધર્મજ્ઞ ! એ વેશ્યાજ અત્યારે મારા હૃદયમા વાસ કરી રહી છે, માટે મને સત્વર ત્યા લઇ જા મે સવારે એ સુદર બાલિકાને દેખી છે ત્યારથી તે અત્યારસુધી મારૂં ચિત્ત તેનામાજ ચોટયુ છે. જો એ ભુવનમોહિની સુદરપયોધરા નાજુક સ્ત્રી મને આલિગન નહિ કરે તો જરૂર હું પ્રાણ-

ત્યાગ કરીશ એક તો ઘણા સુંદર મનુષ્યો તેને મેળવવાને ઉત્સુક છે તોપછી મારા જેવા રોગીનો કોણ ભાવ પૂછશે ? વળી મારામા ચાલવાની પણ શક્તિ નથી, તેથી મને ઘણી ચિન્તા થાય છે ' કામાતુર પતિના આ વચનો સાભળીને પતિવ્રતા સ્ત્રી તેની ઈચ્છા પૂર્ણ કરવા તૈયાર થઇ ભિક્ષા માગીને તેણે ધનનો સગ્રહ કર્યો, અને પછી સ્વામીને પોતાની ખાધે બેસાડીને ધીમે ધીમે એ વેશ્યાને ઘેર લઇ જવા લાગી એ વખતે રાતનો સમય હતો, અને આકાશ વાદળાથી ઘેરાયલુ હતુ. અધારામા કાઇ દેખાતુ નહોતુ, તેથી ભૂલમા રસ્તામા બેઠેલા માડવ્ય ઋષિને તેના પતિના પગની ઠોકર લાગી ઠોકર લાગતાજ ઋષિ ઘણા ગુસ્સે થયા, અને શાપ દીધો કે જેણે આ ઠોકર મારીને મને દુ ખ પહોચાડયુ છે તે માણસ સૂર્યોદય થતા અસહ્ય વેદના ભોગવીને પ્રાણત્યાગ કરશે

મુનિવરનો આવો સખ્ત શાપ સાભળીને પતિવ્રતા ઘણીજ દિલગીર થઈ આખરે તેણે એવો સકલ્પ કર્યો કે ' સૂર્ય હવે ઉદય પામશેજ નહિ. ' ત્યાર પછી એ શોકાતુર બ્રાહ્મણપત્નીની ઇચ્છા મુજબ સૂર્ય ઉદય પામ્યો નહિ ઘણા દિવસ આ પ્રમાણે વીતી જવાથી દેવતાઓ પણ ઘણો ભય પામ્યા. તેમણે વિચાર્યું કે સૂર્ય વગર પૃથ્વીનુ રક્ષણ થઇ શકે નહિ, માટે કોઇ પણ પ્રકારે સૃષ્ટિને બચાવવી જોઇએ બ્રહ્માએ કહ્યું 'તેજ દ્વારા તેજ અને તપદ્વારા તપનો નાશ થાય છે' પતિવ્રતા સતીના માહાત્મ્યને લીધે સૂર્ય ઉદય પામતા નથી. સૂર્યદેવના ન ઉગવાથી તમને લોકોને ઘણી હાનિ પહોચી રહી છે, માટે જો તમે સૂર્યના દર્શનની અભિલાષા રાખતા હો તો એક માત્ર પતિવ્રતા અત્રિપત્ની અનસૂયાને તૃપ્ત કરો ત્યાર બાદ દેવતાઓએ જઇને અનસૂયાને પોતાનુ દુઃખ કહ્યુ. તેમણે કહ્યું કે ' પતિવ્રતા સ્ત્રીનુ વચન મિથ્યા થતું નથી, પણ તમે બધા તસ્દી લઇને અત્રે પધાર્યા છો તો સૂર્યદેવ ઉદય થાય, અને સાધ્વી પત્નીનો પતિ પણ જીવતો રહે, એવો હુ પ્રયત્ન કરીશ.' એમ કહીને અનસૂયા એ કૌશિકપત્નીને ઘેર ગયાં. ત્યા જઇને પતિવ્રતાને ઘણી રીતે સમજાવીને કહ્યુ કે ' હે કલ્યાણિ ! તુ તો પતિનુ મુખ જોઇને પ્રસન્ન થાય છે, અને બધા દેવતાઓ કરતા પણ પતિને શ્રેષ્ઠ ગણે છે ! મે પણ તારી પેઠે પતિની સેવાચાકરી કરી-નેજ સર્વ પ્રકારના મહાફળ મેળવ્યાં છે, અને એ સિદ્ધિઓને લીધે મારા સર્વ પ્રકારના સકટો નિવારણ થઇ ગયા છે. સ્ત્રીઓને માટે જે ઉચામા

ઉંચુ કર્તવ્ય છે, તે તું કરી રહી છે સ્ત્રીઓને માટે યજ્ઞ કે ઉપવાસની કાંઈ જરૂર નથી, કેવળ સ્વામીની સેવા એજ તેનો પરમ ધર્મ છે, કારણ કે સ્વામી એજ તેમની પરમ ગતિ છે પુરુષો, દેવતા, અતિથિ અને પિતૃઓની જે સેવા કરે છે, તે સેવામાંથી પત્ની કેવળ પતિસેવાને લીધેજ અર્ધા ભાગની ભાગી થાય છે' આ પ્રમાણે ઉત્તેજન મળવાથી પતિવ્રતા કૌશિકપત્ની ઘણી ખુશ થઇ, અને હવે પોતાના સ્વામીના કલ્યાણને સારૂ શુ કરવુ, તે સતી અનસૂયાને પૂછયુ અનસૂયાએ કહ્યુ 'હે સાધ્વી! તારી ઇચ્છાનુસાર દિવસ, રાત બરોબર થઈ ગયો છે અને તેથી લોકોના કામકાજ રોકાઇ રહ્યા છે જગત્ નાશ પામવાનો વખત આવી પહોચ્યો છે એટલા માટે દેવતાઓએ મને તારી પાસે પ્રાર્થના કરવા મોકલી છે હે તપસ્વિનિ! દિવસના અભાવે સસારનો નાશ થવા વારો આવ્યો છે, માટે બધાના ઉપર દયા લાવીને તુ સૂર્યને ઉગવાની રજા આપ ' પતિવ્રતાએ કહ્યુ 'માડવ્ય મુનિએ ઘણા ક્રોધમા આવીને મારા પતિને શાપ દીધો છે કે સૂર્યોદય થતા તારૂ મૃત્યુ થશે ' અનસૂયાએ કહ્યુ "તારી ઇચ્છા હશે તો હુ તારા સ્વામીને પુનર્જીવિત કરીશ, અને તેમને નવું કલેવર પ્રાપ્ત થશે. પતિવ્રતા રમણી મારે માટે સર્વદા આરાધનીય છે, માટે હુ સદા તારૂં સન્માન કરીશ પતિવ્રતાએ 'તથાસ્તુ' કહેતાવાર સૂર્યદેવ ઉદય પામ્યા. જગત્મા નવું ચૈતન્ય આવ્યુ, પણ કૌશિકનો પ્રાણ ઉડી ગયો બ્રાહ્મણે પ્રાણત્યાગ કર્યાથી તેની પત્ની મહાશોકથી પોકેપોક મૂકીને રડવા લાગી અનસૂયાએ તેને ધીરજ આપીને કહ્યુ 'પતિવ્રતા! તું ગભરાઇશ નહિ વ્યાકુળ ન થઈશ પતિવ્રતા સ્ત્રી કદિ વિધવા થઈ શકતી નથી. પતિસેવાદ્વારા મે જે તપોબળ પ્રાપ્ત કર્યું છે તે તને હમણા જણાશે. રૂપ, શીલ, બુદ્ધિ, વાકય અને મધુરતા આદિ સદ્ગુણોદ્વારા કદિ પણ કોઇ પણ પરપુરુષના ઉપર હું મોહ ન પામી હોઉ, તો એ પુણ્યબળથી આજ આ સાધ્વી બ્રાહ્મણીનો પતિ રોગમુક્ત થઇને પુનર્જીવિત થજો, તથા સાધ્વી પત્ની સાથે સો વર્ષસુધી જીવજો. સ્વામીને મે દેવતા કરતાં પણ વધારે પૂજ્ય ગણ્યા હોય તો એ પુણ્યદ્વારા આ બ્રાહ્મણ નિરોગી થજો. કાયા, મન અને વાચાદ્વારા હું પતિનીજ આરાધનામા સદા તત્પર રહી હોઉં તો એ પુણ્યદ્વારા આ બ્રાહ્મણ જીવતો થજો.' એમ કહેતામાં વ્યાધિમુક્ત થઇને ફરીથી જુવાની પ્રાપ્ત કરીને તે બ્રાહ્મણ જીવતો થયો.

આ વખતે આકાશમાથી પુષ્પવૃષ્ટિ થઈ, અને દેવતાઓએ દુદુભિનાદ કર્યો. અનસૂયાએ રજા લીધી, અને પતિવ્રતા તરુણ સ્વામીની સેવા કરવામા તથા તેની સાથે સુખવિલાસ કરવામા પ્રવૃત્ત થઇ

# रत्न ५४ मुं–सीता



રતવર્ષના પ્રાચીન સાહિત્યમા જે અનેક સતીઓની કથા લખાયલી છે, જેમના ઉત્તમ ઉદાહરણ ઉપરથી હજારો બલ્કે લાખો આર્યમહિલાઓ પોતાનુ ચરિત્ર પવિત્ર અને મધુર બનાવીને કૃતાર્થ થઇ ગઇ છે, જે સતીઓનુ નામ લેતાવારજ આજ પ્રત્યેક હિન્દુના મનમા પવિત્ર ભાવોનો સચાર થાય છે. તેમા જગજ્જનની-સ્વરૂપા રામ-પ્રિયા-સીતાનુ નામ ઘણુંજ મહત્ત્વનું છે. સતીઓની કથાના સાહિત્યમા સીતા દેવીનુ સ્થાન ઘણુંજ ગૌરવભર્યું છે બારીકીથી અવલોકન કરતા જણાઈ આવે છે કે લગભગ બધી સતી સ્ત્રીઓના સદ્ગુણ અને ધૈર્યની કસોટી પરમેશ્વરે વિવિધ પ્રકારે કરી છે. બધી સતીઓએ અનેક જાતના કષ્ટ વેઠીને પણ પોતાની ધર્મનિષ્ઠા અને પતિવ્રત ધર્મની સાબિતી આપી છે અને અન્તમા એ બધી સન્નારીઓએ સુખ ભોગવ્યુ છે, પણ દૈવસયોગે પરમ પવિત્ર ભગવતી સીતાદેવીનુ તો લગભગ આખુ જીવન દુ ખમાજ વીત્યુ છે એમનું જીવન ધર્મ-પરીક્ષાની એક કસોટીરૂપજ હતુ, આ કારણથી આપણા દેશમા કેટલાક ભાગમા લોકો કન્યાનુ નામ સીતા પાડવુ પસદ નથી કરતા એમનુ એમ ધારવું છે, કે સીતા નામ પાડ્યાથી કન્યા દુર્ભાગ્યવતી નીવડશે જનક જેવા પિતા, દશરથ જેવા સસરા, કૌશલ્યા જેવા સાસુ, રામ જેવા પતિ, લક્ષ્મણ જેવા દિયર, અયોધ્યાના રાજ જેવો વૈભવ, ટુકામા નારી-જન્મમા જે જે વસ્તુની ઇચ્છા કરી શકાય તે બધુ સીતાએ મેળવ્યુ હતું, છતા પણ આખી જીદગી તેમણે દુ ખમાજ ગાળી હતી દુ ખમા રોતાં રોતાજ તેમનુ જીવન સમાપ્ત થયુ હતું એ બધા કારણોથી લોકો સીતાને દુર્ભાગ્યવતી ગણે છે

પણ શુ સીતા ખરેખર દુર્ભાગ્યશાળી હતા ? અસાધારણ પતિભક્તિ, સુશીલતા, શાન્ત સ્વભાવ, ક્ષમા, સહનશીલતા આદિ ગુણોને લીધે તે રમણી

ભારતમા, ભારતમા શામાટે આખા જગત્મા આદર્શ રમણી તરીકે પૂજાય છે. એ રમણી દુર્ભાગ્યવતી ? મહાન ચરિત્રનુ મહત્ત્વ દુ:ખમાજ પ્રકટ થાય છે સીતાએ જો સ્વામી સાથે નિષ્કટક રાજ્ય ભોગવીને જીવન ગાળ્યુ હોત, તો આજે સીતાનુ નામ કોણ જાણત ? કોણ આજે સીતાના નામનો જયજયકાર પુકારત ? કોણ આજે સીતાદેવી તરીકે પૂજત ? બેશક એણે દુ:ખ ભોગવ્યુ હતું, દુ ખમા દેવદુર્લભ ધીરજ, સહનશીલતા અને મહત્ત્વ દાખવ્યા હતા અને તેથીજ આજે સીતા એક દેવી તરીકે પ્રખ્યાત છે સ્વામી સાથે વનવાસમા કષ્ટપૂર્વક વનભ્રમણ કરતી વખતે ગમે તેટલો થાક લાગ્યા છતા મુખ ઉપર પ્રફુલ્લ હાસ્ય દેખાતુ હતુ રાવણનો વધ થયા પછી પોતે વિપત્તિમાથી મુક્ત થતાવારજ રાવણની દાસીઓને તેમણે દીધેલા સેકડો દુ ખોને વિસરી જઇને, સ્નેહપૂર્વક ક્ષમા આપી હતી વગર વાકે દેશવટો મળવા છતા પણ એકેવાર રામના ઉપર ગુસ્સો કર્યો નહોતો, બલ્કે તેમના દુ ખમા પોતે દુ:ખ માન્યુ હતુ, તેથીજ સીતા આજે સીતાદેવી મનાય છે એવી સીતા જો દુર્ભાગ્યવતી ગણાય તો પછી સૌભાગ્યવતી કોણ ? આટલા બધા મહાન ગુણોનુ મહત્ત્વ સમજી શકનાર એવા કયા માબાપ હશે કે જેઓ સીતા જેવી કન્યા મેળવવાની ઈચ્છા નહિ કરે ? સીતા જેવી કન્યા જે માબાપને હોય છે તે માબાપને ધન્ય છે ! ઘણા પુણ્યના ફળરૂપે સીતા જેવી કન્યા જે વશમા જન્મે છે, તે વશને ધન્ય છે ! સીતા જેવી વહુ જે કુળમા જાય છે, તે કુળ વહુના ગૌરવથી ગૌરવાન્વિત થાય છે

બિહાર પ્રાન્તનો ઉત્તર દિશાનો ભાગ આજકાલ તિરહુત નામથી ઓળખાય છે, પરતુ પ્રાચીન કાળમા એ દેશ "મિથિલા" નામથી પ્રસિદ્ધ હતો આજ પણ ત્યાના બ્રાહ્મણો પોતાને મૈથિલી તરીકે ઓળખાવે છે, અને એ પ્રકારે પુરાણી મિથિલાનુ સ્મરણ તાજુ રાખે છે ત્રેતાયુગમા એ મિથિલા દેશમા 'જનક' નામના એક મોટા વીર, ધીર, ગભીર અને પ્રતાપી રાજા રાજ્ય કરતા હતા એમના સુન્દર અને ન્યાય-પૂર્ણ અમલમા આખી પ્રજા સુખી હતી કહી પણ દુ ખ જણાતુ નહોતુ સુખ, આનદ અને સમૃદ્ધિ ચારે તરફ જણાતા હતા. રાજા જનક શાસ્ત્રોના જ્ઞાનવાળા, ધર્મના રહસ્યોને ઉકેલનાર અને આ લોક તથા પરલોકના ગૂઢ તત્ત્વોને જાણનારા હતા રાજા હોવા છતા પણ એ મહર્ષિ હતા, ગૃહસ્થ

હોવા છતા પણ પૂર્ણ વૈરાગી હતા સસારના બધા કામોને કર્તવ્ય સમજીને કરતા હતા, વિષયવાસનાઓમા જરા પણ લિપ્ત રહેતા નહોતા. એથીજ લોકો એમને રાજર્ષિ કહેતા મોટા મોટા ઋષિમુનિ તથા પંડિતો ધર્મશાસ્ત્રની ચર્ચા કરવા એમની રાજસભામા ઘણીવાર જતા અને એમની પાસેથી કાઇ શીખીને આવતા.

એવા ન્યાયી રાજાના સમયમા પણ એક વખત ભારે દુકાળ પડચો. પ્રજાની દુર્દશા જોઇને રાજા ઘણા દુ.ખી થયા એ વખતના રાજાઓ એમજ માનતા કે રાજાના પાપ કે દોષને લીધેજ પ્રજા ઉપર એવા સકટો આવી પડે છે રાજા જનકનામા એવા કોઇ દોષ નહોતા કે જેને પાપે પ્રજા દુઃખ ભોગવે આખરે એમણે એ વિષયમા ઋષિમુનિઓની સલાહ લીધી, અને આ દુકાળ રાજાના કોઈ પૂર્વજન્મોના કર્મનુ ફળ છે એમ માનીને એના નિવારણ સારૂ એક મોટો યજ્ઞ કરવાનુ નક્કી થયુ યજ્ઞ કર્યાથી ભગવાનની કૃપા થાય છે, અને વરસાદ વરસે છે એવો આર્યોનો વિશ્વાસ હોય છે

યજ્ઞ સમાપ્ત થયા પછી ઋષિઓની સલાહથી રાજા જનક પોતે સોનાનું હળ લેઇને ખેતર ખેડવા તૈયાર થયા પ્રજાના હિતની ખાતર માન, અપમાન, કે પોતાના સૌથી મોટા દરજ્જાનું ભાન ભૂલી જઇને રાજા જનક એક સાધારણ ખેડુતનુ કામ કરવા લાગ્યા, એમની એ પ્રજાવત્સલતા જોઈને પ્રજાના મનમા અપૂર્વ શ્રદ્ધા ઉત્પન્ન થઇ થોડી વારમા આકાશમા વાદળા ઘેરાવા લાગ્યા, અને ખેડુતોના દેહમા સજીવની શક્તિનો સચાર થયો? અસ્તુ

રાજા હળ ચલાવવાની વિધિ પૂરી કરીને પાછા ફરતા હતા તે વખતે એમણે એક પરમ સુદર બાલિકાને ખેતરમા પડી પડી રમતી જોઇ આવા એકાન્ત સ્થળમા આવી સુદર કન્યાને દીઠાથી એમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ એમના હ્રુદયમા મમતા ઉત્પન્ન થઇ અને એ એને ઉપાડીને રાજ મહેલમા લઈ આવ્યા, અને પોતાની રાણીના ખોળામા મૂકી એ બાલિકાનું રૂપ જોઇને રાણીનો સ્નેહ તો રાજાના કરતા પણ વધી ગયો એના હ્રુદયમા માતૃસ્નેહ ઉભરાઇ આવ્યો, તથા પોતાના ગર્ભમા ઉત્પન્ન થએલા સતાનની પેઠેજ એને ઉછેરવાનો નિશ્ચય કર્યો એણે રાજાને કહ્યુ કે આજથી આ છોકરી મારી છે. આખા રાજ્યમા ઢંઢેરો પીટાવી દો કે ‘એ કન્યા ખેતરમાથી જડી હતી અને એના માતાપિતાનુ નામ જાણ્યામાં નથી આવ્યું. એવું કોઇ ન કહે ’ આજથી એ આપણીજ બાલિકા છે.

રાજારાણી બન્ને પુષ્કળ પ્રેમથી એ કન્યાનું લાલનપાલન કરવા લાગ્યા હળ ફેરવવાથી ખેતરમા જે રેખા પડે છે તેને 'સીતા' કહે છે એ રેખાની વચમાથી બાલિકા રાજાને જડી હતી માટે એનુ નામ સીતા પાડવામા આવ્યુ

જનકની સ્ત્રીના ગર્ભથી પણ ઉર્મિલા નામથી એક કન્યા ઉત્પન્ન થઈ, પણ ઉર્મિલા કરતા પણ જનકરાજા સીતાને વધારે ચાહતા હતા જનક રાજાની છોકરી તરીકે સીતા 'જાનકી' નામથી પણ પ્રખ્યાત થઇ મિથિલા દેશની રાજકન્યા હોવાથી એને 'મૈથિલી" પણ કહેતા જનક રાજા વિદેહી કહેવાતા હોવાથી સીતાજી "વૈદેહી" નામથી પણ ઓળખાયા છે

રાજકુમારી સીતા શુકલ પક્ષના ચદ્રની કળા પેઠે વધવા લાગી માત-પિતાના અપાર સ્નેહને લીધે તેનો બાલ્યકાળ ઘણા સુખમા વ્યતીત થયો. જનક રાજાએ એના વિદ્યાભ્યાસનો પણ સારો બદોબસ્ત કર્યો હતો. થોડાકજ વર્ષોમા એને ઇતિહાસ, પુરાણ, ધર્મશાસ્ત્ર તથા નીતિનુ ઘણું સારૂ સ્થાન થઈ ગયુ સખીઓની સાથે હળીમળીને રહેવુ, વડીલોની આજ્ઞા માનવી, ઘરસસારના સર્વ કાર્ય હસતે મુખે કરવા આદિ સદ્‌ગુણો પણ વિદ્યાપ્રાપ્તિની સાથે સાથેજ એનામા ખીલવા લાગ્યા

ધીમે ધીમે સીતા મોટી થઇ યૌવનાવસ્થામા એણે પગ મૂકયો. યોગ્ય વર સાથે એનું લગ્ન કરવાની ચિન્તા એના માતપિતાને થવા લાગી. રાજા જનકે વિચાર કર્યો કે હુ મારી આવી રૂપ અને ગુણવતી કન્યાને ગમે તેવા રાજકુવર સાથે નહિ પરણાવું, પરતુ ગુણની પૂરી પરીક્ષા કરીને જે કોઇ ઉત્તમ સાબીત થશે તેનેજ સીતા વરાવીશ

મણિની શોભા કાચનના સયોગથીજ વધે છે કાચનાથી નહિ

રાજા જનકની પાસે શિવજીએ ઘણા વર્ષ પૂર્વે આપેલું એક ઘણુ ભારે ધનુષ્ય પડયુ રહ્યુ હતું રાજાએ પ્રતિજ્ઞા કરી કે જે કોઈ આ ધનુષ્યની પણછ (પ્રત્યચા) ચઢાવશે તેનેજ હું મારી આ લાડકી કન્યા પરણા-વીશ. આવો સંકલ્પ કરીને એમણે સીતાના સ્વયંવરમા હાજર થવા સારૂ રાજાઓને આમત્રણ મોકલ્યા, અને મોટા પાયા ઉપર ધામધુમસહિત સ્વયવર મડપની રચના કરવા માડી

એ સમયમાં અયોધ્યામા દશરથ નામના મહા પ્રતાપી અને ચક્રવર્તી રાજા રાજ્ય કરતા હતા. એમને ચાર પુત્ર હતા, રામ લક્ષ્મણ ભરત અને શત્રુઘ્ન ચારે પુત્ર રૂપમા કામદેવના જેવા સુદર અને ગુણમા દેવતાઓના

બાળક સમાન હતા, નાની વયમા ક્ષત્રી બાળકોએ શીખવા યોગ્ય પ્રત્યેક વિદ્યાનુ જ્ઞાન તેમણે પ્રવીણ ગુરુઓને હાથે સપાદન કરી લીધુ હતું.

મહા મુનિ વિશ્વામિત્રે એ વખતમા એક મોટો યજ્ઞ આરભ્યો હતો, પણ સુબાહુ અને મારીચ નામના રાક્ષસો એમને ઘણા હેરાન કરતા હતા, અને યજ્ઞભગ કરવાના ઉપાય રચતા હતા એ રાક્ષસોનો ત્રાસ દૂર કરવા સારૂ મુનિ, રાજા દશરથની પાસે ગયા અને એમના જ્યેષ્ઠ પુત્ર મહા પરાક્રમી રામચદ્રને પોતાની સાથે રાક્ષસોનો સંહાર કરવા સારૂ મોકલવા પ્રાર્થના કરી રાજા સુકુમાર બાળકને એકલા રાક્ષસો સાથે યુદ્ધ કરવા મોકલતા ઘણુ ગભરાયા, પણ રખે મુનિ ગુસ્સે થઈને શાપ દે એ શકાથી ઈચ્છા ન હોવા છતા પણ હૈયું કઠણ કરીને રામચદ્રને ઋષિની સાથે મોકલ્યા રામના નાના ભાઈ લક્ષ્મણ પણ બધુપ્રેમને લીધે સાથે ગયા માર્ગમા રામચદ્રે મારીચ રાક્ષસની વીરમાતા 'તાડકાને યુદ્ધમા મારી નાખી, અને પછી ઋષિના આશ્રમમા જઈ મારીચ, સુબાહુ અને બીજા રાક્ષસો સાથે વીરતાપૂર્વક યુદ્ધ કરી બધાનો સહાર કર્યો અને મુનિનો યજ્ઞ નિર્વિઘ્ને સામાપ્ત થવા દીધો

સીતાના સ્વયંવરની ખબર એ અરસામા તપોવનમા પણ પહોંચી ગઈ હતી, કેમકે એ સમયમા રાજાઓની સ્વયવરસભામા પ્રસિદ્ધ ઋષિ, મુનિ અને બ્રાહ્મણોને પણ આમત્રણ કરવામા આવતુ હતુ. રામ-લક્ષ્મણ જ્યારે મુનિની રજા માગવા આવ્યા ત્યારે એમણે એમની આગળ સ્વયવરની વાત કહી અને પોતાની સાથે એમને જનકપુર લઈ જવાની ઈચ્છા દર્શાવી, તથા કહ્યુ કે "આ સ્વયવર ઘણો જોવાલાયક થશે. જોઈએ તો ખરા કે કયો ક્ષત્રી વીર મહાદેવજીના ધનુષ્યમા પણછ ચડાવીને સીતા જેવા રમણી રત્નને પ્રાપ્ત કરે છે"

મુનિના વચનોથી રામચદ્રના વીર હૃદયમાં સ્વાભાવિક કુતૂહલ ઉત્પન્ન થયું અને એ પણ મુનિની સાથેજ જવા તૈયાર થયા. માર્ગમા અનેક નગરનો વૈભવ તથા પ્રકૃતિની સુદર શોભા નિરખતા તેઓ જનકપુર પહોચ્યા. રાજા જનક તેમનો આદરસત્કાર કરવા સામા ગયા અને એક સુંદર મકાનમા તેમને ઉતરવાનો બદોબસ્ત કરી આપ્યો

એક દિવસ પ્રાતઃકાળમા ઉઠીને નિત્યકર્મથી પરવારીને બને ભાઈ-ઓએ બગીચામાથી પૂજાને માટે ફૂલ વીણી લાવવાની મુનિ પાસે આજ્ઞા

માગી. મુનિએ પ્રસન્નતાપૂર્વક રજા આપી એમના ઉતારાથી થોડેકજ દૂર રાજા જનકનો પ્રસિદ્ધ બાગ હતો બને ભાઇઓ એ ઉદ્યાનમાથી મનપસદ પુષ્પ તોડવા લાગ્યા

એજ સમયે સયોગવશ રાજા જનકની કન્યા સીતા પણ પોતાની સખીઓસહિત પાર્વતીનું પૂજન કરવા સારૂ એ બગીચામા આવી પહોચી એ ઉદ્યાનમા તળાવને કિનારે પાર્વતીજીનુ એક સુદર અને વિશાળ મદિર હતું. આ સમયનું વર્ણન કરતા કવિ ગિરધર કહે છે —

તે સમે પૂજવાને અંબા, આવ્યા જનકસુતા જગદબા,
તે સુખાસન બેઠી વાળી, સગ સુદરી બહુ રખવાળી.
દેવી દેવળમાહે પધારી, વીનવ્યા ઘણુ વહાલ વધારી,
પૂજ્યા પાર્વતીને પ્રીતે, આરતી વારતી શુભ રીતે,
કર જોડી કહે શીર નામી, હુ સમોવડ આપજ્યો સ્વામી

આ પ્રમાણે પૂજા કરીને સીતાજી ઉદ્યાનમા ફરી રહ્યા હતા તે વખતે એણે “ .. ... . દીઠા શ્યામસુદર કોટી કામ

તરુ વન ઘન સરોવર પાળ, ત્યા ઉભા દશરથ બાળ,
જોઈ ચકિત થઇ છે કુમારી, જાણે તનમનમા ખુવારી (બાળકાડ અ૦ ૧)

એજ સમયે રામચદ્રની દૃષ્ટિ પણ સીતા ઉપર પડી સીતાનુ એ સુદર મનમોહક રૂપ જોઇને રામના નેત્ર શીતળ થઈ ગયા. કવિ ગિરધરના શબ્દોમા કહીએ તો.—

“ રામે દીઠુ સીતાનુ રૂપ, મોહ પામ્યા ત્રિભુવન ભૂપ,
ઉપની ત્યા પરસ્પર પ્રીત, જેવી ચદ્ર ચકોરની રીત
સામસામી બધાયો તાર, ચારે નેત્ર થયા તદાકાર,
એક એકની મુરતી જેહ, રૂદે માહે ઠરી છે તેહ.
નિજ ધર્મ વિચારી રામ, ચિત્ત રાખ્યુ પોતાનુ ઠામ,
દૃષ્ટિ આડી કરી તેણી વાર, કહેશે લક્ષ્મણ આ શો વિચાર ”

રામચન્દ્ર લક્ષ્મણની સાથે પોતાને ઉતારે પાછા ગયા. એમણે અનુમાન કરી લીધુ હતુ કે કહો ન કહો પણ જે કન્યાના અપૂર્વ સૌન્દર્યે મારા ચિત્તને હરી લીધુ છે તે જનકકુમારીજ છે પેલી તરફ ચચળ રાજકન્યા સીતા ઉદ્યાનમાથી ઘેર તો ગઇ, પણ પોતાની કુશળ સાહેલીઓની મારફતે ખબર મેળવતી ગઇ કે આ બે સુદર કુમાર કોણ છે.

યથાસમયે સીતાનો સ્વયંવરદિન પણ આવી પહોચ્યો. સ્વયંવર-સભા રાજાઓ, રાજકુમારો, બ્રાહ્મણો, અને પંડિતોથી ભરાઈ ગઈ રામ અને લક્ષ્મણ પણ વિશ્વામિત્રની સાથે ત્યા પહોચી ગયા.

સીતા પણ નક્કી કરેલે વખતે પોતાની સખીઓસહિત મનોહર અને કિંમતી વસ્ત્રાલંકારથી સુસજ્જિત થઈને પુષ્પમાળા લઈને ત્યા આવી પહોચી.

શિવજીનુ એ પ્રસિદ્ધ વિશાળ ધનુષ્ય 'પિનાક' પણ સભાની વચમા મૂકવામા આવ્યુ. ઘણાઓના હોશકોશ તો એ ધનુષ્યનુ કદ જોઈનેજ ઉડી ગયા કેટલાક પોતાનુ બળ અજમાવવા ગયા પણ ધનુષ્યની દોરી ચડાવવી તો દૂર રહી પણ ધનુષ્ય ઉપાડી પણ ન શકયા. રાજા જનકને નિરાશા ઉત્પન્ન થઇ કે 'હે ભગવાન ! આ શુ થવા બેઠુ છે ? શું પૃથ્વી ક્ષત્રી વીરોથી શૂન્ય થઈ ગઈ ? શું સીતા કુવારીજ રહેશે ? કેમકે હું તો મારી પ્રતિજ્ઞા તોડીને આ ધનુષ્ય તોડવાને અસમર્થ હશે એવા પુરુષને કદિ પણ કન્યા આપનાર નથી ' જનકનો આવો ખેદ જોઇને રામચંદ્ર મુનિની આજ્ઞા લઈને ધનુષ્યની તરફ ગયા, અને બધાના જોતજોતામા ધનુષ્યને ઉંચકીને એમા પ્રત્યંચા ચડાવી. પણછ ચડાવતાવારજ કડાક કરતા ધનુષ્યના બે ટુકડા થઈ ગયા સભાજનો આશ્ચર્યમા ડુબી ગયા. રાજા જનક તથા તેમના કુટુંબીજનોના આનંદનો પાર રહ્યો નહિ. પુરોહિતની આજ્ઞાથી સીતાએ રઘુવીરના કંઠમા વરમાળ આરોપી દીધી જે યુવકના ઉપર પ્રથમ દર્શનેજ પોતાનો અનુરાગ બંધાયો હતો, તેજ વીરના ગળામા તેની વીરતાના પ્રતાપે વરમાળ પહેરાવવાનો પ્રસંગ આવ્યો,' તેથી સીતાના આનંદનો પાર રહ્યો નહિ. આજ તેનુ પાર્વતીપૂજન સફળ થયું વરમાળની સાથે સાથે સીતાએ પોતાનું હૃદય પણ રામચંદ્રને સમર્પણ કરી દીધુ.

ત્યાર પછી રાજા જનકે આ શુભ સમાચાર અયોધ્યામા મોકલ્યા અને કંકોત્રી લખીને રાજા દશરથને કુટુંબ, પરિવાર તથા જાન લઇને બોલાવ્યા. માગશર સુદિ પંચમીનું શુભલગ્ન નક્કી થયુ એ દિવસે રાજા જનકે વસ્ત્રાલંકારસહિત પ્રિય કન્યા સીતાનું રામચંદ્રજીને દાન કર્યું. ચારે તરફથી વેદની ઋચાઓનો સ્વર ગાજી ઉઠયો, વાજીંત્રો વાગવા લાગ્યા, મંગળાષ્ટકો ગવાયા અને વરકન્યા તથા તેમના માતપિતા ઉપર સભાજનોએ પુષ્પવૃષ્ટિ કરી

ત્યાર પછી રાજા જનકે પોતાની અને પોતાના ભાઈની મળીને બીજી

ત્રણ કન્યાઓના લગ્ન પણ દશરથના બીજા ત્રણ રાજકુમારો સાથે કરવાની પ્રાર્થના કરી. રાજા દશરથે સમતિ આપી એટલે યથાવિધિ જનકની નાની પુત્રી ઉર્મિલાનું લગ્ન લક્ષ્મણ સાથે તથા તેમના ભાઈની પુત્ર માડવીનું લગ્ન ભરત સાથે અને શ્રુતકીર્તિનું શત્રુઘ્ન સાથે થઇ ગયુ રાજા જનકે અઢળક ધન તથા રત્ન માણિક્ય આદિજડિત અલંકારોસહિત પુત્રીઓને વિદાય કરી વિદાય કરતી વખતે જનકપત્નીએ અશ્રુપૂર્ણ નેત્રે કન્યાઓને શિખામણ આપી કે.— “દીકરીઓ! તમે પ્રખ્યાત નિમિરાજાના વંશની કન્યાઓ છો અને પરમ પ્રતાપી સૂર્યવંશના રાજાના ઘરમા વહુવારૂ બનીને જાઓ છો હમેશા એ બંને કુળની માન-મર્યાદા સાચવજો અને તમારી રહેણીકરણી, આચારવ્યવહાર સુશીલતા તથા સારા સ્વભાવથી બધાને પ્રસન્ન રાખજો પતિનેજ આ લોકના ઇશ્વર, પરલોકના પરમેશ્વર, સ્વર્ગનો આપનાર અને પોતાનું સર્વસ્વ ગણજો આજથી દશરથ તમારા પિતા છે અને એમની રાણીઓ તમારી માતા છે એમના ઉપર પરમ શ્રદ્ધા તથા ભક્તિ રાખજો. એમની સેવાથી તમારા આ લોક અને પરલોક બન્ને સુધરશે પડોસીઓ સાથે હળીમળીને રહેજો દાસદાસીઓને કડવા વેણ ન કહેશો મારો આશીર્વાદ છે કે તમે અખંડ સૌભાગ્યવતી બનજો પતિવ્રતાઓમા શિરોમણી બનજો અને પતિની સાચી સહધર્મિણી બનજો ”[1]

સીતા અને તેની બહેનો પરણીને અયોધ્યા આવ્યા ત્યા આગળ અનેક પ્રકારના સુખવૈભવમા, પતિપ્રેમના અપૂર્વ આનંદમા કેટલાંક વર્ષ લીન થયા.

આ સમયે રાજા દશરથ વૃદ્ધ થયા હતા મોટા પુત્ર રામનો યુવરાજ તરીકે અભિષેક કરીને પોતે રાજકાર્યમાથી નિવૃત્ત થવુ એવી તેમની ઇચ્છા થઇ અભિષેકનો દિવસ નક્કી થયો આખા શહેરમા આનંદોત્સવ શરૂ થઇ ગયો પણ એવામા એક એવી ઘટના થઇ કે જેને લીધે લોકોના હૃદયમાથી આનંદને બદલે શોકોચ્છ્વાસ નીકળવા લાગ્યો.

પૂર્વે શમ્બર નામના રાક્ષસ સાથે યુદ્ધ કરતા દશરથ રાજા બહુ ઘાયલ થયા હતા એ વખતે તેમની વચલી રાણી કૈકેયીએ ઘણી સેવાચાકરી કરીને તેમને સાજા કર્યા હતા તેના બદલામા રાજાએ તેને બે વરદાન આપવાની ઇચ્છા દર્શાવી હતી કૈકેયીએ તરતને તરત એ માગ્યા નહિ, પણ કહ્યું, કે કામ પડયે આગળ ઉપર એ વરદાન માગી લઇશ કૈકેયીની સાથે

તેના પિયેરથી મથરા નામની એક ક્રૂર સ્વભાવની કુબ્જા દાસી આવી હતી. રામના અભિષેકની આગલી રાત્રે મથરાની સલાહથી કૈકેયીએ દશરથ રાજા પાસે પોતાના પુત્ર ભરતને રાજ્યાભિષેક કરવાનું અને રામને ચૌદ વર્ષસુધી વનવાસ આપવાનું એમ બે વરદાન માગ્યા એ વખતના રાજાઓ એટલા સત્યવાદી હતા કે પ્રાણ જાય તોપણ પ્રતિજ્ઞાનો ભગ કદિ કરતા નહિ કૈકેયીને વરદાન આપવાનુ વચન પોતે આપ્યુ હતું એ દશરથ રાજાને સાભરતુ હતુ એટલે તેની આ પ્રાર્થના પૂર્ણ કરવાનુ તેમનાથી નામજુર થઈ શકયુ નહિ બીજી તરફ એ પણ વિચાર આવ્યો કે પ્રાણથી પણ અધિક વહાલા પુત્ર રામને કેવી રીતે રાજ્યભ્રષ્ટ કરીને વનમા મોકલાય ? દશરથે કૈકેયીને ઘણુએ સમજાવી, ઘણીએ વિનતિ કરી, ઘણી ધમકી બતાવી, પણ એ એકની બે થઈ નહિ દારુણ શોકથી આકુળવ્યાકુળ થઇને દશરથ રાજા એ વખતે અત્યત શોકપૂર્ણ હૃદયે અર્ધમૂર્છિત દશામા જમીન ઉપર પડયા રહ્યા

બીજે દિવસે પ્રાતઃકાળે રામને એ બધી વાતની ખબર પડી પિતાની પ્રતિજ્ઞા પળાવવા ખાતર રાજ્યનો લોભ છોડી દઇને એ વનમા જવા તૈયાર થયા. માતા કૌશલ્યાએ સમાચાર સાભળતા વારજ ' જે હૃદય ફાડી નાખે એવો વલાપ કર્યો તે આપણે આગળ જોઇ ગયા છીએ રામચદ્રે મહામહેનતે એમને દિલાસો આપીને શાન્ત કર્યા અને આશીર્વાદ લઇને વિદાય થયા ત્યાથી નીકળીને એ સીતાજીની પાસે ગયા સરલહૃદયા સીતાને હજીસુધી વનવાસની આજ્ઞા સબધી કાઇ પણ ખબર મળી નહોતી એ તો પતિને યુવરાજપદનો અભિષેક થવાના અને પોતાના યુવરાજ્ઞી બનવાના સુખમય સ્વપ્ન દેખી રહ્યા હતા. એવામા પતિને અતઃપુરમા આવતા જોઇને તરતજ આસન ઉપરથી ઉભાં થઇ ગયા પતિને ચિતાતુર જોઇને એના હોશકોશ એકદમ ઉડી ગયા, અને પૂછવા લાગ્યા, "સ્વામિ નાથ ! આજ હર્ષને દિવસે આવા કેમ દેખાઓ છો ? આજ તો તમારા રાજ્યાભિષેકનો દિવસ છે છતા શોકાતુર કેમ છો ? હે આર્યપુત્ર ! હજુ સુધી રાજછત્ર કેમ તમારા મસ્તક ઉપર ધરવામા આવ્યું નથી ? તમારા કમળ સરખા નેત્રવાળા મુખની આગળ હસ જેવા સફેદ ચામરો આજે કેમ ઢોળાતાં નથી ? હે પુરુષશ્રેષ્ઠ ! તમારા રાજ્યાભિષેકના મહોત્સવને પ્રસગે બદિજનો અને સૂતો તમારી મંગળસ્તુતિ કેમ કરતા નથી ?

પ્રધાનો તથા દરબારીઓ આજે તમારી પાછળ પાછળ કેમ ચાલતા નથી ? ચાર અશ્વો જોડેલો સુવર્ણનો પુષ્પરથ તમારી આગળ આજે કેમ દેખાતો નથી ? અરે, આજે થયુ છે શું ? તમારા ચહેરા ઉપર હર્ષને બદલે ખેદ કેમ જોઉ છુ ? સ્વામિનાથ ! કહો આજે તમારા મુખનો વર્ણ લેવાઇ કેમ ગયો છે ? ”

સ્નેહાળ પત્નીની આ નિર્દોષ પ્રશ્નપરપરા સાભળીને રામચદ્ર ગદ્-ગદ્ થઇ ગયા, અને ધીમે ધીમે પણ શાન્તચિત્ત તેમણે સર્વ હકીકત આરભથી માડીને સીતાજીને કહી સભળાવી, તથા છેવટે જણાવ્યુ, કે “ રાજપુત્રિ ! આજથી મારે ચૌદ વર્ષનો વનવાસ કરવાનો છે, અને ભાઇ ભરત યુવરાજપદે સ્થપાયા છે. વનમા જતા પહેલા છેલ્લી વિદાય લેવા તમારી પાસે આવ્યો છુ પ્રિયે ! મારા વનમા ગયા પછી તમે ભરતની આગળ કદિ મારી પ્રશસા કરતા નહિ હુ જાણુ છુ કે જે લોકો ધન અને ઐશ્વર્યવાળા હોય છે તેઓ બીજાની પ્રશસા સાખી શકતા નથી માટે તમાર ભરતના સાભળતા મારા ગુણોનુ વર્ણન કરવુ નહિ હવે તમારે ભરતને અનુકૂળ થઇને રહેવાનો વારો આવ્યો છે પિતાની આજ્ઞા પાળ-વાની ખાતર હુ વનમા જાઉ છુ મારા ગયા પછી તમે અહિ રહીને વ્રત તથા ઉપવાસ કરવામા તત્પર રહેજો દરરોજ પાછલી બે ઘડી રહે ત્યારે ઉઠીને સ્નાન વગેરેથી પરવારીને વિધિપૂર્વક દેવપૂજન કરજો, અને વૃદ્ધ મહારાજા દશરથ તથા માતા કૌશલ્યાની સેવા કરજો મારી બીજી માતાઓએ પણ સ્નેહથી મારૂ લાલનપાલન કર્યું છે તમે તમની પણ સેવા કરજો પ્રાણથી પણ અધિક વહાલા ભાઇ ભરત અને શત્રુઘ્નને તમે ભાઇ તથા પુત્ર સમાન ગણજો એમના ઉપર કોઈ પણ જાતનો દ્વેષ રાખશો નહિ. ભરત હવે રાજા બને છે, માટે કદાપિ તેનું અપ્રિય હોય એવુ કામ કરશો નહિ સારી પેઠે યાદ રાખજો કે અતિશય સૌજન્ય અને સેવાથીજ રાજાઓ પ્રસન્ન થાય છે એથી ઉલટું આચરણ કર્યાથી તેઓ કોપે છે એ લોકો એવા છે કે પુત્ર પણ પોતાની વિરુદ્ધ ચાલે તો તેનો ત્યાગ કરે, અને તદ્દન પારકો માણસ પણ હિતનુ આચરણ કરે તો તેની સાથે સારો સબધ રાખે આટલી મારી શીખામણો ધ્યાનમા રાખીને સુખે રહેજો અને હાલ પણ જેવી રીતે કોઈનુ અપ્રિય તમે કરતા નથી, તેવીજ રીતે ભવિષ્યમા પણ વર્તશો

પ્રિયવાદિની જનકનન્દિનીએ પતિની વાત સાભળીને પ્રણયકોપપૂર્વક કહ્યું "હે નરશ્રેષ્ઠ! તમે મને હલકી ગણીને આવી વાત કરી રહ્યા છો? તમારી વાત સાભળીને મને હસવુ આવે છે. લગ્ન સમયે હુ છાયાની પેઠે તમારી સાથે રહેવાને બધાયેલી હોવા છતા તમારા વગર એકલી ઘર આગળ રહુ એ તો લોકોમા હાસી કરાવવા જેવુ છે હે સ્વામિન્! હથિયાર વાપરી જાણનાર શૂર રાજપુત્રના મુખમાથી ન નીકળવા યોગ્ય અને પોતાની અપકીર્તિ થાય એવા વચનો તમે કહ્યા તે સાભળવાને હું યોગ્ય નથી હે આર્યપુત્ર! આ દુનિયામા પિતા, માતા, ભાઈ, પુત્રવધૂ, એ સૌ પોતપોતાના કર્મ અનુસાર ફળ ભોગવે છે, પણ સ્ત્રીની વાત એથી ઉલટી છે સ્ત્રી તો પોતાના પતિનુ ભાગ્ય ભોગવવાની અધિકારી છે પતિના સુખમા પત્નીનું સુખ અને તેના દુખમા એનુ દુખ છે, માટે હુ તો તમારી સાથેજ આવીશ સ્ત્રીને તો પિતા, પુત્ર, માતા, સખીઓ કે પોતાનુ શરીર એમાથી કોઇ પણ પરલોકમા ગતિરૂપ નથી, પણ કેવળ પોતાનો પતિ એજ ગતિરૂપ છે હે રાઘવ! જો તમે આજેજ વનમા જશો, તો હું પણ તમારી આગળ જઈને તમારા માર્ગમાના કાટા સાફ કરીશ હે શૂરવીર! તમે મારે માટે ઉપજતા ઇર્ષ્યા કે ક્રોધના કોઈ પણ જાતના વિચાર કરવા માડી વાળીને મને વનમા સાથે લઈ જાઓ મારામા એવુ કાઈ પણ પાપ નથી કે જેને લીધે તમે મારો ત્યાગ કરીને જાઓ સ્ત્રીને મોટા મહેલમા રહેવાનુ મળે, વિમાનમા બેસીને સ્વર્ગલોકમા વિહાર કરવાનુ મળે, કે આઠ સિદ્ધિઓનો આનદ મળે તે કરતા પણ પતિના ચરણની છાયામા રહેવાનુ મળે તે વધારે આનદદાયક છે

હે સ્વામિનાથ! મને મારા માતપિતાએ પતિસેવા કેવી રીતે કરવી એ પ્રથમથીજ શીખવેલુ છે, માટે અત્યારે તમારા ઉપદેશની જરૂર નથી હે આર્યપુત્ર! જગલી જાનવરોથી વસાયલા અરણ્યોમા હુ તમારી સાથેજ આવીશ અને ત્યા આગળ પિયેરના નિવાસ જેટલુજ સુખ માનીશ પ્રાતિવ્રત્યની આગળ હુ ત્રણે લોકના સુખને પણ તુચ્છ ગણુ છુ સીતાએ આ પ્રમાણે ઘણી દલિલપૂર્વક સાથે જવાની વિનતિ કરી. રામચદ્રજી તેમને સાથે લઇ જવાને તત્પર થયા નહિ, અને તેમના સકલ્પમાથી પાછા હઠાવવા સારૂ વનવાસના અનેક પ્રકારના સકટો વિગતવાર સમજાવવા લાગ્યા વનમા તો ફાડી ખાનારા જાનવરો અને રાક્ષસો વસે

છે, ત્યા ભયકર પર્વતો છે, રસ્તો ઘણો ભયાનક છે, ડગલેને પગલે ત્યા અડચણ પડશે વગેરે ઘણીએ યુક્તિઓ કહી સભળાવી, પણ સીતા ડગ્યા નહિ એમણે તો આખમાથી ચોધાર અશ્રુ વહેવરાવીને મદ પણ પ્રેમયુક્ત સ્વરે કહ્યુ "પ્રાણનાથ ! આપે વનવાસના જે અનેક કષ્ટોનુ વિસ્તારપૂર્વક વર્ણન કર્યું તે બધા કષ્ટ આપના સહવાસને લીધે મને સુખરૂપજ લાગશે

તમારો વિયોગ થશે તો હુ જીવનો ત્યાગ કરીશ હે રાઘવ ! તમારી સાથેના વનવાસમા ઈન્દ્રનુ પણ સામર્થ્ય નથી કે મને ભય પમાડી શકે તમે મને ભરતને આધીન થઈને રહેવાનુ કહ્યું, પણ પતિવ્રતા સ્ત્રી ગમે તેવા નિકટના સગપણવાળા પરપુરુષના તાબામા રહીને જીવન ગાળી શકતી નથી મને તો વનવાસી શૂરવીર પતિની સેવા કરવાનુજ ઘણુ મન છે જો હુ તમારાથી વિખુટી પડીશ તો લોકો મારા ઉપર અનેક જાતના આળ મૂકશે હે પ્રિય સ્વામિન્ ! પરલોકમા પણ મને તમારોજ સમાગમ થાય એવી મારી ઈચ્છા છે તો પછી આ લોકમા તો હોયજ એમા શી નવાઇ ? હે પ્રિયતમ ! તમે મારા ઉપર દયા આણીને મને સાથે લઈ જાઓ તમે નહિ લઈ જાઓ તો હુ આત્મહત્યા કરીને આ દેહનો અત આણીશ

સીતાજીએ આ પ્રમાણે ઘણીજ વિનતિ કરી અમારી દુર્બળ લેખિનિમા એમના એ મનોભાવનો હજારમો ભાગ વર્ણવવા જેટલું પણ સામર્થ્ય ક્યા છે? પ્રિય વાચકો ! પરમ ભક્તકવિ તુલસીદાસજીની અમૃતમય વાણીદ્વારા તમને સીતાજીની પવિત્ર મનોદશાનો કાંઈક પરિચય કરાવીએ

પ્રાણનાથ કરુણાયતન, સુદર સુખદ સુજાન,
તુમ બિનુ રઘુ-કુલ-કુમુદ-વિધુ, સુર પુર નરકસમાન
માતા-પિતા ભગિની પ્રિય ભાઇ, પ્રિય પરિવાર સુહૃદ, સમુદાઇ-
સાસુ સસુર ગુરુ સુજન સુહાઈ, સુત સુદર સુસીલ સુખદાઇ
જહેં લગી નાથ ! નેહ અરૂ નાતે, પિય બિનુ તીયહિ તરનીતે તાતે,
તન ધન ધામ ધરનિ પુર-રાજુ, પતિ-વિહીન અશોક સમાજુ
ભોગ રોગસમ ભૂષણ ભારૂ, યમયાતના—સરિસ સસારૂ,
પ્રાણનાથ ! તુમ બીનુ જગમાહિ, મોકહું સુખદ કતહું કોઉ નાહિ
જિય બિનુ દેહ નદીબિનુ નારી, તૈસેહિ નાથ ! પુરુષ બિનુ નારી,
નાથ ! સકલ સુખ સાથ તુમ્હારે ! શરદ-વિમલ વિધુ-વદન નિહારે.
ખગ મૃગ પરિજન, નગરવન, વલકલ વસન દુકૂલ,

નાથસાથ સુરસદન સમ, પર્ણશાલ સુખમૂલ
વન-દુખ નાથ ! કહે બહુતેરે, ભય વિશાદ પરિતાપ ઘનેરે
પ્રભુ-વિયોગ લવ લેશ સમાના, હોહિ ન સબ મિલિ કૃપા-નિધાના
મોહિ મગુ ચલત ન હોઇહિ હારી, ક્ષણુ ક્ષણુ ચરણુસરોજ નિહારી
સબહિ ભાઁતિ પિય સેવા કરિહો, મારગજનિત સકલ શ્રમ હરિહો !
પૅાય પખારી બૈઠી તરુ—છાહી, કરિહો વાયુ મુદિત મન માહિ
શ્રમ-કન-સહિત શ્યામ તનુ દેખે, કહુ દુ ખ રહહિ પ્રાણુપતિ પેખે ?
સમ મહિ તૃણુ તરુ પલ્લવ ડાસી, પૅાય પલોટિ હિ સબ નિષિ દાસી.
વાર વાર મૃદુ મૂરતિ જોહી, લાગહિ તાપ બયારિ ન મોહિ,
કો પ્રભુસ ગ મોહિ ચિતવનનિહારા, સિંહ વધૂહિ-જિમિ શશક સિયારા.
મૈ સુકુમારી નાથ વન યોગૂ , તુમહિ ઉચિત તપ મોકહુ ભોગૂ ?
અસ જિય જાનિ સુજ્ઞાન-શિરોમનિ, લેઈય સ ગ મોહિ છાડીય જનિ.

આટલી બધી વિનતિ કર્યા છતા પણુ જ્યારે ધારેલી અસર થઈ નહિ ત્યારે સીતાજીએ કહ્યુ "હે રામ ! માત્ર ઉપર ઉપરથી પુરુષના વેષવાળા પરતુ અદરથી સ્રીના જેવી કાયરતાવાળો જમાઇ શુ જનક રાજાએ ખોળ્યો હતો ? જો તેમને પ્રથમથીજ આવા બીકણુ સ્વભાવની ખબર હોત તો એ કદિ તમારી સાથે મારૂં લગ્ન કરત નહિ આજ બૈરીની પેઠે કાયર વાણી કેમ કાઢો છો ? પુરુષ થઇને, વીર થઇને પોતાની સ્રીની રક્ષા નહિ કરી શકો ! વિપત્તિના ભયથી સદાની સાથી સ્રીનો પરિત્યાગ કરી જશો ? પુરુષશ્રેષ્ઠ થઇને બીજાઓના ઉપર સ્રીના રક્ષણુનો ભાર સોપશો ? હે વીર ! એવું હું કદી નહિ બનવા દઉં હુ તો પૂર્વ કાળમા સાવિત્રી જેમ સત્યવાનની સાથે ગઈ હતી તેમ હું પણુ તમનેજ અનુસરીશ

શોકસતપ્ત, ખેદયુકત સીતાદેવી આ પ્રમાણે નાના પ્રકારના સકરુણ વિલાપ કરીને, સ્વામીને દઢ આલિગન દઇને ઉંચે સાદે રોવા લાગ્યા એટલે રામે પણુ તેમને આલિગન આપીને આશ્વાસન દેવાનું શરૂ કર્યું " દેવિ ! તને દુ ખી કરીને સ્વર્ગની પણુ મને અભિલાષા નથી. શુભાનને ! મને કોઇની બીક નથી, અરણ્યમા તમારૂ રક્ષણુ કરવાનુ મારૂં સામર્થ્ય છે, પરતુ તમારો પાકો નિશ્ચય જાણ્યા વગર તમને અરણ્યવાસીની કરવાનો મારો વિચાર ન હતો હવે તમારો અભિપ્રાય જાણી લીધો, એટલે હું ખુશીથી તમને વનમા લઈ જઈશ. " સીતાદેવીએ વનગમનની બાબત

મા પતિની સંમતિ મળ્યાથી નવજીવન પ્રાપ્ત કર્યું, અને તરતજ પતિની ઇચ્છાનુસાર પોતાના અમૂલ્ય વસ્ત્રાલંકાર તથા બીજા કિંમતી પદાર્થો ધાર્મિક પુરુષોને વહેંચી આપવા લાગ્યા

ત્યાર પછી બન્ને, માતા કૌશલ્યાની પાસે વિદાય માગવા ગયા આ દારુણ દૃશ્યથી કૌશલ્યાની છાતી ફાટી જતી હતી, પણ બન્ને જણા ધર્મ ઉપર આરૂઢ છે એ દેખીને, એમણે રજા આપી તથા વારવાર માથુ સુંઘીને આશીર્વાદ અને ઉપદેશ આપ્યો સાસુના ઉપદેશના ઉત્તરમા સીતાજીએ કહ્યુ "માતા ! મે શાસ્ત્રપુરાણોમા, પતિદેવ તથા આપના મુખથી અને પિયેરમા માતપિતા પાસેથી વારવાર પાતિવ્રત્ય-ધર્મનુ માહાત્મ્ય સાભળ્યુ છે એને હુ સારી પેઠે સમજી ગઇ છુ, અને એનુ પાલન પણ મે કર્યું છે ચદ્રની કાન્તિ જેમ ચદ્રની પાસેથી ચળતી નથી તેમ હુ પતિસેવારૂપી ધર્મથી કદી પણ ચલાયમાન થવાની નથી જેમ તાર વિનાની વીણા વગાડી શકાતી નથી, અને ચક્ર વિનાનો રથ ચાલી શકતો નથી, તેમ પતિ વિનાની સ્ત્રી ભલે સો પુત્રની માતા હોય તોપણ સુખ ભોગવી શકતી નથી પિતા, માતા, ભાઇ તથા પુત્ર આદિ તો સ્ત્રીને નિયમિત સુખ આપી શકે છે પણ પતિ તો મોક્ષરૂપી ઉત્તમોત્તમ સુખ આપે છે છતા કયી દુષ્ટ સ્ત્રી પતિની સેવા ન કરે ? સાસુજી ખાત્રી રાખજો કે હુ સતી સ્ત્રીઓને છાજે એવુંજ આચરણ સદા કરીશ "

માતપિતાની આજ્ઞા મેળવીને બન્ને પતિપત્નીએ રાજસી પોશાક તથા અલંકાર ઉતારી દીધા અને તપસ્વીઓની પેઠે ચીર અને વલ્કલ ધારણ કર્યાં એ વેશ-પરિવર્તન જોઇને એ સમયે વજ્રના હૃદયો પણ પીગળીને પાણી થઇ ગયા અને અયોધ્યામા આબાલ-વૃદ્ધ-સર્વ સ્ત્રીપુરુષોએ આસુઓની નદીઓ વહેવરાવી

ભાઇ તથા ભાભીના વનગમનની ખબર મળતાજ લક્ષ્મણે પણ તેમની સાથે જવાનો સંકલ્પ કર્યો હતો, એટલે એ પણ સાથેજ તૈયાર થયા, અને ત્રણે જણાએ સૌની વિદાય માગી, અયોધ્યાવાસીઓને ભારે શોકમા નાખીને અયોધ્યાથી વિદાય થયા પુત્રવિયોગનુ દારુણ દુ:ખ સહન ન થઇ શકવાથી મહારાજા દશરથે થોડા દિવસમાંજ પ્રાણત્યાગ કર્યો

પત્ની અને ભાઇ સાથે રામે પહેલા તો થોડા દિવસ ચિત્રકૂટ પર્વતમા વાસ કર્યો એ સ્થાનમા ભરતજીએ રામને મળીને પિતા દશરથના

મૃત્યુના સમાચાર કહ્યા ત્યાર બાદ, અયોધ્યામા પાછા આવીને રાજ્ય ગ્રહણ કરવાનો તેમણે રામને ઘણો આગ્રહ કર્યો પિતાનુ સત્ય નિભાવવા માટે, ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યા વગર પાછા ફરવાની રામે ચોકખી ના કહી ભ્રાતૃવત્સલ ભરત લાચારીથી રામની પાદુકાઓ લઇને પાછા ફર્યા, અને પાદુકાઓને સિંહાસન ઉપર મૂકીને રામના નામથી, રામની ગેરહાજરીમા, પોતે રાજ્યશાસન ચલાવવા લાગ્યા

ભરતના અયોધ્યા પાછા ગયા પછી રામચદ્ર ચિત્રકૂટ પર્વતનો ત્યાગ કરીને ગોદાવરી નદીના કિનારા ઉપર આવેલા દડકારણ્યમા ગયા દડકારણ્યમા પચવટી નામના એક અતિ સુદર વનપ્રદેશમા કુટીર બાંધીને રામ, લક્ષ્મણ અને સીતા વાસ કરવા લાગ્યા.

સરળ સ્વભાવના બાળકની પેઠે સીતા પણ સરળહૃદયા હતી ગોદાવરી નદીના તીરે પચવટીમા કુદરત પૂર બહારમા ખીલી રહી હતી માના ઘરમા માતાના ખોળામા બાળક જેમ નિરકુશપણે ખેલે છે તેમ સીતા આ વનમા હૃદય ખોલીને પૂર્ણ આનદમા રમવા લાગી જાણે કુદરતની સાથે એકતાન થઈ ગઈ વનના નિર્મળ પુષ્પની માફક સીતાનુ સૌન્દર્ય પચવટીમા ખીલી નીકળ્યુ, તેના સૌન્દર્યથી વન દીપી ઉઠયુ વનમા સ્વતત્ર પક્ષીઓની સાથે એ મુક્તહૃદયે અને મુકતકંઠે ગાન કરતી, આનદ તથા ઉત્સાહના આવેશમાં એ પોતાની ચચળ ચાલથી હરણના ચચળ બચ્ચાઓ સાથે રમતી, પ્રફુલ્લિત કમળના વનમા પદ્મિની રાણીની માફક કદિ કદિ સતાઈ જતી રામની સાથે પહાડોમા, નદીના કિનારાઓમા, ફૂલોના વનમા, વગર સકોચે ફર્યા કરતી નિર્મળ ઝરણાઓ આગળ બેસીને વાતો કરતી સગી બેનની માફક પોતાની પ્રિય સખીઓ, અને મુનિકન્યાઓની સાથે સ્નાન કરતી, તથા ફૂલ તોડતી આ બધા સુખની આગળ રાજાના ઘરનુ સુખ શી વિસાતમા ? આખી જીદગી રામની સાથે આવા સુખમા ગાળી શકાય તો પછી અયોધ્યાના રાજ્યની જરૂર શી ? રાજમહેલ વનની કુજલતાઓ જેવો સુદર છે? રાજગૃહના રત્નો શુ વનના પુષ્પો જેવા સુદર છે ? રાજગૃહના ભણ્યાં ગણ્યા ઉસ્તાદ ગાયકગાયિકાઓના સૂરતાનવાળા ગાયનો પક્ષીઓના ગાન જેવા મધુર છે ? રાજગૃહના બગીચાઓ આ વનના બાગ જેવા છે ? રાજ મહેલની વિલાસી સખીઓ આ ઋષિકન્યાઓ જેવી છે ? રાજગૃહમા આવા પહાડ હોય છે ? આવી નદીઓ હોય છે ? આવા પદ્મવનો હોય છે ? આવાં

ઝાડપાન હોય છે? રાજગૃહમા સીતા રામની સાથે આટલા મોકળા મનથી રાતદિવસ ફરી શકત? આનદગોષ્ટી કરી શકત? જીદગીની સઘળી ઇચ્છા સીતાને મનથી આજે પૂર્ણ થઈ ગઇ વનના સૌન્દર્ય સાથે તેનો પ્રાણ એકરસ થઇ ગયો વનકુસુમ સીતા વનમા પૂર્ણ શોભા સાથે ખીલી ઉઠી. રાજમહેલના સુખને સુખ કહેવાનુ હવે તેને મન થતું નહિ

પણ હાય! સીતાના ભાગ્યમા એ સુખ ઘણા દિવસ ટકયુ નહિ એકાએક જોસભેર આંધી આવતા આ વનકુસુમ વનથી વિખૂટુ પડીને ઘોર ગર્જના કરતા તોફાની મહાસાગરમા આવી પડયુ

લકાના રાક્ષસરાજા રાવણની બેન શૂર્પણખા વિધવા થઇને દડકારણ્યમા વાસ કરતી હતી. રાવણના હુકમથી તેની માશીનો પુત્ર ખર નામે એક ઘાતકી રાક્ષસ, તથા તેનો સેનાપતિ દૂષણ ચૌદ હજાર રાક્ષસની સેના લઇને શૂર્પણખાનુ રક્ષણ કરતા હતા અને તેની આજ્ઞા ઉઠાવતા હતા

એક દિન ફરતા ફરતા શૂર્પણખા પચવટીમા આવી રામના અત્યત સુદર સ્વરૂપથી મુગ્ધ થઇ જઇને એ રાક્ષસીએ ઘણી રૂપવતી સ્ત્રીનુ રૂપ ધારણ કરીને રામની પાસે પ્રેમની ભિક્ષા માગી. રામે એની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ. એટલે એ રાક્ષસી સમજી કે સીતાજી મારા પ્રેમના માર્ગમા કટકરૂપ છે માટે સીતાનોજ ગ્રાસ કરી જવો જોઇએ શૂર્પણખાના દુષ્ટ વિચારની સજા તરીકે રામની આજ્ઞાથી લક્ષ્મણે તેના નાકકાન કાપી નાખ્યા

બેનના અપમાનનો બદલો લેવાને માટે ખર અને દૂષણે ચૌદ હજાર રાક્ષસો સાથે રામ ઉપર ચઢાઇ કરી પણ રામે એ બધાને યુદ્ધમા પૂરા કર્યા શૂર્પણખા હવે લકામા રાવણની પાસે ગઇ

રામ તથા લક્ષ્મણની વાત કરી રહ્યા પછી સીતાની વાત કહાડતા શૂર્પણખાએ રાવણને કહ્યુ 'સીતા જેવી સુદરી આ જગત્મા કોઇ નથી તમારી આટલી બધી રાણીઓમાથી સીતાની દાસી થવા યોગ્ય પણ એકે નથી તમારે માટે હું સીતા પાસે ગઇ હતી પણ એટલા સારૂ લક્ષ્મણે મારા નાકકાન કાપી નાખ્યા છે ખર, દૂષણ અને બીજા જેટલા રાક્ષસો વનમાં હતા તેટલા બધાને રામે મારી નાખ્યા છે દડકારણ્યમા હવે તમારૂં રાજ્ય નથી તમારી એકની એક બહેનનું આ પ્રમાણે અપમાન થયુ છે. જો બદલો લેવાની શક્તિ હોય તો હમણાને હમણા ચાલો સીતાને આણીને

તમે પોતે વિવાહ કરો એથીજ રામલક્ષ્મણનું ખરૂ નાક કપાશે અને તેમને ઘટતી સજા થશે. તમને પણ અદ્વિતીય સુંદરી, નારીરત્ન મેળવ્યાનો લાભ થશે

શૂર્પણખાની વાતચીત ઉપરથી રાવણ મારીચ નામના એક માયાવી રાક્ષસને સાથે લઈને પુષ્પક વિમાનમા બેસીને દંડકારણ્યમા પહોચ્યો. રાવણની સલાહથી મારીચ સુવર્ણમૃગનું રૂપ ધારણ કરીને રામની કુટીર આગળ ફરવા લાગ્યો. આવું સુંદર હરણ જોઈને સીતાને તેને પકડવાની ઈચ્છા થઇ તેણે કહ્યુ ' આ હરણ મને પકડી આપો હું તેને પાળીશ જો જીવતું ન પકડી શકાય તો તેને મારીને પણ આણો એનું સુંદર ચામડુ આપણા ઘરમા રહેશે

સીતાનુ રક્ષણ કરવાનુ કામ લક્ષ્મણને સોપીને રામ ધનુર્બાણ ધારણ કરીને હરણની પછવાડે દોડયા હરણ નાસી ગયું

હરણ વનમા ઘણે દૂર નાસી ગયું રામ પણ પાછળ પાછળ દોડયા હરણ જીવતુ પકડવાનો સંભવ ન રહ્યો એટલે રામે એક બાણ છોડયુ. બાણ વાગતાજ હરણે રામનાજ જેવા સ્વરથી ' કયા છે ભાઇ લક્ષ્મણ ? પ્રાણ જાય છે, રક્ષણ કર !' એવી ચીસ પાડીને પ્રાણત્યાગ કર્યો

કુટીરમા રામનો આ આર્ત્તનાદ સાભળીને સીતા અધીરી થઈ ગઈ. રામની મદદ માટે જવા તેણે લક્ષ્મણને હુકમ આપ્યો

લક્ષ્મણ જાણતા હતા કે, મહાવીર રામચંદ્ર ઉપર કોઇ પણ વિપત્તિ પડવાની શંકા નથી કોઈને કોઇ માયાવી રાક્ષસે કોઈ પણ ખરાબ વિચારથી આ રીતે બૂમ પાડી છે લક્ષ્મણ આ કુટીરમા સીતાને એકલી મૂકીને જંગલમા જવા માગતો નહોતો

પણ રામની વિપત્તિની શંકાથી સીતા એટલી બધી અધીરી થઇ ગઇ હતી કે, એ વખતે એને ખરાખોટાનું ભાન રહ્યું નહિ તેણે લક્ષ્મણને ઘણા કડવા વેણ કહ્યા. એવા કડવા વેણ કે જે સીતાના મુખમા કદિ શોભે નહિ પણ કહેવત છે કે 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ ' સીતાને પણ એવુંજ થયું નહિ તો એના જેવી શાન્ત પ્રકૃતિની, સુશીલ, કોમળ, હૃદયની અને લક્ષ્મણ ઉપર સદા સ્નેહ રાખનારી રમણીના મુખમાથી એવા કડવા વચન શામાટે નીકળે ? સીતાના કડવા વચનોથી વ્યથિત થઈને લક્ષ્મણ રામને શોધવા ગયા

ભિક્ષુક સંન્યાસીને વેશે રાવણ પાછળ ઉભો હતો પોતાની મરજી મુજબનો લાગ જોઇને એ કુટીરની સન્મુખ આવ્યો. સંન્યાસીને જોઇને

સીતાએ તેનો પરમ આદરસત્કાર કરીને બેસવાને આસન આપ્યું, તથા ખાવાને માટે ફળફળાદિ આણી આપ્યા રાવણે પોતાનુ ઓળખાણ આપીને સીતાને લલચાવવા પ્રયત્ન કર્યો છ છેડાયલી સિંહણની માફક ગર્જના કરીને સીતા બોલી 'હે પાપી તુ કોણ છે કે આ પ્રમાણે મારી સાથે વાત કરવાનુ સાહસ કરે છે? મહા પર્વતના જેવા દૃઢ, મહા સમુદ્રના જેવા સ્થિર, ઇન્દ્રના જેવા પરાક્રમી, પુરુષશ્રેષ્ઠ રામ મારા સ્વામી છે શિયાળ થઈને તું સિંહણને મેળવવા માગે છે? રામ સિંહ છે તું શિયાળ છે રામચન્દ્ર ચન્દન છે, તુ કાદવ છે. રામ સુવર્ણ છે, તું લોહું છે રામ ગરુડ છે, તું કાગડો છે તારી એટલી હિંમત છે કે તુ રામની સ્ત્રીની આગળ આ પ્રમાણે બોલે છે? નક્કી તારૂં મોત પાસે આવ્યુ છે તેથીજ તને આવી દુર્મતિ સૂઝી છે જો પ્રાણની દરકાર હોય તો હમણાને હમણાજ મારી પાસેથી દૂર ચાલ્યો જા! ઇન્દ્રની શચીનુ અપમાન કરીને પણ તને બચવાની આશા હોઇ શકે, પણ મારૂ અપમાન કરીને તારૂ કોઈ-પણ પ્રકારે રક્ષણ થાય એમ નથી એ વાત નિશ્ચય જાણજે.'

ઇચ્છાથી તો સીતા પોતાની સાથે આવશે નહિ એમ ધારીને બળપૂર્વક તેને પોતાના રથમા ફેંકીને રાવણ આકાશમા ઉડ્યો સીતા બૂમો પાડતી અને વિલાપ કરતી કહેતી ગઇ કે ક્યા છે રામ? ક્યા છે લક્ષ્મણ? દુષ્ટ રાક્ષસ સીતાને લઈ જાય છે તમે જોતા નથી? જલદી આવો મારૂ રક્ષણ કરો હાય! તમે કેટલે દૂર છો? મારી વાત તમે સાભળો છો? પચવટિ! તુ મારી આપત્તિના સમાચાર રામને કહેજે ગોદાવરી નદિ! તને નમસ્કાર કરૂ છુ તુ રામને ખબર આપજે કે રાવણ સીતાનુ હરણ કરી ગયો છે વનદેવતાઓ! તમને પ્રણામ કરૂ છું તમે રામને ખબર આપજો કે તમારી સ્ત્રીને રાવણ લઇ ગયો વનવાસી વૃક્ષો! મૃગો, પક્ષીઓ! આટલા દિવસ તમારી સાથે રહી હતી, આજે રાવણ મને લઈ જાય છે તમે રામને એની ખબર આપજો'

રસ્તે જતા સીતાએ જટાયુ પક્ષીને જોયો જટાયુ ગરુડના મોટા ભાઇ અરુણનો પુત્ર થાય દશરથની સાથે એને દોસ્તી હતી સીતાએ જટાયુને કહ્યુ 'હે આર્ય જટાયુ! રાવણ મારૂ હરણ કરી જાય છે રામલક્ષ્મણ કુટીરમા નથી, તમે મારૂ રક્ષણ કરો'

જટાયુની સાથે રાવણને તુમુલ યુદ્ધ થયું જટાયુને મરણતોલ ઘાયલ

કરીને રાવણુ સીતાને લઇને આગળ ચાલ્યો રસ્તામા સીતાએ જોયું કે એક પર્વત ઉપર સુગ્રીવ આદિ વાનરો બેઠા છે તેઓ રામને ખબર આપી શકે એ આશાથી સીતાએ પોતાના અ ગના અલ કાર અને ઓઢણી નીચે નાખી દીધા સમુદ્રપાર થઇને રાવણુ સીતાને લઇને લ કા પહોચ્યો. રાવણુની રાજનગરી લ કાની પાસે એક સુદર અશોકવન હતું સીતાને રાવણે એ સ્થળે રાખી. તેની પાસે કેટલીક વિક્રાળ રાક્ષસીઓને દાસી તરીકે રાખી અને તેમને હુકમ આપ્યો કે ભય બતાવીને, દુ ખ દઇને, ક ટાળો આપીને ગમે તે પ્રકારે સીતાને વશીભૂત કરવી, પણુ રાવણુની લાલચો, દાસીઓના પીડનો, કશાથી રામમાજ તન્મય થઈ ગયેલી સીતાનું મન જરા પણુ ચ ચળ થયુ નહિ રામને માટે આકુળવ્યાકુળ થઇને, રાત-દિવસ રુદન કરતી સીતા અશોકવનમા દિવસ ગાળવા લાગી.

આ તરફ સુવર્ણમૃગનો વધ કરીને રામ કુટીર તરફ આવ્યા રામને ભય થયો હતો કે મૃગની મૃત્યુ સમયની ચીચીઆરી સાભળીને લક્ષ્મણુ સીતાને એકલી મૂકીને આવતા રહેશે એ વખતથીજ એમના મનમા અનેક શંકાઓ થયા કરતી હતી લક્ષ્મણુને રસ્તામા મળતા એમનો ભય દૃઢ થયો ઉતાવળે પગલે બને ભાઈ કુટીરમા આવીને જુએ છે તો સીતા નથી સમજી ગયા કે સત્યાનાશ વળ્યુ. માયાવી રાક્ષસો માયાના બળ-વડે આપણુને છેતરીને સીતાને કયાના કયા ઉપાડી ગયા છે બન્ને જણુા ચારે તરફ સીતાને શોધવા લાગ્યા ઘાયલ થયેલા જટાયુ સાથે તેમનો મેળાપ થયો રાવણુ સીતાનું હરણુ કરી ગયો છે એ સમાચાર રામને આપીને જટાયુએ પ્રાણુત્યાગ કર્યો જટાયુનો અગ્નિસ સ્કાર કરી, રામ અને લક્ષ્મણુ, સીતાની શોધમા દક્ષિણુ દિશામા ગયા ધીમે ધીમે કિષ્કિન્ધા દેશમા આવતા સુગ્રીવ, હનુમાન વગેરે વાનરો સાથે તેમનો મેળાપ થયો

સુગ્રીવે કહ્યુ કે રાવણુ સીતાને આકાશમાર્ગે લઇ ગયો છે તથા સીતાના અલ કાર તથા ઓઢણી બતાવ્યા. સીતાના ઉદ્ધારને માટે રામે, સુગ્રીવની સહાયતા માગી.

સુગ્રીવને તેના ભાઇ વાલીની સાથે કોઈક કારણુથી વૈરભાવ થયો હતો અને તે બળવાન હોવાથી સુગ્રીવને નિષ્કારણુ જ ગલમા રખડવું પડતું. તે વખતે વાલી કિષ્કિન્ધાનું રાજ્ય ચલાવતો હતો. રામે વાલીનો વધ કરીને

સુગ્રીવને કિષ્કિન્ધાનો રાજા બનાવ્યો સુગ્રીવ સીતાના ઉદ્ધારમાટે વાનર-સેના સાથે રામને મદદ કરવા તૈયાર થયો

રાવણે કયી દિશામા, કયા સ્થાનમા સીતાને રાખી મૂકી હતી, તેની શોધમા ચારે તરફ સુગ્રીવે ગુપ્તચરો મોકલ્યા મહાવીર હનુમાન દક્ષિણ દિશામા ગયા, અને એકજ ફલગમા સમુદ્ર પાર કરીને લકા પહોચ્યા રાત્રે બધાના ઉઘી ગયા પછી ઘરોની અગાશીઓમા થઇને એમણે રાવણના નગરમા અને આસપાસના રાક્ષસોના બીજા ગામોમા સીતાની ઘણી શોધ કરી ઘણી સુદર સ્ત્રીઓને પણ જોઈ. એ બધી સ્ત્રીઓ સુદર અલકાર અને વસ્ત્ર સજીને સુદર બિછાનામા શયન કરી રહી હતી, પણ હનુમાને વિચાર્યું કે 'આમાની કોઈ સીતા નથી સીતા શુ રામથી વિખુટી પડીને આવો ઠાઠ મારીને આવા સુદર બિછાનામા નિશ્ચિન્ત થઇને સૂઈ શકે ? વળી આ બધી સ્ત્રીઓ જોઇએ તેટલી સુદર પણ નથી એમની તરફ જોતા કોઇને મા કહીને બોલાવવાની ઇચ્છા થતી નથી રામની સીતા શુ આવી હોય ?'

છેવટ હનુમાન અશોક વનમા પહોચ્યા ઝાડો ઉપર કૂદતા કૂદતા એમણે આખરે જોયું કે, એક અશોક વૃક્ષની તળે આખા અશોક વનમા પ્રકાશ કરનારી એક દેવી બેઠી છે દેવીના કેશ ગુચવાઇ ગયા હતા, આખુ અગ ધૂળમા રગદોળાયલુ હતું, વસ્ત્ર ફાટી ગયા હતા, આખો જળથી ભરાઇ ગઇ હતી, એ માતાના મુખમાથી કરુણ સ્વરે 'રામ, રામ, રામ' ધ્વનિ નીકળતો હતો ચારે તરફથી તેને ઘેરી લઇને રાક્ષસીઓ તેને ઘણું સતાવતી હતી હનુમાન સમજી ગયા કે આજ સીતા છે પોતે એ વૃક્ષ ઉપર ડાળા અને પાદડાની ઘનઘટામા સંતાઈ રહ્યા. દાસીઓ આઘી પાછી થઈ એટલે હનુમાને નીચે ઉતરીને સીતાને પ્રણામ કર્યા તથા પોતાનો પરિચય અને રામના ખબર અતર આપ્યા ઘણે દિવસે ગમના સમાચાર મળ્યા, તથા હવે રામની પાસે પોતાની ખબર પહોચાડી શકાશે એ બધા વિચારથી સીતાને ઘણુ આશ્વાસન મળ્યું આખમાથી આસુ લૂછી નાખીને હનુમાનને આશીર્વાદના ચિન્હરૂપ એક મણિ આપીને સીતાએ કહ્યું 'ભાઇ, આ મણિ લઇ જઈને તે રામને આપજો તેથી કરીને તમે મને મળી ગયા છો એની એમને ખાત્રી થશે. તેમને કહેજો કે ઘણા દિવસ મારાથી આ અવસ્થામા જીવાશે નહિ તેમણે જેમ બને તેમ જલદી આવીને મારો ઉદ્ધાર કરવો જોઇએ.'

હનુમાને કહ્યુ 'મા, એટલા દિવસ વાટ જોવાની પણ શી જરૂર છે ? શામાટે અહિ નકામુ કષ્ટ વેઠો છો ? મારી પીઠ ઉપર બેસો એકજ ફલગમા સમુદ્ર ઓળગીને હુ હમણાજ તમને રામની પાસે પહોચાડી દઇશ ' પણ સીતાએ કહ્યુ "બેટા ! હું જાણુ છુ કે તારામા એટલું બધુ બળ છે કે તું મને કોઇના વગર જાણ્યે અહિથી લઈ જઈ શકીશ, પણ રાવણે મારૂ હરણ કરીને રામનું ઘણુજ અપમાન કર્યું છે રામ ઉચ્ચ વશમા જન્મેલા મહાવીર છે યુદ્ધમા રાવણને પગસ્ત કરીને મારો ઉદ્ધાર કરવાથીજ તેમનુ માન સચવાશે અને અપમાનનો બદલો લેવાશે. રાક્ષસ તેમની સ્રીનુ હરણ કરી ગયો એ કલક બીજા કશાથી જશે નહિ માટે રામચન્દ્રને નીચે મોએ જોવાનુ રાખીને હું ચોરની પેઠે લકાથી છાનીમાની નાશી જઈશ નહિ ધર્મનાશનો ભય મને નથી કોઇની પણ હિમત નથી કે આ દેહમા પ્રાણ છે ત્યાસુધી મારા શિયળ-ધર્મનો નાશ કરે "

સીતાને પ્રણામ કરીને હનુમાન વિદાય થયા જતા પહેલા તેમને એવી ઇચ્છા થઈ કે, રાક્ષસોને એકવાર મારૂ પરાક્રમ તો બતાવવું કે જેથી એ લોકો પણ સમજી જાય એ વિચારથી એ રાવણનુ પ્રમોદવન તોડી નાખવા લાગ્યા રાવણની આજ્ઞાથી ઘણા રાક્ષસોએ આવીને હનુમાનના ઉપર આક્રમણ કર્યું સિંહનાદપૂર્વક રામનો જયજયકાર કરતા હનુમાને રાવણની સેના સાથે યુદ્ધ કરીને ઘણા રાક્ષસોને મારી નાખ્યા. વળી પાછા રાવણે બીજા રાક્ષસો મોકલ્યા એટલે રાવણને રૂબરૂ બેએક વાત સભળાવવાના વિચારથી હનુમાને પોતાને રાક્ષસોના હાથમા પકડાવી દીધા તેમને રાવણની આગળ લઈ ગયા, એટલે તેમણે રામના દૂત તરીકે પોતાનો પરિચય આપ્યો સીતાહરણમાટે રાવણને ઘણી ગાળો દીધી અને કહ્યુ કે ' જો તારૂ ભલું ચાહતો હોય તો સીતાને પાછી મોકલી આપ, અને રામના પગમા પડીને ક્ષમા માગ '

ક્રોધમા રાવણે પોતાના નોકરોને હુકમ આપ્યો કે હનુમાનના પૂંછડે કપડુ બાધીને સળગાવી દ્યો. સીતાના વરદાનથી હનુમાનને કઇ અશુભ થયું નહિ. તેમની પૂંછડી સળગી નહિ બલ્કે છલગો મારતા મારતા ઘરો ઉપર કૂદતા કૂદતા પૂછડીની આગથી લકા નગરી સળગાવતા હનુમાન રામની પાસે ક્ષેમકુશળ પાછા ફર્યા.

વાનરસેનાની સહાયતાથી સમુદ્ર ઉપર સેતુ બાંધીને રામ લંકામા જઇ

પહોચ્યા ભારતવર્ષના દક્ષિણ પ્રાન્તમા, જે સ્થળે સેતુ બાધીને રામ લકા ગયા હતા, તે સ્થળ હજીસુધી સેતુબ ધ રામેશ્વરના નામથી મહાતીર્થ ગણાય છે

રાવણનો નાનો ભાઇ વિભીષણ ઘણો ધાર્મિક હતો. તેણે ભાઇના અધર્મ અને અનાચારથી દુ ખી થઇને, સીતાને પાછી મોકલી આપવાને તથા રામની સાથે સ ધિ કરવાને રાવણને ઘણીએવાર સમજાવ્યુ, પણ રાવણે ઉલટા ક્રોધે ભરાઇને તેને લાત મારીને કહાડી મૂકયો વ્યથિત હૃદયે વિભીષણે રામના પક્ષનો આશ્રય લીધો લંકામા રાવણની સાથે રામને ઘણા દિવસસુધી યુદ્ધ ચાલ્યુ રાવણનો ભાઇ કુભકર્ણ તથા તેના પુત્રો વીરબાહુ, અતિકાય અને મેઘનાદ વગેરે મહા બળવાન અને પરાક્રમી રાક્ષસો એકે એકે માર્યા ગયા આખરે રાવણે પોતે પણ રામને હાથે પ્રાણ ત્યાગ કર્યો

રાવણનો વધ થયા પછી એ શુભ સમાચાર આપવા હનુમાન અશોક વનમા ગયા. આન દના સમાચારથી સીતાને હર્ષના આસુ આવ્યા હર્ષના ઉચ્છ્વાસથી તેમનુ હૃદય એવું ભરાઇ ગયુ કે કાઇ બોલી શકાયુ નહિ હનુમાને વિસ્મય પામીને પૂછયુ ‘ માજી, આ શુ ! રુવો છો શામાટે ? મારી સાથે બોલતા કેમ નથી ? ’ આત્માને શાત પાડીને થોડીવા- પછી સીતા બોલી ‘ બેટા, ઘણુ દુ ખ વેઠયા પછી આજ રામના વિજયસમાચાર સાભળીને હુ એકદમ ધૈર્ય ખોઇ બેઠી છુ આજ તે મને પ્રિય સ વાદ આપ્યા તેના બદલામા તને શું ઈનામ આપુ તે સમજાતું નથી ત્રિભુવનમા એવું કોઈ પણ ધન હુ જોતી નથી જેનાથી તારી આ સેવાનો બદલો વાળી આપુ આ પૃથ્વીનુ રાજ્ય પણ તારે માટે પૂરતુ ઇનામ નથી ’

હનુમાને કહ્યુ ‘ મા તમે આજે સુખી થયાં એજ મારે મનથી પૂરે પૂરૂં ઇનામ છે. તમારી આ સ્નેહ અને માયાભરી વાત મને સ્વર્ગના રાજ્ય કરતા પણ વધારે કિમતી છે ’

સીતાને પ્રણામ કરીને હનુમાને ફરીથી કહ્યુ ‘ મા, આ રાક્ષસી દાસીઓએ આટલા દિવસ આપને ઘણુ દુ ખ દીધુ છે તમે આજ્ઞા આપો તો હું એ બધીને હમણાજ મારી નાખુ ’

સીતાએ કહ્યું ‘ બેટા, દાસીઓ પોતાના માલિકને તાબે છે માલિક જે આજ્ઞા કરે તે પ્રમાણે તેમણે ચાલવુ જોઇએ રાવણની આજ્ઞાથીજ એમણે મને દુ ખ દીધુ છે શામાટે એમને સજા કરવી ? પોતપોતાના

કર્મના ફળરૂપે મનુષ્યો દુખ પામે છે હું મારા પોતાનાજ કર્મના ફળવડે આ દુ.ખ પામી છુ એમા એમનો શો વાક ? રાવણ હતો ત્યાસુધી તેના કહ્યા મુજબ એ સ્ત્રીઓ મને કષ્ટ આપતી હતી અહા ! આજ જુઓ એની એજ દાસીઓ ભયથી દૂર નાસી જાય છે મારે એમના ઉપર કાઇ વેર નથી તું પણ એમને માફ કર જગત્મા બધાથી અપરાધ થાય છે, તેથી પરસ્પર એકબીજાના અપરાધ ક્ષમા કરવા એજ ધર્મ છે

સીતાના વચનોથી સતુષ્ટ થઇને હનુમાને રાક્ષસીઓને ક્ષમા આપી

રામની આજ્ઞાથી સીતાને તેડવા સારૂ વિભીષણ આવ્યો સ્નાન કરીને, દિવ્ય વસ્ત્રાભૂષણ સજીને સીતા રામના દર્શન કરવા ચાલ્યા રામની પાસે જઇને તેમને પ્રણામ કરીને લજ્જાયુક્ત ભાવે, નીચે વદને સીતા સન્મુખ ઉભા રહ્યા, પણ રામે તેની સાથે કાઇ આદરપૂર્વક સભાષણ કર્યું નહિ ગભીર મુખમુદ્રા કરીને કઠોર સ્વરે કહ્યુ 'સીતા, રાવણ તમારૂં હરણ કરી ગયો હતો એ અપમાનનો બદલો લેવા માટે મેં તેનું નિકદન કરીને તમારો ઉદ્ધાર કર્યો આબરૂદાર માણસનુ જે કર્તવ્ય હતુ તે મે પૂર્ણ કર્યું છે, પણ રાવણે બળપૂર્વક દશ માસસુધી તમને તેના ઘરમા રાખ્યા છે એટલે તમે વિશુદ્ધ હો એવો સભવ જણાતો નથી એવી અવસ્થામા તમારો સ્વીકાર કરીને મારા મહાન વશને કલકિત કરી શકુ એમ નથી તમારી જ્યા ઇચ્છા હોય ત્યા જાઓ, જેવી રીતે રહેવાની ઇચ્છા હોય તેવી રીતે રહો '

વજ્ર તૂટી પડયુ હોત તો સીતા સહન કરી શકત સસારમા બીજી જેટલા પ્રકારની વિપત્તિઓ, નિન્દા, ઘૃણા હોય છે તે બધી સામટી સીતા ઉપર આવી પડત, તો તે પણ સીતા સહન કરી શકત, પણ રામના આ વચનોએ સીતાના અતકરણને સળગતા તીરની પેઠે વિંધી નાખ્યુ રડતે રડતે તે કહેવા લાગ્યા, આર્યપુત્ર ! સાધારણ પુરુષો સાધારણ સ્ત્રીને જેવી વાત કહે એવી ઘૃણિત વાત કહીને તમારા જેવા મહાપુરુષ શામાટે મને વ્યથિત કરે છે ? રાવણના ઘરમા હુ હતી એટલા સારૂ, શું હું બીજી દુષ્ટ સ્ત્રીઓની માફક રાવણને વશ થઇ હઇશ ? હું અબળા સ્ત્રી છુ ક્રૂર રાવણે બળપૂર્વક મારા અગને સ્પર્શ કર્યો છે, તેને રોકવાની તથા તેના સામા થવાની મારામા શક્તિ ન હતી તેથી શુ મારો અપરાધ ગણી શકાય ? શરીર મારે અધીન નથી એ શરીરને એણે સ્પર્શ કર્યો છે એ વાત ખરી, પણ મારૂ હૃદય, જેના ઉપર હરેક અવસ્થામા મારો અધિકાર છે, તે હૃદયને

શું તે દુરાચારી સ્પર્શ કરી શકયા છે ? એ મારૂ હૃદય હમેશા તમારા ઉપરજ અનુરક્ત રહ્યુ છે તેણે સદા તમારીજ ભક્તિ કરી છે જગત્મા કોઇની પણ શક્તિ નથી કે એક પળભરને માટે પણ એ હૃદયમા તમારા સિવાય અન્ય કોઇનો વિચાર આણી શકે આ દાસીએ ઘણા દિવસ તમારી સાથે રહીને તમારી સેવા કરી છે મારૂં હૃદય કેવુ છે, મારૂ ચરિત્ર કેવુ છે, તે શુ તમે હમણા જાણી શકતા નથી ? જે દોષની શકા લાવીને તમે મારો ત્યાગ કરો છો તે દોષ મારામા હોવાનો સભવ છે એવો વિચાર તમારા મનમા આવી શકે છે ? રાવણના પાશવબળથી મારા દેહને એવો કોઈ પણ જાતનો કલકિત સ્પર્શ થયો હોત તો શુ સીતા તમારી સન્મુખ જીવતી આવીને ઉભી રહેત ?

રામે કાઇ જવાબ આપ્યો નહિ એટલે સીતાએ લક્ષ્મણને કહ્યુ 'લક્ષ્મણ ! કલકિની ગણાઇને હુ હવે આ પ્રાણ રાખવાની ઇચ્છા નથી રાખતી કલકિની ગણીને સ્વામીએ આટલા બધા મનુષ્યો દેખતા મારો ત્યાગ કર્યો તો હવે મારે જીવતી રહેવાનુ કાઇ પ્રયોજન ? તમે જલદી જઇને મારે માટે ચિતા તૈયાર કરાવો ! અગ્નિમા આ દેહ વિસર્જન કરીને આજ આ બધા દુ:ખ અને કલકનો અન્ત આણીશ'

ક્રોધપૂર્વક લક્ષ્મણે રામની તરફ જોયુ રામે કાઈ પણ કહ્યુ નહિ એટલે લક્ષ્મણે ચિતા તૈયાર કરાવી ચિતા સળગી એટલે અગ્નિદેવને પ્રણામ કરીને સીતા બોલ્યા "જો *રામ ઉપરથી મારૂ ચિત્ત કોઈપણ દિવસ ચલિત

* સરખાવો

"मनसि वचसि काये जागरे स्वप्नसंगे।
यदि मम पतिभावो राघवादन्यपुंसि ॥
तदिह दह ममांगं पावनं पावकेदं।
सुकृतदुरितभाजां त्वं हि कर्मैकसाक्षी ॥"

આ આખા પ્રસગને ગિરધર કવિએ પણ સારી રીતે વર્ણવ્યો છે ગિરધરના શબ્દોમા સીતાનો ઉત્તર સાભળો

" હે જગદાત્મા રઘુરાયજી, આનદકદ પ્રભુ અતર્યામી અખિલ બ્રહ્માડની કાયજી
મે ઘણા દિવસ દુ ખ વેઠયુ, પ્રભુ તમારો વિજોગજી
આજ ચરણને શરણ આવી, તમ દરશન સજોગજી
કઠીણ કર્મ તોયે રહ્યાં મારા પ્રભુ, તજો વિન અપરાધજી
નથી મુકી ધ્યાન તમ ચરણ તણું, હે અખડ અબોધ અગાધજી

ન થયું હોય તો હે સર્વના સાક્ષી! સર્વને શુદ્ધ કરનાર હુતાશન! તમે મારૂ રક્ષણ કરજો હું શુદ્ધ ચરિત્રની હોવા છતા પણ રામે કલકિની કહીને મારો ત્યાગ કર્યો છે, તો પાપપુણ્યના સાક્ષી ભગવાન અગ્નિદેવ! મારૂં રક્ષણ કરજો જો કાયા, મન, અને વચનવડે રામનુ કદિ પણ ઉલ્લઘન ન કર્યું હોય તો, હે ત્રિલોકને શુદ્ધ કરનાર વિભાવસો! મારૂ રક્ષણ કરો" આ પ્રમાણે બોલીને સીતાએ સળગતી ચિતામા પ્રવેશ કર્યો

બધા હાહાકાર મચાવી રહ્યા રામચદ્ર પોતાની નિષ્ઠુરતાને માટે અનુતાપથી દગ્ધ થઈને વિલાપ કરવા લાગ્યા, પણ સતી સીતાનો પવિત્ર દેહ અગ્નિમા બળી ગયો નહિ સાક્ષાત મૂર્તિમાન્ અગ્નિદેવ ચિતાની આગમાથી સીતાને લઈને બહાર આવ્યા, અને સીતાને રામની પાસે આણીને કહ્યુ 'રામ! આ તમારી સીતાને ગ્રહણ કરો પાપનો લેશમાત્ર પણ સ્પર્શ તેને થયો નથી મિથ્યા કલકનો ભય રાખીને પતિવ્રતા, ધર્મશીલ, સાધ્વી પત્નીનો ત્યાગ કરશો નહિ

લજ્જીત થઇને રામે આદરસત્કારપૂર્વક સીતાનો સ્વીકાર કર્યો. વિભીષણનો લકાનો રાજ્યાભિષેક કરીને રામ સીતા અને લક્ષ્મણની સાથે રાવણના પુષ્પક વિમાનમા બેસીને આકાશમાર્ગે જૂદા જૂદા પ્રદેશો જોતા જોતા વનવાસમાથી પાછા ફર્યા ચૌદ વર્ષ પૂર્ણ થયાથી અયોધ્યામા પાછા જઇને, ભરતે આપેલુ રાજ્ય ગ્રહણ કરીને પરમ સુખમા રાજ્યનો ઉપભોગ તથા પ્રજાનુ પાલન કરવા લાગ્યા

સીતાને પાચ માસનો ગર્ભ હતો ગર્ભાવસ્થામા માતા સતુષ્ટ અને પ્રફુલ્લિત રહેવાથી સતાન તદુરસ્ત, પ્રફુલ્લિત અને ઉદારચરિત થાય છે, એવી આ દેશમા ઘણા લાબા સમયથી માન્યતા છે તેટલા માટે ગર્ભિણીના અભિલાષ પૂર્ણ કરીને તેના મનને સતુષ્ટ રાખવા માટે આ દેશમા

જેમ અમૃત કેરૂ પાત્ર ભરીને, કરવા માડ્યુ પાનજી
તે હેલા માહે હળાહળ થઇ ગયુ, એમ મારે ભગવાનજી.
મૃગેન્દ્રને શરણે જાતા જેમ, જબુક મધ્યે ખાયજી
સુપરણ પાસે જાતા, સરપે દશ કર્યો રઘુરાયજી
ભગીરથી સીધુ શરણે ગઇ ત્યારે, સાગર કહે નથી ઠામજી.
એમ તમારે શરણે આવી, કીકરી પૂરણકામજી.
તોએ તમને પતીજ ન આવે, તો સુણો શ્રી મહારાજજી
જેમ અગ્નિમાં સુવર્ણ તપાવે, એમ તપુ હુ આજજી

હમેશા યત્ન કરવામા આવે છે વનવાસના સમયે તપોવનમા જે નિર્મળ સુખ તથા શાન્તિ ભોગવ્યા હતા, મુનિકન્યાઓ સાથે જે શાન્તિમય પવિત્ર જીવન ગાળ્યુ હતુ, એ બધી ભૂતકાળના આનદની વાતો સીતા રાજાની રાણી થયા છતા પણ વિસરી શક્યા નહોતા ગર્ભિણી અવસ્થામા તેમને એવી ઈચ્છા થઇ કે થોડા દિવસ તપોવનમા રહીને મુનિકન્યાઓ સાથે તપોવનના શાન્તિમય નિર્મળ આનન્દનો ઉપભોગ કરૂ રામની પાસે તેણે પોતાના મનની ઈચ્છા જણાવી સ્નેહમય સ્વામી રામચન્દ્રે પણ ગર્ભવતી સ્ત્રીના મનોરથને અનુમોદન આપ્યું, પણ એ મનોરથજ ખરૂ જોતા સીતાના સુખમય જીવનને કાળરૂપ થઇ પડ્યો એકાએક રામચન્દ્રે સાભળ્યુ કે, ઘણા દિવસ રાવણના ઘરમા રહેવા માટે, અયોધ્યાવાસી પ્રજા સીતા ઉપર કલક લગાડે છે અને સીતાનો સ્વીકાર કરવા માટે એ લોકો રામના ઉપર પણ અસતુષ્ટ છે તે લોકો એમ કહેતા હતા કે રામ અને સીતાના દૃષ્ટાન્તથી અમે પણ ધર્મ અને ટેકની ખાતર પોતાના ઘરની સ્ત્રીઓને વ્યાજબી સજા નહિ કરી શકીએ

રામચન્દ્ર આદર્શ રાજા હતા. પ્રજાને સતોષવી, પ્રજાને રજન કરવી એ રાજાનુ સૌથી પ્રથમ કર્તવ્ય છે એ કર્તવ્ય પાલન કરવા સારૂ પ્રાણ કરતા પણ અધિક પ્રિય હોય એવી વસ્તુઓનો ત્યાગ કરવો પડે છે રામચન્દ્ર પણ એ કર્તવ્યપાલન સારૂ સીતાનો ત્યાગ કરવા તૈયાર થયા સીતા એમને પ્રાણાધિક પ્રિય હતી, સીતા એમની એક માત્ર પત્ની હતી એ વખતના રાજાઓ પણ અનેક રાણીઓ કરતા હતા છતા પણ રામે સીતા સિવાય બીજી પત્ની ગ્રહણ કરી નહોતી સીતાવિયોગથી તેમનું જીવન સુખહીન થશે, ઘર શ્મશાન જેવું થશે એ બધુ એ જાણતા હતા, પણ એ રાજા હતા અને રાજધર્મઅનુસાર પ્રજાને રાજી કરવા સારૂ ધર્મપત્નીનો ત્યાગ કરવા તત્પર થયા

સીતા તપોવન જોવાની ઈચ્છા રાખે છે, એ નિમિત્તે તેને લઇ જઈને મહર્ષિ વાલ્મીકિના તપોવનમા પરિત્યાગ કરી આવવા ભાઇ લક્ષ્મણને આજ્ઞા આપી લક્ષ્મણે રામને ઘણુ એ સમજાવ્યા, ઘણીએ વિનતિ કરી આખરે ઘણું રુદન કર્યું પણ દૃઢ પ્રતિજ્ઞાવાળા રામચદ્ર એકના બે થયા નહિ. ભ્રાતૃસેવાપરાયણ લક્ષ્મણે લાચાર થઇને આ અત્યંત નિષ્ઠુર કાર્યનો ભાર પોતે સ્વીકાર્યો.

સીતાને હજીસુધી કશી વાતની ખબર નહોતી. આનંદિત ચિત્તે લક્ષ્મ-

ણુની સાથે રથમા બેસીને તપોવન તરફ ચાલ્યા.

ગ ગાતીરે મહર્ષિ વાલ્મીકિના તપોવનમા પહોચ્યા પછી લક્ષ્મણે લજ્જા તથા દુ ખથી નીચુ મો કરીને રોતે રોતે રામની એ મર્મભેદી આજ્ઞા સીતાને સ ભળાવી.

સીતા મૂર્ચ્છા ખાઇને ધરણી ઉપર ઢળી પડયા.

જ્યાસુધી જાનકીજી મૂર્ચ્છિત દશામા પડયા રહ્યા ત્યાસુધી એમણે દુ.ખથી છુટકારો મેળવ્યો. જ્ઞાનેન્દ્રિયોનુ કામ બ ધ પડી જવાથી દુ:ખનું પણ ભાન ન રહ્યુ લક્ષ્મણજીએ એમના મુખ ઉપર પાણી છાટીને તથા પ ખો કરી જ્યારે એમને ફરીથી સચેત કર્યાં ત્યારે એમના હૃદયનો દુ.ખાગ્નિ જોરથી સળગી ઉઠયો. હોશ ઠેકાણે આવવા એ એમને માટે મૂર્ચ્છિત થવા કરતા પણ વધારે દુ ખદાયક થઇ પડયુ. અહા! જાનકીજીની સુશીલતાનું વર્ણન થઈ શકે એમ નથી જો કે એમના પતિએ નિરપરાધી હોવા છતા પણ એમને ઘરમાથી કાઢી મૂકયા હતાં, તોપણ એમણે પોતાના મોઢા-માથી ગુસ્સાના આવેશમાએ એક પણ દુર્વચન ન નીકળવા દીધુ એમણે અનેકવાર પોતાની જાતનેજ ધિક્કાર દીધો, વાર વાર પોતાનીજ નિંદા કીધી, અને વાર વાર પોતાના જન્મદુ ખીઆ જીવનનો તિરસ્કાર કર્યો

લક્ષ્મણે મહા સતી સીતાજીને ઘણુ જ આશ્વાસન આપીને સમજાવ્યા અને વાલ્મીકિ ઋષિના આશ્રમનો રસ્તો બતાવીને ત્યા રહેવા જવાની સલાહ આપી. પછી એમણે ભાભીના ચરણોમા પડીને વિનયપૂર્વક પ્રાર્થના કરી.–હે દેવિ! હુ પરાધીન છુ પરાધીનતાને લીધેજ આજે મારે આવું ક્રૂર કર્મ કરવું પડયુ છે. સ્વામીની આજ્ઞાથી મે આજે આપની સાથે આવી કઠોર વર્તણૂક ચલાવી છે તેને માટે મને ક્ષમા આપશો હુ અત્યત નમ્ર થઇને આપની પાસે માફી માગુ છુ

લક્ષ્મણને ઝટ ઉભા કરીને સીતાજીએ કહ્યુ “હે સૌમ્ય! તમે ઘણા સુશીલ છો. તમારા ઉપર હું ઘણીજ પ્રસન્ન છુ તમે ચિરજીવી રહો! તમારો આમા કાઈ દોષ નથી. તમે તો તમારા મોટા ભાઇના એટલાજ અધીન છો કે જેટલા વિષ્ણુ ઇંદ્રને અધીન છે, અને હુ સારી પેઠે જાણું છુ કે સ્વામીની આજ્ઞાનુ પાલન કરવું એજ તાબેદારનું કર્તવ્ય છે.”

“મારી બધી સાસુઓને મારા પ્રણામ કહેજો અને કહેજો કે

“મુજમાં અધુના તવ પુત્રજનો જે ગર્ભ રહ્યો છે,
તે ગર્ભજનું ચિત્ત થકી સૌ નિત્યે રૂડું ચાહજો એ.”

અને એ રાજાને મારી તરફથી કહેજો કે હુ તમારી આખ આગળજ આગ્નમા કૂદીને પોતાની વિશુદ્ધતા સાબિત કરી ચૂકી હતી એમ છતા પણ તમે નગરવાસીઓની તદ્દન પાયા વગરની વાત સાભળીને મારો ત્યાગ કર્યો છે, એ કામ તમે તમારા કુળને છાજે એવુ કર્યું છે કે શાસ્ત્રને અનુસરીને કર્યું છે ? રઘુના ઉજળા કુળમા જન્મ લઇને અને બધા શાસ્ત્રોનો મર્મ જાણીને પણ મારી સાથે આવી ગેરવ્યાજબી વર્તણુક ચલાવવી એ તમને શોભતું હતું ? હાય ? પણ તમને હુ શા સારૂ દોષ દઉં ! તમે તો સર્વદા બીજાઓનુ ભલુ ચાહનારા છો. કદિ પણ કોઇને દુ ખ દેતા નથી એટલા માટે હુ એમ કહી શકતી નથી કે તમે પોતાનાજ મનથી મારો પરિત્યાગ કર્યો છે આ પરિત્યાગ મારાજ પૂર્વ જન્મોના પાપોનુ ફળ છે એમા તમારો શો અપરાધ ! મને લાગે છે કે આ બધા કર્મો તમારી રાજલક્ષ્મીનાજ છે એ તમને પ્રાપ્ત થવાની હતી, એ વખતે તમે એને ઠોકર મારીને મને પોતાની સાથે લઇને વનમા ગયા એથી કરીને જ્યારે હુ તમારા ઘરમા આદરપૂર્વક રહેવા લાગી ત્યારે અદેખાઇની મારી એનાથી મારૂ એ સુખ જોઈ ન શકાયું એ છ છેડાયલી રાજલક્ષ્મીની પ્રેરણાનુજ આ સર્વ પરિણામ છે હાય ! મારા એ બધા દિવસો કયા ગયા કે જ્યારે રાક્ષસોથી સતાવાયલી, અનેક ઋષિપત્નીઓને હુ આશ્રય આપતી હતી, પણ હવે તો મારેજ બીજાઓને શરણ જવુ પડશે ! તમારા છતા મારાથી એ કેવી રીતે બનશે ? તમારા વિયોગમા મારો આ પાપી પ્રાણ તદ્દન નકામો છે તમારા વગર આ જીવનને હુ નકામુ ગણુ છુ એ મારે મનથી કશા કામનુ નથી જો તમારૂ તેજ મારી કુખમા અત્યારે હાજર ન હોત તો હુ આ તુચ્છ જીવનનો એક પળભરમા નાશ કરી નાખત એ ખાત્રી રાખજો, પરતુ તમારો જે ગર્ભ મારી કુખમા રહ્યો છે, તે મને એ ઇચ્છા પાર પાડવામા વિઘ્ન નાખી રહ્યો છે, કેમકે હુ આત્મહત્યા કરૂ તો ગર્ભમાના એ બાળકનો પણ નાશ થાય, એ મને પસદ નથી. ગર્ભની રક્ષા કરવી એનેજ હુ મારો પરમ ધર્મ સમજુ છુ એ વિચારેજ મને મરતા રોકી રાખી છે ઠીક પણ કાઈ વાધો નહિ બાળકના જન્મ પછી, સૂર્યની તરફ એકીટશે જોઇને હુ એવી તપસ્યા કરીશ કે જેથી આવતા જન્મમા પણ તમેજ મારા પતિ થાઓ, અને ફરીથી કદિ તમારો વિયોગ ન થાય. તમને મારી એકજ

પ્રાર્થના છે મનુ ભગવાને બતાવેલા વર્ણાશ્રમ ધર્મનુ પાલન કરવું એજ રાજાઓનો ધર્મ છે તમે એ ધર્મને અવશ્ય જાણો છે, માટે તમે જોકે મને ઘરમાથી હાકી મૂકી છે, છતા પણ હુ તમારી દયાને પાત્ર છુ આ દશા પ્રાપ્ત થયા પછી તમે મને પત્ની તરીકે નહિ ગણતા એક સાધારણ વનવાસી તપસ્વિની ગણીને મારા ઉપર દયા રાખશો, કેમકે પ્રજાનું રક્ષણ કરવું તથા એની દેખરેખ રાખવી એ રાજાની ફરજ છે પત્ની તરીકે નહિ તો પ્રજા તરીકે પણ મારા ઉપર પોતાનુ સ્વામિત્વ કાયમજ રાખશો મારી સાથેનો સબધ બીલકુલ તોડી ન નાખશો ”

લક્ષ્મણે કહ્યુ “ દેવી! હુ આપની આજ્ઞાનુ પાલન અવશ્ય કરીશ તમારો સદેશો બરોબર રીતે માતાઓને અને મોટા ભાઇને કહી સભળાવીશ

લક્ષ્મણ ગયા, આખની ઓથે થઇ ગયા બિચારી સીતાની શી દશા!

“ તે સીતા દુખના અતિ ભારથી મો છૂટુ મૂકીને પછી મોટેથી બીનેલી કુરરી સમ અતિશે રડવા લાગી ” નિરાધાર અબળાનુ આશ્વાસન અશ્રુઓ સિવાય શેમા છે? એની એ શોકજનક અવસ્થા જોઇને દયા દર્શાવનાર મનુષ્ય તો ત્યા કોઇ હતુંજ નહિ, પણ

“નૃત્ય મયૂરોએ તજીયુ, ને વૃક્ષોએ કુસુમો તજીઆ
ને હરિણોએ દર્ભજ ખાવાનુ, પણ તજી દીધુ છે ત્યા
એ રીતે તે સીતાના સમ દુખી સૌ પ્રાણી થાતે
એ વનની માહે પણ અતિશય રુદન થતુ તુ તે વારે ”

એટલામાં વાલ્મીકિ મુનિ ત્યા આવી પહોચ્યા એ આદિ-કવિનુ હૃદય એટલુ બધુ કોમળ હતુ કે એક ક્રૌચ પક્ષીને પારધી મારતો હતો તે જોઇને એમને દયા ઉપજી અને **मा निषाद प्रतिष्ठा त्वमगम शाश्वती समा ।** એ શ્લોકના રૂપમા પક્ષીને મારતા પારધીને રોકવાની અમૃતમયી વાણી એમના મુખમાંથી નીકળી પડી હતી એવા કોમળ હૃદયના મુનિને નિરાધાર દશામા રાજકુમારી અને રાજમહિષી સીતાને જોતા અત્યંત વેદના ઉપજે એમા આશ્ચર્યજ શુ! સીતાના રોદનનો અવાજ સાભળીને એ તેની પાસે આવ્યા અને સીતાએ પ્રણામ કર્યા, ત્યારે એને ગર્ભવતી જોઇને આશીર્વાદ આપ્યો કે “ તારે સુપુત્ર હોજો! ”

મહર્ષિ સીતાને સાત્વન આપીને તેને પોતાના આશ્રમમા લઈ ગયા અને આશ્રમવાસી મુનિપત્નીઓ, મુનિકન્યાઓ સાથે એનુ ઓળખાણ

કરાવ્યુ, તપસ્વિઓની પત્નીઓએ સીતાનો ઘણો આદરસત્કાર કર્યો. સીતાજી ત્યા એક પર્ણકુટીમા વાસ કરવા લાગ્યા આશ્રમમા અનેક પ્રકારના કામ કરવામા, પવિત્ર તમસા નદીમા સ્નાન કરવામા અને અતિથિઓનો આદરસત્કાર કરવામા એમનો સમય જતો હતો ઝાડની છાલના એમણે વસ્ત્ર ધારણ કર્યા, એક મૃગચર્મ ઉપર સૂવાનુ રાખ્યુ, અને કદ મૂળ ખાઇને, પતિનો વશ કાયમ રાખવા ખાતરજ પોતાના દેહને જીવતો રાખવા લાગ્યા. ત્યારપછી કેટલાક સમયે વાલ્મીકિના આશ્રમમા સીતાજીએ કુશ અને લવ નામના બે પુત્ર રત્નોને જન્મ આપ્યો આ બે સુદર બાળકોના અતુલ સૌદર્યથી તપોવન પ્રકાશિત થઇ ગયું રાજરાણી સીતાજીએ તપોવનના નિવાસકાળે, કુટીરમા તપસ્વિનીને વેશે રહીને રાજા રામચદ્રના બે તપસ્વી પુત્રોનુ પાલન કરવામા મન પરોવ્યુ

પચવટીમા વનવાસ કરતી સીતાને આપણે જોઇ છે, પણ એ સીતા અને આજની સીતા! આ પણ તપોવન છે, અહી હરણના બચ્ચા રમે છે, પદ્મવનમા પદ્મો અહી પણ ખીલ્યા છે, મધુર મલયાનિલવડે તરુલતાઓ નાચી નાચીને પુષ્પો વિખેરી રહી છે, અહી પણ મુનિકન્યાઓ હસીને, ગાઇને સ્નાન કરે છે, ફૂલ તોડે છે, માળાઓ ગુથે છે, એ બધુ છે, પણ સીતાની પાસે રામ નથી, તેથી સીતા એના એજ નથી હવે સીતા રમતા નથી, ગાતા નથી, હસતા નથી, કમળવનમા ફરતા નથી, મુનિકન્યાઓ સાથે આનદપૂર્વક ગાનતાન કરતા નથી, કે પુષ્પો તોડીને માળા ગુથતા નથી હાય! બાલિકાની માફક સરળ હૃદયથી રામની પાસે ઉત્સાહ અને આનદપૂર્વક નિત્ય ક્રીડા કરનારા એના એ સીતા પચવટીમા,વસતોદ્યાનમા નવપ્રભાત સમયે સુગધિત પુષ્પોથી લચેલી માધવી લતા મલયાનિલની લહરીઓથી જેમ નાચે, તેમ હસતી કૂદતી હતી પણ આજ પ્રચડ તાપથી સૂકાઇને એનીએજ લતા જમીન ઉપર પડી છે. સીતા આજ વનવાસી રામની આનન્દમયી સાથી નથી,જીવનરૂપ સ્વામીના વિરહથી પીડિત, આશાહીન, દુખમા આત્મસમર્પણ કરનારાં તપસ્વિની છે તપોવનની એકાન્ત કુટીરમા આ દુ:ખી લલના સીતા પૂરા અતકરણપૂર્વક સપૂર્ણ પ્રેમ સાથે પોતાના બે પુત્રોનુ પાલન કરવામા નિમગ્ન છે શોકને લીધે મલિન થયેલા સીતાના સુદર મુખકમળ ઉપર આજ તપસ્વિનુ ધર્મબળ અને માતાના માતૃસ્નેહ શું શાન્તિમય ગાભીર્ય છવાઇ રહ્યું છે સીતાનાં આનદોચ્છ્વાસમય સરળ

ચક્ષુઓમા આજ કેવળ સ્નેહ અને વિષાદના અશ્રુમય મલિન હાસ્ય છે! દૂર અયોધ્યાના સિહાસન ઉપર બિરાજેલા કઠોર પ્રજા-રજન-વ્રતપરાયણુ રામ! કલ્પનાના નેત્રોવડે તમે તમારી સીતાની આ મૂર્તિ કદિ જોઈ છે? જો જોઈ છે તો તમે જાણુતા નથી, કે કેવા મહાન્ દૈવતના બળવડે પત્થરની છાતી કરીને આ મૂર્તિ પોતાનું જીવન ગાળી રહી છે

કુશ અને લવ ધીમે ધીમે મોટા થયા. વાલ્મીકિએ તેમને અનેક પ્રકારના શાસ્ત્રોનુ શિક્ષણુ આપ્યું. રામ અને સીતાના અપૂર્વ જીવનનું વર્ણુન કરવા મહાકાવ્ય રામાયણુની રચના કરીને, વાલ્મીકિ કુશ અને લવને ભણુાવવા લાગ્યા તપોવનમા મુનિઓ પાસે, આ બે બાળક ભાઇઓ વીણુા વગાડીને સુલલિત સ્વરે રામાયણુ ગાતા હતા

આ તરફ રામચન્દ્રે અશ્વમેધ યજ્ઞની તૈયારી કરી પત્ની વગર ધર્મકાર્ય થાય નહિ, માટે પુરોહિતોએ રામચન્દ્રજીને ફરીથી લગ્ન કરવાનો આગ્રહ કર્યો પણુ સીતાનેજ ખરા હૃદયથી ચાહનાર રામચન્દ્રે ફરીથી લગ્ન કરવાના વિચારને મનમા પણુ સ્થાન આપ્યુ નહિ. સીતાની એક સુવર્ણુ-પ્રતિમા બનાવીને, એ પ્રતિમાને પોતાની સાથે લઇને રામચન્દ્રે યજ્ઞ કર્યો. બીજા મુનિઓની માફક આ યજ્ઞમા વાલ્મીકિને નિમત્રણુ હોવાથી એ પણુ શિષ્યમડળી સાથે આવ્યા હતા લવ અને કુશ પણુ તેમના શિષ્ય તરીકેજ આવ્યા. એકઠા થયેલા રાજાઓ અને મુનિઓ સમક્ષ વાલ્મીકિ મુનિના કહેવાથી કુશ અને લવે રામાયણુનુ ગાન કર્યું રામચન્દ્ર સમજી ગયા કે આ બન્ને બાળકો મારા પોતાનાજ પુત્રો છે.

પુત્રોને જોઇને, વાલ્મીકિના તપોવનમા વસતી સીતાની બધી અવસ્થા સાભળીને, રામચન્દ્ર દુ ખથી ઘણુા પીગળી ગયા. વાલ્મીકિના આગ્રહથી એમણે સીતાને ફરીથી અ ગીકાર કરવા કબૂલ કર્યું પણુ પ્રજા પાછી દુ ખી અને અસતુષ્ટ થાય એટલા સારૂ સીતાએ ભરી સભામા બધાની સમક્ષ પોતાની નિર્દોષતા સાબિત કરી આપવી પડશે એમ કહ્યુ

સીતા અયોધ્યામા આવીને ભિન્ન ભિન્ન દેશના રાજા, ઋષિ, મુનિ તથા અયોધ્યાની પ્રજાની સભા સમક્ષ ઉભી રહી વાલ્મીકિએ તેને રામે કહેલા શપથ અને સાબિતીની વાત કહી

નિર્મળ ચિત્ત હોવા છતા પણુ સીતાને ઘણુ માઠુ લાગ્યું. અસાધારણુ ધૈર્યપૂર્વક તેણે આજસુધી બધું દુ:ખ સહન કર્યું હતુ. રામના ચરણુમા

ફરીથી શરણુ મેળવવાની મોટી આશાએ એ અયોધ્યા આવી હતી, પણ ત્યા એકાએક ભરી સભામા શપથ ખાઇને પૂરાવો રજુ કરવાની વાત સાભળીને તેમનુ હૈયું ફાટી ગયુ આ દારુણ અપમાન કોમળહૃદયા સતીથી સહન થઇ શકયુ નહિ

કોઈની પણ તરફ તેણે મો ફેરવી જોયુ નહિ પૃથ્વીની દુહિતાએ આજ ઘણા દુ ખના સમયે, પૃથ્વીમાતા તરફ જોઇને, તેનાજ ખોળામા દુ.ખમય જીવનની છેલ્લી શાતિ, છેલ્લા આશ્રયને માટે પ્રાર્થના કરી ધીમે ધીમે કરુણ સ્વરે સીતાએ કહ્યુ ‘ આખી જીદગીમા રામ સિવાય મે બીજા કોઈને કદિ પણ મારા મનમા સ્થાન આપ્યુ નથી એજ ધર્મબળની ખાતર, હે પૃથ્વી માતા! તુ તારા ગર્ભમા મને સ્થાન આપ મે કાયા, મન અને વચનથી જીવનપર્યન્ત કેવળ રામનીજ પૂજા કરી છે, એ સત્યના બળવડે, હે ભગવતી વસુન્ધરા ! તું તારા ખોળામા આજ તારી આ દુ ખી કન્યાને લઈ લે ! મા ! હું શપથ ખાઇને કહુ છુ કે મારૂ જીવન અકલકિત છે, સ્વામી રામચદ્ર સિવાય બીજા કોઇ પુરુષનુ ધ્યાન મે સ્વપ્નમા પણ કદિ નથી કર્યું મારા આ શપથની સાબિતીમા, હે ધરતીમાતા ! તારા હમણા બે કડકા થઇ જાઓ અને આ અભાગિનીને તારા ગર્ભમા સ્થાન મળો

જોતજોતામા સીતાની સમક્ષ ધરતી ફાટી ગઇ સાક્ષાત્ પૃથ્વીદેવી દિવ્ય સિહાસન ઉપર બેસીને દુહિતા સીતાને પોતાના ખોળામા બેસાડીને પળ વારમા અન્તર્ધાન થઇ ગયા

વાચક બહેનો ! સીતાની પવિત્ર કથા અહીં સમાપ્ત થાય છે એ કથા દુ ખ, પવિત્રતા અને ત્યાગની કથા છે એ સતીચિત્રને વાલ્મીકિ સદાને માટે જીવન્ત કરતા ગયા છે તેમનુ અનુકરણ કરીને તુલસીદાસ, ગિરધર, કૃત્તિવાસ આદિ પ્રાકૃત કવિઓએ એ સતી દેવીની પવિત્ર મૂર્તિનો આપણ બધાને સાક્ષાત્કાર કરાવ્યો છે એમની કૃપાથી સીતાના સતીત્વે ભારતવર્ષની પત્નીઓમા અપૂર્વ સતીત્વની ભાવનાનો સચાર કરીને આપણા ગૃહસ્થાશ્રમને પવિત્ર રાખ્યો છે નવા સુધારાના પ્રવાહમા, નુતન વિલાસમય ચિત્રોને જોઇને તમે સીતાના એ સ્થાયી અને અમર ચિત્ર પ્રતિ શ્રદ્ધાહીન ન થશો સીતા માતા આવો ! તમે હજારો વર્ષથી હિદુઓના ઘરોમા જે પુણ્યશક્તિનો સચાર કર્યો છે, તેને પુનરુદ્દીપન કરો ઘેરઘેર તમારા મગળ કળશની સ્થાપના થાઓ. ભારતવાસીઓની લાજ તમારે હાથ છે

પ્રિય ભગિનીઓ ! તમારી દાદીઓના હૃદયમા કવિ ગિરધર અને તુલસીદાસનો જે આદર હતો, તે તમારા હૃદયમા નથી તમે એમના કરતા વધારે ઉંચુ શિક્ષણ મેળવો છો પણ કોઈએ ગિરધર કે તુલસીકૃત રામાયણ હાથમા લીધુ છે ? તેમની પ્રાસાદિક વાણીનુ અમૃતપાન કર્યુ છે ? દેવી સીતાનુ ચરિત્ર એ ગ્રથોમા ફરી ફરીને વાચજો, તમારી પુત્રીઓ અને પુત્રવધુઓને વચાવજો તમારી પોળોમા, સભાઓમા, અને મડળીઓ વિદ્વાનોને મુખેથી આદિ કવિ વાલ્મીકિના રામાયણનું શ્રવણ કરજો તમારો સસાર સુખરૂપ થઇ જશે અપવિત્રતા તમારા ઉમરામા પગ પણ મૂકી નહિ શકે શાન્તિ, ક્ષમા, વિશ્વાસ અને પ્રેમનું સામ્રાજ્ય તમારા ગૃહમદિરમા વ્યાપી રહેશે.

# रत्न ५५ मुं-उर्मिला



દેવી ઉર્મિલા ભારતવર્ષનુ એક અદ્ભુત રત્ન હતું, પરન્તુ દિલગીરીની વાત છે કે તેના જીવનને પ્રાચીન કવિઓ તરફથી પૂર્ણ ન્યાય મળ્યો નથી ભારતની અનેક સન્નારીઓના ચરિત્રો આપણા પ્રાચીન કવિઓએ, સસ્કૃત અને પ્રાકૃત ભાષાની રસભરી કવિતાઓમાં આલેખ્યા છે, પરન્તુ ઉર્મિલાના ચરિત્ર ઉપર તેમણે ધ્યાન આપ્યુ નથી કવિઓ સ્વભાવથીજ ઉચ્છૃખલ અને નિરકુશ હોય છે જે તરફ વળ્યા તેજ તરફ વળ્યા મરજીમા આવે તો રાઈનો પહાડ બનાવી દે અને મરજીમા ન આવે તો હિમાલય જેવા પહાડની તરફ આખ ઉચી કરીને પણ ન જુએ આ ઉચ્છૃખલતા અને ઉદાસીનતા બધા સાધારણ પક્તિના કવિઓમા જોવામા આવે છેજ, પણ આદિ કવિ વાલ્મીકિ પણ એનાથી બચેલા નથી ક્રૌચ પક્ષીના જોડામાથી એક પક્ષીનો ચડાળને હાથે વધ થયેલો જોઇને જે કવિશિરોમણિનું હૃદય દુખથી વિદીર્ણ થઇ ગયું અને જેમના મુખમાથી 'मा निषाद प्रतिष्ठां त्व' ઇત્યાદિ સરસ્વતી એકાએક નીકળી ગઇ તેજ પરદુખકાતર મુનિ રામાયણ રચતી વખતે, એક નવી પરણેલી દુ:ખી વધૂને બિલકુલજ વિસરી ગયા છે એ વિપત્તિગ્રસ્ત નવવધૂ ઉપર તેમણે થોડામા થોડી પણ સમ-વેદના પ્રકટ કરી નથી, તેની જરા પણ ખબર લીધી નથી.

ઉર્મિલા એ મિથિલા નગરીના જગપ્રસિદ્ધ રાજા જનકની પુત્રી અને સીતાની બ્હેન હતી રામચંદ્રના ભાઇ-અનન્ય ભક્ત લક્ષ્મણજી સાથે તેનો વિવાહ થયો હતો વાલ્મીકિરામાયણનો પાઠ કે પારાયણ કરનારાઓને ઉર્મિલાનુ દર્શન સૌથી પહેલુ જનકપુરમા સીતા, માડવી અને શ્રુતકીર્તિની સાથે થાય છે સીતાનું ચરિત્ર તો સર્વેને સારી પેઠે જાણીતું છે. તેમના અને તેમના જીવનાધાર રામચન્દ્રજીના ચરિત્ર આલેખવાની ખાતરજ રામાયણની રચના થઇ છે માણ્ડવી અને શ્રુતકીર્તિના ચરિત્રમા કાંઈ વિશેષતા નથી, કારણ કે અગ્નિ કરતા પણ વધારે સતાપજનક પતિવિયોગ તેમને વેઠવોજ નથી પડ્યો હવે અહી બાલવિયોગિની ઉર્મિલાની વાત તેનું ચરિત્ર સર્વથા ગાવા અને વર્ણવવા યોગ્ય હોવા છતા પણ કવિએ તેની સાથે અન્યાય કર્યો છે મુને ! આ દેવીની આટલી બધી ઉપેક્ષા શા સારૂ ? સર્વ પ્રકારના સુખથી વચિત થયેલી સ્ત્રીના વિષયમા આપે જરા પણ પક્ષપાત કેમ ન કર્યો ? શુ એટલા માટે કે એનુ નામ ઘણુ જ શ્રુતિ-સુખદ, મજુલ અને મધુર છે અને તપસ્વી પુરુષોનુ શરીર રાત-દિવસ ટાઢતડકા વેઠવાને લીધે કર્કશ અને કઠોર થઇ જાય છે, પણ નહિ ! વાલ્મીકિનું કાવ્ય વાચતા એવું જણાય છે કે એ મહાકવિ કટુતા-પ્રેમી નથી. અમે તો એમા ઉર્મિલાના ભાગ્યનોજ દોષ ગણીએ છીએ

જનકપુરીમા એકજ વાર ઉર્મિલાના વૈવાહિક વધૂવેશમા દર્શન કરાવીને વાલ્મીકિ ચૂપ થઈ ગયા છે અયોધ્યા આવ્યા પછી સાસરામા તેની ખબરઅતર તેમણે લીધી નથી એ તો ઠીક, પણ લક્ષ્મણના વનગમન સમયે પણ તેના દુ ખાશ્રુ લુછવાનુ તેમને યોગ્ય નથી લાગ્યું

રામચન્દ્રના રાજ્યાભિષેકની જ્યારે તૈયારી થઈ રહી હતી, જ્યારે આખુ અતપુરજ નહિ પણ આખુ નગર નદનવન બની રહ્યું હતું, તે સમયે ઉર્મિલા કેટલી બધી ખુશી મનાવી રહી હતી ! પોતાના પતિના પરમ આરાધ્ય રામચન્દ્રને રાજ્યસિંહાસન ઉપર બિરાજેલા જોવાનો પ્રસગ આવ્યો હોત, તો ઉર્મિલાને કેટલો બધો આનદ થાત, એનું અનુમાન સહજ થઈ શકે એમ છે, પરન્તુ સયોગો એકદમ બદલાઇ ગયા રાજ્યસિહાસન ઉપર બિરાજવાને બદલે રામને વનવાસમા જવું પડ્યુ ભ્રાતૃભક્ત લક્ષ્મણે રામની સાથે વનમા જવાની ઇચ્છા દર્શાવી જે ઉર્મિલા રામના રાજ્યારોહણની ખુશાલીમા ગાડીઘેલી થઈ ગઈ હતી તેજ ઉર્મિલા એક

કલાક પછી, રામ અને જાનકી સાથે પોતાના પ્રિય પતિને ચૌદ વર્ષ સારૂ વનવાસમા જતા જોઇને મૂળમાથી ઉખડી પડતા વૃક્ષની શાખાની પેઠે રાજમહેલના એક એકાન્ત ઓરડામા ભૂમિ ઉપર ઢળી પડી

ઉર્મિલાના દુ ખનો પાર રહ્યો નહોતો વૈદેહીની તે નાની બેન હતી એટલે બેનનો પણ વિયોગ સહન કરવો પડ્યો ધર્માત્મા બનેવીનો પણ વિયોગ સહન કરવો પડ્યો અને સાથે સાથે પ્રાણાધાર પતિનો પણ વિયોગ સહન કરવો પડ્યો આટલા બધા ઘોર દુ ખમા આવી પડેલી સ્ત્રી દયાને પાત્ર નથી ?

લક્ષ્મણ કુદરતી સ્નેહને લીધે મોટા ભાઈની સાથે વનમા ગયા, રાજપાટ છોડી દઈને પોતાનુ શરીર રામચન્દ્રને અર્પણ કર્યુ એ ઘણા મહત્ત્વની વાત છે, પણ ઉર્મિલાએ જે આત્મોત્સર્ગ કર્યો તે એથી પણ ઘણો મોટો હતો આર્ય સ્ત્રીને પ્રાણથી પણ અધિક એક વસ્તુ હોય છે તે 'પ્રાણાધાર પતિ' ઉદારચરિત ઉર્મિલાએ રામ અને જાનકીની સેવા કરવા સારૂ પ્રાણથી પણ વધારે પ્યારા પતિનો ઉત્સર્ગ કરી દીધો. પોતાના સુખ અને ભોગવિલાસનો ત્યાગ કર્યો ! અને આ પણ કયી ઉંમરે ? ! કયે સમયે ? ! પરણીને આવ્યા પછી થોડોકજ સમય થયો હતો તે વખતે ઉર્મિલાએ આ મોટો ત્યાગ કર્યો તેણે પોતાના સાસારિક જીવનના સૌથી મોટા સુખની આશા છોડી દીધી એક બે મહિના માટે નહિ પણ ચૌદ વર્ષસુધી પતિસુખથી વચિત રહેવાનું સ્વીકાર્યુ. વાચક બેનો ! વિચાર કરો ! જુવાનીના પ્રારભમા લગ્ન પછીજ તરતજ પતિનુ સુખ ઉર્મિલા ભોગવી શકી હોત તે સુખની બરાબરી ચૌદ વર્ષનો પતિવિયોગ સહન કર્યા પછીનું સુખ કરી શકે ! નવોઢા અવસ્થા પ્રાપ્ત થયા પછી તરતજ ઉર્મિલાએ, રામચન્દ્ર અને જાનકીની ખાતર પોતાના સર્વ સુખ ઉપર પાણી ફેરવ્યુ

પતિપ્રેમ અને પતિભક્તિનું જે શિક્ષણ સીતા દેવીને મળ્યુ હતું તેજ શિક્ષણ ઉર્મિલાને પણ મળ્યુ હતું, કારણ કે બન્ને એકજ ઘરની દીકરીઓ હતી પતિ સબધી ભાવના, ઉર્મિલાની પણ સીતા દેવીના જેવીજ દૃઢ અને ઉચ્ચ હતી એ પણ પતિવ્રતા ધર્મ સારી પેઠે સમજતી હતી એ પણ સીતાના જેટલીજ ખુશીથી પતિની સાથે વનવાસમાં જઇ શકત. પણ એણે જાણી જોઇનેજ એવી હઠ લીધી નહોતી એ જાણતી હતી કે હું સાથે જઈશ તો પતિનો ઘણો સમય મારી કાળજી રાખવામા, મારા

સુખની તજવીજ કરવામા જશે, અને એને લીધે રામચન્દ્ર તથા જાનકી-જીની સેવા કરવામા થોડાઘણો પણ વિક્ષેપ પડશે એ પરમ આરાધ્ય ભાઈભોજાઇની સેવા જેવી જોઇએ તેવી સતોષકારક રીતે લક્ષ્મણ નહિ કરી શકે પોતાના સુખની ખાતર પતિના ધર્મપાલનમા લેશમાત્ર પણ ત્રુટી આવે એ ઉર્મિલાને પસદ નહોતું વળી બધા એક સાથે વનમાં જવાથી સાસુઓ કૌશલ્યા અને સુમિત્રાની ખરા અત કરણથી સેવા કર-નાર કોઇ નહિ રહે, એ પણ ઉર્મિલા સારી પેઠે જાણતી હતી, અને એ બધા વિચારોને લીધેજ સીતાનું અનુકરણ કરીને એ વનમા નહોતી ગઇ જરા ઉડો વિચાર કરીને જોવામા આવે તો જણાશે કે ઉર્મિલાના ચરિ-ત્રની આ વાત ઘણાજ મહત્ત્વની છે

તુલસીદાસજીએ પણ ઉર્મિલાની બાબતમા આદિ કવિ વાલ્મીકિનુજ અનુકરણ કર્યુ છે તેમણે પણ જતી વખતે લક્ષ્મણ અને ઉર્મિલાને મળવા નથી દીધા

ભવભૂતિએ એ સબધમા કાઇક કૃપા અવશ્ય કરી છે રામ, લક્ષ્મણ અને જાનકીના વનમાથી આવ્યા પછી ભવભૂતિને બિચારી ઉર્મિલા એક વાર જરૂર યાદ આવી ગઇ છે

ચિત્રફલક ઉપર ઉર્મિલાને જોઇને સીતાએ લક્ષ્મણને પૂછયુ છે કે ‘इयमप्यपरा का ?’ એટલે કે, લક્ષ્મણ ! વળી આ બીજી કોણ છે ?

આ પ્રમાણે ભાભી દિયરને પૂછે એ બાબત કૌતક વગરની નથી એમા એક પ્રકારની સરસતા સમાયલી છે

લક્ષ્મણ સીતાનો કટાક્ષ સમજી ગયા, અને જરાક શરમાઇ જઇને મનમા ને મનમા કહેવા લાગ્યા ‘સીતાદેવી ઉર્મિલાસબધી પૂછી રહ્યા છે’ તેમણે એ પ્રશ્નનો ઉત્તર આપ્યા વગરજ ઉર્મિલાના ચિત્રપટ ઉપર હાથ ઢાકી દીધો હાથ મૂકતાવારજ એ ચિત્ર ઢકાઈ ગયું, અને શોકની વાત છે કે ઉર્મિલાનુ ઉજ્જવળ ચરિત્ર પણ એ દિવસથી ચિત્ર-કવિઓ દ્વારા એજ પ્રમાણે ઢકાતું આવ્યુ છે વિદ્વાનોનુ અનુમાન છે કે ઉર્મિલાનુ ચરિત્ર પણ તેના કુળની અનેક સન્નારીઓ માફક ઘણુંજ ઉત્કૃષ્ટ અને બોધજનક હતુ

# रत्न ५६ मुं–अहल्या



અહલ્યા ઘણી સુદર સ્ત્રી હતી એ બ્રહ્માની કન્યા કહેવાય છે એ સ્વયવર પદ્ધતિથી ગૌતમ ઋષિને વરી હતી ગૌતમ ઋષિ તેના સૌન્દર્યથી ઘણા મુગ્ધ થઇ ગયા હતા પ્રારભમા બન્ને પતિપત્નીનો સસાર ઘણા સુખમા જતો હતો ગૌતમ જેવા વિદ્વાન્ ઋષિના સમાગમથી એ પણ ઘણી વિદુષી અને તપસ્વિની બની હતી. એક દિવસ પાછલી રાતના સમયે ઇન્દ્રદેવે કુકડાના જેવો અવાજ કરીને ગૌતમ ઋષિને પ્રાત કાળ થયાના ભ્રમમા નાખ્યાથી તેઓ નિત્યકર્મ માટે નદી ઉપર ગયા આ વખતે ગૌતમપત્ની અહલ્યાના રૂપ ઉપર મુગ્ધ થઇ ગયેલા સુરરાજ ઇન્દ્ર તેમના આશ્રમમા આવી પહોચ્યા અને ગૌતમના જેવા કૃત્રિમ સાદથી પ્રેમપૂર્વક અહલ્યાને કહેવા લાગ્યા 'હે સુદરિ! કામાતુર પુરુષ ઋતુકાળની વાટ જોતો નથી, માટે તું અત્યારે મારી મનોકામના પૂર્ણ કર હજુ પ્રાત કાળને વાર હોવાથી હુ પાછો આવ્યો છુ ' ઇન્દ્રના છળને ન ઓળખવાથી અહલ્યા તેની સાથે સહવાસ કરવા પ્રવૃત્ત થઇ કામતૃપ્તિ થયા પછી ઇન્દ્ર ઓળખાઈ જવાથી તેને આ દુષ્કૃત્યનુ ભાન થયુ અને તેણે શચીપતિ ઇન્દ્રને કહ્યુ 'હે દેવરાજ ! તમે જરા પણ વિલબ કર્યા વગર અહીથી ચાલ્યા જાઓ આથી ઈન્દ્ર ગૌતમ ઋષિના આશ્રમમાથી બહાર ગયા. જો કે એ ઘણી ઝડપથી જતા હતા તોપણ આશ્રમમાથી બહાર નીકળવાની વખતે ગૌતમ ઋષિ ત્યા આવી પહોચ્યા અને તેમની દૃષ્ટિ નાસી જતા ઇન્દ્ર ઉપર પડી ગૌતમ ઋષિના તેજથી દેવ, દાનવો બધા અજાઇ જતા, તો મનમા ડગડગાવાળા ઈન્દ્ર તેમનાથી આ સમયે ડરી જાય એમા તો આશ્ચર્યજ શુ ? એક વાર ગુસ્સે થયા પછી ગૌતમ ઋષિ સાક્ષાત્ અગ્નિસ્વરૂપ થઈ જતા. નદીમા સ્નાન કરીને સધ્યાદિ નિત્યકર્મ કરીને એ પાછા ફર્યા હતા તેમના હાથમા સમિધ અને કુશ હતા તેમને જોતાવારજ ઈન્દ્ર ફીક્કા પડી ગયા. તેમના હોશકોશ બિલકુલ ઉડી ગયા સદાચારી ગૌતમ મુનિ, દુરાચારી ઇન્દ્રને પોતાનો વેશ ધારણ કરીને આશ્રમમા આવેલો જોઇને પાર વિનાના ક્રોધે ભરાયા. એ ક્રોધાવેશમાં તેમણે ઇન્દ્રને શાપ દીધો કે " હે દુર્મતે ! તે હમણાં

મારૂ રૂપ ધારણુ કરીને મારી ભાર્યાનુ શિયળ ભંગ કર્યું એ ઘણુ જ અઘટિત કામ કર્યું છે એને લીધે હું તને શાપ દઉ કે 'તારા અ ડ સ્ખલિત થઇને પૃથ્વી ઉપર પડશે " ગૌતમના એ વચને નીકળતાવારજ ઇન્દ્રના અ ડ સ્ખલિત થઈને જમીન ઉપર પડી ગયા ત્યારપછી તેમણે અહલ્યાને કહ્યુ 'હે દુરાચારી સ્ત્રિ ! તારે આ આશ્રમમા ઘણા વર્ષસુધી રહેવું પડશે હે દુઃશીલે ! વધારે શુ કહું, તારે બીજા કોઇ ન જાણે એવી દશામા, ભૂખ્યાતરસ્યા જમીન ઉપર પડી રહેવું પડશે ' અહલ્યાએ પતિને ઘણા વિનયપૂર્વક સમજાવીને ક્ષમા માગી ત્યારે ગૌતમ ઋષિએ કહ્યુ કે 'આ ઘાડા જ ગલમા જ્યારે દશરથ રાજાના પુત્ર રામચ દ્રજી પધારશે, ત્યારે તેમના ચરણના સ્પર્શથી તારો ઉદ્ધાર થશે.

મહા તપસ્વી ગૌતમ દુરાચારી પત્નીનો આ પ્રમાણે તિરસ્કાર કરી એ આશ્રમનો ત્યાગ કરીને ચાલ્યા ગયા અને સિદ્ધ પુરુષોથી સેવિત હિમાલયના શિખર ઉપર જઇને તપસ્યા કરવા લાગ્યા

અહલ્યા એ વખતથી શિલા થઇને ઘણા વર્ષોસુધી ત્યા પડી રહી મર્યાદાપુરુષોત્તમ શ્રીરામચન્દ્રજી જ્યારે વિશ્વામિત્ર ઋષિ અને ભાઇ લક્ષ્મણુજી સાથે ત્યા આવ્યા ત્યારે વિશ્વામિત્રે એ આશ્રમનો પૂર્વકાળનો ઇતિહાસ કહીને રામચન્દ્રજીને ત્યા આગળ પોતાના ચરણકમળ રાખવા માટે કહ્યું. રામચન્દ્રજીના ચરણારવિ દનો સ્પર્શ થતાવારજ અહલ્યાનો ઉદ્ધાર થઈ ગયો. તેને તેનું અપ્રતિમ સૌન્દર્ય પુન પ્રાપ્ત થયુ એ વખતે એને જોઇને એમ લાગતુ હતુ કે વિધાતાએ દુનિયાને મુગ્ધ કરવા માટે કોઈ માયાવી મૂર્તિ ઘડી કહાડી હશે તેનું લાવણ્ય ચન્દ્રમા જેવું હતુ શાપમુક્ત થઇને રામચન્દ્રજીના દર્શન થતા વારજ તેને પૂર્વાવસ્થાનું ભાન થયું અને તેણે પશ્ચાત્તાપપૂર્વક રામલક્ષ્મણની ઘણીજ શ્રદ્ધાપૂર્વક ચરણવ દના કરી જાણે કે અજાણે થયેલા દુષ્કૃત્યમાટે ખરા અ ત.કરણપૂર્વક પશ્ચાત્તાપ કર્યાથી તથા ભવિષ્યમા સારી રીતે વર્તવાનો સ કલ્પ કર્યાથી ભગવાન ગમે તેવા પતિતોનો પણ કેવો ઉદ્ધાર કરે છે તેનુ અહલ્યાજીવન એક ઉત્તમ દષ્ટાત છે અહલ્યાએ પોતાનુ પાછલુ જીવન ઘણીજ સારી રીતે, સદાચારપૂર્વક ગાળ્યુ તેને લીધે આજ દિનસુધી અહલ્યાનું નામ ભારતવર્ષની મુખ્ય સતીઓમા ગણાય છે.



# रत्न ५७ मुं–शबरी



શબરી અથવા જટિલા એક ભીલ જાતિની પરન્તુ સારા વિચારવાળી, સદ્ગુણી અને સત્સગી સ્ત્રી હતી. દડકારણ્યમા વસતા માતગ ઋષિની અને તેમના શિષ્યોની સદા સેવાચાકરી કર્યા કરતી હતી ગુરુ માતગ ઋષિ જ્યારે પરમ ધામમા જવા લાગ્યા ત્યારે શબરીએ તેમને વિનતિ કરી કે “હુ પણ આ દેહનો ત્યાગ કરીને આપની સાથે પરમ ધામમા આવીશ” મુનિએ કહ્યુ ‘તુ આ કુટીરમાજ રહે. તારે ત્યા થોડા દિવસમા મહારાજા દશરથના પુત્ર રામચન્દ્રજી પધારશે, તેમના દર્શન કર્યા પછી તુ દેહત્યાગ કરજે.’ શબરીએ એ વચનને વિશ્વાસપૂર્વક પકડી રાખ્યુ. ત્યારથી એ દરરોજ રામચન્દ્રજીના પધારવાની વાટ જોતી સવારે ઉઠી, કુટીરને વાળી-ઝુડી, લીપીને બહાર જતી અને વનમાથી બે પડિયા ભરીને ફળ લઇ આવીને રામચન્દ્રજીનો સત્કાર કરવા સારૂ આગણામા બેસી રહેતી સાઝ પડતાસુધી રામચન્દ્રની રાહ જોતી, અને રાત પડતી ત્યારે નિરાશ થઈ જઇને એજ ફળ ખાઇને સૂઈ રહેતી આ પ્રમાણે ઘણા લાબા સમયસુધી કરતી રહી આખરે પિતાનુ વચન નિભાવવા ખાતર રામચન્દ્રજીએ વનવાસ સ્વીકાર્યો ત્યારે એ એક દિવસ ભાઇ લક્ષ્મણ સાથે શબરીના આશ્રમમા જઇ પહોચ્યા.

* * * * * * सबरी के आश्रम पगु धारा।
सबरी देखि रामु गृह आये मुनि के बचन समुझी जिय भाये॥

રામચન્દ્રજીએ શબરીના આશ્રમમા પગ મૂકયા એટલે શબરીને તેમને જોતાવારજ માતગ મુનિના વચનો સાભરી આવ્યા.

सरसि-ज–लोचन बाहु बिसाला। जटामुकुट सिर उर बनमाला॥
स्याम गौर सुंदर दोउ भाई। सबरी परी चरन लपटाई॥

કમળના સમાન નેત્ર, વિશાળ ભુજાઓ, મસ્તકપર જટાઓના મુગટ, છાતી ઉપર વનના પુષ્પોની માળા ધારણ કરેલા, એક ગોરા અને બીજા શ્યામ એમ બે ભાઈઓને જોઇને શબરી દોડતી દોડતી આવીને તેમનાં ચરણોને બાઝી પડી.

प्रेममगन मुख बचन न आवा। पुनि पुनि पदसरोज सिर नावा॥

सादर जल लेइ चरन पखारे, पुनि सुंदर आसन बैठारे ॥
कंद मूल फल सुरस अति, दिये राम कहुँ आनि ।
प्रेमसहित प्रभु खाये, बारंबार बखानि ॥
पानि जोरि आगे भइ ठाढी । प्रभुहि बिलोकी प्रीति उर बाढी ॥
केहि बिधि अस्तुति करउँ तुमारी, अधम जाति मैं जड मति भारी॥

શબરી પ્રેમમગ્ન થઇ ગઇ તેના મુખમાથી એક પણ શબ્દ ન નીકળી શકયો એણે વારવાર બન્નેના ચરણમા શીર નમાવ્યું પાણી લાવીને બન્નેના ચરણ ધોયા, અને બેસવાને સારૂ સુન્દર આસન આપ્યા વળી ણે રામચન્દ્રને ઘણા સ્વાદિષ્ટ કન્દમૂળ અને ફળ ખાવાને સારૂ આણીને મૂકયા, અને વારવાર એ મૂળના વખાણ કરવા લાગી ત્યાર પછી હાથ જોડીને એ રામચન્દ્રજીની સન્મુખ ઉભી રહી, અને પ્રભુને જોયાથી એના હૃદયમા એમનાપ્રત્યે બહુ પ્રીતિ ઉપજી એ બોલી ' હે નાથ! હુ તમારી સ્તુતિ કેવી રીતે કરૂ ? હે પાપોના નાશ કરનાર! હુ એક અધમ સ્ત્રી છુ ભણીગણી પણ નથી, મદ બુદ્ધિની ગામડિયણ છુ રામચન્દ્રજીએ કહ્યુ " હું નાતજાતને કે વિદ્યા અને બુદ્ધિને પણ વિચાર કરતો નથી હુ તો ફક્ત ભક્તિનેજ ધ્યાનમા લઉ છુ

जाति पाति कुल धर्म बडाई । धनबल परिजन गुन चतुराई ॥
भगतिहीन नर सोहई कैसा । बिनु जल बारिद देखिय जैसा ॥

હે ભામિનિ ! તું મારી વાત સાભળ ! નાત જાત, કુળ અને ધર્મમા વડો હોય, ધન, ફોજ, પરિવારના માણસો, ગુણ અને ચતુરાઇ એ બધુ હોવા છતા પણ મનુષ્યમા જો ભક્તિ ન હોય તો, એ કેવો દેખાય છે ? જેવુ પાણી વગરનું વાદળુ ખાલી ઘટાટોપ કે જેનાથી કાઈ કામ સરતુ નથી " ત્યાર પછી રામચન્દ્રજીએ શબરીને નવ પ્રકારની ભક્તિ સમજાવીને કહ્યુ કે "પહેલી ભક્તિ એ છે કે સન્તોની સોબત કરવી, બીજી ભક્તિ ભગવાનની કથાઓ પ્રીતિપૂર્વક સાભળવી, ત્રીજી ભકિત અભિમાનનો ત્યાગ કરીને ગુરુના ચરણકમળોની સેવા કરવી, ચોથી કપટ છોડી દઇને પ્રભુના ગુણોનું ગાન કરવુ, પાચમી વેદમા વર્ણવવામા આવ્યું છે તે પ્રમાણે ભજન કરવું, મત્રનો જપ કરવો, અને પરમાત્માના ઉપર વિશ્વાસ રાખવો, છઠ્ઠી ભકિત ઈન્દ્રિયોનો નિગ્રહ, શિયળ, ઘણા કામોથી વૈરાગ્ય અને સદા સજ્જનોના ધર્મકાર્યમા તત્પર રહેવુ એ છે સાતમી ભકિત, સમાન દષ્ટિ રાખીને જગતને પ્રભુથી વ્યાપેલું જોવું, અને સન્તોને પ્રભુથી પણ મોટા ગણવા;

આઠમો ભક્તિ જે કાંઇ મળે તેટલાથી સતોષ માનવો, અને સ્વપ્નમા પણ બીજાના દોષોને ન જોવા એ છે. નવમી ભકિત સરળ સ્વભાવથી રહેવું, સધાની સાથે છળ કપટ મૂકી દઇને શુદ્ધ અત કરણથી વર્તવું હૃદયમા પ્રભુનો ભરોસો રાખવો, ન કોઇ વાતનો હર્ષ કરવો, ન કોઇ બાબનમા દીનતા દાખવવી, એ નવમા પ્રકારની ભકિત છે આ નવ પ્રકારની ભકિતમ થી જેનમા એક પણ પ્રકાર છે તે ભલે સ્ત્રી હો કે પુરુષ હો, ચર કે અચર હો ઉચી જાતિનો હો કે નીચ જાતિનો પણ એજ મને અત્યત પ્રિય છે તારામા તો એ સર્વ પ્રકારની દઢ ભકિત છે એટલા માટે મોટા મોટા મુનિઓને પણ જે પરમ ગતિ મળવી દુર્લભ છે, તેજ આજ તારે માટે સુલભ થઇ ગઇ છે ”

આ પ્રમાણે ઉપદેશ આપીને રામચન્દ્રજીએ શબરીના કુશળસમાચાર પૂછયા કે ‘ હે તાપસિ ! તમને કાંઈ વિપત્તિ તો નથીને ? તપશ્ચર્યામા કાંઈ વિઘ્ન તો નથી આવતું ને ? અંતરનુ સુખ મેળવો છો ને ? ગુરુજનની જે સેવા કરી તે સફળ થઇ છે ને ?

શબરીએ કહ્યુ ‘ મહારાજ ! આજે આપના દર્શનથી મારા તપની સિદ્ધિ થઇ આજે આપની પૂજા કર્યાથી મને સ્વર્ગ મળશે હુ મહા તેજસ્વી અને ધર્મજ્ઞ મુનિઓની સેવામા સદા તત્પર રહેતી હતી એમણે અહિથી પધારતી વખતે આપના અત્રે પધારવાની આશા આપી હતી આજ આપના દર્શન કરીને હું કૃતાર્થ થઇ છુ ’ ત્યાર પછી રામચન્દ્રજીએ આશ્રમ જોવાની ઇચ્છા દર્શાવી શબરીએ તેમને બધે ફેરવ્યા અને કહ્યુ ‘ આ પપા સરોવર છે, આ વન છે, અહિયા ધર્માત્મા તપસ્વીઓ મત્રો ભણીને સળગતી આગમાં પોતાના શરીરની આહુતિ આપી ગયા છે. આ જુઓ, પ્રત્યકૂસ્થલી નામની વેદી તે મહર્ષિઓ એના ઉપર ફૂલ ચડાવતા હતા. આ વેદી હજુ પણ કેવી શોભા આપે છે ! તેઓ સ્નાન કર્યા પછી ઝાડ ઉપર વલ્કલ સૂકવતા તે જુઓ ! મુનિઓ પદ્મ અને બીજા પુષ્પોવડે દેવની પૂજા કરતા. હજુ તે પુષ્પો કરમાઇ ગયા નથી. ભગવન્ ! મે આપને આખુ વન બતાવ્યું. તેનો મહિમા આપને કહી સભળાવ્યો. હવે આપ આજ્ઞા આપો તો હુ શરીરનો ત્યાગ કરૂં આ તપોવનના અધિપતિ અને મારા ગુરુની પાસે જવાની હવે મને ઇચ્છા થઇ છે. ’

શબરીના આ વાકયો સાંભળીને રામચંદ્રજી ઘણા પ્રસન્ન થયા અને તેને ઈચ્છા મુજબ સ્વર્ગમા જવાની રજા આપી. આજ્ઞા મળતાવારજ તેણે

અગ્નિકુંડમાં ઝંપલાવ્યું થોડી વાર પછી તેના શરીરમાથી વિજળીના જેવો પ્રકાશ જણાયો અને તેમાથી અપૂર્વ સુવાસ નીકળવા લાગ્યો તુલસીદાસ કહે છે કે.—

तजी योगपावक देह हरिपदलीन भइ जहँ नहि फिरे ॥

આ પ્રમાણે આ શૂદ્ર જાતિની કન્યા, તપશ્ચર્યા, સાધુસેવા અને પ્રભુ ભકિતમા અચળ વિશ્વાસ હોવાને લીધે યોગાગ્નિવડે પોતાનું શરીર છોડી દઈને પરમ મોક્ષધામમા સિધાવી

## रत्न ५८ मुं–सुलभा



એક નૈષ્ઠિક બ્રહ્મચારિણી હતી, અને જનક રાજાના સમયમા હયાત હતી જનક રાજા ઘણા મોટા વિદ્વાન અને તત્વ-જિજ્ઞાસુ હતા રાજકાજમા પ્રવૃત્ત રહેવા છતા પણ પૂરા વૈરાગી હતા તેમની રાજસભામા દેશદેશાન્તરના પંડિતો એકઠા થઈને ધર્મશાસ્ત્રની ચર્ચા કરતા હતા સુલભા પણ પરમ વિદુષી અને શાસ્ત્રચર્ચા-મા શોખ ધરાવનારી હતી યોગશાસ્ત્રની અનેક ક્રિયાઓ અને સાધનોમા તે પૂરેપૂરી પારંગત હતી યોગ્ય પતિ નહિ મળવાથી એ જીંદગીસુધી કુમારીજ રહી હતી, અને એ સમયમા સ્ત્રીઓને વિવાહની પૂર્વે પણ સન્યાસ ગ્રહણ કરવાનો અધિકાર હોવાથી તે સંન્યાસિની બની હતી રાજા જનક મોક્ષ ધર્મમા ઘણા કુશળ છે, એવી પ્રશંસા સુલભાએ પણ સાભળી, અને જનકના દર્શન કરવા તથા તેમના જ્ઞાનની પરીક્ષા કરવાની ઇચ્છા તેના મનમા ઉત્પન્ન થઇ યોગવિદ્યાના બળવડે તેણે સંન્યાસિનીનું સ્વરૂપ બદલીને અતિ સુંદર યુવતીનું રૂપ ધારણ કર્યું, અને થોડા સમયમા વિદેહ નગરીમા જઇ પહોચી ત્યા જઇને એ ભિક્ષા માગવાને બહાને જનક રાજાની પાસે ગઈ રાજા તેના સુકુમાર દેહને જોઇને અત્યંત વિસ્મય પામ્યો અને વિચારવા લાગ્યો કે આ સુન્દર સ્ત્રી કોણ છે, કોની છે, અને કયાથી આવી છે? પછી તેણે આદરસત્કાર કરીને તેને ઉત્તમ આસન આપ્યું તથા તેના ચરણ ધોઈને પૂજન કર્યું, અને ઉત્તમ ભોજન આપીને તૃપ્ત કરી ભોજન કરીને તૃપ્ત થયા પછી સુલભાએ રાજાને મોક્ષધર્મસંબંધી પ્રશ્ન કર્યા એટલાથી સંતુષ્ટ ન થતા એના મનમા સંશય ઉત્પન્ન થયો કે જનક રાજા મુક્ત છે કે નહિ? પછી તેણે યોગબળવડે રાજાના બુદ્ધિસત્ત્વમાં પ્રવેશ કર્યો. ત્યારપછી મહારાજા

જનકે એને પૂછયું "હે પૂજ્ય દેવી! તુ શી રમત રમી રહી છે? તુ કોની પુત્રી છે, કોની સ્ત્રી છે, ક્યાથી આવી છે અને ક્યા જનાર છે? પ્રશ્ન કર્યા વગર કોઇને બીજાની જાતિ, વિદ્યા, તથા ઉમરની ખબર પડી શકતી નથી સાભળ, હુ તને મારો પરિચય આપુ છુ હું રાજમદથી મુક્ત છુ હું તારી સાથે વૈરાગ્યના વિષય ઉપર વાતચીત કરવા માગું છુ. એ વિષય ઉપર તને સવાલ પૂછી શકે એવો બીજો કોઈ નથી હું પરમ બુદ્ધિમાન મહાત્મા પંચશિખનો શિષ્ય છુ મારા બધા સશયો એમણે દૂર કરી દીધા છે. હુ યોગ અને સાખ્યશાસ્ત્રમા પારગત છુ, અને મોક્ષના સાધનો તથા કર્મ, ઉપાસના, જ્ઞાન એ ત્રણેને જાણું છુ મહાત્મા પચશિખે ચાતુર્માસ મારે ઘેર કર્યો હતો એમણે મને યોગવિદ્યાનુ શિક્ષણ આપ્યુ, પણ રાજ્ય ત્યાગ કરવાની આજ્ઞા ન આપી મોક્ષને સારૂ નિષ્કામ કર્મ કરવાનું કહ્યુ છે. જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે યોગથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનથીજ બધા સુખદુખમાથી મુક્ત થવાય છે. મને એ જ્ઞાન મળ્યુ છે આ સાસારિક જીવન સાથે મારે કાઇ લેવાદેવા નથી જેવી રીતે ભીની જમીનમા વાવેલુ બીજ ઉગી નીકળે છે, એજ પ્રમાણે મનુષ્યના કર્મની ઉત્પત્તિ છે ગુરુજીએ જ્ઞાનવડે મારી વાસનારૂપી બીજનો નાશ કરી દીધો છે, એટલે હવે એને અકુરજ ફુટતા નથી. મારૂ મન સુખદુ:ખને સરખુ ગણે છે જો કોઈ મારા એક હાથને ચદન ચોપડે અને બીજા હાથને વાસલાવડે છોલવા માડે તો એ બન્ને કર્મ મારે મનથી સમાન છે મારે મનથી માટી, પથરો અને સોનુ એ બધુ સરખુ છે હું સર્વ પ્રકારના સગથી મુક્ત થઇને રાજ્યાસન ઉપર બેઠો છુ, એટલે હું ત્રિદડી સન્યાસીઓથી પણ મોટો છુ શાસ્ત્રમા જ્ઞાન, ઉપાસના અને કર્મ ત્રણ સ્થિતિ કહી છે મહાત્મા પચશિખે મને એવું શીખવ્યુ છે કે કર્મથી ભલુ થતું હોય તોપણ એની પરવા ન રાખવી અને કર્મોનુ પ્રયોજન ન રહ્યુ હોય તોપણ એનો ત્યાગ ન કરવો એવી વૃત્તિવાળા પુરુષો યત્ન, નિયમ, કામ, દ્વેષ, પરિગ્રહ, માન, દભ, સ્નેહ એ બધા વિષયોપ્રત્યે સમાનબુદ્ધિ રાખનારા હોય છે. ભગવાં વસ્ત્ર ધારણ કરવા, માથુ મુડાવવુ, દડ ધારણ કરવો, કમડળ પકડવું એ બધાને હુ બહારના ચિન્હ ગણુ છુ મારા વિચાર પ્રમાણે એ કાઈ મોક્ષના હેતુ નથી. મુક્તિને માટે કોઈ વસ્તુના ત્યાગ કે અમુક પદાર્થના સ્વીકારનેજ હુ આવશ્યક નથી માનતો, પરંતુ જ્ઞાનનેજ જરૂરનું

સમજુ છુ માટે હુ ધર્મ, અર્થ, કામ અને રાજ્યવૈભવ આદિ બધનોમા બંધાયલો હોવા છતા પણ બધન વિનાનો છુ સ્નેહરૂપી બધનથી બધાયલા રાજ્યની સાહેબીના પાશને મે મોક્ષરૂપી પત્થર ઉપર ઘસીને તીક્ષ્ણ કરેલા ત્યાગરૂપી ખડગથી કાપી નાખ્યો છે હુ એવો જીવન્મુક્ત હોવા છતા પણ તને યોગના પ્રભાવવાળી જોઇને તારાપ્રત્યે મને આદરભાવ ઉત્પન્ન થયો છે હે ભિક્ષુકિ! મને આશ્ચર્ય એજ લાગે છે કે તારૂ સૌદર્ય અને વય યોગને લાયક નથી, છતા પણ તારામાં સન્યાસીઓને શોભે એવા યમ, નિયમ અને આત્મસયમ પણ સ્પષ્ટ દેખાઇ આવે છે એથી મને શકા ઉપજે છે કે તે કાઇ ઢોગ તો નથી કર્યો. તું શામાટે આવી છે, અને તારો અદરખાનેથી શો ઉદ્દેશ છે તે હું સમજી શકતો નથી, પણ તને એટલી સલાહ આપુ છુ કે તું તારા સન્યાસધર્મને ત્યજીશ નહિ જનકરાજા મુક્ત છે કે નહિ એ જાણવાની ઇચ્છાથીજ તે ગુપ્ત વેશે આ બધું કર્યું હોય એમ લાગે છે હવે તુ તારી મેળે તારૂ અહીં આવવાનું કારણ, તારી જાતિ, તારો અભ્યાસ વગેરે જે કાઈ જાણવા યોગ્ય હકીકત હોય તે કહે ”

રાજાના આવા આક્ષેપોથી સુલભાને જરાપણ ખોટુ ન લાગ્યું અને તેણે વિનયપૂર્વક રાજાએ પૂછેલા સર્વ પ્રશ્નોના ખુલાસાપૂર્વક ઉત્તર આપ્યા

પહેલા તો એણે રાજાને સમજાવ્યુ કે વાણી કેવા પ્રકારની હોવી જોઇએ, એમા કેવા પ્રકારના શબ્દો વાપરવા જોઇએ અને વાણીની અદર બીજા કયા કયા ગુણો રહેલા છે એણે દર્શાવ્યુ કે વાણીને દૂષણ આપનારા નવ દોષ હોય છે અને બુદ્ધિને દૂષણ આપનારા, પણ નવ દોષ હોય છે એ અઢાર દોષથી બચેલી અને તેનાથી ઉલટા અઢાર પ્રકારના ગુણોથી ભરેલી જે વાણી હોય તેને વાકય કહે છે વાકયનુ વિશેષ સ્પષ્ટીકરણ કરતા એણે જણાવ્યુ કે જે વાક્યનો અર્થ સ્પષ્ટ સમજવામા ન આવે તેને ‘ઉપેતાર્થ વાકય’ કહે છે, જે વાકયના અનેક અર્થ ઉપજી શકતા ન હોય તેને ‘અભિજ્ઞાર્થવાકય’ કહે છે, જે વાકયમા પ્રશસા કરવા યોગ્ય વિશેષણો હોય તેને ‘ન્યાયવૃત્ત વાકય’ કહે છે, ટુકામા લખ્યુ હોય તેને ‘સક્ષિપ્ત વાકય’ કહે છે શ્લેશ, સામ્ય, કાન્તિ, ઓજ, આર્જવતા, ઉદારતા, રીતિ અને ગતિ, એટલા આઠ ગુણવાળા વાકયને ‘કોમળ’ અથવા ‘શ્લક્ષ્ણ’ અને એથી આઠ ગુણ વગરના વાકયને ‘અશ્લક્ષ્ણ’ અથવા અકોમળ કહે છે. સંદેહ ન ઉપજે એવા વચનને ‘અસદિગ્ધ’ કહે છે.

બુદ્ધિના દોષ તરીકે તેણે કામ, ક્રોધ, ભય, લોભ, દૈન્ય, ગર્વ, લજ્જા, દયા અને માનને ગણાવ્યા, તથા કહ્યું કે બુદ્ધિના એ નવ દોષસહિત હુ કદાપિ પણ બોલતી નથી હે રાજન્! જે વકતા પોતાનો અને પારકાનો બન્નેનો અર્થ વિરોધ ન આવે એવી રીતે કહી બતાવે છે તેનેજ ખરો વકતા જાણવો બીજાને નહિ જેમ લાખ અને કાષ્ઠ, રજ અને જળના છાટા એ સર્વ એકબીજા સાથે સ્વભાવથીજ વળગી રહે છે,તેમ પ્રાણીઓના દેહ પણ તેવાજ છે, એટલે દેહ થી ભિન્ન આત્માને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ, એ પાચ ઇન્દ્રિયો વળગી રહેલી છે. માટે એ વિષે કાઇ પૂછવા જેવુ નથી એજ વાત નક્કી છે તમે મને પૂછ્યુ કે 'તુ કોણ છે' પણ એ પ્રશ્નજ નિરર્થક છે, કેમકે લાખ અને કા - ના સયોગની પેઠે જડ અને ચેતનના સયોગથી હુ નિર્માણ થયેલી છુ તેમા તમે જડનો પ્રશ્ન કરતા હો તો જે જડ તમારામા છે તેજ મારામા છે સમુદાયનો પ્રશ્ન હોય તો જે સમુદાય તમારામા છે તેજ મારામા છે તમારો પ્રશ્ન નકામો છે. ઇદ્રિયોને કોઇ પૂછતુ નથી, તું કોણ છે ? આખ પોતાને જોઇ શકતી નથી કાન પોતાને સાભળી શકતો નથી, તેમજ તેઓ એકબીજાને પણ ઓળખી શકતા નથી જેમ રેતીના કણ એકબીજાને વળગી રહ્યા છતા પણ એક બીજાને ઓળખતા નથી, તેમજ ઇન્દ્રિયો પણ એકબીજાને જાણી શકતી નથી નેત્રને બીજી વસ્તુઓને જોવા સારૂ સૂર્યના પ્રકાશની જરૂર પડે છે તેમ ઇન્દ્રિયોને પણ બીજા પદાર્થોના પ્રકાશ કરવા માટે બીજા બહારના ગુણોની જરૂર પડે છે પાચ જ્ઞાનેન્દ્રિયો અને પાચ કર્મેન્દ્રિયો ઉપરાત અગીઆરમુ 'મન' છે, એ વડે પુરુષ સારૂ માઠું વિચારી શકે છે બારમો ગુણ 'બુદ્ધિ' છે, જેવડે જાણવા યોગ્ય વસ્તુઓની ખબર પડે છે, અને સશયોનુ નિરાકરણ થાય છે તેરમો ગુણ 'સત્ત્વ' છે. જે વડે પ્રાણી મહા સત્ત્વ અર્થાત્ ઘણા અંશે સત્ત્વગુણવાળો છે કે ઓછા અશે સત્ત્વગુણવાળો છે તેની ખબર પડે છે ચૌદમો ગુણ 'અહકાર'છે, તે વડે પ્રાણી એમ માને છે કે 'હુ કર્તા છુ" આ મારૂ છે. આ મારૂ નથી 'અવિદ્યા'નામનો સોળમો ગુણ છે. એ અવિદ્યામા પ્રકૃતિ અને વ્યકિત એવા બે ગુણ રહેલા છે, તે સત્તર અને અઢારમા છે સુખદુ:ખ, જરા અને મરણ, લાભહાનિ, પ્રિય અને અપ્રિય એવા જોડકાનો યોગ એ ઓગણીશમો ગુણ છે. તે પછી 'કાળ' નામનો વીશમો ગુણ પ્રાણીમાત્રની ઉત્પત્તિ કરનાર તથા સહાર કરનાર છે. એ રીતે વીશ અને સાત ગુણ કહેલા છે. એમા વિધિ, વીર્ય અને બળ મળી ત્રીશ ગુણ થાય છે.એ ત્રીશે

જયા હોય તેને 'શરીર' એવુ નામ મળે છે હે રાજેન્દ્ર! જે અવ્યક્ત પ્રકૃતિ ઉપર કહેલી કળાઓવડે વ્યકતપણાને પામી છે, તેજ હુ છું તું અને બીજા શરીરધારીઓ પણ તેજ છે માટે 'તું કોણ છે?' એવો પ્રશ્ન પૂછવાની જરૂરજ રહેતી નથી વળી સ્ત્રીના ગર્ભમા બિન્દુનુ સ્થાપન થવુ અને ત્યાથી આરભીને વીર્ય અને રુધિરથી ઉત્પન્ન થતી જે જે અવસ્થાઓ છે તે અવસ્થાને 'કલલ' કહે છે, તે કલલથી બુદ્બુદ-પરપોટા-ઉપજે છે, બુદ્બુદથી પેશી બધાય છે, પેશીમાથી અગ અને અગમાથી નખ અને રૂવાટા ઉપજે છે નવમો માસ સપૂર્ણ થતા પ્રાણી જન્મ પામે છે, ત્યારે તેને નામરૂપ પ્રાપ્ત થાય છે, અને રાતી આગળીઓવાળુ રૂપ જોઇને તેને 'કુમાર' કહે છે, વખત જતા, એ કૌમારાવસ્થા જતી રહે છે અને પાછી આવતી નથી ત્યારપછી તે યૌવનાવસ્થાને અને પછી વૃદ્ધાવસ્થાને પામે છે. એ પ્રમાણે ક્રમે ક્રમે પૂર્વનુ રૂપ નાશ પામે છે અને ફરીથી આવતું નથી પાછળ દેહની જે સોળ કળાઓ કહી છે તે ક્ષણે ક્ષણે બદલાય છે, પણ એ ભેદ અત્યત સૂક્ષ્મ હોવાથી દેખાતો નથી જેમ ઉત્તમ ઘોડો દોડતો હોય તે દરેક પળે પોતાનુ સ્થાન બદલે છે તેમ આ દેહ પણ દરેક પળે બદલાતો જાય છે સર્વ લોકોની નિરતર એજ ગતિ છે, તો પછી કોણ આવ્યો અને કયાથી આવ્યો એવો પ્રશ્ન કયાથી સભવે? તુ મને પૂછે છે કે તું કોની છે કયાથી આવી એ પ્રશ્નજ નિરર્થક છે જેવી રીતે તુ તારા પોતાના વિષે આત્માને જુએ છે તેવીજ રીતે તુ બીજાના વિષે આત્માને કેમ જોતો નથી? હે મૈથિલ! 'આ મારૂ છે' અને 'આ મારૂ નથી' એવા દ્વન્દ્વથી જે મુકત છે તેને 'તુ કોણછે?' કોની છે? કયાથી આવી છે? એવા વાકયો પૂછવાનું શુ પ્રયોજન છે? આ પ્રમાણે તત્ત્વજ્ઞાનની ઘણી વાતો સમજાવીને વિદુષી સુલભાએ રાજા જનકના અનેક ભૂલભરેલા વિચારો દૂર કર્યા તથા સમજાવ્યુ કે મોક્ષનો માર્ગ ઘણો કઠણ છે ગજવૈભવ ભોગવતા રહીને, રાજ્યના બધનોથી બધાયલો રહીને, દુનિયાની બધી જવાબદારીઓ પોતાના ઉપર વહોરી લઇને મોક્ષના અધિકારી બનવું એ ઘણુ વસમુ છે એ સાબિત કરી આપ્યું, અને જણાવ્યુ કે ગૃહસ્થાશ્રમમા મુક્તિ દુર્લભ છે, એને માટે તો ત્યાગ-સન્યાસજ શ્રેષ્ઠ છે પોતાનો પરિચય આપતા એણે કહ્યુ "હું જાતિથી બ્રાહ્મણી નથી, વૈશ્ય નથી, કે શૂદ્રી નથી, પરન્તુ હે રાજન્! તારીજ સવર્ણ એટલે ક્ષત્રિય જાતિની છુ અને મારી ઉત્પત્તિ શુદ્ધ છે તથા હુ ભ્રષ્ટ થયેલી નથી. 'પ્રધાન' નામે પ્રસિદ્ધ રાજર્ષિ છે તેનું નામ તે સાભળ્યું હશે હુ તેના કુળમા ઉત્પન્ન થયેલી છુ મારા પૂર્વજો-

એ મોટા મોટા યજ્ઞો કર્યા હતા મને મારા યોગ્ય પતિ નહિ મળવાથી હું કુવારી છુ, અને મોક્ષધર્મમા પ્રવૃત્ત થઇને સાધુઓનુ વ્રત ધારણ કરીને પૃથ્વી ઉપર એકલી ફરૂ છુ મારામા કપટ નથી, હુ બીજાનુ ધન હરણ કરતી નથી, હું ધર્મભ્રષ્ટ નથી, પરન્તુ પોતાના ધર્મમા દઢ રહેનારી છુ હે રાજન્! હુ મારી પ્રતિજ્ઞામા સ્થિર છુ હુ વગર વિચાર્યે બોલતી નથી, હું તારી પાસે વગર ઉદ્દેશે આવી નથી. મે તારી ઘણી કીર્તિ સાભળી હતી, પરન્તુ તારા મોક્ષવિષેના વિચારો ભૂલભરેલા છે એમ જાણ્યાથી તારા વિચારો જાણુવા અને મારા વિચારો તને જણાવી તને યોગ્ય માર્ગ ઉપર આણવા સારૂ અત્રે આવી છુ. હુ પોતાનો પક્ષ સમર્થન કરવાને અને સામાનું ખ ડન કરવાને પક્ષપાતવાળી થઇને બોલતી નથી, પણ તારા હિતને માટે બોલુ છુ તુ કહીશ કે, હુ તો જીવન્મુક્ત છું, માટે મારે તારી શિખામણની શી જરૂર છે? પણ જે પુરુષ મલ્લની પેઠે પોતાનો જય થવાને વાદવિવાદરૂપી કસરત કરતો નથી, અને જે બ્રહ્મના વિષે શાન્ત છે તેજ મુકત છે, પણ તુ તો પોતાનો પક્ષ સાચો છે એમ સાબીત કરવા સારૂ વાદવિવાદ કરે છે, માટે મુકત નથી અને તેથી તારે મારા વચનનો આદર કરવો ઘટે છે એ પ્રમાણે ઉપદેશ આપી એક રાત્રી ત્યા રહીને તથા જનક રાજા તરફથી સત્કાર પામીને સુલભા વિદાય થઇ

જનકરાજા જેવા પરમ જ્ઞાની સાથે શાસ્ત્રના ગૂઢ તત્ત્વોની ચર્ચામા ટક્કર ઝીલવી એ કઇ નાની સૂની વાત નહોતી મહાભારતના શાન્તિપર્વમા જનક–સુલભાસવાદ આખો વાચવા યોગ્ય છે એથી એ પ્રાચીન આર્યાની ગહન વિદ્વત્તાનો ખ્યાલ વાચકોને આવી શકશે

---

# रत्न ५९ मुं–गार्गी



પ્રાચીન ભારતવર્ષની વિદુષી અને જ્ઞાનવતી સન્નારીઓમા પ્રતિભા અને ઉચ્ચ જ્ઞાનને માટે ગાર્ગીનુ નામ મુખ્ય ગણાય છે.

તેનુ ખરૂં નામ ‘ વાચક્નવી ’ હતુ ગર્ગ મુનિના વ શમા જન્મ્યાથી એ ગાર્ગી નામે પ્રખ્યાત થઇ. વેદનો પ્રચાર થયા પછી ઋષિઓ, યજ્ઞ અને એવા બીજા મોટા અનુષ્ઠાનને પ્રસ ગે જૂદે જૂદે સ્થળે એકઠા મળીને બ્રહ્મજ્ઞાનની ચર્ચા કરતા

હતા એ બધી ચર્ચાઓનુ વિવરણુ જે ગ્રથોમા મળી આવે છે તે ગ્રન્થો હાલ ઉપનિષદ્ નામથી પ્રસિદ્ધ છે " અજ્ઞાનનો નાશ કરી, પરમાત્માને પહોચાડનારી વિદ્યા, જેમા વેદનુ ખરૂ રહસ્ય રહેલુ છે, તે 'ઉપનિષદ્' ( ધર્મ વર્ણન ) કહેવાય છે મિથિલ દેશના રાજા જનક ઘણુા બ્રહ્મજ્ઞાની અને વિદ્યા-પ્રેમી હતા એમના દરબારમા જ્ઞાની પુરુષોની અનેક સભાઓ ભરાતી અને તેમા બ્રહ્મજ્ઞાનની ચર્ચા થતી આ ચર્ચામા ફક્ત પુરુષોજ સામેલ થતા એમ નહિ, સ્ત્રીઓને પણ એવી સભામા હાજરી આપવાની અને વાદવિ-વાદ કરવાની છૂટ હતી. ગાર્ગી પણ એ બધી સભાઓમા અવશ્ય જતી, અને ઋષિઓની સાથે બ્રહ્મના તત્ત્વસબધી વાદવિવાદ કરતા એ વાદ-વિવાદમા ગાર્ગીનુ જ્ઞાન અનેક ઋષિઓ કરતા વધારે સારૂ સાબિત થયુ હતુ

એક સમયે જનક રાજાએ એક યજ્ઞ રચ્યો ભિન્ન ભિન્ન દેશના બ્રાહ્મણો, પડિતો અને ઋષિઓ, એ યજ્ઞમા આવી પહોચ્યા ગાર્ગી પણ હાજર થઇ એકત્ર થયેલા બ્રાહ્મણોમાથી બ્રહ્મજ્ઞાનમા સર્વથી શ્રેષ્ઠ કોણ છે તેનો નિર્ણય કરવા સારૂ જનક રાજાએ ભરીસભામા એક હજાર ગાયો આણીને તથા શીગડા દીઠ દસ સોનામહોર બાધીને કહ્યુ " બ્રાહ્મણો ! આપનામાથી જે સર્વશ્રેષ્ઠ બ્રહ્મજ્ઞ હોય તે આ સોનામહોરો સાથેની હજાર ગાયોને લઇ જાય "

એ સભામા યાજ્ઞવલ્કય ઋષિ પણ બિરાજમાન હતા એ મહાજ્ઞાની હતા વેદવિદ્યામા તો એ ખાસ પ્રવીણ હતા, પણ સસારની માયા સૌની પેઠે એમનેયે વળગી હતી હજાર ગાયો અને સોનાની મહોરો જોઇ એમનુ મન લલચાયુ બીજા બ્રાહ્મણો જ્યારે સ્તબ્ધ થઇને બેસી રહ્યા અને પોતાને સૌથી શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાની તરીકે સભા વચ્ચે કેવી રીતે કહેવાય એ વિચારમા રહ્યા, એટલામા યાજ્ઞવલ્કય મુનિએ પોતાના શિષ્યને કહ્યુ " આ ગાયોને તું આપણે ઘેર દોરી જા " આથી બીજાઓને ઘણુ ખોટુ લાગ્યું તેમને એમ લાગ્યુ કે યાજ્ઞવલ્કયે આવું કામ કરીને અમે બધા બ્રહ્મને બરોબર જાણનારા નથી, એવું સાબિત કર્યું આખરે જનક રાજાના હોતા અશ્વલ-મુનિ બોલી ઉઠયા – " હે યાજ્ઞવલ્કય ! તમેજ આટલા બધામાથી સૌથી શ્રેષ્ઠ બ્રહ્મનિષ્ઠ છો એ કેવી રીતે માન્યુ ? " ઉદ્ધતપણાનો અને અભિ-માનનો ત્યાગ એ બ્રહ્મજ્ઞાનીનુ મુખ્ય લક્ષણ છે એમ સમજીને યાજ્ઞવલ્કયે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો " હું તો બ્રહ્મનિષ્ઠ લોકોના ચરણમા નમસ્કાર

કરૂ છું, પણ આ ગાયોના ઝુંડને કોઇ લેતુ નથી, અને મને ગાયો પાળવાનો શોખ છે તેથી તેને લેવાને પ્રવૃત્ત થયો છુ " એ ઉપરથી અશ્વલમુનિએ તેમના બ્રહ્મજ્ઞાનની પરીક્ષા લેવા માટે પ્રશ્ન પૂછવા માડયા અને જણાવ્યુ કે અમારા પ્રશ્નોના સતોષકારક ઉત્તર આપશો ત્યારેજ તમને સોનામહોરોસહિત એ ગાયો લઈ જવાનો અધિકાર મળશે એ ઉપરથી પ્રશ્ન ઉપર પ્રશ્નો યાજ્ઞવલ્કય મુનિને પૂછાવા લાગ્યા, અને એ બધાના સતોષકાર જવાબ આપતા ગયા બધા ઋષિઓ થાકયા એટલે બ્રહ્મવાદિની ગાર્ગીએ ઉઠીને કહ્યુ "બ્રહ્મદેવો, ! આપ નિશ્ચિન્ત થાઓ હવે હું પણ યાજ્ઞવલ્કયને બેચાર પ્રશ્ન પૂછી લઉં એના એ યર્થાથ ઉત્તર આપી શકશે તો જાણીશ કે એમના જેવો બીજો કોઈ બ્રહ્મજ્ઞાની નથી.

બ્રાહ્મણો શાન્ત થઇ ગયા એટલે ગાર્ગીએ પૂછયુ " હે યાજ્ઞવલ્કય! આ સર્વ પાર્થિવ વસ્તુઓ જે છે તે જળમા ઓત તથા પ્રોત છે, એમ ન હોય તો એ સાથવાની મુઠ્ઠીની પેઠે વિખરાઇ જાય. જેમ આ પચીકૃત પૃથ્વી જળમા ઓતપ્રોત છે, તમ જળ શેમા ઓતપ્રોત છે ? યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો.– જળ વાયુમા ઓતપ્રોત છે.

ગાર્ગી – વાયુ શેમા ઓતપ્રોત છે ?

યાજ્ઞવલ્કય – હે ગાર્ગિ ! વાયુ આકાશમા ઓતપ્રોત છે.

ગાર્ગી – અતરિક્ષ શેમા ઓતપ્રોત છે ?

યાજ્ઞવલ્કય – અતરિક્ષ ગન્ધર્વલોકમા ઓતપ્રોત છે

ગાર્ગી – પ્રસિદ્ધ ગન્ધર્વ લોક શેમા ઓતપ્રોત છે ?

યાજ્ઞવલ્કય – હે ગાર્ગિ ! તેઓ આદિત્ય લોકોમા ઓતપ્રોત છે.

ગાર્ગી – આદિત્ય લોકો શેમા ઓતપ્રોત છે ?

યાજ્ઞવલ્કય – ચન્દ્રલોકમા

ગાર્ગી:– ચન્દ્રલોક શેમા ઓતપ્રોત ?

યાજ્ઞવલ્કય.– નક્ષત્ર લોકમા.

ગાર્ગી:– નક્ષત્રલોક શેમા ઓતપ્રોત છે ?

યાજ્ઞવલ્કય.– હે ગાર્ગિ ! દેવલોકમા તેઓ ઓતપ્રોત છે

ગાર્ગી.– દેવલોક શેમા ઓતપ્રોત છે ?

યાજ્ઞવલ્કય:– પ્રજાપતિલોકમા.

ગાર્ગીએ પૂછયુ વિરાટ્પુરુષના શરીરના આરંભક પચીકૃત પચ-

મહાભૂતરૂપ પ્રસિદ્ધ પ્રજાપતિ લોકો શેમા ઓતપ્રોત છે ?

યાજ્ઞવલ્કય – હે ગાર્ગિ ! બ્રહ્માડના આરભક પચભૂતરૂપ બ્રહ્મલોકમા તેઓ ઓતપ્રોત છે.

ગાર્ગી.– પ્રસિદ્ધ બ્રહ્મલોક શેમા ઓતપ્રોત છે ? એવો પ્રશ્ન પણ કાર્ય અને કારણની પ્રણાલિ પ્રમાણે તો પૂછવાનો મને અધિકાર છે. આપ બ્રહ્મલોકસુધી પહોચીને થાકી કેમ ગયા ? એ બ્રહ્મલોક ભલે ગમે તેટલા સૂક્ષ્મ અપાદાનથી કેમ ન બન્યો હોય પણ એના કરતાયે વધારે સૂક્ષ્મ અને અપરિચ્છિન્ન કોઈ કારણ છે એમા તો શક નહિ કૃપા કરીને એજ કારણનુ નામ અને રૂપ મને બતાવો

ગાર્ગીનો આ પ્રશ્ન સાભળીને મહર્ષિ યાજ્ઞવલ્કય કહેવા લાગ્યા " દેવિ ! હવે વધારે પ્રશ્નો ન ઉભા કરો તમે જે પદાર્થને જાણવાની ઈચ્છા કરો છો તે કાર્યકારણની સાકળથી મુક્ત તથા બહાર છે કાર્ય અને કારણની પદ્ધતિ તર્કશાસ્ત્ર ઉપર આધાર રાખે છે, અને એ પદ્ધતિદ્વારા તમે જાણવા માગો છો તે પદાર્થનો નિર્ણય થવાનો બહુ થોડો સભવ છે બ્રહ્મપદાર્થ અથવા જેમા જગતનુ ઉપાદાન ઓતપ્રોત ભાવથી હાજર છે, તે પદાર્થ અનુમાનની કોટિથી બહાર છે એ પરમ પદાર્થનો નિર્ણય કેવળ શ્રુતિના વચનોદ્વારાજ થઇ શકે છે કોઈ પ્રમાણદ્વારા એને જાણી શકાય એમ નથી, માટે હવે કાર્યકારણની શૃખલાની દલીલને વચમા લાવીને એ વિષયમા વધારે ન પૂછશો. "

યાજ્ઞવલ્કયનુ કહેવુ ખરૂ હતુ સાખ્યદર્શનના રચનાર મહાત્મા કપિલમુનિએ પણ એજ કારણથી એવુ કહ્યુ છે, કે " ईश्वरासिद्धे " અર્થાત્ ઈશ્વિર દલિલથી સાબિત થઇ શકે એમ નથી આત્મપ્રમાણના ઉપરજ જગત્કારણ ઈશ્વરનુ અસ્તિત્વ દૃઢતાથી કાયમ છે " હુ છુ ' એ વાતની વિરુદ્ધ કાઈ કહી શકાય એમ નથી, તેમજ એમા કાઇ સદેહ પણ નથી છતા તર્કશાસ્રના પ્રમાણદ્વારા એ સાબિત કરવું અઘરૂ છે એજ પ્રમાણે બ્રહ્મની બાબતમા છે, પરન્તુ પ્રાચીન સમયમા ભારતવર્ષમા એવા ગહન વિષયો ઉપરજ વાદવિવાદ થયા કરતો હતો છેક ગૌતમ બુદ્ધના જમાના સુધી ધાર્મિક જીવનના મૂળતત્ત્વોને વિસરી જઈ તત્ત્વજ્ઞાનના શુષ્ક પ્રશ્નો બાબત વાદવિવાદ વધી ગયા હતા, તેથી ભગવાન બુદ્ધે એક વખત પોતાના શિષ્ય માલુકયપુત્રને કહ્યુ હતુ કે " ભાઇ ! જગત્ નિત્ય છે કે અનિત્ય ?

એનો કર્તા છે કે નહિ ? હોય તો કેવો છે ? ઇત્યાદિ પ્રશ્નો ઉપર ધાર્મિક જીવનનો આધાર નથી " ( જુઓ ધર્મ વર્ણન )

અસ્તુ ! ગાર્ગી અને યાજ્ઞવલ્કયનો આ સંવાદ એ વખતની આર્ય સ્ત્રીઓના જ્ઞાનની ગહનતા બતાવે છે તથા વાદવિવાદ કરવાની કેવી સુંદર અને તર્કશાસ્ત્રના સિદ્ધાંતાનુસાર પ્રણાલી તેઓ જાણતી હતી એ સ્પષ્ટ રીતે સૂચવે છે યાજ્ઞવલ્કયના ઉત્તરથી સંતુષ્ટ પામીને ગાર્ગીએ મૌન ધારણ કરીને પોતાનું આસન ગ્રહણ કર્યું

ત્યાર પછી ઉદ્દાલક આદિ ઋષિઓએ યાજ્ઞવલકયને પ્રશ્નો પૂછયા. યાજ્ઞવલ્કયે એ બધાના સંતોષકારક ઉત્તર આપ્યા પંડિતમંડળીને ઝંખવાણી પડેલી જોઇને ગાર્ગીએ ફરીથી માથું ઉંચું કર્યું અને પંડિતોને સંબોધીને કહ્યુ " મહાશયો ! મહર્ષિ યાજ્ઞવલ્કયે તો આપ સર્વના પ્રશ્નોના બરોબર બંધ બેસતા સમાધાન કરી દીધા, મે પણ એમની આગળ મીમાંસા કરવા સારૂ જે એક તત્ત્વ રાખ્યું હતું તેનો ઉત્તર પણ આપે સાભળીજ લીધો છે, પરન્તુ ફરીથી હું બે પ્રશ્નો પૂછવાનું સાહસ કરૂ છુ. એના પણ એ યથાર્થ ઉત્તર આપી શકે તો પછી સમજી લેજો કે આ સભામા કોઇ પણ પંડિત એમનો પરાજય નહિ કરી શકે આપ સર્વની ઇચ્છા હોય તો હું આરંભ કરૂં બધા ઋષિઓએ ગાર્ગીને ધન્યવાદ આપ્યો, અને પ્રશ્નો પૂછવાને ઉત્તેજિત કરી ગાર્ગીએ હવે યાજ્ઞવલ્કયની તરફ મુખ કરીને પૂછયું " હે ભગવન્ ! આ પૃથ્વી અને અન્તરિક્ષ લોકની વચમાનું સ્થાન, તથા ઊર્ધ્વ દેશ અને અધોદેશ એ કોના દ્વારા ઓતપ્રોતભાવથી વ્યાપ્ત થઈ રહ્યા છે ? લોકો જેને ભૂત, ભવિષ્ય અને વર્તમાન નામથી કહે છે તે કાળ પણ શેમાં ઓતપ્રોતભાવથી કાયમ રહ્યો છે ? " યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો " હે ગાર્ગિ ! તમે ખંડ * કાળ અને × ખંડ દેશની બાબત પૂછી રહ્યા છો. મારા ધારવા પ્રમાણે એ બન્ને + અખંડ આકાશદ્વારા ઓતપ્રોત છે "

ગાર્ગીએ કહ્યુ " માન્યવર, મારૂ આપે જે સમાધાન કર્યું તેથી મને સંતોષ થયો છે હું આપને ધન્યવાદ આપુ છું અને પ્રણામ કરૂં છું. કૃપા કરીને એક બીજી વાતનો ઉત્તર આપશો આપે કહ્યું છે કે ખંડ

---

* ખંડ કાળ ( લીમીટેડ ટાઇમ )

× ખંડદેશ ( લીમીટેડ સ્પેસ )

+ અખંડ આકાશ ( ઇન્ફીનીટ સ્પેસ )

દેશ અને ખડ કાળ એ બન્ને એક નિત્ય આકાશદ્વારા ઓતપ્રોત-ભાવે કાયમ રહેલા છે, એ આપનુ કહેવું હુ કબૂલ રાખુ છુ, પણ પ્રશ્ન એ છે કે એ અખડ આકાશજ કોનામા ઓતપ્રોતભાવે સ્થિત છે ? યાજ્ઞવલ્ક્યે કહ્યુ " હે ગાર્ગિ ! આકાશ જેમા કાયમ રહેલું છે, એને પડિતો એક અવિનાશી અક્ષર કહીને વર્ણન કરે છે એ સ્થૂળ નથી, સૂક્ષ્મ નથી, લાંબો નથી, ટુકો પણ નથી તે રગથી ભિન્ન, ચીકાશથી ભિન્ન અપ્રકાશથી ભિન્ન, સગરહિત, રસથી ભિન્ન, ગધથી ભિન્ન, ચક્ષુરહિત, કાનરહિત વાણીરહિત, મન રહિત ( વૃત્તિરૂપ ) પ્રકાશથી રહિત, પ્રાણવાયુ રહિત, મુખ રહિત, પ્રમાણુ રહિત, છિદ્ર રહિત, અને અપરિચ્છિન્ન છે તે અક્ષર કાંઇ પણ વિષયને ભોગવતો નથી, તેમજ કોઈ પણ મનુષ્ય તે અક્ષરને ભોગવતો નથી, એવી રીતે તે સર્વ વિશેષણોથી રહિત એકજ અદ્વિતીય છે

હે દેવિ ! પ્રસિદ્ધ આ અક્ષરની આજ્ઞામા સૂર્ય તથા ચન્દ્રમા દાસની પેઠે નિયમિત પોતપોતાના કામ કરે છે. હે ગાર્ગિ ! આ પ્રસિદ્ધ અક્ષરની આજ્ઞામા સ્વર્ગ ને પૃથ્વી ધારણ થયેલા છે અને કાયમ છે હે ગાર્ગિ ! આ પ્રસિદ્ધ અક્ષરની આજ્ઞામા નિમેષો, મુહૂર્તો, રાત્રિદિવસો, પખવાડિયા, માસ, ઋતુઓ અને વર્ષો, કાળના અવયવ ગણનારા સેવકોની પેઠે નિયમિત વર્તે છે હે ગાર્ગિ ! એ પ્રસિદ્ધ અક્ષરની આજ્ઞામાં પૂર્વ ભણીની ગગા વગેરે નદીઓ શ્વેત હિમાલય પર્વતમાથી વહે છે, તથા પશ્ચિમ ભણીની નર્મદાદિ નદીઓ વહે છે, અને બીજી જે જે દિશા ભણી વહેનારી નદીઓ છે તે પણ તેનીજ આજ્ઞાથી પ્રવર્તે છે હે ગાર્ગિ ! આ પ્રસિદ્ધ પુરુષની આજ્ઞાથી સુવર્ણ આદિ ધન આપનારની લોકો પ્રશસા કરે છે એ અક્ષર પુરુષ બધાને નિયમ અને ક્રમમા રાખનારો છે તેના સિવાય કોઇને સ્વતત્ર સત્તા નથી

ગાર્ગિ ! એ અક્ષર પુરુષજ બધા કર્મોનું યથાવિધિ ફળ આપનારો છે એની શક્તિ વગર કોઈ ક્રિયાને ફળ મેળવવાની સ્વતત્રતા નથી

હે ગાર્ગિ ! જે લોકો એને ઓળખ્યા વગર ઘણા વર્ષ સુધી તપશ્ચર્યા કરે છે અને યજ્ઞાદિ ક્રિયાઓ કરતા રહે છે તેમની એ ક્રિયાઓ નિષ્ફળ જેવી છે જે લોકો એ અક્ષર પુરુષને જાણ્યા વગર અન્તકાળમા આ લોકનો પરિત્યાગ કરે છે, તે અત્યત દીન અને દયાને પાત્ર છે, પરન્તુ જે લોકો આ અક્ષર પુરુષને જાણીને આ લોકમાથી પરલોકમાં જાય છે-મરણ પામે છે-તેજ બ્રહ્મવેત્તા અને મુક્ત છે-તેજ સાચો બ્રાહ્મણ છે

હે ગાર્ગિ ! એ અક્ષર પુરુષ ચક્ષુનો વિષય ન હોવાથી, કોઈ તેને દેખી શકતું નથી, એ શ્રવણુનો વિષય ન હોવાથી કોઇ તેને સાભળી શકતુ નથી. એજ નિત્ય શ્રોતારૂપથી વિરાજમાન છે એ મનનો વિષય ન હોવાથી, કોઇ તેનું મનન કરી શકતો નથી. એ મનની ક્રિયાના નિર્વાહકરૂપે નિત્ય બિરાજમાન છે એ બુદ્ધિનો વિષય ન હોવાથી કોઈ તેને નિશ્ચયરૂપે જાણી શકતો નથી એના સિવાય બીજો કોઇ જોનાર, સાભળનાર, મનન કરનાર કે જાણુનાર નથી એ શ્રવણુ, મનન, દર્શન વગેરે ક્રિયાઓના મૂળમા અવિકારી કર્તાના રૂપે નિત્ય બિરાજમાન છે તમે જે આકાશની વાત પૂછી હતી તે આકાશ એ અવિનાશી અક્ષર પુરુષમાજ ઓતપ્રોત ભાવથી રહેલો છે ”

યાજ્ઞવલ્ક્યના ઉત્તરથી બ્રહ્મવાદિની ગાર્ગી ઘણી પ્રસન્ન થઈ અને તે બોલી “ હે ઐશ્વર્યવાળા બ્રાહ્મણો ! મારી વાત સાભળો. તમે બધા યાજ્ઞવલ્ક્યને નમસ્કાર કરીને વિદાય થાઓ એજ તમારે માટે વાજબી છે એ મહાન્ બ્રહ્મવાદી છે એમનો પરાજય તો તમારાથી મનવડે પણુ ચિંતવી શકાય એમ નથી મે પહેલેથીજ કહ્યુ હતું કે મારા બે પ્રશ્નના ઉત્તર આપશે તો તમારામાથી કોઇ પણુ એમને બ્રહ્મવાદમા જીતી શકશે નહિ મારો એ અભિપ્રાય આટલા બધા વાદવિવાદ પછી સત્ય સાબિત થયો છે ” એ પ્રમાણે કહી વચકનુ મુનિની પુત્રી પોતાના સ્થાને બેસી ગઇ.

ગાર્ગીએ આખુ જીવન વેદાધ્યયન અને બ્રહ્મચર્ચામા, તથા એ સમયના ભારતસંતાનોને જ્ઞાન આપવામાજ ગાળ્યુ હતું પરણીને સંસાર માંડવાથી પોતાના તત્ત્વચિંતવનમા ખલેલ પડશે એમ ધારીને અથવા તો યોગ્ય પતિના અભાવે, ગમે તેમ હો, પણુ જન્મપર્યન્ત એ કુમારીજ રહી હતી.

---

# રત્ન ૬૦ મું–મૈત્રેયી




ગલા આખ્યાનમા ઉત્તમ જ્ઞાની યાજ્ઞવલ્ક્ય મુનિનો ઉલ્લેખ કરવામા આવ્યો છે. એ મુનિને મૈત્રેયી અને કાત્યાયની નામની બે પત્નીઓ હતી. મૈત્રેયી ‘ મિત્ર’ ઋષિની કન્યા હતી, અને બ્રહ્મવાદિની ગાર્ગીની ભાણેજ થતી હતી પિતાની પાસે તેણે બ્રહ્મવિદ્યાનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. માસીના સહવાસથી એ વિદ્યામાં વધારો થયો હતો.

તેના ચિત્તની ગતિ અંતર્મુખી હતી એટલે બહારની પ્રિય કે અપ્રિય વસ્તુવડે તેના હૃદયમાં સહજમાં સુખદુઃખના તરંગ ઉઠતા નહિ અલ્પવયમાંજ તેના મુખે ગંભીરભાવ ધારણ કર્યો હતો બહારના આમોદ પ્રમોદમાં, કે ગપસપમાં તેને જરાયે રુચિ નહોતી ઉચ્ચ વિષયોનું ચિંતવન અને આલોચના કરવામાંજ તેનો ઘણો સમય વ્યતીત થતો હતો. પિતાને ઘેર એ પોતાના ભાગનું ઘરસંસારનું કામકાજ અવશ્ય કરતી, પણ એની આસક્તિ એમાં નહોતી. એવી વિદુષી કન્યા યાજ્ઞવલ્કય જેવા મહા મુનિને વરીને તેમની યોગ્ય સહધર્મિણી થઈ પડે, તેમની પરમ પ્રિયતમા બને એમાં આશ્ચર્યજ શું ? બન્નેનો સંસાર ઘણા સુખમાં વ્યતીત થતો હતો. કાત્યાયની અને મૈત્રેયી બન્ને સપત્ની હોવા છતાં પણ તેમની વચ્ચે કોઈ જાતનો કલેશ કે દ્વેષ દીઠામાં આવતો નહિ કાત્યાયની દેવીને ગૃહકાર્યમાં કુશળ ગણી મૈત્રેયી તેમની પાસેથી એનો અનુભવ મેળવતી, અને કાત્યાયની મૈત્રેયી સાથે શાસ્ત્રવિનોદ કરી હમેશાં કાંઈને કાંઈ નવું શીખતી આવી રીતે અનેક વર્ષ વ્યતીત થયા, પ્રાચીન સમયના આર્યો શ્મશાનમાં જવાનો પ્રસંગ આવે ત્યાંસુધી ગૃહસ્થાશ્રમમાં રચ્યા પચ્યા રહેતા નહોતા ગૃહસ્થાશ્રમનો કાળ વીતી ગયો એટલે યાજ્ઞવલ્કય મુનિએ વાનપ્રસ્થ થવાનો સંકલ્પ કર્યો એ વિચાર પોતાની બન્ને પત્નીઓને જણાવતાં મુનિ કહેવા લાગ્યા " મેં તમારી સાથે ગૃહસ્થાશ્રમનું સુખ પૂરતા સમયસુધી ભોગવ્યું છે, હવે હું ઘરબાર ત્યજીને પરિવ્રાજક થવા માગું છું મારી જે કાંઈ માલમિલ્કત છે તે આગળઉપર તમારા બન્નેમાં કાંઈ વાંધો કે ઝગડો ન પડે એટલા માટે મારી રૂબરૂમાંજ સરખે ભાગે વહેંચી આપવા ધારૂં છું " આ વખતે સન્નારી મૈત્રેયીએ યુક્તિપુરઃસર જે સુન્દર ઉત્તર આપ્યો તે વાંચતાં આજકાલના સભ્ય જગત્‌ના દાર્શનિકોને પણ મસ્તક નમાવવું પડે છે મૈત્રેયીએ સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું " પ્રભુ આપે આ મિલ્કતની વહેંચણીની વાત કરી, પણ હું એને લઇને શું કરૂં ? આ તો ઘણું સાધારણ ધન છે, પણ જો આખી પૃથ્વીનું રાજ્ય પણ મને મળે તો તેથી લાભ શો ? એથી શું હું અમરપદને પામી શકીશ ? " મૈત્રેયીના આ પ્રશ્નથી ઉપનિષદ્ અમર થઇ ગયું છે. યાજ્ઞવલ્કય મુનિ પણ પત્નીના આ પ્રશ્નથી મનમાં ઘણાજ પ્રસન્ન થયા અને બોલ્યા " ના, અમરત્વ તો એથી મેળવાશે નહિ. એથી તો તું અનેક પ્રકારના પદાર્થ

વસાવી શકીશ, તને કોઇ જાતની અગવડ કે તંગી નહિ રહે ધનથી સંપત્તિવાન મનુષ્યો જેવા પ્રકારનું સુખ અને સ્વતંત્રતાનું જીવન ગાળી શકે છે એવું તું પણ ગાળી શકીશ, પરન્તુ તે અમરત્વ પ્રાપ્ત કરવાની જે વાત કહી તે તો આ પૈસાટકા અને વૈભવથી કદાપિ પ્રાપ્ત નહિ થઈ શકે " સ્વામીનો આ વ્યાજબી ઉત્તર સાભળીને તદ્દન ખિન્ન થઇ જઈને મૈત્રેયી કહેવા લાગી, "નાથ ! તો આ ધન, સંપત્તિ, અને વિષયભોગને લઇને હું શું કરૂં ? જે મને અમરત્વ ન અપાવી શકે, જેને લીધે હું અમરત્વ મેળવવાને યોગ્ય ન રહું, એવા અસાર ધનને સાથે બાંધીને હું શું કરૂં ? સ્વામિનાથ ! આપે જે વિષયમા જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, જે બ્રહ્મજ્ઞાનરૂપી અમૂલ્ય ધનને આપે આપની સંપત્તિ બનાવી છે, તેજ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ મને આપીને કૃતાર્થ કરો આપના સંગનો લાભ હવે મને મળશે નહિ આપની પાસે રહીને બ્રહ્મજ્ઞાનનું શિક્ષણ મેળવવાની તક હવે મને મળશે નહિ. આપનો ઈરાદો વાનપ્રસ્થજ ગ્રહણ કરવાનો છે, તો તેમા હું અંતરાયરૂપ થવા નથી માગતી આપ બધી માલમિલ્કત મારી મોટી બેન કાત્યાયનીનેજ આપી દો અમરત્વ મેળવવાના ઉપાયરૂપ જે બ્રહ્મજ્ઞાનના આપ અધિપતિ છો તે બ્રહ્મજ્ઞાન મને આપીને મારો મનુષ્યજન્મ સફળ કરો "

મહર્ષિએ જ્યારે જોયું કે મૈત્રેયી ધનસંપત્તિનો તિરસ્કાર કરે છે, પૈસાના લોભથી એનું ચિત્ત જરા પણ ચળતુ નથી, ત્યારે એમના હર્ષનો પાર રહ્યો નહિ એ ઘણાજ આલ્હાદપૂર્વક બોલ્યા " મૈત્રેયિ ! તું સદા મને વહાલી હતી, પરન્તુ આજના તારા આ શબ્દોથી હુ ઘણોજ સંતુષ્ટ થયો છું. હવે તું મને અત્યંત પ્રિય થઇ પડી છે આવ, મારી પાસે બેસ હું તને અમૃતત્વ પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપુ ધ્યાન દઈને સાભળજે

"પતિ જે સ્ત્રીને વહાલો હોય છે તે એટલા સારૂ નથી હોતો કે એનાથી પતિની ગરજ સરે છે, આત્માનાજ પ્રયોજન અર્થે પતિપત્નીને પ્રિય લાગે છે એજ પ્રકારે પુત્ર, કન્યા, ધન, રત્ન વગેરે સંસારના બધા પદાર્થો આત્માના પ્રયોજનને અર્થેજ લોકોને પ્રિય લાગે છે એ બધા પુત્ર, કન્યા, ધન, રત્ન વગેરે સંસારના બધા પદાર્થો આત્માને અર્થેજ લોકોને પ્રિય લાગે છે. એ બધી વસ્તુઓ આપણી પ્રીતિ સંપાદન કરે છે તેથીજ આપણને વહાલી લાગે છે, નહિ તો કોઈ પણ વસ્તુ સ્વતંત્ર રીતે, એ વસ્તુનીજ ખાતર કોઇને પ્રિય નથી હોતી અને હોઇ શકે નહિ. મનુષ્યોની પ્રીતિનું કારણ મુખ્યત્વે

કરીને આત્માજ છે બીજા બધા પદાર્થો ગૌણરૂપે પ્રીતિની વસ્તુ છે એ તત્ત્વ તું બરાબર સ્મરણમા રાખજે યાદ રાખજે કે જગત્‌મા આત્મા એજ સૌના કરતા વધારે પ્રેમનો પદાર્થ છે, સ્નેહ અને પ્યારની સામગ્રી છે સસારમા જે કાઇ છટક છૂટક વિષયોપ્રત્યે પ્રેમ, સ્નેહ, આસક્તિ જુઓ છો એ બધુ એ મહા પ્રેમની અન્તર્ગત છે, અને એ મહાપ્રેમ સત્ય પ્રેમનોજ અશમાત્ર છે એજ પરમ પ્રીતિને પામવા સારૂજ જગત્‌ની બીજી બધી પ્રીતિઓ છે પિતૃભક્તિ, પત્નીપ્રેમ, સતાનસ્નેહ, બન્ધુપ્રેમ, અને ધનાદિક પ્રતિ આસક્તિ વગેરે જેટલી પ્રીતિની સામગ્રીઓ દેખાય છે, તે બધાનું એક માત્ર લક્ષ્ય એજ મહાપ્રેમની પ્રાપ્તિ છે સાસારિક બધી પ્રીતિઓ સીમાવાળી, વિકારી અને ક્ષુદ્ર છે, પરન્તુ એ મહાપ્રેમ અખડ, નિત્ય, અને વિશાળ—ભૂમા—છે. એ બધા છૂટા છવાયા પ્રેમ એ મહાપ્રેમનાજ આશિક કણ છે પોતાના નાના સરખા શરીરથી આરભ કરીને પ્રાતિ ધીમે ધીમે એથી વધારે ઉચ્ચ પદાર્થ પ્રતિ વધારતા જવુ જોઈએ આત્મનિષ્ઠ પ્રીતિને પુત્રાદિઓની પ્રીતિમા, કુટુબ પ્રત્યેની પ્રીતિને બહારનાઓની પ્રીતિમા, બહારનાઓનો સાથેની પ્રીતિને ભિન્ન જાતિ અને ભિન્ન દેશ પ્રત્યેના પ્રીતિમા એમ ક્રમપૂર્વક ફેલાવતા જઇને એ પ્રીતિને સમગ્ર માનવસમાજસુધી પહોચાડવી જોઇએ એ પ્રસાર અન્તે વિશ્વપ્રીતિમા બદલાઇ જશે અને એનું છેવટનું પરિણામ બ્રહ્મપ્રેમમા આવશે એટલા માટે એ એક, અખડ, વિશાળ પ્રેમસાગરથી જૂદા થઇને સ્વતત્રરૂપે આ બધી નાની નાની ક્ષુદ્ર પ્રીતિઓની જરા પણ સ્વતત્ર સત્તા નથી અખડ પરમાત્મપ્રેમજ નિત્યપ્રેમ છે એ પ્રેમને સારૂજ બીજા પ્રેમોનો પ્રકાશ અને વિકાસ છે એટલા માટે એ મહા પ્રેમસાગર પરમાત્માનું દર્શન કરવું જોઇએ આચાર્ય અને ઉપનિષદોના વાક્યોદ્વારા એનું વારંવાર શ્રવણ કરવું જોઇએ ત્યાર પછી તર્ક, યુક્તિ અને મનના બળવડે મહા તત્ત્વને હૃદયમા ધારણ કરવુ જોઇએ. એ પ્રમાણે સુનિશ્ચિત આત્માને સર્વદા ધ્યાનયોગથી હૃદયમા ઠસાવવો જોઇએ આ પ્રકારે શ્રવણ, મનન, અને નિદિધ્યાસન કરતા કરતા આત્માની એકતા અને સત્યતા સાફ સાફ જણાતા રહેશે.

જ્યારે આત્મતત્ત્વનું પૂર્ણ જ્ઞાન થઈ જશે ત્યારે સસારની કોઈ પણ વસ્તુને જાણવાની ઇચ્છા બાકી નહિ રહે પરમાત્માજ વિશ્વના સઘળા પદાર્થોનો આધાર છે. એને છોડી દીધાથી વિશ્વના કોઇ પદાર્થને કાઇ સત્તા રહેતી

નથી. જે બ્રાહ્મણ આત્માથી અન્યત્ર બ્રાહ્મણજાતિને જાણે છે તેને બ્રાહ્મણ જાતિ આ મને અનાત્મરૂપે જુએ છે એમ જાણી પોતાનાથી દૂર કરે છે, જે ક્ષત્રિય આત્માથી અન્યત્ર ક્ષત્રિયજાતિને જાણે છે તેને ક્ષત્રિયજાતિ દૂર કરે છે, જે આત્માથી અન્યત્ર સ્વર્ગાદિ લોકોને જાણે છે તેને સ્વર્ગાદિ લોકો દૂર કરે છે, જે આત્માથી અન્યત્ર દેવોને જાણે છે તેને દેવો દૂર કરે છે, જે આત્માથી અન્યત્ર ભૂતોને જાણે છે તેને ભૂતો દૂર કરે છે અને જે આત્મા અનુભવવા યોગ્ય તથા શ્રવણાદિ કરવા યોગ્ય છે તે આ આત્માજ, આ બ્રાહ્મણજાતિ, ક્ષત્રિયજાતિ, આ લોકો, આ દેવો અને આ ભૂતો અને આ સર્વ છે. દૃષ્ટાન્ત'– જેમ એક મોટું નગારૂ વગાડીએ તો એમાથી નીકળતા શબ્દને ગ્રહણ કરવા માટે પુરુષ સમર્થ થતો નથી, પરન્તુ નગારાના સામાન્ય શબ્દના ગ્રહણવડે અથવા એ નગારૂ વગાડ્યાથી થતા ધ્વનિને પારખ્યાથી એ દુંદુભિના શબ્દ વિશેષને ગ્રહણ કરી શકાય છે જેમ શબ્દવિશેષનો શબ્દ વસ્તુત. સામાન્ય શબ્દથી જૂદો નથી, તેમ સ્ફુરણરૂપ બ્રહ્મસામાન્યથી સ્ફુરેલા પદાર્થો વસ્તુતાએ પૃથક નથી વળી મીઠાનો ગાગડો જળનોજ વિકાર છે, જળનુજ રૂપાન્તરમાત્ર છે એ ગાગડાને જળમા નાખી દીધાથી, એ એમા પીગળી જઇને અવિભિન્નતાને પ્રાપ્ત થઇ જાય છે એ વખતે ગમે તેવો હોશિયાર માણસ પણ એ લવણના ટુકડાને પાણીમાથી જૂદો કહાડી શકતો નથી એ વખતે એનો પૃથ તાનો ભાવ નાશ પામે છે તેવીજ રીતે હે મૈત્રેયિ ! તુ પણ અપરિચ્છિન્ન, નિર્વિકારી, કારણરહિત, કાર્યરહિત, વિશુદ્ધ જ્ઞાનાત્માજ છે !" આવા અનેક દાખલાદલીલો સાથે યાજ્ઞવલ્કય મુનિએ મૈત્રેયીને બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને અમરત્વ પ્રાપ્ત કરવાનો દુર્લભ માર્ગ બતાવ્યો વિસ્તારના ભયથી તથા વિષયની ગહનતાને લીધે એ પૂરો ઉપદેશ અમે અહિંયા આપ્યો નથી વાચકોને બૃહદારણ્યક ઉપનિષદ્માથી એ વાચી અને વિચારી લેવા ભલામણ કરીએ છીએ એ ઉપદેશ આપીને યાજ્ઞવલ્કય મુનિ વનમા ગયા, અને મૈત્રેયીએ સ્વામીએ આપેલા તત્ત્વજ્ઞાનની ચર્ચામા અને નિત્ય નિયમિત સાધનામા શાન્ત ચિત્તે જીવન ગાળવા માડ્યુ. જે અમરત્વની આશાથી તેણે બધા પાર્થિવ સુખનો ધૂળની પેઠે ત્યાગ કર્યો હતો, તે અમરત્વ–નિર્વાણ–પ્રાપ્ત કરવાથી મૈત્રેયીનું માનવજીવન સફળ થઈ ગયું.

પૃથ્વીમા આપણે જેને સુખ કહીએ છીએ, અને જે સુખ મેળવવા માટે

સંસારમાં કેટલીએ જાતના સાચાજૂઠા તથા પ્રપંચ કરીએ છીએ, તે સુખથી વાસ્તવિકરીતે સ્થાયી તૃપ્તિ આપણને મળતી નથી ભોગ, ઐશ્વર્ય, પદ, ગૌરવ, યશ એમાંનું કશું પણ તે પ્રાપ્ત કરનારના પ્રાણને પૂર્ણ શાન્તિ, પૂર્ણ તૃપ્તિ આપવા શક્તિમાન નથી તેથીજ ભોગી અધિક ભોગની ઈચ્છા કરે છે, ધનવાન વધારે ધનની ઇચ્છા રાખે છે, અમલદાર ઉંચા હોદ્દાને માટે ખટપટ કરે છે અને યશસ્વી વધારે યશ ચાહે છે ટુંકામાં એજ કે, જેટલું છે તેનાથી સંતોષ ન પામતાં એમજ ઇચ્છા થાય છે કે, હજુ વધારે મળે તો સુખી થવાય, પણ જેમ જેમ વધારે મળતું જાય છે તેમ તેમ વાસના પણ વધે છે પોતાની બધી મનોકામનાઓ પૂર્ણ થયા પછી માણસ જુએ છે કે એના પ્રાણની ક્ષુધા મટી નથી પહેલાં જે શૂન્યતા હતી, જે ખામી હતી, તે હજુ પૂર્ણ થઇ નથી એ હજુ સુખી થયો નથી ! તૃપ્ત થયો નથી !

એ ક્ષુધા, એ શૂન્યતા, આત્માની છે પાર્થિવ સુખ ભોગવવાથી એ ભૂખ મટતી નથી કોઇ પણ મનવાંચ્છિત પાર્થિવ વસ્તુ મળવાથી એ શૂન્યતા પૂરી થતી નથી. નિત્ય, સચ્ચિદાનંદ, વિશ્વના આત્મસ્વરૂપ બ્રહ્મને ઓળખવો, બ્રહ્મની સાથે પોતાનો નિત્યસંબંધ અનુભવવો, બ્રહ્મની સાથે સંપૂર્ણ આત્મમિલન અને આત્મસમર્પણ કરવું, તથા નિરવચ્છિન્ન બ્રહ્માનંદના અમૃતનું પાન કરવું, એજ આત્માની ક્ષુધા મટાડવાનો અને આત્માની શૂન્યતા પૂરવાનો એક માત્ર ઉપાય છે મનુષ્ય પોતાને ઓળખતો નથી એ પોતાના અંતરની તરફ જોતો નથી, તેથી અન્તરને ઓળખતો પણ નથી, અને એથીજ અન્તરની ખરી અભિલાષા શી છે ? એ અભિલાષા કેવી રીતે પૂરી થાય ? કેવી રીતે અભિલાષાની તૃપ્તિદ્વારા આત્માને ચિરશાન્તિ મળે ? એ બધી વાતો તરફ એ બિલકુલ આંધળો રહે છે મોહને વશ થઇને, મનુષ્યસુખને માટે પાર્થિવ ભોગઐશ્વર્ય અને માનઆબરૂને માટે લાલચુ બનીને આમ તેમ ફાંફાં મ રતો ફરે છે, પણ ખરૂ સુખ એને એમ કર્યાથી મળતું નથી

જે લોકોને ખરેખરી અંતરદૃષ્ટિ છે, તેઓ અન્તરને ઓળખીને-અંતરની અભિલાષા જાણે છે, તથા આ સંસારના અસાર, અનિત્ય વિષયભોગનો ધૂળની માફક ત્યાગ કરીને, તત્ત્વજ્ઞાનમાં, પરમાત્મા સાથે આત્માના સંમિલનમાં, જીવનની પરમ શાન્તિ, પરમ તૃપ્તિ અનુભવે છે. એ શાન્તિનો વિનાશ નથી, અન્ત નથી, પરિવર્તન નથી. એના આનન્દમાં મોહમુક્ત

મનુષ્યો ગુલતાન થઈ જાય છે એનુંજ નામ અમરત્વ છે.

સાધનાના બળવડે મૈત્રેયીને ખરેખરી અન્તરદૃષ્ટિ જન્મી હતી અન્તરના અભિલાષને પારખીને અમરત્વની ખાતર, એણે દુનિયાની અસાર, અનિત્ય ધનસંપત્તિનો બિલકુલ ત્યાગ કર્યો હતો જગત્‌મા સારરૂપ એકજ વસ્તુ નિત્યધન, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટેજ એ એટલી બધી ઉત્સુક હતી. તેના પ્રાણુની બધી વાઞ્છનાઓ એ બ્રહ્મપ્રાપ્તિને માટેજ હતી ઘણા આકુળ હૃદયથી એણે પ્રાર્થના કરી છે કે:-

**असतो मा सद् गमय। तमसो मा ज्योतिर्गमय। मृत्योर्माऽमृतंगमय।**
**आविरावीर्म एधि। रुद्र यत्ते दक्षिणम् मुखम्। तेन मां पाहि नित्यम्॥**

અસત્‌માથી મને સત્‌મા લઇ જાઓ. અંધકારમાથી મને પ્રકાશમા લઇ જાઓ મૃત્યુમાથી મને અમૃતમા લઈ જાઓ! હે પ્રકાશસ્વરૂપ, તમે મારામા પ્રકાશિત થાઓ! હે રુદ્ર! તમારૂં પ્રસન્ન મુખ મને બતાવો એ પ્રસન્ન મુખવડે મારૂં રક્ષણુ કરો

આ પ્રાર્થનાના જેવી શ્રેષ્ઠ પ્રાર્થના, સુંદર પ્રાર્થના કોઇ રમણીના મુખમાથી નીકળી નથી આજ મૈત્રેયીની એ પ્રાર્થના હજારો આર્યનરનારીના આત્માને શાન્તિ આપે છે જીવનની પરમ શાન્તિ, પરમ તૃપ્તિ માટે મનુષ્યના હૃદયમા જે જે આકાક્ષાઓ હોઇ શકે તે બધી ઉપલા થોડા વાક્યોમા મૈત્રેયીએ પ્રકટ કરી છે

પોતાના પિતા મિત્રમુનિના વિદ્યાલયમા શિક્ષક તરીકે કામ કરીને મૈત્રેયીએ પોતાના અપૂર્વ જ્ઞાનનો લાભ બીજાઓને પણુ આપ્યો હતો.

---

# रत्न ६१मुं—मंदोदरी



મયદાનવ નામના રાક્ષસરાજાની કન્યા હતી લંકાધિપતિ રાવણુ પોતાની બેન શૂર્પણુખાનુ લગ્ન કરી રહ્યા પછી મૃગયા રમવા નીકળ્યો હતો તે વખતે મયદાનવ અને તેની સુંદર પુત્રીનો તેનો પ્રથમ મેળાપ થયો હતો. રાવણે એ કન્યાપ્રત્યે આકર્ષાઇ મયદાનવને પૂછ્યું કે "તમે કોણુ છો ? જ્યા મનુષ્ય કે મૃગ પણુ ફરતાં નથી ત્યા તમે કેમ વિચરો છો ? " મયદાનવે ઉત્તર આપ્યો " પૂર્વ

કાળમા હેમા નામની એક અપ્સરા હતી, તે પ્રેમથી મને વરી હતી મે તેની સાથે અનેક વર્ષો સુખ અને ભોગવિલાસમા ગાળ્યા હતા હાલમા તે દેવતાઓના કાર્યનિમિત્તે સ્વર્ગમા ગઇ છે, અને મારા તેર વર્ષ એના વિરહમાજ ચાલ્યા ગયા છે આ ચૌદમુ વર્ષ ચાલે છે. પણ પ્રિયાના વિરહને લીધે મહાવૈભવશાલી સુવર્ણમયી મારી રાજધાનીમા રહેવુ મને ગમતુ નથી તેથી મારી આ વહાલી પુત્રીને લઇને હુ વનમા હવા ખાવા સારૂ આવ્યો છુ હે રાજન્! એ પુત્રી અપ્સરા હેમાની કુખમાથી જન્મ પામેલી છે મે તેને યોગ્ય શિક્ષણ આપ્યું છે, અને હવે કોઇ સાગ વરને એનુ દાન કરવાની ઇચ્છા છે, કેમકે એ હવે પરણવા યોગ્ય વયની થઇ છે હવે એ બતાવો કે આપ કોણ છો ?" રાવણે કહ્યુ "હુ બ્રહ્માજીની ત્રીજી પેઢીએ થયેલા મુનિ વિશ્રવાનો પુત્ર છુ"

રાજા મયદાનવે તેને ઋષિપુત્ર અને પ્રતાપી રાજા જાણીને એનેજ પોતાની સુશીલ કન્યા આપવાનો સકલ્પ કર્યો અને તરતજ એ કન્યાનો હાથ રાવણના હાથમા મૂકીને કહ્યુ "હે રાજન્! હેમા અપ્સરાથી ઉત્પન્ન થયેલી મારી આ મદોદરી નામની પુત્રીને તમે પત્ની તરીકે ગ્રહણ કરો "રાવણે 'તથાસ્તુ' કહીને પ્રસન્નતાપૂર્વક તેનો સ્વીકાર કર્યો ત્યાર પછી અગ્નિ સમક્ષ યથાવિધિ તેમનો પાણિગ્રહણસસ્કાર પણ થયો મયદાનવે રાવણને પરમ અદ્દભુત અમોઘ શક્તિ પણ દાન કરી કે જે વડે લક્ષ્મણને રાવણે મૂર્ચ્છા પમાડી હતી રાવણ મદોદરીને લઇને લકા ગયો અને એનેજ પોતાની પટ્ટરાણી સ્થાપી રાવણને બીજી પણ અનેક રાણીઓ હતી, પણ એના ઉપર સૌથી વધારેપ્રભાવ મદોદરીનોજ હતો અપ્સગતનયા હોવાથી એનામા અપૂર્વ સૌન્દર્ય હોય એમા તો આશ્ચર્યજ શુ. એનો વર્ણ ગૌર હતો, કાન્તિ સુવર્ણસમ દેદીપ્યમાન હતી તે ઉપરાત કુલિન ઘરની કામિનીઓ સમાન તેનામા લજ્જા, વિનય આદિ સદ્દગુણો હતા એ સદ્દગુણોથી તેના મુખ ઉપર એક વિશેષ પ્રકારની પ્રભા છવાઈ રહેતી હતી હનુમાન સીતાની શોધમા જ્યારે લકા ગયા ત્યારે રાવણના રાજમહેલમા રૂપયૌવનસપન્ના મદોદરીને જોઇને એમને ઘડીભરને માટે શકા થઈ હતી કે "આજ સીતા હશે" અસ્તુ! મદોદરીને પેટે રાવણને ઇન્દ્રજીત નામનો કુમાર થયો હતો એનું બીજુ નામ મેઘનાદ પણ હતુ. એ ઘણો પ્રતાપી યુવક હતો.

મંદોદરી સચ્ચરિત્રા અને ઉચ્ચ વિચારશીલા નારી હતી. રાવણ સીતાજીનું હરણ કરી લાવ્યો એ કૃત્યને એણે ઘણું નિંદવા યોગ્ય ગણ્યું હતું હનુમાનજી જ્યારે સીતાની શોધમાં ગયા તે વખતેજ એણે પતિને કહ્યું હતું કે ' હે નાથ! આપ ભગવાન રામચન્દ્રની સાથે દ્વેષ ન કરો. મારી સલાહ આપના હિતને માટેજ છે એના ઉપર ધ્યાન આપો તેમના દૂતના પરાક્રમની ખબર પડતાજ રાક્ષસોની સ્ત્રીઓના ગર્ભ ભયને લીધે પડી જાય છે, તો એના સ્વામીનું પરાક્રમ કેટલું બધું હશે! માટે કુશળ ચાહતા હો તો એ સમર્થની સ્ત્રીને મંત્રીની સાથે પાછી મોકલી આપો તમારા વંશરૂપી કમળ–વનને માટે દુઃખ દેનારી સીતા શીત ( શિશિર ) ઋતુની રાત્રિની સમાન આવી છે હે નાથ! ખાત્રી રાખજો, કે સીતા પાછી આપ્યા વગર બ્રહ્મા અને મહાદેવ પણ તમારૂં હિત કરવા માગશે તો નહિ કરી શકે જ્યાસુધી રાક્ષસોના સમૂહરૂપી દેડકાઓને રામચન્દ્રના બાણરૂપી સર્પ ક્રોધે ભરાઇને ગળી જવા ન માંડે ત્યાંસુધીમાં હઠ છોડી દઈને સીતાજીને પાછા પતિની પાસે મોકલી આપવાનો પ્રયત્ન કરો "

અભિમાની રાવણ મંદોદરીની એ વ્યાજબી શિખામણ સાંભળીને બહુજ હસ્યો અને કહેવા લાગ્યો " ખરેખર સ્ત્રીઓ બહુજ બીકણ હોય છે એમને મંગળ કાર્યમાં પણ ભય લાગે છે તેઓ કેવી પોચા મનની હોય છે!! અરે! વાંદરાઓની ફોજ આવશે તો બિચારા રાક્ષસોને ખાવાનું મળશે! આહ! જેના ડરથી લોક–પાલ, ઈન્દ્રાદિ દેવતાઓ થરથરે છે, તેની પત્ની આવી ડરપોક હોય એ હસવા જેવી વાત છે " એટલું કહી બહુ હસીને મંદોદરીને પ્રેમાલિંગન દઇ તથા વિશેષ મમતા બતાવીને રાવણ રાજસભામાં ગયો મંદોદરી સમજી ગઇ કે પતિની અવળી દશા બેઠી છે

ત્યાર પછી રામચંદ્રજી જોતજોતામાં રામેશ્વર આગળ પૂલ બાંધીને લંકામાં દાખલ થયા ત્યારે મંદોદરી ફરીથી એકવાર પતિના હાથ પકડીને નમ્રતાપૂર્વક તેને એકાન્તમાં સમજાવવા લાગી કે "હે પ્રાણનાથ! તમે ક્રોધનો ત્યાગ કરીને મારા વચનો સાંભળો

**नाथ वैर कीजै ताहीसो । वुधिबल साकिय जीती जाहीसो**

હે નાથ! વેર એવા માણસ સાથે કરવું જોઇએ કે જેને આપણે બુદ્ધિબળથી જીતી શકીએ. તમારામાં અને રામચન્દ્રમાં તો એટલું બધું અન્તર છે કે જેટલું આગિયા કીડાના પ્રકાશમાં અને સૂર્યના પ્રકાશમાં છે. જેમણે મધુ-

કૈટભઆદિ અત્યંત બળવાન દૈત્યોને મારી નાખ્યા, તથા બીજા અનેક શૂર-વીરોનો સંહાર કર્યો, જેમણે બલિરાજાને બાંધ્યો અને સહસ્ર ભુજાવાળા કાર્તવીર્યને મારી નાખ્યો, તે પરમાત્માએ પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ અવતાર લીધો છે હે નાથ ! કાળ, કર્મ અને જીવ જેમના હાથમા છે, એમની સાથે વિરોધ નહિ કરવો જોઈએ હે નાથ ! રામચન્દ્રજીના ચરણ-કમળમા મસ્તક નમાવીને તમારે તો હવે જાનકી એમને પાછી સોપી દેવી જોઇએ અને રાજ્ય મેઘનાદને સોપીને રઘુનાથજીનું ભજન કરવુ જોઇએ હે નાથ ! સામા જઇને ઉભા રહ્યાથી તો વાઘ પણ ખાઇ જતો નથી, તો રામચન્દ્ર તો દીનદયાળ છે એ શરણે ગયાથી તમારા ઉપર અવશ્ય કૃપા કરશે હે દશાશન ! નીતિશાસ્ત્રમા સત્પુરુષો કહી ગયા છે કે રાજાએ ચોથી અવસ્થામા રાજ્ય છોડી દઇને વનમા ચાલ્યા જવુ જોઇએ, તથા એ પરમાત્માનુ ભજન કરવુ જોઇએ જે જગત્‌ના ઉત્પત્તિ, પાલન અને સંહાર કરે છે, તે શરણાગતના ઉપર પ્રેમ કરનાર ભગવાન રામચન્દ્ર છે હે નાથ ! તમે બધી મમતા અને અહંકાર છોડી દઇને એમનુ ભજન કરો તમારા ઉપર દયા કરવા સારૂજ કોસલાધીશ રામચન્દ્ર અહિં આવ્યા છે હે વહાલા ! મારી શિખામણ માનશો તો ત્રણ લોકમા તમારો પવિત્ર યશ ગવાશે ”

એટલુ કહેતા કહેતામા તો મંદોદરીના નેત્રમા આસુ ભરાઇ આવ્યા, અને તેનુ શરીર કાપવા લાગ્યુ. તેણે રાવણના પગ પકડી લીધા, અને બોલી

“ नाथ भजहु रघुवीरपद अचल होइ अहिवात ’

“હે નાથ ! આપ રઘુવીરના ચરણોનુ ભજન કરો તો મારૂ હેવાતણ કાયમ રહે હુ અખંડ સૌભાગ્યવતી બની રહું ” એ વખતે પણ રાવણ મંદોદરીને ઉઠાડીને એની આગળ પોતાનીજ બડાઇના બણગા ફુંકવા લાગ્યો, અને એને ગમે તેમ સમજાવીને પોતે રાજસભામા જઇ બેઠો મંદોદરી સમજી ગઇ કે સ્વામીના ઉપર કાળચક્ર ફરી રહ્યુ છે માટેજ એમનામા આટલુ બધુ અભિમાન ઉત્પન્ન થયું છે

ત્યાર પછી જ્યારે રામચન્દ્રજી છેક લંકાની પાસે આવી લાગ્યા અને એક બાણથી રાવણનું છત્ર, દશ મુગટ અને કુણ્ડલને નીચે પાડી નાખ્યા તે વખતે પણ તેણે એ યુદ્ધનો વિચાર છોડી દઇ સીતાજીને રામચન્દ્રને પાછા સોપી દેવા સારૂ કહ્યુ, પણ રાવણ તેની વાતોને ઉડાવતોજ ગયો આખરે અંગદજી સુલેહ કરવા આવ્યા તે વખતે પણ રાવણે તેમને ન ગણકાર્યા,

અને જ્યારે અંગદે રાવણુના અનેક યોદ્ધાઓને હરાવ્યા તથા એના એક પુત્રને પણુ સંહાર કર્યો ત્યારે શોકગ્રસ્ત થયેલા પતિને મંદોદરીએ છેલ્લીવાર નીચેના મર્મભેદી શબ્દોમા સલાહ આપી "હે કાન્ત ! તમે મનમાજ સમજી જઇને દુષ્ટ બુદ્ધિ છોડી દો. તમારી અને રામચન્દ્રજીની લડાઇ સારી નથી લાગતી. રામચન્દ્રના નાના ભાઇએ પંચવટીમા એક નાની સરખી લીટી ખેચી હતી, તેની અંદર તો તમારાથી પગ મૂકી નહોતો શકાયો, એવી તો તમારી બહાદુરી છે હે વહાલા ! જોતજોતામા સમુદ્રને ઓળંગી ને હનુમાન તમારી લંકામા બેધડક ઘૂસી આવ્યો, એવા જેના દૂત છે તેને તમે જીતી શકવાના હતા ? તમારા રક્ષકોને એણે મારીને બગીચો ઉખાડી નાખ્યો, તમારા દેખતા અક્ષયકુમારને મારી નાખ્યો, આખી લંકામા આગ લગાડી દીધી એ વખતે તમારૂ જોર કયા જતુ રહ્યુ હતુ ? હે પતિ ! હવે ભૂડી બડાઇ ન કરો નાહકનું અભિમાન ન બતાવો શેખી મારવી છોડી દઇને, રઘુનાથજીને રાજા બનાવો, અને એમને ચરાચરના સ્વામી માનો રામચન્દ્રના બાણુનો પ્રતાપ મારીચ જાણુતો હતો, પણુ તમે એનું પણુ કહ્યુ ન માન્યું રાજા જનકની સભામા, સીતાના સ્વયંવર વખતે અસંખ્ય રાજાઓ એકઠા થયા હતા, ત્યા વિશાળ બુદ્ધિવાળા તમે પણુ ગયા હતા ને ? રામચન્દ્રજીએ ધનુષ્ય તોડીને જાનકીજી સાથે લગ્ન કર્યું તે વખતે તમે સંગ્રામ કરીને એમને કેમ ન જીત્યા ? શૂર્પણુખા બેનની દશા જોઇ તોપણુ તમને શરમ કેમ ન આવી ? એમણે તો તમારા કરતાયે વિશેષ પરાક્રમી અનેક-ને મારી નાખ્યા છે હે પ્રિય ! તમે એમને વારવાર મનુષ્ય કહો છો ? વ્યર્થ અભિમાન, મદ અને શેખી રહેવા દો હાય ! હાય !! હે કાન્ત ! તમે કાળને વશ થઇને એ રામચન્દ્રની સાથે વિરોધ કરી રહ્યા છો એટલેજ તમારા મનમા કોઇ સારા વિચાર ઉપજતા નથી કાળ દંડો લઇને કોઇને મારવા જતો નથી, પણુ કાળ આવે છે ત્યારે માણુસના ધર્મ, બળ, બુદ્ધિ અને વિચાર હરાઇ જાય છે હે સ્વામિનાથ ! જેનો કાળ પાસે આવે છે તેની બુદ્ધિમા તમારા જેવોજ ભ્રમ ઉત્પન્ન થાય છે હે નાથ ! હુ તમને એક વાર ફરીથી જે શિખામણુ આપુ છુ, તે ઉપર ધ્યાન આપો."

" પર નીંદા પરધન પરનાર, એહ તજ્યો તે ધન્ય સંસાર.
વિરોધ હિંસા ને અભિમાન, એહ તજે તવ શોભે જ્ઞાન.
દેહ ધર્યાનો લાભજ એહ, સત્ય આચરણુ આચરે જેહ

હું જાણુતી સર્વજ્ઞ છો તમે, પણ હવે મુરખ જાણ્યા અમે.
તમારે કોણુ વાતની કમી, અણિમાદિક રહી પાયે નમી
સુરતરુ કામધેનુ સ્વાધીન, દેવ થઇ રહ્યા ચાકર દીન
પદ્મની અપાર તમ છાયાતળે, જે દેખી બ્રહ્માદિક ચળે
તોય સીતાને લાવ્યા હરી, એ અતકાળની બુદ્ધિ ફરી
જે ગ્રહ જગતને પીડા કરે, તે તમ બધીવાન થઇ રે
સહુ વિશ્વને ડંડે યમરાજ, તે તમથી બીહીતો ફરે આજ.
પણ આવા કર્મથી ક્ષે (ક્ષય) થશે, કુટુબ રાજ પર્વે જશે.
માટે કરો પ્રીત રઘુવીરની સાથ, થાય કુશળ કહું માનો નાથ

* * * * *

જો સ્વામી કરો કોટી ઉપાય, પણ ભક્તિ વિના એ વશ નહિ થાય
એક ભક્તિને વશ છે હરિ, જોયુ સર્વ સિદ્ધાન્તજ કરી
માટે ખોળો પાથરી કહુ છુ નાથ, નમો રામને જોડી હાથ
જનકનદની સોપો આજ, રામ શરણુ જાઓ મહારાજ "

પણ આ વખતે પણ જ્યારે રાવણે પોતાનુ અભિમાન છોડયુ નહિ અને સતી મદોદરીની વાત હસ્યામા કાઢી નાખી ત્યારે રાણીને ખાત્રી થઈ ગઈ કે મહાજ્ઞાની વેદના ભાષ્યકાર રાવણુ આજ અજ્ઞાનનેજ રસ્તે ચઢયા છે હવે એ કોઇનુ કહ્યું નહિ માને

જેવી ભક્તિ વ્યભિચારી તણી દભિકનો વૈરાગ,
પરદ્રોહી જ્ઞાનીજશો, કપટીનો અનુરાગ.
ભ્રષ્ટ તણો આચાર જેમ, સૂમતણુ જેમ દાન,
એવુ ડહાપણુ જાણુજો, રાવણનું જે જ્ઞાન
એને માથે આવિયુ, મરણુ નજીક નિરવાણુ,
માટે એ માને નહિ, જ્યા લગી ઘટમા પ્રાણુ
(ગિરધર–યુદ્ધકાડ)

મદોદરી નિરાશ થઈને મહેલમા ગઈ અને રાવણુ યુદ્ધમા ગયો રાવણુ કીર્તિલોભી હતો એ જાણુતો હતો કે રામચન્દ્ર આગળ મારૂ બળ કશી વિસાતમા નથી, પણુ એક વખત વિચાર્યે કે વગર વિચાર્યે ડગલું ભર્યું તો પાછા ન હઠવું એવો તે દુરાગ્રહી હતો કાયર થઇને જીવવુ, પરાધીન થઇને ટપલા ખાવા એના કરતા મરવુ એને યોગ્ય જણાયુ. બળવાન શત્રુને

હાથે પરાજય પામવામા પણ એ પોતાની કીર્તિ સમજતો હતો, એટલે બહુ-જ વીરતાથી એણે રામચન્દ્રની સાથે યુદ્ધ કર્યું એ યુદ્ધમા એના ભાઇ કુભકર્ણ અને બળવાન પુત્ર મેઘનાદ માર્યા ગયા, અને આખરે પોતે પણ પરલોક સીધાવ્યો એ સમાચાર મળતાવારજ સતી મદોદરી રણભૂમિમા આવી અને પતિના શિર આગળ બેસીને વિલાપ કરવા લાગી

"અરે સ્વામી મે ઘણુ સમજાવ્યા, માન્યું ન મારૂ વચન,
સતતિ સપતિ નાશ કરીને, ખોયુ અતે તન.
અહો નાથ રઘુનાથની સાથે, ભલુ ભજવ્યુ તમે વેર,
ત્રિભુવનમા કીર્તિ વિસ્તારી, ગવાશે ઘેરે ઘેર
હો પ્રાણપતિ ! તમ અરથે કરીને, રઘુપતિ નિકળ્યા વન,
કર્યા કામ ઘણાના તમારે નિમિત્તે, પૃથ્વી કરી પાવન.
હવે સૃષ્ટિમા નિપજશે નહિ, તમ જેવો પુરુષ પ્રતાપી,
જેને અર્થે કરી રામ અવતર્યા, ત્રિલોકમા કીરતી વ્યાપી
અહો દૈવ જુવો વિપરીત, જેને લોકપતિ લાગે પાય,
તેજ પુરુષ આજ રણમા પડિયો, મસ્તક ભૂમિ રોળાય

આ પ્રમાણે વિલાપ કરીને મદોદરી મૂર્ચ્છિત થઇને પૃથવી ઉપર ઢળી પડી આ વખતે તે સધ્યાકાળથી રંગાયલા વાદળમા ઝબકતી વિજળી સમી દેખાતી હતી. તેની સપત્નીઓએ ધીમેથી ઉઠાડીને દિલાસો આપ્યો કે સસાર અધ્રુવ છે મનુષ્યોની ચઢતી પડતી આવતીજ રહે છે માટે શોક કરવો મિથ્યા છે પણ આથી એ સતીને ધીરજ આવી નહિ, અને આસુની ધારા વરસાવતીજ રહી

આખરે સતીનો એ પ્રમાણેનો વિલાપ સાભળીને રામચન્દ્રજીને દયા ઉપજી એ એની પાસે આવીને બેઠા અને દિલાસો આપવા લાગ્યા –

"અરે પુન્યપાવની સતિ શિરોમણી, જ્ઞાન વિવેકની ખાણ;
એ નાશવતનો શોક શું કરવા, કરે છે તુ નિરવાણ ?
મૂળ દૃષ્ટિ ઘાલીને જો તુ, શુ છે એમા સત્ય ?
આ જગત્ સરવ માયાનુ ચિત્ર છે, જેવું સ્વપ્ન અસત્ય
પચ ભૂતની નાશવત દેહ, વિકારી અશાશ્વતરૂપ,
માટે આત્માતણો વિચાર કર, અવિનાશી અખંડ અનૂપ
માટે મોહ તજી મન ધીરજ રાખી, ઘેર જાઓ હે માત."

રામચન્દ્રજીના ઉપદેશથી મંદોદરીને કાંઇક આશ્વાસન મળ્યું તેણે દિયર વિભીષણ પાસે સ્વામીની ઉત્તરક્રિયા કરાવી, અને પોતે પણ પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક સ્વામીના આત્માના કલ્યાણાર્થે તિલાજલિ આપીને ઘર તરફ પાછી ફરી

---

# रत्न ६२ मुं–तारा



આ પતિવ્રતા અને સુશીલા સન્નારી કિષ્કિંધા નગરીના વાનરકુળના રાજા વાલીની સહધર્મિણી હતી મહા પરાક્રમી અંગદે તેના ગર્ભમાં જન્મ લીધો હતો વાલિ પોતાના કનિષ્ઠ ભાઇ સુગ્રીવનો હક્ક ડુબાવીને આખું રાજ્ય દબાવી પડ્યો હતો, આથી બન્ને ભાઈઓમાં વૈમનસ્ય ઉત્પન્ન થયું હતું સુગ્રીવે મર્યાદાપુરુષોત્તમ રામચન્દ્રજી તથા લક્ષ્મણજીને પોતાના પક્ષમાં લઈ લીધા હતા રામચન્દ્રજી તરફથી વાલિનો વધ કરી આપવાની ખાત્રી થયાથી સુગ્રીવે વાલિને યુદ્ધને માટે ઉપસ્થિત થવાને મોટી ગર્જના કરી વાલિ એ વખતે અંતઃપુરમાં બેઠો હતો ભાઇની યુદ્ધ માટેની ગર્જના તેને અસહ્ય થઈ પડી. તેની બધી સુસ્તી ચાલી ગઈ, અને એ એકદમ ભયંકર ક્રોધાવેશમાં આવી ગયો સુવર્ણના જેવો દેદીપ્યમાન વાલિ ક્રોધે ભરાઈને રાહુગ્રસ્ત સૂર્યની પેઠે નિસ્તેજ થઇ ગયો એ અસહનીય શબ્દ સાંભળતાં વારજ પૃથ્વીને લાત મારીને ઝટ બહાર જવા નીકળ્યો એ વખતે તારાએ પતિને આલિંગન આપીને પ્રેમપૂર્વક ઘણાં હિતકારી વચનો કહ્યાં હતાં તેણે કહ્યું 'હે વીરવર ! નદીના વેગની પેઠે આવેલા આ ક્રોધનો, પ્રાતઃકાળમાં શયન કરીને ઉઠેલો પુરુષ રાત્રે ધારણ કરેલી માળાને ઉતારી નાખે, તે પ્રમાણે તમારા હૃદયમાંથી પરિત્યાગ કરો. આપ કાલ પ્રાતઃકાળે સંગ્રામ કરજો આપનો શત્રુ ઘણો નાનો છે અને તેની સાથે યુદ્ધ નહિ કરવામાં આપની કોઈ પણ પ્રકારે લઘુતા ગણાવાની નથી આપ સાહસ કરીને એકદમ યુદ્ધ કરવા બહાર જાઓ છો એ બાબતમાં મારી સંમતિ નથી જે કારણોથી હું આપને વારૂં છું તે કારણો પણ સાંભળો એના એજ સુગ્રીવે પહેલાં એક વાર આપને યુદ્ધ કરવા તેડ્યા હતા અને આપના પ્રહારોથી થાકી જઇને તેને પલાયન કરી જવું પડ્યું હતું. એ વખતે ઘણી પીડા

પામ્યા છતા પણ એણે આજ આપને યુદ્ધનુ આવાહન કર્યું છે તેથી મને શકા ઉપજે છે તેના ગર્વ તથા ઘોર ગર્જના ઉપરથી જણાય છે કે અલ્પકાળમા એનામા એકદમ આટલુ બધુ સાહસ આવી શકે નહિ મારૂં માનવુ તો એવુ છે કે સુગ્રીવ કોઇની પણ મદદ વગર અહિ આવ્યો નથી એણે કોઇ મોટા મનુષ્યની સહાયતા મેળવીને આવી ભયકર ગર્જના કરી છે વળી સુગ્રીવ સ્વભાવથીજ બુદ્ધિમાન્ અને નિપુણ છે તે બીજાના બળની પરીક્ષા વગર તેને પોતાનો મિત્ર બનાવે એમ નથી વીરવર! મે પૂર્વે કુમાર અગદને મોએ જે સાભળ્યુ છે, તે હિતકર હકીકત તમને કહી સભળાવુ છું સાભળો! કુમાર અગદ વનચર્યા કરવા ગયો હતો ત્યારે તેના ગુપ્તચરોએ તેને ખબર આપી હતી કે અયોધ્યાના અધિપતિ ઇક્ષ્વાકુવશજ દશરથ રાજાના વીર પુત્ર રામ અને લક્ષ્મણે વનમા વાસ કર્યો છે સુગ્રીવનુ કલ્યાણ કરવા માટે એ બે વીર પુરુષો અહિ આવ્યા છે યુદ્ધમા તેમણેજ સુગ્રીવને મુખ્ય મદદ કરી છે એ રામ પ્રલયકાળના અગ્નિની પેઠે શત્રુઓનો વિનાશ કરવા ઉભા થયા છે એ સાધુઓને માટે નિવાસસ્થાનરૂપ છે, અને વિપત્તિમા આવી પડેલાઓના ઉદ્ધારકર્તા છે. એ દુખીઓના મદદગાર, યશસ્વી, જ્ઞાન અને વિજ્ઞાનસપન્ન તથા પિતાની આજ્ઞા માનનારા છે જેવી રીતે પર્વતરાજ હિમાલય બધી જાતની ધાતુઓના ભડારરૂપ છે તે પ્રમાણે રામચન્દ્ર પણ સદ્ગુણોના મહાન્ ભડાર સ્વરૂપ છે એ મહાત્માની સાથે વિરોધ ઉભો કરીને આપ સાર કહાડવાના નથી હે શૂર! રામ યુદ્ધ-વિદ્યામા દુર્જય અને અનુપમ છે તેમની સાથે યુદ્ધ કરવામા તમારૂ કુશળ નથી હે વીરવર! હુ આપના પ્રત્યે અસૂયા દર્શાવતી નથી હુ તો આપના હિતને માટે બે બોલ બોલી છુ, તેના ઉપર ધ્યાન આપીને જે સારરૂપ હોય તે ગ્રહણ કરો મારી સલાહ માનતા હો તો સત્વર સુગ્રીવનો યુવરાજપદ ઉપર અભિષેક કરો. હે વીરેન્દ્ર! આપ નાના ભાઇ સાથે વિરોધ કરશો નહિ સુગ્રીવની સાથેનુ વૈર કહાડી નાખીને પ્રીતિ કરવાથી તથા રામચન્દ્ર સાથે દોસ્તી કરવાથી અવશ્ય તમને લાભ થશે એમા જરાએ સદેહ નથી. સુગ્રીવ ત્યા હોય કે અહિયા હોય પણ આપનો ભાઇ છે, આખી પૃથ્વીમા તેના જેટલુ પાસેનુ સગુ આપને બીજુ કોઇ નથી, માટે વૈરબુદ્ધિ છોડી દઇને માનપાન સાથે તેનો સત્કાર કરો. એ આપની પાસેજ રહેશે લાબી ગરદનવાળો સુગ્રીવ આપનો મહાન બધુ છે તમે તેની સાથે

મિત્રતા બાંધો આમ કર્યા વગર આપની બીજી કોઇ ગતિ હું તો દેખતી નથી. જો તમે મને તમારી હિતસ્વી ગણતા હો, જો મને પ્રિય લાગે એવું કાર્ય કરવાની આપની મરજી હોય તો મે જે પ્રાર્થના કરી છે તે પૂર્ણ કરો. વીરેન્દ્ર! મારા હિતકર વચનો ઉપર ધ્યાન આપો અને ક્રોધને વશીભૂત થાઓ નહિ ઇન્દ્રના જેવા તેજવાળા કોશલ રાજાના પુત્રો સાથે વિરોધ કર્યાથી આપનુ કલ્યાણ થશે નહિ ' તારાનો આ હિતકારી ઉપદેશ સમજુ મનુષ્યને માટે પૂરતો હતો, પરન્તુ વિનાશકાળે મનુષ્યની બુદ્ધિ વિપરીતજ થાય છે વાલિએ આવે સમયે સુશીલ પત્નીના ઉપદેશ ઉપર જરાપણ લક્ષ ન આપ્યુ તેણે તારાને ધમકાવી નાખીને કહ્યું 'હે વરાનને! મારો ભાઇ કે જે આજકાલ મારો શત્રુ છે તે હમણા અભિમાનપૂર્વક ગર્જના કરી રહ્યો છે હુ તેને કેવી રીતે સહન કરી શકુ ? જે લોકો શત્રુથી બીતા નથી અને સમરમાથી પાછી પાની કરતા નથી તેવા શૂરવીરોને માટે આવું અપમાન મૃત્યુ કરતા પણ વધારે દુઃખદાયી છે. રણક્ષેત્રમાં યુદ્ધ કરવાના અભિલાષી હીનવીર્ય સુગ્રીવની ગર્વયુકત ગર્જના હુ કદિ પણ સહન કરી શકીશ નહિ. પ્રિયે! રામચન્દ્રજીના સામર્થ્યનો વિચાર કરીને મારે માટે તારે ખેદ કરવાનુ કાંઇ પણ પ્રયોજન નથી, કારણ કે એ ધર્મજ્ઞ અને કૃતજ્ઞ છે કોઇ પણ દિવસ પાપકાર્ય કરશે નહિ તું બીજી સ્ત્રીઓની સાથે પાછી જા, મારી પછાડી આવીશ નહિ મારા પ્રત્યેનો તારો સ્નેહ અને ભક્તિભાવ પ્રગટ થઇ ચૂકયો છે હું યુદ્ધમા જઇને સુગ્રીવની સાથે યુદ્ધ કરીને તેનો અહંકાર મટાડી દઇશ, પણ તેનો વધ કરીશ નહિ હું રણભૂમિમાં સુગ્રીવના ઉપર ઘણો અત્યાચાર નહિ કરૂ, ફકત વૃક્ષ અને મુષ્ઠિઓથી પ્રહાર કરીશ એથી એ પીડા પામીને પાછો ફરશે હે તારા! એ દુરાત્મા મારા પ્રહારને સહન કરી શકવાનો નથી તુ મને સારે રસ્તે લઇ જવાના ઇરાદાથી મિત્રભાવે આ ઉપદેશ આપે છે એમા જરાપણ સદેહ નથી પ્રિયે! તું કુટુંબની બીજી સ્ત્રીઓ સાથે અંતઃપુરમા પાછી જા હુ સુગ્રીવને હરાવીને વિજયી થઇને પાછો આવીશ. તું ખાત્રી રાખજે કે હુ તેનો જીવ લઇશ નહિ

શોકમોહિત તારાએ સ્વસ્ત્યયન મંત્રદ્વારા પતિનો વિજય ઇચ્છીને અન્ય સ્ત્રીઓ સાથે અંતઃપુરમા પ્રવેશ કર્યો ત્યારપછી વાલિ પોતાના નાનાભાઈ સુગ્રીવની સાથે યુદ્ધ કરવા ગયો. બન્ને ભાઇઓ વચ્ચે ઘણા સમય સુધી મલ્લયુદ્ધ ચાલ્યું આખરે રામચન્દ્રના બાણથી વિંધાઇ જઇને વાલિ ભૂમિ ઉપર પડી ગયો.

આ સમાચાર જ્યારે અંત:પુરમાં પહોંચ્યા ત્યારે તારાએ અત્યંત રોદન કરવા માંડયું સગાસંબંધીઓએ તેને ઘણોએ દિલાસો આપ્યો, અને આ આપત્તિને સમયે શોકને હૃદયમાં શમાવી દઈને રાજકુમાર અંગદને રાજ્યાભિષેક કરવાની સલાહ આપી, પરન્તુ એણે રાજ્યમાતા તરીકે રહેવાનું પસંદ ન કર્યું. એણે કહ્યું 'અંગદ જેવા સો પુત્રોનું સુખ જોવા કરતાં આ મૃત પતિ વીરવર વાલિના શરીરની સાથે રહેવું એ મારે માટે વધારે શ્રેયસ્કર છે. આખરે તે રણભૂમિમાં પહોંચી અને જે સ્થળે તેના પતિનું શબ પડયું હતું ત્યાં બેઠી પતિના શબને પોતાના ખોળામાં લઇને તેણે અત્યંત હૃદયદ્રાવક વિલાપ કરવા માંડયો તેનો આ વિલાપ જોઇને વાલિનો વધ કરનાર સુગ્રીવનું હૃદય પણ પીગળી ગયું અને ભાઈનો વધ કરવા માટે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો તારાએ મહાત્મા રામચન્દ્રજીની પાસે જઇને પણ પોતાના પતિના શત્રુને સહાય આપવા માટે ઉપાલંભપૂર્વક વિલાપ કર્યો તેનો વિલાપ સાંભળીને રામચન્દ્રજીએ તેને આશ્વાસન આપીને કહ્યું હે વીરભાર્યા ! તું આમ નિરાશ થઈ જઈશ નહિ, આ સંસારમાં બધાં કામ વિધાતાની ઇચ્છાનુસાર થાય છે, બધા સુખદુ:ખની યોજના એજ કરે છે, આ ત્રણ લોક ઉત્પન્ન પણ એણેજ કર્યા છે, અને એજ તેમનું વિધાન પણ કરે છે સૌ કોઈ તેની આજ્ઞાને અનુસરીને ચાલે છે તેની ઇચ્છાની વિરુદ્ધ કોઇનાથી કાંઇપણ કામ થતું નથી માટે તું આ મિથ્યા વિલાપ કરવો છોડી દે, તારા પુત્ર અંગદને યુવરાજનું પદ મળશે વિધાતાની એ ઇચ્છા છે અને તું એ ઇચ્છાને તાબે થા વીરપુરુષોની સ્ત્રી આવી રીતે કદી વિલાપ કરતી નથી. આ પ્રમાણે કહીને મર્યાદાપુરુષોત્તમ રામચન્દ્રજીએ તારાને સંસારની ઉત્પત્તિ, જન્મ–મરણ, આત્માની નિત્યતા વગેરે બાબતોનો ઉપદેશ આપીને વાલિનો અગ્નિસંસ્કાર કરવાની આજ્ઞા આપી. પુત્ર અંગદે તેને અગ્નિસંસ્કાર કર્યો ત્યાર પછી સર્વેએ નગરમાં જઈને ધામધૂમ સાથે અંગદને યૌવરાજપદ ઉપર અભિષિક્ત કર્યો અંગદ પણ એક મહાપરાક્રમી વીર હતો. તેનામાં જે ઉત્તમ ગુણો હતા તેને માટે એ પોતાની માતા તારાના ઉપદેશોનો આભારી હતો



# रत्न ६२ मुं–अनसूया



એ નુ વર્ણન રામાયણમા અયોધ્યાકાડમા મળી આવે છે. એ કર્દમઋષિની પુત્રી હતી એની માતાનુ નામ દેવહૂતિ હતું અનસૂયાને આઠ બેનો હતી અને સાખ્યશાસ્ત્રના રચનાર કપિલમુનિ તેના ભાઇ થતા હતા જે માતાએ શિક્ષણદ્વારા કપિલમુનિને તત્ત્વજ્ઞાનમા ચળકતા તારા જેવા બનાવ્યા તે માતા પોતાની કન્યાઓને પણ ઉચ્ચ શિક્ષણ આપવામા શુ કામ બાકી રાખે? એ પોતે ઘણી વિદ્વાન, કુશળ અને ધર્માત્મા હતી, એટલે એના સતાન પણ ધર્મજ્ઞ અને સદ્‌બુદ્ધિવાળા નીકળ્યા હતા નવ બહેનોમા અનસૂયા ઘણી ભોળી અને ધર્મમા ઘણી રુચિ રાખનારી હતી. એનો વિવાહ અત્રિ-ઋષિ સાથે થયો હતો. અત્રિમુનિ વેદશાસ્ત્રમા ઘણા પ્રવીણ હતા અને જપ-તપ કરવામા સદા મગ્ન રહેતા હતા અનસૂયા ઋષિની સેવાને પોતાનો પરમ ધર્મ ગણુતી હતી, અને એમાજ પોતાનુ બધુ કલ્યાણ સમાયુ છે, એવું ધારતી હતી એને સસારમા ઘણુ કષ્ટ વેઠવું પડયુ, પણ એ દુ ખમા એણે ધીરજ અને સાહસથી કામ કર્યું; અને આખરે ઘણી સુખી થઇ

એક સમયે દેશમા એવો ભારે દુકાળ પડયો કે અનાજનો એક દાણો મળવો પણ મુશ્કેલ થઇ પડયો ખેતીવાડી બધી મારી ગઈ વૃક્ષોના ફળ, ફૂલ અને પાદડા બધુ સુકાઇ ગયુ મનુષ્યો અને જીવજન્તુઓ બધા ભૂખે મરવા લાગ્યા. એજ સમયમા અત્રિઋષિ પોતાના સ્વભાવને દૃઢ કરવાને તથા આત્માને પવિત્ર બનાવવા સારૂ એકાન્તસેવન કરીને યોગાભ્યાસ કરવા લાગ્યા હતા એમની સમાધિ ઘણા લાબા સમય સુધી ચાલતી હતી જ્યારે એ જાગતા ત્યારે અનસૂયા તેમની ભૂખતરશ ગમે તે પ્રકારે શાન્ત કરતી વર્ષા, શરદ, અને ગ્રીષ્મઋતુ વીતી ગઈ, પણ આ પતિવ્રતા સ્ત્રી અનેક પ્રકારના દુ ખ વેઠીને પતિની સેવામાજ બેસી રહી. ઘણા દહાડા સુધી એ ભૂખી રહેતી અન્નનુ મો પણ જોવા નહોતુ મળતું, પરન્તુ એને સદા એજ ધ્યાન રહેતુ કે અત્રિ ભગવાન્ જાગી ઉઠે અને એમને કોઇ આવ-શ્યક વસ્તુ ન મળવાથી અગવડ વેઠવી પડે એવુ ન બને તનમનથી એ રાત દિવસ એજ વિચારમા રહેતી ઋષિને ખબર નહોતી કે દેશની શી દશા છે. દેશમા જે ભયંકર દુકાળ પડયો છે તેનું મુનિને કાઇ પણ

ભાન નહોતુ લોકો ભૂખે મરી રહ્યા છે. પણ પતિના સમાધિમાથી ઉઠતા વારજ અનસૂયા હાથ જોડીને પતિ પાસે ઉભી રહીને પૂછે છે ' પતિદેવ ! શુ જોઇએ છે ? પાણી પણ છે, કદમૂળ પણ હાજર છે. ' આ જીતેન્દ્રિયતા અને આ સત્યપ્રેમ હવે કેટલા થોડા જોવામા આવે છે !

દુકાળને લીધે એમને દિનપ્રતિદિન વધારે અડચણ પડવા લાગી પાસેના બધા ઝરણા સૂકાઈ ગયા. સતી હવે કેટલાએ ગાઉનો ફેરો મારીને પાણી ભરી લાવવા લાગી. ફળફૂલ ઘણી મુશ્કેલીથી મળતા હતાં, પણ અનસૂયાનો પરિશ્રમ કદિ વ્યર્થ જતો નહિ આજ એ કમડળ લઇને ગાઉને છેટેથી પાણી ભરી લાવતી, કાલ એ જગ્યાએ જઈને જુએ છે તો એ ઝરણુ સૂકાઈ ગયુ છે. તરતજ તે પાણીની શોધમા આગળ વધતી અને નવું ઝરણુ શોધી કહાડી તેમાથી પાણી લાવતી આશ્રમવાસી બીજા મુનિઓથી આ દુકાળનુ દુ:ખ સહન ન થયુ અને તેઓ એકે એકે અત્રિ મુનિનો સગાથ છોડી દઈને ત્યાથી નાઠા અનસૂયા પણ ચાહતી હતી કે આ આશ્રમ છોડીને બીજી જગ્યાએ જ્યા અન્નજળની સગવડ હોય ત્યા જવાય તો ઘણુ સારૂ, પરતુ અત્રિઋષિ સમાધિમા હતા. એમના તપમા વિઘ્ન નાખવું એણે વ્યાજબી ન ધાર્યું એણે પતિને દુકાળ સબધી કાઈ પણ વાતચીત ન કરી, ઉલટુ એ ગમે તેટલી અગવડ વેઠીને પણ પતિને માટે જરૂરજોગી વસ્તુઓ લાવી આપતી

દૈવવશાત્ જે સરોવરમાથી એ પાણી લાવ્યા કરતી હતી તે પણ સૂકાઈ ગયુ. આથી અનસૂયાને ઘણુ દુ:ખ થયું. હવે પાણી કયાથી લાવીશ ? ઋષિ સમાધિમાથી ઉઠીને પાણી માગશે તો હુ કયાથી આપીશ ! બિચારી પોતે પણ ઘણા દિવસ સુધી તરશે મરી એટલામા અત્રિમુનિ સમાધિમાથી જાગ્યા અને ઉઠતાવારજ પાણી માગ્યુ, પણ પાણી હતુ કયા કે લાવે ? અનસૂયાએ એ સમયે પણ ઋષિને એ દુર્ઘટનાની સૂચના આપવાનું વ્યાજબી ન ધાર્યું કમડળ હાથમા લઇ એ પાણીની શોધમા નીકળી. આશ્રમની આસપાસ આઠ દશ ગાઉ સુધી પાણીનું નામનિશાન નહોતું. થોડે દૂર ચાલીને એક વૃક્ષની નીચે બેસીને એ રોવા લાગી. 'હે પ્રભો! મારા ઉપર દયા કરો ! સ્વામીએ મને પાણી લાવવાની આજ્ઞા કરી છે અને હુ એ આજ્ઞાપાલન કરવાને અસમર્થ છુ. શું કરૂં ? કયા જાઉ ? કોની આગળ મારૂં દુઃખ રડુ ? દેશમાં દુકાળ પડ્યો છે, અન્ન તો સ્વ-

અન્નમા પણ મળતુ નથી, આશ્રમવાસીઓ બધા કંટાળીને આશ્રમ છોડીને ચાલ્યા ગયા છે, હવે તારા વગર કોનો આશ્રય છે ? ”

અનસૂયા આ પ્રમાણે વિલાપ કરી રહી હતી, એવામા એક તપસ્વિની ત્યાથી નીકળી. અનસૂયાનો વિલાપ સાભળીને એ તેની પાસે ગઇ અને પૂછ્યુ કે ‘ બેન તને શું દુ:ખ છે ? ’ અનસૂયાએ પોતાની હકીકત આદ્યો પાન્ત કહી સભળાવી તપસ્વિની તેનો વૃત્તાત સાભળીને પ્રસન્ન થઇ અને કહ્યુ ‘ ધન્ય છે તારા પતિવ્રતને ! પતિસેવા આ પ્રમાણે કરવી એ પતિની સાથે ચિતામા બળી જવા કરતા પણ અધિક પ્રશસનીય છે તુ કાઈ ફીકર ન કરીશ મારી સાથે ચાલ ! હું તને સહાય કરીશ અને તારે માટે ગમે ત્યાથી જળની ગોઠવણ કરીશ ’

હાથમા લાકડી લઇને એ તપસ્વિની આમ તેમ જળાશયની તપાસ કરવા લાગી આશ્રમથી થોડે દૂર એક સૂકુ સ્થાન હતું ત્યા આગળ તેની લાકડી હાલવા લાગી, એટલે તપસ્વિનીએ હસીને કહ્યુ ‘ લે બેન ! પાણી મળી ગયુ ’ એ સાભળીને અનસૂયા આશ્ચર્ય પામી, કારણ કે ત્યા આગળ પાણીનું એક ટીપુ પણ દેખાતુ નહોતુ તપસ્વિનીએ કહ્યુ ‘ અહિ તું ખોદ એટલે એક ઉડો કુડ નીકળી આવશે ’ તપસ્વિની અને અનસૂયાએ બે ચાર હાથ ખોદ્યુ એટલામા પાણી નીકળી આવ્યુ ઈશ્વરની લીલા વિચિત્ર છે ત્યા તો ઘડી પહેલા પાણીનુ નામ પણ નહોતુ અને હવે પાણીની ધારા છૂટવાથી પાણી પાણીજ થઇ ગયુ ! અનસૂયાના આનદનો પાર રહ્યો નહિ એ તપસ્વિનીને પગે પડી અને કમડળમા પાણી ભરીને પતિની પાસે લઇ ગઈ એ જળ એટલુ સ્વચ્છ, નિર્મળ અને સ્વાદિષ્ટ હતુ કે અત્રિમુનિની તરસ એકદમ છીપી ગઈ એમને આશ્ચર્ય લાગ્યુ કે આવુ મીઠુ પાણી આ વનમા ક્યાથી આવ્યુ ? એમણે આટલી વાર લાગવાનુ તથા આવુ સ્વાદિષ્ટ પાણી ક્યાથી આવ્યુ તે સબધી અનસૂયાને પૂછ્યુ અનસૂયાએ બધો વૃત્તાત કહી સભળાવ્યો અત્રિમુનિ વધારે આશ્ચર્ય પામ્યા અને એ તપસ્વિનીની શોધમા બહાર નીકળ્યા તપસ્વિની એ પાણીની ધાર આગળ બેઠી હતી અત્રિમુનિએ તેને પ્રણામ કર્યા અને પોતાના આશ્રમમા પધારવા પ્રાર્થના કરી

તપસ્વિનીએ કહ્યુ ‘તમારી સ્રીને ધન્ય છે ! આજ વર્ષો થયા દુકાળ પડ્યો છે, પણ એણે એટલી બધી સાવધાનીથી તમારી સેવાચાકરી કરી છે, કે તમને

લેશ માત્ર કષ્ટ નથી પડવા દીધુ અન્ન વગર દેશ દુ ખી છે, વાવ, તળાવ, કૂવા આદિ જળાશયો ખાલી પડયા છે, જાનવરોને ખાવા માટે ઘાસ પણ નથી મળતુ, બધા જીવજન્તુઓ ભૂખે મરે છે અનસૂયા જેવી સતી, ધાર્મિક અને પતિભક્ત સ્ત્રી ઘણા ભાગ્ય હોય તો મળે છે ' પોતાની ધર્મપત્નીના વખાણ સાભળીને ઋષિ ઘણા ખુશ થયા. તપસ્વિનીને આશ્રમમા લાવ્યા અને સમયાનુકૂળ ઘણા સત્કારથી એ તપસ્વિનીની મેમાનગત કરી.

એ ઝરણામાથી જે નદી નીકળી તે નદીનુ નામ અત્રિમુનિની પત્નીના સ્મરણાર્થ અત્રિગંગા પડયું. ઘણા સમય સુધી એ પ્રાન્તના લોકો એ નદીનું પાણી પીતા રહ્યા લેખો ઉપરથી એમ જણાય છે કે પ્રાચીન સમયમા ઋષિના નામથી ત્યા એક શિવાલય બધાવીને અત્રેશ્વર મહાદેવની મૂર્તિ સ્થાપન કર વામા આવી હતી એમ પણ કહેવાય છે કે અનસૂયાની પતિભક્તિથી પ્રસન્ન થઇને સાક્ષાત્ ગગાજીએ તપસ્વિની વેશે એને દર્શન દીધા હતા

અનસૂયાને પેટે દત્તાત્રય, દુર્વાસા અને ચન્દ્ર નામના ત્રણ પુત્ર ઉત્પન્ન થયા હતા એ ત્રણે વિદ્વાન, પુરુષાર્થી, ધર્માત્મા, જીતેન્દ્રિય અને ઈશ્વરભક્ત હતા એમા દત્તાત્રય સૌથી વધારે બુદ્ધિમાન, જ્ઞાની, નીતિકુશળ, દૂર દેશ અને ઈશ્વરના ઉપાસક હતા વિદ્યા ભણી રહ્યા પછી એક દિવસે તેમણે માતાની પાસે આવીને કહ્યું ' માતા ' હુ કોને ગુરુ બનાવુ ? અનસૂયા પોતે ઘણી બુદ્ધિમાન હતી એણે કહ્યુ કે બેટા ! આ આખુ બ્રહ્માડ ઈશ્વ રની રચનાથી સુશોભિત છે, એ બ્રહ્માડમા જ્યા જ્યા નજર નાખીશ ત્યા ત્યા એનુ જ્ઞાન ભરપૂર છે માણસમા અક્કલ હોય તો સૃષ્ટિના દરેક પદાર્થ-માથી તે ઉપદેશ લઇ શકે છે ઇશ્વરના રચેલા એ અલૌકિક પદાર્થો મનુ-ષ્યને સ્વાભાવિક રીતેજ જ્ઞાનનો ઉપદેશ કરે છે મનુષ્યના હૃદયમા જ્ઞાનની પિપાસા હોય તો એ પાર્થિવ પદાર્થોમાથી પણ સારી પેઠે શિક્ષણ લઇ શકે છે પણ જે મનુષ્ય એટલો બધો અજ્ઞાની હોય, કે એ વસ્તુઓ ઉપર વિચારજ ન કરી શકે તો એવો મનુષ્ય ગમે તેવા ભારે પડિતને પણ ગુરુ બનાવ્યાથી કશો લાભ ઉઠાવી શકે નહિ

દત્તાત્રય એજ વખતે માતાના ચરણમા નમસ્કાર કરીને બહાર નીકળ્યા અને કુદરતના જૂદા જૂદા પદાર્થોમાંથી ઇશ્વરસબધી જ્ઞાન મેળવવા લાગ્યા. ગુરુદત્તાત્રય એ સમયમા તત્ત્વબોધ, આત્મજ્ઞાન, અને ઇશ્વરસબંધી જ્ઞાનમાં એક્કા ગણાતા હતા.

આ સમયે અનસૂયા ચન્દ્રવંશી રાજાઓની રાજધાની પ્રતિષ્ઠાનપુરમાં આવી, ત્યા નર્મદા નામની એક ઋષિપત્ની રહેતી હતી એ ઘણીજ પતિવ્રતા સ્ત્રી હતી એના પતિનુ શરીર રોગથી ગળી ગયુ હતુ, નર્મદાની પતિભક્તિથી પ્રસન્ન થઈ જઇને અનસૂયાએ તેના પતિને સાજો કર્યો

મહાત્મા રામચન્દ્રજી જે સમયે વનવાસની દશામા ફરતા ફરતા અત્રિ ઋષિના આશ્રમમા આવી પહોચ્યા, ત્યારે એ ઋષિએ તેમનો આદરસત્કાર કરીને પહેલા પોતાની પત્નીનું જીવનચરિત્ર તેમને સભળાવ્યુ, અને તેનો ઉપદેશ સાભળવાની સીતાને આજ્ઞા કરી. સીતાદેવી ઘણી શ્રદ્ધાપૂર્વક અનસૂયાના ચરણકમળમા પડયા અનસૂયાએ ઘણી સારી રીતે તેમનો આદર-સત્કાર કર્યો એમને દિવ્ય વસ્ત્ર પહેરાવ્યા, સુગધિદાર તેલથી તેમના માથાના વાળ ઓળ્યા, અને પછી મૃદુ વચનમા નારીધર્મસબધી ઉપદેશ આપ્યો એ ઉત્તમ ઉપદેશ દરેક સ્ત્રીએ મોએ કરવા યોગ્ય હોવાથી અમે મહાત્મા તુલસીદાસજીના શબ્દોનેજ અહિ ઉતારીએ છીએ

*માતપિતા ભ્રાતા હિતકારી, મિતસુખપ્રદ સુનુ રાજકુમારી,

* સરખાવો કવિ ગિરધરકૃત રામાયણ

અનસૂયા કરુણા કરી બોલ્યા, સાભળ હો સીતાય
સ્ત્રીને સ્વામીની સેવા કરવી, મોક્ષ ધર્મ છે એહ,
સાચી વાત પતિને કહેવી, રાખવો નહિ સદેહ
અધ પગુ ને દરિદ્રિ રોગી અમની પાપી કામી,
પણ ઇશ સમાન પતિને ગણવો જે પોતાનો સ્વામી
આપત્કાળે દુખ વેળાએ, રહીયે સ્વામીની સાથ,
અખડ આજ્ઞા પાળીએ ભરથાર, કયારે ન દુભિયે નાથ
ઈશ્વર આપી હોય ત્રણી મ પતિ, દાસદાસી થેગ ધર્મ,
પણ સ્વામી સેવા સ્વહસ્તે કરવી, એહ સતીનો ધર્મ.
નિર્દય શઠ મૂરખ પતિ હોય તો પણ, તેની સેવા કરીયે,
સ્વામીને ચરણે ચીત્ત રાખીને, ભવસાગરને તરીયે
પતિવ્રત ચુક વ્યભિચાર સ્ત્રી, તેનો સગ ન સ્વપને કીજે,
ઇશ્વર સમ અન્ય પુરુષ હોય તો પણ તેશુ ચિત નવ દીજે
પહેલા પતિ પછી પરમેશ્વર, ભજીયે એક સ્વરૂપ,
તે મતિ કેરી વહતા બ્રહ્મા ઠરપતિ ભૂપ
એમ પ્રતિજ્ઞા તે સાચી, જેકો પાળે વ્રત પતિનુ,
તપસ્વી કેરા તપથી વાધે, અદકુ તેજ સતીનુ
સુણી સીતા તુ પરમ સાધ્વી, લક્ષ્મીનો અવતાર,
તુજને હુ શો ધર્મ શીખવુ, ત્રિભુવન પતિની નાર

અમિતદાની ભર્તા વૈદેહી, અધમનારી જો સેવ ન તેહી,
ધીરજ, ધર્મ, મિત્ર અરૂ નારી, આપદ કાલ પરખિયે ચારી.
વૃદ્ધ રોગવશ જડ ધનહીના, અન્ધ બધિર ક્રોધી અતિ દીના,
એસેહુ પતિકર કીય અપમાના, નારિ પાવ યમપુર દુ.ખ નાના
એકૈ ધર્મ એક વ્રત નેમા, કાય વચન મન પતિપદ પ્રેમા,
જગ પતિવ્રતાચારી બિધિ અહહી, વેદપુરાણુ સન્ત અસ કહહીં

ઉત્તમ, મધ્યમ, નીચ અને લઘુ સ્ત્રી કોને ગણુવી તે વિષયમા સતી અનસૂયાજીએ ઉપદેશ આપ્યો કે —

ઉત્તમ કે અસ બસ મનમાહી, સ્વપ્નેહુ આન પુરુષ જગ માહી,
મધ્યમ પરપતિ દેખહિ કૈસે, ભ્રતાપિતા પુત્ર નિજ જૈસે
ધર્મ બિચારિ સમુઝિ કુલ રહહી, સો નિકૃષ્ટ તિય શ્રુતિ અસ કહહીં,
બિનુ અવસર ભય તે રહ જોઈ, જાનેહુ અધમ નારી જગ સોઇ
પતિવચક પરપતિરતિ કરઈ, રૌરવ નરક કલ્પશત પરઈ,
ક્ષણું સુખલાગિ જન્મ શતકોટી, દુ ખ ન સમઝ તેહિ સમ કો ખોટી
બિનુ શ્રમ નારિ પરમગતિ લહઈ, પાતેવ્રતધર્મ છાડી છલ ગહઈ,
પતિ પ્રતિકૂલ જનમિ જહ જાઈ, વિધવા હોઇ પાઇ તરૂણાઈ.
( તુલસીકૃત રામાયણુ )

ભાવાર્થ -હે રાજકિશોરી સીતા ! સાભળો, માતા, પિતા, ભાઇ, હિતૈષી, એ બધા અન્દાજની અદર વસ્તુઓને આપનારા છે, પરન્તુ હે વૈદેહી ! પતિ તો અમિત (પાર વગરનું) સુખ આપનારો છે જે સ્ત્રી એવા પતિની સેવા નથી કરતી તે અધમ છે

હે સીતા ! ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રી એ ચારેની પરીક્ષા આફતની વખતે કરવી જોઈએ પતિ ઘરડો, રોગી, મૂર્ખ, ધનહીન, આધળો, બહેરો, ક્રોધી કે અત્યત ગરીબ હોય તોપણુ એનુ અપમાન કરવાથી સ્ત્રી યમપુરીમા અનેક પ્રકારના દુ ખ પામે છે. સ્ત્રીને સારૂ એકજ ધર્મ અને એકજ વ્રતનિયમ છે કે કાયાથી, મનથી, વચનથી પતિના ચરણોમા પ્રેમ રાખવો

વેદ, પુરાણુ અને બધા સત પુરુષો કહી ગયા છે કે જગતમા પતિવ્રતાઓ ચાર પ્રકારની હોય છે.

ઉત્તમ સ્ત્રીના મનમા એવો નિશ્ચય થઇ જાય છે કે મારે માટે આખી દુનિયામાં પતિ સિવાય સ્વપ્નમા પણુ બીજો કોઇ પુરુષજ નથી. મધ્યમ સ્ત્રી

બીજી સ્ત્રીના પતિને પોતાના ભાઇ, પિતા કે પુત્રની સમાન દેખે છે

જે સ્ત્રી ધર્મનો વિચાર કરીને અને કુળની રીત સમજીને સારા માર્ગમા રહી જાય (અર્થાત્ જેનુ ચિત્ત તો પરપુરુષને જોઇને ચળે પણ હું સારા ઘરની છું, મારા કુકર્મથી કુટુબને કલક લાગશે એવું વિચારીને ચિત્તના વિકારને રોકી દે) તે સ્ત્રી નીચલા પ્રકારની છે, એવુ વેદમા કહ્યુ છે જે સ્ત્રી અવસર ન મળ્યાથી, અથવા લોકલાજની બીકથી વ્યભિચારથી બચી-જાય તે અધમ પ્રકારની સમજવી

જે સ્ત્રી પોતાના પતિથી છળ કરીને બીજાના પતિ સાથે પ્રેમ કરે છે, તે સો કલ્પસુધી રૌરવ નરકમા પડે છે ઘડી ભરના સુખને માટે સેકડો કરોડો જન્મ સુધી ભોગવવાના દુ:ખને જે ન સમજે, તેના જેવી મૂર્ખ સ્ત્રી બીજી કઇ હોય ! જે સ્ત્રી છળકપટને છોડી દઇને પતિવ્રતા ધર્મનું પાલન કરે છે, તે વગર પરિશ્રમેજ પરમ ગતિને પામે છે જે નારી પતિની વિરુદ્ધ ચાલે છે તે બીજા જન્મમા તરુણ અવસ્થામાજ વિધવા થાય છે

( રામાયણ–અરણ્યકાણ્ડ )

અનસૂયાના આવા સુદર ઉપદેશથી સીતાદેવી ઘણા પ્રસન્ન થયા અને તેમણે અનસૂયાનો ઘણોજ ઉપકાર માન્યો

અનસૂયાની આખી ઉમર પતિસેવામા વ્યતીત થઇ હતી પતિના ધ્યાનમા મગ્ન થઇને એ યોગીઓની પેઠે રહેતી હતી પતિ તથા વિદ્વાન પુત્રો પણ તેનું ઘણુ માન રાખતા, અને તેનો સારો આદરસત્કાર કરતા જે કોઇ અત્રિમુનિના આશ્રમમા જતા તે દેવી અનસૂયાની પૂજા કરતા અને તેના પવિત્ર ઉપદેશના એક એક શબ્દને રત્ન સમાન ગણીને પોતાના હૃદયમા સઘરી રાખતા આ પતિવ્રતા સતીનો પ્રભાવ આખા સસાર ઉપર પડયો છે અનસૂયાનુ પવિત્ર ચરિત્ર ન જાણતી હોય એવી ઘણી થોડી સ્ત્રીઓ હશે, તેઓ પણ અનસૂયાએ બતાવેલા ધર્મના માર્ગ ઉપર ચાલીને પોતાના પતિને તથા સતાનોને સુખી અને પવિત્ર બનાવે એજ પ્રાર્થના છે

# रत्न ६४ मुं–सरमा




સન્નારી ગન્ધર્વરાજ મહાત્મા શૈલૂષની પુત્રી અને રાક્ષસરાજ લંકાપતિ રાવણના ભાઇ વિભીષણની પત્ની હતી સતી સીતાજીને સમજાવી તથા ધમકાવીને પોતાને વશ કરવાના ઇરાદાથી દુષ્ટમતિવાળા રાવણે જે સ્ત્રીઓને તેની પાસે અશોક વનમા રાખી હતી, તેમા સરમા પણ હતી. સીતાના શત્રુપક્ષની સ્ત્રી હોવા છતા પણ એ ન્યાયપરાયણ હતી. સીતાની નિર્દોષતા, સરળ સ્વભાવ, પતિભક્તિ આદિ જોઇને તેને સ્વભાવત તેમના ઉપર પ્રીતિ અને ભક્તિભાવ ઉત્પન્ન થયા હતા બીજી દાસીઓ અનેક પ્રકારે સીતાજીને કષ્ટ આપતી, તથા નિંદાયુક્ત શબ્દો બોલીને તેમના કોમળ હૃદયને આઘાત પહોચાડતી. ત્યારે સરમા સદા તેમને મૃદુ વચનથી આશ્વાસન આપતી, અને તેમના દુ.ખનો ભાર ઓછો કરવા યત્ન કરતી

એક વખતે રાવણે પોતાની માયાના બળવડે શ્રી રામચંદ્રજીનુ ઘવાયલુ મસ્તક તથા તેમનું ધનુષ્ય સીતાજીને બતાવવા મોકલ્યા આ જોતા વારજ સરળ હૃદયા સીતા સમજી ગયા કે પતિદેવનો આ અધમ રાક્ષસે વધ કર્યો છે એ સમયે તેમને અતિશય દુ ખ ઉપજ્યુ તેમણે પાષાણ જેવા હૃદયને પણ પીગળાવી નાખે એવુ દારુણ કલ્પાત કરવા માંડયુ પતિના છિન્ન મસ્તકના સામુ જોઇને સીતાજી પુષ્કળ કલ્પાત કરી રહ્યા હતા તેવામા તેમની સખી સરમા ત્યા આવી પહોચી સીતાજીને શોકગ્રસ્ત જોઇને એ તેમની પાસે બેઠી તથા મધુર અને કોમળ વચનોથી આશ્વાસન આપવા લાગી કે હે સીતા ! તમે રાક્ષસોની માયાજાળમા ફસાઇ જઇને શામાટે મિથ્યા કલ્પાત કરી રહ્યા છો ? સરમા ઉપર સીતાજીનો પણ વિશેષ પ્રેમ તથા વિશ્વાસ હતો તેને મોઍથી આવાં વચનો સાભળીને તે પણ આશ્ચર્ય પામ્યા સરમાએ તેમને ભોંય ઉપરથી ઉઠાડીને સ્નેહપૂર્વક કહ્યુ મારા વચનથી તમે આશ્ચર્ય પામો છો, પણ એમા આશ્ચર્ય પામવાનુ નથી હુ કહુ છું તે ખરૂં છે. તમે રાવણની મિથ્યા પ્રપચજાળથી છેતરાયા છો. મહાવીર રામચંદ્રનો વધ કરવાની શક્તિ અહીં કોઇનામા પણ નથી એ મારી ખાત્રી છે એ જાગતા હોય ત્યારે તો તેમની સાથે યુદ્ધ કરીને પરાજય કરવાની વાતજ કયા રહી, પણ શયનાવસ્થામાંએ તેમનો વધ કરવા કોઇ સમર્થ નથી. વળી વૃક્ષોપર

વસનારી અને ફળાહાર કરીને જીવનારી તેમની વાનરસેના પણ ઘણી બળ-વાન છે, અને કોઈનાથી પરાજીત થાય એમ નથી વળી રામચદ્ર પણ મહા પ્રતાપશાળી અને લાબી ભુજાઓવાળા છે, તેમના જેવો ધનુર્ધારી અને ધર્માત્મા પુરુષ ત્રણે લોકમા કોઇ નથી એ ઘણા પરાક્રમી અને પોતાનુ તથા અન્યનું સરક્ષણ કરે એવા સમર્થ છે. નીતિશાસ્ત્રમા તે ઘણા નિપુણ છે લક્ષ્મણ જેવા બળવાન ભાઈ તેમની મદદે છે, તો પછી એ બીજાઓને મારે એજ સંભવિત છે એ પોતે રાક્ષસોને હાથે ઘાયલ થાય એ કદિ પણ સંભવિત નથી માયાવી રાવણે તમને છેતરવા માટે તેમનું બનાવટી મસ્તક તથા ધનુષ્ય તમને બતાવ્યા છે સીતા ! તમારો શોકાગ્નિ નાશ પામશે. નક્કી હવે તમારૂ કલ્યાણ થવાનુ છે હવે દૈવ બધી રીતે સાનુકૂળ થઇને તમારૂ મગળ સાધશે હું જાતે જઇને જોઇ આવી છુ કે, વાનરસેનાસહિત રામચદ્રજીએ સમુદ્ર પાર ઉતરીને દક્ષિણ કિનારા ઉપર પડાવ નાખ્યો છે મે એ પણ જોયુ છે કે, વાનરસૈન્ય રામલક્ષ્મણનુ ચારે તરફથી સરક્ષણ કરી રહ્યુ છે. રાક્ષસરાજ રાવણે તેમની બાતમી મેળવવા સારૂ જે રાક્ષસોને મોકલ્યા હતા તેમને રામની શક્તિનો પૂરેપૂરો પરિચય મળ્યો છે રાવણ હવે પ્રધાનોની સલાહ લઇ રહ્યો છે સરમા સીતાની સાથે આ પ્રમાણે વાર્તાલાપ કરતી હતી એટલામા યુદ્ધની તૈયારી સૂચવનારો ભેરીનાદ સભળાયો એ નાદ સાભળીને સરમાએ મધુર કઠથી સીતાને કહ્યુ ‘ જાનકી ! મેઘગર્જનાની પેઠે આ પ્રચડ ભેરીનાદ થઇ રહ્યો છે, તે સાભળો મત્ત હાથીઓ બધા સજ્જ થઈ ગયા છે, રથ અને ઘોડાઓ પણ તૈયાર છે સવારો બધા એકઠા થયા છે અને અસખ્ય હથિયારબધ વીરો યુદ્ધને માટે પ્રયાણ કરી રહ્યા છે આજે લકાપુરીના રસ્તામા જ્યા જુઓ ત્યા સૈનિકોજ દેખાય છે સમુદ્રની પેઠે આજે એ સૈનિકો ગર્જના કરી રહ્યા છે જાનકી ! ધ્યાન દઇને જુઓ. એ સૈનિકો ચળકતા હથિયારો સાથે રાવણની પછાડી પછાડી યુદ્ધભૂમિ તરફ અગ્રસર થઇ રહ્યા છે ખાત્રી રાખજો કે આ યુદ્ધમા તમારા પતિનો વિજય થશે અને દશાનન રાવણનો સહાર કરીને રામચદ્રજી તમને મળવા આવશે એ વખતે તમે સ્વામીના ખોળામાં સુખે શયન કરશો અને કઠાલિગનપૂર્વક મનમાને મનમા અપૂર્વ સુખ અનુભવીને આનદાશ્રુ વરસાવશો હે સુન્દરિ ! તમે થોડાજ સમયમા આ વિપત્તિમાથી સપૂર્ણરૂપે મુક્ત થશો. ઘણા દિવસથી વિખરાઇ ગયેલા

તમારા કેશને હોળીને તમારા પતિ પ્રણયપૂર્વક તમને ઉત્સગમા બેસાડશે. તેમનુ પૂર્ણચદ્રના જેવુ પ્રફુલ્લિત મુખ જોઇને તમારો બધો શોક જતો રહેશે હે મૈથિલિ ! રાક્ષસ દશાનનના મૃત્યુ પછી તમે સર્વ પ્રકારના સુખ વૈભવ ભોગવવાને ભાગ્યશાળી થશો ' આ પ્રમાણે સરમાએ શોકાકુલ સીતાને તાપથી તપેલી પૃથ્વીને વરસાદ જેવી રીતે શાત કરે, તેવી રીતે શાત કર્યા. ત્યાર પછી સીતાએ જાણુવા માગ્યું કે રાવણે પોતાના મત્રીઓની સલાહ પૂછી હતી તેનુ શુ પરિણામ આવ્યુ છે ? સીતાની આજ્ઞામુજબ સરમા જે સ્થળે રાવણુ પોતાના પ્રધાનો અને સેનાપતિઓ સાથે બેઠો હતો ત્યા ગઇ અને ત્યા તેમની સઘળી વાતચીત સાભળીને થોડાજ વખતમા પાછી અશોકવનમા આવી સીતા એ વખતે ઘણી આતુરતાથી તેની વાટ જોઇ રહ્યા હતા તેને જોતાવારજ સીતાએ તેને સ્નેહપૂર્વક આલિગન દઇને બેસવાનુ આસન આપ્યુ, તથા ધીરે સ્વરે કહ્યુ ' હે સુન્દરિ ! ક્રૂરમતિ રાવણુની યોજનાઓ સબધી જે ખબર તુ લઇ આવી હોય તે વિસ્તારપૂર્વક મને કહે ' સીતાએ ધ્રૂજતે ધ્રૂજતે આ પ્રમાણે કહ્યુ, એટલે સરમા રાવણુની બધી યોજનાઓ વિસ્તારથી કહેવા લાગી કે રાક્ષસરાજની માએ તમને છોડી મૂકવા સારૂ પોતાના પુત્ર રાવણુને સ્નેહપૂર્વક ઘણુ એ સમજાવ્યો, વૃદ્ધ મત્રીએ પણ તેને ઘણી શિખામણ આપી, પણ લોભીઓ મનુષ્ય જે પ્રમાણે મરતાસુધી ધનને છોડતો નથી તે પ્રમાણે એ દુષ્ટ રાવણુ તમારો પણ ત્યાગ કરવા તૈયાર થયો નથી તેણે નિશ્ચય કર્યો છે કે મારા દેહમા જીવ છે ત્યાસુધી તો હુ સીતાને કદિ રામના હાથમા સોપવાનો નથી. તેનું મોત પાસે આવ્યુ છે માટેજ તેને આવી મતિ સૂઝી છે. આ સગ્રામમા રાવણુ જરૂર માર્યો જશે અને તમે પતિની સાથે સુખપૂર્વક અયોધ્યા નગરીમા સીધાવશો

આ પ્રમાણે નિર્જન સ્થાનમા જે વખતે સીતા દેવીને કોઇ પણ સલાહ કે દિલાસો આપનાર નહોતુ, તે વખતે સરમાએ ખરા અતઃકરણથી તેમને સહાય આપીને તથા તેમના શોકતપ્ત હૃદયને આશ્વાસન આપીને ખરો સખી-ધર્મ બજાવ્યો. સુખ અને વૈભવમા તો સૌ કોઇ સ્નેહ બતાવવા તૈયાર થાય છે, પણ વિપત્તિને સમયે સીતાજીને સલાહ તથા આશ્વાસન આપી દુઃખમા ભાગ પડાવનાર સરમાને ધન્ય છે

# रत्न ६५ मुं–सुलोचना



એ શેષનાગની પુત્રી અને લંકાપતિ રાક્ષસરાજ રાવણના પુત્ર ઇન્દ્રજીતની પત્ની હતી રાક્ષસકુળમાં સંબંધ થયા છતાં પણ તે ઘણી સુશીલ અને ધાર્મિક સ્ત્રી હતી, કારણ કે બચપણથીજ તેને સારૂ શિક્ષણ મળ્યું હતું. તેનો સસરો રાવણ જ્યારે કોઈ દુષ્ટ કામ કરતો ત્યારે તેનું હૃદય ઘણું કાંપતું તે ઘણી દયાળુ હતી અને પોતાથી બને તેટલી દયા ગરીબો ઉપર બતાવતી હતી રાક્ષસો જે લોકોને પીડા આપતા હતા તેમને આ કોમળ હૃદયની સન્નારી મધુર વચનોથી આશ્વાસન આપતી હતી એ ઘણી પતિવ્રતા અને કુટુંબવત્સલ હતી આખી લંકામાં જે સમયે અવિવેક, ક્રૂરતા અને દુરાચાર ફેલાઈ રહ્યા હતા, તે સમયે પણ સુલોચનાએ વિવેક, દયા અને સદાચારને માટે પ્રસિદ્ધિ મેળવી હતી પ્રસંગોપાત એ પોતાના વીર પતિને પણ સદાચાર અને સદ્‌વર્તનનો ઉપદેશ આપતી હતી. તેના ઉપર શ્વશુરપક્ષના સર્વ મનુષ્યો ઘણા પ્રસન્ન રહેતા હતા ટુંકામાં એ એક આદર્શરૂપ પતિવ્રતા સ્ત્રી હતી, અને તેથી એ સર્વને પ્રિય નીવડી હતી

જે સમયે રાવણ સીતાજીનું હરણ કરીને લંકામાં ગયો હતો, તે સમયે આ ધર્માત્મા સ્ત્રીએ પોતાના પતિને કહ્યું હતું કે ' તમારા પિતાજીએ આ સારૂ કામ નથી કર્યું પારકી સ્ત્રી, એ ઉમરના પ્રમાણમાં મા, બેન અને કન્યા બરોબર છે પરસ્ત્રી ઉપર દાનત બગાડવી એ નરકમાં જવાનો સીધો રસ્તો છે રાજાઓએ તો સદા સારે માર્ગે ચાલવું જોઇએ કે જેથી પ્રજા પણ તેમનું અનુકરણ કરે

સુલોચનાનું કહેવું ઘણુંજ વ્યાજબી હતું, પણ દુષ્ટબુદ્ધિ રાક્ષસે એ સન્નારીની સલાહ ઉપર જરા પણ લક્ષ્ય ન આપ્યું. રાવણે સીતાજીને બંધનમુક્ત કર્યાં નહિ અને ભગવાન રામચંદ્ર સમુદ્ર ઓળંગીને વાદરાઓની સેના સાથે લંકા જઇ પહોંચ્યા ઘોર સંગ્રામ મચી રહ્યો સુલોચનાનો પતિ ઇન્દ્રજીત ઘણોજ પરાક્રમી હતો તેણે ઇન્દ્રને એક વાર જીત્યો હતો, ત્યારથીજ એ ઇન્દ્રજીતની ઉપાધિથી પ્રસિદ્ધ થયો હતો, પરન્તુ મહાવીર રામચન્દ્રના બળ આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ, અને આખરે લક્ષ્મણને હાથે ઘાયલ થઇને મરણ પામ્યો એમ કહેવાય છે કે જે વખતે ઇન્દ્રજીત

માર્યો ગયો તે વખતે તેનું મસ્તક અને ધડ તો ત્યા રણભૂમિમાજ પડ્યાં રહ્યા, પણ તેનો જમણો હાથ ઉડીને સુલોચનાના મહેલમા જઇને પડ્યો એ વખતે સુલોચના ક્યા હતી અને શું કરતી હતી તે અમે ગુર્જર કવિ ગિરધરના શબ્દોમા વર્ણવીશુ

તન ભૂમિ પડ્યુ રણમાહે, ભુજ ઉડી આવ્યા પુરમાહે.
ઈન્દ્રજીતનું આગણુ જેહ, મણિબધ રચ્યુ છે તેહ
આવી તે ચોકમા પડયો હસ્ત, અલકાર સહિત સમસ્ત.
અગના ઇન્દ્રજીતની ત્યાહે, તે સુલોચના મદિર માહે
શેષ નાગ તણી એ કુમારી, સુદરી રૂપ શોભા સારી
પરમ સતી શિરોમણ મેહરી, ગણુ લાવણ્ય સાગર લહરી
જેનુ રૂપ જોઇ રતી લાજે, ઉપમા નથી એને કાજે
એનો જોઇને સુંદરતા વેશ, મોહ પામે મોટા મુનેશ.
કામદેવને કામ ઉપજાવે, ચદ્ર ચપક કનક લજાવે
અગનો જેવો સુવાસ મેહેકે, એક કોસ સુધી તો બહેકે
જે નૈષધરાયની રાણી, કાવ્યમા દમયતી વખાણી.
તે પણ શેષકન્યા સમ નાવે, એવી રાવણસુતવધૂ કાવે
મીનાકારી મહેલમા લાવી, બેઠી હેમ હીડોળે રૂપાળી
અગના ઝળકે અલકાર, જાણે વિદ્યુતના ચળકાર.
વિધુવદની કલકરહિત, મુખકમળ સુહાસ્ય સહિત
દેવ ગધર્વ કિન્નર કુવરી, એવી અનેક છે પાસે કિંકરી
તે સુલોચનાની નિત્યમેવ, અહોરાત્રી કરે છે સેવ
કિન્નરકન્યાઓ શચી સમાન, કરે મધુર સ્વરેથી ગાન.
કો વજાડે વીણા ને મૃદગ, કોઈ શણગાર સજતી અગ
કોઇ સખી સનમુખ ઝુલાવે, કોઈ વાત કરીને રીઝાવે
કોઇ ચામર વીંજન યોગ, કો સખી આપે ઉપભોગ.
પારીજાત્યના પુષ્પજ લાવે, સખી હાર ગુંથીને પહેરાવે.
એમ આનંદમા સુલોચન, બેઠી પતિપદ શુ જેનુ મન.
તે સમે ઈન્દ્રજીતનો હસ્ત, ચોકમા પડયો આવી તટસ્થ.
વિખબિદુ સુધામા જેમ, પડી આવે થયું છે તેમ.
દાસીએ આવી જોયુ ત્યાહે, દીઠુ વિપરીત ચોક માંહે.

તેણે કહ્યુ સતીને આવી, બાઇ આજ ખુટયુ તમ ભાવી
આકાશ મારગથી અસ્ત, પડ્યો આવી સ્વામીનો હસ્ત

આ સમાચારથી રગમા ભગ પડી ગયો. સુલોચનાના હોશ કોશ ઉડી ગયા બેબાકળી થઇને તે ઉઠી

"એ સખીને સ્કધે ધરી પાણી, ચાલી બારણે આવી રાણી.
જુવે તો ચોકમા પડ્યો હાથ, નિશ્ચે ઓળખ્યો એ કર નાથ
પચ મુદ્રિકા રત્ન ખચીત, મણી કકણ બાજુ સહિત

હસ્તને ઓળખતા વારજ તે મૂર્છા ખાઇને ધરણી ઉપર ઢળી પડી. સખીઓએ પાણી છાટી તથા પખો કરીને શુદ્ધિમા આણી ત્યારે એ માથુ કુટીને રોદન કરવા લાગી સ્વામીના હાથને એણે પ્રેમપૂર્વક છાતી સરસો ચાપ્યો, અને વિલાપ કરવા લાગી

"હા હા નાથ આ શુ કર્યું કામ, પૂરણ બ્રહ્મ સનાતન રામ,
હતી જીતવાની મોટી હામ, * * * * *
તે રામને સમર્પ્યા પ્રાણ, તમો ઇચ્છયુ તમારૂ કલ્યાણ,
પામ્યા પ્રાણપતિ કેમ મર્ણ, હવે હું રહીશ કોને શર્ણ ?
વરતમાન મરણનુ કાજ, લખી દેખાડો મુજને આજ

એણે એ હાથની આગળ કાગળ, ખડિયો અને કલમ મૂકય, અને કહ્યુ કે

કોણે માર્યા તમને કથ, કર આવ્યો તે આકાશપથ,
ત્યારે શરીર રહ્યુ છે કયાહે, લખી દેખાડો કાગળ માહે
જો હુ શુદ્ધ પતિવ્રતા હોય, લખજો મુજ સત્યથી સોય
ત્યારે ચૈતન્ય થઇ કર ત્યાહે, ગ્રહી કલમ લખ્યુ પત્ર માહે.
જે થયુ રણમા વૃત્તાત, તે લખ્યુ સહુ ભાગીને ભ્રાન્ત,
હોમ વિધ્વસ યુદ્ધ વિસ્તાર, લખ્યુ પ્રથમ તે પત્ર મોઝાર
હે પ્રિયે જે સુત સુમિત્ર, મહા તપસ્વી ને પુણ્ય પવિત્ર
નીદ્રાજીત લક્ષ્મણ નિરાહારી, શુદ્ધ સત્યવાદી ને બ્રહ્મચારી
તે લક્ષ્મણે છેદ્યુ મુજ શીષ, લેઇ ગયા જ્યા જગદીશ
રણમા પડ્યુ છે મુજ તન, પૃથ્વી ઉપર થઇને પતન.
અહી ઉડીને આવ્યો એક ભુજ, વરતમાન જણાવું તુજ.
હુ ઓળધ્યો માયા નદીઘાટ, પેલી તીરે જોઉ છું તારી વાટ
સ્વદેહે ગયા વિભીષણ શર્ણ, હું ગયો દેહ ત્યાગીને તરણ

કર્યા મિત્ર મે શ્રીજગદીશ, મુકી કૃપણુતા અર્પ્યુ શીશ.
માટે આ દુ ખ રૂપ સસાર, તજી રામ શરણુ ગયો નાર
રામ ચરણે રહેતા ટળ્યુ દુ ખ, હુ પામ્યો છુ બ્રહ્માનંદ સુખ

સુલોચનાની ખાત્રી થઇ કે પતિનો યુદ્ધક્ષેત્રમા વધ થયો છે એણે સતી થવાનો નિશ્ચય કર્યો, અને પોતાનો નિશ્ચય જણાવવા સારૂ સાસુ મંદોદરી પાસે જઇને કહેવા લાગી “ સાસુજી ! આજે મારો સૌભાગ્ય સૂર્ય અસ્ત પામ્યો છે આજ મારૂ સર્વસ્વ નષ્ટ થઈ ગયુ, સસારમા હવે મારૂં કોઇ નથી સ્ત્રીને માટે તો પતિ એજ સર્વસ્વ છે પતિવિના સ્ત્રીનુ જીવન નિરર્થક છે માટે હવે તમે મારા પતિનુ મસ્તક મગાવી આપો, એટલે હુ તેમને ખોળામા લઇને સહગમન કરૂ ”

મદોદરીએ એ વાત રાવણને જણાવી રાવણે પુત્રના મૃત્યુના સમાચારથી ઘણુંજ કલ્પાત કર્યું, અને ક્રોધથી પોતાના યોદ્ધાઓને આજ્ઞા આપી કે તમે સત્વર જઇને રામ અને લક્ષ્મણનો સંહાર કરો, તથા ઇન્દ્રજીતનું શિર લાવી આપો મંદોદરી સમજી ગઈ કે પતિ હજી ઠેકાણે આવ્યા નથી, આ તો બાજી ઉલટી બગડી રહી છે એણે સુલોચનાને સલાહ આપી કે.—

“ અરે બાપ જા તું રામની પાસે, લાવ્ય માગીને શીશ.
નિશ્ચે તુજને આપશે છે દયાળુ શ્રીજગદીશ
ધરમધોરી ધર ભક્ત વત્સલ, પ્રભુ કરુણા સિધુ ઉદાર.
દીનબધુ શરણાગત ત્રાતા, દશરથ રાજકુમાર.
એક પત્નીવ્રત જાનકીજીવન, અવર તે માત સમાન.
એક બાણુ એક વચન સત્યનિધિ, એવા છે ભગવાન.
તે રામના તું દરશન કરજે, અત સમે સુણી માય
એ જન્મ ધર્યાનો પરમલાભ છે, જે થકી બધ મુકાય.

* * * * * * * * * * * * * *

માટે કુળવધુ સુખે શીષ લાવ્ય, તુ જાય જઇ રઘુરાય ”

સાસુની એ શીખામણ માનીને સુલોચના બે ચાર વિશ્વાસુ દાસીઓને લઈને રામચન્દ્રજી પાસે પતિનુ મસ્તક માગવા યુદ્ધભૂમિમા ગઈ વિભીષણે રામચન્દ્રજીને એનો પરિચય કરાવતા કહ્યું કે

“મહારાજ એ શેષની કન્યા, ઇન્દ્રજીતની રાણી
એ સતિ કેરૂં નામજ લેતા બળિ જાય સર્વે પાપ.

એ સ્વામી તણુ શીર લેવા આવી, સહગમન કરવા આપ"

સુલોચનાએ પણ રામચન્દ્રજીના ચરણમા સાષ્ટાગ દંડવત્ પ્રણામ કરીને તેમની ભક્તિભાવપૂર્વક સ્તુતિ કરીને પ્રાર્થના કરી કે:-

બંધન છુટી દેહને હવે શીર આપો મુજ સ્વામીતણુ,
સહગમન કરવા પતિ સાથે મુને વિલબ થાયે ઘણુ
વર્તમાન જાણ્યુ નાથનુ, પંચ પ્રાણ તો તત્ક્ષણ ગયા,
પણ દેહનિમિત્ત શીર માગવા આવી, તે આપો કરીને મયા"

રાવણની પુત્રવધુની ઉચ્ચ કુળની અગનાઓને શોભે એવી પતિભક્તિ જોઇને રામચદ્ર ઘણાજ પ્રસન્ન થયા; અને કહ્યુ -

"ધન્ય શેષકન્યા સાધવી, સઉ સ્ત્રીઓમા રત્નરૂપ છે,
જેમ નદીઓ મધ્યે જાન્હવી

ત્યાર પછી સુલોચનાને પતિના મૃત્યુના સમાચાર શી રીતે મળ્યા તે સબધમાં તેની સાથે પૃછપરછ કરીને રામચદ્રે એના પતિનુ મસ્તક એને સોપવાની વાનરોને આજ્ઞા આપી. સુલોચનાએ એ મસ્તકને હૃદય સરસું ચાપીને ઘણોજ વિલાપ કર્યો કે.-

"હે પ્રાણવલ્લભ ! મે તો આપને પહેલેથીજ વિનતિ કરી હતી કે સીતાને બધનમાં રાખી મૂકવામા સાર નથી પરસ્ત્રી તરફ કુદૃષ્ટિ કરનાર નરકમા જાય છે, અને એ મહાપાપ કરનાર પિતાનો પક્ષપાત કરવા જતા તમારા જેવા વીરની પણ આવી દશા થઈ હોય ! દૈવ ! મારા પિતા આ વખતે જીવતા હોત, તો તમારી આ દશા ન થાત"

એમ કહેવાય છે કે સુલોચનાના આ શબ્દો સાભળીને ઇન્દ્રજીતનુ કપાઇ ગયેલું મસ્તક પણ હસ્યુ હસવાનુ કારણ એમ દર્શાવાય છે કે લક્ષ્મણ શેષનાગના અવતાર મનાતા હતા અને તેમનેજ હાથે ઇન્દ્રજીતનો વધ થયો હતો

ત્યાર પછી સુલોચનાએ સુખડની ચિતા સળગાવી, પતિના દેહને ખોળામા લઈને એ ચિતામા પ્રવેશ કર્યો, તથા પોતાના અગુઠામાથી અગ્નિ ઉત્પન્ન કરીને જોતજોતામા ભસ્મ થઇ ગઇ ધન્ય છે એ રમણીરત્નને !





# रत्न ६६ मुं–शुचिस्मिता

મહાત્મા કરુણ મુનિની પત્નિ હતી, અને અતિશય પતિવ્રતા હતી, પોતાના સતીત્વના બળથી એણે મૃત પતિને પણ જીવતો કર્યો હતો.

વસિષ્ઠ મુનિના વંશમા ધનંજય નામનો એક ઉત્કૃષ્ટ બ્રાહ્મણ હતો તેને સો પત્નીઓ હતી એમાની શાબાકા નામની પરમ સાધ્વી પત્નિના ગર્ભમા કરુણ મુનિનો જન્મ થયો હતો ધનજય મુનીએ પોતાની માલમીલ્કત બીજી પત્નીઓના છોકરાઓ અને કરુણ મુનિ વચ્ચે સરખે હિસ્સે વહેચી આપી હતી, પણ એમના ઓરમાન ભાઈઓ હમેશા કરુણ મુનિ ઉપર ક્રોધ અને દ્વેષ રાખતા. શુચિસ્મિતા સાથે વિવાહ કરીને કરુણ મુનિએ ભાઈઓથી જુઆરૂ માડયુ એ મુનિ ઘણા ભકિતપરાયણ હતા એક દિવસ એ મુનિઓની સાથે નરસિંહ દેવના દર્શન કરવા ભવના-શીકા નદીને કીનારે ગયા હતા, એ સમયે એક બીજો બ્રાહ્મણ ત્યા થઈને હાથમા એક સુદર ફૂળ લઈને જતો હતો કરુણે એ ઉત્તમ ફૂળ હાથમા લઈને સુઘી લીધુ વગર પૂછયે ફૂળ સુઘવાથી બ્રાહ્મણ, કરુણમુનિ ઉપર ઘણો ગુસ્સે થયો અને તેને શાપ દીધો કે તે મધમાખીના જેવુ આચરણ કર્યું છે, માટે તું સો વર્ષ મધમાખી થઈને જીવીશ તારા પૂર્વના પુણ્યને લીધે તથા તારી સાધ્વી પત્નીના ધર્મબળવડે, મહાત્મા દધીચ મુનિની કૃપાથી એ શાપમાથી તારો છુટકારો થશે

ત્યાર પછી કરુણ મુનિએ ભાર્યાને કહ્યુ પ્રિયે! હુ મુનિના શાપને લીધે સો વર્ષસુધી મધમાખી થઈને રહીશ. તુ મારૂ પાલન કરજે’ શુચિસ્મિ-તાએ કહ્યુ ‘પ્રાણવલ્લભ! પતિ ગમે તે અવસ્થામા હોય તોપણ પત્નીએ સદા દેવતાની માફક તેની પૂજા કરવી જોઇએ હુ જીવ સટ્ટેપણ આપનું પાલન કરીશ’ વાત કરતા કરતા કરુણ મુનિ મધમાખીના રૂપમા બદલાઈ ગયા અને આમ તેમ ઉડવા લાગ્યા શુચિ–સ્મિતા પરમ યત્નપૂર્વક તેમનુ પાલન કરવા લાગી. તેમના ભાઈઓને કરુણ મુનિની આ દશાની ખબર પડી એટલે તેઓ ખુશ થયા અને તેમનો સમૂળગો નાશ કરવા માટે એક દિવસે તેમને તેલમા નાખી દીધા તેલમા પડયાથી મક્ષિકારૂપધારી કરુણે પ્રાણત્યાગ કર્યો, એટલે કૃશોદરી સાધ્વી શુચિ–સ્મિતા મૃતપતિને લઈને ઘણોજ શોક અને

આક્રન્દ કરવા લાગી. 'હે કાન્ત! હે સ્વામી! હવે તમારા વગર મારે કોઈનો આધાર નથી. સ્ત્રીઓને એક માત્ર આધારરૂપ, દેવતારૂપ, સર્વપ્રકારના ધર્મસ્વરૂપ પતિજ છે. હે વિધાતા! પહેલા મને મારી નાખ અને પછી મારા સ્વામીનાથને લઇ જા' સાધ્વી શુચિ–સ્મિતા આ પ્રમાણે બહુ પ્રકારે વિલાપ કરવા લાગી એટલામા મહાદયાળુ સતી અરુન્ધતી ત્યા આવી પહોચ્યા, અને બોલ્યા 'હે શુચિ–સ્મિતા તુ હવનની ભસ્મ લઇ આવ, હુ મત્રથી એ ભસ્મને પવિત્ર કરીને તારા સ્વામીને જીવતો કરીશ તારે રોદન કરવાનુ કાંઈ પ્રયોજન નથી ત્યાર પછી શુચિ–સ્મિતા હવનમાથી ભસ્મ લઈ આવી, દેવી અરુન્ધતીએ એ ભસ્મને મૃત્યુજય મત્રથી પવિત્ર કરીને એ મરી ગયેલી માખીના ઉપર નાખી શુચિ–સ્મિતા પણ ઘણા યત્નપૂર્વક મૃત પતિના ઉપર મદ મદ પખો નાખવા લાગી. દેવી અરુન્ધતીના સતીત્વને લીધે એ મક્ષિકારૂપધારી કરુણ જોત જોતામા જીવતા થઇ ગયા સાધ્વી અરુન્ધતી ઘેર ગયા અને શુચિ–સ્મિતા ફરીથી પતિને પ્રાપ્ત કરીને તેમની સેવા-શુશ્રૂષા કરવામાં રોકાઇ પાછા સો વર્ષ પૂરા થવા આવ્યા, ત્યારે કરણ મુનિના સબધીઓએ ફરીથી એ મક્ષિકાને મારી નાખી શુચિ–સ્મિતા એ મૃત દેહને ઘણા યત્નપૂર્વક દધીચમુનિ પાસે લઈ ગઇ, અને તેમના શરણે જઇને ઘણુ રુદન કરવા લાગી. તેના વિલાપથી દયા આણીને મહાત્મા દધીચે કહ્યુ 'હે સતી! તુ રોઇશ નહિ આ ભસ્મને લીધે તારો સ્વામી જીવતો થઇને મનુષ્યદેહ પામશે મહર્ષિ કશ્યપ પણ એ ભસ્મને લીધેજ પુનર્જીવિત થયા હતા મે પણ એ ભસ્મદ્વારાજ મૃત્યુના પજામાથી રક્ષણ મેળવ્યું છે, અને તેનાથી તારા પતિને પણ જીવતો કરી દઇશ તુ વૃથા શોક ન કરીશ' એમ કહીને દધીચે ભગવાન મહેશ્વરનું શરણ લીધુ ત્યાર પછી મત્રેલી ભસ્મવડે કરુણ મુનિને પુણર્જીવિત કર્યો સાધ્વીના સ્વામીનો શાપમાથી છુટકારો થતાવારજ તેમણે મનુષ્યરૂપ ધારણ કર્યું એ વખતે શુચિ–સ્મિતાના આનદનો પાર રહ્યો નહિ. પોતે આશ્રમમા જઇને દધીચ મુનિને તેમના શિષ્યો સાથે આમત્રણ કર્યું, તથા ખૂબ આગત-સ્વાગતા કરીને તેમને જમાડયા ત્યાર પછીનુ જીવન પણ એણે મહાદેવની અને પતિની ભક્તિ અને સેવામા ગાળ્યુ.

# रत्न ६७ मुं–मनोरमा



મનોરમા, ચન્દ્રવંશી મહારાજા કાર્તવીર્યાર્જુનની સાધ્વી પત્ની હતી એ ઘણી વિદ્વાન, પતિસેવાપરાયણ, પરમ બુદ્ધિવતી, અને સુંદર હતી કાર્તવીર્ય રાજાએ સપ્ત દ્વીપા,સસાગરા પૃથ્વીને જીતી હતી તેમના જેવા ધાર્મિક રાજા ઘણા થોડા થયા છે. રાજા પરશુરામ સાથે યુદ્ધ કરવા તૈયાર થયો હતો એ સાભળતા તેમની પત્ની મનોરમા ઉંચે શ્વાસે દોડતી દોડતી રાજાની પાસે આવી અને એ યુદ્ધ માડી વાળવા માટે તેમને વાર વાર વિનતિ કરવા લાગી રાજા કાર્તવીર્યાર્જુને સભામા પ્રિયપત્ની મનોરમાને આવતી જોઇને પ્રસન્નવદને અને પ્રફુલ્લનેત્રે તેને આલિંગન આપ્યુ તથા સમજાવીને કહ્યુ કે 'પ્રિયે ! મે રાજાઓનો ધર્મ પાળનાર જમદગ્નિ મુનિને યુદ્ધમા મારી નાખ્યા છે, હવે તેનો પુત્ર પરશુરામ પોતાના ભાઇભાડુ સાથે નર્મદાના કિનારે આવી પહોચ્યો છે, અને યુદ્ધ કરવા માટે તેણે મને આમંત્રણ કર્યું છે. તેણે ભવાનીપતિ પાસે વરદાનરૂપે, કદી ચૂકે નહિ એવા હથિયાર મેળવ્યા છે અને તેની મદદથી એણે એકવીશ વાર પૃથ્વીને નક્ષત્રી કરવાની પ્રતિજ્ઞા કરી છે પરશુરામનુ સ્મરણ કરતા તો મારૂ પણ ચિત્ત ક્ષોભ પામે છે, અને મારૂ ડાબું અંગ આખો દહાડો ફરકયા કરે છે. વળી ગઇ રાતે મે અશુભ-ફળપ્રદ ભયંકર સ્વપ્નો પણ જોયા છે રાતે સૂતી વખતે મને જે વાતનો મુદ્દલ વિચાર નહોતો તેવી વાતોના સ્વપ્નાઓએ આખી રાત મને હેરાન કર્યો છે વળી મને પિત્ત કે કફની પીડા પણ નહોતી કે એવા સ્વપ્નો આવે પ્રિયે ! આવા ખરાબ સ્વપ્ન જોયા પછી તરતજ પરશુરામની સાથે યુદ્ધ કરવાનો વારો આવ્યો છે. માટે હવે શો ઉપાય કરવો તે બતાવ'

સ્વામીના આ વચનો સાભળીને મનોરમાએ રોતે રોતે ગદ્દગદ્દ સ્વરે કહ્યું 'હે મહારાજ ! હે સુદર પુરુષોમા શ્રેષ્ઠ ! હે નૃપવર ! હે પ્રાણનાથ ! તમે મને પ્રાણથી પણ અધિક વહાલા છો, આપ હમણું મારી કલ્યાણકારી સલાહ સાભળો. ભગવાન જમદગ્નિના કુમાર પરશુરામે નારાયણના અંશ-રૂપે જન્મ ધારણ કર્યો છે, વળી તે ઘણા બળવાન છે, અને જગતનો સંહાર કરનાર જગદીશ્વર શંકરના એ શિષ્ય છે. પૃથ્વીને એકવીશ વાર ક્ષત્રી વગ-રની કરવાનો તેમણે સંકલ્પ કર્યો છે, માટે મારી તો એ સલાહ છે કે

એમની સાથે યુદ્ધ કરવાનો વિચાર માંડી વાળો પાપાચારી રાવણને હરા વ્યાથી આપ પોતાને બળવાન સમજો છો, પણ રાવણને કાંઇ આપ પોતાના બળવડે જીતી શક્યા નથી, એ તો પોતાના પાપને લીધેજ હાર્યો છે. જે માણસ ધર્મનુ રક્ષણ નથી કરતો તેનું આ જગત્મા કોઈ રક્ષણ કરતુ નથી એવા અધર્મી મનુષ્યો પોતાની મેળેજ નાશ પામે છે અને જીવતા હોવા છતા પણ મર્યા બરાબર છે અન્તર્યામી પરમાત્મા રાતદિવસ લોકોના શુભા શુભ કર્મ જોતા રહે છે, તે લોકો જાણી શકતા નથી. હે મહારાજ ! પુત્ર, ભાર્યા વગેરે સબધીઓ અને સુખવૈભવ એ બધુ પાણીના પરપોટાની પેઠે થોડા વખતનુ છે, એનો નાશ અવશ્ય થવાનો છે આ સસારને સ્વપ્નમા દેખેલા પદાર્થોની પેઠે મિથ્યા ગણીને ડાહ્યા માણસો સદા ધર્મનો વિચાર કરવામા અને ભક્તિપૂર્વક તપસ્યા કરવામા ગાળે છે. હે નાથ ! ભગવાન દત્તાત્રેય મુનિનો જ્ઞાનોપદેશ શું આપ વિસરી ગયા ? જો એ જ્ઞાનપૂર્ણ ઉપદેશ આપના સ્મરણમા છે તો, હે બુદ્ધિમાન્ ! વિપ્રની હિંસા કરવાનુ આપના મનમા કેવી રીતે આવ્યું ? આપ સુખ ભોગવવાની ઇચ્છાથી મૃગયા કરતા કરતા ભૂખ્યા તરસ્યા જમદગ્નિ મુનિના આશ્રમે ગયા, ત્યા તેમણે જાતજાતના મિષ્ટાન્ન જમાડીને તમારી આગતાસ્વાગતા કરી અને તેના બદલામા તમે એ આશ્રયદાતા મુનિવરનીજ હત્યા કરી આવ્યા જે કોઇ ગુરુજન, બ્રાહ્મણ અને દેવતાઓનુ અનિષ્ટ કરે છે તેના ઉપર ઇષ્ટદેવ પણ નારાજ થાય છે, અને ઘણા થોડા વખતમા તેના ઉપર આપત્તિ આવી પડે છે હે મહારાજ ! એ દત્તાત્રય મુનિના ચરણકમળનું સ્મરણ કરો ગુરુભક્તિથી લોકોની સઘળી વિપત્તિ ટળી જાય છે ગુરુદેવની ભક્તિ કરીને એ ભૃગુકુલતિલક પરશુરામને શરણે જાઓ વિપ્રો અને દેવતાઓ પ્રસન્ન થાય તો ક્ષત્રીને કોઇ દિવસ કાંઈ વિઘ્ન નડતું નથી હે રાજન્ ! ક્ષત્રિયો બ્રાહ્મણોના દાસ છે હા, જો ક્ષત્રી બીજા ક્ષત્રીને શરણે જાય તો તેમા એની અપકીર્તિ થાય છે, એના ક્ષત્રીપણાને કલક લાગે છે, એ વાત ખરી છે, પણ ક્ષત્રી ગુરુજન, દેવતા, કે બ્રાહ્મણને શરણે જાય તો એની કીર્તિ ઉલટી વધે છે હે મહારાજ ! બ્રાહ્મણો દેવતાથી પણ શ્રેષ્ઠ છે. તેમનુ ભજન કરો એમના પ્રસન્ન થયાથી દેવતા પણ સતુષ્ટ થશે. માટે આપ જમદગ્નિના પુત્ર પરશુરામને શરણે જાઓ ” મહા પતિવ્રતા મનોરમા આ બધો ઉપદેશ આપતા આપતા પતિને ખોળામા સુવાડીને તેમના મુખકમળ તરફ

જોતી જોતી વારવાર રોદન અને વિલાપ કરવા લાગી થોડી વાર એવી રીતે વિલાપ કર્યા પછી, મનોરમાએ ફરીથી પતિને ઉપદેશ આપવાનો આરભ કર્યો 'હે મહારાજ ! જરા વિલબ કરો ! હું આપને થોડીક મનપસદ સામગ્રી ખવરાવી લઉં. હે પ્રાણનાથ ! આપના આ સુદર શરીર ઉપર હુ સુગધિદાર ચન્દન, કસ્તૂરી અને અબીલનો લેપ કરૂ. હે નાથ ! થોડી વાર સિહાસન ઉપર બિરાજો, થોડી વાર મારા હૃદય ઉપર વિલાસ કરો, અને થોડી વાર આ શય્યા ઉપર વિશ્રામ કરો હુ ધરાઇને આપનુ દર્શન કરી લઉં. હે મહારાજ ! પતિવ્રતા સ્ત્રીનો પુત્ર કરતા પણ પતિ ઉપર અધિક સ્નેહ હોય છે, એવું ભગવાન નારાયણે પોતે વેદશાસ્ત્રમા લખ્યુ છે.'

મનોરમાના આ વાકય સાભળી રહ્યા પછી પડિતવર મહારાજા કાર્તવીર્યાર્જુને મનોરમાને શિખામણરૂપે કહ્યુ 'હે પ્રિયે ! હું જે કહુ છુ તે ધ્યાન દઈને એકાગ્રચિત્તે શ્રવણ કર મે તારી બધી વાત સાભળી છે શોકાર્ત્ત મનુષ્યની વાત સભામા માન્ય ગણવામા નથી આવતી હે સુન્દરિ ! સુખ, દુ ખ, ભય, શોક, લડાઈ, ટંટો, એ બધુ મનુષ્યોના શુભાશુભ કર્મોને લીધે ઉપસ્થિત થાય છે એ બધી કાળની ગતિ છે કાળ લોકોને કદિ રાજ્ય અપાવે છે, અને કદિ મૃત્યુપ્રદાન કરે છે કાળની ગતિને લીધે લોકો આ સસારમા જન્મ ગ્રહણ કરે છે સર્વશક્તિમાન પરમેશ્વર જગતના અદૃષ્ટદાતા છે, અને તેજ લોકોને તપસ્યાદિનું ફળ આપે છે તેની આજ્ઞા વગર કોઇ માણસ કોઇનો વિનાશ કરી શકતો નથી જે ભગવાન નારાયણની આજ્ઞાથી આ સસાર ઉત્પન્ન થયો છે, તેનીજ આજ્ઞાથી સંસારમાના સર્વ પદાર્થો ઉત્પન્ન થયા છે અને તેનીજ આજ્ઞાથી લય પણ પામે છે મનુષ્યની ઇચ્છાથી કાઈ થતુ નથી. માટે હે પ્રિયે ! નિવૃત્ત થા હુ ઈચ્છાપૂર્વક પરશુરામરૂપી હુતાશનમા પડુ છુ એમ સમજતી નહિ હે પ્રિયે ! મહા બળવાન, પરાક્રમી પરશુરામ નારાયણની કૃપાથી ઉત્પન્ન થયા છે તે હુ ખાસ જાણું છુ, અને પરશુરામ પૃથ્વીને એકવીશવાર નક્ષત્રી કરશે, તેમને કોઈ રોકી શકશે નહિ, એ પણ હું સારી પેઠે જાણુ છુ હે સુવ્રતે ! પરશુરામની પ્રતિજ્ઞા કદિ નિષ્ફળ જવાની નથી હુ જરૂર તેમને હાથે પરાજય પામીશ, એ બધુ હુ પૂરેપૂરૂ જાણુ છુ માટે તુ શાન્ત થા બધું ભવિષ્ય જાણવા છતા, હું પરશુરામને શરણે જઇ નાહક હલકું શામાટે દેખાડુ ? આ પૃથ્વીમા આગ્રહદાર મનુષ્યને માટે અપકીર્તિ કરતા મૃત્યુ

શ્રેયસ્કર છે માટે એવુ કદિ બનશે નહિ.'

મનોરમાને આ પ્રમાણે સમજાવીને નૃપવર કાર્તવીર્ય રણક્ષેત્રમા જવા તૈયાર થયા, અને વાજીત્રવાળાને રણવાદ્ય વગાડવાનો હુકમ આપ્યો. બધા લોકો લડાઇની તૈયારી કરવામા લાગી ગયા. એક કરોડ રાજાઓ, ત્રણ લાખ મુખ્ય સામતો, મહાપરાક્રમી લક્ષ અક્ષોહિણી સેના, અસખ્ય ઘોડા, અસખ્ય હાથી, અને અસખ્ય રથ લઈને રાજા રણે ચડયો રાજાને ધનુર્બાણ લઈને તથા બખ્તર સજીને યુદ્ધમા જવાને તત્પર થયેલો જોઇને સતી મનોરમા સ્તબ્ધ થઇને ઉભી રહી ત્યાર પછી સ્વામીને ઘણી વિનતિ કર્યા છતા પણ યુદ્ધમાથી નિવૃત્ત કરવામા અસમર્થ નીવડયાથી તે ક્રીડાભવનમા પ્રવેશ કરીને, કાર્તવીર્ય રાજાને ક્ષણવારસુધી હૃદય ઉપર બેસાડીને તેમના મુખકમળનુ દર્શન કરતા કરતા વારવાર તેમને ચુબન કરવા લાગી. સ્વામીને મોએથી જે કાઇ સાભળ્યુ હતુ તે ઉપરથી મનોરમાના મનમા ઘણી મોટી ચિન્તા ઉત્પન્ન થઈ હતી. તેને અમગળના ચિન્હ સ્પષ્ટ જણાવા લાગ્યા. એ વખતે એણે પોતાના પુત્રો, સબધીઓ અને દાસદાસીઓને સન્મુખ બોલાવ્યા, અને શ્રીહરિના ચરણકમળનુ ધ્યાન ધરીને, તથા સસારને અસાર ગણીને, યોગક્રિયાથી શરીરના છ ચક્રનો ભેદ કર્યા પછી મસ્તકના ઉપરના ભાગમા પ્રાણવાયુને સ્થાપિત કરીને પરપોટા જેવા વિષયોમાથી આસક્તિને એકદમ ખેચી લઇને, પોતાના ચચલ ચિત્તને બ્રહ્મરન્ધ્રમા રહેલા સહસ્રદળમા સ્થાપન કરીને, પરમબ્રહ્મને જ્ઞાનરજ્જુદ્વારા બાધીને, ત્રિવિધ કર્મોનો પૂરો ત્યાગ કર્યો અને એમ કરીને એ સ્વામીના પહેલાજ પ્રાણત્યાગ કરીને પરમ ધામને પામી ગઇ, પરન્તુ એ અવસ્થામા પણ એ પતિવ્રતા સ્ત્રીની દૃષ્ટિ સ્વામીના તરફ હતી અને તેના બન્ને હાથે પ્રાણાધિક પ્રિયતમ પતિને કઠાલિગન કર્યું હતુ

સુપત્ની મનોરમાનુ મૃત્યુ જોઇને રાજા કાર્તવીર્યાર્જુન ઘણોજ વિલાપ કરવા લાગ્યો, અને યુદ્ધ કરવાનો સકલ્પ છોડી દઈને કહેવા લાગ્યો 'મનોરમા ! મનોરમા !! ઉઠ તો ખરી ! પ્રિયે ! ! હુ યુદ્ધક્ષેત્રમા નહિ જાઉ' મારી સાથે મહેલમા પાછી ચાલ હે પ્રિયભાષિણિ ! હું પરશુરામ સાથે યુદ્ધ નહિ કરૂ તારે કોઇ વાતનો ભય ન રાખવો હે સુદરિ ! ઉઠ ! વહાલી. ઉઠ ? ચાલ, આપણે ઉદ્યાનમા વિલાસ કરીએ ચાલ, આપણે જળક્રીડા કરીએ ચાલ, મલય દેશમા જઇએ પુષ્પભદ્રા નદીમાં આપણે સ્નાન કરીને વિલાસ

કરીશુ. હે સતિ! તું મારા અંગ ઉપર ચન્દન, અગરૂ અને કસ્તૂરીનો લેપ કર અને હાસ્યવદને મારો ચન્દનચર્ચિત દેહ નિરખ. પ્રિયે! ! ઉઠ અને અમૃત જેવી સુમધુર વાત કર!'' રાજાનો આ પ્રમાણે વિલાપ સાભળીને એકાએક દેવવાણી થઈ કે-'હે મહારાજ! સ્થિર થાઓ! રોદન શામાટે કરો છો? તમે જ્ઞાનીઓમા શ્રેષ્ઠ છો, આ સુદર દેખાતો સસાર પાણીના પરપોટા જેવો છે જો તમારી સાધ્વી પત્ની, લક્ષ્મીસ્વરૂપ દેવી મનોરમા, કમળાના વિલાસભવનમા ગઇ છે, તો તમે પણ રણક્ષેત્રમા જઇને વૈકુંઠમા સિધાવો અને ત્યા જઇને પત્નીને ભેટો' આ દેવવાણી સાભળીને રાજાએ શોક તજી દીધો. પછીથી સુખડની ચિતા ખડકીને પુત્રને હાથે મનોરમાને અગ્નિસસ્કાર કરાવીને મનોરમાના દેહને અગ્નિદાહ કર્યો બ્રાહ્મણોને તેના પુણ્યનિમિત્તે જાતજાતના રત્નાલકાર દાન કર્યા ત્યાર પછી રાજા કાર્તવીર્યાર્જુને પોતે પરશુરામ સાથે યુદ્ધ કરીને યુદ્ધમા પ્રાણત્યાગ કર્યો અને વૈકુંઠ ધામમા પધારીને મનોરમાને મળ્યો

# रत्न ६८–मुं सुरुचि ×



જે નારીનો વૃત્તાત આ ઠેકાણે આપવામા આવે છે તે અપ્સરા જાતિની સ્ત્રી હતી અપ્સરાજાતિ ઘણુ કરીને સૌન્દર્ય અને નાચવાના વિષયમા પ્રખ્યાત હોય છે, પરન્તુ આ સ્ત્રી ધર્મિષ્ઠપણાને માટે પ્રખ્યાત છે. આ કારણથી તેનુ વર્ણન નીચે લખીએ છીએ

વિષ્ણુપુરાણમા લખેલા સ્વાયભુવ મનુના પુત્ર ઉત્તાનપાદ રાજાની સુરુચિ નામની જે સ્ત્રી હતી તે અને આ સુરુચિ જૂદા છે આ સુરુચિ અપ્સરાઓમા ઘણી ઉત્તમ અને અસાધારણ રૂપગુણવાળી હતી તે જ્યારે હિમાલયના મોટા શિખર ઉપર બેઠી હતી, ત્યારે તેણે નજર પહોચાડીને જોતાં એક જણને ઉજડ રસ્તેથી જતો જોયો તે કોણ છે? કયા જાય છે? શા વાસ્તે જાય છે? આ સર્વ પ્રશ્ન તેના મનમા ઉઠી આવવાથી આકાશમા ફરનારાનો વૃત્તાત જાણવાની તેને ઇચ્છા ઉત્પન્ન થઈ તે ઇચ્છા પૂર્ણ

× સ્વ નારાયણ હેમચદ્રના "પ્રાચીન હિદુ સ્ત્રીઓનાં યશોગાન" નામના ગ્રથમાંથી ઉતારવામા આવ્યુ છે

કરવા જતા તે સમજી કે તે ઇંદ્રદેવનો એક દૂત હતો. ત્યાર પછી તેની પાસેથી કાઈક શિક્ષણ મેળવવાની આશાથી એ તેને કેટલાક પ્રશ્નો પૂછવા લાગી

સુરુચિ —હે મહાભાગ્ય ! આપ કયા સ્થાનમાથી પધારો છો ? હમણા શીદ જાઓ છો ? કૃપા કરીને આનો ઉત્તર આપો.

દેવદૂતઃ—તમે જે વિષે મને પૂછો છો, તે તમારી આતુરતાના નિવારણને માટે કહુ છુ અરિષ્ટનેમી નામના એક રાજાએ ઘડપણને લીધે સસારની તૃષ્ણાઓનો ત્યાગ કરીને પોતાના છોકરાને રાજ્ય સોપ્યુ હમણા તે ગન્ધમાદનના પહાડ ઉપર મોટી તપશ્ચર્યા કરવા બેઠેલા છે દેવરાજ ઇન્દ્રે પોતાના ઈચ્છેલા સાધનને માટે ઉપર કહેલા રાજાની પાસે મને મોકલ્યો હતો, ત્યાથી હુ હમણા મહેન્દ્રની પાસે જાઉ છુ

સુરુચિ.—પ્રભુ ! અરિષ્ટનેમી રાજાની જોડે આપને શી શી વાતચીત થઈ હતી તે સાભળવાની ઈચ્છા ઉત્પન્ન થઇ છે. કૃપા હોય તો તે કહો

દેવદૂત —ભદ્રે ! તમે રાજા અરિષ્ટનેમી અને મારી વચ્ચેની વાતચીત સાભળવાની ઈચ્છા જણાવો છો તો તે હુ પહેલેથી તે છેલ્લેસુધી જણાવુ છુ, તે એકાગ્રચિત્તથી સાભળો

અરિષ્ટનેમી રાજા ગન્ધમાદન પર્વત ઉપર મોટી તપશ્ચર્યા કરવાનો આરભ કરે છે, તે સાભળીને ઈન્દ્રે મને એક વિમાન આપીને આજ્ઞા કરી કે, 'તમે હમણાને હમણા અરિષ્ટનેમીની તપ કરવાની જગ્યા ઉપર જાઓ અને એને આ અમરાવતીમા લઇ આવો ' તે વિમાનના યોગથી હુ ત્યા ગયો ત્યા જઇને મે પાકશાસનની આજ્ઞાના વાક્યો રાજાના કાનમા કહ્યા તે વાક્યો સાભળીને રાજાએ મને કહ્યુ ' દૂતવર ! સર્વથી પહેલા મારા સવાલનો જવાબ આપો પછી હું પોતે શુ કરવુ તેનો વિચાર કરીશ ઠીક, કહો જોઇએ સ્વર્ગમા શા ગુણ છે અને શા દોષ છે ? '

રાજાના વચન પ્રમાણે દેવદૂત કહેવા લાગ્યો ' ઉત્તમ રીતે પુણ્ય એકઠા થવાથી સ્વર્ગમા સુખ મળે છે પુણ્યના પરિણામ પ્રમાણે સુખ ભોગવવામા પણ ફેરફાર છે, પરન્તુ સ્વર્ગમા ગયેલો માણસ, જો શુદ્ધ આનંદ ભોગવી માણસની હિસા કરે તો તેનો ધર્મ ઓછો થાય છે. આવી રીતે પુણ્ય ઓછુ થયા પછી સ્વર્ગમાના માણસથી સ્વર્ગભ્રષ્ટ થવાય છે

ત્યાર પછી દેવદૂત સુરુચિને કહેવા લાગ્યો " હે સુરુચિ ! રાજા યુક્તિવાળા, ઉડા વિચારના ઉપલા વાક્ય સાભળીને બોલ્યો ' દૂતવર ! હુ એવા

ખરાબ ફળ આપનાર દેવલોકમા રહેવાની ઈચ્છા રાખતો નથી હુ તો મોટી તપશ્ચર્યા કરીને એકીવારે પાપનો નાશ કરવાની ઈચ્છા કરૂ છું એટલા માટે તમે દેવેન્દ્રનો રથ લઈને પાછા જાઓ ' "

આખરે દેવદૂત લાચારીથી પોતાનો રથ ઈદ્રભુવનમા પાછો લઈ ગયો. ઇદ્રદેવને જેવું કહ્યુ હતું તેવુ સઘળુ તે દૂતે સુરુચિને વર્ણન કરીને કહ્યું "હે સુરુચિ ! અરિષ્ટનેમીની સ્વર્ગસુખ ભોગવવાની નામરજી સાભળીને દેવાધિદેવ એકીવારે આશ્ચર્ય પામ્યા ત્યાર પછી ઇન્દ્રે કહ્યું 'દૂત ! તમે પાછા રાજાની આગળ જાઓ અને તેને સાથે લઇને સર્વ તત્ત્વના જાણુનાર વાલ્મીકિના આશ્રમમા લઇ જાઓ ઋષિને કહેજો કે સસારના કલેશથી ભય પામનારા અરિષ્ટનેમીનો જેથી મોક્ષ થાય એવી વ્યવસ્થા કરો.' "

દેવદૂતે ફરી સુરુચિને કહ્યુ 'હે શાન્તશીલે ! ત્યાર પછી રાજા અને ઋષિનો મેળાપ કરાવીને હું પાછો જાઉં છુ હુ જોઈ આવ્યો છુ કે વાલ્મીકિની સાથે રાજા નાના પ્રકારની વાતચીતમા ગુથાયા છે'

ત્યાર પછી રાજા અરિષ્ટનેમી તથા મહર્ષિ વાલ્મીકિ લાબી અને પ્રીતિવાળી વાતચીતમા ગુથાયા તે ઉપરથી યોગવાસિષ્ઠ ગ્રન્થની સૂચના થઈ છે તેની જરૂર અહિ નહિ જણાયાથી તે વિષે આ ઠેકાણે કાઇ લખવામા આવ્યુ નથી

ટુકામા સુરુચિ એક અસાધારણ સ્ત્રી હતી જે યોગવાસિષ્ઠ ગ્રથની પ્રસ્તાવનાનુ મૂળ છે, તેને અલૌકિક ગુણવાન તરીકે ન બતાવવુ એ ઘણુ ખોટુ છે જો કે અમે સુરુચિના સબધમા બીજા જરૂરના વૃત્તાત જાણતા નથી તોપણ તે ઘણા પવિત્ર ચરિત્રની હતી એમ નિસદેહ કહી શકાય છે તેના નામમાજ ચરિત્રની પવિત્રતા જણાઈ આવે છે અપ્સરા જાતિની હોવાથી તે રૂપ તથા નૃત્યકળાને માટે પ્રખ્યાત હતી. બીજી કોઇ જાતના ગુણ તેનામા નહોતા એવુ કહેનારે જાણવું જોઇએ કે અપ્સરા જાતની કેટલીક સ્ત્રીઓએ ઘણા ઉત્તમ કાર્ય કર્યા છે અને સુરુચિએ તેટલા કામ કર્યા હશે કે નહિ તે કાઈ કહી શકાતુ નથી, છતા પણ તે ધર્મનુ તત્ત્વ સારી પેઠે જાણનારી અને સમજનારી હતી એ નિ:શંકપણે કહી શકાય છે

# रत्न ६९ मुं–जरत्कारु



જે સન્નારી જરત્કારૂના જીવનચરિત્રનો પરિચય અહિ આપવા ધારીએ છીએ તેના પતિનુ નામ પણ જરત્કારૂજ હતુ પહેલા એ જરત્કારૂ ઋષિ સબધી થોડો ઘણો વૃત્તાત કહીશુ. એ જરત્કારૂ ઋષિ યાયાવર મુનિના વંશજ હતા બ્રહ્માના જેવા પ્રભાવશાળી, પૂર્ણ બ્રહ્મચારી, નિયમિત, મિતાહારી, તથા મહાતપસ્વી હતા. એ મહામુનિવર સર્વદા ભ્રમણ કર્યા કરતા હતા, અને જ્યા સાજ પડે ત્યા વાસો કરતા હતા આ પ્રમાણે એ તીર્થસ્નાન અને તીર્થાટન પણ બહુ કરતા હતા કોઇક દિવસ એ ઝાડના પાદડાજ ખાઇને, તો કોઇ દિવસ બિલકુલ ભૂખ્યા રહીને, એ સદા ફરતા રહેતા હતા એક દિવસ ફરતા ફરતા એમણે જોયુ કે એક મોટા ખાડામા એમના બાપદાદાઓ લટકી રહ્યા છે, તેમના પગ તો ઉપર હતા અને મો નીચેની તરફ હતા જરત્કારૂએ પોતાના પૂર્વજોને આ પ્રમાણે ઊધે માથે લટકતા જોઇને પૂછ્યુ ‘ તમે કોણ છો ? અને શા માટે, જે ખાડામા રાતદિવસ ઝેરી સાપો સતાયલા રહે છે તે ખાડામા તમે ઊધે માથે લટકો છો ? ’ પિતરોએ કહ્યુ ‘ અમે યાયાવર વશના વ્રતશીલ ઋષિઓ છીએ હે બ્રાહ્મણ ! અમારો વશ લોપ થઇ જવાનો વખત આવ્યો છે તેથી અમારી આ અધોગતિ થઈ રહી છે અમારે જરત્કારૂ નામનો એક અભાગીઓ પુત્ર છે એ મૂર્ખ કેવળ તપજ કર્યા કરે છે, પણ પુત્ર ઉત્પન્ન કરવા સારૂ લગ્ન નથી કરતો, માટે એના પછી અમારો વશ નિર્મૂળ જશે, જેથી અમે આ ખાડામા ઊધે માથે લટકીએ છીએ હે સાધુશિરોમણિ ! તમે કોણ છો ? તમે ખરા મિત્રની પેઠે અમારી ખબર પૂછી છે, માટે અમે જાણવા માગીએ છીએ આપે ખરા અત કરણથી અમારી શોચનીય દશા જોઇને આ પ્રશ્ન શામાટે પૂછ્યો છે ? ’ જરત્કારૂ બોલ્યા ‘ મારૂજ નામ જરત્કારૂ છે તમે સર્વે મારાજ પૂર્વજો છો હવે મને આજ્ઞા આપો કે મારે શુ કરવુ ? ’ પિતૃઓ બોલ્યા ‘બેટા ! તું અમને તથા તારી પોતાની જાતને ભવિષ્યમા દુર્ગતિથી બચાવવા સારૂ વશનો વેલો વધાર પુત્રવાન્ પુરુષની જેવી સદ્ગતિ થાય છે તેવી સદ્ગતિ ઘણા વર્ષના તપથી પણ નથી

થતી એટલા માટે હે પુત્ર ! તુ સ્ત્રીને ગ્રહણુ કરીને સતાનોત્પાદન કરવામા ચિત્ત લગાડ. અમે ત્તને એજ આજ્ઞા કરીએ છીએ એથીજ અમારૂં પરમ કલ્યાણુ થશે '

જરત્કારૂ—હું ભોગવિલાસને માટે તો કદિ લગ્ન અથવા ધનોપાર્જન નહિ કરૂ, પણુ હા, ' તમારૂં ભલું કરવા સારૂ વિવાહ અવશ્ય કરીશ, પરન્તુ એક સરત છે. જો કન્યા મારા નામનીજ હોય અને તેના સગાઓ ઇચ્છાપૂર્વક તેનું મને દાન કરે, તો એ કન્યાને હુ ભિક્ષાતરીકે ગ્રહણુ કરીને વિધિપૂર્વક લગ્ન કરીશ આ નિયમ પ્રમાણે કન્યા મળશે તો હુ આપની આજ્ઞાનુ પાલન કરીશ; પણુ હે પિતૃઓ ! હુ તો મહા દરિદ્ર છુ મને કન્યાદાન કોણુ કરશે ? આપના આશીર્વાદથી કોઇ કન્યાદાન કરશે તો હુ તેને સ્વીકારીશ અને તેનાથી ઉત્પન્ન થયેલ સંતાન અવશ્ય આપનો ઉદ્ધાર કરશે, તથા ભવિષ્યમા આપ સર્વે સ્વર્ગમા જઇને શાશ્વત સુખનો ભોગ કરશો '

ત્યાર પછી પિતરો પાસેથી વિદાય માગીને જરત્કારૂ ઋષિ ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરવાની ઇચ્છાથી કન્યા શોધવા નીકળ્યા, પણુ યોગ્ય પત્ની તેમને કયાય મળી આવી નહિ. એક વખત એમણે એકાત વનમા જઇને વહુને માટે ત્રણુવાર ઇશ્વરની પ્રાર્થના કરી એ પ્રાર્થના સાભળીને નાગરાજ વાસુકી તેમને પોતાની બેન આપવા તૈયાર થયા, પરન્તુ એ કન્યા પોતાના નામની નહિ હોય એમ ધારીને મહાત્મા જરત્કારૂએ કહ્યુ ' મે પ્રતિજ્ઞા કરી છે કે કન્યા મારા પોતાનાજ નામની હશે અને તેનાં સગાસબધીઓ ઇચ્છાપૂર્વક દાન કરશે તોજ હુ લગ્ન કરીશ. માટે હે વાસુકિ ! તમે ખરૂં કહો તમારી આ બેનનુ નામ શુ છે ? '

વાસુકીએ કહ્યું ' હે જરત્કારૂ ! મારી આ નાની બેનનુ નામ પણુ જરત્કારૂ છે હુ એને ખુશી સાથે તમને દાન કરૂ છુ, માટે તમે તેને ભાર્યા તરીકે ગ્રહણુ કરો. હે દ્વિજોત્તમ ! મે મારી આ બેનને તમારે માટેજ રાખી મૂકી છે માટે તમે એનો સ્વીકાર કરો. આ પ્રમાણે કહીને વાસુકી નાગે પોતાની બેન જરત્કારૂને જરત્કારૂ મુનિના હાથમા સોપી મુનિએ પણુ વિધિપૂર્વક તેની સાથે લગ્ન કર્યું. લગ્ન કરતી વખતે તેમણે વાસુકી નાગની સાથે એ પણુ સરત કરી લીધી હતી કે, " તમારી બેનનુ પોષણુ પણુ તમારે કરવું પડશે, અને બીજું એ કે એણે મને અપ્રિય હોય એવું કામ

કદિ નહિ કરવુ જો એ અપ્રિય કામ કરશે તો હુ તરતજ તેનો ત્યાગ કરીને ચાલ્યો જઈશ.'

વાસુકી નાગે એ બન્ને સરતો કબુલ રાખી, કારણ કે ધનવૈભવનો તો એમને અભાવજ નહોતો, અને પોતાની બેન ઘણી સુશીલ, સદાચારી અને સમજુ છે, એટલે પતિને અપ્રિય કામ કદી નહિ કરે એ પણ એમની ખાત્રી હતીજ. વાસુકી નાગ જરત્કારૂને પોતાને ઘેર લઇ ગયો અને ત્યા તેમને રહેવા સારૂ એક સુદર મહેલ આપ્યો એ મહેલમા પતિપત્ની આનદ-પૂર્વક ગૃહસ્થાશ્રમ ચલવવા, તથા ભોગવિલાસ કરવા લાગ્યા જરત્કારૂએ પત્નીને પણ જણાવી દીધુ કે જો તુ મને અપ્રિય થઇ પડે એવું કાર્ય કરીશ તો હુ તરતજ તારો ત્યાગ કરીને ચાલ્યો જઈશ

તેમની પત્નીએ હાથ જોડીને કહ્યુ 'સ્વામીનાથ! હુ તો આપની દાસી છુ આપનુ કહેવુ ઘણુ વ્યાજબી છે હુ રાતદિવસ આપની સેવામા તત્પર રહીશ અને આપને પ્રિય ન હોય એવુ કામ કદિ પણ નહિ કરૂ. પતિવ્રતા સ્ત્રી જરત્કારૂએ પોતાની પ્રતિજ્ઞાનુ સપૂર્ણ રીતે પાલન કર્યું પતિને કયી વખતે કયી વસ્તુની જરૂર પડશે તેનુ પ્રથમથીજ અનુમાન કરીને એ તે વસ્તુ તૈયાર રાખતી. સર્વદા એમના કહ્યા પ્રમાણેજ ચાલતી તથા એમને ખોટુ લાગે એવા કામનો તો વિચાર સરખો પણ કરતી નહિ

થોડા સમય પછી વાસુકીનાગની બેન પતિવ્રતા જરત્કારૂને એ મહા ઋષિ જરત્કારૂથી એક ગર્ભ રહ્યો શુકલપક્ષના ચન્દ્રમાની પેઠે એ ગર્ભ દિવસે દિવસે વધતો ગયો એક દિવસ અતિ યશસ્વી મુનિ જરત્કારૂ પોતાની પત્નીના ખોળામા માથુ મૂકીને થાકયા પાકયા સૂઈ રહ્યા હતા સૂર્યદેવ અસ્તાચળપર પહોચ્યો, પણ મુનિની ઉઘ તો ઉડીજ નહિ આવે વખતે તેમની પતિવ્રતા સ્ત્રી વિચારવા લાગી કે 'પતિને ઉઘમાથી જગાડુ છુ તો પતિ ચીડાશે, નથી જગાડતી તો સૂર્ય અસ્ત પામી જશે અને પતિનો સધ્યાવદન કરવાનો સમય ચાલ્યો જવાથી તેમના ધર્મમા વિક્ષેપ પડશે' આખરે એણે નિશ્ચય કર્યો કે પતિ ગુસ્સે થાય તો ભલે થાય થોડીવા-રમા પાછા શાન્ત થઇ જશે; પરન્તુ તેમની આટલા બધા વર્ષોની તપશ્ચર્યા વ્યર્થ ન જવા દેવી જોઇએ ધર્મકાર્યમા પતિને સહાય કરવી એ સ્ત્રીનું પ્રથમ કર્તવ્ય છે આવા વિચારથી તેણે મધુર વચનોથી જરત્કારૂ ઋષિને જગાડવા માટે કહ્યું 'હે પુણ્યાત્મા ! સ્વામીનાથ ! સૂર્યદેવ આથમી રહ્યા

છે આપ જલદી ઉઠીને સ્નાન કરીને સધ્યોપાસના કરો, જુઓ તો ખરા, અગ્નિહોમનો સમય થયો છે આ સમય કેવો રમણીય છે, પશ્ચિમમા સૂર્યદેવ અસ્ત થઈ રહ્યા છે'

પત્નીના આ વચન સાભળતાવારજ જરત્કારૂ ઋષિ જાગી ઉઠ્યા અને ક્રોધથી રાતાચોળ થઈ જઈને કહેવા લાગ્યા 'તે શા સારૂ મારૂ અપમાન કર્યું? હુ હવે તારી સાથે નહિ રહુ મારી મરજીમા આવશે ત્યા ચાલ્યો જઇશ મારી ખાત્રી હતી કે હુ જાગત નહિ ત્યાસુધી સૂર્યદેવ પણ કદિ અસ્ત પામત નહિ. અપમાન ખમીને કોઈ પુરુષ ઘરમા રહેવાનુ પસંદ કરતો નથી, ખાસ કરીને મારા જેવા પુરુષને માટે અસભવિતજ છે. પતિનાઆવા ક્રોધયુક્ત વચનો સાભળ્યાથી વાસુકી નાગની બેન જરત્કારૂના તો હોશકોશજ ઉડી ગયા તે હાથ જોડીને બોલી "વહાલા! મે આપનું અપમાન કરવાના ઈરાદાથી આપને નથી જગાડયા, આપના ધર્મકાર્યમા વિલબ ન થાય એટલા સારૂ મે તો આપને તસ્દી આપી હતી, પરન્તુ તેણે આ પ્રમાણે વિનયપૂર્વક ખુલાસો કર્યા છતા પણ જરત્કારૂ ઋષિએ કહ્યુ કે 'મારી પ્રતિજ્ઞાનો કોઈ દિવસ ભગ થતો નથી હું હવે અવશ્ય અહિંથી ચાલ્યો જઇશ મારા ગયા પછી તારા ભાઇ વાસુકીને કહેજે કે મુનિ ચાલ્યા ગયા છે, અને અહિં જેટલા દહાડા રહ્યા તેટલા દહાડા ઘણા સુખમા રહ્યા હતા હે ભદ્રે! મારા ગયા પછી તું શોકથી વ્યાકુળ ન થઈ જતી, પરન્તુ એ સભવિત છે કે પતિ પોતાને ત્યજીને ચાલ્યા જવા તત્પર થાય અને પતિવ્રતા સતીના હૃદયમા શોક ન થાય? જરત્કારૂ મુનિના કઠોર વચનો સાભળતાવારજ સુન્દરી જરત્કારૂ એકદમ શોક અને ચિન્તાથી વિહ્વળ થઇ ગઈ તેનુ કમળ જેવું મુખ એકદમ કરમાઇ ગયુ, તેનું હૃદય કાપવા લાગ્યુ તથા તેના બન્ને નેત્રોમાથી અશ્રુધારા વહેવા લાગી ઘણી વારે તેણે ધીરજ ધરીને પતિને કહ્યુ 'હે દ્વિજોત્તમ! આપે આ નિર્દોષ પત્નીનો ત્યાગ ન કરવો જોઇએ; કારણ કે આપ ધર્મજ્ઞ છો હુ સદા સર્વદા ખરા અતઃકરણથી ધર્મકાર્યમા આપની સેવા અને હિતસાધન કરતી રહી છુ.

જે ઈચ્છાથી મારા ભાઇએ આપની સાથે મારૂં લગ્ન કર્યું હતું તે ઈચ્છા પણ પૂર્ણ ન થઇ હવે એ મને શું કરશે? હે મહાત્મન્! મારા સગાં-સબધીઓએ માતાના શાપથી બ્હી જઈને પરમેશ્વર પાસે પ્રાર્થના કરી છે કે આપના વીર્યથી મારા ગર્ભમા પુત્ર ઉત્પન્ન થાય! પરન્તુ એ પ્રાર્થના

હજુ પૂર્ણ થઈ નથી આપના ગર્ભથી ઉત્પન્ન થયેલા પુત્રદ્વારાજ નાગવંશ શાપથી મુકત થશે તથા તેની દ્વારા તેમનુ અપૂર્વ કલ્યાણ થશે એવો બ્રહ્માજીનો આશીર્વાદ છે માટે હે પતિદેવ ! હું કેવળ મારા સ્વાર્થની ખાતરજ નહિ પરન્તુ મારા સગાસબધી સર્વેના હિતને માટે પ્રાર્થના કરૂ છુ કે આપ પ્રસન્ન થાઓ. આપની સાથેના મારા સબધને નિષ્ફળ ન જવા દો મહાત્મન્ ! આપ વિદ્વાન્ થઈને ગર્ભવતી સ્રીને છોડીને ચાલ્યા જવાને શા સારૂ તત્પર થયા છો ?'

પત્નીના આવા વચનો સાભળીને જરત્કારૂએ કહ્યુ 'હે સુભગે ! તું શોકાતુર ન થા અગ્નિના જેવો તેજસ્વી, પરમ ધાર્મિક, અને વેદ વેદાગમા પ્રવીણ, એક ઋષિબાળક તારા ગર્ભમા બિરાજે છે ' ધર્માત્મા ઋષિ જરત્કારૂ આટલુ કહીને પાછા કઠોર તપ કરવા માટે વનમા ચાલ્યા ગયા

મુનિ જરત્કારૂના વનમા ચાલી ગયા પછી કેટલેક માસે તેની પત્નીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો એનુ નામ જરત્કારૂએ 'આસ્તિક' પાડયુ. એ બાળક બાલ્યાવસ્થાથીજ ઘણો ચચલ હતો સતી જરત્કારૂએ તેને ભાઈના ઘરમા ઘણી કાળજીપૂર્વક ઉછેર્યો, તથા અનેક શાસ્રોમા તેને પારગત બનાવ્યો એ આસ્તિક ઋષિએ યથાસમયે પોતાના મોસાળ પક્ષના નાગોને શાપથી મુકત કર્યા, તથા પોતાના પિતાના પૂર્વજોનો પણ તર્પણ આદિ કરીને અધોગતિમાથી ઉદ્ધાર કર્યો

# रत्न ७० मुं–आहुकी



પ્રિય વાચકો ! પ્રાચીન ભારતની અનેક બ્રાહ્મણ, અને ક્ષત્રી કન્યાઓના ચરિત્ર તમે વાચ્યા, તેમના અનેક પ્રકારના સદ્ગુણોનો પરિચય મેળવ્યો અહિયા અમે તમને અત્યજજાતિની એક મહિલાનો સહેજસાજ પરિચય કરાવીશુ એ ઉપરથી તમને જણાશે કે આપણા એ પુરાણા ગૌરવમય જમાનામા પુણ્યભૂમિ ભારતવર્ષમા નીચી ગણાતી જાતિઓમા પણ કેવા ઉચા સસ્કાર હતા. એ ઉપરથી એ પણ જણાઈ આવશે કે પ્રાચીન સમયના હિન્દુઓ ધાર્મિક અત્યજનો તિરસ્કાર કરતા નહોતા

પૂર્વકાળમા આબુ પર્વત ઉપર આહુક નામનો એક પારધી રહેતો હતો.

પશુપક્ષીઓનો શિકાર કરીને ગુજરાન કરવાનો તેનો ધંધો હતો એ વ્યાધ ઘણો ધાર્મિક અને પરમ શિવભક્ત હતો શિવપૂજન કર્યા વગર એ પાણી સુદ્ધાત પીતો નહોતો એની પત્નીનું નામ આહુકી હતું. બન્ને જણા પર્વત ઉપર એક એકાંત ઝુંપડીમા આનંદપૂર્વક વાસ કરતા હતા. એક દિવસે એ પારધી પૂજા કરવા સારૂ બહાર ગયો હતો એવામા એક સાધુ આવીને એમની ઝુંપડી આગળ ઉભો રહ્યો એ વખતે સાંઝ પડી ગઇ હતી, પેલા સાધુએ જોયુ કે આ નિર્જન વનમા, એકાન્ત ઝુંપડીમા આહુકી સિવાય બીજુ કોઇ નથી એ ભયભીત થઇને ત્યાથી જવા તૈયાર થયા. આહુકીએ તેને કહ્યું "આપ આટલો બધો સંકોચ શા સારૂ કરો છો ? આપ મારા પિતા છો હું આપની કન્યા છુ આપ અત્યારે અહિંથી ચાલ્યા જશો તો સંભવ છે કે જંગલી પશુઓ આપને ખાઇ જશે આ પહાડ ઉપર વાઘ, વરૂ, રીંછ, વગેરે અનેક ફાડી ખાનારા જાનવરો વસે છે માટે આપ અહિંયાજ નિવાસ કરો" સાધુને આશ્વાસન મળ્યું, અને એણે આગળ જવાનો વિચાર માંડી વાળ્યો, તથા રાતવાસો એ કુટિરમા કરવાનો વિચાર કર્યો થોડીવાર પછી રાત પડી એટલે આહુક વ્યાધ પૂજા કરીને ઘેર પાછો આવ્યો પત્નીને મુખેથી સાધુના પધારવાના સમાચાર જાણીને એ ઘણો પ્રસન્ન થયો, પણ ઘર નાનું હતું અને આખી રાત એ સાંકડી જગ્યામા ત્રણ જણનો સમાસ કેવી રીતે થશે એ ચિન્તામાં પડયો અને સાધુને જણાવ્યું કે "મહારાજ ! આ ઝુંપડીમા ત્રણ જણનો સમાસ થાય એમ નથી" સાધુ ત્યાથી ઉઠીને ચાલવા લાગ્યો, એટલે આહુકી બોલી ઉઠી "એમ બને નહિ. આપ ચાલ્યા જાઓ તો અમને પાપ લાગે. આપ બન્ને કુટિરમા સૂઈ રહો. હું હથિયાર લઇને બહાર પહેરો ભરીશ. કયા જાનવરની મગદૂર છે કે મારી પાસે આવે ?" આહુકે કહ્યું "એમ તો થાય કે ? તમે બન્ને જણા ઝુંપડીમા સૂઇ રહો હુ હથિયારસહિત બહાર બેસીશ બૈરીને આવા જંગલમા બહાર બેસાડીને પોતે ઘરની અંદર સૂઇ રહે એ વાત મરદને શોભે નહિ" આખરે એજ નક્કી થયું, કે આહુકી અને સાધુ એ ઝુંપડીની અંદર સૂઇ રહે અને આહુક બહાર પહેરો ભરે, પરન્તુ ભગવાનની ઇચ્છા ઉલટીજ હતી એ રાતે ઘણા વાઘ ત્યાં આવી પહોચ્યા અને એ બિચારા આહુક વ્યાધને ફાડીને ખાઇ ગયા એ વાઘનાથી એ બિચારો પોતાના પ્રાણ બચાવી શકયો નહિ સવારે એ બનાવ જોઇને

સાધુ "હાય ! શો ગજબ !" કરવા લાગ્યો આહુકીના શોકનો પણ પાર રહ્યો નહિ એ પરમ પતિવ્રતા હતી અંત્યજજાતિમા ફરીથી લગ્ન કરવાની છૂટ હતી, પણ ધાર્મિક પતિનો વિયોગ થયા પછી પોતાના દેહને કાયમ રાખવો એ સતી આહુકીને વ્યાજબી લાગ્યું નહિ એણે ચિતા ખડકીને પતિના દેહને એમા ગોઠવ્યો તથા પોતે પણ એજ ચિતામા ચડી બેસીને બળી મરી બીજા જન્મમા એ પ્રેમી અને ધાર્મિક દંપતીએ નળ અને દમયન્તી-રૂપે જન્મ લીધો હતો એમ પુરાણોમા કહ્યુ છે પ્રાચીનકાળમા અંત્યજો બીજા વર્ણોની પેઠે નિશાળોમા જતા હતા કે નહિ તે અમે કહી શકતા નથી પણ અતિથિસત્કાર, દેવપૂજન, ઉચ્ચ પતિભક્તિ વગેરેનું આહુકીને મળેલુ શિક્ષણ સાફ બતાવે છે કે એ સમયમા અંત્યજજાતિને ધાર્મિક શિક્ષણ આપવાની કોઇપણ પ્રકારની વ્યવસ્થા જરૂર હતી વળી ધર્મવ્યાધ તથા આહુક જેવાઓના દાખલા ઉપરથી એ પણ જણાય છે કે ધર્મનિષ્ઠ અને સદાચારી શૂદ્રો તથા અંત્યજો પ્રત્યે પ્રાચીન કાળના ઉચ્ચ વર્ણના હિન્દુઓ ભક્તિ પ્રગટ કરતા મહાભારતમા કહ્યુ છે કે –

सत्य दमस्तपो दानमहिंसा धर्मनित्यता।
साधकानि सदा पुंसां न जातिर्न कुल नृप॥

હે યુધિષ્ઠિર ! ન્યાત, જાત કે કુળમા કાંઈ આવી જતું નથી સત્ય, દમ, તપ, દાન, અહિંસા અને ધર્મનિષ્ઠતા એજ કામ આવે છે.

---

# रत्न ७१ मुं–दमयन्ती




ચીન કાળમા જે આર્યનારીઓ દુઃખ અને વિપત્તિમા પણ સ્વામીની સંગિની થવામાજ પોતાનું સૌભાગ્ય માનતી તથા સ્વામીની સાથે ભયંકર જંગલોમા પર્ણકુટીઓના નિવાસને પણ નિર્ભય રાજમહેલના વિલાસ કરતા વધારે સુખકારી સમજતી, અને જેઓ અતુલ સતીત્વના ગૌરવથી પવિત્ર બનીને ભારતવર્ષને ગૌરવમય કરી ગઈ છે, તે સ્ત્રીઓમા દમયન્તી એક મુખ્ય રમણી છે.

દમયન્તી વિદર્ભરાજ ભીમની કન્યા હતી. ભીમને દમ, દાન્ત અને દમન નામના ત્રણ પુત્ર અને દમયન્તી નામે પરમરૂપવતી કન્યા એમ

ચાર સંતાન હતા ચારે સતાનના નામની શરૂઆતમા 'દમ' શબ્દ હોવાનું પણ એક કારણ હતું ઘણી મોટી વયસુધી રાજા ભીમને ઘેર કોઈ છોકરૂં થયું નહોતુ છેવટે દમન નામના એક મહર્ષિના વરદાનથી એને ચાર સતાન થયા, અને એ મુનિના નામ ઉપરથી ચારેના નામ દમથી શરૂ થતા દમ, દાન્ત, દમન અને દમયતી પાડયા.

એજ સમયમા નિષધ દેશમા નળ નામનો રાજા રાજ્ય કરતો હતો એ રાજા 'પુણ્યશ્લોક' નામથી ઓળખાતો જેમનો યશ પવિત્ર હોય, જે સારા કામો કરીને પ્રસિદ્ધ થયા હોય એવાં સ્ત્રીપુરુષો પુણ્યશ્લોક વિશેષણથી ઓળખાતા પ્રાચીન કાળમા ફક્ત ચારજ મનુષ્યને લોકો તરફથી એ અમૂલ્ય ખિતાબ આપવામા આવ્યો હતો નળરાજા, યુધિષ્ઠર, સીતા અને ભગવાન જનાર્દન

पुण्यश्लोको नलो राजा पुण्यश्लोको युधिष्ठिरः।
पुण्यश्लोका च वैदेही पुण्यश्लोको जनार्दन ॥

રૂપ, ગુણ, વિદ્યા અને વીરતામા એ સમયમા નળરાજાના સરખો પુરુષ ભારતવર્ષમા નહોતો. એના સમયમા દેશની સ્થિતિ એવી સતોષકારક હતી કે. -

" પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર,
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાહે કોને નહિ વ્યાધ
" કનકે ભરીઆ છે કોઠાર, જેવા ધન તેવા દાતાર,
જાચકના દારિદ્રય કાપીઆ, નળે મુખ માગ્યા ધન આપીઆ

* * *

' ઘેર ઘેર હરિકીર્તન, એકાદશી વ્રત કરે હરિજન,
ચારે વર્ણ પાળે નિજ ધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ,
જો આવે મસ્તક માગનાર, તો આપતા ન લગાડે વાર

( પ્રેમાનદ )

* * *

નિષધદેશનો નળરાજા જે પ્રમાણે રૂપ, ગુણ અને પરાક્રમમા અદ્વિતીય હતો તેજ પ્રમાણે રાજકુમારી દમયન્તી પણ હતી વિદર્ભ દેશની રાજકુમારીઓ હમેશાથી રૂપગુણને માટે પ્રસિદ્ધિ પામેલી છે. અગસ્ત્ય મુનિની પત્ની લોપામુદ્રા એજ વિદર્ભના રાજકુટુંબમા જન્મ પામી હતી.

મહારાજ રઘુની પુત્રવધૂ, અજની ધર્મપત્ની કમળસમાન કોમળ અંગવાળી ઇન્દુમતી અને લક્ષ્મીસ્વરૂપા રૂક્મણીદેવીએ પણ એજ કુટુંબમા જન્મ ધારણ કર્યો હતો; એટલે દમયન્તી પણ રૂપ, ગુણ અને યોગ્યતામા શ્રેષ્ઠ હોય તેમા આશ્ચર્યજ શું? ખરૂં જોતા એ પોતાની પહેલા થઇ ગયેલી એ કુટુંબની સર્વ રાજકન્યાઓ કરતા પણ વધારે લાયક અને સુદર હતી

એક દિવસ નળરાજાના દરબારમા દેવર્ષિ નારદ જઈ પહોચ્યા અને સુખ તથા વૈભવની ટોચે પહોચ્યા છતા પણ રાજાને કુવારા જોઇને પૂછ્યુ

"પટ્ટરાણી દિસતા નથી એ કહોને કારણ શું છે?
આસને બેસવું રાણી વિના, તેહનો મોટો દોષ."

નળરાજાએ કહ્યું, મારે યોગ્ય કન્યા હજુસુધી મળી નહિ આવવાથી મે કુવારા રહેવુંજ પસદ કર્યું છે ગુણ અને વિચારની સમાનતા વગરનું લગ્ન કજોડું છે અને બન્નેને દુ:ખકારક છે કોઇનામા રૂપ હોય છે તો કુળ નથી હોતું કુળ હોય છે તો હોશિયારી નથી હોતી માટે કોઇ સઘળા સારાં લક્ષણવાળી કન્યા હોય તો હમણા હું પરણું. નારદે એના ઉત્તરમા જણાવ્યુ કે હે રાજા! રૂપ, ગુણ અને કુળ સર્વ પ્રકારે તમને મળતી આવે એવી એક કન્યા દમયતી જરૂર છે નળરાજાએ એ કુમારીના ગુણોનો વિશેષ પરિચય માગ્યો ત્યારે નારદે નીચે મુજબ જણાવ્યું -

"ગુણ ચાલ ને ચાતુરી અદ્‌ભુત સુદર વેશ,
તેહને હું કેમ વર્ણવુ, વર્ણવી ન શકે શેષ

* * *

દમયતીનો ચોટલો, દેખી અતિ સોહાગ,
અભિમાન મુકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય,
ચન્દ્રમા તો ક્ષીણ પામી, આભમા સતાય.
સૃષ્ટિ કર્તા બ્રહ્માજીએ, ભર્યું તેજનુ પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ ઘડયુ દમયતીનું ગાત્ર.
તેમાથી કાંઈ શેષ વાધ્યું, ઘડતા ખેરો પડિયો,
બ્રહ્માએ એકઠુ કરીને, તેનો ચદ્રમા ઘડિયો

* * *

નારદ કહે સાભળો રાજા, મીન ને મધુકર;

નેત્ર ભ્રકુટી દેખીને, જળકમળ કીધાં ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર,
તેણે અરણ્ય પર્વત સેવિયા, ધારી શકયા નહિ ધીર
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યુ પ્રવાળી,
એ કામિનીનો કંઠ સાભળી, કોકિલા થઇ કાળી
રસના વાણી સાભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ્ય,
કુવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયુ, કપોત સંતાડે મ્હોને,
તે નાદ કરતો ફરે વનમા, કહે દુ:ખ કહુ હું કોને
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજર કુળ
તે હીંડતા ચાલતા હાથી, માથે ઘાલે ધૂળ.
હસ્ત કમળથી કમળ હાર્યું, જળમા કીધુ ઘર
ઉદર દેખી દમયંતીનુ સુકાયુ સરોવર. ”

એ પ્રમાણે દમયંતીના અપૂર્વ સૌન્દર્યનુ વિસ્તારથી વિવેચન કરીને નારદજીએ જણાવ્યુ કે —

“ જેમ નદીમા ભાગીરથી, તેમ શ્યામામા શ્રેષ્ઠ સર્વથી,
ત્રણ લોકમા જોડી નથી, જાણે સાગર કાઢી મથી.
ઇંદ્રાદિક પરણવા ફરે, મહિલા મનમા નવ ધરે,

* * *

જ્યારથી એ પુતળું અવતરિયુ, નારીમાત્રનુ માન ઉતરિયું,
દમ્યુ જગતસ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું.
જોગી થઇ તજ્યુ હશે સર્વસ્વ, તીર્થ નાહ્યો હશે સમસ્ત,
ગાળ્યા હશે હિમાલે અસ્ત, તે ગ્રસશે દમયંતીનો હસ્ત.

આ પ્રમાણે દમયંતીની અનેક પ્રકારે પ્રશંસા કરીને તથા નળના મનમા એને માટે પ્રેમ ઉત્પન્ન કરાવીને નારદજી તો ચાલ્યા ગયા, પરન્તુ નળરાજાને એ સમયથીજ કામદેવ પીડવા લાગ્યો એની આકુળતા ઘણી વધી પડી અને રાતદિવસ દમયંતીનાજ વિચાર આવવા લાગ્યા. એક દિવસ બગીચામા ફરતો હતો એવામા તેણે સોનેરી પાખવાળા કેટલાક સુદર હંસને જોયા. આ સુદર પક્ષીઓને જોઇને નળરાજાએ પોતાના વિનોદને સારૂ એમાના એક હંસને પકડી લીધો. એ સમયમાં ભારતવર્ષમાં એવી અનેક

વિદ્યાઓ પ્રચલિત હતી જેનો અત્યારે બિલકુલ લોપ થઈ ગયો છે, અને હવે એની ગણત્રી દંતકથાની ગપ્પોમાજ થાય છે હાલમાજ પશ્ચિમમા એક વિદ્વાને ઘણા વર્ષોના અભ્યાસ પછી વાદરાઓની ભાષા પારખી છે, પરન્તુ પ્રાચીન કાળમા અનેક સુશિક્ષિત સ્ત્રીપુરુષોને અનેક કળાઓ ભેગુ પશુ-પક્ષીઓની ભાષાનું પણ જ્ઞાન આપવામા આવતુ. એ જ્ઞાનને પ્રતાપે હસે પકડાયા પછી નળરાજાને જે વિનતિ કરી તે એ સમજી શકયો એણે પોતાને છોડી મૂકવાની નળરાજાને ઘણીજ વિનતિ કરી. નળ રાજાએ પોતાની પ્રેમવ્યથા એને જણાવી અને દમયતીને કોઇ પણ પ્રકારે પોતાના પ્રેમનો પરિચય આપી વરવાને માટે તૈયાર કરાવવા હસને પ્રાર્થના કરી હસે કહ્યુ 'મહારાજ! મને છોડી દો હુ દમયતી આગળ જઇને આપના રૂપ ગુણની કથા એવી રીતે કહીશ કે તે આપને જરૂર સ્વામી તરીકે સ્વીકારશે

નળે હસને છોડી દીધો હસ તરત ત્યાથી બીજા હસોની સાથે ઉડતો ઉડતો વિદર્ભ દેશના રાજાના અતપુરના બગીચામા જઈ પહોચ્યો

દમયન્તી પણ એ સમયે સખીઓની સાથે ઉદ્યાનમા ફરતી હતી આવા સુદર હસને જોઇને દમયન્તી તથા તેની સખીઓને એ પક્ષીઓને પકડ-વાની ઇચ્છા થઇ સખીઓ પકડવા ગઇ એટલે હસો આમતેમ ઉડી ગયા દમયતી પોતે જે હસને પકડવા ગઈ તે હસ ઉડતો ઉડતો એક એકાત સ્થાનમા ગયો અને ત્યા દમયતી આગળ નળરાજાના રૂપગુણનું વર્ણન કર્યું તથા જણાવ્યુ કે –

> ' જપવ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમ પર્વત,
> તે નારી નળને પરણશે, જેણે કાશી મુકાવ્યુ કરવત
> બ્રહ્માજીની સૃષ્ટિમા, કો ન મળે જાચક રૂપ
> નળને દાને દારિદ્ર છે ત્યા, ભિક્ષુક કીધા ભૂપ '

વધારામા તેણે કહ્યુ કે પુરુષોમા જેમ નળ રાજા શ્રેષ્ઠ છે તેમ સ્ત્રીઓમા તમે છો તમારા આ મિલન જેવુ ઉત્તમ મિલન બીજુ થઇ શકશે નહિ.

દમયન્તી તો પહેલેથીજ નળરાજાના રૂપગુણની વાત સાભળીને તેના તરફ આકૃષ્ટ થઇ ચૂકેલી હતી હવે હસને મુખે તેના વખાણ સાભળીને મનમાને મનમાજ તેને વરી ચૂકી, તથા પોતાનો અભિલાષ પાર પાડવા સારૂ હસ દૂતને વિનતિ કરી કે'–

> " પાયે લાગુ ને નળ માગુ, હવે આવી તારે શર્ણ રે,
> નહિતર પ્રાણ જાશે માહરા, ને પિંડ પડશે ધર્ણ રે."

હસે એને સલાહ આપી કે તું તારા પિતા પાસે સ્વયવર રચાવ અને એમા નળરાજાને પણ આમત્રણ મોકલાવજે હુ પણ નળરાજાને તારે માટે ઘણી ભલામણ કરીશ, અને એ જરૂર તારો સ્વીકાર કરશે

હસ ત્યાથી સીધો નળરાજાની પાસે ગયો અને દયમતીના સૌન્દર્યનું વર્ણન કરતા કહ્યુ —

ભુપ મે દીઠી ગર્વ ઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી,
કદળી સ્તભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભિ કનકની વેલડી

વેલ જાણે હેમની, અવેવ ફુલે ફુલી,
ચકિત ચિત્ત થયું માહરૂ, ને ગયો કૃતત્વ ભૂલી.
સામ સામા રહ્યા શોભે, વ્યોમ ભોમ બે સોમ,
ઇન્દુમા બિદુ બિરાજે, જાણે ઉડુગણ ભોમ
ઉભે અમિનિધિ કીરણ પ્રગટચા, શુ એથી થયો આકાશ.
કામનીનો પરિમળ બેહેકે, કળા શોભે લક્ષ,
શકે ધરા ઘરવાસ લેવા, ચડયો ચદન વૃક્ષ
કુરગ મીનની ચપળતા, શુ ખજન જાળે પડિયા,
નેત્ર અણિ અગ્રે શ્રવણ વિધ્યા, સોય થઇ નીવડિયા.
શકે નેત્ર ખેત્ર છે મોહનુ, ડોડાળા અબૂજ,
ભ્રુવ શરાસન દષ્ટિ શર, હાવ ભાવ બે ભૂજ
ગળ સ્થળ નારગ ફળશા, આદિત્ય ઇદુ અકોટી,
અધર પ્રવાળ દત કનકરેખા, જિહ્વા જાણે કસોટી.
કીર આનનપર શ્રીખડ શોભા, કોયલ બોલે અણુછતી,
વનલતાપર પખી બેઠો, નવ રહેવાયું મારી વતી.

* * *

અંગ રંગ તરગ યૌવન, જોતા તૃપ્તિ ન થઇયે,
ક્ષુધા તૃષા પીડે નહિ, રૂપ સુધામા રહિયે
કચ ભૂષણ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઉડે,
તાબોલે પંચાનન પ્રહારથી, શું લાગ્યો મેગલ પૂઠે
કેળ શાખાએ જલજ જુગમ ચઢ્યા, ગજ એથી પામે ખેદ.
યુગ્મ અબુજ તહા મળીયા, મળ્યા મધુકર વેદ.

* * * *

અમૃત ઘટ થાયે જો ઊણો, અમરપાન જ્યારે કરે,
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઇ કુંભ પૂરો ભરે
વિનતા વદના વિધિયે કીધું, સાર શશીનુ લીધું,
નક્ષત્ર નાથને લાંછન ભાસે, કલંક લાગત કીધું
ગ્રહેશ ને શર્વરી પતિ, તે ગોપ્ય ઉભા ફરે,
વૈદર્ભી વક્ત્ર આગળ, અમર તે આરતી કરે
કચ સમૂહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો,
કર અધર ચન્દ્ર કાઢયો ઠેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો
સંસાર સર્વનું સાર લીધુ, દિવ્ય દેહડી થવા,
ઘડી દમયંતી ને ભુજ ખંખેર્યો, તેના તો તારા હુવા.

હંસને મુખેથી આટલી બધી પ્રશંસા સાંભળ્યાથી નળરાજા દમયન્તીના સ્વયંવરની રાહ ઘણીજ ઉત્કંઠાથી જોવા લાગ્યો

થોડા દિવસોમાં વિદર્ભરાજે, દમયંતીના સ્વયંવરની ઘોષણા કરી. નાના દેશના રાજાઓ વિદર્ભનગરમાં આવી પહોચ્યા નિષધરાજ નળ પણ આવ્યો દમયન્તીના સુંદર રૂપની વાત સાંભળીને તેને વરવાની આશામાં ઇંદ્ર, અગ્નિ વરુણ અને યમ એ ચાર દેવતાઓ પણ સ્વયંવરમાં ગયા હતા. દેવતાઓ દમયન્તીના સ્વયંવરમાં જવા નીકળ્યા ખરા, પણ રસ્તામાં તેમને વિચાર ઉપજ્યો કે જો આ વખતે દમયંતી આપણામાંથી કોઇને નહિ પરણે તો આપણી લજ્જા તથા અપમાનનો પાર નહિ રહે માટે તેમણે એવો વિચાર કર્યો કે દમયંતીને પોતાની ઇચ્છા જણાવવા સારૂ આગળથી એક દૂત મોકલવો બધા ગુણોમાં નળરાજાને સર્વશ્રેષ્ઠ જોઇને તેમણે તેને કહ્યું, નળ! અમે દેવ છીએ અને દમયન્તીને વરવાને માટે આ સ્વયંવરમાં આવ્યા છીએ તમે અમારૂ દૂતપણું સ્વીકારો અને તમે જલદીથી દમયંતીની પાસે જઇને તેને અમારો પરિચય આપો તથા એને એવો આગ્રહ કરો કે એ અમારામાંથી એક જણને વરે.

નળે કહ્યું 'દેવતાઓ! હું પણ તમારીજ માફક દમયન્તીને વરવાની આશામાં અત્રે આવ્યો છું આ આપના કાર્યનો હું કેવી રીતે સ્વીકાર કરી શકું ? હું પોતેજ દમયન્તીના હાથનો ઉમેદવાર હોવાથી તેને કેવી રીતે કહી શકીશ કે તું બીજાને વર ? એટલા માટે આપ મને માફ કરો. બીજા કોઇને એ કામ સોંપો તો ઠીક.'

દેવતાઓએ કહ્યુ ' નૃપશ્રેષ્ઠ ! અમે તને સારી રીતે ઓળખીએ છીએ. તારા જેવા મનુષ્યો પરોપકાર કરવામા પાછા હઠતા નથી, માટે તુંજ આ અમારૂ કામ કર '

નળરાજા વધારે રકઝક ન કરતા દમયન્તી પાસે જવા તૈયાર થયો. દેવતાઓની કૃપાથી બીજાઓ ન દેખે એવી રીતે એ દમયન્તીના મહેલમા પહોચ્યો. ત્યા જઇને તેણે દમયન્તીને બધી હકીકત કહી તથા દેવતાઓ-માથી એકને વરવાનો દમયન્તીને આગ્રહ કર્યો

દમયન્તીએ કહ્યુ ' દેવતાઓને મારા નમસ્કાર કહેજો, પણ હુ તો પહે-લેથીજ નળરાજાને પતિ તરીકે સ્વીકારી ચૂકી છુ. સ્વયવર મડપમા નળ-રાજાનેજ વરમાળા પહેરાવીશ '

આ વચન સાભળી પોતાનો પરિચય આપતા નળે કહ્યું ' હુ જાતેજ નળ છુ. દેવોની કૃપાથી અહિ તેમનો દૂત બનીને આવ્યો છુ એટલે આવો ઉત્તર લેઇને એમની આગળ હું કેવી રીતે જઇશ ! એ દેવતાઓ પોતાના મનમા મારે માટે કેવો વિચાર આણશે ? એ લોકો જરૂર મને અપ-રાધી ગણશે '

દમયન્તીએ કહ્યું ' હુ મારી મરજીમા આવે તેને વરમાળા પહેરાવી શકું, એમા આપનો શો અપરાધ ? હું કાઇ ગુપ્તપણે આપને વરમાળા પહેરાવતી નથી સભામા સર્વની સમક્ષ પહેરાવીશ દેવતાઓ પણ એ સભામા બિરાજમાન હશે તેમના દેખતા હુ મારી ઇચ્છાનુસાર આપને વરીશ. એટલે દેવતાઓ આપને દોષિત નહિ ગણી શકે "

નળે દેવતાઓની પાસે પાછા જઇને બધી વાત નિવેદન કરી દમય ન્તીએ આ પ્રમાણે પોતાની અવગણના કરી, તેથી દેવતાઓને ઘણું ખોટુ લાગ્યુ અને સ્વયવરસભામા એ બધાએ નળરાજાનુ રૂપ ધારણ કરીને બેસી ગયા

યથાસમયે વરમાળા લઇને દમયન્તી સભામડપમા આવી ત્યા હાજર થયેલા રાજાઓના નામ અને ગુણકીર્તન શરૂ થયા, પણ દમયન્તીના કાન એ તરફ ગયા નહિ. એણે તો નળ રાજાને વરવાનુ અગાઉથીજ નક્કી કરી રાખ્યું હતું એટલે બીજા રાજાઓના ગુણકીર્તન સાંભળવાનુ એને કાંઈ પ્રયોજન નહોતું નળની શોધમા એણે ચારે તરફ જોયુ, તો જણાયુ કે સભામા નળના જેવી આકૃતિવાળા ચાર જણા બિરાજમાન છે. દમયન્તી

ચેની ગઈ કે મને છેતરવા માટે દેવતાઓએ આ માયા રચી છે

તે કોઈ પણ રીતે ખરા નળને પારખી ન શકી, ત્યારે એણે મોટે સ્વરે, પોતાના ઉપર દયા કરવા સારૂ નમ્રતાપૂર્વક દેવતાઓની પ્રાર્થના કરી. તે બોલી 'હે દેવતાઓ ! હું પૂર્વેજ નળ રાજાને પતિ તરીકે વરી ચૂકી છુ આપ દેવતાઓ છો શરણાગત મનુષ્યના ધર્મનુ રક્ષણ કરવુ એ આપનું કર્તવ્ય છે, તો શામાટે છળ કરીને મને અધર્મના માર્ગમા લઈ જાઓ છો ? અબળાની ઉપર દયા કરો નળને ઓળખાવી દ્યો. આપ પોતપોતાનાં ચિન્હ ધારણ કરો હુ મારા મનપસદ સ્વામીને ઓળખી કહાડીને વરીશ સતીના સતીધર્મનુ રક્ષણ કરો

શરણાપન્ન દમયન્તીની પ્રાર્થનાથી સતુષ્ટ થઇને દેવતાઓએ પોતાપોતાના ચિન્હ ધારણ કર્યા દમયન્તી નળરાજાને વરીને કૃતાર્થ થઈ દેવતાઓએ પ્રસન્ન થઇને નળરાજાને વરદાન આપ્યા કે 'તારી ઇચ્છા હશે તે વખતે ગમે ત્યા અગ્નિ સળગશે તથા જળ આવશે, અને ગમે તેવી રસોઇ તુ તારે હાથે રાધીશ, તો તે સ્વાદિષ્ટ થશે 'આવા વરદાન આપીને દેવતાઓ અમરલોકમા પ્રસ્થાન કરી ગયા

રસ્તામા દેવતાઓને કલિ અને દ્વાપર મળ્યા તેઓ પણ દમયતીના સ્વયવરમા આવતા હતા દમયન્તી દેવતાઓની ઉપેક્ષા કરીને માનવ નળને પરણી એ સાભળીને દુષ્ટ કલિને અત્યત ક્રોધ ચઢયો દ્વેષને વશ થઈને કલિએ દ્વાપરને કહ્યુ 'ગમે તેમ કરીને હુ નળરાજામા પ્રવેશ કરીને એને જુગટુ રમાડીશ, તથા જુગટામા રાજ્યભ્રષ્ટ કરાવીને દમયન્તીનો વિયોગ કરાવીશ તું પાસામા પેશીને મને મદદ કરજે.'

આવી દુષ્ટ સલાહ કરીને બન્ને જણા ગુપ્ત રીતે નળરાજાના રાજ્યમા જઈ રહ્યા

નળ દમયન્તી સાથે પરમ સુખમા રાજ્ય ભોગવવા લાગ્યો તેને ઇન્દ્રસેન અને ઇન્દ્રસેના નામના પુત્ર પુત્રી થયા, પણ કલિની ખટપટથી એ લોકો ઘણા સમયસુધી એ સુખ ભોગવી શકયા નહિ

એક દિવસ ભ્રમવશ અપવિત્ર અવસ્થામા નળે સધ્યાવંદન કર્યું એ પ્રસગે દુષ્ટ કલિ નળના શરીરના દાખલ થયો નળને પુષ્કર નામનો દુષ્ટબુદ્ધિવાળો અને ખરાબ ચાલચલણનો એક ભાઈ હતો કલિએ તેની પાસે જઇને કહ્યુ 'તમે નળની સાથે પાસા ખેલો હુ નળમા પ્રવેશ કરીને તેની

બુદ્ધિ ભ્રષ્ટ કરીશ. દ્વાપર પાસામા પ્રવેશ કરીને તમને મદદ કરશે. જુગારમા નળને હરાવીને તમે નળના વિસ્તીર્ણ રાજ્યના માલિક બનો '

પુષ્કર રાજ્યના લોભથી ભાઇનુ સત્યાનાશ વાળવા તૈયાર થયો નળની પાસે જઇને તેણે જુગટું રમવાનુ નિમત્રણ કર્યું કલિને વશ થયેલો નળ કાઇ પણ આનાકાની ન કરતા જુગાર રમવા તૈયાર થયો

ઉપરાઉપરિ ધન મૂકીને નળ આ રમતમા હારવા લાગ્યો 'હાર્યો જુગારી બમણુ રમે,' તેમ નળ પણ જેમ જેમ હારતો ગયો, તેમ તેમ તેની તૃષ્ણા વધતી ગઈ દમયન્તીએ જોયુ કે આ તો સત્યાનાશ વળ્યું એણે પોતે, તેમજ રાજ્યના મંત્રી તથા બીજા મુખ્ય અમલદારોએ આ રમત બધ કરવાનો નળને ઘણોએ આગ્રહ કર્યો, પણ નળે કોઇનુ કહ્યું સાભળ્યુ નહિ

દમયન્તી સમજી ગઈ કે નળ હવે થોડા વખતમા ભિખારી થઇને ઘર બહાર નીકળશે. એ પોતે સ્વામીના દુખની ભાગી થવા તૈયાર હતી, પણ બાળક પુત્રપુત્રીની શી દશા ! તરતજ તેણે સારથીને બોલાવીને તેની સાથે બાળકોને પોતાને પિયેર મોકલી દીધા. કુમળા બાળકોથી વિખુટા પડવાનો તેને માટે આ પ્રથમજ પ્રસગ હતો વિદાય વખતે બાળકોને સંબોધીને તેણે વિલાપ કર્યો કે -

મોસાળ પધારો રે, મોસાળ પધારો
મોસાળ પધારો બાડુઆરે, મારા લાડવાયા બે બાળ.
નમાયા થઇ વરતજો, સહેજો મામીની ગાળ -મોસાળ
હૃદયા ચાપેરે, રાણી હૃદયા ચાપે.
હૃદયા ચાપે પેટનેરે, એ છે છેલ્લુ વહેલુ લાડ,
હવે મળવા દોહલારે, મળીએ તો પ્રભુનો પાડ -મોસાળ
થયા માત વોહોણા રે, થયા માત વોહોણા.
માત વોહોણા થયા દામણા રે, નહી કો રૂડો સાથ
મદિરના ગુરુજી રે, મદિરના ગુરુજીરે
મદિરના ગુરુજી સુદેવજી રે, તમારે ખોળે સોપુ બે તન
જઈ કહેજો મારી માતને રે, જીવની પેરે કરજો જતન -મોસાળ
પુત્રી જમાઈ તમતણા, કહેજો વનમા પુર્યો વાસ
જઇ કહેજો મારા તાતને રે, અમ જોગીનો લે તપાસ -મોસાળ

આ પ્રમાણે વિલાપ કરતી અને વારે ઘડીએ બાળકોને ચુંબન કરતી

દમયતીએ મહા મહેનતે માતૃસ્નેહને દબાવીને આંખમાંથી ચોધાર અશ્રુ ધારા વરસાવીને સારથીની સાથે બાળકોને પિયેર વિદાય કર્યા

આ તરફ નળરાજા રાજ્ય સુદ્ધાન્ત હારી ગયો હોડમા મૂકવાને તેની પાસે બીજુ કશુ રહ્યુ નહિ. પુષ્કરે કહ્યુ 'હવે દમયતીને હોડમા મૂકો ' પુષ્કરના એ વચન સાભળીને નળના ક્રોધનો પાર રહ્યો નહિ, પરન્તુ એ કરે શું! જુગારમા બધું હારી ચૂકયો હતો બદલો લેવાના કોઇ સાધન તેની પાસે નહોતા. ક્ષોભથી એની આંખોમા પાણી ભરાઇ આવ્યા રાજવેશ ઉતારી નાખ્યો, રાજમુકુટ, અલકાર આદિ જે કાંઈ અગ ઉપર હતું તે બધાનો ત્યાગ કર્યો ત્યાર પછી પહેરેલે કપડે રાજનગરી છોડીને બહાર રસ્તામા જઇ ઉભો દમયતી પણ પતિની સાથે જવા તૈયારજ હતી એ પણ રાણીનો કિંમતી પોશાક ફેંકી દઇને પહેરેલે લુગડે રસ્તામાં આવી ઉભી અને સ્વામીની સાથે સાથે જવા લાગી નળ કાંઈ બોલ્યો નહિ પાછુ ફરીને જોયુ પણ નહિ નગર છોડીને બહાર ગયો અને એક વૃક્ષ નીચે છાયામા ઉભો ત્યારે પછાડી દમયતીને જોઇ એકજ વસ્ત્રધારી, અલકારહીન રાજાની કન્યા અને રાજાની રાણી દમયતી આજે ભિખારણના વેશમા તેની પાસે ઉભી છે, નળની આખમા આસુ આવ્યા તેણે કહ્યુ 'દમયતી તમે ક્યા જાઓ છો? હુ તો આજ ભિખારી છુ તમે રાજકન્યા છો ભિખારીની સાથે તમે ક્યા જશો?"

દમયતીએ ઉત્તર આપ્યો ' નિષધ દેશના રાજ્યેશ્વર આજે રાજપાટ છોડી દઇને ભિખારી બન્યા છો તો તમારી આ દાસી પણ ભિખારણજ થવા તૈયાર થઇ છે તમારા વગર મારી ગતિજ ક્યા છે? (સ્વામી) રાજા હો કે ગરીબ હો, પણ તમારા વગર મારૂ માન કોણ રાખનાર છે? રાજ-નગરીમા મારૂં કોણ છે? પુષ્કર? શુ એ અધર્મીને શરણે મને મૂકીને તમે જવા માગો છો?"

નળે કહ્યુ ' ધિક્કાર છે પુષ્કરને એનું નામ બાળો એ અધર્મીને શરણે હુ તમને નહિ મૂકુ મે રાજ્ય ગુમાવ્યુ છે, પણ મારૂ બાહુબળ ગુમાવ્યુ નથી હૃદયની તેજસ્વિતા મે ગુમાવી નથી. હુજ મારા આ બાહુથી તમારૂ રક્ષણ કરીશ એટલુ કહી નળે પોતાના લાબા બળવાન બાહુ પ્રસા-રીને દમયતીને પોતાની વિશાળ છાતીમા ધારણ કરી

દમયતીએ કહ્યુ ' રાજ્ય જાઓ, ધન જાઓ, ઘરબાર જાઓ, સર્વસ્વ

ચાલ્યું જાઓ, તેની મને શી પરવા છે ! સર્વ પદાર્થોનો આધાર મારે મનથી તો તમારૂં આ હૃદય છે, એને કોણ મારી પાસેથી છીનવી શકે એમ છે, વહાલા ? '

પતિ પત્ની આ પ્રમાણે એક સાથે નગર ત્યજીને ચાલ્યા પુષ્કરે રાજમા ઢઢેરો પીટાવ્યો કે કોઇએ નળને જરાયે મદદ આપવી નહિ, અને આપશે તો તેને દેહાતદંડ કરવામા આવશે. પ્રજા ભય પામી ગઈ. આશ્રયહીન થઇને ઉપવાસ અને તૃષ્ણાથી કટાળી જઇને નગર બહારના એક વનમા નળે પત્ની સાથે આશ્રય લીધો

વનમા એક દિવસે એ બન્ને ભૂખથી ઘણા આકુળવ્યાકુળ થઇ ગયા. ખાવાનુ કાંઈ પણ મળ્યું નહિ.

એવામા નળે કેટલાક સુન્દર પક્ષી જોયા

પક્ષીઓને પકડવા માટે પોતાનુ પહેરેલુ એકનું એક વસ્ત્ર નળે પક્ષીઓ ઉપર ફેકયુ, વસ્ત્ર સાથે પક્ષીઓ આકાશમા ઉડી ગયા અને જતી વખતે કહેતા ગયા કે ' નળ ! અમે એના એજ પાસા છીએ તારી વધારે દુર્ગતિ કરવા સારૂ તારૂ આ વસ્ત્ર પણ છીનવી લીધુ.'

નળની મર્યાદા સાચવવા સારૂ દમયતીએ તેને પોતાનુ અડધુ વસ્ત્ર પહેરવા આપ્યુ

આ દુ:ખથી નળનું હૈયુ ભરાઈ આવ્યુ આ દુ:ખ તેને અસહ્ય લાગ્યું. વધારે અસહ્ય તો એટલા માટે થઈ પડયુ કે તેના પ્રાણ સમાન દમયતીને પણ આ દુ ખ તેની ખાતર વેઠવુ પડતું હતું પોતે એકલો હોત તો ગમે તેમ કરીને ગમે તેટલુ કષ્ટ સહન કરી શકત, પણ દમયતીને વનભ્રમણમા આવી રીતે ભૂખતરશથી પીડાતી જોઇને તેના હૃદયમા દારુણ વેદના થવા લાગી. દમયંતી જો પોતાના પિયેર જાય તો તેની આ બધી આપત્તિ ઘણે અશે ઓછી થઈ જાય, પણ દમયંતી એમ સહજમા તેનું કહ્યું માનીને તેનો સાથ છોડીને પિતાને ઘેર જાય એ સભવિત નહોતું.

તેણે એમ વિચાર કર્યો કે લાગ મળતા દમયંતીને એકલી મૂકીને ચાલ્યા જવું, એટલે એ લાચારીએ પિયેર જશે. એ વિચારથી, નળરાજા દમયતીને વિદર્ભ દેશનો માર્ગ બતાવવા લાગ્યો

ચતુર દમયન્તી ઘણી ભયભીત થઈ તેણે કહ્યુ ' શામાટે મને વિદર્ભ જવાનો માર્ગ બતાવો છો ? આ વનમા મને એકલી મૂકીને તમે જતા

રહેવા ધારો છો?' નળે દમયન્તીને સમજાવીને કહ્યુ 'ના, મારો કાઇ એવો વિચાર નથી,' પણ દમયન્તીને એની વાત ગળે ઉતરી નહિ તેણે ફરીથી પૂછ્યું, 'ત્યારે શામાટે મને વિદર્ભનો માર્ગ બતાવ્યો ? તમારી બુદ્ધિ અત્યારે સ્થિર નથી તમારા મનમા શું છે તે હુ જાણુતી નથી. મને છોડી દઇને જશો નહિ તમે આટલુ કષ્ટ વેઠી રહ્યા છો હુ તમને એકલા મૂકીને કદિ પિયેર જઇશ નહિ. તમારી સાથે રહીને સેવા-ચાકરી કરીશ. એકલા રહેવાથી તમને વધારે દુઃખ થશે. તમારા દુખની ભાગી થઇને હું તમારી પાસે રહું છુ અને તમારી સેવા કરૂ છુ એમાજ હું મારૂ પરમ સોભાગ્ય માનુ છુ. એ સૌભાગ્યથી મને વચિત કરશો નહિ, અને જો વિદર્ભ દેશમા જવાની તમારી ઇચ્છા હોય તો ચાલો આપણે બન્ને જણા જઇએ મારા પિતાજી તમારો ઘણો આદર-સત્કાર કરશે.'

નળે કહ્યુ, 'એક દિવસ રાજ્યના ઠાઠમાઠ સાથે તારા પિતાને ઘેર ગયો હતો મારા ગૌરવરૂપ તુ પણ એ વખતે પૂર્ણ સાહેબીમા હતી આજે આ દીન ભિખારીને વેશે ત્યા જઇને હું મારૂ હલકુ નહિ દેખાડુ વળી આપત્તિને સમયે સગાવહાલાનો આશ્રય લેવો એ કોઈપણ પુરુષને માટે અપમાનજનક છે.

દમયન્તીએ પછી કાઇ કહ્યુ નહિ એક વસ્ત્રથી ગમે તે પ્રકારે શરીરને ઢાકીને બે જણા ફરતા ફરતા થાકી જઇને એક વૃક્ષ તળે બેઠા ઘણો થાક લાગ્યો હતો એટલે વૃક્ષની છાયામાં શયન કરતાવારજ દમયન્તીને નિદ્રા આવી ગઇ ચિન્તાતુર નળને નિદ્રા આવી નહિ એ દમયન્તી પાસે બેસી રહ્યો.

નળના હૃદયમા કેવળ એકજ વિચાર ઘોળાયા કરતો હતો, કે ગમે તે પ્રકારે દમયન્તીનો ત્યાગ કરીને જતા રહેવું કે જેથી એ પિયરમા જઈને રહે તેણે જોયું કે દમયન્તી ગાઢ નિદ્રામા છે તેને છોડીને જતા રહેવાનો લાગ હમણાજ છે, પણ દમયન્તીનું અડધુ વસ્ત્ર પોતે પહેરેલુ હતું હવે શુ કરવું ? કેવી રીતે ચાલ્યા જવાય ? એવામા એકાએક તેની દષ્ટિ એક છરી ઉપર પડી, એ છરીદ્વારા નળે વસ્ત્રને કાપી નાખ્યુ, અને અડધું વસ્ત્ર પોતે પહેરીને, દમયન્તીને એ ઘોર જગલમા એકલી મૂકીને ચાલ્યો ગયો.

જતા જતા નળે એક વખત સ્નેહભરી દૃષ્ટિથી પત્નીના સામું જોયું. તેની આખોમા આસુ ભરાઇ આવ્યા હાય ! ઉઘ ઉડી જતા મને નહિ

જોયાથી દમયન્તી શુ કરશે ? આ અડધુ ચીર પહેરીને એ આખા જંગલમા ઠેકાણે ઠેકાણે ભમશે, પરન્તુ બીજો ઉપાયજ શો છે ! મારો પત્તો નહિ લાગ્યાથી એ થાકીને પિયર જશે તેથી એનું ભલુ થશે. માટે એને છોડીનેજ જવું જોઇએ એકીટશે તેની સામે જોઇ નળે કહ્યુ 'પુણ્યવતિ ! ધર્મરૂપી ભૂષણથી તું ભૂષિતા છે. બાર આદિત્ય, આઠ વસુ, બે અશ્વિનિકુમાર અને મરુતો તારૂં રક્ષણુ કરજો '

નિદ્રા ઉડી જતા દમયન્તીએ જોયુ તો પતિ પાસે નથી ! તેનુ વસ્ત્ર અડધુ ફાટેલુ છે સમજી ગઇ કે નળ ખરેખર મારો ત્યાગ કરી ગયા છે, હવે એના હોશકોશ ઉડી ગયા. એક ઘેલી સ્ત્રીની પેઠે દમયન્તી રોતી રોતી નળની શોધમાં એ ગાઢા વનમા ભમવા લાગી. એ સમયનુ વર્ણન કરતા પ્રેમાનદ કવિ લખે છે —

વૈદરભી વનમા વલવલે, અધારી રાત,
ભામની ભય પામે ઘણુ, એકલડી રે જાત વૈદરભી૦
રસનાયે નામજ નળ તણું, મુખ જપતી રે જાય,
શુદ્ધ નથી શરીરની, ભાજે કટક પાય વૈદરભી૦
રોઇ રોઇ રાતી આખડી, ભરે આંસુ નીર,
નયણે ધારા બબ્બે ઝરે, વહે અગ રુધીર વૈદરભી૦
હીડતા તે આખડે, પગમા વાગે ઠેસ,
ચાલતી ઉભી રહે, ભરાયે કાટે કેશ વૈદરભી૦
અંગે ઉઝરડા પડયા ઘણા, વહે શોણિત ધાર,
હો નળ ! હો નળ ! બોલતી, બીજો નહિ વિચાર. વૈદરભી૦
ઉંડા કોતર ઉતરે, ચઢે ગિરિ કરાડ,
અશુદ્ધે ઉધડકે નહિ, પાડે વાઘ બરાડ. વૈદરભી૦
વાકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ,
રાહ માંહે સાપ કુફવે, ઘણુ ઘુઘવે ઘોહ. વૈદરભી૦
શબ્દ પશુ પંખીતણુ, ન પડે કાંઇ પ્રીછ;
વરૂ વણીઅર બીહાવે અરણ્યમા, ધાયે વળગવા રીંછ. વૈદરભી૦
શુકર રોઝ ચિકારડા, ચીતરા દે ફાળ,
ફાલુનાદ હોયે ઘણાં, બહુ બોલે શિયાળ. વૈદરભી૦
આંબા આંબલી લીમડા, અરીઠા અપાર,

શીમળ સમળી સેગઠા, ન સૂઝે પંથ વિચાર વૈદરભી૦
ખેર ખાખર ને કાચકી, કટાળા થુએર,
બાવળીઆ બહુ બોરડી, સરગુવા સમેર વૈદરભી૦
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વિંટાય,
છુટા કેશ કામની તણા, ઝાખરે ઝીટાય વૈદરભી૦
વૃક્ષ અથડાએ અંગણુ, મૂકે કાંટામા પાય,
શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય વૈદરભી૦
દિવસ નિશા પ્રીછે નહિ, એવુ ઘાડુ અરણ્ય,
દમયંતી ભૂલી ભમી, ત્યા દિવસ ત્રણ. વૈદરભી૦
અન્ન ઉદક પામી નહિ, નહિ બેસવુ શયન,
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયતા વન. વૈદરભી૦

આ પ્રમાણે વલવલાટ કરતી દમયંતી, અરણ્યમા ભમતી અને વનમા વૃક્ષ, લતા, પહાડ, નદી, સરોવર, જીવજન્તુ જે કાંઈ દીઠામા આવતુ તેને એ જાણે સજીવ પદાર્થ હોય એમજ ખબર પૂછતી.

"ભૂલી ભમે છે ભામિની, નૈષધ નાથની નાર રે,
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમાર રે
ધોવાયુ કાજળ આંસુએ, કરી વેદનાએ વ્યાકુળ રે,
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયુ છે પટકુળ રે ભૂલી૦
એવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉલટ રે,
પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટ રે. ભૂલી૦
શાર્દૂલ દીઠો વાટમા, વૈદરભી પૂછે ધરી વહાલ રે,
નૈષધ નરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલ રે ભૂલી૦
સાવજ થાયે ગાભરા, ભય પામી નાસી જાય રે,
રખે વનદેવી અમને ઝાલતી, પશુ અરિ કંપાય રે ભૂલી૦
પૂછે ઉંચા દ્રુમને, તારી ગગને ગઈ ડાળ રે,
તરુવર જો મારી વતી, કહી દીસે ભૂપાળ રે. ભૂલી૦
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાય રે,
નૈષધનાથ કયહું દીઠડા, જુઓ છો વનમાય રે. ભૂલી૦
તરુ ઉત્તર આપે નહી, તેમ તેમ રાણી રોય રે,
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યા, શત્રુ થયા સર્વ કોય રે. ભૂલી૦

આ પ્રમાણે ઉન્માદિનીની પેઠે ભાન વગર ચાલતા એક વિશાળ અજગરના મુખમા તેનો પગ પડયો દમયતી આર્તસ્વરે રોદન કરીને કહેવા લાગી. " કયા છો નાથ તમે ! આજ મને એકલી અનાથ સમજીને આ અજગર મને ગળી જાય છે તમે કયા છો ? શા સારૂ મારી આ દશા સામુ જોતા નથી ? શા સારૂ મને છોડી ગયા ? દુ.ખ તો કાઈ હમેશા બેસી રહેવાનું નથી. એ તો સુખદુ ખની છાયડી છે. શાપમુક્ત થતાં તમે પાછુ તમારૂ રાજપાટ પામશો, પરન્તુ હાય ! એ વખતે મને તો નહિ પામી શકો એ સુખના દિવસમા તમારી ભાગી કોણ થશે ? કોણ તમારી સેવા કરશે ? કોણ તમને ભૂખ વખતે સ્વાદિષ્ટ ભોજન અને તરશ વખતે મીઠું જળ આપીને તૃપ્ત કરશે ? હાય ! મને સભારીને એ સુખમા પણ તમે કેટલુ બધુ દુ.ખ અનુભવશો ? હે નૈષધરાજ ! આવો અને તમારી દાસીને ઉગારો આ પ્રમાણે

વૈદર્ભી ઘણુ વલવલે, ઉચા ચઢી ગયા ચક્ષ રે,
કઠે બધાઈ કાચકી, મુખે પડીઓ શોષ રે
મરણ સમે મૂકે નહિ, હૃદે રસના પુણ્યશ્લોક રે.

નળરાજા તો બહુ દૂર ચાલ્યો ગયો હતો. તેને કાને દમયતીનો આ વિલાપ કયાથી પહોચે ! પરન્તુ પ્રભુએ તેની વિનતિ સાભળી એકાએક કોઇ પારધિના તીરે અજગરના પ્રાણ લીધા, પરતુ મૃત્યુના મુખમાથી છૂટતા દમયન્તી એક બીજી આપદામા પડી. તેને બચાવનાર પારધિએ તેના રૂપથી મુગ્ધ થઇને તેને પરણવાની ઇચ્છા કરી. વિનતિ અને મીઠા વચનોથી સમજાવવા છતા પણ દમયન્તીએ કાઈ ન માન્યુ ત્યારે એ દુષ્ટ બળાત્કાર કરવા તૈયાર થયો. છછેડાયલી સિંહણની માફક દમયન્તી લાલચોળ નેત્રોથી પારધિના સામું જોઇને બોલી 'પાપિષ્ટ ! તારી આટલી બધી હિંમત ચાલે છે ? દૂર થા ! શું મો લઇને તુ મને સ્પર્શ કરવાને તૈયાર થયો છું ?'

ધગધગતા અગ્નિ જેવા તેજવાળી સતીના તેજના પ્રભાવથી પારધિ ભયભીત થઇને પડી ગયો, અને જોતજોતામા સતીના તેજવડે દગ્ધ થઇને તેણે પ્રાણત્યાગ કર્યો.

નળની શોધમા દમયન્તી પાછી વનેવનમા, ગામે ગામમા ફરવા લાગી. તેના પહેરવેશમા એક ફાટયું તૂટયુ અડધું વસ્ત્ર હતું. કેશ ધૂળમા ખરડાયલા હતા, અગ ધૂળથી ભરાઈ ગયું હતું, એને ગાડી સ્રી સમજીને

કોઇ એના ઉપર દયા લાવતું, તો કોઈ ક્રોધ કરતું ગામના તોફાની છોકરાઓ તેના ઉપર પાણી રેડતા, ધૂળ ઉરાડતા અને કાકરા ફેંકતા. એવામા વાણીઆઓનો એક સઘ ચેદી રાજ્યમા જતો હતો. દમયન્તી પણ તેમની સાથે ચેદી રાજ્યમા ગઈ એક દિવસ એ રાજમાર્ગમા થઇને જતી હતી રસ્તામા બાળકો એને ગાડી સમજીને નાના પ્રકારના તોફાન અને મશ્કરી કરતા હતા એવામા ચેદીરાજની માતાએ રાજમહેલની અગાશી ઉપરથી તેને જોઇ દમયન્તીની અવસ્થા જોઇને રાજમાતાને ઘણી દયા આવી તેણે દાસીને મોકલીને દમયન્તીને અતપુરમા બોલાવી. પરિચય પૂછતા દમયન્તીએ રાજમાતાને કહ્યુ 'મા, હું ઘણી દુખી છુ મે સારા કુળમા જન્મ લીધો છે, અને યોગ્ય સ્વામીને વરી છુ, પણ જુગારમા સ્વામી સઘળુ હારીને, મને છોડીને ચાલ્યા ગયા છે હવે હુ ગલીએગલીમા તેમની શોધ કરતી ફરૂ છુ, પણ મા! ઘણા દિવસસુધી, ઘણાએ રસ્તામા, ઘણાએ દેશોમા ફર્યા છતા પણ કયાય પણ સ્વામીનો પત્તો નથી લાગ્યો'

રાજમાતાને ઘણી દયા આવી તેણે કહ્યુ 'બેટા, તું એકલવાયી સ્રી છે આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે ફરીને તું કેવી રીતે પતિને શોધી શકીશ? તુ મારી પાસે રહે મારા માણસો તારા સ્વામીની શોધ કરશે બનવાજોગ છે કે કોઈ દિવસ એ ફરતો ફરતો આ રાજ્યમા પણ આવી પહોચે'

દમયન્તીએ કહ્યુ 'મા, તમે મારા ઉપર ઘણી દયા કરી સૈરિન્ધ્રીરૂપે હુ તમારે ત્યા રહીશ, પણ હું કોઇ દિવસ કોઇનુ ઉચ્છિષ્ટ નહિ ખાઉ, કોઇના પગ નહિ ધોવરાવું અને કોઈ પરપુરુષ સાથે વાતચીત નહિ કરૂ કોઈ પુરુષ મારૂ અપમાન કરે તો આપે તેને ઘટતી સજા કરવી પડશે'

રાજમાતાએ કહ્યુ 'ઠીક, એ પ્રમાણે બધુ થશે. તું અહિજ રહે'

પોતાની કન્યા સુનન્દાને બોલાવીને રાજમાતાએ કહી દીધુ કે 'આ દુખી સૈરિન્ધ્રીએ મારો આશ્રય લીધો છે તું તેને આજથી પોતાની સખી તરીકે ગણજે કોઇ પણ દિવસ એનું અપમાન કરીશ નહિ.'

સુનન્દા સ્નેહપૂર્વક દમયન્તીને પોતાના ભવનમા લઇ ગઈ રાજમાતા દમયન્તીની માશી થતી હતી, પણ ઘણા વર્ષો પૂર્વે દમયન્તીને બાલ્યાવસ્થામા તેણે એકજવાર જોઈ હતી. એટલે આ વખતે એ તેને ઓળખી શકી નહિ દમયન્તીએ પણ પોતાનો પરિચય આપ્યો નહિ સુનન્દાની સાથે દમયન્તી ચેદી રાજાની નગરીમા વાસ કરવા લાગી.

આ તરફ દમયન્તીના પિતા વિદર્ભરાજ ભીમે, નળે રાજ્ય ખોયાના, તથા નળદમયન્તીના વનવાસના સમાચાર મળતાવારજ, તેમની શોધમા ચારે દિશામા બ્રાહ્મણોને મોકલ્યા સુદેવ નામનો એક બ્રાહ્મણ ફરતો ફરતો ચેદીરાજ્યમા આવ્યો ચેદીરાજાના મહેલમા દમયન્તીને જોતાવારજ એ તેને ઓળખી ગયો ચેદીરાજમાતા દમયન્તીની ઓળખાણ પડવાથી ઘણી પ્રસન્ન થઇ દમયન્તી ઉપર એ પહેલેથીજ પુત્રી સમાન સ્નેહ રાખતી હતી, પણ હવે તો એ પોતાની સગી બહેનની છોકરી છે એવી ખબર પડતા, એણે એને સ્નેહાલિંગન અને મીઠી વાણીથી સંતુષ્ટ કરી પછી જાતજાતના કિંમતી અલંકાર આપીને સુદર રથમા બેસાડીને અંગ-રક્ષકોના પહેરા સાથે દમયન્તીને તેના પિતાને ત્યા પહોચાડી દીધી

ઘણા દિવસે, આટઆટલું દુ.ખ વેઠયા પછી પિતાને ઘેર આવીને પુત્ર અને કન્યાનું મુખ જોયા છતા પણ દમયન્તી સુખી થઈ નહિ નળ કયા છે ? નળની શી અવસ્થા હશે ? એજ ચિન્તા રાતદિવસ તેના હૃદયને બાળી નાખતી હતી

કન્યાના દુ ખથી દુ ખી થઈને રાજા ભીમે, ફરીથી નળની શોધમા ઘણા પ્રવીણ બ્રાહ્મણોને મોકલ્યા દમયન્તીએ એમને કહ્યું ‘ તમે દેશેદેશ ફરો અને જ્યા જ્યા માણસોની ભીડ દેખો, ત્યા ત્યા આ શ્લોક બોલજો એ શ્લોકનો જો કોઈ ઉત્તર દે તો મને ખબર આપજો ’

એ શ્લોકનો ભાવાર્થ એ હતો કે “ શઠ ! તમે તમારી પતિવ્રતા સ્ત્રીને જગલમા એકલી મૂકીને કયા ગયા છો ? અડધુ વસ્ત્ર પહેરીને એ રાતદિવસ કેવળ તમારે માટે રુવે છે તમે તેની વાતનો જવાબ આપો. સ્વામીએ સ્ત્રીનું હમેશા રક્ષણ કરવું જોઇએ, પ્રતિપાલન કરવું જોઈએ પછી તમે ધર્મજ્ઞ થઇને સ્ત્રીને નિરાધાર અવસ્થામા છોડીને કેવી રીતે ચાલ્યા ગયા ? દયાળુ હોઇને તમે કેમ નિર્દય થયા ? દયા કરો, હવે દુ:ખી વિરહિણીને વધારે કષ્ટ આપશો નહિ. તમારા વગર એ હવે ઘણા દહાડા જીવશે નહિ ’

દમયન્તીની સૂચના પ્રમાણે બ્રાહ્મણોએ ભિન્નભિન્ન દેશોમા પ્રસ્થાન કર્યું

નળ એ વખતે અયોધ્યાના રાજા ઋતુપર્ણના ઘરમાં સારથિનું કામ કરતો હતો. રથ હાંકવામાં તેની અસાધારણ શક્તિ હતી, તેથીજ તેણે સારથિનું કામ સ્વીકાર્યું હતું. દમયન્તીનો ત્યાગ કરીને નળ જે વખતે

વનમા થઇને જતો હતો તે વખતે એ વનમા એક ભયકર આગ લાગી હતી. તે વખતે નળે સાભળ્યું કે કોઇ ચીસેચીસ પાડે છે ' ક્યા છે પુણ્યશ્લોક નળ ? આ વિપત્તિમાથી મારૂ રક્ષણ કરો ! ' દુ:ખની ચીસ સાભળીને નળે એ દાવાનળમા પ્રવેશ કર્યો, તો ત્યા એણે કર્કોટક નામના એક મોટા સાપને દીઠો. એ ભુજગેજ નળની મદદ માગી હતી નળે કર્કોટકને દાવાનળમાથી બહાર કહાડયો. બહાર આવતાવારજ એ સર્પ નળને કરડયો ડખ લાગતાની સાથેજ નળ કદરૂપો થઈ ગયો નળે કહ્યું ' ધિક્કાર ! આ શું કર્યું ? તારો પ્રાણ બચાવ્યો તેનો આ બદલો આપ્યો કે ? ' કર્કોટકે કહ્યુ ' મહારાજ, મે આપનું ભલુજ કર્યું છે; થોડો વખત આપે ગુપ્ત વેશેજ રહેવું પડશે, એથી કરીને આપનું રૂપ કદરૂપુ હોવાથી આપને સગવડ પડશે મારા વિષથી આપને કોઇપણ જાતનું દુ:ખ નહિ પડે, પણ આપના દેહમા વસેલો કલિ જ્યાસુધી આપના શરીરમા રહેશે ત્યાસુધી તે આ ઝેરને લીધે બળ્યા કરશે. આ વસ્ત્ર આપને આપુ છું એ પહેરીને જે વખતે મારૂ સ્મરણ કરશો, તે વખતે આપને આપનું મૂળ સ્વરૂપ પાછુ મળશે આપ અયોધ્યાના રાજા ઋતુપર્ણનું સારથિપણુ સ્વીકારો એ પાસા રમવાની વિદ્યામા પ્રવીણ છે તમારી અશ્વચાલન વિદ્યા એને શિખવીને આપ તેની અક્ષવિદ્યા-જુગટુ રમવાની વિદ્યા-ગ્રહણ કરો, અને એ વિદ્યાના બળથી આપનું ખોયેલુ રાજ્ય પાછુ મેળવો " કર્કોટકની સલાહ મુજબ કદરૂપો બનેલો નળ, બાહુક નામ ધારણ કરીને ઋતુપર્ણ રાજાના સારથિ તરીકે અયોધ્યામા રહ્યો સુદેવ નામનો એક બ્રાહ્મણ નળની શોધમા અયોધ્યામા આવ્યો ઋતુપર્ણની રાજસભામા એક દિવસે તેણે દમયતીના કહ્યા મુજબ ટેહેલ મારી કે

' અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ, પરિત્યાજ તેનો કીધો રે<br>
ધર્મ ધોરિધર ધિક્ક તુજને, ફરી તપાસ ન લીધી રે<br>
રકે રત્નનું જત્ન ન થાયે, જાત નીવડી નેટ રે,<br>
વિલપે છે વસ્તુ વોહોરતી આ વિના કાં ભરે પર ઘેર પેટ રે.<br>
કુલ લજાવ્યુ કરમી માણસે કીર્તિ કીધી ઝાખી રે.<br>
જ્ઞાની પુરુષ વિચારી જોજો ટેહેલ સુદેવે નાખી રે '

રાજદરબારમા બધા લોકો આ માર્મિક ટેહેલ સાભળીને આશ્ચર્ય પામ્યા. ટેહેલિયો બધે ફર્યો પણ કોઇએ ઉત્તર ન આપ્યો આખરે એ

અશ્વશાળામા ગયો, ત્યા દમયતીની ટેહેલ સાભળીને બાહુક વેશધારી નળ એકદમ બહાર નીકળ્યો, અને નીચે મુજબ બ્રાહ્મણને એકાન્તમા બોલાવીને રોતે રોતે નીચેના શ્લોકો કહ્યા. સારા કુળની સ્ત્રીઓ વિપત્તિમા પડયા છતા પણ ધીરજ ખોતી નથી ધર્મના બળથી તેઓ પોતાનું રક્ષણ કરે છે. સ્વામી તેમનો પરિત્યાગ કરે તોપણ તેઓ સ્વામી તરફ ગુસ્સે થતી નથી. પોતે પોતાનુ રક્ષણ કરે છે. અત્યત મનોવ્યથાથી પીડિત થઇને દમયતીના હિતને માટેજ નળે તેનો પરિત્યાગ કર્યો હતો માટે સુશીલ દમયન્તીએ તેને ક્ષમા આપવી જોઇએ નળ રાજ્યભ્રષ્ટ છે, લક્ષ્મીહીન છે, અને રૂપહીન થઇને પારકે ઘેર ઘણા કષ્ટપૂર્વક ગુજરાન કરે છે એ અવસ્થા ધ્યાનમા લઇને દમયન્તી તેને માફ કરશે.'

વધારે તપાસ કરતા સુદેવને એ પણ ખબર પડી કે બાહુક રસોઇના કામમા ઘણો નિપુણ છે અને અશ્વવિદ્યામા તેની બરોબરીઓ બીજો કોઇ નથી. તેણે ઝટ વિદર્ભ દેશમા પાછા જઇને દમયન્તીને બધી ખબર કહી

દમયન્તી સમજી ગઈ કે બાહુક એજ નળ છે ગમે તે કોઇ અકસ્માત બનવાથી એ આવા કદરૂપા થઇ ગયા છે માતાની સલાહ લેઇને તેણે સુદેવને પાછો અયોધ્યા મોકલ્યો. જતી વખતે સુદેવને કહ્યુ કે તમે અયોધ્યામા જઇને ઋતુપર્ણ રાજાને કહો કે 'સવારે પતિથી તરછોડાયલી દમયન્તીનો બીજીવાર સ્વયવર થશે જો દમયન્તીને મેળવવાની ઇચ્છા હોય તો જરા પણ વિલબ કર્યા વગર વિદર્ભ રાજ્યમા પહોચો ' દમયન્તી જાણતી હતી કે નળના વગર બીજું કોઇ એક દિવસમા અયોધ્યાથી વિદર્ભ આવી શકે તેમ નથી. જો બાહુક એક દિવસની અદર ઋતુપર્ણને વિદર્ભ દેશમા પહોચાડી શકે, તો એ બાહુકજ નળ છે એ ખાત્રીથી સમજવુ

સુદેવે અયોધ્યા જઇને ઋતુપર્ણ રાજાને એ સમાચાર કહ્યા. બાહુકની અશ્વવિદ્યાના કૌશલ્યથી ઋતુપર્ણ એ દિવસે સધ્યાકાળ પહેલાજ વિદર્ભ દેશમા પહોચી ગયા નળની અશ્વવિદ્યાથી ખુશ થઇને ઋતુપર્ણ રાજાએ તેને પોતાની અક્ષવિદ્યા શિખવી અને પોતે તેની પાસેથી અશ્વવિદ્યા ગ્રહણ કરી. નળને અક્ષવિદ્યા—જુગટું રમવાની વિદ્યા આવડી જતાં તરતજ કર્કોટક સાપના વિષથી બળીને કાયર થયેલો કલિ નળના દેહમાં વધારે વખત રહી ન શકયો. તરતજ તે બહાર નીકળી આવ્યો.

દમયન્તીએ ઋતુપર્ણને જે સદેશો મોકલ્યો હતો, તેની ભીમને કાઈજ ખબર નહોતી એકાએક ઋતુપર્ણ રાજાને જોઇને તેણે તેને પોતાને ત્યા પધારવાનુ કારણ પૂછ્યુ ઋતુપર્ણ પણ ત્યા આગળ સ્વયવરની કાઇ તૈયારી ન જોતા, અને રાજા ભીમનો આવો ઉલટો પ્રશ્ન સાભળતા, અતિશય આશ્ચર્ય પામ્યો તેણે કહ્યુ 'મહારાજ, હુ આપને મળવા માટે આવ્યો છુ '

પણ એના કહેવા ઉપર ભીમને વિશ્વાસ આવ્યો નહિ ગમે તેમ પણ, એક બરોબરીઓ રાજા પોતાને ત્યા મેમાન થઇને આવ્યો હતો, એટલે તેનો યોગ્ય આદરસત્કાર કરવોજ પડ્યો. બાહુકે રથશાલામા રથ બાધીને તેની પાસેજ પોતે વિશ્રામ લીધો

રાજમહેલની અગાશીમાથી દમયન્તીએ બાહુકને જોયો. આ બાહુકજ નળ હશે એમ તેને પહેલા લાગ્યું હતું, પણ એનુ કદરૂપુ મો જોઇને હવે એ વાત એકદમ તેને ગળે ઉતરી નહિ, એટલે વધારે તપાસ કરવા સારૂ એણે કેશિની નામની પોતાની એક સખીને બાહુકની પાસે મોકલી કેશિનીએ બાહુકની પાસે જઇને ઘણી વાતો છેડી, ઘણા ઘણા સવાલ પૂછ્યા પછીથી કહ્યુ કે 'દમયતીએ અયોધ્યામા એક બ્રાહ્મણ મોકલ્યો હતો તે બ્રાહ્મણે ગાયેલા શ્લોકના ઉત્તરમા તમે કાઇ કહેવરાવ્યુ હતું તે ફરીથી બોલો તો !'

બાહુકે અશ્રુપૂર્ણ નેત્રે તેનો ઉત્તર ફરીથી આપ્યો કેશિનીએ આવીને બધી વાત દમયન્તીને કહી દમયન્તીએ કહ્યુ 'તુ ફરીથી જા, કાઈ વાતચીત કર્યા વગર બાહુકના બધા કામકાજ જોતી રહેજે કોઈ અલૌકિક કામ દેખાય તો મને ખબર આપજે '

કેશિની પાછી ગઈ બાહુકે ઋતુપર્ણને માટે રસોઇ કરી ઋતુપર્ણના આહારમાટે ભીમરાજે જાતજાતની સામગ્રી સાથે ઘણી જાતના માસ મોકલ્યા હતા એ માસ ધોવા માટે પાણીની જરૂર પડી, તો બાહુકની ઇચ્છા થતા વારજ ખાલી લોટામા પાણી ભરાઇ ગયું રસોઇને માટે આણેલા લાકડાને બાહુકનો હાથ લાગતાવારજ ચુલો સળગી ઉઠ્યો ( સ્વયવર પછી દેવતાઓના વરદાનથી નળમા એ બધી અલૌકિક શક્તિઓ આવી હતી.) કેશિનીએ આવીને દમયન્તીને એ બધા ખબર કહ્યા, છતાં પણ વધારે પરીક્ષા કરવા સારૂ દમયન્તીએ નળનુ રાધેલુ થોડુ માસ લાવવા કેશિનીને મોકલી.

કેશિની માસ લઇ આવી દમયન્તીએ માસ ચાખી જોયું તો એનો સ્વાદ આશ્ચર્યકારક હતો એ સ્વાદ તેણે પહેલા પણ ઘણી વાર ચાખ્યો હતો. આવો સ્વાદ નળ વગર કોઈની પણ રસોઈમા આવવો અસભવિત હતો. આ બધા લક્ષણો ઉપરથી દમયન્તીની ખાત્રી થઇ કે, બાહુકજ નળરાજ છે

પણ નળનુ એવુ મોહક સ્વરૂપ એકાએક શાથી બદલાઈ ગયું ? એ શકાનુ સમાધાન કોઇ રીતે થયુ નહિ વધારે પરીક્ષા કરવા સારૂ દમયન્તીએ કેશિનીની સાથે પુત્ર અને કન્યા ઈંદ્રસેન અને ઈંદ્રસેનાને બાહુકની પાસે મોકલ્યા

ઘણે દિવસે પુત્રપુત્રીને જોઇને નળહૃદયનો આવેશ રોકી શકયો નહિ રોતે રોતે તેણે બાળકોને પોતાના ખોળામા લીધાં અને તેમને આલિગન અને ચુબન કર્યાં, પણ તરતજ તેણે ચેતી જઇને કેશિનીને કહ્યુ કે 'મારે આવા બે છોકરો છોકરી છે આમને જોતાવારજ મને એમનુ સ્મરણ થઈ આવ્યું, અને હૈયુ ભરાઈ આવ્યુ તમારે કાઇ મનમા લાવવુ નહિ '

કેશિનીએ આવીને બધુ દમયન્તીને કહ્યુ. દમયન્તીને હવે કોઈ પણ જાતનો સદેહ રહ્યો નહિ. એની ખાત્રી થઇ કે કોઇને કોઈ દૈવઘટનાથી નળનુ સ્વરૂપ આવુ કદરૂપુ થઇ ગયુ છે એણે જાતે એકવાર બાહુકને મળવાની ઇચ્છા દર્શાવી. માતપિતાને બધી વાત જણાવી ને બાહુકને અતપુરમા આવવા દેવાની રજા મગાવી.

ભીમરાજની આજ્ઞાથી બાહુક અતપુરમા ગયો. દમયન્તીના બીજી વારના સ્વયવરની વાત સાભળીને નળને તેના ઉપરથી બિલકુલ શ્રદ્ધા ઉઠી ગઈ હતી પોતાને છોડીને દમયન્તી બીજા સ્વામીને વરવા તૈયાર થઈ ! એ વિચારથી એને એટલુ બધુ દુખ ઉપજ્યુ હતું કે એણે એકદમ પોતાનો પરિચય આપ્યો નહિ, પણ જયારે એણે જોયું કે દમયન્તીના વસ્ત્રાભૂષણોમા એનું એ અડધું ફાટયુ તૂટયુ વસ્ત્ર હતુ, તેના કેશ વિખરાયલા અને ધૂળમા રગદોળાયલા હતા, શરીર બિલકુલ ફીકકું અને લેવાઈ ગયેલુ હતુ ત્યારેજ નળને ખાત્રી થઇ કે સ્વયવરની વાત તો એક છેતરવાની યુક્તિજ હતી. !

નળને જોતાવારજ દમયન્તી તેના પગમા પડી ગઇ બન્નેએ એકબીજાને ઓળખી લીધાં.

પોતાની ઓળખાણ આપ્યા પછી નળે બીજીવારના સ્વયંવરની વાત કહાડીને દમયન્તીને ઘણો ઠપકો આપ્યો. દમયન્તીએ રોતે રોતે બીજી-

વારના સ્વયંવરની ખબરનું કારણ બાહુકને સમજાવ્યું. નળના મનમાંથી બધો સંદેહ જતો રહ્યો એટલે એણે પોતાનુ મૂળ સ્વરૂપ ધારણ કરવાની ઇચ્છાથી કર્કોટક નાગે આપેલુ વસ્ત્ર પહેરીને નાગ દેવતાનુ સ્મરણ કર્યું જોતજોતામા કદરૂપો બાહુક પરમ સુદર તેજોપૂર્ણ નળરાજામા બદલાઇ ગયો

ઘણા દિવસના દુ:ખ અને વિરહ પછી આ શુભ દિને પતિપત્નીનુ સમિલન થયુ. આખા નગરમા આનદોત્સવ થઈ રહ્યો. ઋતુપર્ણ રાજાએ આનદપૂર્વક નળને પોતાના મિત્ર તરીકે આલિંગન કર્યું. દમયન્તીની આશામા આવેલા ઉદારચિત્ત ઋતુપર્ણ રાજાના મનમાં જરી પણ ખેદ કે ઇર્ષ્યા ઉપજ્યા નહિ.

એક માસ સાસરે રહીને, ભીમરાજે આપેલા પુષ્કળ ધન, રત્ન અને દાસદાસીઓ સાથે નળ દમયન્તીસહિત નિષધરાજ્યમા આવી પહોચ્યો ઋતુપર્ણની પાસે શિખેલી અક્ષવિદ્યાથી નળે જુગટામા પુષ્કરને હરાવીને પોતાનુ ગએલુ રાજ્ય પાછુ મેળવ્યુ પરાજીત થયેલા પુષ્કરને નળે કહ્યું 'પુષ્કર! તુ મારો નાનો ભાઈ છે તે ગમે તે કર્યું હશે પણ મારો સ્નેહ તારા ઉપરથી ઓછો થયો નથી મે તને ક્ષમા આપી છે તારી પોતાની માલમિલ્કત બધી તને પાછી સોપુ છુ તુ સ્વતત્રપણે સુખપૂર્વક મારા રાજ્યમા વાસ કર'

## रत्न ७२ मुं—सुशोभना




શોભના કકણ ઋષિની કન્યા હતી. એ ઘણીજ રૂપાળી, ગુણવાન તથા દયાળુ અને પતિવ્રતા હતી મહાત્મા આકથ મુનિ સાથે તેનું લગ્ન થયું હતું આકથ મુનિ, મકન નામના એક બ્રાહ્મણના પુત્ર હતા.

પિતાથી છૂટા પડીને આકથ મુનિ આ સાધ્વી પત્ની સાથે ઘણી દરિદ્ર અવસ્થામા રહેતા હતા એટલે સુધી કે પાચ દિવસ સુધી નકોરડો ઉપવાસ કરીને છઠ્ઠે દિવસે ધાન્ય ભેગા થતા, પણ આટલી બધી ગરીબાઈમાં પણ એ જોડુ અતિશય કરુણામય હતુ. એક દિવસ એવું બન્યુ કે પાચ દિવસના ઉપવાસ પછી છઠ્ઠે દિવસે ભોજન કરવાની તૈયારીમા હતા, એટલામાં કોઈ સંન્યાસીએ તેમને બારણે આવીને મધુર શબ્દે કહ્યુ 'હે બ્રાહ્મણ! હુ એક

મહીનાથી ભૂખ્યો છુ. હમણા ભોજન નિમિત્તે તારે ઘેર આવ્યો છું. દાન કરવા યોગ્ય કાઈ ભોજન હોય તો ઠીક નહિ તો બીજે ઘેર ભિક્ષા માગી આવીને મારી ભૂખ સમાવું '

સન્યાસીના વચન સાભળીને આકથ મુનિએ કહ્યુ 'હે દ્વિજેન્દ્ર! પાચ દિવસથી મારા ઘરમા કાઇ પણ ભોજન નહોતું આજે છઠ્ઠે દિવસે બન્યું છે, માટે અમને હવે જરા પણ ચિન્તા નથી. આપ સુખે પધારો. અમો આપના પગ ધોઇને યથાવિધિ સત્કાર કરીશુ

યોગીએ આકથ મુનિની વિનતિ અનુસાર તેમનેજ ઘેર ભોજન કરવાની ઇચ્છા પ્રગટ કરી આકથ મુનિએ તેમના પગ ધોયા, પત્ની સુશોભનાએ પણ ઘણા આહ્‌લાદપૂર્વક જગલના શાક કદમૂળ વગેરે ગધીને ભોજન તૈયાર કર્યું, તથા એક કેળના પાદડામા એ સર્વ સામગ્રી સુદર રીતે પીરસી દીધી. યોગીએ ઘણાજ શોખ સાથે એ બધી સ્વાદિષ્ટ સામગ્રીઓ ખાધી. કાઈ પણ બાકી રાખ્યુ નહિ સન્યાસીને આ ભોજનથી તૃપ્ત થયેલા જોઈને આકથ મુનિ તથા તેમની સ્રી ઘણા ખુશ થયા ભોજન થઇ રહ્યા પછી સન્યાસી બીજે ગામ ચાલ્યો ગયો. આકથ મુનિ અને તેમના પત્નીએ આખો દિવસ ભૂખ્યા રહીને જપતપમા ગાળ્યો. ત્યાર પછી એ સાધુશીલ બ્રાહ્મણ આકથે વધારે તપસચય કરવા માટે પત્ની સાથે કપોતવૃત્તિનું અવલબન કર્યું

ત્યાર પછી એક દિવસે એક કદરૂપો પણ શાસ્રોમા પારદર્શી બ્રાહ્મણ સામવેદનુ ગાન કરતો કરતો તેમને ઘેર આવી પહોચ્યો તેનું દર્શન કરીને આકથ મુનિએ ભાર્યા સુશોભનાને કહ્યુ 'પ્રિયે! આ કદરૂપો બ્રાહ્મણ આપણે ત્યા આવ્યો છે તેને આજના ભોજનમાંથી અડધુ ભોજન કરાવ, અને બાકીનું અડધું તું તારા સારૂ રાખી મૂક, કારણ કે મને એમ લાગે છે કે આજનો દિવસ ઉપવાસમાં જશે તો પાછા બીજા છ દિવસ ખાધા વગર ખેચી કહાડવાથી તારૂ શરીર ટકશે નહિ તું ઘણીજ કોમળ છે અને આવા લાબા ઉપવાસ કરવાને માટે અસમર્થ છે કહે તારો શો વિચાર છે?' સાધ્વી સુશોભનાએ કહ્યું 'વિધાતાએ લલાટમા લખેલુ આયુષ્ય આહારથી વધતુ નથી કે ઉપવાસથી ઘટતુ નથી બ્રાહ્મણ અતિથિને આ અન્ન આપી દીધાથી મને જરા પણ શારીરિક કષ્ટ પહોચવાનુ નથી; બલકે હું માનસિક આનદ પ્રાપ્ત કરીશ.' આકથ મુનિએ કહ્યું 'પ્રિયે! જ્યારે ચિરાયુ

યક્ષનુ મસ્તક પણ વીરભદ્રને હાથે છેદાઇ શકયું હતુ તો પછી આપણા જેવા પાપી ટુંકા આવરદાના મનુષ્યોની તો વાતજ શી? માટે તું તારો વિચાર ફેરવી નાખીને આ રસોઇમાથી ભોજન કર એટલે હુ બાકીનુ બ્રાહ્મણુને ખવરાવુ. હું તારી ઈચ્છા પ્રમાણેજ કાર્ય કરવા તૈયાર છુ.'

સુશોભનાએ કહ્યુ 'દેવ! આપ ભૂખ્યા રહો અને હું ભોજન કરૂં એ બનેજ કેવી રીતે? તમારાપહેલા ભોજન કરવું એ શું મારે માટે વ્યાજબી છે? આપે પણ આજ તેર દિવસ થયા ઉપવાસ કર્યા છે, તો પછી મને ઉલટી સલાહ શામાટે આપો છો? હુ એક બીજી વાત કહુ તે સાભળો. અન્નજ પ્રત્યક્ષ પ્રાણુ સ્વરૂપ છે, એટલા માટે સ્થૂલ દેહધારી પ્રાણીઓને માટે અન્નજ પ્રત્યક્ષ પ્રાણુ સ્વરૂપ છે, એટલા માટે પડિતોએ અન્નદાતાને પ્રાણુદાતા ગણ્યો છે. પ્રાણીઓ અન્નદ્વારાજ ઉત્પન્ન થાય છે અને તેનાથીજ વૃદ્ધિ પ્રાપ્ત કરે છે, માટે તેના કરતા ઉચી વસ્તુ બીજી કોઈ નથી. તેથી એનું દાન કરવાથી મહાપુણ્યનો સચય થાય છે. આ ક્ષણુભગુર જીવન પ્રાપ્ત કરીને અન્નાદિનું દાન ન કરે તેનુ જીવન વ્યર્થ જાય છે. ધર્મજ પરલોકમા સહાય થાય છે પિતા, માતા, સ્ત્રી, પુત્ર, મિત્રો તથા પૈસોટકો અને જોબન એ બધુ આ દુનિયામા કલ્યાણુ સાધવાના કામમા આવે છે, પણુ પરલોકમા કશા કામમા નથી આવતા. ધર્માચરણુ કરતા કરતા મરણુ પણ થાય તો તે ધર્મકાર્ય ગણાય છે, માટે અતિથિને અડધા ભૂખ્યા રાખીને ભોજન કરવાથી આપણુને શુ ફળ મળશે? કરુણાનિધિ ધર્માત્મા સુશોભનાના પતિ આકથે પોતાની ભાર્યાનો આવો સારરૂપ ઉપદેશ સાભળીને, બધું ભોજન પ્રસન્ન ચિત્તે એ બ્રાહ્મણુને ખવરાવી દીધુ, અને એ બ્રાહ્મણુનો યથાવિધિ ઘણો સારો સત્કાર કર્યો. તેમની આગતાસ્વાગતાથી પ્રસન્ન થઇ જઇને એ કદરૂપા બ્રાહ્મણે શિવનું રૂપ ધારણુ કરીને કહ્યુ કે 'હું આજે તમને વરદાન આપવા માટે આવ્યો છુ, તમે બન્ને જણા ઈચ્છાનુસાર વરદાન માગો' ત્યારે એ પતિપત્નીએ ઘણાજ પ્રસન્ન થઇને શિવજીના ચરણારવિંદમા દડવત્ કર્યા અને તેમના પદમા રહીને સદા ભક્તિ કરતા રહેવાની પ્રાર્થના કરી શિવજી એ પ્રાર્થના સ્વીકારીને તેમને બન્નેને શિવલોકમા લઇ ગયા



# रत्न ७३ मुं—शशिकला



જારો વર્ષ પૂર્વે પ્રાચીન અને પવિત્ર કાશી નગરીમા “ સુબાહુ ” નામના એક પરમ પવિત્ર ધીર, વીર, ધર્માત્મા અને પ્રજાપાલક રાજા રાજ્ય કરતા હતા. એ સર્વ પ્રકારે સુખી હતા, કેમકે રાજવૈભવ ઉપરાત, સુશીલા, ધર્મપરાયણા તથા પતિવ્રતા પત્નીનુ પણ તેમને સુખ હતુ. એ રાણીથી એમને બે સન્તાન થયા હતા એક પુત્ર અને એક પુત્રી કન્યાનુ નામ શશિકળા હતું. શશિકળા ઘણી સુદર હોવા ઉપરાત ધર્મશાસ્ત્ર અને અનેક લલિત કળાઓમા પારગત હતી.

એજ સમયમા વિખ્યાત કોશલ રાજ્યની રાજધાની અયોધ્યા નગરીમાં સર્વ સુલક્ષણસંપન્ન સ્વરૂપવાન, ગુણવાન, ધાર્મિક અને પ્રજારજક સૂર્યવશી રાજા રાજ્ય કરતા હતા એમનુ નામ ધ્રુવસન્ધિ હતુ તેના રાજ્યમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર ચારે વર્ણ પોતપોતાના ધર્મનું પાલન કરવામા તત્પર રહેતા હતા કોઈ બીજાની વૃત્તિનુ પાલન કરતો નહોતો રાજાના સુપ્રબધ તથા ધાકને લીધે એ રાજ્યમા ચોર, ધૂર્ત, ઠગ, ચાડીઆ, મૂર્ખ, દભી અને કૃતઘ્ન લોકો વાસ કરી શકતા નહોતા વાસ્તવમા પ્રજા ઘણાજ સુખમા વાસ કરતી હતી

રાજા ધ્રુવસન્ધિને લક્ષ્મી અને સરસ્વતીના જેવી સુદર મધુરહાસિની, અતિ વિચક્ષણ મનોરમા અને લીલાવતી નામની બે રાણીઓ હોવા છતાં પણ રાજાને મનથી એક માનીતી અને બીજી અળખામણી એમ નહોતું. રાજાને બન્ને સરખી વહાલી હતી બન્ને રાણીઓસહિત રાજા ઘણા સુખમાં દિવસ ગાળતો હતો.

થોડાક વરસોમા બન્ને રાણીઓએ પુત્રને જન્મ આપ્યો મોટી રાણી મનોરમાનો પુત્ર થોડા દિવસે મોટો અને નાની રાણી લીલાવતીનો પુત્ર થોડા દિવસે નાનો હતો. શુભનામકરણસસ્કાર પડિતોને હાથે ઘણી ધામધુમથી થયો અને મોટાનું નામ ‘ સુદર્શન ’ અને નાનાનું નામ ‘ શત્રુજિત ’ પાડવામા આવ્યું. બન્ને રાજકુમારો સરખા લાડમા ઉછરવા લાગ્યા. બન્ને કુમાર ધીમે ધીમે મોટા થવા લાગ્યા. દૈવગતિ એવી થઈ કે નાનો પુત્ર શત્રુજિત પિતાનો માનીતો થઈ પડયો. એનું સુંદર રૂપ, સુમધુર

વાણી અને બીજા કારણોને લીધે એ પ્રજાજન તથા અમલદારવર્ગમા પણ પ્રિય થઇ પડયો હતભાગી સુદર્શનજ લોકોની નજરથી ઉતરી જવા લાગ્યો

એવામા એક દિવસ રાજા ધ્રુવસન્ધિ ઘણા ઠાઠમાઠ સાથે પોતાની રાજધાનીથી થોડે દૂર એક ઘાડા જગલમા મૃગયા રમવા સારૂ નીકળી પડયા એ મૃગયા રમવામા ઘણા કુશળ હતા, એટલે વનમા પ્રવેશ કરતાવારજ બહુ થોડા સમયમા હરિણ, સુવર, વગેરે અનેક જાનવરોને મારીને જગલમા ખળભળાટ મચાવી દીધો રાજાની એ પશુહત્યા જોઇને અનેક પશુઓ ભયભીત થઇને નાસભાગ કરવા મડયા એટલામા ઘોર ઘટામાથી એક ભયાનક સિહ ગર્જના કરતો કરતો રાજાની સન્મુખ આવી પહોચ્યો એ વિશાળ કેસરીની યાળ ક્રોધને લીધે ઉભી થયેલી હતી, આખ સળગતા અગારાની પેઠે તપી ગયેલી હતી, અને એ પોતાની લાબી પૂછડી વારવાર ભૂમિ ઉપર પછાડતો હતો એને જોતાવારજ રાજાના મનમા ગિરિરાજદુહિતા મહાદેવીના વાહનનો ખ્યાલ આવવા લાગ્યો એની એ બિહામણી મૂર્તિ જોઇને, તથા ગગન ફાડી નાખે એવી ગર્જના સાભળીને રાજાની સાથેના માણસો તો કોણ જાણે કયાના કયા પલાયન કરી ગયા યમરાજના દૂત જેવા આ પશુરાજની સાથે યુદ્ધ કરવા માટે રાજા એકલોજ વનમા રહ્યો રાજા પણ નરસિહ-મનુષ્યોમા સિહરૂપ હતો, એટલે એ પણ વનરાજ સિહથી ડરી જાય અને પાછી પાની કરે એવો નહોતો. એટલે વગર વિલંબે નરરાજ અને પશુરાજ બન્નેની વચ્ચે દ્વદ્વયુદ્ધ-કુસ્તી થવા માડી રાજા ખડ્ગ તથા ઢલ હાથમા લઈને વગર ભયે સિહની સામે ગયો એટલે કેટલાક રાજસેવકો પણ ધનુર્બાણ લઈને રાજાની સહાયતા કરવા સારૂ સતાઇ રહ્યા હતા ત્યાથી બહાર આવ્યા તેમના બાણ વરસાદની પેઠે સિહના શરીર ઉપર પડવા અને એના દેહને વીધી નાખવા લાગ્યા, પણ એની જરા પણ પરવા ન કરતા એક છલગ મારીને એ રાજાના ઉપર ચડી બેઠો એ વખતે રાજા અને તેની વચ્ચે રીતસર કુસ્તી ચાલવા માડી સેવકો બૂમો પાડવા લાગ્યા જોતજોતામા સિહના નખ અને દાતના પ્રહારથી રાજા તથા રાજાની તલવારના ઘાથી સિહ એમ બન્ને લોહી લવાણ થઈ ગયા, અને વધારે શક્તિ નહિ રહેવાથી બન્નેએ ભૂમિ ઉપર ઢળી પડીને પ્રાણ ત્યજી દીધા. રાજાની સાથેના સરદારો અને પ્રધાનોએ એકઠા થઇને શાસ્ત્રાનુસાર રાજાની અંત્યેષ્ટિ સસ્કાર કર્યો અયોધ્યાનું

રાજ્યસિંહાસન ખાલી પડ્યુ.

રાજભક્ત, પ્રજાજન, બુદ્ધિમાન મંત્રીઓ અને ભૂત ભવિષ્ય જાણુનાર પરમ ધર્મજ્ઞ કુળપુરોહિત વસિષ્ઠ, બધાનો અભિપ્રાય એવો થયો કે સુદર્શન સ્વર્ગવાસી મહારાજાનો મોટો રાજકુમાર છે, ગુણુમા પણુ હીન નથી એટલે એજ રાજ્યનો ખરો અધિકારી છે તેનેજ જલ્દી અભિષેક કરવો જોઇએ રાજ્યને ઝાઝો વખતસુધી રાજા વગરનુ રાખવામા માલ નથી. સુદર્શનના માતામહ ઉજ્જયિની નગરીના રાજા પરમ ધર્મપરાયણુ મહાવીર વીરસેન દૌહિત્રની મદદને સારૂ પોતાની પુષ્કળ સેના લઈને સાકેત નગરમા આવી પહોચ્યા. સુદર્શનનો રાજ્યાભિષેક નક્કી થયો. આવશ્યક સરસામાન પણુ એકઠો થવા લાગ્યો એટલામા નાના કુમાર શત્રુજિતના માતામહ, કલિંગેશ્વર કૂટનીતિપરાયણુ યુધાજિત અમંગળરૂપી ધૂમકેતુની પેઠે રંગમા ભંગ પડાવવા સારૂ આવી પહોચ્યા એમણે દૃઢતાપૂર્વક કહ્યુ, કે મારો દૌહિત્ર પિતાનો લાડકો પુત્ર હતો, એટલે રાજ્યનો અધિકારી એજ છે એની હઠ આગળ અયોધ્યાની અમાત્યમંડળી, આગેવાન નાગરિકો અને વસિષ્ઠ દેવનુ પણુ કાઈ ચાલ્યું નહિ એણે ગર્વપૂર્વક મોટે સાદે કહ્યુ કે “ તમે લોકો સીધી રીતે મારા દૌહિત્રને ગાદી નહિ આપો, તો હું યુદ્ધ કરીશ, અને લોહીની નદી વહેવરાવીને શત્રુઓનો પરાજય કરીશ તથા શત્રુજિતને રાજસિંહાસન ઉપર બેસાડીશ.”

આખરે યુદ્ધનોજ વારો આવ્યો કલિંગ દેશનુ સૈન્ય ઉજ્જયિનીના સૈન્યની સાથે યુદ્ધ કરવાને ઉતાવળ કરવા લાગ્યુ. યુધાજિતની કપટનીતિને લીધે અયોધ્યાના સૈનિકોમા પણુ બે પક્ષ પડી ગયા હતા. એક પક્ષ મોટા રાજકુમારનો પક્ષ લેતો હતો અને બીજો નાના રાજકુમારના તરફ હતો અયોધ્યાના ભાગ્યમાં એક મોટું રાજ્યપરિવર્તન લખાયું હતું ધણીવિનાનું ઢોર સૂનું, એ કહેવત પ્રમાણે રાજા વગરના આ રાજ્યમા અંધાધુંધી ફેલાઇ ગઇ. ચોર, લુંટારા, અને ધાડપાડુઓનો ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો વેપારરોજગાર બંધ પડી ગયો શાતિનુ નામ અયોધ્યામા રહ્યુ નહિ.

સરયૂનદીને કિનારે એક મોટા મેદાનમા બન્ને પક્ષની સેનાઓ ગોઠવાઈ ગઈ. સર્વત્ર હાહાકાર વર્તી રહ્યો, અને બન્ને પક્ષ વચ્ચે રૂવાટાં ઉભાં કરે એવું આ ઘોર યુદ્ધ ચાલવા માંડયું. સુદર્શનના માતામહ વીરસેને

એ યુદ્ધમા અદ્દભુત રણકૌશલ બતાવ્યુ અને સુધાજિતના જયની આશા લોપ થવા લાગી વિજયલક્ષ્મી વીરસેનના હાથમા આવવાની તૈયારીમા હતી એવામા કપટી, બાયલા સુધાજિતે છુપી રીતે મોકલેલા એક હત્યારાએ વિશ્વાસઘાત કરીને વીરસેનના પ્રાણ લીધા નિર્દય સુધાજિતે જાતે જઇને ઉજ્જયિનીના રાજાનો શિરચ્છેદ કર્યો રાજા હણાયલો જોઈને એમની ફોજ નાસવા અને વિખરાવા માડી. સુધાજિતની આ યુદ્ધમા આવા છળથી જીત થઈ એક નિમકહલાલ નોકરે દોડતા દોડતા રાજમહેલમા જઇને મનોરમાને આ બધી વાતના સમાચાર જણાવ્યા. રાણી મનોરમા રાજનીતિમા બહુ કુશળ હતી, તેણે વિચાર્યું કે મારા પતિની હત્યા કરનાર સુધાજિતના હાથમા હુ અને મારો પુત્ર પડીશુ, તો એ દુષ્ટ અમારી પણ હત્યા કરીને પોતાના દોહિત્રનો માર્ગ નિષ્કટક કરવાનુ ચૂકશે નહિ અહિંયા મારી મદદ કરે એવુ કોઇ નથી જે થોડાક મત્રીઓ મારા શુભચિંતક છે તેઓની પાસે પણ સૈનિકો રહ્યા નથી મારા બધા શૂરા સામતો કપાઇ ગયા છે હવે મારે શું કરવું ?" એટલામા એના સ્વામીના પરમ મિત્ર બિદ્દલ ત્યા આવી પહોચ્યા તેણે સલાહ આપી કે તમારે જરાપણ વિલબ ન કરતા પુત્રને લઇને કાશીમા તમારા માતા સુબાહુને શરણે જવુ જોઇએ. મનોરમાએ મત્રીનો એ ઉપદેશ માથે ચડાવ્યો અને બાળક સુદર્શન તથા પોતાની દાસીને લઇને છાનીમાની રાજમહેલમાથી નીકળી પડી, અને નગર બહાર પોતાના પિતાના તબુમા જઇ પહોચી. ત્યા જઇને પતિના મૃતદેહને જોઇને એણે ઘણો વિલાપ કર્યો, અને આખરે હૈયું કઠણ કરીને તેમનો છેવટનો અગ્નિસસ્કાર પણ કર્યો ત્યાર બાદ કાશી તરફ જવા માડયુ. આગળ પોતાના ભરણપોષણને સારૂ પુષ્કળ રત્ન તથા માણેક આદિના અલકાર ગાણીએ સાથે રાખ્યા હતા, પણ અવળો દિવસ આવે છે ત્યારે બધા પાસા ઉલટાજ પડે છે રસ્તામા એમને ચોર મળ્યા અને તેમણે રાણીની બધી માલમતા લૂટી લીધી આખરે નિરાધાર ભિખારણની અવસ્થામા એ બાળક પુત્ર અને દાસીની સાથે ભારદ્વાજ મુનિના આશ્રમમા જઇ પહોચી સ્વામીભક્ત બિદ્દલ પણ એજ સમયે ત્યા આગળ જઇ પહોચ્યો. ઋષિ અને ઋષિપત્નીએ બિદ્દલને મુખેથી રાણીનો ખરો પરિચય મળ્યાથી તેને ઘણા માનપૂર્વક પોતાના આશ્રમમા રાખી. ધાર્મિક મનુષ્યોનુ હૃદય હમેશા બીજાઓનુ દુ.ખ જોઈને પીગળે છે અને તેઓ તેમની ખાતર

પોતે પણ ગમે તેટલી વિપત્તિ માથે વહોરવા તૈયાર રહે છે. રાણી મનોરમા એ પ્રમાણે પુત્ર તથા દાસીસહિત એ પવિત્ર આશ્રમમાં વાસ કરવા લાગી. પ્રભુભક્ત બિદ્દલ મહેનત કરીને તેમનું ભરણપોષણ કરવા લાગ્યો.

પેલી તરફ યુધાજિત વિજયડંકો વગડાવીને નગરમા દાખલ થયો તથા રાજસિંહાસન ઉપર કબજો કરીને મહા ધામધુમસહિત પોતાના દૌહિત્રનો રાજ્યાભિષેક કરાવ્યો, પરન્તુ એ દુષ્ટને લાગ્યું કે મનોરમા અને સુદર્શન જીવતા છે ત્યાસુધી એના દૌહિત્રનુ રાજ્ય નિષ્કંટ નથી. માટે એમની શોધમા એણે ચારે તરફ માણસો દોડાવ્યા. એમને પકડી આણનારને બહુ મોટા ઇનામ આપવાની લાલચો બતાવવામા આવી. માણસની સ્થિતિ ફરતા શી વાર લાગે છે ! જે રાણીનો હુકમ થતા હજારો દાસદાસીઓ હાજર થતા, તેજ રાણી આજે અપરાધિની ગણાવા લાગી. પહેલા એની ખુશામદ કરનારા અનેક નિમકહરામ સેવકો આજે ઈનામની લાલચે રાણીનો પત્તો લગાડીને તેને પકડાવવાના ઉપાય શોધવા લાગ્યા

એક દિવસે રાજા યુધાજિતને રાણી મનોરમાના આશ્રયસ્થાનની ખબર પડી, અને એ મોટુ સૈન્ય લઇને તેને પકડી લાવવા સારૂ નીકળી પડ્યો. રસ્તામા એણે લાચ આપીને અનેક લુટારાઓને પણ પોતાના પક્ષમા કરી લઇને સાથે લીધા, અને પૂરી તૈયારી સાથે ભારદ્વાજ આશ્રમ તરફ જવા લાગ્યો બિદ્દલને એ વાતની ખબર પડતા તેણે એ નવી આફત રાણી મનોરમાને જણાવી. એ ભયાનક સમાચારથી રાણીના હોશકોશ ઉડી ગયા અને તે બીજો કોઇ ઉપાય ન સૂઝતા ઋષિ ભારદ્વાજની પાસે ગઇ, અને એમના ચરણમા મસ્તક મૂકીને રડી પડી પરમ ધાર્મિક ભારદ્વાજ મુનિએ રાણીને આશ્વાસન આપીને કહ્યુ “ દેવિ ! તમે નિશ્ચિન્ત મને કુમારને લઇને આ આશ્રમમા નિવાસ કરો. બીજાની તો શી મગદૂર છે, ત્રણ લોકનો સ્વામી ઈન્દ્ર પણ આપના પુત્રનો વાળ વાકો કરી શકે એમ નથી. મેં દિવ્ય ચક્ષુથી જોયું છે, કે આપનો સર્વ પ્રકારના સુલક્ષણવાળો કુમાર થોડા સમયમાજ પિતાના રાજ્યનો છત્રધારી રાજા બનશે. ” ઋષિના શ્રીસુખમાથી એવી અભયવાણી સાભળ્યાથી મનોરમાના જીવમા જીવ આવ્યો, અને તે શત્રુના આવી પહોંચવાની વાટ જોતી, તથા આગળ શુ બનવાનું છે તેની ચિન્તા કરતી આશ્રમમા રહેવા લાગી.

કપટી યુધાજિતે તપોવનની પાસે આવતાં સભ્યતાની ખાતર પોતાના

લશ્કરને દૂર રાખ્યુ, અને થોડાક મંત્રીઓ તથા નોકરોને સાથે લઇને નમ્રતા-પૂર્વક સાદા વેશે પોતે ઋષિના આશ્રમમા ગયો. ત્યા જઇને ઘણી ભક્તિનો ડોળ કરીને ભારદ્વાજને પ્રણામ કર્યા મહર્ષિએ પણ શિષ્ટાચારપૂર્વક એનો આદરસત્કાર કર્યો થોડીવાર એક બીજાને ક્ષેમકુશળના સમાચાર પૂછ્યા પછી ઢોંગી યુધાજિતે મહર્ષિ પાસેથી મનોરમા અને તેના પુત્રની માગણી કરી એ કપટનીતિમા ઘણો નિપુણ હતો, એટલે સરળ હૃદયના તપસ્વીને છેતરવાના હેતુથી પોતાના અંતરમા રહેલુ હળાહળ ઝેર છુપાવીને મીઠા શબ્દોમા હાથ જોડીને કહેવા લાગ્યો “હે તપોધન! આપને ખબર છે કે રાજર્ષિ ધ્રુવસન્ધિ મારા જમાઇ હતા હુ મારી પુત્રી લીલાવતીને જેટલો ચાહુ છુ, તેટલોજ પ્રેમ દીકરી મનોરમા ઉપર રાખુ છુ. એટલે લીલા-વતી તો રાજમહેલમા પૂરા સુખમા રહે અને મનોરમા અને તેનો કુમાર જન્મથી સુખ અને વૈભવમા ઉછરેલા હોવા છતા આ પ્રમાણે જંગલમા વલ્કલ પહેરીને અને કંદમૂળ ખાઇને દુખી પરાધીન જીવન ગાળે એ જોઈને મને ઘણીજ શરમ લાગે છે અયોધ્યાની પ્રજા આગળ હુ શુ મોં બતાવું? બધા એમજ કહે છે કે મારા ભયથી મનોરમા અને તેના પુત્રે વનવાસ કર્યો છે. મારૂં એ કલંક ધોઇ નાખવા માટે મે કેટલાયે પ્રયત્ન કર્યા. હજારો રૂપિયા ખર્ચીને દેશાવરમા માણસો મોકલીને એમની તપાસ કરાવી. છેવટે ઈષ્ટદેવીની કૃપાથી આજ એમનો પત્તો લાગ્યો, અને મારી મનોકામના સિદ્ધ થઈ આપ રજા આપો, એટલે રથ તૈયાર છે તેમા માનપૂર્વક રાણી અને રાજકુમારને એમની રાજધાનીમા લઇ જાઉ ત્યા આગળ રાણી મનોરમા રાજમાતા તરીકે રહેશે, અને કુમાર શત્રુજિત અને સુદર્શન એ રામલક્ષ્મણની પેઠે સંપીને રહેશે અને પિતાના રાજ્યનું શાસન અને રક્ષણ કરશે એથી કરીને મારૂ કલંક ધોવાઈ જશે ” દિવ્ય દૃષ્ટિવાળા પ્રભાવ-શાળી મહર્ષિ ભારદ્વાજ કપટી યુધાજિતની આવી જૂઠી વાતો સાભળીને બહુજ ગુસ્સે થયા, છતા કોઇ પણ પ્રકારે પોતાના ક્રોધને શમાવીને બોલ્યા “રાજન્! આપનું કથન મે સાંભળ્યું છે. મારો ઉત્તર એજ છે કે રાણી મનોરમા થોડા વખતમાજ રાજમાતા તરીકે અયોધ્યામા પ્રવેશ કરશે. આપે એ બાબત બહુ ચિન્તા કરવાની જરૂર નથી. આપ નિરાતે પાછા પધારો.” યુધાજિતે જોયું કે આ કપટજાળમાં તો પોતે ફાવ્યો નહિ. હવે એણે પોતાનુ ખરૂં સ્વરૂપ પ્રગટાવ્યું અને નિર્લજ્જપણે બોલી ઉઠ્યો.

"મુનિવર ! આપ સમજી જાઓ અને સીધી રીતે મનોરમાને મને સોપી દો. નહિ તો હમણાજ હુ એને બળાત્કારથી પકડીને મારી સાથે લઇ જઇશ" ઋષિ તો એની આ ધમકી સાભળીને પણ ગભીર સમુદ્રની પેઠે શાન્ત રહ્યા અને દૃઢતાપૂર્વક ઉત્તર આપ્યો " રાજન્! તારામા શકિત હોય તો, પ્રાચીન કાળમાં વસિષ્ઠ ઋષિની કામધેનુને વિશ્વામિત્ર જેવી રીતે હરણ કરી ગયો હતો, તેવી રીતે બળાત્કારથી તું મારા આશ્રમમાથી મારી શરણાગત મનોરમાને લઈ જા હુ પણ જોઉ તો ખરો કે તારામા કેટલું બળ છે હું રાજીખુશીથી તો એને કસાઇના હાથમા સોપનાર નથી !" મહર્ષિના એ તેજસ્વી વચનોથી બીકણ યુધાજિત ભયભીત થઈ ગયો, અને ત્યાથી દૂર જઇ પોતાના મુખ્ય મત્રીની સાથે સલાહ કરવા ગયો અને છેવટે સુદર્શનનો પરિત્યાગ કરીને અયોધ્યા પાછો ફર્યો. ગાધિરાજ વિશ્વામિત્રની પેઠે બ્રહ્મતેજની સાથે ક્ષત્રિતેજની હરિફાઇ કરવાને તેની હિમત ચાલી નહિ રાજપુત્ર સુદર્શન માતાની સાથે ઋષિના તપોવનમા ઋષિસતાનોના ભેગો ઉછરવા લાગ્યો

મહર્ષિ ભારદ્વાજ બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્ને વર્ણની શક્તિઓનું રહસ્ય જાણતા હતા એમણે યૌવનમા રાજ્યશાસન અને પ્રજાનુ પ્રતિપાલન કર્યું હતું અને પાછલી વયમા તપોવનનો આશ્રય લીધો હતો એ પરમજ્ઞાની મહર્ષિ રાજકુમાર સુદર્શનની કેળવણીની બાબતમા બેદરકાર નહોતા અગિયાર વર્ષની વયે શાસ્ત્રની વિધિ અનુસાર સુદર્શનને બ્રહ્મચર્ય વ્રતની દીક્ષા આપવામા આવી ત્યાર પછી રાજકુમારને ઉપયોગી બધાં શાસ્ત્રો તેને શીખવવવામા આવ્યા શાસ્ત્રજ્ઞાનની સાથે સાથે શસ્ત્રજ્ઞાન પણ એને પૂર્ણરૂપે આપવામા ઋષિએ કચાશ રાખી નહોતી ઇક્ષ્વાકુવશના અલંકારસ્વરૂપ દુર્લભ ગુણોવડે ભૂષિત કુમાર સુદર્શન સર્વ પ્રકારના શિક્ષણ અને સામર્થ્યવડે થોડા સમયમાજ નામ પ્રમાણે સુદર્શન યુવક થઇ ગયો ક્ષત્રી રાજકુમારને છાજે એવુ બળ તથા પરાક્રમ અને ઋષિઓને શોભે એવાં વિદ્યા, જ્ઞાન, સંયમ અને તપસ્યાના ગુણો એનામાં પૂરા ખીલ્યા હતા. સૌથી વધારે ખુબીની વાત એ હતી કે ભગવાનના ઉપર તેને બહુજ વિશ્વાસ હતો અને તમની ભક્તિ કરવામા એનો ઘણો સમય જતો. પોતાની માતાનો સારો દાખલો જોઇને એના તરુણ હૃદયમાં ભગવદ્ભક્તિનું જે બીજ રોપાયુ હતું તે દિવસે દિવસે વધીને ડાળ, શાખા, અને પાંદડાંઓ-

વાળા મોટા વૃક્ષના રૂપમા હવે ઉગી નીકળ્યું હતું ખરેખર કુમાર સુદ-
ર્શન સર્વ પ્રકારે નમુનારૂપ યુવક નીવડયો હતો

ગુણનો એવો પ્રભાવ છે કે એ કદાપિ ઢાકયો રહેતો નથી ઊડા સમુ-
દ્રના તળિયામા પડેલા હોવા છતા પણ મોતી પરવાળા જેવા રત્ન કદાપિ
છાના રહેતા નથી મનુષ્ય પ્રયત્ન કરીને એને શોધી કહાડે છે અને દુનિ-
યાની નજર આગળ રજુ કરે છે એજ પ્રમાણે રાજકુમાર સુદર્શન મનુ
ષ્યોની વસ્તીથી બહુ દૂર તપોવનના એકાતવાસમા જીવન ગાળતો હતો,
તોપણ એના સદ્‌ગુણોની ખ્યાતિ દૂર દેશાવરસુધી પહોચવા પામી, અને
એ સુખ્યાતિને લીધે થોડા સમયમાજ એને મુનિઓના આશ્રમનો પરિ
ત્યાગ કરીને રાજધાનીમા જવાનો પ્રસગ આવી પહોચ્યો એ પ્રસગ કેવી
રીતે અને કેવા સયોગોમા આવ્યો તે અમે નીચે વર્ણવીશુ

જે સમયની કથા અમે કહી રહ્યા છીએ તે સમયમા કાશી નગરી અને
તેની આસપાસના પ્રદેશમા સુબાહુ નામનો રાજા રાજ્ય કરતો હતો. એ
રાજાને શશિકલા નામની એક ઘણીજ સુદર કન્યા હતી રાજનદિની શશિ
કલાએ પોતાના રૂપલાવણ્યથી રમાને અને ગુણના ગૌરવથી મહિમાવાળી સર
સ્વતીદેવીને પણ મહાત કર્યા હતા લાવણ્ય સરોવરમા ઉત્પન્ન થયેલા આ
સુવર્ણ કમળના સૌન્દર્ય અને સુવાસની ખ્યાતિ ભારતવર્ષના પ્રત્યેક નગ-
રમા, પ્રત્યેક રાજધાનીમા, અને પ્રત્યેક રાજમહેલમા પહોચી ગઈ હતી
ભારતવર્ષના કયા ભાગ્યશાળી રાજકુમારના ભાગ્યમા એ જ્યોત્સ્નારૂપી
રાજકુમારી લખી હશે તેનો વિચાર કરવામા ઘણા રાજાઓનો સમય જતો.
ઠગરી આશા બધાના કાનમા સફળતાનો મત્ર ફુકતી ભારદ્વાજના તપો-
વનમા વનવાસ કરતો, રાજ્યભ્રષ્ટ અમલદારો, અને સરદારોની મદદથી
રહિત, સપત્તિવિહીન કુમાર સુદર્શનને કાને પણ કાશીરાજની કન્યાના
અલૌકિક રૂપ અને ગુણની વાત પહોચી હતી, પણ ભાગ્યના ઉલટા ફેરથી
આજે એ સૂર્યવશના અલકાર સ્વરૂપ હોવા છતા પણ સ્થાનભ્રષ્ટ હતો;
એનો અધિકાર, એનો માનમરતબો આજે બીજાએ છીનવી લીધા હતા.
એવા પુરુષની ગણત્રી કોણ કરે ? એટલા માટે નરલોકમા દુર્લભ રૂપગુણ-
વાળો સુદર્શન પોતાના હૃદયમા એ દુર્લભ નારીને પ્રાપ્ત કરવાની આશાને
સ્થાન દઇ શકયો નહિ.

રાજકન્યા શશિકલાએ ધીમે ધીમે કિશોરાવસ્થાનો ત્યાગ કરીને યૌવ-

નમા પગ મૂકયો ઋતુરાજ વસંતના આગમનથી પ્રકૃતિ જે પ્રમાણે ખીલી ઉઠે છે તે પ્રમાણે યૌવનના આગમનથી તેનો દેહ અને મન પણ ખીલી ઉઠયા. તેના દેહનું સ્વાભાવિક સૌન્દર્ય યૌવનના શણગારથી વધારે સુંદર દેખાવા લાગ્યુ કિશોરાવસ્થા અને યૌવનના સંધિકાળમા પુરુષ અને સ્ત્રીના મનમા પહેલા ન અનુભવેલા એવા અવનવા ભાવોની જે ઉત્પત્તિ થાય છે, તે ભાવો વિદુષી શશિકલાના હૃદયમા પણ ઉત્પન્ન થવા લાગ્યા જીવન-ની લાબી યાત્રા સારૂ એક સાથી શોધવાની જરૂર તેને જણાવા લાગી.

એ સમયમા ભારતવર્ષની સ્ત્રીઓ, ખાસ કરીને રાજકન્યાઓ બાલ્ય તથા કિશોર અવસ્થામા હૃદય, મન અને ચારિત્ર્યની ઉન્નતિ કરે એવુ શિક્ષણ પામતા હતી સાહિત્ય, ઇતિહાસ, દર્શન, વિજ્ઞાન, રાજનીતિ, ધર્મનીતિ, કસરત, શિકાર, નૃત્ય, સંગીત વગેરે અનેક વિષયોનું જ્ઞાન તેમને આપ-વામા આવતું એ વખતમા ભણેલી ગણેલી યોગ્ય કન્યાઓ ઘણીવાર પોતાનો વર પોતેજ પસંદ કરતી રાજકુમારી શશિકળાએ પણ એજ પ્રમાણે પોતાને યોગ્ય વરની શોધ કરવા માડી એ વખતના અનેક રાજકુમારોના રૂપ અને ગુણની તેને સારી પેઠે માહિતી હતી, એટલે એમાથી પોતાને લાયક એક પણ કુમાર એની નજરમા આવ્યો નહિ ચિન્તાથી એનું ચિત્ત રોજ બળવા લાગ્યું.

કુમારી શશિકલાના હૃદયની અવસ્થા જે સમયે આવી હતી તે વખતે એક રાતે તેણે એક આશ્ચર્યકારક સ્વપ્ન દીઠુ એણે જોયુ, કે પોતે ફરતી ફરતી કોઈ એક તપોવનમા પહોચી ગઇ છે. એ તપોવનનુ શાન્ત અને સોહામણું દૃશ્ય આપોઆપ જોનારની આખોને તેની તરફ ખેચે એવું છે એ તપોભૂમિમા ચારે તરફ પ્રેમ, દયા, ભક્તિ અને શક્તિની છટા છવાઈ રહી છે. એવા સુન્દર તપોવનમા એક ઋષિના આશ્રમમા જાણે શશિકલા પહોંચી ગઇ, અને ત્યા રહેનારા લોકોની રહેણીકરણી નિહાળવા લાગી એટલામાં એક સુંદર, કામદેવને પણ લજવે એવો નવયુવક ઝુંપડી-ની અંદરથી નીકળીને શશિકળાની સન્મુખ આવી ઉભો બન્નેનાં નેત્ર મળ્યાં. તારામૈત્રક રચાયા. હૃદયની વાત આખોએજ કરી લીધી શશિકળા યુવકને ધરાઇને નિરખી પણ નહોતી ચૂકી; એટલામાં એ યુવક ત્યાંથી ચાલ્યો ગયો હવે રાજકુમારીના દુ:ખનો પાર ન રહ્યો. એની નિદ્રા એકદમ ઉડી ગઇ અને બેબાકળી બનેલી તે બેઠી થઇને ચારે તરફ જોવા લાગી. ત્યાં ન

તો તપોવન હતું, કે ન એ કામદેવ સરખો યુવક. એ તો પોતાનાજ રાજ-મહેલમા પલગ ઉપર સૂતેલી હતી !

આ સ્વપ્નથી રાજકુમારીને ઘણોજ અચબો થયો. એનું રહસ્ય શું હશે તે બાબત એ વિચારવા લાગી. એ મનમાને મનમા વિચાર કરવા લાગી "અહા ! મુનિઓનું જીવન કેવું સાદુ પણ સુખી અને શાન્ત છે ! એમની એકાન્ત ઝુપડી એજ એમનો રાજમહેલ છે, જગલજ એમનો બગીચો છે, અને કદ, મૂળ, ફળ ખાવા એજ એમને મનથી છપ્પન પ્રકારના ભોગ છે ખરેખર મનુષ્ય પોતાની જરૂરિયાતો જેટલી ઓછી કરે તેટલોજ એ વધારે સુખી થાય છે, એટલીજ એને વધારે શાન્તિ મળે છે દુનિયાદારીવાળા લોકો હાય ધન ! હાય સુખ ! હાય વિલાસ ! કરતા રોજ વલખા મારે છે પોતે દુઃખી થાયછે અને બીજાઓને કરે છે. ત્યારે એ તપોવનના સાધુઓ કેટલા સતોષી, સુખી, અને ઈશ્વરપરાયણ જણાતા હતા હા ! પણ એ તપોવનમા મહર્ષિઓની વચમા પેલો યુવક કેવો શોભતો હતો ! શું એવો સુદર, મનને લોભાવનારો યુવક સાચે સાચ આ પૃથ્વીમા હશે ! કે એ તો સ્વપ્નનુંજ સુખ હતુ ! એ ખરેખર દેવતા જેવો જણાતો હતો ઋષિઓની કુટીરમા તપસ્વી કુમારના વેશમા હોવા છતા પણ એની કાન્તિ તો રાજકુમારના જેવી દીસતી હતી એ ખરેખર કોઈ રાજકુમારજ હશે અરે પણ હુ કેવી ગાડી છુ સ્વપ્નમા દેખેલા પુરુષસબધી અનુમાન પણ બાધવા ગઈ આવી ચિન્તા કરવી એ ઠીક નથી," એમ વિચારીને રાજકુમારીએ સ્વપ્નના વિષય ઉપરથી પોતાનું ધ્યાન બીજી તરફ દોરી જવા પ્રયત્ન કર્યો અને પાછી પલગમા પડીને સૂઇ ગઈ સૂતાવારજ નિદ્રાદેવીએ તેને પાછી પોતાના શરણુમા લીધી.

નિદ્રામા રાજકુમારીને પાછા એના એજ દેખાવો દેખાવા લાગ્યા એજ તપોવન, એજ તપસ્વીઓના આશ્રમ અને એજ સુન્દર નવયુવક પાછા એની નજરે પડવા લાગ્યા રાજકુમારીએ સ્વપ્નમાજ એ રાજકુમારના જેવી કાન્તિવાળા નવયુવકની સાથે વાતો કરવાની ઇચ્છા કરી, પણ કોણ જાણે કેમ એનું મુખ ઉઘડયુ જ નહિ

એટલામાજ એ દૃશ્ય એની આખો આગળથી જતું રહ્યુ અને હવે પોતે પોતાની ઇષ્ટ દેવીની મૂર્તિની સામે હાથ જોડીને ઉભી છે એવું એને જણાયુ દેવીએ કહ્યુ "દિકરી ! તારી નિત્યની આરાધનાથી હું ઘણીજ

પ્રસન્ન થઇ છુ, અને તને વરદાન આપું છુ, કે "તુ પરમ પવિત્ર, પ્રતાપી, શૂરવીર, ધર્માત્મા અને કામદેવ સમાન સુન્દર સ્વામીને પ્રાપ્ત કરીશ હમણાજ સ્વપ્નમા તે તપસ્વીઓની વચમા જે યુવકને જોયો છે તેજ તારો પતિ થશે એ પણ તારીજ પેઠે મારો પરમ ભક્ત છે એ એક રાજાનો છોકરો છે, અને દુર્દશાને પામીને અત્યારે પોતાના દુ.ખી દિવસ ગમે તેમ ગાળી રહ્યો છે, પરતુ એના એ આફતના દિવસો થોડા સમયમાજ વીતી જશે અને તમે બન્ને સુખમાં જીવન ગાળશો ' એટલુ કહીને દેવી અન્તર્હિત થઇ ગયા, અને તેની સાથે સાથે શશિકળાના નેત્ર આગળથી એ માયાદશ્ય પણ અલોપ થઇ ગયું એ જાગૃત થઇ ગઇ. એ સુખસ્વપ્નદ્વારા તેની બેચેની જતી રહી અને તેનુ મન શાન્ત થયુ ગરીબ માણસને રત્ન જડયાથી જેટલો આનંદ નથી થતો,તેટલો આનદ આજે શશિકળાને સ્વપ્નમા સુદર્શનને વરરૂપે જોયાથી થયો તેના સુન્દર ચહેરા ઉપરની પ્રફુલ્લતા, તેની ચાલ, તેનું હાસ્ય, તેની બોલચાલ એ બધામા તેના હ્રદયનો એ આનદ સ્પષ્ટ જણાઈ આવતો હતો, પરન્તુ તેના માતપિતા એનું કારણ કળી શકયા નહિ હ્રદયના એ આનન્દને લીધે રાજકુમારીનું રૂપ પહેલા કરતા અનેકગણુ વધારે સુદર અને ઉજ્જવલ દેખાવા લાગ્યું દેશવિદેશમા તેના રૂપલાવણ્યની સુવાસ પ્રસરવા લાગી

શશિકળા પોતાના એ સ્વપ્નની વાત માતપિતાને જણાવી શકી નહિ એ વાત ખરી, પરન્તુ એણે પોતાની પ્રિય સખી મત્રીપુત્રી સુચારુહાસિનીને એ શુભ સમાચાર જરૂર જણાવ્યા હતા મનુષ્યના હ્રદયનો એક વિચિત્ર સ્વભાવ છે કે દુ ખ તો એ એકલુ સહન કરી શકે છે, પણ સુખના સમયમા એ સુખનો ભાગી કોઈને ન બનાવે ત્યાસુધી એને નિરાત વળતી નથી મત્રીની પુત્રીએ બધો વૃત્તાત સાભળ્યા પછી અનુમાન કર્યું કે સાક્ષાત્ મહામાયાએજ આ મણિકાચનયોગ સાધ્યો છે, અને એજ એ શુભ યોગને પાર પાડશે જગદીશ્વરીની કૃપાથી મારી સખી હવે જરૂર સુખી થશે. એવો દૃઢ વિશ્વાસ એના મનમા જામી જવાથી એણે રાજકુમારીના ચિત્તને પણ ધીરજ બધાવી. શશિકળા જાણતી હતી કે સુદર્શન ખરેખર ન્યાયપૂર્વક કોશલ રાજ્યનો અધિકારી છે, પણ હાલ યુધાજિતના છળ પ્રપચનો ભોગ થઇને રાજ્યહીન, સહાયહીન, ધનહીન, બંધુહીન થઇને માતાની સાથે અરણ્યવાસ કરે છે. એના મનમા રાતદિવસ એજ ચિન્તા

રહેતી હતી, કે પિતાજી સ્વયંવર રચશે તો મારા અલૌકિક રૂપલાવણ્યના લોભવશ થઇને આખા દેશમાંથી અનેક રાજાઓ અને રાજકુમારો આવી પહોચશે એ બધા રૂપની તૃષ્ણાવાળા સમૃદ્ધિવાન રાજાઓનુ માગુ પાછુ ઠેલીને પિતાજી મે પસંદ કરેલા ગરીબ અને વગવસીલા વગરના યુવક સાથે મને કેવી રીતે પરણાવશે વળી ધન કે સૈન્યની સહાયતા વગર મારા હૃદયના નાથ સુદર્શન એ રાજાઓને કેવી રીતે પહોચી વળશે આ દારુણ ચિતામા ને ચિતામા શશિકળા જ્યારે જીવ બાળવા લાગતી ત્યારે સુચારુહાસિની એને માતાજીની કૃપાનુ સ્મરણ કરાવીને ધીરજ આપતી. એ સમયમા બન્ને સખીઓ સાથેજ જમતી, સાથેજ સૂતી, અને સાથેજ જીવન ગાળતી

એવામા એક દિવસ એવુ બન્યુ કે સાજે શશિકળા પોતાની સખી સાથે અતઃપુરની પાસેના એક બગીચામા બેઠી હતી ત્યા આગળ થઇને એક બ્રાહ્મણ જઇ રહ્યો હતો, શશિકળાએ બ્રાહ્મણને આદરપૂર્વક બોલાવીને પૂછ્યુ, કે તમે કયા રહો છો ? બ્રાહ્મણે કહ્યુ "હુ ભારદ્વાજ ઋષિના આશ્રમમાથી આવી રહ્યો છુ " ભારદ્વાજ આશ્રમનુ નામ સાભળતાવાર તો એના હૃદયમા કુતૂહલ ઉત્પન્ન થયુ, એ આશ્રમમા તો એના પ્રિયતમનો નિવાસ હતો તેણે આગ્રહપૂર્વક બ્રાહ્મણને પૂછ્યું "મહારાજ ! ભારદ્વાજ આશ્રમમા આશ્ચર્યકારક શું છે ? " બ્રાહ્મણે જવાબ આપ્યો "ત્યા આગળ ધ્રુવસન્ધિ રાજાનો પુત્ર સુદર્શન રહે છે એ ખરેખર સુદર્શનજ છે જેણે એ સુકુમાર સુલક્ષણ સુદર્શનને દીઠો નથી તેના ચક્ષુ નિષ્ફળ ગયા છે, તેણે આ જગત્‌માની આશ્ચર્યકારક વસ્તુ દીઠીજ નથી વિધાતાએ એને ઉત્પન્ન કરવા સારૂ ખાસ શોખથી બધા ગુણોનો સંગ્રહ કરીને સુદર્શનને રચ્યો છે. બેન ! એ નૃપજ તારો પતિ થવા યોગ્ય છે. વિધાતાએજ મણિકાચનની પેઠે તમારા બેનો સયોગ રચ્યો છે "

બ્રાહ્મણને મોએથી આ વચનો સાભળીને શશિકળા સુદર્શનના ઉપર વધારે પ્રેમમુગ્ધ થઇ. અગાઉથીજ એનો તેના ઉપર પ્રેમ તો હતો, પણ આ બ્રાહ્મણના ગયા પછી તો એનું પ્રેમબંધન એટલુ બધુ દૃઢ થઇ ગયું, અને એ એટલી બધી વ્યાકુળ થઇ ગઇ કે કામબાણથી પીડિત થઇને પોતાની સખીને કહેવા લાગી કે 'સખિ ! આજસુધી પ્રેમરસ શું છે તેની મને ખબર નહોતી, પણ એ નવયુવક કુલીન રાજકુમારનું વર્ણન સાભળીને મારા આખા

અંગમા કામવિકાર ઉત્પન્ન થયો છે, અને પાપી મદને મને દરરોજ વધારે ને વધારે સંતાપ આપવો શરૂ કર્યો છે હાય! હવે શું કરૂં, કયા જાઉં? સખિ! બીજા કામદેવ જેવા એ રાજકુમારે સ્વપ્નાવસ્થામા મને દર્શન આપીને મારા મનને અતિશય વ્યગ્ર કર્યું છે એમના વિરહથી મારૂ હૃદય અત્યંત વ્યાકુળ થઇ રહ્યુ છે બેન! વધારે શુ કહુ મારા શરીર ઉપર ચોપડેલું ચંદન, વિષ જેવુ લાગે છે. ગળામાની પુષ્પમાળા, સાપના જેવી અને સુંદર ચન્દ્રકલા, અગ્નિના જેવી લાગે છે વન, વાડી, તળાવ, કુંજ, કયાય પણ ક્રીડા કરવાથી શાન્તિ વળતી નથી. સખિ! રાતદિવસ કોઈ પણ રીતે મને ચેન પડતું નથી શય્યામા, પાન ખાવામા, ગીત ગાવામા, વાજીંત્રામા-કશામા મને શોખ રહ્યો નથી બેન! હવે તો મારા હૃદયને ચોર સુદર્શન ચોરી ગયો છે, માટે હુ ત્યાજ ચાલી જાત, પણ કુળની લાજથી બીહુ છુ ખાસ કરીને એટલા માટે કે હું પિતાને અધીન છુ પિતા સ્વયંવર રચે ત્યાસુધી હુ શું કરૂં? એ જો સુદર્શન સાથે મારા લગ્ન કરી દે તો હું હમણાજ એ રાજકુમારને રતિદાન કરૂ આશ્ચર્ય તો જો! કે બીજા ઘણાએ એમના કરતા હજારગણી સમૃદ્ધિવાળા રાજાઓ છે પણ મને તે જરા પણ રમણીય લાગતાં નથી. એ સુદર્શન રાજ્યહીન છે ઓરમાન ભાઇએ તેમને હરાવીને વનવાસી કર્યા છે, છતા પણ એ મને પસંદ પડયા છે."

પેલી તરફ, સુદર્શન પોતાની માતા સાથે ભારદ્વાજ આશ્રમમા ભગવતી દેવીની આરાધના કરવા લાગ્યો, અને મુનિઓ પાસેથી ફરીથી રાજ્ય મળવાનું વરદાન મેળવ્યુ સુદર્શને મહામુનિ ભારદ્વાજ પાસેથી સામવેદ, ધનુર્વેદ અને રાજનીતિનું રીતસર શિક્ષણ લીધુ હતું. શશિકળા દિન પર દિન વિરહથી પીડાઇને દુબળી થતી જતી હતી, એટલે એના પિતા કાશીરાજ સુબાહુ એને માટે સ્વયંવરની તૈયારી કરવા લાગ્યા ત્રણ પ્રકારના સ્વયંવરો શાસ્ત્રોમા કહ્યા છે ઇચ્છાસ્વયંવર, બીજો યુક્તસ્વયંવર અને ત્રીજો શૌર્યશુલ્ક સ્વયંવર રાજા સુબાહુએ ઇચ્છાસ્વયંવરની તૈયારીઓ કરવા માડી. કારીગરોએ ઘણા કોતરકામવાળો મંડપ બનાવ્યો, અને સભાસદોને રહેવા માટે પણ સુંદર મંડપો બનાવ્યા. આ પ્રમાણે શશિકળાના લગ્નમાટે ચારે તરફથી તૈયારીઓ ચાલી રહી હતી પણ એ તો પ્રસન્ન થવાને બદલે ઉલટી દિલગીર થતી હતી. એણે પોતાની સખીને કહ્યું કે 'તું મારી માતા પાસે જઇને તેમને એકાંતમાં કહેજે કે હું તો રાજા ધ્રુવસન્ધિના પુત્ર સર્વ સદ્‌ગુણસંપન્ન સુદર્શનને મનમાં

ને મનમા વરી ચૂકી છુ હુ સુદર્શન સિવાય બીજા કોઇને પરણવાની નથી. દેવી ભગવતીએજ એ રાજકુમારને મારા પતિ બનાવ્યા છે ’ સખીએ તર તજ શશિકળાની માતા પાસે જઇને બધી વાત કહી તેણે બધી હકીકત પોતાના સ્વામીને કહી રાજા સુબાહુ એ વાત સાભળીને ઘણોજ વિસ્મય પામ્યો અને હસીને રાણીને કહેવા લાગ્યો ‘ તમને ખબર નથી કે, બચપણુથીજ એને રાજ્યમાથી કહાડી મૂકયો છે અને એ હાલ પોતાની માતા સાથે જગલમા રહે છે, અને તેને માટેજ યુધાજીતને હાથે રાજા વીરસેન માર્યો ગયો છે, માટે એ નિર્ધન બાળક આપણી પુત્રીનો વર કેવી રીતે થઇ શકે ? તમે શશિકળાને સમજાવજો કે, હવેથી એવી વાત મોમાથી કહાડે નહિ સ્વયવરસભામા ઘણા રાજકુમારો આવશે એમાથી ગમે તે કોઇની સાથે વિવાહ કરે ’

સ્વામીની આજ્ઞા મુજબ, રાણી શશિકળા પાસે ગઈ અને પ્રેમપૂર્વક તેને ખોળામા બેસાડીને, ધીરજ આપીને મધુર વચને કહ્યુ ‘ બેન ! શા માટે તું આ પ્રમાણે કહે છે ? તારા એવાં વચનોથી તારા પિતાજીને ઘણુ ખોટુ લાગે છે સુદર્શન ઘણો દુર્ભાગી છે, એ રાજ્યભ્રષ્ટ છે, નિરાધાર છે, બળ અને ધનહીન, તથા બધુબાધવોથી ત્યજાયલો છે હમણા એ પોતાની મા સાથે વનમા રહીને કદમૂળ ખાઈને પેટ ભરે છે, એટલે એવો હતભાગ્ય વનવાસી સુદર્શન તારે લાયકનો વર નથી માનઆબરૂવાળા, છત્ર ચામર વગેરે રાજચિન્હોથી અલકૃત થયેલા, હોશિયાર બીજા ઘણાએ રાજકુમારો તારે યોગ્ય છે. એ સુદર્શનનોજ એક ભાઇ છે, એ ઘણો સુલક્ષણવાળો અને રૂપાળો છે અને કોશલ દેશમા રાજ કરે છે વળી એની સાથે પરણવાનો નિષેધ કરવાનુ એક બીજુ પણ કારણ છે અમારા સાભળ્યા પ્રમાણે રાજા યુધાજીત સદા સુદર્શનનો સહાર કરવાની તજવીજ કર્યા કરે છે એ વીર યુધાજીતેજ મોટો સગ્રામ કરીને વીરસેનનો સહાર કરીને, મત્રીઓ સાથે ખટપટ કરીને, પોતાના દૌહિત્ર, સુદર્શનના ઓરમાન ભાઈને બાપની ગાદીએ બેસાડયો છે વધારે શું કહું, યુધાજીત, સુદર્શનને મારી નાખવા માટે ભારદ્વાજ મુનિના આશ્રમસુધી ગયા હતા, પણ મુનિવરે વાર્યા એટલે ઘેર પાછા આવ્યા ’ માતાના આ પ્રમાણેના વચનો સાભળીને શશિકળાએ કહ્યું ‘ મા ! રાજકુમાર સુદર્શન વનવાસી હોય તોપણ મેં તો એને પસદ કર્યો છે જુઓ, પોતાના પિતાની આજ્ઞાનુસાર પતિવ્રતા

સુકન્યા જેમ વૃદ્ધ પતિ ચ્યવનની સેવાચાકરી કરતી હતી, તેમ હું સુદર્શનની સેવા કરીશ સ્ત્રીઓને માટે સ્વામીસેવાજ સ્વર્ગ અને મોક્ષ આપનાર છે. એટલા માટે જે સ્ત્રી નિષ્કપટભાવે પતિસેવા કરે છે, ને અસીમ સુખ મેળવે છે એમા શો સંદેહ? બીજુ એ છે કે, દેવી ભગવતીએ પોતે સ્વપ્નાવસ્થામા એ રાજકુમારનું મને દર્શન કરાવ્યું છે, એટલે એ રાજકુમાર સુદર્શન વગર બીજા કોઇનો આશ્રય હું કેવી રીતે લઇ શકુ?

ભગવતીએ મારા ચિત્તપટ ઉપર સુદર્શનનું ચિત્ર અંકિત કર્યું છે મા! હુ સુદર કાન્તિવાળા સુદર્શન વગર બીજા કોઇને કોઇ પણ ઉપાયે પરણીશ નહિ.

રાણીએ શશિકળાના આ વચનોથી નિરાશ થઇ જઇને, સ્વામી પાસે જઇને સઘળી હકીકત કહી સભળાવી

પેલી તરફ શશિકળાએ સ્વયવરને આગલે દિવસે કોઇ વિશ્વાસુ બ્રાહ્મણને ભારદ્વાજ આશ્રમમા મોકલીને કહ્યુ કે 'બ્રહ્મદેવ! માતપિતા ન જાણે એવી રીતે તમે ભારદ્વાજ આશ્રમમા સુદર્શનની પાસે જાઓ, અને મારૂ નામ દઇને કહેો કે મારા પિતાએ મારા લગ્નમાટે સ્વયંવર રચ્યો છે એ સ્વયવર સભામા ઘણા રાજાઓ સૈન્ય સાથે આવશે, પણ હે કુમાર! દેવી ભગવતીએ સ્વપ્નમા મને કરેલી આજ્ઞા મુજબ હુ તો મારૂ હૃદય આપને સમર્પણ કરી ચૂકી છુ, એટલા માટે પિતામાતા બીજાને પરણવાનો ગમે તેટલો આગ્રહ કરે છે અને કરશે તોપણ હુ બીજા કોઇને વરીશ નહિ. આપ નહિ મળો તો હુ વિષપાન કરીશ અથવા સળગતી આગમા ઝપ લાવીશ હુ મન, વચન અને કાયાથી આપનેજ પતિ તરીકે સ્વીકારી ચૂકી છુ. ભગવતીની કૃપાથી જરૂર આપણે સુખી થઇશુ જે પ્રભુ સચરાચર આખા બ્રહ્માડનો સ્વામી છે, તેના બળ ઉપર વિશ્વાસ રાખીને આપ આવતી કાલે અવશ્ય સ્વયવરમા પધારજો. નિશ્ચય જાણજો કે ભગવતીની આજ્ઞા મિથ્યા નહિ જાય હે બ્રાહ્મણ! તમે આ સદેશો રાજકુમારને એકાન્તમાં બોલાવીને કહેજો મારૂ કાર્ય સિદ્ધ થાય એવું કરજો!'

આ પ્રમાણે કહીને સારી દક્ષિણા આપીને શશિકળાએ બ્રાહ્મણને મોકલ્યો. એ ઘણો જલદી સુદર્શન પાસે ગયો અને તેને શશિકળાનો સંદેશો સવિસ્તર સંભળાવીને જવાબ લઇને વહેલો વહેલો પાછો આવ્યો. શશિકળાના સ્નેહનો અપૂર્વ વૃત્તાંત સાંભળીને સુદર્શન પણ જવા તૈયાર

થયો અને મહા મુનિ ભારદ્વાજે પણ સ્નેહપૂર્વક આશીર્વાદ આપીને તેને જવાની રજા આપી પુત્રને જવાને માટે તૈયાર થયેલો જોઈને મનોરમાએ પુત્રના દુશ્મનો ઘણા છે, રખે એ લોકો એને હાનિ પહોચાડે એમ વિચારીને સુદર્શનને કહ્યુ 'બેટા! હું પણ તારી સાથે આવોશ, કારણ કે તારા વગર મારાથી એક ઘડી પણ રહેવાય નહિ તું જ્યા જવા માગતો હોય ત્યા મને પણ લઇ જા ' આ પ્રમાણે કહીને એ પણ સાથે ગઈ એક રથમા બેસીને એ બન્ને જણા વારાણસી પહોચ્યાં નૃપતિ સુબાહુને તેમના આવ્યાની ખબર પડતા એણે સુદર્શનનો યથાયોગ્ય સત્કાર કર્યો પહેલા તો તેણે તેની સેવામાટે નોકરચાકરો મોકલી આપ્યા અને પછી ખાવાપીવાને માટે પુષ્કળ સીધાપાણી મોકલાવ્યા. એટલામા બીજા દેશોના રાજાઓ પણ ત્યા એકઠા થવા લાગ્યા. યુધાજીત પણ પોતાના દૌહિત્રને લઇને આવ્યો હતો. ઘણા રાજાઓ યુધાજીતને હાથે હારેલા, તેઓ સુદર્શનને જોઈને કહેવા લાગ્યા, અહિયા કુમાર સુદર્શન પણ એનો મા સાથે આવ્યો છે, કેવી નવાઇની વાત! એ પણ વિવાહ કરવા આવ્યો છે? આ બધા રાજ્યવૈભવ, લાવલશ્કરવાળા રાજ્યાધિપતિઓને મૂકીને રાજ કુમારી એનેજ પરણવા બેસી રહી છે! રાજકુમારીને શું ખબર નહિ હોય કે ધ્રુવસધિને મનોરમા અને લીલાવતી નામની બે સ્રીઓ હતી સુદર્શન મનોરમાનો પુત્ર છે, અને વીરસેનનો દૌહિત્ર છે શત્રુજીત લીલાવતીનો પુત્ર અને યુધાજીતનો દૌહિત્ર છે રાજા ધ્રુવસધિનુ મૃત્યુ થયા પછી પોતપોતાના દૌહિત્રને રાજયગાદી અપાવવા માટે યુધાજીત અને વીરસેન વચ્ચે જબરૂ યુદ્ધ થયુ હતું એ યુદ્ધમા વીરસેન માર્યો ગયો અને યુધાજીતે અયોધ્યાનુ રાજ્ય પોતાના દૌહિત્રને અપાવ્યુ સુદર્શન ત્યારથી પોતાની માતા સાથે વનવાસી થયો છે. હજી પણ યુધાજીત તેને મારી નાખવાનો યત્ન કર્યા કરે છે હમણા પણ એ લડવા તૈયાર થઈગયો હતો, પણ બીજા રાજાઓએ સમજાવ્યો કે સ્વયંવરસભામા યુદ્ધ કરવાનો નિષેધ છે. રાજકુમારી શશિકળાને કે સુદર્શનને આ વાતની ખબર નથી?

સભામા રાજાઓ આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા થોડી વાર પછી એમણે રાજા સુબાહુને બોલાવીને કહ્યુ 'રાજા! આ વિવાહમા તમારે કંઈ પણ કરવું જોઇએ, કે ફલાણુ કામ કરી શકનારનેજ હું કન્યા આપીશ. કેમ આપનો શો અભિપ્રાય છે? આપ કોને કન્યાદાન કરવાનો અભિલાષ

રાખો છો ? શાન્તચિત્તે વિચાર કરીને અમને જવાબ આપો.'

સુબાહુએ કહ્યું 'મારી કન્યા સુદર્શનને મનમા ને મનમા વરી ચૂકી છે, એટલે એ મારા સમજાવ્યા છતા પણ માનતી નથી શું કરૂ ? કન્યાનું મન તો મારે તાબે નથી, વળી સુદર્શન પણ નિર્ભયચિત્તે એકલો અહિ આવ્યો છે' સુબાહુએ આ પ્રમાણે કહ્યાથી ત્યા એકઠા થયેલા મુખ્ય મુખ્ય રાજાઓએ સુદર્શનને કહ્યુ 'હે રાજકુમાર ! તું એકલો આ રાજસભામાં કોના આમંત્રણથી આવ્યો છે ? તારી પાસે સેના, મત્રી કે સપત્તિ કાંઈ નથી, તો પછી તું અહિં શામાટે આવ્યો છે ? આ મહાસમારભમા ઘણા રાજાઓ, રાજકન્યાને નિમિત્તે યુદ્ધ કરવુ પડે તો તે પણ કરવા માટે સૈન્યો સાથે આવેલા છે. માટે તુ અહિ શુ કરવાની ઈચ્છાથી આવ્યો છે ? તારો ભાઈ શત્રુજીત પણ યુધાજીતને લઈને રાજકન્યાને પરણવા અહિ આવ્યો છે તેનું બળ કેટલુ બધું છે તે તુ જાણે છે ? તારી પાસે લાવલશ્કર કાંઈ નથી, એટલે અમે તને ખરી સલાહ આપીએ છીએ કે અહિથી સીધો પાછો ચાલ્યો જા, નહિ તો પછી અહિયા રહીને જે વેઠવુ હોય તે વેઠજે' સુદર્શને કહ્યું 'રાજાઓ ! મારી પાસે સૈન્ય, સહાયક, મિત્ર, સગાસબધી કે રક્ષક કાંઈ નથી આ સ્થળે સ્વયવર થાય છે એ સાભળીને જોવા માટે હુ આવ્યો છુ બીજું કારણ એ છે કે દેવી ભગવતીએ સ્વપ્નમા દર્શન દઈને મને અહિ આવવાની આજ્ઞા કરી છે હમણાં મારે બીજુ કાંઈ કરવુ નથી જય પરાજયમા મને શરમ નથી, પણ મારી ખાત્રી છે કે સતી જેનો આશ્રય લેશે તે પરાજય પામશે નહિ'

રાજાઓએ કહ્યુ 'તું ખરી વાત કહે છે, પણ ઉજ્જયિનીનો રાજા યુધાજીત તારો સંહાર કરવાની ઈચ્છા રાખે છે તને હજુ બાળક અને ધર્મનિષ્ઠ સમજીને, તારા ઉપર દયા આણીને અમે તારા હિતની બે વાત કહી છે. હવે તારી મરજીમા આવે એમ કર'

સુદર્શને કહ્યુ 'હે માનનીય નૃપતિઓ ! આપે મિત્રભાવે મહેરબાની કરીને મને જે ઉપદેશ આપ્યો છે તેને માટે આપ સર્વનો ઉપકાર માનું છુ, પણ જાણવુ જોઈએ કે કોઇ કોઈને મારી શકતુ નથી. આ સ્થાવર જંગમ વસ્તુઓથી ભરેલુ આખુ જગત્ દૈવને અધીન છે, કોઇ પ્રાણીને વશ નથી, બધા પ્રાણીઓ પોતપોતાના કર્મને આધીન છે. તત્ત્વદર્શી વિદ્વાનો એ કર્મને ત્રણ જાતનાં કહે છે. સંચિત, વર્તમાન અને પ્રારંભ.

એ ત્રણ જાતના કર્મો, કાળ અને સ્વભાવ એ ત્રણદ્વારા આખુ જગત્ વ્યાપેલુ છે સમય આવી ન પહોચે ત્યાસુધી દેવતાઓ પણ મનુષ્યનો નાશ કરી શકતા નથી અને જ્યારે કાળ આવી રહે છે ત્યારે આપોઆપ મૃત્યુનુ કોઇ કારણુ આવી મળે છે જુઓ મારા પિતાજી ઘણા બહાદુર અને અસખ્ય શત્રુઓનો સહાર કરવાની શક્તિ ધરાવનારા હોવા છતા પણ એજ નિયમ મુજબ, જગલી પશુ સિહને હાથે માર્યા ગયા ઘણાએ યત્ન કર્યા છતા મનુષ્યના શરીરનો નાશ થવાનો હશે તો તે રોકાવાનો નથી અને દૈવ અનુકૂળ હશે તો એ શરીરનુ રક્ષણ કરવામા બેપરવાઇ રાખશે છતા પણ સો વર્ષ જીવશે. માટે હુ તો યુધાજીતથી કદિ ડરવાનો નથી હુ દૈવને મુખ્ય ગણીને, હમેશા નિશ્ચિન્ત રહું છુ શુભ કે અશુભ જે પૂર્વનુ સચિત હશે તે અવશ્ય ભોગવવુ પડશે આ વાતની જેને ખબર છે તે મનુષ્ય પોતાના કર્મોના ફળ ભોગવવામા શુ કામ શોક કરશે ? જે અલ્પ બુદ્ધિનો મનુષ્ય એ સમજતો નથી, તે પોતાના કર્મના યોગવડે દુખી થાય છે અને કોઇ ને કોઈ નિમિત્તે બીજાઓ સાથે શત્રુતા કરે છે એવી જાતનો કાઇ પણ શોક કે ભય મારામા નહિ હોવાથી, હુ નિશ્ચિન્ત મને આ સ્વયવર જોવા રાજાઓની સભામા આવ્યો છુ હવે જે કાઈ થવાનુ હોય તે થાય, પણ હુ તો દેવી ભગવતીની આજ્ઞાથી આવ્યો છુ તેમનુ વચન મારે તો પ્રમાણરૂપ છે. કોઈ પણ રીતે તેમા ફેર પડવાનો નથી હે રાજાઓ ! યુધાજીતનુ કલ્યાણ થાઓ. મારે તેમની સાથે કાઇ વેરભાવ નથી, એ મારા ઉપર જે દ્વેષ રાખે છે તેનુ ફળ એમને મળશે.' સુદર્શનના આ પ્રમાણેના યુક્તિપુરસર ભક્તિપૂર્ણ વચનો સાભળીને રાજાઓ ઘણાજ સતુષ્ટ થયા એ બધા રાજાઓ સુદર આભૂષણો પહેરીને ત્યા બેઠા હતા અને ક્યારે રાજકન્યા શશિકળા ત્યાં આવીને પોતાને વરમાળા પહેરાવે તેની ચિતામા ઉંચુ મો કરીને બેસી રહ્યા હતા ત્યાર પછી રાજમહેલમા વિવાહના વાજીત્રો વાગવા લાગ્યા એટલે રાજા સુબાહુએ અત.-પુરમા જઇને, પુષ્પમાળા ધારણ કરેલી, સુદર રૂપથી અલકૃત થયેલી, વિવાહને માટે યોગ્ય થયેલી, સુદર વદનવાળી, હમણાજ દિવ્ય સ્નાન કરીને લાવણ્યમયી બનેલી કન્યા શશિકળાને મહા ચિતામા નિમગ્ન દેખીને કહ્યું, 'બેટી ! ઉઠ અને હાથમા વરમાળા લઇને હમણા સ્વયવરસભામા ચાલ અને તને પસદ આવે તેના ગળામા વરમાળા પહેરાવ. દેશ દેશાન્તરના

રાજાઓ પધારીને આસનો ઉપર બિરાજમાન થયા છે, એમાથી મરજીમા આવે તેને તું વર '

પિતાના આ વચનો સાભળીને થોડાબોલી શશિકળાએ પિતાને નીચે પ્રમાણે ધર્મસગત વાક્યો કહ્યા "હુ રાજાઓની નજરે પણ નહિ પડું. વ્યભિચારી સ્ત્રીઓજ કામી રાજાઓની સમક્ષ જાય છે હે તાત ! ધર્મ-શાસ્ત્રમા એવુ કહ્યુ છે, કે 'પતિવ્રતા સ્ત્રીએ કેવળ સ્વામીનુજ દર્શન કરવું. બીજા કોઇના સામી દૃષ્ટિ કરવી નહિ ' જે રમણી ઘણાઓની આખે ચડે છે તેનુ સતીત્વ નાશ પામે છે, કારણ કે એ વખતે એ બધા રાજાઓના મનમા 'આ રમણી મારે ભોગવવાની છે ' એવો વિચાર રમી રહ્યો હોય છે હુ રાજાઓની સભામા જઇને વારાગનાની માફક બધા રાજાઓ તરફ તાકતી રહેવાની નથી. મને એ કામ ઘણુ હલકુ લાગે છે. હુ તો પતિવ્રતા સ્ત્રીનો જે ધર્મ છે તેનુ અક્ષરશ. પાલન કરીશ બીજી રાજકુમા-રીઓ જેમ સ્વયવરસભામા જઇને એકવાર ઘણા રાજાઓને સારી પેઠે જોઇને એમાથી એકને પસંદ કરીને વરમાળા પહેરાવે છે, તેમ હુ કેવી રીતે કરી શકુ ? હુ તો અગાઉથીજ સુદર્શનને મનમા ને મનમા વરી ચૂકી છુ હવે એમને મૂકી દઇને બીજાને વરવાની મારી જરા પણ ઇચ્છા નથી. માટે હે પિતાજી ! આપ મારૂ ભલું ચાહતા હો તો, સારો દિવસ જોઇને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સુદર્શન રાજા સાથે મારૂં લગ્ન કરી આપો."

કાશીરાજ સુબાહુ કન્યાના આવા વચનો સાભળીને મનમા ઘણો મુઝાવા લાગ્યો શુ કરવુ તે તેને સૂઝ્યુ નહિ એ વિચાર કરવા લાગ્યો કે 'સભામા જઇને હુ કહુ છુ કે મારી કન્યા સભામા આવવા માગતી નથી, તો એ બધા રાજાઓ ગુસ્સે થઇને જરૂર મારો સહાર કરશે મારૂ સૈન્ય એટલુ મોટું નથી, તેમજ મારા કિલ્લાઓ એટલા બધા મજબૂત નથી કે એ બધા રાજા-ઓ સામે ટક્કર ઝીલી શકુ વળી સુદર્શન પણ બાળક છે અને નિરાધાર છે. હાય ! હું તો દુઃખના સાગરમા ડૂબી ગયો ' આ પ્રમાણે ચિંતાતુર થઇને રાજા સ્વયવરમડપમા ગયો અને હાથ જોડીને ઘણાજ નમ્રભાવે બોલ્યો ' હે મહાત્મા નરેશો ! આ વખતે મારે શુ કરવુ તે સમજાવો. મારી કન્યાને મેં તેમજ તેની જનેતાએ ઘણુએ સમજાવી, પણ એ કોઇ પણ પ્રકારે આપની સભામાં આવવા તૈયાર થતી નથી. હું આપ લોકોનો દાસ છું. આ આપ સર્વ રાજાઓના ચરણોમા મુકુટ ઉતારી પ્રાર્થના કરૂં છુ કે આપ

સર્વે મારા ઉપર કૃપા કરીને, મારાથી બની શકે તે આદરસત્કાર ગ્રહણ કરીને પોતપોતાના રાજ્યમા સિધાવો હુ આપને પુષ્કળ રત્ન, વસ્ત્ર, હાથી અને રથ વગેરે આપુ છુ આપ મારા ઉપર દયા લાવીને એ બધી ભેટો સ્વીકારીને પોતપોતાને ઘેર પાછા ફરો

શુ કરૂ ? મારી કન્યા મારા કહ્યામા નથી. વળી તે બાળક છે તેને જબરદસ્તીથી મનાવવા જાઉં અને ઝેર ખાઇને આપઘાત કરે, તો વળી હુ વધારે મોટી ઉપાધિમા આવી પડુ. એટલા માટે મને ઘણી ચિન્તા થઈ રહી છે આપ સર્વે સૌભાગ્યશાળી, મહાતેજસ્વી અને ઘણા દયાળુ છો, માટે મારા ઉપર દયાદષ્ટિથી જુઓ. આ મારી અવિનયી, મદબુદ્ધિ કન્યાને વરીને આપ શું કરશો ? હું આપ સર્વનો દાસ અને કૃપાને પાત્ર છુ. આપ કૃપા કરીને મારી કન્યાને પોતાની કન્યાસમાન ગણો

સુબાહુના આ પ્રમાણેના વચનો સાભળીને કોઇ રાજા કાંઇ પણ બોલ્યો નહિ યુધાજીત લાલચોળ નેત્ર કરીને બોલી ઉઠયો ' રાજા ! તું મૂર્ખ છે પહેલેથીજ ભૂલભરેલુ કામ કરીને હવે શો બચાવ કરે છે ? પહેલેથીજ સશય હતો તો શામાટે સ્વયવર રચવાની ધામધુમ કરી ? રાજાઓ નિમ-ત્રણથી સ્વયવરસભામા આવ્યા છે તો આમ ખાલી શિરપાવ લઇને પાછા કેવી રીતે જાય ? તે બધા રાજાઓનુ અપમાન કરીને સુદર્શનને કન્યા-દાન કરવાની ઈચ્છા કરી છે અહો ! એના કરતા વધારે અન્યાયનુ કાર્ય બીજુ શુ હોઈ શકે ? પોતાનુ ભલુ ચાહતો હોય તે માણસ તો આગળ વિચાર કરીનેજ ડગલુ ભરે છે. તે વગર વિચારે આ કામ કર્યું છે. વળી એક બીજી વાત કહુ છુ તે પણ સાભળ આટલા બધા બળવાન અને પરાક્રમી રાજાઓને છોડી દઇને તે શામાટે સુદર્શનને કન્યા આપવાનો વિચાર રાખ્યો છે ? યાદ રાખજે, હુ પહેલા તારો અને પછી સુદર્શનનો સહાર કરીને મારા દૌહિત્રને તારી કન્યા પરણાવીશ નિર્ધન, દુર્બળ સુદ-ર્શન તે કોણ ? મારા દેખતા દેખતા કન્યાનુ હરણ કરી જાય એવો હિમ્મ-તવાળો કોણ છે ? આગળ એક વાર મે ભારદ્વાજ મુનિનું માન સાચ-વવા માટે સુદર્શનને છોડી મૂકયો છે, પણ આજ હવે એ બાળકનુ કોઇ પણ પ્રકારે રક્ષણ કરવાનો નથી માટે રાજા સુબાહુ ! તમે રાણી અને રાજકુમારી સાથે પુખ્ત વિચાર કરીને મારા દૌહિત્રને કન્યા પરણાવો. એ સુદર કન્યાને મારા દૌહિત્ર સાથે પરણાવ્યાથી આપણો સંબધ બધાશે.

પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યે સારા પ્રતિષ્ઠાવાળા કુટુંબો સાથે સંબંધ બાંધવો જોઇએ. આ રાજ્યભ્રષ્ટ, નિરાધાર બાળક સુદર્શનને કન્યા આપ્યાથી તમને શું સુખ મળશે ? કુળ, ધન, બળ, રૂપ, રાજ્ય, ગઢ, સગાસબંધી એ બધું જોઇને કન્યાદાન કરવું જોઇએ. નહિ તો કન્યા દુઃખ પામે છે. માટે તમે ધર્મ અને રાજનીતિનો વિચાર કરીને યોગ્ય રસ્તો લ્યો. બુદ્ધિને ભ્રષ્ટ કરીને ઉલટે માર્ગે ચાલશો નહિ તમે મારા મિત્ર છો, માટે તમારા હિતની આટલી વાત કહી છે હમણા તમારી કન્યાને શણગાર સજાવીને, સખીઓ સાથે, સ્વયંવરમંડપમાં લાવો તમારી કન્યા સ્વયંવરમાં આવીને પોતાની ઇચ્છાનુસાર સુદર્શન સિવાય ગમે તે કોઇને વરમાળા પહેરાવશે તો મારે વાંધો નથી પછી તમે ખુશીથી એની સાથે શશિકળાનું લગ્ન કરજો, પણ તેથી ઉલટું કરશો તો હું હમણા ને હમણા તમારી સુલક્ષણા કન્યાનું બળપૂર્વક હરણ કરીશ, અને તેથી તમે ભારે આફતમાં આવી પડશો ' યુધાજીતના આ પ્રમાણે બોલવાથી સુબાહુ ઘણો દુઃખી થયો, અને દીર્ઘ નિશ્વાસ નાખતો નાખતો અંતઃપુરમાં ગયો અને શોકસંતપ્ત હૃદયે રાણીને કહ્યું કે ' તારી દીકરીને સમજાવ કે તારા પિતા કહે છે કે આટલા બધા રાજાઓ સાથે લડાઇ થશે તો મારી શી વલે થશે ? માટે તું આગળ પાછળનો વિચાર કરીને સમજી જા હવે મારી લાજ તારા હાથમાં છે ' પતિનું આ વાકય સાંભળીને રાણી, કન્યા શશિકળા પાસે ગઇ અને બોલી 'પુત્રિ ! તારા પિતાજી આજે ઘણા દુઃખી થયા છે હવે તારે માટે સઘળા રાજાઓ સાથે નિશ્ચય વિરોધ થશે માટે તું સુદર્શન સિવાય બીજા કોઇને પસંદ કરીને પરણ. તું આગળ પાછળનો વિચાર કર્યા વગર સુદર્શનને વરમાળા પહેરાવીશ તો મોટા લાવલશ્કરવાળા પરાક્રમી રાજાઓ સુદર્શનનો, તારો અને અમારો બધાંનો સંહાર કરશે અને ટંટો થયા પછી કોઇ બીજો પુરુષ તારૂં હરણ કરી જશે એટલા માટે તું જો તારૂં પોતાનું સુખ ચાહતી હોય, તોપણ સુદર્શનનો ત્યાગ કરીને બીજા કોઇ રાજા સાથે લગ્ન કર ' માતાએ આ પ્રમાણે શિખામણ આપ્યા પછી, સુબાહુ રાજાએ જાતે આવીને પણ ઘણું સમજાવી, પણ શશિકળા બન્નેના ઉપદેશને નિશ્ચિન્તતાથી સાંભળીને બોલી ' પિતાજી, આપ ખરૂં કહો છો; પણ આપને હજુસુધી મારા વ્રતની ખબર નથી. મેં પ્રતિજ્ઞા કરી છે કે હું સુદર્શન વગર બીજા કોઇ પુરુષને પરણીશ નહિ. આપ જો રાજાઓથી

બીતા હો તો મને સુદર્શન સાથે પરણાવીને નગરમાથી બહાર કહાડી મૂકો સુદર્શન મને રથમા બેસાડીને આપના નગરમાથી લઈ જશે. પછી જે પ્રમાણે થવાનુ હશે તે થશે ભવિષ્ય કોઇથી મિથ્યા થતું નથી ' રાજાએ કહ્યુ ' બેન, બુદ્ધિશાળી મનુષ્યે કદિ પણ સાહસ કર્મ ન કરવુ જોઇએ ઝાઝા માણસો સાથે વિરોધ કરવો એ સમજુ માણસનુ કામ નથી વળી ગજકુમાર સુદર્શન સાથે તારૂ કન્યાદાન કરીને હુ તને એકલી વળાવાની હિમત કેવી રીતે કરી શકુ ? બધા રાજાઓ શત્રુ છે, તેઓ કાઇ અનર્થ કરે તો ? માટે, તારી મરજી હોય તો, પૂર્વકાળમા જનક રાજાએ સીતાના સ્વયવરમા હરધનુષ્ય તોડવાનુ અઘરૂ પણ કર્યું હતુ, તેમ હુ પણ એવુ કાઈ પણ ( હોડ ) નક્કી કરૂ એટલે રાજાઓનો ઝગડો મટી જશે એવુ કાઇ પણ ઘણુ સખ્ત પણ નક્કી કરવું જોઇએ જે એનુ પાલન કરી શકે તે તારો ભરથાર થાય એ સુદર્શન હોય તો સુદર્શન, અને બીજો કોઈ હોય તો બીજો, પણ જે કોઇ મારા નિર્ણય કરેલા પણનુ પાલન કરે તે તારૂ પાણિગ્રહણ કરવાનો અધિકારી થાય. મારા અભિપ્રાય પ્રમાણે તો સઘળા રાજાઓને શાન્ત કરવાનો એજ એક ઉપાય છે ”

શશિકળાએ કહ્યુ “ તાત ! આપના વચનો સાભળીને તો હું સદેહના સાગરમા ડૂબી ગઈ છુ, કારણ કે આપ કહો છો તે તો મૂર્ખોનુ કામ છે મે તો મારા હૃદયપટ ઉપર સુદર્શનને અકિત કર્યા છે, અને એથી ઉલટુ કોઇ પણ કૃત્ય હુ કરવાની નથી પાપપુણ્યના કારણરૂપ મન છે, મનથીજ જ્યારે હુ કુમાર સુદર્શનને વરી ચૂકી છુ તો હવે આપના કહેવાથી બીજા કોઇને વરીને સુદર્શનની જગ્યાએ એને મારા હૃદયમા કેવી રીતે પધરાવુ ? પણ નક્કી કરવાથી પણ હું બીજાઓને શરણે જઈ પડુ છુ ધારો કે બે ચાર પુરુષો આપનુ પણ-આપની શરત પૂરી કરી શક્યા, તો પછી એમાથી કોની સાથે મને પરણાવશો ? અને એ વખતે એ લોકોમા પરસ્પર વિવાદ થશે તેનો શો વિચાર કર્યો ? માટે હે તાત ! એવા સશયભરેલા કાર્યમા હુ કદિ મારી સમતિ આપી શકતી નથી. હે રાજેન્દ્ર ! આપે કોઈ વાતની ચિન્તા કરવી નહિ આપ યથાવિધિ અમારો વિવાહ કરી આપીને સુદર્શનના હાથમા મને સોપી દો. ભગવતી અમારૂ કલ્યાણ કરશે પિતાજી ! આપ હમણાજ રાજાઓની સભામા જઈને તેમની આગળ હાથ જોડીને કહો કે, આપ સર્વે આવતી કાલે સભામા પધારજો અને

બધા રાજાઓ સભામાથી પોતપોતાને ઉતારે ચાલ્યા જાય એટલે તમે આજ રાત્રે મારૂ લગ્ન સુદર્શન સાથે કરી આપો તથા યોગ્ય દાન દ્રવ્ય આપીને મને તેમની સાથે વિદાય કરો. મહાત્મા ધ્રુવસન્ધિના પુત્ર સુદર્શન મરજીમા આવશે ત્યા મને લઇ જશે રાજાઓ કદાચ ક્રોધે ભરાઇને યુદ્ધ કરવા તૈયાર થશે, તોપણ સુદર્શન એમની સાથે રણક્ષેત્રમા ઉતરશે અને ભગવતીની કૃપાથી એમનોજ જય થશે. દૈવયોગથી કદાચ, ન કરે નારાયણ ને સુદર્શન યુદ્ધમા માર્યા જશે તો હુ પણ જીવનનો ત્યાગ કરીશ. પિતાજી ! આપનુ દેવી કલ્યાણ કરશે. આપ મને સુદર્શનની સાથે પરણાવીને સૈન્ય સાથે ઘેર રહેજો હુ એકલીજ તેમની સાથે જઇશ '

કન્યાના વચન સાભળીને રાજા એ પ્રમાણે કાર્ય કરવા સારૂ રાજાઓ પાસે ગયો અને કહ્યુ ' હે ભૂપાલો ! આજ આપ સૌ આપ આપના તબુમા પધારો, કાલે કન્યાનું કન્યાદાન કરીશ. આપ મારા ઉપર કૃપા કરી મારૂ આતિથ્ય સ્વીકારો આવતી કાલે આપ સર્વ આ સભામડપમા પધારશો એટલે હુ સ્વયંવરની વ્યવસ્થા કરીશ હે ભૂપતિઓ ! હુ શુ કહુ ? મારી કન્યા આજ સભામડપમા આવતી નથી. હુ પ્રાતઃકાળે ઘણી રીતે સમજાવીને આ સભામા લાવીશ. બુદ્ધિમાન પુરુષે પોતાના સતાન ઉપર કૃપા રાખવી જોઇએ, જોરજુલમ ન કરવો જોઇએ એટલા માટે કાલે હુ ઉપદેશ આપીને કન્યાને સ્વયવરમડપમા બોલાવી લાવીશ. '

રાજા સુબાહુની વાતને ખરી માની તે બધા રાજાઓ પોતપોતાને ઉતારે ગયા અને મધ્યાહ્નનુ સન્ધ્યાવદનાદિ કાર્ય કરવામા રોકાયા.

પેલી તરફ રાજા સુબાહુએ પણ કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે મળીને વિવાહની તૈયારીઓ કરવા માડી પહેલા એણે ગુપ્તપણે એક મહેલમા કન્યા શશિકળાને મોકલી દીધી અને પછી વેદ જાણનારા બ્રાહ્મણોને હાથે વરરાજાને સ્નાન વગેરે કરાવીને આસન ઉપર બેસાડયા. પછીથી આસન, આચમની, અર્ધ્ય, વસ્ત્ર, ગાય અને બે કુડળ આપીને તેમને લગ્નની વેદીમાં બેસાડીને વેદમત્રો સાથે વિધિ પ્રમાણે કન્યાદાન કર્યું સુદર્શને આ સર્વ દ્રવ્ય તથા કન્યા શશિકળાનુ પ્રતિગ્રહણ કર્યું. પછીથી રાજાએ સુદર્શનની માતા મનોરમાને ઘણી ભેટ આપીને કહ્યું " હે પૂજનીય રાજમાતા ! હું તમારો દાસ છું આ વખતે આપની જે કાઇ ઇચ્છા હોય તે માગો. " મનોરમાએ કહ્યું ' રાજાજી ! આપે મારા પુત્રને રત્ન જેવી કન્યા આપીને

અમારૂ માન વધાર્યું છે મને વધારે વખાણ કરતાં આવડતાં નથી આપે મારા પુત્રના સસરા થઈને તેના ઉપર છાયા કરી છે. આપે એની આબરૂ અને ઈજ્જત પણ ઘણી વધારી છે આપનુ ચરિત્ર ઘણું વિચિત્ર અને પવિત્ર છે, કારણ કે આજે આપે અહિ એકઠા થયેલા આટલા બધા રાજાઓનો ત્યાગ કરીને મારા રાજ્યભ્રષ્ટ, વનવાસી, પિતૃહીન, ધનસપત્તિહીન સૈન્યવગરના ફળાહારી પુત્રને આપની સુલક્ષણા કન્યા પરણાવી છે બધા રાજાઓ પોતાના બરોબરીઆને કન્યા આપે છે, પણ આપે મારા નિર્ધન રાજકુમારને પરમ રૂપવતી કન્યા આપી છે આટલા બધા રાજાઓના સૈન્યો સાથે શત્રુતા કરીને સુદર્શનને કન્યા આપવામા જે ધૈર્ય બતાવ્યુ છે તેના પૂરતા વખાણ હુ કેવી રીતે કરી શકુ ?

મનોરમાના આવા મધુર વચનો સાભળીને રાજા સુબાહુ બોલ્યો. “ આપ મારૂ રાજ્ય ગ્રહણ કરીને, આપના પુત્રસહિત સુખેથી રાજ્ય કરો. હું આપનો સેનાપતિ થઇશ આ સુપવિત્ર વારાણસી નગરીનો વાસ છોડીને તમે વનમા કે બીજા કોઈ નગરમા રહેવા જાઓ, એ મને પસદ નથી. રાજાઓ ગુસ્સે થયા છે એ વાત ખરી પણ તેને માટે હુ તેમની પાસે જઇને હાથ જોડીને વિનયપૂર્વક માફી માગીશ, અને તેમ છતા પણ તેમનો ક્રોધ નહિ શમે, તો કિમતી ભેટ આપીને અથવા તો અદર અદર કુસપ કરાવીને બધાને ઠેકાણે લાવીશ એથી પણ નહિ માને તો છેવટે યુદ્ધ કરીશ. જય પરાજય દૈવના હાથમા છે, પણ ધર્મને રસ્તે ચાલનારાનો અવશ્ય જય થાય છે, અધર્મનો કદિ જય થતો નથી રાજાઓ અધર્મી છે, મારી વિનતિ ઉપર તેમણે જરા પણ ધ્યાન આપ્યુ નથી, તો પછી એમની ઇચ્છા કદિ પૂર્ણ નહિ થાય ” મનોરમાએ રાજાના ધર્મયુક્ત વચનો સાભળીને પ્રીતિપૂર્વક કહ્યુ ‘ મહારાજ ! આપનુ કલ્યાણ થાઓ. આપ આપના પુત્રો સાથે નિર્ભયપણે રાજ્ય કરો ! મારો પુત્ર પણ અવશ્ય વહેલો મોડો રાજ્ય મેળવીને અયોધ્યા નગરીમા સુખે વાસ કરશે હમણા તો આપ અમને આશ્રમમા જવાની રજા આપો. ’

રાજા સુબાહુ અને મનોરમાની વાતચિતમા રાત વીતી ગઇ, વહાણું વાતા ‘ લગ્ન થઇ ગયા, લગ્ન થઈ ગયાં ’ એવી ખબર રાજાઓના ઉતારામા ફેલાઈ ગઈ, રાજાઓ ઘણા ગુસ્સે થયા. રાજા સુબાહુએ તેમની પાસે જઇને હાથ જોડીને કહ્યું ‘ આપ સર્વે ભોજન કરવા મારે ઘેર પધારો. મારી

કન્યા પોતાની મરજીથી સુદર્શનને પરણી છે. એ સબંધમાં આપ સર્વે કહો તે પ્રમાણે કરવા હું તૈયાર છુ. આપ મારા ઉપર ગુસ્સે થશો નહિ, મોટા માણસો ક્રોધ કરતા નથી, એ તો પોતેજ દયાળુ હોય છે. ' નૃપતિ સુબાહુની વાત સાભળીને, ' અમે તો ખાઈ લીધુ તુ તારે ઘેર જા. અમે સુદર્શનને મારી નાખીને તારી કુમારીનું હરણ કરીશું ' એવા વચનો ક્રોધએ કહાડયાં રાજા સુબાહુ ચૂપચાપ મહેલમા પાછો ગયો આ તરફ રાજાઓમા સલાહ થવા લાગી કોઇ તો કહેવા લાગ્યા ' અમારે યુદ્ધ કરવુ નથી ' કોઈ કહેવા લાગ્યા ' અમે તો ઉભા ઉભા કૌતક જોઈશુ, ' પરન્તુ રાજા યુધાજીત વગેરે કેટલાક રાજાઓ નગરને ઘેરો ઘાલીને સુદર્શનના બહાર જવાની વાટ જોવા લાગ્યા

રાજા સુબાહુએ છ દિવસસુધી જમાઈને પોતાના મહેલમા રાખ્યા પછી, સાતમે દિવસે કન્યા સાથે ઘણુ ધનધાન્ય અને સૈન્ય આપીને વિદાય કર્યો, અને રાજાઓની સાથે યુદ્ધ થવાની શકામા પોતે ફોજ લઇને ગયો બન્ને પક્ષમા ઘોર યુદ્ધનો આરંભ થયો. યુધાજીત અને સુદર્શનના ઓરમાન ભાઇ શત્રુજીતે આગળ વધીને હુમલો કર્યો. એ વખતે શશિકળા એકાગ્ર મને ભગવતી દેવીનું ધ્યાન ધરવા લાગી ભારે યુદ્ધ પછી સતીના નસીબે, દેવીની કૃપાથી યુધાજીત અને શત્રુજીત ઘાયલ થયા, અને મરણ પામ્યા

સુદર્શન વિજયી થઇને શશિકળા અને માતા સાથે અયોધ્યા ગયો અને શત્રુજીતની જનેતા લીલાવતી ( પોતાની સાવકી મા ) ને મધુર શબ્દોમા દિલાસો આપીને, રાજ્ય કરવા લાગ્યો. શશિકળા પણ મનોરમા અને લીલાવતીની સેવાચાકરી તથા સ્વામીની ભક્તિ કરવા લાગી અને રાજ્યગાદી ઉપર બેસીને સ્વામી સાથે દેવીની પૂજા કરવામાં તથા રાજ્ય ચલાવવામા પ્રવૃત્ત થઈ

# रत्न ७४ मुं–शार्मिष्ठा



એ ઈરાનના રાજા વૃષપર્વની પુત્રી હતી. ઇરાનના એ વખતના આર્યોને મહાભારતમા અસુરનામથી ઓળખાવવામાં આવ્યા છે અસુરરાજ વૃષપર્વના ગુરુ શુક્રાચાર્યને પણ દેવયાની નામની શર્મિષ્ઠાની સમોવડી કન્યા હતી. એક દિવસે રાજકન્યા

શર્મિષ્ઠા દેવયાની તથા બીજી સખીઓસહિત નદીએ સ્નાન કરવા ગઈ હતી સ્નાન કરી રહ્યા પછી પહેરવાના વસ્ત્રો સોએ નદીકાઠે મૂકયા હતા. એવામા આધી આવ્યાથી બધી કન્યાઓના વસ્ત્ર સેળભેળ થઈ ગયા. શર્મિષ્ઠાએ ભુલથી દેવયાનીનુ લૂગડુ પહેરી લીધું દેવયાનીને એથી ઘણો ગુસ્સો ચડયો. તેણે શર્મિષ્ઠાને કહ્યુ "અલી શર્મિષ્ઠા! તે મારા પિતાના શિષ્યની કન્યા થઇને મારૂ લૂગડુ કેમ પહેર્યું છે?" શર્મિષ્ઠાએ હસીને કહ્યુ "હુ રાજકન્યા છુ તારા પિતા મારા પિતાની સ્તુતિ ગાઇને ભિખારીની પેઠે તેમના આપેલા અન્ન ઉપર ગુજરાન ચલાવે છે હું તો દાન આપનારા, સ્તુતિઓમા ગવાતા, અને પ્રતિગ્રહ ન કરનારાની પુત્રી છુ વળી તારા કરતા વયમા પણ હું મોટી છુ તારૂ વસ્ત્ર મે પહેરી લીધુ તેમા તારૂ અપમાન જરાયે થયું નથી તારાથી થાય તેટલુ રડકકળ કર, પણ હવે હું પહેરેલુ લૂગડુ બદલી આપવાની નથી"

એ જરા સરખી વાત ઉપરથી ધીમે ધીમે આ બે બાલિકાઓમા મોટો કલહ ઉત્પન્ન થયો દેવયાનીએ બળપૂર્વક શર્મિષ્ઠાનું પહેરેલું વસ્ત્ર કહાડી લેવાનો યત્ન કર્યો, એથી ઝગડો ઘણો વધી પડયો આખરે મારામારી ઉપર વાત આવી શર્મિષ્ઠા દેવયાનીને એક ખાલી કૂવામા ફેકી દઈને ચાલી ગઇ એણે ધાર્યુ હતુ કે એ કૂવાના પાણીમા ડૂબીને દેવયાની મરી જશે

પુરુરવા રાજાનો પ્રપૌત્ર યયાતિ એ વખતે મૃગયા રમતા રમતા થાકી જવાથી એ કૂવા આગળ આવી પહોચ્યો દેવયાનીને કૂવાની અદર પડેલી જોઇને એણે તેને પૂછ્યુ "હે યૌવનમા આવેલી કન્યા! તું કોણ છે? તું ઉંડા વિચારમા પડેલી હોય એમ જણાય છે. તું આમ ઉદાસ થઇને શો વિચાર કરી રહી છે?"

દેવયાની બોલી "દેવોથી હણાયલા દૈત્યોને સજીવિની વિદ્યાથી જીવાડનાર શુક્રમુનિની હું પુત્રી છુ હું અહિયા પડી છુ, એની એમને ખબર નથી. આપ કુલીન, પ્રતાપી અને યશસ્વી છો કૃપા કરીને મને બહાર કહાડો"

નહુષના પુત્ર યયાતી રાજાએ દેવયાનીને જમણો હાથ પકડીને બહાર કહાડી અને પછી એ સુદરીની રજા લઈને એ પોતાના નગર તરફ ચાલ્યો ગયો દેવયાની સીધી ઘેર ન જતા ત્યાજ બેસીને દુ:ખ અને ક્રોધને લીધે ખૂબ રોવા લાગી.

એવામા દૈવસયોગે પૂર્ણિકા નામની શુક્રાચાર્યની એક દાસી ત્યાં

આવી પહોચી, તેને દેવયાનીએ કહ્યુ 'પૂર્ણિકા ! જા, પિતાજીની પાસે જઈને કહે કે શર્મિષ્ઠાએ મારૂ એટલુ બધુ અપમાન કર્યું છે કે હુ હવે દૈત્યપુરીમા પગ મૂકીશ નહિ.'

દાસીને મુખેથી બધી વાત સાભળીને શુક્રાચાર્ય તરતજ દેવયાનીની પાસે ગયા, અને તેને ભેટીને સમજાવવા લાગ્યા "હે પુત્રિ ! સર્વ મનુષ્યો પોતપોતાના કર્મથીજ સુખદુઃખ ભોગવે છે હુ ધારૂં છું કે તારૂં પણ પૂર્વનુ કોઈ પાપ હશે તેની નિવૃત્તિ આ ફળ ભોગવ્યાથી થઈ ગઇ છે"

દેવયાની બોલી "પિતાજી ! મારા પાપની નિવૃત્તિ થાઓ કે ન થાઓ, પરન્તુ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ મને જે કહ્યું છે તે તમે મારા મુખથી એકાગ્રચિત્તે સાભળો તેણે મને કહ્યું હતુ કે તમે દૈત્યોની સ્તુતિ ગાનારા ભાટ છો ! એ વાત શુ ખરી છે ? શર્મિષ્ઠાએ લાલચોળ આખો કરીને વારે ઘડીએ મને મેણા દીધા હતા કે તુ તો સ્તુતિ કરનારા, ભીખ માગનારા, અને દાન લેનારાની કન્યા છે હુ શુ ખરેખર એવી છુ કે એનુ અપમાન સહન કરૂ ?"

શુક્ર બોલ્યા "હે દેવયાનિ ! તું સ્તુતિ કરનારા કે ભીખ માગનારા અને દાન લેનારાની છોકરી નથી, પણ કોઈની પણ સ્તુતિ ન કરનારા અને સર્વથી સ્તુતિ કરાતા એવા ઋષિની કન્યા છે શર્મિષ્ઠા બિચારી મારી સત્તા શું જાણે ? એનો પિતા વૃષપર્વા મારા સામર્થ્યને સારી પેઠે જાણે છે" આ પ્રમાણે મધુર વચનોથી પુત્રીના ક્રોધને શાન્ત પાડવાનો યત્ન કરતા શુક્રાચાર્યે કહ્યુ "જે મનુષ્ય પારકાના નિંદાવચનોને નિત્ય સહન કરે છે, તેણે આ સર્વ જગત્ જીત્યુ છે, એ તુ ખાત્રીથી જાણજે જેમ ઉછળતા, અને કુદતા ઘોડાને વશમા રાખનારાનેજ સારથી કહે છે, ખાલી લગામ પકડીને બેસી રહેનારને કોઇ સારથી કહેતુ નથી, તે પ્રમાણે જે ક્રોધના ઉછાળાને વશમા રાખે છે તેનેજ જિતેન્દ્રિય કહે છે જે કોઇ ક્રોધના ફળરૂપ આપત્તિમા જઇ પડે છે તેને કોઈ જિતેન્દ્રિય કહેતુ નથી જે માણસ પોતાને ઉપજેલા ક્રોધનું નિવારણ અક્રોધવડે કરે છે, તેણેજ આખી દુનિયાને જીતી છે, એ તું ખાત્રીથી જાણજે જેમ સાપ પોતાની જૂની કાચળીને કહાડી નાખે છે, તેમ જે ઉત્પન્ન થયેલા ક્રોધને ક્ષમાથી કહાડી નાખે છે, તેજ પુરુષ પુરુષાર્થ કરનારો કહેવાય છે. જે મનુષ્ય ક્રોધને વશમાં રાખે છે, જે નિંદાના વચનોને સાખી શકે છે, અને જે પોતે સંતાપ પામતાં પણ બીજાને

સતાપ આપતો નથી તે ચારે પુરુષાર્થને મેળવવાને યોગ્ય છે જે મનુષ્ય લાગલાગટ સો વર્ષસુધી દર વર્ષે યજ્ઞ કરીને પિતૃઓને પૂજે છે તેના કરતા પણ કોઇના ઉપર કદિ ક્રોધ ન કરનારો માણુસ શ્રેષ્ઠ ગણાય છે મૂર્ખ છોકરાઓ પરસ્પર જે લડાઇટટા કરે તેમા ડાહ્યા અને મોટા માણસોએ વચમા પડવુ ન જોઇએ, કેમકે છોકરાઓ સારૂં શુ અને ખોટુ શુ તે સમજતાં નથી હોતાં ”

પિતાના આ ઉપદેશના ઉત્તરમા દેવયાનીએ કહ્યુ: ‘ પિતાજી, હું બાલિકા છુ તોપણ ધર્મનો મર્મ નથી સમજતી એમ નથી. કેવી દશામા ક્રોધ કરવો, કેવી અવસ્થામા ક્ષમા કરવી એ બધુ હુ સમજું છું શિષ્ય થઇને જે ગુરુનુ સન્માન કરવાનુ જાણતો નથી, ધનના ગર્વથી જે ધાર્મિક પુરુષનુ અપમાન કરે છે તે કદિ ક્ષમા આપવા લાયક નથી. જે જગ્યાએ એવો વ્યવહાર થતો હોય ત્યા આગળ ધાર્મિક પુરુષને રહેવાનો ધર્મ નથી. શર્મિષ્ઠાનો આ અપરાધ ક્ષમા કરવા યોગ્ય નથી. હુ શર્મિષ્ઠાના પિતાની આશ્રિત થઇને કદિ રહીશ નહિ

કન્યાની દલીલ સાભળીને શુક્રાચાર્યે દૈતરાજ વૃષપર્વાની પાસે જઇને બધી વાત કહી, તથા જણાવ્યુ કે દેવયાનીને નહિ મનાવો તો એની સાથે હું પણ તમારા રાજ્યનો ત્યાગ કરીને ચાલ્યો જઇશ

શુક્રાચાર્યની બુદ્ધિ અને સલાહને લીધેજ રાજા વૃષપર્વા અને બીજા અસુરો દેવતાઓ ઉપર વિજય મેળવીને પોતાનુ આધિપત્ય સ્થાપી શક્યા હતા એ ક્રોધ કરીને ચાલ્યા જાય તો દૈત્યોનુ સત્યાનાશ વળી જાય. વૃષપર્વા જાતે ગુરુની સાથે દેવયાની પાસે ગયો અને તેની ઘણી સ્તુતિ કરવા લાગ્યો, તથા જણાવ્યુ કે હે પવિત્ર સ્મિતવાળી દેવયાનિ ! તને જે વસ્તુની ઇચ્છા હશે તે વસ્તુ ગમે તેટલી દુર્લભ હશે તોપણ હું તને લાવી આપીશ

દેવયાની બોલી “ એક હજાર કન્યાઓની સાથે શર્મિષ્ઠા મારી દાસી થાય તથા મારા પિતા મને જ્યા પરણાવે ત્યા એ મારી સાથે મારે સાસરે આવે એવી મારી અભિલાષા છે ”

વૃષપર્વાએ તરતજ શર્મિષ્ઠાને બોલાવવા સારૂ એક દાસીને મોકલી. દાસીએ જઇને શર્મિષ્ઠાને બધી વાત કહી તથા રાજાની આજ્ઞા સભળાવી. ક્રોધના આવેશમા, છોકરવાદીના તોરમાં તેણે દેવયાનીનું કેટલુ બધુ અપમાન કર્યું હતું, તે તથા શુક્રાચાર્ય જેવા દૈત્યકુળના આધારસ્વરૂપ સલાહ-

કારના જવાથી દેવતાઓને હાથે રાક્ષસોનો કેવો નાશ થવાનો ભય છે એ બધી વાત તેણે શર્મિષ્ઠાને સારી પેઠે સમજાવી.

શર્મિષ્ઠા બોલી "જો દેવયાનીના કારણસરજ મને ગુરુજી બોલાવતા હશે તો દેવયાનીની જે કાંઇ ઇચ્છા હશે તે પ્રમાણે કરવા હું આજથીજ તૈયાર છુ મારી ભૂલને લીધે શુક્રાચાર્યે ચાલ્યા જવું ઘટતું નથી.

ત્યાર પછી પિતાની આજ્ઞાથી શર્મિષ્ઠા પાલખીમા બેસીને હજાર દાસીઓની સાથે નગરમાથી બહાર નીકળી અને દેવયાની જ્યા બેઠી હતી ત્યા ગઈ અને કહેવા લાગી "હું હજાર દાસીઓસહિત તમારી સેવા કરનારી દાસી થઈને આવી છુ તમારા પિતાજી જ્યા તમને પરણાવશે ત્યા હું પણ તમારી સાથેજ આવીશ."

દેવયાનીએ તેને મેણુ મારીને કહ્યુ "તમે તો રાજકન્યા છો દાન આપનાર અને સ્તુતિઓમા ગવાતા રાજાના પુત્રી છો. તમારા પિતાની સ્તુતિ ગાનારા, તમારા અન્નથી ગુજરાન ચલાવનારા ભિક્ષુકની કન્યાની દાસી થશો ?"

શર્મિષ્ઠાએ કહ્યું "હું દૈત્ય કુળમા જન્મી છું, દૈત્યરાજ્યમા ઉછરી છું એ કુળના અને એ રાજ્યના કલ્યાણ સારૂ હમેશને માટે તારૂં દાસીપણું ખુશીથી સ્વીકારૂ છુ એમા મને જરા પણ ખોટુ લાગતું નથી, તથા એથી મારૂ અપમાન થયું એમ હું માનતી નથી ભવિષ્યની પ્રજા મારા ઉપર એવુ કલંક નહિ મૂકી શકે, કે એ શર્મિષ્ઠાની નાદાનીને લીધે દૈત્યકુળનો નાશ થયો

સ્વજાતિ અને સ્વદેશના રક્ષણ સારૂ અભિમાની રાજકુમારી શર્મિષ્ઠા જે દેવયાનીનો પોતાના પિતાના ભાટ અને ભિખારીની કન્યા તરીકે એકવાર તિરસ્કાર કર્યો હતો, તેજ દેવયાનીની દાસી થઇને રહી

દેવયાની હવે મનાઇ ને રાજાના નગરમા ગઇ

ઘણો સમય વીતી ગયો ઋષિકન્યા દેવયાની, શર્મિષ્ઠા અને બીજી હજાર દાસીઓસહિત નગર પાસેના વનમા રમવા નીકળી હતી, અને વનમા મીઠા ફળો ખાતી ખાતી, તથા સુગંધીદાર પુષ્પો વીણતી વીણતી આનંદ કરી રહી હતી, તે વખતે મૃગયા કરવા નીકળેલો યયાતિ રાજા થાકીને પાણી પીવા સારૂ તેજ વનમા જઇ પહોચ્યો તેણે દિવ્ય વસ્ત્રાલંકારોથી અલંકૃત દેવયાની તથા શર્મિષ્ઠાને જોઇ શર્મિષ્ઠા જેવી સુંદરી,

અને રાજ્યતેજવાળી કન્યા દેવયાનીના પગ ચાપી રહી હતી તથા અનેક પ્રકારે તેની સેવા કરી રહી હતી, એ જોઇને એને આશ્ચર્ય લાગ્યુ તેણે દેવયાનીની પાસે જઇને તેનો પરિચય પૂછ્યો, તથા શર્મિષ્ઠાસંબંધી પણ સઘળી હકિકત મેળવી દેવયાનીએ પણ તેનો પરિચય તથા અહિં આવવાનુ પ્રયોજન પૂછ્યુ, અને જ્યારે તેને ખાત્રી થઇ કે કૂવામાથી પોતાને બહાર કહાડીને પ્રાણ બચાવનાર, યશસ્વી અને ગુણવાન રાજા યયાતિ આ પોતેજ છે, ત્યારે તેને એના ઉપર વિશેષ પ્રેમ ઉપજ્યો અને તે કહેવા લાગી "રાજન્! બે હજાર કન્યાઓ તથા દાસી શર્મિષ્ઠા સહિત હું તમારે આધીન થાઉ છુ ઈશ્વર તમારૂ કલ્યાણ કરો! તમેજ મારા સખા તથા સ્વામી બની મારૂ જીવન સફળ કરો "

દેવયાની બ્રાહ્મણકન્યા હોવાથી રાજા યયાતિએ તેની સાથે લગ્ન કરવાને વાંધો લીધો, પણ દેવયાનીએ જણાવ્યુ કે "હે નહુષકુળમા ઉત્પન્ન થયેલ રાજા! મે અત્યારસુધી કોઇના પ્રત્યે પ્રેમ દાખવ્યો નથી મારો હાથ પણ આપેજ પ્રથમ ગ્રહણ કર્યો છે એ દિવસથીજ આપના પ્રત્યે પ્રેમના અકુર મારામ વવાયા હતા આજ ઘણે સમયે આપના દર્શન થતા તથા આપના મધુર વચનામૃતનુ પાન કરતા એ પ્રેમનો પૂરો વિકાસ થયો છે હુ આપને મનથી વરી ચૂકી આપ મારો અસ્વીકાર કરશો નહિ આપે જેનો હાથ એકવાર ગ્રહણ કર્યો છે, તેના હાથને હવે બીજો પુરુષ સ્પર્શ કેવી રીતે કરી શકશે? '

યયાતિ રાજાને શુક્રાચાર્યના શાપનો ભય હતો, પણ દેવયાનીએ પિતા પાસે રાજાને લઇ જઇને એ લગ્નની બાબતમા એમની સમતિ મેળવી ત્યાર પછી શાસ્ત્રોક્ત વિધિસહિત બન્નેના લગ્ન થઇ ગયા, અને દેવયાની પતિસહિત સાસરે વિદાય થઇ અગાઉ કરેલા કોલકરાર પ્રમાણે શર્મિષ્ઠા બે હજાર દાસીઓસહિત દેવયાનીની દાસી તરીકે યયાતિ રાજાને ઘેર ગઇ રાજાએ દેવયાની સાથે ઘણા વર્ષો સુખમા ગાળ્યા અને તેને પેટે તેને બે પુત્રો ઉત્પન્ન થયા એ અરસામા શર્મિષ્ઠાના રૂપગુણથી મોહ પામી જઇને યયાતિએ દેવયાની ન જાણે એવી રીતે શર્મિષ્ઠા સાથે લગ્ન કર્યુ, અને તેનાથી તેને દ્રુહ્યુ, અનુ, અને પુરુ નામના ત્રણ પુત્રો ઉત્પન્ન થયા દેવયાનીને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે એના ક્રોધનો પાર રહ્યો નહિ શુક્રાચાર્ય આગળ યયાતિ રાજાને લઇ જઇને

ઘણો ઠપકો ખવરાવ્યો. શુક્રાચાર્યે યયાતિને કહ્યું કે "તમારી સાથે મારી પુત્રીનું લગ્ન કર્યું અને સ્વરૂપવતી રાજકન્યા શર્મિષ્ઠાને તેની દાસી તરીકે મોકલી તે વખતે મે તમને ચેતવ્યા હતા અને પ્રતિજ્ઞા કરાવી હતી કે એની સાથે એકાંતવાસ ન કરશો તમે વચનનો ભંગ કર્યો છે, માટે હું તમને શાપ દઉં છું કે તમે યૌવનને ખોઇને એકદમ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થશો." દેવયાનીએ જોયું કે આ તો પિતા પાસે ફરિયાદ કરવા જતા પોતાના પગ પોતાનાજ ગળામા આવ્યા. પોતાનેજ વૃદ્ધ પતિની ભાર્યા બનવાનુ દુર્ભાગ્ય પ્રાપ્ત થયું એણે પિતાની આગળ પોતાની મૂર્ખાઈ જાહેર કરીને, શત્રુને નુકસાન કરવા જતા પોતાનેજ કેવી રીતે નુકસાન થયું તે જણાવી વિનતિ કરી કે "પિતાજી! આ શાપ તો બહુ કરડો કહેવાય કૃપા કરીને એની ઉગ્રતા ઓછી કરો!" આ ઉપરથી શુક્રાચાર્યે કહ્યું કે "એ વૃદ્ધાવસ્થા લેવાને બીજો કોઇ રાજી હશે તો એને આપી શકાશે" હવે યયાતિએ પોતાના પુત્રોને વારા ફરતી પૂછ્યુ કે "તમે મારી વૃદ્ધાવસ્થા સ્વીકારશો?" શર્મિષ્ઠાના પુત્ર પુરુ સિવાય દરેક પુત્રે તેમ કરવાની સ્પષ્ટ ના કહી પુરુની પાસેથી મેળવેલા યૌવન-વડે યયાતિ રાજાએ અનેક વર્ષોસુધી આ સંસારની મઝા માણી આખરે તેને લાગ્યુ કે—

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥
यत्पृथिव्या व्रीहि यवं हिरण्यं पशवः स्त्रियः ।
नालमेकस्य तत्सर्वमिति मत्वा शमं व्रजेत् ॥

ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ થવાથી ઇચ્છાનો અન્ત આવતો નથી, પણ આગમા ઘી વગેરે પદાર્થો રેડવાથી જેવી રીતે અગ્નિ વધારે જોરથી સળગી ઉઠે છે તેવી રીતે ઇચ્છાઓ પણ વધારે ને વધારે પ્રદીપ્ત થાય છે આ જગતનું સઘળું સુવર્ણ, સઘળુ અન્ન, સઘળી સ્ત્રીઓ એક માણસને માટે પૂરતા થતા નથી, માટે ઇચ્છાઓને અંકુશમાં રાખીને સંતોષ ધરવો જોઇએ.

યયાતિએ પોતાના પુત્ર પુરુને બોલાવીને તેનું યૌવન તેને પાછું આપ્યું, પોતાનું ઘડપણ તેની પાસેથી પાછુ લીધુ, અને આર્યોની પ્રાચીન રીત પ્રમાણે વાનપ્રસ્થ આશ્રમ ગ્રહણ કર્યો. શર્મિષ્ઠા અને દેવયાની

પણ સંસારની વાસનાઓ છોડીને તેની સાથે વનમાં ગઇ પુરુએ પુત્ર ધર્મ યથાર્થ બજાવ્યો તેના બદલામાં તેને આશીર્વાદ આપ્યો કે "રાજ્યનો અમલ તારાજ વંશમાં થશે." એ પુરુના વંશજો પોરવો કહેવાયા શકુન્તલાનો પતિ રાજા દુષ્યન્ત એજ પુરુના વંશમાં ઉત્પન્ન થયો હતો.

## रत्न ७५ मुं–सुकन्या



શર્મિષ્ઠાની પેઠે પિતૃકુળ અને પિતૃરાજ્યના રક્ષણમાટે આત્મત્યાગ કરનાર કન્યાનું એક બીજુ અતુલનીય દૃષ્ટાંત સુકન્યાનું છે

વૈવસ્વત મનુના પુત્ર શર્યાતી રાજાની એ પુત્રી હતી. શર્યાતી રાજાને અનેક રાણીઓ હોવા છતાં સંતાનમાં એ એક માત્ર કન્યાજ હતી તેથી બધી રાણીઓને એ બાલિકા ઘણી પ્રિય હતી. સુકન્યા ઘણી સુંદર તથા મંદ હાસ્યવાળી હતી

શર્યાતી રાજાની રાજધાનીથી થોડે દૂર એક સુંદર અને વિશાળ તળાવ હતું એ તળાવમાં પગથીઆ તથા માર્ગ બાંધેલા હતા નિર્મળ કાચ જેવું જળ ભરેલું હતું હંસ, ચક્રવાક, બપૈયા, અને સારસ વગેરે પક્ષીઓ ત્યાં આગળ એકઠા થઇ કલ્લોલ કરતા હતા.

સરોવરની ચારે બાજુ ઉગી રહેલા પુષ્પ અને ફળવાળા અનેક સુંદર વૃક્ષો તેની રમણીયતામાં વધારો કરી રહ્યા હતા કોયલ અને મોરનો મધુર ટહુકાર એ વનમાં આવનારાઓના કર્ણને તૃપ્ત કરી રહ્યો હતો. એ સરોવરમાં એક દિવસ શર્યાતિરાજ પોતાની રાણીઓ તથા રાજકુમારી સુકન્યાસહિત સૃષ્ટિસૌન્દર્ય નિહાળવા તથા આનંદોત્સવ કરવા સારૂ જઇ પહોંચ્યો. એ વનને એકાન્ત તથા સુન્દર પ્રકૃતિની લીલાદ્વારા પરમાત્માની અગાધ શક્તિ તથા કરુણાનું પ્રત્યક્ષ ભાન કરાવનાર સમજીને ભૃગુઋષિના પુત્ર મહાત્મા ચ્યવન મુનિ ત્યાં આગળ દૃઢ આસન વાળીને તપસ્યા કરી રહ્યા હતા સંસારના પદાર્થો ઉપરથી તેમની દૃષ્ટિ તદ્દન ઉઠી ગઇ હતી, અને અન્તર્મુખી દૃષ્ટિ કરીને, મૌન ધારણ કરી, પ્રાણવાયુને જીતી, ઇન્દ્રિયોનો નિગ્રહ કરી, તથા જળપાન આદિ છોડી દઇને એકાગ્રપણે એ જગન્નિયન્તાનું ધ્યાન ધરી રહ્યા હતા. ઘણા કાળસુધી એવી રીતે એકજ સ્થાને

અને એકજ આસને બેસી રહેવાથી તેમના ઉપર લતાઓથી વીટાયલો રાફ્ડો થઇ ગયો એ રાફ્ડા ઉપર કીડીઓએ દર કર્યા હતા. ચારે તરફથી વીટાઈને ચ્યવન મુનિ માટીના પીડાની પેઠે થઇ રહ્યા હતા.

શર્યાતિ રાજાની પુત્રી સુકન્યા પોતાની સખીઓસહિત રમતી રમતી ત્યા આગળ જઇ પહોચી, અને ફૂલ વીણતી વીણતી ચ્યવન ઋષિના રાફ્ડા આગળ આવી ત્યા એણે એ રાફ્ડામાથી ઋષિની બે ચળકતી આખોને જોઇ. એ પતગીઆ હશે એમ ધારીને બાળકોમા સ્વાભાવિક રીતે રહેલી જિજ્ઞાસાવૃત્તિથી એક તીક્ષ્ણ કાટો લઇને એ બે ચળકતા પદાર્થને કહાડી લેવાનો પ્રયત્ન કરવા લાગી પરમ સ્વરૂપવાન સુકન્યાને પોતાની સન્મુખ ઉભી રહીને આવી મૂર્ખ ચેષ્ટા કરતા ચ્યવન મુનિએ જોઇ અને એ અદરથી જ બોલી ઉઠ્યા "અરે! આ શુ કરે છે? હે વિશાળ નેત્રવાળી! હે સુદર મુખવાળી! હે પાતળા પેટવાળી! દૂર જા, હું તપસ્વી છુ આ રાફ્ડામા કાટો ઘોચીશ નહિ' ઋષિ એ પ્રમાણે બોલતા રહ્યા, પણ એથી સુકન્યાની બાળચેષ્ટાનો અન્ત ન આવ્યો અને એ અજાણ્યા તેજસ્વી પદાર્થને પોતાના હાથમા લેવાની અભિલાષામા એણે જોરથી કાટો રાફ્ડામા ભોકી દીધો, જેને પરિણામે મુનિ નેત્રહીન થઇ ગયા, ધડધડ એમની આખોમાથી લોહી વહેવા માડ્યુ, અને અસહ્ય વેદના થવા માડી એમને સુકન્યાના આ કૃત્યથી ઘણોજ ક્રોધ ઉપજ્યો એમના એ ક્રોધે ભરાયાની ખબર શર્યાતિ રાજાને પણ પહોચી, પણ ક્રોધનું કારણ શું હતું તે એકદમ એના જાણ્યામા આવ્યું નહિ, એણે પોતાના સૈનિકોને પૂછ્યું, કે તમારામાથી કોણે મહાન તેજસ્વી ચ્યવન મુનિનુ અપમાન કર્યું છે એ બતાવો કાઇ મહા અપરાધ થયા વગર સત્ત્વગુણની મૂર્તિ ચ્યવન મુનિ આ પ્રમાણે ગુસ્સે થાય નહિ. રાજાના આ પ્રશ્નના ઉત્તરમા સૈનિકોએ રાજાને જણાવ્યું કે 'મન, વાણી અને કર્મવડે અમારામાથી કોઇએ ઋષિનો અપરાધ કર્યો નથી' એટલામા નિર્દોષ બાલિકા સુકન્યા ત્યા આવી પહોચી અને પિતાની ચિંતાનું કારણ જાણીને કહેવા લાગી. "પિતાજી! વનમાં રમતાં રમતા મેં વેલડીઓથી વીટાયલો, બહુજ મજબૂત અને બે છિદ્રવાળો એક રાફ્ડો દીઠો એમા પતગીઆ જેવા ચળકતા બે તેજસ્વી પદાર્થ મારા જોવામા આવ્યા. તેમને કહાડી લેવાના ઈરાદાથી મે બે કાટા ભોકયા. એ કાટા ભીજાયલા મારા હાથમા આવ્યા અને રાફ્ડામાથી 'આ શો ગજબ થયો'

એવો શબ્દ મારા સાંભળવામાં આવ્યો, એટલે હું વિસ્મય પામીને ત્યાંથી ચાલી આવી, પણ એ રાફડામાં મે કોને વીંધ્યું છે તેની મને ખબર નથી રાજા સમજી ગયો કે પુત્રીએ ઘણો મોટો અપરાધ કર્યો છે તરતજ એ મુનિના રાફડા પાસે ગયો, અને મુનિના દેહ ઉપરથી એ માટીના થર કઢાવી નખાવી મુનિને બહાર કહાડયા, અને એમના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને કહેવા લાગ્યો "હે મુનિવર! મારી પુત્રીએ અજાણતાં બાળચેષ્ટાને વશ થઇ આવું ઘાતકી કૃત્ય કર્યું છે, પણ આપે એની વય ધ્યાનમાં લઇને એને ક્ષમા કરવી ઘટે છે ક્ષમા એજ તપસ્વીઓનું ભૂષણ છે. ગમે તેટલો અપરાધ થાય તોપણ મુનિ લોકો ક્રોધ કરતા નથી." રાજાની આ પ્રમાણે દીન પ્રાર્થના સાંભળીને મુનિ કહેવા લાગ્યા, "હે રાજન્! તમે કહો છો એ ખરૂં છે. હું કદિ પણ ક્રોધ કરતો નથી તમારી પુત્રીએ મને અસહ્ય પીડા કરી તોપણ મે એને શાપ દીધો નથી, પરન્તુ હું નિરપરાધ હોવા છતાં મારા નેત્રમાં જે પીડા ઉત્પન્ન કરી છે તે જોઇને આપને પણ દયા આવતી હશે સંસારમાં આંખ વિના સઘળું અંધારૂં છે. મારી વૃદ્ધાવસ્થા હવે કેવી રીતે વ્યતીત થશે? આંધળાની સેવા પણ કોણ કરશે? અને મારાથી નિર્વિઘ્ને પ્રભુનું ભજન પણ કેવી રીતે થશે?"

રાજાએ કહ્યું 'હે મુનિઓમાં શ્રેષ્ઠ! મારે ઘણા નોકરો છે તેઓ મારી આજ્ઞાથી નિરંતર આપની સેવા કરશે માટે ક્ષમા આપો તપસ્વીઓનો ક્રોધ ઝાઝો કાળ ટકતો નથી."

ચ્યવન મુનિએ રાજા તથા એની પુત્રીને સજા કરવાના ઉદ્દેશથી કહ્યું "રાજન્! આંધળા માણસથી સેવા કરનાર વગર તપશ્ચર્યા થઇ શકે નહિ, અને તમારા પગારદાર માણસોનો કેટલો ભરોસો તેઓ મારી ચાકરી સાચા દિલથી કેટલા દિવસ કરશે? ચાકરી તો અંગત સંબંધી જેના જેના હૃદયમાં ખરી લાગણી હોય તેજ કરી શકે છે તમને ખરેખર પસ્તાવો થતો હોય, અને શુદ્ધ હૃદયથી ક્ષમા માગવા આવ્યા હો, તો હું કહું એમ કરો મારી સેવા કરવા સારૂ તમારી કમળલોચની કન્યા મને આપો એને પ્રાપ્ત કરવાથી હું પ્રસન્ન થઇશ એ મારી સેવા કરશે અને હું નિર્વિઘ્ને તપ કરીશ તમે સ્વસ્થ ચિત્તે વિચાર કરી જુઓ. એ સંબંધથી આપને કાંઈ કલંક લાગે એમ પણ નથી. હું ઉચ્ચ કુળનો તપસ્વી બ્રાહ્મણ છું, અને એવા બ્રાહ્મણોને ક્ષત્રી કન્યાઓ પૂર્વે પણ વરી ચૂકી છે.

રાજા તો મુનિની આવી અણુઘટતી યાચના સાભળીને ઉડા વિચારમાં પડી ગયો. હા કે ના કાઇ એના મુખમાથી નીકળ્યુ નહિ એકની એક સુકુમાર, સાક્ષાત્ રતી જેવી કન્યાને વૃદ્ધ અને અ ધળા પુરુષને આપતા પિતાનો જીવ કેમ ચાલે ? યૌવનમા આવતા મારી કન્યાને એવા પતિથી કેવી રીતે સતોષ થશે, અને એવી અવસ્થામા એ પોતાના પતિવ્રતધર્મનુ રક્ષણ કેવી રીતે કરી શકશે ?

પૂર્વે રૂપ અને યૌવનવાળી અહલ્યા ગૌતમ નામના તપસ્વીને વરી હતી, તોએ તરત ઇદ્રના હાથથી ઠગાઇ હતી, અને પછી અધર્મની આશ કાથી તેના પતિએ તેને શાપ દીધો હતો માટે હુ તો જાણી જોઇ ને સુકન્યાને દુ:ખના દરિયામા નહિ નાખુ મુનિને જે કરવું હોય તે ભલે કરે." એમ વિચારીને રાજા પોતાના મહેલમા ગયો, અને એ વિષયમા મ ત્રીઓની પણ સલાહ લીધી મ ંત્રીઓએ જણાવ્યુ, કે "દીવો લઇને કાઇ કુવામા પડાય નહિ ! એવા વૃદ્ધ અને આધળાને આવી સ્વરૂપવાન અને ફૂલ જેવી સુકુમાર રાજકન્યા કાઇ અપાય નહિ " એવામા સુકન્યા પણ રાજસભામા જઈ પહોચી, અને રાજા તથા મ ત્રીઓની અમુ ઝણનું કારણ અને પોતાના સ બ ંધમા તેમનો છેવટનો નિર્ણય સાભળીને બોલી " પિતાજી ! આજ આપ ચિ તાતુર કેમ છો ? આપ મારે સારૂ આટલા બધા દુ ખી તથા વ્યાકુળ થઇ રહ્યા છો, પણ આપે ચિ તા કરવા કે મુઝાવાનુ કાઇજ કારણ નથી. બેશક મારાથી મુનિનો અજાણતા મહાન્ અપરાધ થઈ ગયો છે. એ અપરાધથી ગુસ્સે થઇને તપસ્વી આપને શાપ દે અથવા આપના રાજ્યવૈભવને હાનિ પહોચાડવા સમર્થ છે તે પણ હુ જાણું છુ. મુનિ મારાવડે પ્રસન્ન થશે તો હું વગર સ કોચે મારો દેહ એમને અર્પણ કરીને એમની સેવા કરીશ આપ સુખેથી મારૂ લગ્ન એમની સાથે કરો " સુકન્યાનું આવુ વચન સાભળીને પ્રસન્ન થયેલા રાજાએ કહ્યુ " હે પુત્રિ ! તુ હજુ બાળા છે, સુકુમાર છે વનમા રહીને વૃદ્ધ, આધળા અને મહાક્રોધી મુનિની સેવા તુ શી રીતે કરીશ ? હુ પિતા થઇને તારા જેવી લક્ષ્મીસ્વરૂપ સુ દર કન્યાને આધળાને કેમ આપુ ? એવુ કરૂં તો હુ પણ છતી આખે આધળોજ થયો ગણાઉ ને ! શાસ્ત્રોમા કહ્યું છે કે કન્યા યોગ્ય વયની થાય ત્યારે પિતાએ જુવાન, વિદ્વાન્ અને સગાસ બ ંધીવાળા સમૃદ્ધિવાન પુરુષને એનું દાન કરવું. ક્યા તારૂં રૂપ અને ક્યા એ ડોસા મુનિ ? ક્યાં આ રાજ્યમહેલનુ વૈભવમય

જીવન અને ક્યા એ અરણ્યની કુટિરનો નિવાસ ! ઋષિ શાપ દેવાના હોય તો ભલે દે, મારા રાજ્યપાટનું ખેદાન મેદાન થવાનું હોય તો ભલે થાય, પણ હુ તો એ અંધમુનિને કન્યા આપનાર નથી. ”

પિતાના એવા વચનો સાભળીને સુકન્યાએ કહ્યુ “ પિતાજી ! આપ એવા વિચાર મનમા આણુશો નહિ. ચિંતાથી મુક્ત થઇને આપ ખુશીથી ચ્યવન મુનિને મારૂં દાન કરો મારાવડે સર્વને સુખ થવુ જોઇએ. હુ સંતોષપૂર્વક પરમ ભક્તિસહિત નિર્જન વનમા રહીને એ પરમ પવિત્ર વૃદ્ધ પતિની સેવા કરીશ. હુ સતીધર્મનુ પૂર્ણ પાલન કરીશ, મને ભોગ-વિલાસની ઇચ્છા નથી મારૂ ચિત્ત સ્વસ્થ છે. ”

સુકન્યાના એ કથનથી સભામા બેઠેલા બધા મંત્રીઓ આશ્ચર્ય પામી ગયા, અને મુક્ત કંઠે સુકન્યાની પ્રશંસા કરવા લાગ્યા રાજા પણ સ્વસ્થ ચિત્ત થઇને ચ્યવન મુનિની પાસે ગયો અને મસ્તક નમાવીને કહ્યુ.— “ મુનિવર ! જે કન્યાએ નિર્દોષ બાળચેષ્ટાને વશ થઇ આપને કષ્ટ પહોચાડયુ છે તે આપની આખી જીદગીસુધી સેવા કરવા તૈયાર છે માટે આપ હર્ષપૂર્વક એનો પ્રતિગ્રહ કરો ” ત્યાર પછી રાજાએ ચ્યવનઋષિને બોલાવીને વિધિપૂર્વક કન્યાદાન કર્યું. ઘણી કિમતી પહેરામણી આપવા માડી પણ ઋષિએ તો ફક્ત પોતાની સેવા કરવા સારૂ સુકન્યાનોજ સ્વીકાર કર્યો, તથા પ્રસન્ન ચિત્તે રાજાને ઘણા આશીર્વાદ દીધા

પતિસહિત વિદાય થતી વખતે સુકન્યાએ પિતાને કહ્યુ “ પિતાજી ! મારા કિમતી વસ્ત્રો અને આભૂષણો આપ પાછા લેતા જાઓ, અને મને પહેરવાને સારૂ મૃગચર્મ અને ઉત્તમ વલ્કલ આપો હું મુનિની સ્ત્રીને શોભે એવો તપસ્વિનીનો વેશ ધારણ કરીને તન, મન, ધનથી પતિની એવી સેવા કરીશ, કે જેથી પૃથ્વી, સ્વર્ગ અને પાતાળમા આપની કીર્તિ અમર થશે હુ પરલોકને લક્ષ્યમા રાખીનેજ પતિસેવામા નિમગ્ન રહીશ આપ એવી શકા કદિ ન આણુશો કે હુ યુવતી અને સ્વરૂપવતી હોવાથી આડે રસ્તે જઈશ જેમ અરુન્ધતી વસિષ્ઠમુનિના આદર્શપત્ની થયા છે તેમ હુ પણ ચ્યવનમુનિની નમુનારૂપ પત્ની થવા પ્રયત્ન કરીશ અત્રિ મુનિના પત્ની અનસૂયા જેમ પૃથ્વીમા પ્રખ્યાત થયાં છે તેમ હું પણ પતિવ્રત ધર્મથી પ્રખ્યાત થઇને તમારી કીર્તિમા વધારો કરીશ. ”

આ પ્રમાણે કહી સુકન્યાએ રાજવેશનો ત્યાગ કરી તપસ્વિનીનો વેશ

ધારણ કર્યો. એનું એ સમયનું સ્વરૂપ જોઇને રાજા તથા તેની અનેક રાણીઓના ચક્ષુમાંથી અશ્રુ વહેવા લાગ્યા આખરે સુકન્યાને એ વનમાં પતિની સાથે મૂકીને રાજા મંત્રીઓ તથા રાણીઓસહિત પોતાના નગરમાં ગયો.

શર્યાતિના ગયા પછી સુકન્યા પતિની સેવામાં તત્પર થઇ તેમના અગ્નિહોત્રને લગતું બધું કામ એણે પોતાને માથે ઉપાડી લીધું. જાતે વનમાં જઈને અનેક પ્રકારના મીઠાં ફળ એકઠાં કરી લાવતી અને પ્રેમપૂર્વક પતિને આહાર કરાવતી, એમને ગરમ જળવડે સ્નાન કરાવતી તથા મૃગચર્મ ઓઢાડીને સ્વચ્છ આસન ઉપર બેસાડતી, તથા તલ, જવ, દર્ભ વગેરે પદાર્થ તેમની આગળ મૂકીને પતિને નિત્યકર્મ કરવાની પ્રાર્થના કરતી. નિત્યકર્મ સમાપ્ત થાય એટલે પોતે સ્વામીનો હાથ પકડીને આસન ઉપરથી ઉઠાડતી સંધ્યાકાળે પણ પાકાં ફળ અને નાના પ્રકારના ભોજનથી એમને સંતોષ પમાડતી ત્યાર પછી એમની આજ્ઞાથી પોતે ભોજન કરવા બેસતી ભોજન કરી રહ્યા પછી પાછી પતિ પાસે આવીને સ્નેહપૂર્વક તેમની પગચંપી આદિ સેવા કરતી આ પ્રમાણે આખો દિવસ પતિના સુખ અને સગવડ સાચવવામાંજ સુકન્યાનો સમય વ્યતીત થતો હતો. રાત્રીના સમયે પતિના ચરણની સેવા કરતાં કરતાં એમની પાસેથી ધર્મનો ઉપદેશ પણ પ્રાપ્ત કરતી સુકન્યાએ રાજકન્યા હોવા છતાં વૃદ્ધ અને અપંગ સ્વામીની જે અનન્ય પ્રેમ અને એકનિષ્ઠાથી સેવા કરી હતી તે જોતાં એને એક નમુનારૂપ સ્ત્રી કહ્યા વગર ચાલે એમ નથી

પતિસેવા, અગ્નિહોત્ર, અતિથિસત્કાર આદિ શુભકર્મો કરવામાં સુકન્યાના જીવનના કેટલાક વર્ષો સુખપૂર્વક વ્યતીત થયા ત્યાર પછી એક દિવસ સૂર્યના પુત્ર વૈદરાજ અશ્વિનીકુમાર એ વનમાં જઇ પહોંચ્યા એ વખતે સુકન્યા તળાવમાં સ્નાન કરીને આશ્રમમાં જઈ રહી હતી દેવકન્યા સમી એ યુવતીને જોઇને અશ્વિનીકુમારો મોહ પામી ગયા અને ધર્માધર્મનું ભાન વિસરી જઇને સુકન્યાની પાસે ગયા, તથા પ્રેમભરી દૃષ્ટિએ તેના સામું જોઇને કહેવા લાગ્યા "હે સુંદરિ! હે સુંદર હાસ્ય કરનારી! જરા ઉભી રહે. અમે દેવકુમાર છીએ. તું બતાવ કે તું કોની પુત્રી છે, અને કયો ભાગ્યશાળી પુરુષ તારો પતિ છે. તું અહિં નાહવા સારૂ એકલી કેમ આવી હતી? તારી કાન્તિ અનુપમ છે. તું સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપ દેખાય

છે, પણ તુ આવા સાદા વેશે કેમ છે ? આવા અરણ્યમા તુ ઉઘાડે પગે કેમ ચાલે છે ? તુ તો સ્વર્ગલોકને યોગ્ય છે, આ મૃત્યુલોકમા શુ કરે છે ?" વગેરે અનેક પ્રશ્નો કર્યા પણ સરળ અને શુદ્ધ મનની સુકન્યા તેમના મનનો ખોટો વિચાર સમજી શકી નહિ તેણે પોતાનો પરિચય આપીને કહ્યુ કે મારા પતિ અધ અને વૃદ્ધ છે હું રાતદિવસ એમની સેવામા તત્પર રહુ છુ આપ કોણ છે અને અત્રે શા સારૂ પધાર્યા છો ? મારા સ્વામી આશ્રમમા બિરાજે છે, તમે ત્યા પધારીને અમારા આશ્રમને પવિત્ર કરો

સુકન્યાના એ આમત્રણના ઉત્તરમા કામાધ થયેલા અશ્વિનીકુમારોએ કહ્યુ "હે સુદર સ્ત્રિ ! તારા પિતાએ તપસ્વીને તારૂ દાન કેમ કર્યું ? દેવલોકમા પણ અમે તારા જેવી સ્ત્રી દીઠી નથી આધળો અને વૃદ્ધ પતિ તારે યોગ્ય નથી તારૂ અમૂલ્ય જીવન વ્યર્થ ગયું છે. હવે તુ સમજી જા, અને અમારા બેમાથી એકને પસદ કરીને તારૂ યૌવન સફળ કર હે સુકેશિ! હે મૃગનયનિ ! આ નિર્જન વનમા તું ઘરડા ડોસાની સાથે રહેવામા શુ સુખ માને છે ? હે રાજપુત્રિ ! આ યુવાવસ્થામા આધળાની સેવારૂપ દુ:ખ તને કેમ ગમે છે ? હે ચન્દ્રવદનિ ! તુ અત્યત સુકોમળ છે, માટે વનમાથી ફળ તોડી લાવવા અને તળાવમાથી પાણી ભરી લાવવું એ કામ તારે યોગ્ય નથી."

અશ્વિનીકુમારોના આવા લલચાવનારા વચનોના જવાબમા સુકન્યા ધ્રૂજતે ધ્રૂજતે બોલી "તમે દેવ છો. મહાપ્રતાપી સર્વ પદાર્થોનુ પોષણ કરનારા સૂર્યદેવતાના પુત્ર છો, માટે મારા જેવી ધાર્મિક સ્વભાવવાળી પતિપરાયણા સ્ત્રીને આવા શબ્દો કહેવા એ તમને યોગ્ય નથી મારા પિતાએ યોગી ચ્યવન સાથે વિધિપૂર્વક મારૂ દાન કર્યું છે, માટે અધમ સ્ત્રીઓએ સેવેલા વ્યભિચારધર્મનું હુ કદિ શરણ નહિ લઉં. સૂર્યદેવ સઘળાના કર્મોને પ્રત્યક્ષરૂપે જુએ છે, માટે એકાત સમજીને તમારે આવા ભ્રષ્ટ વિચારો પ્રગટ ન કરવા જોઈએ સારા ઘરની સ્ત્રીઓ કદિ પણ પોતાના પતિનો ત્યાગ કરીને બીજાને ચાહવા નથી લાગતી તમે દેવ છો, માટે ધર્મનુ રહસ્ય મારે તમને સમજાવવું પડે એમ નથી સીધી રીતે અહિંથી ચાલ્યા જાઓ, નહિ તો હુ તમને શાપ દઈશ પતિવ્રતા સ્ત્રીના શાપમા કેટલુ બળ હોય છે એની તો તમને ખબરજ હશે "

સુકન્યાના આ વચનોથી દેવતાઓના વૈદ્ય અશ્વિનીકુમારોની ખાત્રી

થઇ કે અહિંયા આપણુ કાંઈ વળે એમ નથી આ તો સાચી સતી છે, અને આપણે ઝાઝુ બોલવા જઇશું તો જરૂર આપણને શાપ દેશે, તેથી તેઓએ નમ્ર થઇને કહ્યુ "હે રાજકુમારિ ! તારો ધર્મ જોઇને અમે ઘણા પ્રસન્ન થયા છીએ માટે વરદાન માગ. અમે દેવતાઓના વૈદ્ય છીએ. અમે તારા વૃદ્ધ પતિને અમારા જેવોજ જવાન અને સુદર બનવી દઇશુ પછી સરખાજ રૂપ અને શરીરવાળા ત્રણ જણમાથી તું એકને પતિ કરજે ' એ વચન સાભળીને સુકન્યા પોતાના આશ્રમ તરફ ગઇ અને ચ્યવન મુનિને બધી હકિકત જણાવીને પૂછ્યું.–" આવી અટપટી વાતમા મારે શુ કરવુ તે સમજાવો. દેવતાઓના પ્રપચ મારાથી કળી શકાતા નથી. આપ વૃદ્ધ અને અનુભવી છો, માટે જે આજ્ઞા હોય તે સ્પષ્ટ જણાવો" ચ્યવન ઋષિએ કહ્યુ "હે પતિવ્રતા સ્ત્રિ ! તુ મારા કહ્યાથી ત્યા જા અને દેવતાઓના ઉત્તમ વૈદ્ય અશ્વિનીકુમારોને મારી પાસે તેડી લાવ હમણા એમના કહ્યા પ્રમાણે હા પાડજે પછી પરમાત્મા તને યોગ્ય ધર્મનો માર્ગ આપોઆપ સુઝાડશે તારે ચિંતા ન કરવી"

આ પ્રમાણે પતિની આજ્ઞા મળતાવાર સુકન્યા અશ્વિનીકુમારની પાસે ગઈ અને પોતાના પતિને પુન. યુવાન બનાવવા પ્રાર્થના કરી. ત્યાર પછી અશ્વિનીકુમાર ચ્યવન ઋષિની પાસે આવ્યા અને પોતાની કોઇ અનુભવ-સિદ્ધ અમૂલ્ય ઔષધી ખવરાવીને મુનિને લઇને એક સરોવરમાં પેઠા. સરો-વરમાથી જ્યારે એ વૈદરાજ મુનિસહિત નીકળ્યા ત્યારે ચ્યવનઋષિ પણ અ શ્વિનીકુમારના જેવાજ સુદર અને યુવાન બની ગયા હતા.એ ત્રણે જણાઓએ સુકન્યાને કહ્યું કે હે સુંદરિ ! તું અમારામાંથી જેને વધારે સુંદર સમજતી હોય અથવા જેના ઉપર તારી અધિક પ્રીતિ હોય તેને પતિ તરીકે સ્વીકાર. સુક-ન્યા તો વિચારમા પડી કે આ ત્રણેના એક સરખાં રૂપ છે. આમા મારા પતિ-દેવ કયા છે. હુ તો ચ્યવન મુનિ સિવાય બીજા કોઇને, પછી તે ગમે તેવો મોટો દેવ હોય તોપણ વરવા નથી માગતી. આ સકટની દશામાં એણે જગ-દંબાની પ્રાર્થના કરી કે 'હે મા ! મને મારો પતિ દેખાડો આ શોકરૂપી સમુદ્રમા હુ ડૂબી ગઈ છું. મોહ પામેલી હુ કોને વરૂં ? દેવતાઓનું ચરિત્ર કપટભરેલું છે માટે મારા પતિવ્રત ધર્મને ધ્યાનમાં લઈને મને મારો પતિ દેખાડો.

સુકન્યાની આ પ્રાર્થના સાંભળીને ભગવતીએ તેના હૃદયમાં સત્ય

જ્ઞાનની પ્રેરણા કરી, તેનાવડે એણે ચ્યવન ઋષિને ઓળખી કહાડયા, તથા બોલી ઉઠી કે આ મહાત્માજ મારા પતિદેવ છે. હુ એમનીજ છુ, અને આ દેહમા પ્રાણ છે ત્યાસુધી એમનાજ ચરણની સેવા કરીશ તે સિવાયના બધા દેવતાઓ મારા પિતા સમાન છે, અશ્વિનીકુમાર પણ સુકન્યાની પતિભક્તિ જોઇને પ્રસન્ન થયા અને એને વરદાન આપીને વિદાય થયા.

ત્યાર પછી એવુ બન્યુ કે રાજા શર્યાતિ રાણીના ખાસ આગ્રહથી અધપતિને વર્યા પછી સુકન્યાનો સસાર કેવી રીતે ચાલે છે તે જોવા સારૂ એ અરણ્યમા પધાર્યા ત્યા તપોવનમા જઇને જુએ છે તો સુકન્યા પોતાના નવયૌવનપ્રાપ્ત સ્વરૂપવાન પતિ સાથે આનદપૂર્વક વાર્તાલાપ કરી રહી છે. જુવાન અને સુદર ચ્યવન ઋષિને એ ઓળખી શકયા નહિ, અને એમના મનમા શંકા થઇ, કે મે પરમ યુવતી અને સુકુમાર કન્યા એક વૃદ્ધને આપી તેનુ ફળ મને મળી ચૂકયુ છોકરીએ કાળુ કૃત્ય કરીને મારા નામને કલક લગાડયું મને અત્યારે એટલો બધો ક્રોધ આવે છે કે એને મારી નાખુ, પણ એથી સ્ત્રીહત્યા અને પુત્રીહત્યા બે પાપ એક સાથે લાગે છે રાજા એ પ્રમાણે ચિંતાતુર થઇને ઉભો હતો, એટલામા સુકન્યાની દૃષ્ટિ એના ઉપર પડી એ સ્નેહપૂર્વક પિતાની પાસે પહોચી ગઈ, અને એમના ચરણમા પડીને કહેવા લાગી "બાપુ ! આપ શા વિચારમા પડયા છો ? ચાલો આશ્રમમા પધારી મુનિના દર્શન કરો"

સુકન્યાના એ વચન સાભળીને શર્યાતિએ ક્રોધયુક્ત થઈને કહ્યુ "ચડાળ, મે જે વૃદ્ધ ઋષિને તારૂ દાન કર્યું હતું તે કયા છે અને આ કયો જુવાન, મદોન્મત્ત પુરુષ તારા આશ્રમમા બેઠો છે ? મને સ્વપ્ને પણ આશા નહોતી કે તુ વૃદ્ધ પતિનો ત્યાગ કરીને નવો પતિ ગ્રહણ કરીશ"

પિતાના આવા વચન સાભળીને સુકન્યા હસી પડી તથા કહેવા લાગી "બાપુ ! આપના મુખમાથી આવા અપશબ્દો નીકળવા ન ઘટે હું કેવા ઉજ્વલ કુળમા ઉત્પન્ન થઇ છુ તેનુ મને સારી પેઠે ભાન છે. ઉચ્ચ કુળની આર્ય બાળા જાર કર્મનો વિચાર સુદ્ધાન્ત કરવામા પાપ ગણે છે. વૃદ્ધ ચ્યવન ઋષિની રાતદિવસ સેવા કરવામાજ હું મારા જીવનની સાર્થકતા સમજી છુ આ આશ્રમમા જે નરરત્નને તમે જોઈ રહ્યા છો તે બીજા કોઇજ નહિ પણ આપના જમાઈ ચ્યવનઋષિ છે મારી પતિભકિતથી પ્રસન્ન થઇને

દેવોના વૈદરાજ અશ્વિનીકુમારોએ પોતાના અપૂર્વ આયુર્વેદના જ્ઞાનના બળે એમને નવયૌવન આપ્યુ છે આપ ખાત્રી રાખજો કે મે કદિ પણ પાપકર્મ કર્યું જ નથી મારા ઉપર વિશ્વાસ ન આવતો હોય તો ઋષિને પૂછી જુઓ" ચ્યવન મુનિએ શર્યાતિ રાજાને બધી હકિકત માંડીને કહી ત્યારે રાજાને ખાત્રી થઇ સુકન્યાને એની પતિભકિત માટે રાજાએ ઘણો ધન્યવાદ આપ્યો

ત્યાર પછી શર્યાતિ રાજાએ એક મોટો યજ્ઞ કરાવ્યો એ યજ્ઞના ઉત્સવમા સુકન્યા અને ચ્યવન ઋષિએ આગળ પડતો ભાગ લીધો, અને પોતાના ઉપર કરેલા ઉપકારના બદલામા અશ્વિનીકુમારની પ્રતિષ્ઠા એ યજ્ઞ સમારભમા વધારી દીધી તે પહેલા અશ્વિનીકુમારને સોમપાનનો અધિકાર નહોતો તે ચ્યવન મુનિએ અપાવ્યો.

# રત્ન ૭૬ મું–વૈશાલિની



શાલિની વિશિલા દેશના રાજા વિશાલરાજની કન્યા થાય. એનું પોતાનું નામ 'ભામિની' હતું, પરન્તુ પિતા વિશાલરાજના નામ ઉપરથી વૈશાલિની નામથીજ એ વધારે ઓળખાય છે

વૈશાલિનીના સ્વયવર પ્રસગે અનેક દેશોના રાજા આવી એકઠા થયા હતા એ વખતમા ભારતવર્ષમા મુખ્ય રાજા સૂર્યવશી કરન્ધમ હતો. કરન્ધમના પુત્ર કુમાર અવિક્ષિતનું તેજ અને પરાક્રમ પણ અતુલનીય હતા. અવિક્ષિત યુદ્ધને ચાહતો, જરાપણ બહાનુ મળી આવતા લડાઈ લડવા જતો. તેના પ્રતાપથી દેશના બધા લોકો ઘણુ ડરતા. એ અવિક્ષિત પણ વૈશાલિનીના સ્વયંવરમા આવ્યો.

સ્વયવરની કન્યા કદિ તો પોતાની ઈચ્છાથી વર પસદ કરીને કોઇના ગળામા વરમાળા પહેરાવતી, કોઇ વખત એવુ બનતુ કે કન્યાના પિતા વીરત્વની પરીક્ષાનુ કાર્ય પણ નક્કી કરતા, અને એ હોડના નિયમ મુજબ જે વીર શરીરબળમા અથવા અસ્ત્રવિદ્યામા શ્રેષ્ઠતા દાખવી શકે તેની સાથે કન્યાને પરણવું પડતુ. આ લગ્ન ખરા અર્થમા જોવા જઇએ તો કન્યાની મરજી મુજબનુજ લગ્ન ન ગણી શકાય, તોપણ લોકો એને પણ સ્વયંવ-

રજ કહેતા સીતા અને દ્રૌપદીના સ્વયવર એ પ્રમાણે થયા હતા. બહાદુરીની પરીક્ષામા પાર ઉતરીને કન્યાને પરણવાનું જ્યા નક્કી કરવામા આવતું, ત્યા આગળ વીરપુરુષો એને માટે તૈયારી કરીને આવતા, પરન્તુ જ્યા આગળ કન્યા પોતાનીજ ઈચ્છાથી વર પસદ કરતી, ત્યા આગળ પહેલેથી કોઇને ખબર પડતી નહિ કે એ કોના ગળામા વરમાળા પહેરાવવાની છે. એવી કન્યાને પરણવા સારૂ અત્યત ઇચ્છા રાખનાર પણ કન્યાની પસદગીમા સફળ ન નીવડનાર કોઇ દુ.સાહસી વીર બળાત્કારથી પણ એ કન્યાને ઉપાડી જવા પ્રયત્ન કરતો એવી રીતે ઉપાડી જતી વખતે યુદ્ધ પણ થતું. સામા પક્ષના બધા માણસોને હરાવીને જો તે કન્યાનુ હરણ કરી જઈ શકે તો એની સાથે કન્યાનુ લગ્ન થતુ બળાત્કારથી લઇ જવા છતા પણ એવા મોટા વીર પુરુષની પત્ની જે થવા પામે તે પોતાને ભાગ્યશાળી ગણતી એવી રીતે જોરજુલમથી કોઈ પણ કન્યાને ઉપાડી જઈને તેની સાથે લગ્ન કરવાનુ નામ રાક્ષસવિવાહ હતુ અનેક ક્ષત્રિય વીરો એ રાક્ષસવિવાહનેજ વધારે પસદ કરતા

કોઇકવાર એવુ પણ બનતુ કે કન્યા અમુક વીર પુરુષને તેના ગુણોથી મુગ્ધ થઇ જઇને તેને વરવાની ઇચ્છા રાખતી, પરન્તુ પિતાના વશની સાથે શત્રુતા હોવાથી અથવા બીજી કોઇ અડચણ હોવાથી એ વીરને આમત્રણજ નહોતુ આપવામા આવતુ એવી અવસ્થામા કન્યાના મનની વાત જાણતા એનો પસદ કરેલો વર સ્વયવરમા પહોચતો અને કન્યાને લઇ આવીને તેની સાથે રાક્ષસવિવાહ કરતો. શ્રીકૃષ્ણે રુકિમણીની સાથે, અને અર્જુને સુભદ્રા સાથે એવા સયોગોમા લગ્ન કર્યું હતું

વૈશાલિનીના સ્વયવરમા વીરતાની પરીક્ષા સારૂ કોઇ હોડ નહોતી. સ્વયંવરસભામા હાજર રહેલા વીર પુરુષોમાથી જેને પસદ કરીને કન્યા વરમાળા પહેરાવે તેજ તેનો સ્વામી થાય એવું હતુ અવિક્ષિત જેવો વીર હતો તેવોજ અભિમાની હતો એને એજ વિચાર આવતો હતો કે અહિયા સ્વયવરમા હુ આવ્યો તો છુ, પણ વૈશાલિની મારી અવગણના કરીને બીજા કોઇને વરશે તો પછી મારૂ શુ મો રહેશે ? એ અપમાન મારાથી કેવી રીતે સહન થઇ શકશે ? શુ મો લઈને હુ માતપિતાની પાસે પાછો જઈશ ? માટે વૈશાલિની મારી સાથે પરણશે તો ઠીક છે, નહિ તો એને ઉપાડી જઈને રાક્ષસવિવાહ કરીશ.

બધા રાજાઓ પણ અવિક્ષિતને જોઇને જરા ડરી ગયા હતા. અવિક્ષિત ઘણો પરાક્રમી પુરુષ હતો દર્પ અને અભિમાનમા પણ ઘણો પ્રચડ હતો. કોણ જાણે એ વૈશાલિનીનું હરણ પણ કરી શકે. અવિક્ષિતના ઘમડને લીધે એમને ઘણીવાર અપમાન વેઠવુ પડયું હતુ, પરતુ આજ જો બધાની વચમા, બધાના દેખતા સ્વયવર કરવા નીકળેલી આ કન્યાનું એ હરણ કરી જાય તો બધા રાજાઓના અપમાનની હદજ ન રહે આજે બધાએ ખાસ સાવચેત રહેવુ, અને કદિ અવિક્ષિત એવો પ્રયત્ન કરે તો બધાએ એકઠા મળીને જીવ સાટે તેનો વિરોધ કરવો રાજાઓ માહોમાહે એવો વિચાર કરીને લડવા સારૂ તૈયાર થઈ રહ્યા

આ તરફ અવિક્ષિત વિચારી રહ્યો હતો કે કેવી રીતે વૈશાલિની સાથે મેળાપ થાય ? એની સાથે વાતચીત કર્યાથી ખબર પડે કે એ મને પરણવા માગે છે કે નહિ. તપાસ કરવા જતા તેને ખબર પડી કે રાજમહેલની પાસેના એક બગીચામા સાજે વૈશાલિની પોતાની સખીઓસહિત ફરવા આવે છે અવિક્ષિતે નિઃસકોચપણે એ બાગમા પ્રવેશ કર્યો ફરતા ફરતા તેણે જોયુ કે જાણે એક દેવકન્યા સખીઓ સાથે ફૂલ ચૂટી રહી છે, અને એ ફુલવડે રમી રહી છે શુ એજ વૈશાલિની હશે ? ઠીક જોઉ તો ખરો, એમ વિચારી અવિક્ષિત એ કન્યાની સન્મુખ જઇને ઉભો રહ્યો કન્યાના વિસ્મયનો પાર રહ્યો નહિ તેણે વિસ્મયપૂર્વક રાજા તરફ જોઇને કહ્યું "આ શુ ? આપ અહિયા કયાથી ? આ ઉદ્યાનમા કેવી રીતે આવી શકયા ?"

અવિક્ષિતે કહ્યુ 'ઉદ્યાનનો ઝાપો ઉઘાડો છે, આવવામા વાધોજ શો છે ?'

" અત્યારે અહિયા આવવાની કોઇની પણ હિમત ચાલતી નથી "

" હુ તો આવ્યો છુ "

" આ નગરનો નિવાસી તો આ વખતે કદાપિ અહિયા આવવાનું સાહસ કરતો નથી. આપ શુ વિદેશી છો ? સ્વયવરમા નિમત્રણ પામેલા કોઈ રાજકુમાર છો ? "

" હા, તમેજ રાજકુમારી વૈશાલિની છો ? "

" હા, આપ કોણ છો ? "

" મારૂં નામ અવિક્ષિત. મહારાજ કરન્ધમનો પુત્ર થાઉં "

વૈશાલિનીએ એકવાર સારી પેઠે એને નિરખ્યો, અને પછી કહ્યું "શું આપજ એ મહા પરાક્રમી યોદ્ધા કુમાર અવિક્ષિત છો ? અહિયા આપ શા સારૂ આવ્યા છો ? "

"તમને એકવાર જોવા સારૂ"

"એવો તો રિવાજ નથી કાલે સવારે સ્વયંવરસભામાજ તમે મને જોઈ શકત ને ?"

અવિક્ષિતે કહ્યુ "તે અગાઉ તમારી સાથે એકવાર મુલાકાત લેવાની મને જરૂર જણાઈ તમને એક વાત પૂછુ ?"

"શું પૂછો છો ?"

"કાલે સ્વયંવરમા તમે કોને વરશો ?"

વૈશાલિનીએ જરા હસીને કહ્યુ "એ હુ તમને અત્યારથી કેવી રીતે જણાવી શકુ ? સ્વયંવરસભામા એકઠા થયેલા બધાને જોઇશ, બધાનો પરિચય મેળવીશ, ત્યાર પછી રૂપ, ગુણ, શૌર્ય, વીર્ય એ બધામાં જે શ્રેષ્ઠ લાગશે તેને હુ વરીશ"

અવિક્ષિત બોલ્યો "શૌર્ય, પરાક્રમ અને ભાગ્ય એ બધામા કરન્ધમનો પુત્ર હું, અવીક્ષિતજ આખા ભારતવર્ષમા સૌથી શ્રેષ્ઠ છું મને વરજો"

વૈશાલિનીએ ઉત્તર આપ્યો "એવુ બોલવું એ કુમાર અવિક્ષિતના પોતાના મુખને શોભા આપતું નથી પોતાની શ્રેષ્ઠતા પોતાના કર્મથી સાબિત કરી આપવી જોઇએ સ્ત્રીઓની આગળ કોઇ વીર પુરુષ પોતાનાં બણુગા ફુંકતો નથી."

"ત્યારે શુ મને નહિજ વરો ?"

"સ્વયંવરસભામા હાજરી આપશો, જો મારી ઇચ્છા હશે તો આપને વરીશ."

અવિક્ષિતે કહ્યુ "કોઈ પણ વાસનામા નિષ્ફળ નીવડીને અવિક્ષિત કદિ પણ પાછો ફર્યો નથી, તમે મનેજ વરશો જો નહિ વરો તો –"

"તો શુ કરશો ?"

"તો એ કે બીજા કોઈ ભાગ્યશાળીના ગળામા તમે માળા પહેરાવો તે પહેલાજ તમને હુ ઉપાડી જઇશ"

વૈશાલિનીએ ગર્વભર્યો ઉત્તર આપ્યો "એવો ભય બતાવીને મહા વીર કુમાર અવિક્ષિત મને વશ કરવા આવ્યા છે ? જો એમ છે તો હુ પણ કહુ છુ કે દમ હોય તો મને ઉપાડી જજો, મારી મરજીથી હુ તમને વરીશ નહિ. નમસ્કાર. હવે વિદાય થાઓ"

તેજસ્વી અવિક્ષિતને પણ એથી ઘણું ખોટુ લાગ્યું, અને અપમાન

સહન કરીને એ ત્યાથી ચાલ્યો આવ્યો. હવે તો રાજકન્યાનું હરણ કરીનેજ તેની સાથે લગ્ન કરવું પડશે, નહિ તો પોતાનું માન રહેશે નહિ. આ વાત જરૂર બહાર આવ્યા વગર રહેવાની નથી. બધા લોકો હીન અને હિચકારો ગણીને પોતાની મશ્કરી કરશે, અને બીજા લોકો મશ્કરી ન પણ કરે તો શું થયું ? આટલું અપમાન વેઠયા છતા પણ જો એ વૈશાલિનીને વરી નહિ શકે તો પછી એના મનમાજ એટલો ધિક્કાર ઉત્પન્ન થશે કે એનાથીજ પોતે મરી જશે

આવા આવા વિચારો કરીને અવીક્ષિત કન્યાનું હરણ કરવા સારૂ તૈયાર થયો પ્હો ફાટતા વારજ મંગળ વાદ્ય વાગવા લાગ્યા, નગર આનંદના કોલાહલથી ગાજી ઉઠયુ, રાજાઓ અને રાજપુત્રો ઉત્તમ વસ્ત્રાભૂષણ ધારણ કરીને સ્વયવરસભામા જઇને બેઠા. તેમનાથી મડપમા ઝગમગાટ થઇ રહ્યો બ્રાહ્મણો વેદગાન કરવા લાગ્યા. શુભ સમય ઉપસ્થિત થયો. નગરીમા શખ, શરણાઈ વગેરે માગલિક વાજા વાગવા લાગ્યા. વૈશાલિની પોતાની સખીઓને સાથે લઇને સ્વયવરસભા તરફ આવવા નીકળી. એકાએક અવીક્ષિત સભામાથી ઉઠીને બહાર ગયો તેના નોકરચાકરો અને સૈનિકો હથિયારબધ થઈને રસ્તા ઉપર તેની વાટ જોતા ઉભા હતા અવીક્ષિતે વૈશાલિનીને પકડીને રથમા બેસાડી દીધી. રથ પૂર વેગમા ચાલવા લાગ્યો સિપાઇઓ પણ ઘોડા ઉપર ચડીને સાથે થઇ ગયા.

'હરણ કરી ગયો' 'પકડી ગયો' 'ઉપાડી ગયો' 'મારો મારો' 'પકડો' વગેરે શબ્દોના ધ્વનિ ચારે તરફથી આવવા લાગ્યા બધા રાજાઓ અને રાજપુત્રો દોડી આવ્યા એમના લાવલશ્કર પણ તૈયાર હતા. બધા અવીક્ષિતની પાછળ પાછળ દોડયા આ તરફ વિદિશાના સૈનિકોએ પણ અવીક્ષિતને માર્ગમા રોકવાનો પ્રયત્ન કર્યો હતો અવીક્ષિત સહિસલામત નાશી શકયો નહિ. નગરની બહાર થોડે દૂર પહોચતાવારજ બધા રાજાઓએ તેને પકડી પાડયો વિદિશાના સૈન્ય તથા સામન્તો પણ એમના ભેગા જોડાઈ ગયા ચારે તરફ આટલા બધા શત્રુઓ હતા, અને પેલી તરફ અવીક્ષિત એકલો હતો એની સાથે સાધારણ અનુચરોનું એક નાનું સરખુ લશ્કર હતું. આવું કાર્ય કરવામા એણે એક સાહસજ ખેડયું હતું. છોકરવાદીજ કરી હતી એમ પણ કહીએ તો ચાલે. સ્વયવરમાં જેઓ કન્યાનું હરણ કરવાના ઇરાદાથી જાય છે તેઓ પૂરતું લશ્કર લઇને

યોગ્ય તૈયારી સાથે જાય છે, પરંતુ અવીક્ષિતે તો એવી તૈયારી પણ આગમચથી કરી મૂકી નહોતી, છતા એ તો કશી પણ વાતની પરવા કર્યા વગર નિર્ભયપણે પ્રચંડતાથી બધા ઉપર હુમલો કરવા અને લડવા લાગ્યો.

ઘણીવાર સુધી યુદ્ધ ચાલ્યુ અવીક્ષિતના હથિયારના ઘાથી રાજાઓ અને રાજપુત્રો ઘાયલ થયા ધર્મયુદ્ધમા અવીક્ષિતને હરાવવો એ અઘરૂં સમજીને તેઓએ યુદ્ધશાસ્ત્રમા મના કરેલા એવા અનેક કુટિલ ઉપાયો પણ યોજવા માડયા છેવટે અનેક અસ્ત્રોથી ઘાયલ થઇને અવીક્ષિત રથમાથી ભૂમિ ઉપર ઢળી પડયો રાજાઓએ દોડી આવીને તેને મજબૂત પાશમા બાધી દીધો કેદી અવીક્ષિત અને વૈશાલિનીને લઇને બધા નગરમા પાછા આવ્યા

વિશાલરાજે પુત્રીને કહ્યુ "બહેન જે વિઘ્ન ઉપસ્થિત થયુ હતું તે હવે દૂર થયુ છે અહિયા એકઠા થએલા આ બધા રાજાઓ અને રાજકુમારમાથી તુ ગમે તેને વર '

પુરોહિત બોલ્યો "લગ્ન તો વીતી ગયુ છે, પણ આ બધા ક્ષત્રી વીરો વિજયી થઇને આવ્યા છે, એમને માટે એથી વધારે શુભ લગ્ન બીજુ કયુ હોય? વૈશાલિનિ! આ શુભ લગ્નમા વિજયી વીરોમાથી તમને જે પસદ આવે તેની સાથે લગ્ન કરો "

વૈશાલિની જરાક હસી, અને નીચુ મુખ કરીને જરા ધીરે સાદે બોલી, ' આજ હુ કોઇને પણ વરીશ નહિ "

કન્યાની ઈચ્છા નહિ દેખ્યાથી પિતાએ એ વખતે બહુ આગ્રહ કર્યો નહિ, અને રાજાઓને સબોધન કરીને કહ્યું " મારી છોકરીના જીવને આજ ઠીક નથી, એટલે આજ એ કોઇને વરવા નથી માગતી. થોડા દિવસ પછી હું શુભ દિવસ જોવરાવીને આપ સર્વેને ખબર આપીશ. એ દિવસે સ્વયવરમા મારી પુત્રી મનપસદ વરને વરશે "

બધા રાજાઓ પોતપોતાના રાજ્યમા પાછા ફર્યા. એ દિવસે સ્વયવર થયો નહિ.

મહારાજા કરન્ધમને કાને આ સમાચાર પહોચ્યા. હવે શું કરવુ ? સલાહને સારૂ પોતાના અમલદારો અને સરદારોનો એક દરબાર ભર્યો. મહારાણી વીરા પણ એ સભામાં હાજર થઈ. ઘણા અમલદારોએ અવીક્ષિતના કામને વખોડી નાખ્યું. એમનું કહેવું એવું હતું કે જે કન્યા

પોતાની ખુશીથી કુમારને પરણવાને રાજી નહોતી તેનું આ પ્રમાણે હરણ કરી લાવવું એ એક અન્યાય છે. નાહકના વારે ઘડીએ યુદ્ધ કરીને ઉદ્ધત અવીક્ષિતે બધા રાજાઓને છંછેડયા છે. હવે વળી આ નવી જાતની ઉદ્ધતાઈ કરી છે, તેને પરિણામે એક મોટા યુદ્ધની તૈયારી કરવી પડશે, અને કોણ જાણે કેટલાએ લોક માર્યા જશે રાજકુમારને હાલ થોડી શિક્ષા થવા દો, પછી વિશાલરાજને સમજાવીને આપણે એને છોડાવી લાવીશું એની ખાતર આટલું મોટું યુદ્ધ કરવાની જરૂર નથી ઘણાઓનો અભિપ્રાય આવોજ હતો.

રાજમહિષી વીરા બોલી ઉઠી "ધિક્કાર છે તમને તમે બધા આ શું બોલી રહ્યા છો ! શૌર્ય અને વીર્યમા મારા અવીક્ષિતના જેવો ક્ષત્રિયકુમાર આખા દેશમા બીજે કયા છે? ક્ષત્રિય બાળક મેઢાના બચ્ચાની પેઠે ઘરના ખુણામા ચુપચાપ બેસી રહેતો નથી એ તો તેજસ્વી સિંહની પેઠે પોતાના પરાક્રમથી બધાને ત્રાસજ આપે છે સ્વયંવરમા એણે કન્યાનું હરણ કર્યું છે તે ઠીક કર્યું છે ક્ષત્રી વીર પોતાની મનવાંછિત વસ્તુમાટે કોઇની પાસે ભીખ માગવા જતો નથી એ તો પોતાની શક્તિવડેજ એને ગ્રહણ કરે છે. કોઇની કૃપાની આશા એ રાખતો નથી તમારી બધાની દૃષ્ટિએ કન્યાનું હરણ એ અન્યાય છે પરન્તુ અવીક્ષિતે કંઇ આજ એ નવો અન્યાય કર્યો નથી એટલા બધા રાજાઓની પાસેથી મનપસંદ રાજકુમારીનું હરણ કરી લાવે એ નરને શુરાતન, વીરતા અને સાહસમા અદ્વિતીય ગણવો જોઇએ એની નિંદા ન કરતા વખાણજ કરવા જોઇએ એ કન્યાનું પણ એમા કશુ અપમાન નથી કુળ, શીલ અને વીરત્વની બાબતમા મારા અવીક્ષિતના જેવો વર કેટલી થોડી રાજકન્યાઓના નસીબમા લખાયો હશે હવે એ કેદ પકડાયો છે અસાધારણ પરાક્રમ દાખવીને એણે યુદ્ધ કર્યું હતું છેવટે દુશ્મનોએ અધર્મ વાપરીને એને પોતાના કબજામા લીધો છે. એને સારૂ શત્રુઓ ઉપર ક્રોધ કરવાને બદલે, ઉલટા આપ મારા અવીક્ષિતની નિંદા કરો છો ! જે અવીક્ષિત આપને માટે આટલા બધા ગૌરવનું કારણ થઈ પડયો છે, તેના ઉપર આવેલી આ આફત વખતે તમે બધા હાથ જોડીને બેસી રહેશો ? ધિક્કાર છે ! જલ્દી લડાઇની તૈયારી કરો, ચતુરંગ સેના લઇને વિદિશા ઉપર ચડાઇ કરો. વિશાલરાજ નીચું મોં કરીને અવીક્ષિતને પોતાની છોકરી પરણાવશે, અને

વિજયપૂર્વક ગાજતેવાજતે આપ સર્વે છોકરા તથા વહુને લઇને આવશો ”

રાણી વીરાના આ વચનો સાભળીને બધાને ઘણી શરમ આવી તર-તજ તેઓએ યુદ્ધની તૈયારી કરી, કરન્ધમે ચતુરંગ સેના ( હાથી, પાય-દળ, ઘોડા અને રથ એ ચાર ) ને લઈને વિદિશા તરફ કુચ કરી

વિશાલરાજે પોતાના મિત્ર રાજાઓને તેડાવ્યા તેઓ પણ પોત પોતાના લશ્કર લઈને આવી પહોચ્યા વિદિશાની પાસે ત્રણ દિવસસુધી ઘોર યુદ્ધ થયુ વિશાલરાજનો પરાજય થયો. અવીક્ષિતને છોડી મૂકીને કરધમની મિત્રતા સારૂ એણે પ્રાર્થના કરી કરધમે પણ વિશાલરાજને મિત્ર તરીકે સ્વીકાર્યા મિત્રનો આદર કરીને વિશાલરાજ તેને રાજનગરીમા લઇ ગયા, અને ત્યા તેનો ઘણો આદરસત્કાર કર્યો

બીજે દિવસે કરધમ અને અવીક્ષિત બે જણા બેઠા હતા, તે વખતે વિશાલરાજ કન્યાનો હાથ પકડીને તેમની સામે આવ્યા અને કહેવા લાગ્યા ‘ મહારાજ ! આ મારી કન્યા વૈશાલિની છે કુમાર અવીક્ષિતના હસ્તમા હું એને સમર્પણ કરૂ છુ આપ એને પુત્રવધૂરૂપે સ્વીકારશો ’

વૈશાલિની આગળ વધીને કરધમને પગે પડી કરધમે સ્નેહપૂર્વક તેના માથા ઉપર હાથ ફેરવીને આશીર્વાદ દીધો “દીર્ઘાયુષી થાઓ બેટા ! તારા જેવી વહુ મળ્યાથી હું પોતાને કૃતાર્થ માનુ છુ અવીક્ષિત ! મારા મિત્ર વિશાલરાજ આ કન્યાનું દાન તને કરે છે ”

અવીક્ષિતે ઉભા થઇને કહ્યુ “ પિતાજી ! વિશાલરાજ ! મને ક્ષમા કરો એ કન્યાના દેખતા શત્રુઓને હાથે હું પરાજિત અને કેદી થયો છુ, એટલે એની સાથે હુ લગ્ન નહિ કરૂ પુરુષે પોતાના બળવડે નારીનું રક્ષણ કરવુ અને અબળા નારીએ પરાક્રમી પતિના આશ્રયમા સુખપૂર્વક રહેવુ એ નિયમ છે શત્રુને હાથે જે પુરુષ પરાજય પામે તે પુરુષ બૈરીના જેવો સમજવો. આજ આ છોકરીમા અને મારામા કાઇ ભેદ નથી રહ્યો એને ભાર્યા કહીને સ્વીકારૂ, એવા પુરુષાતનનું અભિમાન કરવા મારો વારો નથી એની સન્મુખ હું શત્રુઓને હાથે હાર્યો છુ, કયું મો લઇને એનો હું સ્વામી બનું ? મહારાજ ! શત્રુની તરફથી અપમાન સાખ્યુ ન હોય, પરાજયથી પોતાના વીર નામને કલંક ન લાગ્યુ હોય, એવા કોઈ પુરુષને આપ આ કન્યાનું દાન કરો. એ કન્યા પણ એવાજ કોઇ વરને વરે એ મારી ઇચ્છા છે.”

કરંધમ શાન્ત રહ્યો. વિશાલરાજે કહ્યુ "મહારાજ! આપ શુ કહો છો?"

કરંધમે ઉત્તર આપ્યો "અવિક્ષિતે જે કાઇ કહ્યુ છે ત્યાર પછી મારે શુ બોલવાનું રહ્યુ છે? વિશાલરાજ!"

વિશાલરાજે ત્યાર પછી પુત્રીની તરફ જોઈને કહ્યુ "બેન! આ લોકોએ જે કાઇ કહ્યુ તે તેં સાભળ્યું છે હવે તું તને પસદ પડે એવો બીજો કોઇ વર શોધી કહાડ. તારી મરજી હશે તો હું જ યોગ્ય વર ખોળી કહાડીને એને તારૂ દાન કરીશ"

વૈશાલિનીએ માથુ નીચુ નમાવીને કહ્યું "પિતાજી! આ વીર પુરુષ ભલે પોતાની ગમે તેટલી અવજ્ઞા કરે, પોતાને હલકા માને, પરન્તુ એમનું પરાક્રમ મે પોતાની આખે જોયું છે. એકલે હાથે સેકડો યોદ્ધાઓની સાથે જેટલી વીરતાથી એ લડયા છે એ જોયા પછી હુ કદાપિ એવું માનનાર નથી કે એ કોઈને હાથે હાર્યા છે અથવા તો હારી શકે એમ છે. ખરી વાત તો એથી ઉલટી છે એમના એકલાના પરાક્રમથી. વારવાર પરાજિત થઈને શત્રુઓએ અધર્મયુદ્ધમા એમને હરાવ્યા છે એથી કરીને એમને શરમાવાનું કાઇ પણ કારણ નથી પહેલી મુલાકાતે ઘણો ગર્વ કરીને મે એમનુ અપમાન કર્યુ હતુ. સ્વયવરમા હુ એમને નહિ વરૂ, એવું મે કહ્યાથીજ એમણે મારૂ હરણ કર્યું હતું. કેવળ આ દેહજ નહિ પણ મારા મનનું પણ શૌર્યવડે તેમણે હરણ કર્યુ છે એમનેજ મેં આત્મદાન કર્યું છે એમના રૂપ ઉપર હુ લોભાઇ નથી એમની અતુલનીય વીરતાવડે એમણે મને વશ કરી લીધી છે. એમને છોડીને હું બીજા કોઈ પણ પુરુષની સાથે પરણવાની નથી"

વિશાલરાજ બોલ્યા "પુત્ર અવીક્ષિત! મારી કન્યાની બધી વાત સાભળી. એણે જે કાઇ કહ્યુ છે તે બધુ સાચુ છે હુ પણ સમજી ગયો છું કે શૂરાતન અને પરાક્રમમા આપના સરખો બીજો કોઈ નથી આપના પુરુષાતનને લીધેજ મારી આ કન્યા આપના ઉપર મોહી પડી છે. આપ એનો સ્વીકાર કરીને મને ઉપકૃત કરો, મારૂ કુળ પાવન કરો."

કરંધમે કહ્યું "અવીક્ષિત! આ વિશાલરાજ કુમારી તારા પ્રત્યે બહુજ અનુરાગ રાખી રહી છે, એનો ત્યાગ કરીશ નહિ. એને ગ્રહણ કર."

અવીક્ષિતે હાથ જોડીને કહ્યુ "વિશાલરાજ! આ અધમને માફ કરો. યુદ્ધમાં હું પરાજય પામ્યો છું, શત્રુને હાથે અપમાન પામ્યો છું. એટલે

હુ પોતાને અબળા નારીના કરતા વધારે સારો ગણુતો નથી. વીર પુરુષમા ગણુવાનો કોઇ અધિકાર મને રહ્યો હોય એમ હુ માનતો નથી કેવળ આ કન્યાનેજ નહિ, પરન્તુ ભવિષ્યમા બીજી કોઈ પણ કન્યાને હુ પરણુવાનો નથી પિતાજી! આપને મેં પ્રભુસમાન ગણ્યા છે આપની કોઈ આજ્ઞાને આજસુધી ઉથાપી નથી. આજ પણ આપ બીજી જે કાંઈ આજ્ઞા ફરમાવો તો જીવસાટે કરવા હુ તૈયાર છુ, પરન્તુ કોઇ પણ છોકરી સાથે હુ લગ્ન કરી શકીશ નહિ આ એક વિષયમા આપની આજ્ઞાને તરછોડુ છુ, તેને માટે માફી ચાહુ છુ."

હવે વધારે કહેવા કે સાભળવાનુ શું રહ્યું ? ઘણા દુખી ચિત્તે કરન્ધમ અવીક્ષિતને લઈને પોતાના રાજ્યમા પાછો ગયો

વિશાલરાજે પુત્રીને કહ્યુ "બેન! એણે તો તારો સ્વીકાર ન કર્યો. તું હવે શાન્ત થા, અને બીજા કોઇ રાજપુત્રને વર"

વૈશાલિની બોલી ઉઠી "છિટ! પિતાજી! આપ એવું પાપકર્મ કરવાને પુત્રીને સૂચવો છો?'

"એમા પાપ શાનુ? અવીક્ષિતની સાથે તું પરણી થોડી છે?

'હા, હસ્તમેળાપની વિધિથી તો પરણી નથી ચૂકી, પણ મનના સકલ્પથી એમનજ વરી ચૂકી છુ, એટલે એમનીજ પત્નીરૂપે પોતાને ગણુવાની મારી ફરજ છે"

"પણ એણે તો તને ગ્રહણ નથી કરી"

"શુ કરૂ, પિતાજી! સ્વામીએ ભૂલી જઇને મારો ત્યાગ કર્યો, એટલે શુ મારે પણ બીજા પુરુષને વરવું?"

વિશાલરાજે ઘણા દુખપૂર્વક કહ્યુ "ત્યારે શુ કરીશ? વગર પરણે વિધવ. કન્યાની પેઠે સસારના બધા સુખ અને ભોગવિલાસનો ત્યાગ કરીને પિયરમા રહીશ?"

વૈશાલિનીએ કહ્યુ "આપની પરવાનગી હોય તો વનમા જઇને તપસ્યા કરૂ આ આખુ જીવન તપસ્યામાજ ગાળીશ અને જોઈશ કે એ તપસ્યાના બળે આગલા જન્મમાં એજ પતિ મને વરે છે કે નહિ?"

પિતાએ લાચારીથી તેની આ પ્રાર્થનાને પુષ્ટિ આપી વૈશાલિનીએ વનમાં જઇને કઠોર તપસ્યાનો આરભ કર્યો.

કુમાર અવિક્ષિત એના માતપિતાને એકનો એક પુત્ર હતો.

એણે લગ્ન નહિ કરવાનો સંકલ્પ કર્યાથી વંશનો વેલો લોપ થઇ જવાનો વારો આવ્યો એ વિચારથી એના માતપિતાને ઘણીજ ચિન્તા થવા લાગી. એક દિવસ વીરાએ પુત્રને બોલાવીને કહ્યુ "અવિક્ષિત! હું 'કિમિચ્છક' વ્રત કરવાની છુ. એ વ્રતપાલનમા તારે અને તારા પિતાજીએ બન્નેએ મને મદદ કરવી પડશે તારા પિતાએ તો મદદ આપવાની હા કહી છે, તું પણ સંમત થાય એટલે હુ વ્રતનો આરંભ કરૂ '

અવીક્ષિત બોલ્યો "મા, હુ પણ તમને મદદ આપીશ. બોલો મારે શુ કરવું પડશે ?'

વીરા બોલી ' મે વ્રતની દીક્ષા લીધા પછી તારે બધાને પૂછવું પડશે કે શુ જોઇએ છે ? માગનાર જે કાઇ માગે તે ગમે તેવુ વસમું હોય તોપણ તારે એની ઇચ્છા પાર પાડવી પડશે કેમ એટલું કરીશ ને ? થાય તો હા કહે એટલે હુ વ્રતનો આરંભ કરૂં "

" અવશ્ય કરીશ તમે વ્રતનો આરંભ કરો '

વીરાએ વ્રતની દીક્ષા લીધી અવીક્ષિતે રાજમહેલને બારણે ઉભા રહીને ઉચે સ્વરે બધાને પોકારીને કહ્યુ કે "મારા માતુશ્રીએ 'કિમિચ્છક' વ્રત કર્યું છે જેને જે કાઇ જોઈતુ હોય તે માગે મગાય તે માગો ગમે તેટલુ દુસાધ્ય હશે તોપણ તમારી એ ઈચ્છા હુ પૂર્ણ કરીશ."

એ વખતે કરન્ધમે પોતે આવીને કહ્યુ "હુ માગવા સારૂ આવ્યો છુ મારી ઈચ્છા પૂર્ણ કરો એક પૌત્રનું દાન મને આપો "

અવીક્ષિતે કહ્યું "પિતા ! એ કેવી અસંભવિત આજ્ઞા આપે ફરમાવી ? મે તો વિવાહ નહિ કરવાનો સંકલ્પ કરીને બ્રહ્મચર્યવ્રતનું અવલંબન કર્યું છે '

કરન્ધમે કહ્યુ "ત્યારે શુ પ્રતિજ્ઞા ફોક કરીને તારી માતાના વ્રતનો ભંગ કરીશ ? તારી માતાને જે વચન આપ્યું છે તે નીભાવવું હોય તો વિવાહ કર, અને એક પૌત્રનુ મુખ મને દેખાડ બીજી કાઇપણ ઇચ્છા મને નથી "

સ્તબ્ધ થઈને થોડોક વખત ચૂપ રહીને અવીક્ષિત બોલ્યો, "પિતાજી હું સમજી ગયો છું કે મારી માતાએ મને પરણાવવા સારૂજ વ્રતનો આ ઢોંગ રચ્યો હતો, પણ શુ કરૂં ? હવે હુ લાચાર છું. વચનથી બંધાઇ ગયો છુ, માતાને વચન આપ્યુ છે, એટલે એમનુ વ્રત હુ નિષ્ફળ નહિ થવા દઉ. આપની ઇચ્છા પૂર્ણ થાઓ હું લગ્ન કરીશ, પણ મારી એક પ્રાર્થના છે '

"શી પ્રાર્થના છે અવીક્ષિત ?"

અવીક્ષિતે કહ્યુ "રાજકુમારી વૈશાલિનીનો મે ઘણીજ નિષ્ઠુરતાપૂર્વક ત્યાગ કર્યો છે. વિવાહ કરીશ તો એનીજ સાથે હું કરીશ, આપ વિદિશા નગરીમા સંદેશો મોકલો કે વૈશાલિનીએ કોઈની સાથે લગ્ન ન કર્યું હોય, અને એની ઇચ્છા હજુપણ મને વરવાની હશે તો હુ એની સાથે લગ્ન કરીશ"

કરન્ધમે કહ્યુ "હું એ પ્રમાણે કરીશ, અવીક્ષિત મારી પણ એજ ઈચ્છા છે કે વૈશાલિની હજુ પણ કુવારી હોય તો તારૂ લગ્ન એની સાથે જ કરવું."

કરન્ધમે તરતજ વિદિશા તરફ દૂત મોકલ્યો

અવીક્ષિત એક દિવસ મૃગયા રમવા નીકળ્યો ત્યા એને એક વખત બહુ દૂરના ઘાડા જગલમાથી કોઇ નારીનો રોવાનો સ્વર આવતો સંભળાયો. તે જોરથી ચીસો પાડી રહી હતી "કોઇ છે ? કોઇ છે ? કોઈ છે ? મને બચાવો ! આ બાળાને બચાવો !"

અવીક્ષિત સમજી ગયો કે કોઇ નારી આફતમા સપડાઈ છે 'ડરશો નહિ ! ડરશો નહિ' એમ કહીને અસ્ત્ર ધારણ કરીને એ અવાજ આવતો હતો તે દિશા તરફ ગયો

વળી થોડીવારમા પાછો એ કરુણ કઠમાથી રોદનધ્વનિ આવવા લાગ્યો "અરે ! કોઈ મને બચાવો. ઉગારો. મહાવીર અવીક્ષિતની હું પત્ની છું રાક્ષસ મારૂ હરણ કરી રહ્યો છે કોઇ છે અહિયા મને બચાવે એવું ? ક્યા છો અવીક્ષિત ! ક્યાં છે પ્રાણેશ્વર ! આવો આવો, જલ્દી આવો અને દાસીનું રક્ષણ કરો."

આ કોણ છે ? અવીક્ષિતની સ્રી ! હુ કુમાર અવીક્ષિત તો બ્રહ્મચારી છુ, મારે તે વળી સ્રી કેવી ! ત્યારે આ શું રાક્ષસોએ રચેલી માયા હશે? ગમે તે હો નારી હૃદયવિદારક સ્વરે મદદ માગી રહી છે એ વિપત્તિમાથી એને બચાવવા સારૂ જવું એજ ફરજ છે અવીક્ષિત વિજળીને વેગે ચાલ્યો કેટલેક દૂર જઈને જોયું, તો એક ભયકર રાક્ષસ વિખરાઇ ગયેલા વાળ અને મલિન વસ્રવાળી એક નારીને બળાત્કારથી પકડીને લઇ જઇ રહ્યો છે અવીક્ષિત તલવાર લઇને એ રાક્ષસના તરફ ધસ્યો. દાનવે પણ નારીને છોડી દઈને જોરથી અવીક્ષિતના ઉપર હુમલો કર્યો એ વનમાં રાક્ષસ સાથે કુમાર અવીક્ષિતને ભયકર યુદ્ધ થયું. કુમારના હથિયારથી

ઘાયલ થઈને રાક્ષસ ભૂમિ ઉપર પડ્યો

એ નારીએ એ વખતે કુમાર અવીક્ષિતના ચરણમા પ્રણામ કરીને કહ્યુ "કુમાર અવીક્ષિત! હું તમારી સ્ત્રી છુ તપસ્યાના બળવડે આજ તમને પામી છુ મને છોડી દઇને જશો નહિ ચરણમા સ્થાન દો"

અવીક્ષિત બોલ્યો "તમે મારી આગળ મારી સ્ત્રી તરીકે પોતાનો પરિચય આપી રહ્યા છો, પણ તમે કોણ છો? હું તો તમને ઓળખતો નથી. મે કદિ પણ લગ્ન નહિ કરવાનો સકલ્પ કર્યો હતો, પણ માતાના કિમિચ્છક વ્રતમા સત્યદ્વારા બધાઇ જવાથી મે એ સકલ્પ ત્યજી દીધો છે. હુ હવે લગ્ન કરીશ, પણ મે મૂઢપણામા મારા ઉપર અત્યત પ્રેમ રાખનારી એક કન્યાનો ત્યાગ કર્યો છે તેના સિવાય બીજી કોઇ પણ કન્યાને હુ પત્નીરૂપે સ્વીકારી શકું એમ નથી"

"કુમાર! એ કન્યા કોણ છે?"

"વિદિશારાજ વિશાલની કન્યા વૈશાલિની"

લજ્જાપૂર્વક મલકાતા મુખને નીચુ નમાવીને એ કન્યા બોલી "કુમાર! આ ભાગ્યશાળી હુ તેજ આપની વૈશાલિની."

"તમેજ વૈશાલિની? ખરેખર! સત્ય છે, તમેજ વૈશાલિની છો? આ જગલમા આવી અવસ્થામા તમારો મેળાપ થશે એવી તો મે સ્વપ્નમાં પણ કલ્પના કરી નહોતી. વનમા શા સારૂ આવ્યા છો વૈશાલિનિ? તપસ્યા શા સારૂ આદરી છે?"

રાજકુમારીએ સજળ નયને ઉત્તર આપ્યો "તમારીજ ખાતર રાજ-કુમાર! મનમાને મનમા હુ તમનેજ પત્નીરૂપે વરી હતી, પરન્તુ તમે મારો ત્યાગ કરીને આવતા રહ્યા ત્યારે મે માની લીધુ કે સસારમા મારૂં કોઇ નથી બીજો કાઇ આરો નહિ દેખાયાથી પિતાજીની મજુરી લઇને હું વનમા આવી, ધાર્યું કે તપસ્યાવડે આ જીવનનો અન્ત આણીશ, અને આવતા જન્મમા તમનેજ પતિરૂપે પામીશ."

"આ જીવનમાજ તમે મને પામ્યા છો. તમારી તપસ્યા સાર્થક થઈ છે. એક દિવસ તમારી આગળ શત્રુઓને હાથે હાર્યો હતો, એ શરમને લીધે તમારી સાથે લગ્ન કરતા સકોચાતો હતો. આજે તમારાજ દેખતાં આ ભીષણ શત્રુને હરાવ્યો છે, હવે મને શરમ નથી રહી, પુરુષાતનના ગૌરવપૂર્વક તમારૂં સ્વામિત્વ સ્વીકારી શકીશ. ચાલો, મારી સાથે ચાલો."

એટલુ કહીને અવીક્ષિતે વૈશાલિનીનો હાથ પકડયો એ વનમાજ તેણે ગાંધર્વ વિધિથી વૈશાલિની સાથે લગ્ન કર્યું, અને સ્રીને સાથે લઇને ઘેર પાછો ફર્યો

ઘણા આનંદપૂર્વક કરન્ધમ અને વીરાએ પુત્ર અને પુત્રવધૂને પોંખીને ઘરમા લીધા. વૈશાલિનીને યથાસમયે પુત્ર અવતર્યો પુત્રનુ નામ પાડયું મરૂત્ત સસાગરા પૃથ્વીનો અધીશ્વર થઇને, અસંખ્ય યાગયજ્ઞ, દાન અને ધર્મકર્મ કરીને એ રાજર્ષિ નામથી પ્રખ્યાત થયો હતો.

## रत्न ७७ मुं–प्रमद्वरा



વિશ્વાવસુ મુનિથી મેનકા અપ્સરાના ગર્ભમા ઉત્પન્ન થયેલી કન્યા પ્રમદ્વરા હતી પ્રાચીન હિંદુસાહિત્યમા એવા ઘણા દૃષ્ટાન્ત મળી આવે છે કે તપોવનમા તપ કરવા ગયેલા ઋષિઓને લલચાવવા અપ્સરાઓ જતી તપોધન ઋષિ પણ તેમનુ અનુપમ સૌન્દર્ય જોઇને મુગ્ધ થઇ જતા અને કામવિહ્વલ થઇને બ્રહ્મચર્યનો ભંગ કરતા વાસના તૃપ્ત થયા પછી તેમને ઘણો પશ્ચાત્તાપ થતો અને તેઓ એ મોહજાળમા ફસાવનારી નારીનો ત્યાગ કરીને ચાલ્યા જતા.

એજ પ્રમાણે વિશ્વાવસુ મુનિ અને મેનકાના મિલનથી પ્રમદ્વરાનો જન્મ થયો હતો સ્થૂલકેશી નામના મુનિના આશ્રમમા એ કન્યાને રાખીને વિશ્વાવસુ અને મેનકા એક બીજાથી વિખૂટા પડીને ચાલ્યા ગયા હતા. મુનિવર સ્થૂલકેશી એ બાળિકાનુ સ્વરૂપ જોઇને મુગ્ધ થઇ ગયા, અને પોતાની કન્યા પેઠે તેનું લાલનપાલન કરવા લાગ્યા દિવસે દિવસે શુકલપક્ષના ચન્દ્રમાની માફક કન્યા પ્રમદ્વરાનું સૌન્દર્ય વધવા લાગ્યુ મહર્ષિએ તેને ઉંચા પ્રકારનુ શિક્ષણ આપવામા તથા સદાચાર અને વિવેક શિખવવામા જરા પણ કચાશ રાખી નહોતી એ સમયમા ભારતવાસી બાળિકાઓ મોટી ઉમર સુધી કુવારી રહી શકતી અને ભાવિ પતિ ઉપર પહેલેથી પ્રેમ બંધાયા વગર લગ્ન કરવુ પસંદ કરતી નહિ એ સમયમા માતપિતા પોતાની કન્યાઓના ચારિત્ર્યબળ ઉપર વિશ્વાસ રાખતા હતા પડદાનો રિવાજ એ વખતે પ્રચલિત નહોતો કુમારી કન્યાઓ પોતાને ત્યા આવેલા પુરુષોની આગતાસ્વાગતા ખુલ્લી રીતે કરી શકતી.

મહર્ષિ ભૃગુને રુરુ નામનો એક પુત્ર હતો એ વારવાર મહર્ષિ સ્થૂ-

લકેશીના આશ્રમમા આવજા કરતો ત્યા આગળ અપૂર્વ સુન્દરી પ્રમદ્વરાના સમાગમમા તે આવ્યો તેનુ અદ્‌ભુત સૌન્દર્ય, તેનો વિવેક, વાણીની મિઠાશ, વિચારની ઉન્નતતા વગેરે સદ્‌ગુણોથી ઋષિકુમાર રુરુ મુગ્ધ થઇ ગયો, અને તેની સાથે લગ્ન કરવાને આકુળવ્યાકુળ થવા લાગ્યો વધારે સમાગમમા આવ્યાથી તેને જણાયું કે પ્રમદ્વરા પણ તેના ઉપર પ્રેમાસક્ત છે

હાલના જમાનામા જે અર્થ વગરના રિવાજો મલાઝાને નામે વખણાય છે, અને જે મલાઝો તોડવા માટે આપણા યુવકો હાસ્ય અને નિંદાને પાત્ર થાય છે તે મલાઝો પ્રાચીન ભારતવર્ષમા પળાતો નહોતો ઋષિકુમાર રુરુએ પોતાના પિતા ભૃગુ પાસે જઇને હૃદયની વાત કહી દીધી. તેણે કન્યાનુ માગું કરવા માટે ભૃગુ ઋષિને સ્થૂલકેશીના આશ્રમમાં મોકલ્યા સ્થૂલકેશીએ પ્રમદ્વરાનો અભિપ્રાય પૂછી જોયો તેણે પોતાની અનુમતિ જણાવી, એટલે સ્થૂલકેશીએ આનંદપૂર્વક ભૃગુ મુનિનુ માગુ સ્વીકાર્યું વિવાહનો સમય નક્કી થયો, પણ વિવાહ થતા પહેલા એક અણધાર્યો અકસ્માત બન્યો પ્રમદ્વરા એક દિવસ પોતાની સખીઓ સાથે બગીચામા ફરવા ગઈ હતી, ત્યા આગળ ફૂલ વીણતા વીણતા તેને એક ઝેરી સાપે દંશ દીધો એ સાપનું ઝેર એટલુ બધુ તીવ્ર હતુ કે પ્રમદ્વરાએ તરતજ પ્રાણ ત્યજી દીધો. મહર્ષિ સ્થૂલકેશી એ સમાચાર મળતા વારજ બગીચામાં દોડતા દોડતા આવી પહોચ્યા, અને બાળકની પેઠે રુદન કરવા લાગ્યા તપોવનમા વસનારા બધા લોકો ત્યાં આવી પહોચ્યા અને સરળ બાલિકા પ્રમદ્વરાને મરણ પામેલી જોઇને હાય, હાય, કરવા લાગ્યા સ્ત્રીઓ છાતીફાટ વિલાપ કરવા લાગી. ભરદ્વાજ, ગૌતમ વગેરે ઋષિઓ પણ ત્યા આવી પહોચ્યા. રુરુ અને તેની માતા પ્રમાખિ પણ ત્યાં તરતજ દોડી આવ્યા. રુરુના મનની કલ્પના વાચક બહેનો કરી શકશે. તેનું હૃદય શોકથી ભરાઈ આવ્યુ અને એ શોકનો ઉભરો ખાલી કરવા સારૂ બગીચાના એકાન્ત ભાગમા જઇને દારુણ વિલાપ કરવા લાગ્યો. પ્રમદ્વરા અને રુરુ વિવાહસૂત્રથી બંધાઇ ચૂકયા નહોતા પણ પ્રેમીઓના હૃદય સંસારની વિધિઓની વાટ જોતાં નથી તેમનાં હૃદય અન્ય કોઈ આચાર્યોની મદદ વગરજ કોઇ એવા ભેદી મંત્રથી જોડાઈ ગયા હતા કે કોઈ પણ વિઘ્ન તેમનો વિચ્છેદ કરી શકે એમ નહોતું.

પત્નીને પુનર્જીવન આપવા માટે ઋષિકુમાર રુરુ આકુળ ચિત્તે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. એ મોટો તપસ્વી હતો. તેની પ્રાર્થનાનો

ઉત્તર આપ્યા વગર દેવતાઓને ચાલે એમ નહોતું ઈંદ્રદેવે શોકસાગરમા નિમગ્ન થઇ ગયેલા રુરુને દિલાસો આપવા સારૂ પોતાનો ખાસ દૂત મોકલ્યો દેવદૂતે આવીને રુરુને પૂછ્યુ 'હે તરુણ ઋષિ ! તમે આટલા બધા શોકાતુર શા સારૂ થયા છો ? તમને દિલાસો આપવા માટે ઇન્દ્રદેવે મને અહિં મોકલ્યો છે જન્મ અને મરણ એ પ્રત્યેક મનુષ્યને માટે નિર્માણ થયું છે. મરણ પામેલું મનુષ્ય જીવતું થઇ શકતું હશે ? તમે તો જ્ઞાની છો વૃથા શોક કરવો છોડી દો '

રુરુએ ઉત્તર આપ્યો–'મે એવુ શું પાપ કર્યું છે કે મારે આ અસહ્ય દુ ખ ભોગવવુ પડયુ ? બાલ્યાવસ્થાથી તે આજ દિવસસુધી દેવતાની પૂજ કરવામા તથા તેમને પ્રિય હોય એવા કાર્ય કરવામા કદિ ન્યૂનતા આવવા દીધી નથી ઇન્દ્ર શું મારી પ્રિયતમાને પુનર્જીવન નહિ આપી શકે ?'

દેવદૂતે જવાબ આપ્યો ' પ્રમદ્વરા માનવી નહોતી તેનો પિતા ગન્ધર્વ હતો અને માતા અપ્સરા હતી એવી કન્યા લાબા વખત સુધી મનુષ્ય-લોકમા કેવી રીતે રહી શકે ? વિધાતાના નિયમ મુજબ તેનું મૃત્યુ થયું છે '

રુરુ– પણ મારો પ્રાણ એમ કહે છે કે, પ્રમદ્વરાએ પુનર્જીવન પ્રાપ્ત કરવું જોઇએ. એનો કોઈ પણ ઉપાય નથી ?

દેવદૂત— હા, ઉપાય છે ઇન્દ્રે મને કહ્યુ છે કે જો રુરુ પોતાના આયુ-ષ્યનો અડધો ભાગ તેને આપી દે તો પ્રમદ્વરા એટલો વખતસુધી જીદગી ભોગવી શકશે

રુરુ– હું એ પ્રમાણે કરવા ખુશીથી તૈયાર છુ

દેવદૂતે એ વખતે પ્રમદ્વરાને સજીવન કરવાનો બદોબસ્ત કરવાની યમરાજને આજ્ઞા આપી.

તરતજ પ્રમદ્વરા કાળનિદ્રામાથી જાગી ઉઠી ત્યા આગળ ભેગા થયેલા સઘળા નરનારી વિસ્મયસાગરમા લીન થઇ ગયા.

યથાસમયે રુરુ અને પ્રમદ્વરાનું લગ્ન થઇ ગયું અને બન્ને જણાએ પરમ સુખમા જીવન ગાળ્યું. રુરુ સાપોનો એટલો બધો વિરોધી થઇ ગયો કે જ્યાં કઇ સાપને દેખતો ત્યાં એને મારી નાખતો. આખરે એક દિવસ કોઇ સાપે તેને કહ્યુ કે 'વગર અપરાધે અમને માર્યાથી તમારા પુણ્યનો ક્ષય થાય છે' એ દિવસથી રુરુએ સર્પને મારવા છોડી દીધા.

પ્રાચીન ભારતમા લગ્ન થતા પહેલા વરકન્યા વચ્ચે કેવો સ્નેહ બધાતો

હતો તેનુ આ એક દૃષ્ટાન્ત છે. તપસ્વી કણ્વના હૃદયમા પ્રેમ કેટલો બળવાન હશે તે પણ આથી જણાઇ આવે છે અને એ પ્રેમને પાત્ર બનનાર પ્રમદ્વરા કેવી સદ્ગુણી હશે તેનું અનુમાન સહજ થઇ શકે છે.

# रत्न ७८ मुं-सुनीति



શરદ ઋતુના આગમનથી પુણ્યસલિલા યમુના નદી પ્રસન્ન થઇને ખળખળ વહી રહી હતી તેના કિનારા ઉપર એક સુદર બગીચો હતો. જુઇ, ચ પો, મોગરો, વગેરે પુષ્પોની સુગ ધથી એ સુદર ઉપવન આમોદિત થઈ રહ્યુ હતું એ ઉપવનની વચમા ઉત્તાનપાદ રાજાનો રમણીય મહેલ હતો. ઉત્તાનપાદ રાજા સ્વાય ભુવ મનુનો વ શજ હતો, એટલે તેના ઐશ્વર્ય અને ગૌરવની સીમા નહોતી. તેને બે પત્ની હતી. પહેલીનું નામ સુનીતિ અને નવીનું નામ સુરુચિ લક્ષ્મી અને સરસ્વતીથી જેમ વૈકુઠપુરી શોભી રહે તેમ સુનીતિ અને સુરુચિદ્વારા ઉત્તાનપાદની નગરી શોભી રહી હતી

રાજમહેલના એક એકાન્ત ઓરડામા રાણી સુરુચિ એક દિવસે એકલી ભોય ઉપર સૂઇ રહી હતી, તેના વાળ વિખરાઇ ગયેલા હતા, શરીર અલ કારશૂન્ય હતું, વસ્ત્ર મલીન અને જૂના હતા, ઘણુજ રોયાથી તેનું મુખ અને નયન લાલચોળ થઈ ગયા હતા, અને વચમા વચમા તેના મોમાથી દીર્ઘ નિઃશ્વાસ પણ નીકળતો હતો દાસીઓ બારણા આગળ ઉભી રહીને તેની તરફ જોઈ રહી હતી, પણ તેની સાથે બોલવાનું સાહસ કોઇને થતું નહિ આ પ્રમાણે ધીમે ધીમે સ ધ્યાકાળ થયો. રાજા ઉત્તાનપાદે રાજ્યકાર્યથી પરવારીને અન્તઃપુરમા પ્રવેશ કર્યો અને પ્રિયતમા રાણી સુરુચિને પોતાના ઓરડામા નહિ જોતા, તેની શોધ કરતા એ એકાન્ત ઓરડામા જઈ પહોચ્યા. પત્નીને આવી દશામા ભોય ઉપર સૂતેલી જોઇને રાજા ઘણુ વિસ્મય પામ્યા અને તેના અ ગને સ્પર્શ કરીને સ્નેહપૂર્વક પૂછવા લાગ્યા. 'પ્રિયે ! આ શું ? તું અહિંયા આ પ્રમાણે શા સારૂ સૂતી છું ?'

મહિષીએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ ચુપચાપ સાડીના પાલવવડે પોતાનુ અડધું ઉઘાડું મુખ પૂરૂં ઢાકી દીધું. રાજાએ રાણીના મોં

ઉપરથી વસ્ત્ર સરકાવી લીધું, લાગલાગટ રોદન કર્યાથી તેના મુખના ચ-પક પુષ્પના જેવા રંગે લાલાશ ધારણ કરી હતી, તેના કમળ જેવા બે નયનો સુજી ગયાં હતા. રાજાના હૃદયમા આથી ઘણી વ્યથા ઉત્પન્ન થઈ. તેણે ફરીથી ખબર પૂછી 'પ્રિયે! બોલ તો ખરી શું થયું છે? તારા પિયેરથી કોઇ ખરાબ સમાચાર તો નથી આવ્યા ને?'

છતા પણ રાણી સુરુચિએ જવાબ આપ્યો નહિ, ત્યારે રાજા જરા વધારે પાસે બેસીને તેના અંગ ઉપર હાથ ફેરવીને તેને સમજાવવા લાગ્યા. 'શામાટે તું આમ કરી રહી છુ? કોઈએ તારૂ અપમાન તો નથી કર્યું? તારે શું જોઇએ છે? જે કહે તે હમણાને હમણાજ આણી આપુ' વગેરે અનેક વચનો રાજાએ કહ્યા, પરન્તુ કશાથી રાણીએ પોતાનું મૌન છોડયુ નહિ જેમ જેમ રાજા પ્યાર કરતા ગયા તેમ તેમ એ વધારે ને વધારે રોદન કરવા લાગી. આખરે રાજા બોલી ઉઠયા 'પ્રિયે! આખો દહાડો કામ કરીને હું થાકી ગયો છુ મારૂ શરીર નરમ અને ભૂખતરસથી પીડિત છે તને અસતોષનુ કાઇ કારણ હોય, તો પછી રીસાજે, હમણા તો મને ખાવા પીવા આપ"

સુરુચિ તરતજ ઉઠીને બેઠી થઈ તેની સૂચના મુજબ દાસીએ રાજાને માટે ભોજન આણી આપ્યુ સુરુચિએ પોતાને હાથે સ્થાન સાફ કરીને આસન બિછાવી આપ્યુ અને રાજા સધ્યાવદન કરીને ભોજન કરવા બેઠો ત્યારે પોતેજ તેને પંખો નાખવા લાગી. ભોજન બાદ આચમન કરી રહ્યા પછી રાજાએ રાણી સુરુચિનો હાથ પકડીને પોતાની પાસે બે-સાડી અને સપ્રેમ દૃષ્ટિથી તેની તરફ જોઇને બોલ્યો 'પ્રિયે! મારૂ કહ્યું માન! તને શુ થયું છે તે કહી દે' સુરુચિએ કહ્યું 'મહારાજ! હુ તો આપની માત્ર દાસીજ છુ દાસી ઉપર આટલો બધો પ્રેમ શા સારૂ કરો છો?' રાજા બોલ્યા 'પ્રિયે! તારા મનનો ભાવ શો છે તે હુ કળી શકતો નથી, તું મારી દાસી છુ તો પછી મારી પત્ની કોણ?'

સુરુચિ—પત્ની સુનીતિ. મહારાજ! મને પત્નીને યોગ્ય સ્થાન નહોતુ આપવું તો મને પરણ્યા શામાટે?

રાજા—પ્રિયે! તારો શો ઉદ્દેશ છે તે મારા સમજ્યામા નથી આવતો દિલ ખોલીને સઘળી વાત કહે.

સુરુચિ—કહું છું, પણ મારા કહ્યાથી ખોટું લગાડશો નહિ. તમારે

પુત્ર નહોતો થતો અને પુત્રની ઇચ્છાથી તમે મારા પિતાજી પાસે મારી માગણી કરી હતી આપને ધાર્મિક અને સત્યનિષ્ઠ જાણીને, સપત્ની હોવા છતા પણ, મારા પિતાએ તમારી સાથે મને પરણાવી એ જાણતા હતા કે આપ મને સહધર્મિણી તરીકે રાખશો. પણ-

સુરુચિની વાત પૂરી થતા પહેલાજ રાજા ઉત્તાનપાદ બોલી ઉઠયા – 'પ્રિયે ! મે તમારા બન્નેમા કોઈ પણ જાતની જૂદાઇ ગણી છે ?'

સુરુચિ—મહારાજ ! આ મહેલનો યમુના નદીના કિનારા ઉપરનો ભાગ કોને રહેવા સારૂ આપ્યો છે ?

ઉત્તાનપદ—રાણિ ! તમારી સાથે લગ્ન કરતા પહેલાથીજ સુનીતિ એ મહેલમા વાસ કરે છે. તુ કહે તો તારે સારૂ એના કરતા સોગણો વધારે રમણીય મહેલ બધાવી આપુ

સુરુચિ—મહારાજ ! તમારા ભડારમાથી સર્વોત્તમ મુક્તાહાર કોને આપ્યો છે ?

ઉત્તાનપાદ—પ્રિયે ! વગર કારણે મારા ઉપર દોષારોપણ કરીશ નહિ એ હાર ઘણોજ દુર્લભ છે મારા પૂર્વજોને ઘણા વર્ષમુધી દેવતાઓની આરાધના કર્યાથી એ હાર મળ્યો હતો મારો વિવાહ થયા પછી પિતાજીએ એ હાર સુનીતિને ખોળે બેસાડીને પહેરવ્યો હતો મે કાઇ એ હાર તેને આપ્યો નથી. મે તારે માટે પણ એવો બીજો હાર વેચાતો લેવાની તજવીજ કરી હતી, પણ દક્ષિણ સમુદ્રને કિનારે વસતા વેપારીઓએ કહ્યુ કે એવી જાતના મોતી હવે નીકળતા નથી, તેથી હુ લાચાર થઇને બેસી રહ્યો છુ

સુરુચિ વ્યગ કરીને બોલી ' અહો ! ધન્યભાગ્ય મારા ! પણ મહારાજ ! આ પ્રમાણે કપટપ્રેમ બતાવ્યાથી ફાયદો નથી. વસ્ત્રાલકારની વાત તો જવા દો. અગ્નિહોત્રમા પણ સુનીતિજ તમારી સહધર્મિણી થઇને શા સારૂ બેસે છે ? હું આપની સ્ત્રી નથી ? મને તો આપે ઉપભોગ્ય દાસીજ ગણીને ?'

રાજા—પ્રિયે ! તું ભરમમા કુટાય છે. મેં જે અગ્નિહોત્ર ગ્રહણ કર્યું છે, તે એક બે દિવસનું નથી. એ તો આખા જીવનસુધીનું વ્રત છે. તું હજુ કોમળ વયની છે ઉપવાસ અને રાતદિવસ એક આસન ઉપર બેસીને સાધના કરવાનો તને અભ્યાસ નથી. એટલા માટેજ સુની-

તિએ તને કષ્ટ આપ્યુ નથી. વળી-

સુરુચિ—વળી શુ મહારાજ?

રાજા—વળી એ કે લોકાચાર પ્રમાણે રાજાને એક કરતા વધારે રાણીઓ હોય તો ધર્માનુષ્ઠાનમા તેની સાથે બેસવાનો અધિકાર મોટી રાણીનોજ હોય છે.

સુરુચિ—બસ, મહારાજ! હવે વધારે બોલવાની જરૂર નથી હુ સમજી ગઇ કે આપના સસારમા મારે માટે સ્થાન નથી. રાજનગરમા સારામા સારો મહેલ સુનીતિનો, ભડારમાથી સારામા સારા રત્ન સુનીતિના, ધર્મસાધનમા પણ શ્રેષ્ઠ અધિકાર સુનીતિનો, મને તો કૂતરીની પેઠે તમારૂ અન્ન ખાઇને પેટ ભરવાનોજ અધિકાર તમે તમારી ધર્મપત્નીને લઇને જીવતા રહો. હું વિદાય લઉં છુ

સુરુચિ એટલું બોલીને ઉભી થઈ. મહારાજાએ તેને બળપૂર્વક પાછી પોતાની પાસે બેસાડી અને સ્નેહપૂર્વક તેની પીઠ ઉપર પોતાનો હાથ ફેરવીને કહેવા લાગ્યા. 'પ્રિયે! સાચુ કહુ છુ, તુ મારા આખની કીકી છુ મારા ઘરની શોભા છુ—' પરન્તુ તેમને આગળ બોલતા અટકાવીનેજ સુરુચિ બોલી ઉઠી 'શોભા છુ એ વાત તો સાચી કહી, મહારાજ! હુ એમા લેશમાત્ર પણ સદેહ લાવતી નથી કપડા લત્તાં સજાવીને મને તમારા ઘરની શોભારૂપ પુતળી બનાવી મૂકી છે! ધિક્કાર છે, મારા નારીજન્મને! ધિક્કાર છે પુરુષોની રૂપલાલસાને!'

રાજા—પ્રિયે! તુ નકામું ઓછુ આણે છે હુ હમણાજ સુનીતિને અહિયા બોલાવી મગાવુ છુ હુ તેનું હૃદય ઓળખું છુ. એનો તારા ઉપર એટલો બધો સ્નેહ છે કે એના જાણવામા આવે કે એજ તારા દુખનું કારણ છે, તો ગમે તે ઉપાય કરીને પણ એ તારૂ દુખ નિવારણ કરશે.

એટલુ કહીને રાજાએ એક દાસીને હુકમ આપ્યો 'જા મારૂ નામ દઈને મોટા રાણીને હમણાજ અહિયા બોલાવી લાવ.'

દાસી વિદાય થઈ એટલે રાણી સુરુચિ રોષમા આવીને બોલાવા લાગી 'મોટા રાણી! મોટા રાણી! મોટાં રાણી બધાએ કહે છે મોટા રાણી! એ મોટી રાણી અને હું નાની રાણી! એ મોટી કયાથી? એ રાજાની છોકરી છે અને હુ નથી? એ રાજાની સ્ત્રી છે અને હુ નથી? તેને રૂપ અને મારે નથી? ત્યારે એ મોટી શેની અને હુ નાની શેની? હું પણ

લોકોને બતાવીશ કે હું પણ મોટી રાણી છું. એવું કરૂં તોજ હું મથુરાની રાજકન્યા ખરી!

એટલીવારમા રાજાનો હુકમ મળ્યાથી રાણી સુનીતિ ત્યા આવી પહોચી. થોડીવાર પહેલાજ એ દેવમંદિરમા સંધ્યાની આરતિના દર્શન કરીને આવી હતી; એટલે હજુ તેણે વસ્ત્ર પણ બદલ્યા નહોતા; એ દર્શન કરવાના વસ્ત્ર સાથેજ આવી હતી. તેના વસ્ત્ર ભગવા રંગના હતા, લલાટમા ચન્દનની રેખા હતી કંઠ અને મસ્તકમા દેવતાના પ્રસાદરૂપ પુષ્પમાળાઓ હતી. તેની મુખાકૃતિ ઘણીજ શાન્ત હતી તેને જોતાવારજ કોઇ દેવપ્રતિમા હોય તેવું ભાન થતુ હતું યૌવનનું તરલ લાવણ્ય ચાલી જવાથી પ્રૌઢ વયનુ ગંભીર સૌન્દર્ય તેના આખા અંગ ઉપર છવાઈ ગયુ હતું અને તેના ચહેરા ઉપર પત્નીત્વ કરના માતૃત્વનો ભાવ વધારે પ્રગટ થતો હતો. ઉત્તાનપાદે સુનીતિના સ્નેહ-કરુણાપૂર્ણ, સરળતાના ભંડારરૂપ મુખકમળ તરફ દૃષ્ટિપાત કર્યો, તેના ચક્ષુમા આસુ ભરાઈ આવ્યા. તેના મોમાથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ.

પરન્તુ સુનીતિએ ઓરડામા પેસતા વારજ જોયુ કે સુરુચિના વાળ વિખરાઇ ગયેલા છે, શરીર ઉપર અલંકાર નથી, વસ્ત્ર પણ જૂના છે. એ ઘણુંજ વિસ્મય પામી અને જરા પણ વિલંબ કર્યા વગર તેની પાસે જઇને બેઠી તથા તેના વિખરાયલા વાળને પોતાના હાથમા લઇને સ્નેહપૂર્વક બોલી.

'આજે આમ કેમ બેન ? આજે તારો વેશ કેવો થયો છે ? અંબોડો વાળ્યો નથી, કપાળમા ચાદલો નથી આખા શરીરે ધૂળ ચોટી ગઈ છે, રોઇ રોઇને આખો સુઝાડી દીધી છે, આજ થયું છે શું ! મથુરાથી કોઇ ખરાબ સમાચાર તો નથી આવ્યાને ? '

સુરુચિએ પોતાના કેશ તેના હાથમાંથી ખેંચી લીધા અને ઘણા કર્કશ સ્વરથી બોલી ઉઠી ' સુનીતિ ! તમે મને અડકશો નહિ. '

સુનીતિ વિસ્મય પામીને બોલી ' આ શુ બેન ! તે તો કોઈ દહાડો મને નામ દઇને બોલાવી નથી, રોજ તું મને મોટી બેન કહીને બોલાવે છે. આજ તને થયું છે શું ? તને મારા ઉપર કોઇ રીતે ખોટું લાગ્યું છે ? '

સુરુચિ કાંઇ પણ ઉત્તર આપે તે પહેલાંજ રાજા ઉત્તાનપાદ બોલી ઉઠયા ' રાણિ ! સુરુચિ આજે તારા અને મારા બન્નેના ઉપર ગુસ્સે થઇ છે. સુરુચિના મનમાં એવું ઠસી ગયું છે કે એના કરતાં હુ તને વધારે

ચાહું છુ. એ કહે છે કે રત્નભડારમાનો સૌથી કિમતી હાર મેં તને આપ્યો છે ’

સુનીતિઃ–અહો ! એજ વાત છેને ! હે બેન ! તું જે વખતે મહારાજા સાથે પરણી નહોતી તે વખતથી સ્વર્ગસ્થ મહારાજા સાહેબે એ હાર મને પહેરાવ્યો હતો. એ હાર ઉપર જેટલો મારો અધિકાર છે તેટલોજ તારો છે. આજથી એ હાર તારો થયો.

સુનીતિએ એટલું કહીને એજ વખતે પોતાના ગળામાથી એ અમૂલ્ય હાર કહાડીને સુરુચિને પહેરાવી દીધો દીવાના પ્રકાશમા એ હાર અપૂર્વ જ્યોતિનો પ્રસાર કરવા લાગ્યો, પણ સુરુચિ તેને દૂર ફેંકી દઇને મો ચડાવીને બોલી ‘ સુનીતિ ! હુ મથુરાની રાજકન્યા છુ ભિખારણ નથી તમારૂં આપેલુ દાન હુ ગ્રહણ કરવા નથી માગતી. ’

રાજા અને સુનીતિ બન્ને સુરુચિની વર્તણુક જોઇને અવાક્ થઈ ગયા. થોડીવાર પછી રાજા બોલ્યા ‘ સુરુચિ ! શુ કર્યાથી તને સતોષ થશે તે કહે ! અમે બન્ને એ પ્રમાણે કરવા તૈયાર છીએ ’

સુરુચિએ કહ્યુ ‘ ત્યારે સાભળો મહારાજ ! આ ઘરમા અમારા બન્નેનો ખટાવ થઇ શકે એમ નથી હું જ્યાસુધી બાળક હતી, મારો ખરો અધિકાર શો છે તે જાણતી નહોતી ત્યાસુધી તો સુનીતિએ મને જે કાંઈ આપ્યુ તે લઈનેજ હુ તૃપ્ત થઈ, પણ હવે મારો અધિકાર શો છે તે હું સમજી છુ મારો જે જે વસ્તુઓ ઉપર હક્ક છે તે હું લઈશજ ’

સુનીતિઃ–એ તો ઘણી સારી વાત એટલાજ સારૂ તુ માઠુ શું કામ લગાડે છે ? તારો જેના ઉપર હક્ક છે તે તો તને મળશેજ, પરન્તુ તે ઉપરાત મારૂ પોતાનું જે કાઇ છે તે પણ હું તનેજ આપીશ

રાજાએ દીર્ઘ નિ.શ્વાસ નાખ્યો. જાણે કે તેમના હૃદયનો ભાર કાઇક હલકો થયો તેમણે કહ્યું ‘ સુરુચિ ! જો, જો, મોટી રાણી તને કેટલું ચાહે છે તે નાહકના તેના ઉપર ગુસ્સો કર્યો હતોને ? ’

સુરુચિ બોલી ‘ મહારાજ ! આપ નારીહૃદયને ઓળખતા નથી નારી બીજી સર્વ વસ્તુનો ભાગ આપી શકે છે, પણ સ્વેચ્છાથી પોતાના સ્વામીનો ભાગ કદી પણ કોઇને આપી શકતી નથી. વસ્ત્ર, અલંકાર, ઐશ્વર્ય એ બધું સુનીતિ ભલે રાખે; મારે તો મારા સ્વામી ઉપર સંપૂર્ણ અધિકાર જોઇએ છે. ’

ક્ષણુકાળને માટે સુનીતિના મુખ ઉપર શોક છવાઈ ગયો. પણ ચિત્તને સંયમમા રાખીને એ પોતાના સ્વાભાવિક મધુર સ્વરે બોલી 'બેન ! તારા આવ્યા પહેલાં મે ઘણા દિવસ સ્વામીની એકલી સેવા કરી છે તુ પણ એમની ધર્મપત્ની છુ એટલા માટે જે સેવા હું કરી શકી છુ, તે કરવાનો તને પણ અધિકાર છે. હવે તુજ એ.ત્રી એમની સેવા કર. હું તમને બન્નેને સુખી જોઇનેજ સુખી થઇશ '

સુરુચિએ તેની વાતનો ઉત્તર આપ્યા વગર કહ્યું, 'મહારાજ, સાભળો ! આ નગરીમાં અમો બન્નેને સ્થાન મળી શકે એમ નથી. આપ ચમકશો નહિ, હુ શું કહુ છુ તે એકવાર સાભળો. આપની પહેલી વારની સ્ત્રીને પુત્ર નહોતો થતો એટલા માટેજ આપે મારા પિતાજી પાસે મારૂં માગું કર્યું હતુ. એમનો દૌહિત્ર રાજ્યનો વારસ થશે, એ આશામાજ એમણે મને તમારી સાથે પરણાવી હતી, પણ હવે જો તમે અમને બન્નેને સાથે રાખીને રહો તો મારે જે સતાન થાય તેને રાજ્ય મળવાની આશા ઘણી થોડી રહે એ દિવસે મહર્ષિ બૌદ્ધાયને અમને બન્નેને જોઇને ' પુત્રવતી ભવ ' એવો આશીર્વાદ આપ્યો હતો મહર્ષિનુ વચન કદાપિ મિથ્યા નીવડતુ નથી, એટલા માટે મારી પહેલા કે મારી પછી ગમે ત્યારે પણ સુનીતિને પુત્ર થશે ત્યારે તેને મોટી રાણીનો પુત્ર ગણીને પ્રજામાથી કેટલાક લોકો તેનો પક્ષ લેશે અને મારો પુત્ર નિષ્કલક રાજ્ય કરી શકશે નહિ '

સુનીતિ –બેન ! તારા ઉદ્વેગનુ કારણ એજ છે તો તુ નિશ્ચિન્ત રહેજે. નારાયણ કદી મને પુત્ર આપશે તો તુ ખાત્રી રાખજે કે મારો પુત્ર રાજ્યનો લોભી નીવડશે નહિ. રાજ્યપદ કરતા પણ જે પદ શ્રેષ્ઠ છે તે પદ મેળવવા માટે હુ તેને શિક્ષણ આપીશ.

સુરુચિ.–રાજગાદી કરતા પણ શ્રેષ્ઠ પદ ? તમે એને શું શિખવશો ?

સુનીતિઃ–બેન ! એ વાત તું સમજી શકીશ નહિ, એ વાત રહેવા દે.

' સમજી શકીશ નહિ. ' એ વાત સુરુચિને મર્મભેદી લાગી. એકદમ સર્પ કરડે તેમ અતરના ડંશથી ગર્જના કરીને સુરુચિ બોલી ઉઠી–' સુનીતિ ! તમે સાભળો ! મહારાજ ! તમે પણ સાભળો ! પુત્રને માટેજ ભાર્યાનું પ્રયોજન છે. સુનીતિદ્વારા આપનું એ પ્રયોજન સિદ્ધ ન થયુ એટલેજ આપે મારી સાથે લગ્ન કર્યું છે. હવે આપના સસારમાં અમારાં બન્નેનુ સાથે રહેવું નિષ્પ્રયોજન છે. કાં તો આપ મને વિદાય કરીને સુનીતિને રાખો,

અને કા તો તેમને વિદાય કરીને મને મારો વ્યાજબી અધિકાર આપો.'

સુનીતિની આંખોમાં પાણી ભરાઇ આવ્યું, તે ગદ્‌ગદ્ વચને બોલી 'બેન! આવું શા સારૂ બોલે છે? ચાલ આપણે બન્ને સાથે મળીને સ્વામી-સેવા કરીને જીવનનુ સાર્થક કરીશું. મારે રાજ્ય, ધન, વૈભવ કાંઇ પણ જોઇતું નથી. સવારસાજ પતિદેવના પદની પૂજા કરૂ એજ મારી એક માત્ર પ્રાર્થના છે'

સુરુચિ બોલી:—એમ નહિ થઇ શકે, વસન્ત ઋતુમા નવુ પાદડુ ફુટી નીકળે તે પહેલાજ જૂના પાદડાએ પોતાનુ સ્થાન છોડવું પડે છે. આ સ સારમા હવે તમારે માટે સ્થાન નથી.

સુનીતિએ રાજાની તરફ જોઇને પૂછ્યુ 'કેમ મહારાજ! આપની પણ એજ આજ્ઞા છેને?'

રાજાનુ આખુ અ ગ જાણે વી ધાઇ જવા લાગ્યુ તેણે સુરુચિની તરફ જોયું તો તેની આખોમાથી અગ્નિની ઝાળ નીકળી રહી હતી, તેમણે કાતર સ્વરે સુનીતિને કહ્યુ 'પ્રિયે! હુ શુ કહુ! મારૂં રક્ષણ કર'

સુનીતિ રાજાના મનનો ભાવ સમજી ગઇ હાથ જોડીને પતિના ચરણમા પ્રણામ કરીને એ ઓરડામાથી બહાર જતી રહી. પોતાના અ ગ ઉપરના અલંકારો ઉતારીને એક વિશ્વાસુ દાસીને આપ્યા, અને પહેરે કપડે રાત્રીના અંધકારમા અદ્રશ્ય થઇ ગઇ. 'મોટા રાણી કયા ગયા? મોટા રાણી સાહેબ કયા ગયા?' એવો કોલાહલ થોડીક વારમા આખી ગજનગરીમા મચી રહ્યો કોઇ કાઇ પણ બાતમી આપી શકયુ નહિ. પ્રાત કાળે એક પહેરેગીરે આવીને કહ્યુ કે જે ગુપ્ત દ્વારમાંથી અ તઃપુર-વાસિનીઓ યમુનામા સ્નાન કરવા જાય છે, તે દ્વાર રાત્રે ઉઘાડુ હતું, અને યમુનાની રેત ઉપર સ્ત્રીના કોમળ પગલા હજીસુધી પડેલા દેખાય છે પહેરેગીરના એ સમાચાર સાભળીને નગરવાસીઓએ અનુમાન કર્યું કે મોટા રાણીએ યમુના નદીમા પડીને આપઘાત કર્યો હશે મર્મપીડિત રાજાનો દીર્ઘ નિ.શ્વાસ આકાશમા વિલીન થયો, અશ્રુબિન્દુથી પૃથ્વી ભીંજાઇ ગઇ એજ સમયથી મોટી રાણીનુ નામ પણ ધીમે ધીમે ઉત્તાનપાદ રાજાના સ સારમાથી વિલુપ્ત થઇ ગયું.

યમુનાને કાંઠે એક ઘાડુ જ ગલ ઘણા ગાઉ સુધી ઉત્તર દિશામાં વિસ્તરેલું હતું. એ જંગલના એક ભાગમા મહર્ષિ અત્રિનો પવિત્ર આશ્રમ હતો.

અનેક તપોનિષ્ઠ ઋષિ અને ઋષિપત્નીઓ ત્યા વાસ કરતાં હતાં ત્યા આગળ હિંસા કે દ્વેષ બિલકુલ નહોતા ઐશ્વર્ય કે વિલાસનું ત્યા નામનિશાન નહોતું. પ્રકૃતિનું અપૂર્વ સૌન્દર્ય ભોગવતા, પરસ્પરના સુખે સુખી અને દુઃખે દુઃખી થઇને તેઓ સારી વાતચીતોમા અને સત્કાર્યો કરવામા આયુષ્ય ગાળતા હતા આશ્રમના એક નિર્જન ભાગમા એક નાની કુટીર શોભી રહી હતી. એ ઝુંપડી બીજી કુટીરો કરતા નવી બાંધેલી હોય એવી લાગતી હતી. એ કુટીર ચારે તરફથી વાળી ઝુડીને સાફ કરેલી હતી. ત્યા આગળ કંટક કે કાકરાનુ પણ નામ નહોતું. અસંખ્ય તુલસી વૃક્ષ એ નાનકડી કુટીરની આસપાસ ઉગ્યાં હતાં એક તપસ્વિની એ કુટીરમા એકલી વસતી હતી. આચારમા અને વ્યવહારમા બીજી તપોવનવાસિનીઓ અને આ નૂતન તપસ્વિનીમા ફરક હતો. તેના શરીરનો વર્ણ તપાવેલા સુવર્ણના જેવો હતો, તેનુ આખુ અંગ સુગઠિત અને સુલલિત હતું તેના મુખ ઉપર એક એવો સુદર પ્રશાન્ત ભાવ છવાઈ રહ્યો હતો, કે દર્શન કરતાં વારજ તેની આગળ મસ્તક નમાવવાનું મન થતુ તેની સાડી ગેરુવા રંગની હતી. કઠમા તુલસીમાળા હતી, આખા અગ ઉપર ચંદન તિલક કર્યાં હતા. તે ઘણોખરો સમય સમાધિમાજ નિમગ્ન રહેતી, કોઇ કોઇ વખત કુટીરની બહાર આવીને વૃક્ષના ખરી ગયેલા પત્ર અને ફળ સંઘરી લાવતી. તેનામા દયાનો પાર નહોતો. આશ્રમમા કોઇને કદિ પીડા થતી તો એ તેમની સેવા કરવા જતી અને શોકાર્ત્તને સાન્ત્વના આપતી. માળામાંથી પડી ગયેલા પક્ષીઓનું અને માતૃહીન મૃગશિશુઓનું પાલન કરવાનું કામ ઋષિઓ તેના હાથમાં સોપતા તેની કુટીરમા સર્વદા હરિનામનો ગુંજારવ થતો જ્યારે તેનો પોતાનો સ્વર બધ થતો, ત્યારે તેણે ભણાવેલા પોપટ અને મેનાઓ ‘હરિ’ ‘હરિ’ શબ્દનું ઉચ્ચારણ કરીને એ સ્થાનને પવિત્ર કરતા. તેના ઉપર આશ્રમવાસીઓની ભક્તિ પાર વિનાની હતી. મહર્ષિએ સ્નેહપૂર્વક તેનુ નામ ‘આશ્રમલક્ષ્મી’ રાખ્યું હતું, અને એ નામથીજ બીજા આશ્રમવાસીઓ પણ તેને ઓળખતા. તપોવનમાં પૂર્વાશ્રમનો પરિચય પૂછવાનો સાધારણ રીતે નિષેધ હોવાથી કોઇ તેને પૂર્વાશ્રમનો પરિચય પૂછતુ નહિ. એક માત્ર મહર્ષિ અત્રિનેજ તેનો ખરો પરિચય માલૂમ હતો.

એક દિવસ અગ્નિહોત્ર સમાપ્ત કરી રહ્યા પછી મહર્ષિ અત્રિ આશ્રમ-

લક્ષ્મીની કુટીરમાં પધાર્યા મહર્ષિના દર્શન કરતાવારજ આશ્રમલક્ષ્મીએ ઝટપટ તેમને બેસવાને માટે આસન આપ્યુ અને અર્ઘ્યપાદ્ય કરીને મહર્ષિનો સત્કાર કર્યો મહર્ષિ આસન ઉપર બિરાજ્યા એટલે એમને દંડવત્ પ્રણામ કરીને પોતે જૂદા આસન ઉપર વિનયપૂર્વક બેસી ગઈ પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા પછી મહર્ષિ બોલ્યા ' મા, આશ્રમલક્ષ્મી ! આ આશ્રમમા આવ્યા પછી એક વાર પણ તારા મુખ ઉપર હાસ્ય દીઠુ નથી તુ જ્યા જાય છે ત્યાં તારૂ મુખ મલિન હોય છે, બન્ને ચક્ષુમા આસુ ભરાયલા હોય છે તુ એટલો બધો શોક શા સારૂ કરે છે ? '

આશ્રમલક્ષ્મી મહર્ષિને ' પિતૃ ' શબ્દથી સબોધન કરતી મહર્ષિના પ્રશ્નના ઉત્તરમા તે બોલી ' પિતાજી ! હુ નહિ રોઉ તો બીજુ કોણ રોશે ? રોદન કર્યા વગર મારા પાપનુ પ્રાયશ્ચિત્ત થશે નહિ '

મહર્ષિ —વત્સે ! મે તને કેટલી બધી વાર કહ્યું છે કે તુ બિલકુલ નિષ્પાપ છે તો પછી તુ નિરર્થક પોતાને પાપી શા સારૂ ધારે ? જેવી રીતે ધર્મનું અભિમાન કરવુ મનુષ્યને માટે નિદનીય છે, તેવીજ રીતે પોતાને માટે હલકો અભિપ્રાય રાખવો એ પણ એટલુજ દોષરૂપ છે.

આશ્રમલક્ષ્મી —જો હુ નિષ્પાપ હોઉ તો પછી મારે આટલુ બધુ સકટ શા સારૂ ભોગવવુ પડે ? '

મહર્ષિ —સકટ એ કાંઇ હમેશા પાપની સજા તરીકે નથી ભોગવવું પડતુ કેટલીક વખતે તેમા પરમાત્માનો કાઇક વિશેષ હેતુ સમાયેલો હોય છે જો, સૂર્યદેવ પ્રખર તાપથી પૃથ્વીને બાળી નાખે છે, પણ શુ એ પૃથ્વીના પાપની સજા કરવા માટે કરે છે કે પૃથ્વીને ફળદ્રૂપ કરવા માટે કરે છે ? ભગવાન આપણને વખતો વખત દુ ખથી દગ્ધ કરે છે, તે કેવળ આપણા પાપની સજા કરવા માટે નથી કરતા, આપણી મારફતે કોઇ મોટુ કાર્ય કરવા માટે પણ તે કોઈ કોઇ વખત આપણને દુ:ખી કરે છે. મારી ખાત્રી છે કે તારૂ આ ક્ષણિક દુ:ખ પણ તારા કલ્યાણનેજ સારૂ છે. સ્વામીથી ત્યજાઇને તુ આજ જેવી સારી રીતે જગત્સ્વામીને ઓળખી શકી છુ તેવી સારી રીતે પહેલા કદિ નહિ ઓળખી શકી હોય, અશ્રુપ્રવાહથી તારી મલિનતા ધોવાઇ જઇને તારૂ હૃદય હવે જગતપતિની પધરામણી કરવા માટે યોગ્ય થયુ છે બેટા ! તારા કલેશથી જગતનું કલ્યાણ થશે. મે દિવ્ય ચક્ષુથી જોયુ છે કે તારા ગર્ભમા એક એવો મહા પુરુષ જન્મશે

કે જે આખી પૃથ્વીમા ભક્તચૂડામણિ તરીકે પ્રખ્યાત થશે અને અધ્રુવ અને અસત્ય વસ્તુનો ત્યાગ કરીને એ ધ્રુવ અને સત્ય પદાર્થને પ્રાપ્ત કરશે.

આશ્રમલક્ષ્મી –પિતાજી ! આપનુ વચન નિષ્ફળ નીવડશે નહિ. પણ હુ કયા અને મારા પ્રભુ કયા ? હુ શુ ફરીથી એમના ચરણના દર્શન કરી શકીશ ?

મહર્ષિ–કરી શકીશ, કરી શકીશ, કરી શકીશ. વત્સે ! વિધાતાની લીલા કોણ સમજી શકે છે ? એનું કાર્ય એજ જાણે છે. હવે ઘણો વખત થઇ ગયો છે. હુ વિદાય થઉ છું.

મહર્ષિ એટલું કહીને આશ્રમલક્ષ્મીનો આશીર્વાદ લઇને વિદાય થયા. ધીમે ધીમે પૂર્વાકાશનો સૂર્ય મધ્ય ગગનમા આવી ચડયો અને મધ્ય ગગનમાથી પશ્ચિમાકાશમા અવતીર્ણ થયો. અંધકારે ધીમે ધીમે વનભૂમિને આક્રમણ કર્યું, પરન્તુ સંધ્યાકાળ થતા વારજ ઘોર ઘનઘટાથી આકાશ છવાઇ ગયુ અને વાયુ પ્રબળ વેગે વાવા લાગ્યો મોટા મોટા વૃક્ષ તૂટીને નીચે પડવા લાગ્યા, અને વનચર પ્રાણીઓ ચિસાચીસ કરીને આમ તેમ ફરવા લાગ્યા. જોતજોતામા વનભૂમિએ ઘણી ભયકર મૂર્તિ ધારણ કરી. પાદડાના હાલવાથી અને શાખા સાથે શાખાના ઘસાવાથી ઘણો ભયકર અવાજ થવા લાગ્યો. થોડીવાર પછી મુસળધાર વરસાદ વરસવા લાગ્યો એવી વૃષ્ટિમા બહાર ઉભા રહેવાનુ કોનુ ગજુ હતુ ? આશ્રમવાસીઓ પોતપોતાની કુટીરમા પેશી ગયા અને તોફાન શમી જવાની ઉત્કંઠાપૂર્વક વાટ જોવા લાગ્યા, પણ એક પ્રહર કરતાં વધારે વખતસુધી વ ટોળિયો શમ્યો નહિ. આશ્રમલક્ષ્મી કમાડ બધ કરીને એકલી પોતાની કુટીરમાં બેસી રહી હતી. પ્રબલ વાયુથી તેની કુટીર વારેઘડીએ હાલવા લાગી, અને તેનું હ્રદય કાપી ઉઠયુ. એવામા કોઇએ તેના કમાડને જોરથી ખખડાવીને કહ્યું 'ઘરમા કોણ છે ? મારો પ્રાણ જાય છે ! કમાડ ઉઘાડો ! મને બચાવો.'

આશ્રમલક્ષ્મીએ પહેલા તો વિચાર્યું કે આ કદાચ તેને ભણકારા વાગ્યા હશે. વાયુની ગર્જનાનેજ પોતે કોઈ વિપત્તિગ્રસ્ત મનુષ્યનો આર્ત્તનાદ સમજી હશે એમ તેને લાગ્યું, પણ બીજીવાર, ત્રીજીવાર, ચોથીવાર એમ એનાએજ સ્વરે તેના કાનમા પ્રવેશ કર્યો. તેણે વ્યગ્રચિત્તે કમાડ ઉઘાડયાં. દીવાના પ્રકાશમાં તેની દૃષ્ટિ આવનાર મનુષ્યના ઉપર પડી. બન્ને એકબીજાને દેખીને ચમકી ઉઠયા.

આવનાર મનુષ્ય બોલ્યો ‘ આ કોણ ? મોટી રાણી ! ’

આશ્રમલક્ષ્મી બોલી ‘ કોણ ? મહારાજ ! ’

આગળ એક પણ શબ્દ બોલતા પહેલા બન્ને જણા મૂર્ચ્છિત થઇને જમીન ઉપર પડયા

વાચક બેનો કદાચ સમજી ગઈ હશે કે આ આશ્રમલક્ષ્મી તે આપણી પતિવ્રતા સતી સુનીતિજ હતી અને આ તોફાન અને વાવાઝોડામા તેની કુટીરમા આશ્રય લેવા આવનાર ગૃહસ્થ મહારાજા ઉત્તાનપાદ હતા. ગૃહ-ત્યાગ કરીને રાણી સુનીતિ યમુના નદીને કિનારે કિનારે ચાલીને મહર્ષિ અત્રિઋષિના આશ્રમમા આવી પહોચી હતી. મહર્ષિએ તેનો પરિચય મેળવ્યાથી તથા તેના સુશીલ સ્વભાવથી મુગ્ધ થઇને તેને પુત્રી તરીકે સ્નેહ અને આદર-પૂર્વક પોતાના આશ્રમમા રાખી હતી. ત્યા આગળ ઋષિઓ અને ઋષિ-પત્નીઓના સહવાસથી રાતદિવસ તેમની સાથે સારા વિષયો ઉપર વાર્તા-લાપ કરવાથી તથા તેમની સાથે સત્કાર્યોમા સામીલ રહેવાથી સુનીતિનો સમય પણ સારી પેઠે વ્યતીત થતો હતો. મનુષ્યોની ભીડભાડમા ધ્યાન અને ધારણા સાધવામા જે મુશ્કેલી પડે છે તે મુશ્કેલી આ શાન્ત એકાન્ત આશ્રમમા સુનીતિને નડી નહિ. જેમ ખેતર પ્રથમ સૂર્યના તાપથી તપી જાય છે, પછી હળદ્વારા તેને ખેડવામા આવે છે, અને ત્યારપછી વરસાદની શીતળ ધારા એમા પડવાથી અનાજ ઉત્પન્ન થાય છે, તેમ સપત્નીના દુર્વ્યવહારથી બળી રહેલી, સ્વામીની બેપરવાઇથી જેનુ હૃદય ફાટી ગયુ હતું એવી, સુની-તિએ મહર્ષિ અત્રિના સ્નેહ અને સદુપદેશથી શાન્તિ મેળવી હતી ધ્રુવ જેવા સતાનની માતા થવાને તે અધિકારી બની હતી. યથાકાળે તને પતિના ચરણકમળની સેવા કરવાનો સુયોગ પણ પ્રાપ્ત થયો. મૃગયા રમીને પાછા આવતી વખતે રાજા ઉત્તાનપાદ, આ વાવાઝોડાને લીધે રસ્તા ભૂલી ગયા અને અજાણમાજ રાણી સુનીતિની કુટીરમા આવી પહોચ્યા. મહર્ષિ અત્રિએ તેને વ્યાજબી ઉપદેશ આપ્યો હતો કે વિધાતાની લીલા કોણ સમજી શકે છે ? એનું કામ એજ કરે છે

વાવટોળિયો શમી ગયા પછી આશ્રમવાસીઓને ખબર પડી કે, આશ્ર-મલક્ષ્મીની કુટીરમાં એક અતિથિ આવ્યો છે. સાભળતાવારજ સર્વ આશ્ર મવાસીઓ અતિથિના યોગ્ય આદરસત્કારને માટે તૈયારીઓ કરવા લાગ્યા. એ અતિથિ કોણ છે અને આશ્રમલક્ષ્મી સાથે તેનો શો સબંધ છે તે

સંવાદ પણ થોડીકજ વારમા આખા આશ્રમમા ફેલાઇ ગયા. એ શુભ સમાચાર સાંભળીને ઋષિપત્નીઓના આનંદનો પાર રહ્યો નહિ. પોતપોતાના ઘરમા જે જે ઉત્તમ વસ્તુ હતી તે લઈને એ સર્વ ઋષિપત્નીઓ આશ્રમલક્ષ્મીને ઘેર જઇ પહોચી કોઇએ તાજું ઘી તો કોઇએ દહિં, કોઇએ મધ તો કોઇએ દૂધપાક, એમ સુદર સામગ્રી આણી આપી. કોઇ સુગંધીદાર પુષ્પ લાવી, તો કોઈએ ચંદન લાવી આપ્યુ, અને કોઇએ સ્વાદિષ્ટ ફળફળાદિ આણી આપ્યાં સુનીતિએ સ્વામીને પાણીથી ભિંજાઇ ગયેલા અને થાકી ગયેલા જોઇને તેમને બદલવાને માટે વસ્ત્ર આપ્યાં હતા અને તાપવા માટે શઘડી સળગાવી આપી હતી હવે એ સ્વસ્થ થયા હતા એટલી વારમા ઋષિપત્નીઓને ત્યાથી આવેલું સ્વાદિષ્ટ ભોજન તેમને કરાવ્યુ રાજાને લાગ્યુ કે આવી અમૃત જેવી સામગ્રીઓ મેં આખી જીદગીમાં કોઇ પણ દિવસ ખાધી નથી. આજે ભોજન કર્યાથી તેને જેટલી તૃપ્તિ થઈ હતી તેટલી પૂર્વે કદિ થઈ નહોતી. સુનીતિએ કુટીરમા એક જગ્યાએ પોતાનુ કુશાસન રાજાને માટે બિછાવી દીધુ. રાજાએ તેના ઉપર શયન કર્યું. મનુષ્યોની વસ્તીમા હોય કે તપોવનમાં હોય, નારીસ્વભાવ બધે એકસરખોજ હોય છે મહર્ષિ અત્રિના પત્નીએ જાતે આવીને આશ્રમલક્ષ્મી—સુનીતિનો અંબોડો વાળ્યો પોતાના વલ્કલના છેડાથી તેનું મુખ લુછી નાખ્યુ અને લલાટમા ચદનરેખા અને વચમાં સિંદૂરનો ચાંલ્લો કર્યો. પૂર્ણચન્દ્રના જેવું સુનીતિનું સુંદર મુખ સાદા શણગારથી અધિક સુન્દર થઇ ગયું. 'જાઓ દીકરી લક્ષ્મી! પતિરૂપી નારાયણની સેવા કરી કૃતાર્થ થાઓ!' એટલું કહીને ઋષિપત્ની વિદાય થયાં

પહેલી વાર મળ્યા પછીથી તે પ્રભાતસુધી રાજા અને સુનીતિની વચ્ચે શી વાતચીત થઈ, રાજાએ સેંકડો અને હજારો વાર પોતાનો અપરાધ કબૂલ કરીને કેવી રીતે ક્ષમા માગી, અને સુનીતિએ ખરી પતિવ્રતાને શોભે એવી પ્રેમયુક્ત વાણીથી તેમનો સંકોચ દૂર કર્યો, એ બધી વાત વિસ્તારથી વર્ણવવાનું કાંઇ પ્રયોજન નથી અનુભવ કર્યા વગર એ આનંદનું ભાન કોઇ પ્રકારે થવાનો સભવ નથી પ્રભાત થતા કૃતાર્થ હૃદયે સુનીતિએ પતિને પ્રણામ કર્યા. રાજાએ પણ પત્નીને યથાસંભવ ધીરજ અને દિલાસો આપીને પોતાના નગર ભણી પ્રસ્થાન કર્યું.

સુનીતિની કથાનું વર્ણન કરવામાં અમે ઘણા સમયથી સુરુચિની કથાનો

ઉલ્લેખ કર્યો નથી હવે થોડી વાર તેની પણ ખબર લઈએ સપત્નીને કઢાવી મૂકયા પછી સુરુચિ એકેશ્વરી થઇ બેઠી હતી ધન, જન, સ પદ અને સ્વામી, એ સૌ ઉપર તેનો એકલીનોજ અધિકાર હતો. તેણે ધાર્યું હતું કે પગમાનો કાંટો દૂર થયો એટલે હવે નિષ્ક ટક થઇને અવિચ્છેદ સુખભોગ કરીશ, પરન્તુ એવુ બન્યુ નહિ. તેનું મન અશાન્તિથી ભરપૂર બન્યુ તેની અશાન્તિનું પ્રથમ કારણ લોકનિ દા, તેના ભયથી તેના મો ઉપર જો કે કોઈ પણ કાંઈ કહેતું નહિ, તોપણ એની ખાત્રી હતી કે અંદ-રખાનેથી બધા મોટી રાણીના ચાલ્યા જવાનું કારણ તેનેજ સમજતા હતા, અને એ કારણથી ચારે તરફ તેની નિ દા થતી હતી. તેની અશાન્તિનું બીજું કારણ એ હતુ કે જેમના સુખમા તેનુ સુખ સમાયલુ હતું તે પોતે સુખી નહોતા પતિસેવા કરવામા રાણી સુરુચિ જરા પણ કચાશ રાખતી નહિ; પરંતુ એમ છતા પણ એ પતિને સુખી કરી શકતી નહિ એ જોતી કે રાજાને ભોજનથી તૃપ્તિ થતી નથી, તેમને ગાઢ નિદ્રા કદિ આવતી નથી, રાજ્યકાર્યમા પણ એ પહેલાના જેવો રસ લેતા નથી. રાજા કોઇ દિવસ ચમકીને ઉઠતા, તો કોઇ દિવસ વગર કારણે ઉ ડો નિસાસો નાખતા અને કોઈ કોઇ દિવસ તો એકાત સ્થળમા બેસીને આસુ પણ પાડતા. સુનીતિના ચાલ્યા જવા પછી તેનું શયનગૃહ, શય્યા, વસ્ત્રાલ કાર એ સર્વ સુરુચિનું થયુ હતુ, પરન્તુ એ જોતી કે શયનગૃહમા પ્રવેશ કરતાવારજ રાજાનું મુખ મ્લાન થઈ જતુ. એ પલગમા સૂવા કરતા રાજા ભોય ઉપર જૂદી પથારી કરીને સૂવુ વધારે પસદ કરતા એનું કારણ શુ તે સુરુચિ સમજી શકી નહોતી જે અનુમાન થતુ હતું તે તેને માટે હૃદય-વિદારક હતું. વળી જે દિવસથી રાજા મૃગયા રમીને પાછા ફર્યા તે દિવસથી તેમની રીતભાતમાં વધારે વિલક્ષણતા દીઠામા આવી સુરુચિ ઉપર પ્રીતિ અને આદરભાવ બતાવવામા રાજા તરફથી કોઇ પણ જાતની ત્રુટી થઈ નહોતી, પરન્તુ તેમ છતા પણ સુરુચિને તૃપ્તિ થતી નહોતી હમેશા તેને અમુક એક વસ્તુનો અભાવ ખટકયા કરતો સુરુચિ વિચારતી કે આના કરતા સુનીતિ ઘરમા હતી ત્યારેજ હુ વધારે સુખી હતી રાજા હાલ પહેલા કરતા પણ વધારે આદર કરે છે પરન્તુ એ મારી સાથે દિલ ખોલીને વાત કેમ કરતા નથી?

એ અરસામા સુરુચિને એક પુત્ર જન્મ્યો. હવે સપત્ની કરતા પોતાનું માન જરૂર વધશે એવી આશામા અને પુત્રનું લાલનપાલન કરવામા સુરુ-

ચિના મનનો ઉદ્વેગ થોડોઘણો શાંત થયો.

પેલી તરફ, તપોવનમાં રાજા ઉત્તાનપાદની સાથે એક રાત્રી રહેવાથી, સતી સુનીતિ પણ સગર્ભા થઇ હતી, યથાકાળે તેને પણ એક પરમ સુંદર કુમાર ઉત્પન્ન થયો. મહર્ષિ અત્રિએ શાસ્ત્ર અનુસાર બાળકના જાતકર્માદિ વગેરે સંસ્કાર કર્યા અને તેનું નામ 'ધ્રુવ' પાડ્યું. આ સંસ્કાર વખતે અત્રિ ઋષિએ આશીર્વાદ આપ્યો કે, 'આ સંસારમાં જે એકજ વસ્તુ ધ્રુવ છે તેને આ બાળક પ્રાપ્ત કરશે' ધ્રુવ શુકલપક્ષના ચન્દ્રમાની પેઠે દિવસે દિવસે વધતો જઇને માતાનાં નયન અને મનને તૃપ્ત કરવા લાગ્યો તેના સુંદર વાળ, ચિત્તાકર્ષક નયન, અર્ધસ્ફુટ દાંત એ બધું જોઇને સુનીતિ પોતાનું સઘળું દુઃખ વિસરી ગઈ ધ્રુવ ધીમે ધીમે બેસતા, ભાખોડિયે ચાલતા, ઉભો થતા, કૂદતા અને દોડતા શિખ્યો. ધ્રુવ જ્યારે સાંજે રમીને ધૂળથી ખરડાયલા શરીરે માતાપાસે આવતો ત્યારે માતા સુનીતિ પોતાની સાડીના પાલવથી તેની ધૂળ લુછી નાખતી અને તેને છાતી સરસો ચાંપતી. આથી તેનું હૃદય શીતળ થતું. આશ્રમલક્ષ્મીનો ચહેરો હસતો જોવાનો મહર્ષિ અત્રિને મોટો અભિલાષ હતો તે આજે પૂર્ણ થયો ધ્રુવને જોતાવારજ સુનીતિનું મો મલકાઇ જતું મહર્ષિ વારવાર જોતા કે સુનીતિ ધ્રુવની તરફ અને ધ્રુવ સુનીતિની તરફ એકીટશે જોઇ રહ્યા છે અને બન્નેના મુખ ઉપર મધુરૂં હાસ્ય પ્રકાશી રહ્યું છે સુનીતિ તાળીઓ પાડીને ધ્રુવને નચાવી રહી છે, સાથે સાથે પોતે પણ હાથમાં તાળી લેતી લેતી નૃત્ય કરી રહી છે મહર્ષિ પોતે પણ ગૃહસ્થાશ્રમી હતા એટલે પિતા પોતાની પુત્રવતી દીકરીને સંતાનપાલનમાં ગુંથાયેલી જોઇને સુખી થાય તેમ ધ્રુવમાતા સુનીતિને જોઈ એ પણ આનંદાશ્રુ વિસર્જન કરતા.

ધીમે ધીમે ધ્રુવ કિશોર વયનો થયો. વયની સાથે તેનું અંગ પણ વધતું ગયું. તેનો તપાવેલા કાંચનના જેવો રંગ, ઘાટદાર અંગ, મધુર મુખાકૃતિ એ બધું જોઈને સૌ કોઈ મોહિત થઈ જતાં. એ ઉપરાંત ધ્રુવનો સ્વભાવ એવો મમતાળુ હતો કે એનો સંગાથ છોડવાનું પશુપખીઓને પણ મન થતું નહિ. ધ્રુવ માતાના ખોળામાં બેસીને માતાની પાસે હરિભજન કરતાં શીખ્યો હતો. સંધ્યાકાળે આશ્રમના બાળકોને સાથે લઇને ધ્રુવ માતાની કુટીરના આંગણામાં બેસતો અને ભજન ગાતો. નાચતા અને તાળીઓ પાડતા બીજા બાળકો પણ ધ્રુવની સાથે હરિકીર્તન કરવામાં સામિલ થતા. એ સંગીત

બાળકનુ સ ગીત હતું તાન, સૂર વગેરેનું એમા કાઇ ઠેકાણુ નહોતું, છતા પણ જે કોઇ તેને સાભળતું તે મોહિત થઈ જતુ. ધોળા વાળવાળા વૃદ્ધ ઋષિઓ પણ પોતાની નિત્યની પૂજા અને હોમ ભૂલી જઇને, એ સ ગીત સાભળતા અને સાભળીને ગળગળા થઇ જતા. ક ઠમા તુલસીની માળા, આખા શરીર ઉપર હરિચ દનના છાપેલા શ્રીવિષ્ણુ ભગવાનના પગલા, મુખમા હરિનું નામ; ધ્રુવને જોતા વારજ પ્રેમભક્તિનો કોઇ અવતાર પૃથ્વી ઉપર આવ્યો હોય એવુ લાગતું ધ્રુવનો ભક્તિભાવ જોઇને ઋષિઓ કહેતા કે સુનીતિ જેવી માતાને પેટે આવો પુત્ર જન્મે તેમા આશ્ચર્યજ શુ છે?

ઋષિબાળકો, ઘણી વખત, કોઇક પ્રસ ગ નીકળતા, પોતપોતાના પિતાની વાત કહેતા, પણ ધ્રુવે કોઇ દિવસ પોતાના પિતાને જોયા નહોતા, એટલે એ પોતાના પિતા વિષે કાંઈ પણ કહી શકતો નહિ. એક દિવસે બાળકોએ ધ્રુવને પૂછ્યું 'ભાઇ! અમારે બધાને તો બાપ છે, પણ તારા બાપ ક્યા છે? અમે કોઇએ એમને કદિ દેખ્યા નથી.' ધ્રુવે દિલગીર ચહેરે જઇને માતાને પૂછ્યુ 'મા, મારા પિતા કયા છે?' આ પ્રશ્ન સાભળતાવારજ સુનીતિ ચમકી ઉઠી ને બોલી 'ધ્રુવ! તે આજ એ વાત શા સારૂ પૂછી?'

ધ્રુવ બોલ્યોઃ—મા! ઋષિકુમારો આજ મને કહેતા હતા કે અમારે બધાને બાપ છે, કેવળ તારે એકલાને પિતા નથી. મા, ખરેખર, મારે પિતા નથી?

સુનીતિઃ—એવી ખરાબ વાણી ન કહાડ. કોણે કહ્યું તારે પિતા નથી? તારા પિતા રાજરાજેશ્વર છે

ધ્રુવઃ—મા, ત્યારે એ આપણી પાસે આવતા કેમ નથી?

સુનીતિઃ—આપણા નસિબ! એ સદા પોતાની રાજધાનીમાં રહે છે.

ધ્રુવ.—રાજધાની કયા છે?

સુનીતિઃ—યમુનાના કિનારેથી જે રસ્તો પૂર્વદિશા ભણી જાય છે, તે રસ્તે થઈને રાજધાનીમા જવાય છે.

ધ્રુવઃ—મા! હું રાજધાનીમા જઇને એકવાર પિતાજીને મળી આવીશ.

સુનીતિએ દીર્ઘનિશ્વાસ નાખીને કહ્યુ 'રાજધાની ઘણે છેટે છે. તું હજુ બાળક છું. તારાથી એટલું બધું ચાલી શકાય નહિ નારાયણની કૃપા હશે તો તારા પિતાજીજ અહિંયા તને જોવા આવશે.

ધ્રુવે કાઇ પણ ઉત્તર આપ્યો નહિ. એણે સરખી ઉંમરના બાળકો આગળ

પોતાના પિતાનો પરિચય આપ્યો, એટલે બાળકો સલાહ કરીને બોલ્યા ' ભાઇ ચાલો આપણે બધા તારા પિતાને જઇને જોઇ આવીએ. ' ધ્રુવ બોલ્યો ' હા, ચાલો, મારી પણ એજ મરજી છે. '

બીજે દિવસે સવારે ઋષિબાળકો, ધ્રુવને સાથે લઇને રાજધાની તરફ ચાલ્યા. એક તો અજાણ્યો રસ્તો, બીજું એકે બાળકોને ઝાઝું ચાલવાની ટેવ નહિ, એટલે ભૂખતરસથી ઘણા હેરાન થતા થતા તેઓ બપોરને વખતે ઉત્તાનપાદ રાજાની રાજધાનીમા જઇ પહોચ્યા અત્યારસુધી તેમના મનમા એમ હતું કે, રાજધાની પણ આશ્રમના જેવું કાંઇ હશે, પણ ત્યા ગયા પછી મોટા મોટા ભવ્ય મહેલ, પહોળા રસ્તા, સુંદર બાગબગીચા, લોકોની ભીડવાળાં ચૌટા એ બધું જોઇને બધા ભયભીત અને વિસ્મિત થઇ ગયા. તેમનો વેશ જોઇને નગરવાસીઓ તેમને ઋષિબાળક તરીકે ઓળખી શકયા હતા, એટલે એમાંના કોઇએ સ્નેહપૂર્વક તેમને રાજમહેલનો રસ્તો બતાવી દીધો. એ ઉચ્ચ પ્રકારના શિલ્પકામથી ભરપૂર, વિશાળ, સુંદર મહેલની ભવ્યતા જોયા પછી તો, એ બાળકોના વિસ્મયનો પારજ રહ્યો નહિ. હથિયારબ ધ સિપાઇઓ સુદર ઝગઝગાટ કરતો પોશાક પહેરીને, મહેલનુ રક્ષણ કરવા બારણા આગળ ઉભા હતા. તેમનો ઠાઠ જોઇને બીજા બધા ઋષિકુમારો બીને પાછા હઠી ગયા, પણ ધ્રુવે આગળ જઇને પૂછ્યુ ' રાજા કયા છે ? મારે તેમને મળવું છે. '

પહેરેગીર બોલ્યો:–બાળક ! તું મહારાજાની સાથે મળવા માગે છે ? તુ એવો તે કોણ છે ? કયાથી આવ્યો છે ?

ધ્રુવ:–હુ તેમનો પુત્ર છુ, મહર્ષિ અત્રિના આશ્રમમાથી આવ્યો છું.

પહેરેગીર.–રાજકુમાર તો ઘરમા છે, રૈયત બધી એમજ કહે છે કે અમે રાજાના બેટાબેટી છીએ, રાજાની સાથે મેળાપ કરીશું. હું એમ ગમે તેની ખબર આપવા નથી જતો.

એટલામા એ બાળકોમાથી એક જરાક મોટો ઋષિકુમાર આગળ આવીને બોલ્યો:–અમે ઋષિકુમાર છીએ; તપોવનમાથી આવ્યા છીએ. તારા મહારાજાને આશીર્વાદ આપીશું. સમજ્યો ? જઇને ખબર આપ.

સાભળતાવારજ પહેરેગીર અંદર ગયો અને રાજાની પાસે હાથ જોડીને બોલ્યો 'મહારાજ ! તપોવનમાથી કેટલાક ઋષિકુમાર શ્રીમાન્‌ને આશીર્વાદ આપવા સારૂ આવ્યા છે. હુકમ હોય તો તેમને સભાસ્થળમાં બોલાવી લાવું.'

રાજા.-તેમને વગર વિલબે અંદર બોલાવી લાવ.

એટલે ધ્રુવે બીજા બાળકોની સાથે સભાગૃહમા પ્રવેશ કર્યો. આટલા દિવસસુધી કાવ્ય અને ઈતિહાસના ગ્રન્થોમા સભાગૃહનુ જે વર્ણન તેમણે વાચ્યુ હતુ, તે આજે પ્રત્યક્ષ જોવાનો લાભ મળ્યો, તેમણે જોયુ કે ચિત્ર-વિચિત્ર સ્તમ્ભોથી શોભી રહેલું એ એક વિશાળ દીવાનખાનુ હતું તેની વચમા એક વેદી હતી, વેદીના ઉપર સુવર્ણના સિંહાસન ઉપર રાજા ઉત્તાનપાદ બિરાજ્યા હતા તેમની જમણી, તથા ડાબી બાજુએ સામન્તો, સામે મત્રી અને સભાસદો બેઠા હતા, તથા દૂર અરજદારો ઉભા હતા હથિયારબધ સિપાઇઓ સભાગૃહથી થોડે દૂર ફર્યા કરતા હતા, અને આગળીના ઈશારાથી લોકોની ગડબડને શાત કરી દેતા હતા. સભાગૃહમા સંપૂર્ણ ગભીરતા વ્યાપી રહી હતી ઋષિકુમારોએ રાજાને આશીર્વાદ આપ્યો એટલે રાજાએ પ્રણામ કરીને બધાને બેસવાના આસન આપ્યા ઋષિકુમારોની કુમળી વય, પ્રશાન્ત મુખ અને સરળ ભાવ જોઇને સભાસદો મુગ્ધ થઇ ગયા એ ઋષિકુમારોમાથી એકની તરફ બધાના નેત્ર આકર્ષિત થયા તેનો પહેરવેશ ઋષિકુમારોના જેવો હોવા છતા પણ તેના આકારમા ક્ષત્રિયપણાના લક્ષણ દેખા દેતા હતા એટલી સુકુમાર વયમા પણ તેનો દેહ સુગઠિત અને બલિષ્ઠ હતો, તેની છાતી વિશાળ હતી, પગ દૃઢ હતા, અને બાહુ મજબૂત હથિયાર પકડવાને માટે યોગ્ય હતા, તેના મુખ ઉપર કોમળતાની સાથે તેજસ્વિતા પણ જણાઇ આવતી હતી, એ બાળક આપણો ધ્રુવ હતો

બીજા બધા બાળકો આસન ઉપર બેસી ગયા પણ ધ્રુવ રાજાના સિહાસનની સમીપ પહોચ્યો અને મસ્તક નમાવીને હાથ જોડીને રાજાને પ્રણામ કર્યા રાજા બોલ્યા 'તું ઋષિકુમાર છે હું ક્ષત્રીય છુ, તુ મને પ્રણામ શા સારૂ કરે છે?'

ધ્રુવે કહ્યુ:-આપ મારા પિતાજી છો, હુ આપનો પુત્ર છુ

રાજા:—તારૂ નામ શું? તુ કયાથી આવ્યો છે?

ધ્રુવ —મારૂં નામ ધ્રુવ છે હુ મહર્ષિ અત્રિના આશ્રમમાથી આવ્યો છુ

રાજાના શરીરમા જાણે એક વિજળીનો ચમકારો થયો ધ્રુવને ખોળામા લેવા માટે તેમણે એક વાર તો હાથ જરા લબાવ્યા, પણ પછીથી એમને શરમ આવી તેમણે કહ્યું 'વત્સ! મે તો તને કદિ દીઠો નથી, તું મને તારો પિતા કહે છે, તો તારી માતા કોણ છે? એ તો કહે.'

ધ્રુવઃ—તપોવનમા મારી માને બધા આશ્રમલક્ષ્મી નામથી બોલાવે છે, પણ મેં સાભળ્યું છે કે એમનું ખરૂ નામ સુનીતિ છે.

'સુનીતિ!' એ એક શબ્દે મહામંત્રની ગરજ સારી. રાજાએ લજ્જા અને સંકોચ દૂર કરીને કહ્યું 'બેટા' આવ મારા ખોળામા બેસ. એટલું કહીને તેમણે ધ્રુવને ખોળામા બેસાડયો અને સ્નેહપૂર્વક તેને દઢ આલિંગન આપ્યું સભામા બિરાજેલા મનુષ્યો પુતળાની પેઠે આ દૃશ્ય જોવા લાગ્યા. થોડી વારમાજ આખા રાજનગરમા ખબર ફેલાઇ ગયા કે, મોટી રાણી જીવતા છે, અને તેનો પુત્ર રાજસભામા આવ્યો છે આ સમાચાર મીઠા મરચા સાથે અંતઃપુરમા પણ પહોચ્યા. બેએક દાસીઓ બોલી 'અમે મોટી રાણીને સભામા જોઈ આવી છીએ-હાય! સુકાઈને હાડપિંજર થઈ ગઈ છે. ચેરો કાળો મેશ થઇ ગયો છે.' મોટા રાણીના પાછા આવ્યાની આ ખોટી ગપ સાભળીને પણ પ્રજાજનો ઘણા ખુશ થયા વળી કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે એ લક્ષ્મી જેવી રાણી પાછી તો આવી છે પણ પેલી કર્કશા એને સુખે રહેવા દેશે ત્યારેને?

સુરુચિને કાને પણ એ સમાચાર પહોચતા વધારે વાર લાગી નહિ; સદ્ભાગ્યે તેની આગળ માત્ર ખરી વાતજ પહોચી હતી. છતા પણ મનુષ્યને માટે એક ક્ષણભરને માટે-પણ ઉન્માદગ્રસ્ત થવું સંભવિત હોય તો રાણી સુરુચિ આ સમાચાર સાભળતા વાર ઉન્માદિની થઈ ગઇ એમ કહેવું ગેરવ્યાજબી નહિ ગણાય જે દિવસે રાજા ઉત્તાનપાદ મૃગયા રમવા જતા એક રાત બીજે કયાક રહ્યા હતા, તેજ દિવસથી સુરુચિના મનમા એક સંદેહ પેઠો હતો. હવે તેની ખાત્રી થઈ કે એનો એ સંદેહ મિથ્યા નહોતો. તેના ધૈર્ય અને લજ્જા એકદમ જતા રહ્યાં. મસ્તકના કેશ વિખેરી નાખીને, કાચળી વગેરે કાંઈ પહેર્યા વગર, ધૂળમા રગદોળાયલી સાડી સાથે, ક્રોધથી લાલચોળ આખ કરીને તપી ગયેલા મોં સાથે સુરુચિ રાજસભામા જઈ પહોંચી. તેનો આવો વેશ જોઇને રાજા અને દરબારીઓ ચમકી ગયા, પહેરેગીરોએ ભયના માર્યા રસ્તો છોડી દીધો. સુરુચિએ એકદમ સિંહાસનની પાસે જઇને ઘણા કર્કશ સ્વરે ધ્રુવને કહ્યું 'તું કોણ?'

ધ્રુવ બોલ્યોઃ-'હું ધ્રુવ છું.'

સુરુચિઃ—ધ્રુવ! તારો પિતા કોણ? તારી માતા કોણ?

ધ્રુવે રાજાની તરફ આગળીનો ઈશારો કરીને કહ્યું ‘ આ રહ્યા મારા પિતાજી, અને મારા માતુશ્રીનું નામ છે સુનીતિ. ’

સુરુચિ બોલી ઉઠી ‘ ભિખારણના પુત્ર ! સિંહાસન ઉપર બેસવાને તારી હિંમત કેમ ચાલી ’

‘ ભિખારણના પુત્ર ’ એ શબ્દોથી બાળક ધ્રુવને ઘણુ માઠુ લાગ્યું. તેણે કહ્યુ ‘ મારા પિતાજીએ મને સિંહાસન ઉપર બેસાડ્યો છે. આપ કોણ છો ? ’ સુરુચિ ગર્વપૂર્વક બોલી ‘ હું રાણી છું, આ ઘરનો ધન-વૈભવ બધો મારો છે. ’ ધ્રુવે સુરુચિના ગર્વયુક્ત ચેરા તરફ જોઈને કહ્યુ ‘ તમે રાણી અને મારા માતુશ્રી ભિખારણ ? !’ ધ્રુવના આ સરલ પ્રશ્ને સુરુચિના મર્મસ્થાનને સ્પર્શ કર્યો, એ પ્રશ્નનો કાઇ ઉત્તર આપ્યા વગર એણે કહ્યું ‘ ધ્રુવ ! આ સિંહાસન મારા પુત્રનું છે તું એના ઉપર કેવી રીતે બેસી ગયો ?’ ધ્રુવ બોલ્યો ‘ આ સિંહાસન તો મારા પિતાજીનું છે, તેમણેજ મને અહિયા બેસાડ્યો છે. ’

સુરુચિ રાજાની તરફ રોષપૂર્વક કટાક્ષ કરીને બોલી ‘ મહારાજ ! આપને ધિક્કાર છે ! હજુ પણ તમે એ છળપ્રપચ કરવું ભૂલી ગયા નથી. મારા અને મારા પુત્ર ઉપરનો તમારો પ્રેમ મોએ બતાવવાનોજ છે, નહિતર જે સ્રીને કહાડી મૂકી છે તેના છોકરાને સિંહાસન ઉપર શા સારૂ બેસાડો ? ’ રાજાને આ પ્રમાણે કહ્યા પછી ધ્રુવની તરફ ફરીને સુરુચિ બોલી ‘ મૂઢ બાળક ! જો અપમાનથી બીતો હોય તો હવે આ સિંહાસન ઉપર બેસીશ નહિ તુ રાજાનો પુત્ર છે એ વાત ખરી પણ તું મારો પુત્ર નથી તું એક અભાગી નારીનો પુત્ર છે મારા ગર્ભમા જન્મ્યા વગર આ સિંહાસન ઉપર બેસવાનો કોઇ બાળકને અધિકાર નથી તુ એ સિંહાસન ઉપર બેસવા યોગ્ય નથી. ’

સુરુચિએ એટલુ કહીને ધ્રુવને સિંહાસન ઉપરથી બળપૂર્વક ઉતારવા માટે હાથ લબાવ્યો, પરન્તુ ચતુર ધ્રુવ પોતાની મેળેજ સિંહાસન ઉપરથી ઉતરી પડ્યો સુરુચિની વર્તણુકથી તેના હૃદયમા અત્યત ખેદ થયો મહામહેનને આંખમાના અશ્રુ રોકી રાખીને એ રાજાના સામું જોઇને બોલ્યો, ‘ પિતાજી ! આપ રાજાધિરાજ છો, પરન્તુ મને આશીર્વાદ આપો કે હું આપના પદ કરતા પણ વધારે ઉચી પદવીને પામી શકુ. આપના આશીર્વાદથી આ સિંહાસન મારે બેસવા યોગ્ય ન રહે. ’

આટલુ બોલ્યા પછી ધ્રુવ એક ઘડી પણ રાજસભામા ઉભો રહ્યો નહિ તરતજ એ ત્યાથી ચાલ્યો ગયો ઋષિકુમારો પણ રાણી સુરુચિ તરફ ગુસ્સે થતા થતા ધ્રુવની પછાડી ચાલ્યા, સુરુચિની આવી વર્તણુકથી રાજા પણ મૂઢ જેવો બની ગયો હતો શું કરવું તેની તેને કાઇ પણ સુઝ પડતી નહિ એ વખતે તો એણે એકદમ સભા બરખાસ્ત કરી દીધી.

વાચક બહેનો! તપોવનમાથી ધ્રુવ એકદમ અદૃશ્ય થઇ જવાથી તેની માતા પણ ઘણી આકુળવ્યાકુળ થઈ ગઇ હતી. તેણે ચારે તરફ તપાસ કરી તો માલુમ પડયુ કે બીજા ઋષિકુમારોની સાથે ધ્રુવ યમુનાતટની પૂર્વ દિશામા ગયો છે સુનીતિની ખાત્રી થઇ કે, ધ્રુવ જરૂર રાજધાનીમા જશે બાળક એટલો લાબો પથ કેવી રીતે કાપશે, રાજા તેને જોઇને શું કહેશે, નિર્દય સુરુચિ તેની સાથે કેવો વ્યવહાર કરશે, એવી એવી ચિન્તાઓ સુનીતિના મનને અસ્થિર કરવા લાગી, પરતુ સદ્દભાગ્યે એટલામા ધ્રુવજ આશ્રમમા આવી પહોચ્યો તેનો ઉતરી ગયેલો ચહેરો જોઈને માતા સમજી ગઇ કે એના મનમા દારુણ વેદના થઇ રહી છે. સુનીતિએ તેને ઘણુજ આશ્વાસન આપ્યુ, પણ ધ્રુવનું મન કશાથી પણ શાત થયુ નહિ. રાજસભામા લોકલજ્જાના ભયથી તે પોતાના આસુ ખાળી શકયો હતો, પણ માતા આગળ આવ્યા પછી તેની ધીરજ રહી નહિ. એ હૃદય ખોલીને રોવા લાગ્યો, તેના રોદનથી સુનીતિનું મન અસ્થિર થઇ ગયુ સુનીતિએ પૂછ્યુ 'ધ્રુવ! તુ આટલો બધો દીલગીર કેમ થઇ ગયો છે? તારા પિતાજીએ તને કાઇ કડવા વચન તો નથી કહ્યા?'

ધ્રુવે કહ્યું.-'ના મા! તેમણે તો મને પ્રેમપૂર્વક પોતાના ખોળામા લઈને સિહાસન ઉપર બેસાડયો હતો, પણ એટલામા એક સ્ત્રી કોણ જાણે કયાથી આવી પહોચી. તેના વાળ વિખરાયેલા હતા, કપડા મલિન હતા, આખમાથી આગ વરસતી હતી, તેણે મને કર્કશ સ્વરે કહ્યું-'ભિખારણના પુત્ર! તું સિહાસન ઉપર બેસનાર કોણ?' મેં કહ્યું 'મારા પિતાજીએ મને સિંહાસન ઉપર બેસાડયો છે' એટલી વાત સાંભળ્યા પછી તો એ કોણ જાણે કેટલો બધો ગુસ્સો કરવા લાગી. તેણે પિતાજીને ધમકાવી નાખ્યા. તમને અભાગણ કહ્યા, અને છેવટે મને હાથ પકડીને સિંહાસન ઉપરથી ઉતારવા આવી, પણ હું તો અપમાનની

બીકથી પહેલેથીજ ઉતરી ગયો હતો. એ સ્ત્રી કોણ હશે મા ?' સુનીતિ બધું સમજી જઇને બોલી ' એ તારી વિમાતા '

ધ્રુવ.-વિમાતા એટલે કેવી માતા ?

સુનીતિ-તારા પિતાજીની બીજી સ્ત્રી, તારા પિતાજીએ જેમ મારી સાથે વિવાહ કર્યો છે તેમજ તેની સાથે પણ કર્યો છે

ધ્રુવ-તો પછી એ રાણી, અને તમે ભિખારણ કેમ ? મા !

સુનીતિ-એ મારા અદૃષ્ટના ફળ. બેટા ! તેં તારી વિમાતાને કાંઇ કહ્યુ હતુ ?

ધ્રુવ-ના મા ! હું તો એક અક્ષરે બોલ્યો નહોતો મે ફક્ત પિતાજીને આવતી વખતે એટલું કહ્યુ હતું કે ' પિતાજી ! આપ રાજાધિરાજ છો, પણ મને આશીર્વાદ આપો કે આપની પદવી કરતા પણ કોઇ વધારે ઉંચી પદવી હું મેળવી શકું. '

સુનીતિ ધ્રુવને ખોળામા બેસાડીને તથા તેના મુખને ચુંબન કરીને બોલી ' ધ્રુવ ! નારાયણ તારી મનોકામના જરૂર સિદ્ધ કરશે ! તુ એમને બોલાવ '

ધ્રુવ—મા ! હુ નારાયણને શું કહીને બોલાવુ ?

સુનીતિ—તું કહ્યા કરજે, કે ક્યા છે પદ્મલોચન હરિ ?

ધ્રુવ—મારા બોલાવાથી એ સાભળશે ?

સુનીતિ—તુ જો પ્રેમપૂર્વક બોલાવીશ તો એ અવશ્ય સાભળશે.

ધ્રુવ.—એ ક્યા છે ?

સુનીતિ-એ આકાશમા છે, આ હવામા છે, આ જળમા છે, મારા હૃદયમા છે, તારા હૃદયમા છે, ફળમા છે, ફૂલમા છે, ટુકામા એ હરિ સર્વત્ર છે તારા બોલાવતા વારજ તે દેખા દેશે

ધ્રુવ.-મા ! ત્યારે હુ જાઉં છુ. તમે મારે માટે શોક કરશો નહિ. જ્યાસુધી હરિના દર્શન નહિ કરી શકું ત્યાસુધી પાછો નહિ આવું.

સુનીતિ-તું ક્યાં જઇશ ? મારી પાસે ઘરમા બેસી રહીનેજ એ પદ્મલોચન હરિને બોલાવજે ! તું હજુ બાળક છે. ગાઢા જગલમા હુ તને એકલો જવા દઇશ નહિ

ધ્રુવ-ના મા ! એવું ન કરશો. જે જગ્યાએ મને કોઇ દેખી શકે નહિ, મારી બૂમને કોઈ સાભળી શકે નહિ, એવી જગ્યાએ જઇને હુ

હરિને બોલાવીશ તમે તો કહ્યુ છે ને કે એ હમેશા આપણી પાસેજ રહે છે તો પછી ભય શો છે ?

સુનીતિએ ધ્રુવને ઘણુંએ સમજાવ્યો, પણ કશાથી ધ્રુવનો નિશ્ચય બદલાયો નહિ આખરે સુનીતિએ ધ્રુવને પોતાને હાથે સન્યાસીનો વેશ પહેરાવ્યો તેના માથાના લાબા કેશની જટા બાધી, વસ્ત્ર ઉતારીને વલ્કલ પહેરાવ્યા, ગળામા તુલસીની માળા પહેરાવી, કાનમા પણ તુલસીની માજરો ખોસી, તેની છાતી ઉપર અને લલાટમા ચદનવડે હરિના પગલા આકયા. ત્યાર પછી ધ્રુવના મુખને ચુમ્બન કરીને હાથ જોડીને રોતી રોતી બોલી 'હે પદ્મલોચન હરિ ! ધ્રુવ આટલા દિવસ મારો હતો, આજથી એ તમારો થયો તમે તેનુ રક્ષણ કરજો'

માતાના ચરણમા પ્રણામ કરીને ધ્રુવ વિદાય થયો

મહર્ષિ અત્રિના તપોવનથી ઘણે દૂર ગાઢા જગલમા ધ્રુવે પોતાનો આશ્રમ કર્યો. ધ્રુવનો આશ્રમ એટલે શું ? રીતસર બાધેલુ ઝુપડુ પણ નહિ. એક પ્રાચીન વડ શાખાઓ ફેલાવીને ત્યા ઉગ્યો હતો, તેની નીચે એક મોટો પત્થર પડ્યો હતો. એ મોટી શિલા ઉપરજ ધ્રુવ સૂઈ રહેતો; બેસતો, ધ્યાન ધરતો અને તપસ્યા કરતો, એજ ધ્રુવનો આશ્રમ હતો. તપસ્યા કેમ કરવી તે પણ બાળક ધ્રુવને બિલકુલ નહોતુ આવડતુ. આસન, પ્રાણાયામ. મનન, નિદિધ્યાસન એમાનુ કશુ ધ્રુવ જાણતો નહોતો માતાએ જે મહામત્રની દીક્ષા આપી હતી તે મહામત્રનોજ એ રાતદિવસ જપ કર્યા કરતો હતો એ મત્રર્થીજ ધ્રુવ આરાધના કરતો એજ ધ્રુવની તપસ્યા હતી. માએ કહ્યુ હતું કે હરિ સર્વત્ર વિરાજમાન હોય છે. એટલે ધ્રુવ ઝાડપાન, પશુપક્ષી, જે કાઈ જોતા તેને પૂછતો કે, તમે મારા પદ્મલોચન હરિ છો ? પ્રેમનો આવો મહિમા જોઈને ચેતન અચેતન સૌ કોઇ મુગ્ધ થઇ જતું-સૌ કોઇ બાળક ધ્રુવને વશ થઇ જતું. ધ્રુવના પ્રેમને લીધે વાઘ, વરૂ આદિ હિસક પ્રાણીઓ પોતાની હિસાવૃત્તિનો ત્યાગ કરતા. અચેતન વૃક્ષ, લતાઓ ફળફૂલથી સુશોભિત થતા કઠણ પત્થરોને ભેદીને નિર્મળ જળના ઝરણાઓ વહેતા ધ્રુવ રાતદિવસ ફક્ત એકજ વાત પૂછયા કરતો 'કયા છે પદ્મલોચન હરિ ! કયાં છે ? જ્યા હોય ત્યાથી આવી જાઓ ' ધ્રુવ વિચારવા લાગ્યો 'માએ તો કહ્યું હતું કે સારી રીતે બોલાવ્યાથી તે આવશે, પણ હું આટલી બધી વાર

એમને બોલાવું છું તો એ કેમ નથી આવતા ?'

આ પ્રમાણે તપસ્યા કરતા ધ્રુવને ઘણા દહાડા થયા. એક દિવસ ધ્રુવે જોયું કે એક સૌમ્યમૂર્તિ પુરુષ તેની પાસે આવે છે તેમના માથાના વાળ શ્વેત છે, મૂછો પણ શ્વેત છે, પહેરેલા વસ્ત્ર પણ શ્વેત છે, અને ગળામા ધારણ કરેલી પુષ્પમાળા પણ શ્વેત છે. તેમનુ મુખ હાસ્યથી ઉજ્જવળ છે જીભ રાતદિવસ હરિના નામનુ ઉચ્ચારણ કરી રહી છે ધ્રુવે વિચાર્યું કે, આજ મારા પદ્મલોચન હરિ છે ધ્રુવ દોડી જઇને પોતાના બે નાજુક હાથથી એમને બાઝી પડયો અને પૂછવા લાગ્યો 'તમેજ મારા પદ્મલોચન હરિ છોને ?'

આવનાર પુરુષે ધ્રુવને ખોળામા લઇને કહ્યુ 'ધ્રુવ ! હુ તો તારા પદ્મલોચનનો દાસાનુદાસ છુ મારૂ નામ નારદ છે તેમણે મને તારા સમાચાર લેવા મોકલ્યો છે'

ધ્રુવ.-તેમણે મારો પોકાર સાભળ્યો છે ?

નારદ:-જે દિવસથી તે પહેલીવાર એમનુ નામ ઉચ્ચારવુ શરૂ કર્યું તેજ દિવસથી તેમણે સાભળ્યુ છે

ધ્રુવ.-તો પછી એ આવતા શા સારૂ નથી ?

નારદ -હુ પાછો જઇને તેમને કહીશ એટલે એ આવશે.

આ શુભ સમાચાર સાભળીને ધ્રુવના નયનમા અશ્રુધાર વહેવા લાગી નારદ બોલ્યા 'તુ કેવી રીતે એમને બોલાવે છે ? એક વાર મને સભળાવ તો'

ધ્રુવ બોલ્યો 'પદ્મલોચનહરિ ! કયા છો ? આવો ! આવો !'

નારદ.-તુ બીજુ કાંઈ કહેતો નથી ?

ધ્રુવ -ના, માએ શિખવ્યુ છે એટલુજ બોલુ છુ

નારદ -ત્યારે હુ જે પ્રમાણે કહું છુ તે પ્રમાણે બોલ પદ્મલોચન હરિ ! તમે કયા છો ? આવો, મારા ઉપર દયા લાવો

ધ્રુવ બોલ્યો 'પદ્મલોચન હરિ તમે કયા છો ? આવો, મારા ઉપર દયા લાવો'

નારદે કહ્યુ 'બોલ ! પદ્મલોચન હરિ ! કયા છો ? મારી માતાના ઉપર દયા આણો'

ધ્રુવ બોલ્યો'-પદ્મલોચન હરિ ! કયા છો ? મારી માતાના ઉપર દયા આણો.

નારદ બોલ્યા-'કહે કે, પદ્મલોચન હરિ ! કયા છો ! આવો મારા

પિતાના ઉપર દયા લાવો '

ધ્રુવ બોલ્યો.-પદ્મલોચન હરિ ! ક્યા છો ? આવો. મારા પિતાના ઉપર દયા લાવો.

નારદ બોલ્યા -કહે કે, હે પદ્મલોચન હરિ ! તમે ક્યા છો આવો અને મારી વિમાતા ઉપર દયા કરો.

ધ્રુવ ચૂપ રહ્યો નારદ બોલ્યા-' ધ્રુવ ! કહે કે મારી વિમાતા ઉપર દયા કરો '

ધ્રુવ બોલ્યો -વિમાતાએ મને ઘણું દુઃખ દીધુ છે

નારદ બોલ્યા -એટલાજ સારૂ તારે હરિની આગળ એમને માટે કહેવું પડશે.

છતાં પણ ધ્રુવ ચૂપ રહ્યો એટલે નારદ બોલ્યા ' ધ્રુવ ! ત્યારે હું આ ચાલ્યો, તુ જાણતો નથી કે ભક્તના ક્લેશથી ભગવાન પોતે ક્લેશ પામે છે ? તારી વિમાતાના વચનોથી તને જે ક્લેશ થયો છે તેના કરતા પણ વધારે ક્લેશ પદ્મલોચન હરિને થયો છે, છતા પણ એ તારી વિમાતાને ચાહે છે અને તુ ચાહી શકતો નથી ?' ધ્રુવ ક્ષણકાળસુધી ચૂપચાપ બેસી રહીને નારદના મો સામુ જોઇ રહ્યો. ત્યાર પછી એણે નારદને પૂછયું 'આપે શુ કહ્યુ ? મારા પદ્મલોચન હરિ મારી માતાને ચાહે છે ? તો હું પણ એમને ચાહીશ 'એટલુ કહીને ધ્રુવ બોલ્યો 'હે પદ્મલોચન હરિ ! તમે કયા છો ? આવો મારી વિમાતા ઉપર દયા આણો '

બીજીજ ક્ષણે ધ્રુવે જોયુ કે નારદજી અન્તર્ધાન થઇ ગયા છે એકદમ અપૂર્વ પ્રકાશથી એ વનભૂમિ પ્રકાશિત થઇ અપૂર્વ સુગંધી ચારે તરફથી આવવા લાગી અને પહેલા કોઇ પણ દિવસ નહિ સાભળેલું એવુ મધુર સગીત ધ્રુવના સાભળવામા આવ્યુ. જે મૂર્તિ ધ્રુવે આટલા દિવસ પોતાના હૃદય પટ ઉપર અકિત રાખી હતી, તે આજે પ્રત્યક્ષ જોઈ ભક્તની સાથે ભગવાનનું મિલન કેવું મધુર હોય છે. તે ભાષામા વ્યક્ત કરી શકાય ? જેણે જીદ-ગીમા કોઇ પણ વખત એ મધુર રસનો સ્વાદ ચાખ્યો હશે તેજ તેનું અનુમાન કરી શકશે ધ્રુવ કૃતાર્થ થયો. અન્તરમા અને બહાર તેણે પદ્મલોચન હરિના દર્શન કર્યા. એ હરિદર્શનથી કૃતાર્થ થઇને ધ્રુવ પાછો પોતાના આશ્રમમાં ગયો.

આખની કીકી જેવા પ્યારા પુત્રને પાછો આવેલો જોઇને સુનીતિના

હર્ષનો પાર રહ્યો નહિ. આજ એ કૃતાર્થ થઈ. મહર્ષિ અત્રિ તેમનાં પત્ની અને બીજા ઋષિઓ તથા ઋષિપત્નીઓ સુનીતિની કુટીરમા આવીને ધ્રુવને ખોળામા લઇને આશીર્વાદ આપવા લાગ્યા મહર્ષિ અત્રિ બોલ્યા 'આટલા દિવસ પછી આજે મારો આશ્રમ ખરેખરૂ પુણ્યક્ષેત્ર બન્યો ભક્ત ચૂડામણિ ધ્રુવને છાતી સરસો ચાંપીને આજે મે મારો જન્મારો સફળ કર્યો'

બીજી તરફ, જે ક્ષણે ધ્રુવે તેની વિમાતા ઉપર દયા આણવાને ભગવાનને પ્રાર્થના કરી હતી તેજ ક્ષણથી સુરુચિનુ મન બદલાવા માડયુ હતુ. ધ્રુવને ખોળામા બેસાડવા અને સુનીતિ પાસે ક્ષમા માગવાને માટે તે આકુળવ્યાકુળ થઇ ગઈ. થોડાકજ દિવસમા તે રાજા ઉત્તાનપાદની સાથે મહર્ષિ અત્રિના આશ્રમમા ગઇ પ્રથમ સુનીતિની કુટીરમા જઈને એ તેના પગમા ઢળી પડી અને તેના બન્ને પગ પકડીને બોલી 'મોટી બહેન! હુ અત્યાર સુધી મૂર્ખ હતી. મૂર્ખના અપરાધ માફ કરવા જોઇએ તમે મારા બધા દોષ માફ કરો, નહિ તો હુ અહિંયાજ પ્રાણ તજીશ.'

સુનીતિ બોલી 'બહેન! તારે લીધેજ મારો ધ્રુવ પદ્મલોચન હરિના દર્શન કરવાને ભાગ્યશાળી નીવડયો છે. હું તારા અપરાધને કોઈ દહાડો મનમા આણવાની નથી ચાલ બહેન, આપણે બન્ને જણીઓ મળીને, જીવીએ ત્યાસુધી હળીમળીને પતિદેવની સેવા કરીએ '

સુનીતિના બાકીના જીવનની કથાનુ લાબુ વર્ણન કરવુ હવે નિષ્પ્રયોજન છે. મહર્ષિ અત્રિ અને તેમના પત્ની તથા બીજા આશ્રમવાસી ઋષિ અને ઋષિપત્નીઓ પાસે વિદાય માગીને સુનીતિ, પુત્ર ધ્રુવની સાથે પતિની રાજધાનીમા પાછી ગઇ. ત્યા આગળ રાજાએ તથા રાણી સુરુચિએ તેમનો ઘણાજ આદરપૂર્વક સત્કાર કર્યો ઘણી ધામધુમ સાથે તેઓ ધ્રુવને અને ધ્રુવજનનીને નગરમા લઈ ગયા લોકોએ પણ ધ્રુવને આવું ઉચ્ચ શિક્ષણ આપવા માટે રાણી સુનીતિને ઘણો ધન્યવાદ આપ્યો.

રાણી સુનીતિ અને સુરુચિએ બાકીનુ જીવન ઘણા સુખમાં ગાળ્યુ.

રાણી સુનીતિ જેવી માતાઓ દેશમા ઘણી અવતરો એજ પ્રાર્થના સાથે અમે પણ આ ટુકુ ચરિત્ર સમાપ્ત કરીએ છીએ

---

# रत्न ७१ मुं–शकुन्तला



ચીન નારીઓ જેવી રીતે સંપૂર્ણરૂપે સ્વામીને આત્મસમર્પણ કરવામા નારીજીવનનું સાર્થક સમજતી, સ્વામીને દેવતા ગણીને તેની સેવાનેજ જીવનનું મુખ્ય કર્તવ્ય ગણતી, તેવી રીતે આર્ય પુરુષો પણ સ્ત્રીને સહધર્મિણી અને ગૃહિણીના ઉચ્ચ આસનપર બેસાડીને ગૃહદેવીની પેઠે તેનું સન્માન કરતા ક્ષત્રી રાજાઓ સાધારણ રીતે સ્ત્રીને 'દેવી' કહીન બોલાવતા દાસીની માફક સેવા કરવા છતા પણ સહધર્મિણી અને ગૃહિણી તરીકેનુ પોતાનુ ગૌરવ આર્યસ્ત્રીઓ સારી રીતે જાણતી હતી સ્વામી સ્ત્રીને યોગ્ય સન્માન ન બતાવે તો તેજસ્વી પ્રાચીન આર્ય સ્ત્રીઓ સ્વામી પાસે એવા ઉચ્ચ સન્માન અને પ્રતિષ્ઠાની માગણી કરતી હતી. શકુન્તલાનુ જીવન નારીપ્રતિષ્ઠાનું એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે.

એક સમયે મહર્ષિ વિશ્વામિત્ર ઘોર તપસ્યામા નિમગ્ન થયા હતા એમની એ તપસ્યા જોઈને ઇન્દ્રનુ ઇન્દ્રાસન ડોલી ઉઠ્યુ. દેવરાજને શકા થવા લાગી કે રખે ઋષિ મારી ગાદી ન પડાવી લે એ શકાથી એમણે ઋષિની તપશ્ચર્યામા ભગ પડાવવા સારૂ સ્વર્ગની અપ્સરા મેનકાને એમની પાસે મોકલી, અને આજ્ઞા આપી કે તારે ત્યા જઇને પોતાના રૂપ, યૌવન, હાવ, ભાવ, કટાક્ષ, હાસ્ય અને મધુર વચનોના બાણ મારીને મુનિના તપમા વિઘ્ન નાખવુંજ પડશે ' ઇન્દ્રની આજ્ઞા માનીને મેનકા ઋષિના તપોવનમા ગઇ એ સમયે મુનિ આખો મીંચીને પરમાત્માના ધ્યાનમા નિમગ્ન હતા મુનિનું તેજ જોઇને અપ્સરા બ્હી ગઇ અને ભક્તિપૂર્વક તેમને નમસ્કાર કરીને પોતે વનમા આમતેમ ફરવા લાગી

ઇન્દ્રે મેનકાની મદદે વાયુ દેવતા અને કામદેવને પણ મોકલ્યા હતા. એમના પહોચતાવારજ વનની શોભા કાંઇ નવીનજ પ્રકારની થઇ ગઇ. ચારે તરફ વસન્ત ઋતુ ફાલી રહી એવો સુન્દર લાગ જોઇને મેનકાએ મીઠા સ્વરથી ગાયન ગાવું શરૂ કર્યું કોયલને પણ શરમાવે એવો એ મધુરો સ્વર ધ્યાનમગ્ન ઋષિના કાનમા પહોચ્યો. એમની સમાધિ છૂટી ગઇ, અને એમણે ધીમે ધીમે નેત્ર ઉઘાડયા. નેત્ર ઉઘડતાજ એમણે વસન્તની

શોભા અને અદ્ભુત રૂપલાવણ્યવતી અપ્સરા મેનકાને દીઠી. ઋષિના મનમા કામવિકાર ઉત્પન્ન થયો. તેમણે મેનકાને આદરપૂર્વક પોતાની પાસે બોલાવી, પ્રેમપૂર્વક વાર્તાલાપ કર્યો. ઋષિનું મન કાબુમાં ન રહ્યું. એમની તપસ્યા ખડિત થઈ ગઈ. ઇન્દ્રની મનોકામના પૂર્ણ થઇ. સસાર-ત્યાગી મુનિએ મેનકાને પત્નીરૂપે સ્વીકારી, એ નિર્જન વન એમની લીલાભૂમિ બની ગયું દિવસો વીતી ગયા. નવીન દમ્પતી સુખપૂર્વક સમય વ્યતીત કરવા લાગ્યા વખત જતા મેનકા ગર્ભવતી થઇ, અને નવ માસ પૂરા થતા એણે એક પરમ સુન્દર કન્યાને જન્મ આપ્યો પોતાની તપસ્યા ભગનું એ પરિણામ જોતાવારજ વિશ્વામિત્ર ઘણા દુખી થયા પોતાના કર્મમાટે એમને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો, પણ હવે શુ વળે ?

એક દિવસ મેનકાએ બાલિકાને મુનિના ખોળામા સોપીને પોતે સ્વર્ગમા જવાનો વિચાર કર્યો એ વિચારને અમલમા મૂકવા સારૂ એ કન્યાને હાથમાં લઈને હસતી હસતી ઋષિની પાસે આવી અને પોતાનો અધો વૃત્તાત કહી સભળાવીને કહેવા લાગી "મહારાજ ! લ્યો આપની આ કન્યાનું આપ પાલનપોષણ કરજો. હુ તો સ્વર્ગલોકમા જાઉં છું"

એ શબ્દો સાભળતાવારજ મુનિની લજ્જા અને ગ્લાનિ વધી ગઈ. એ પુષ્કળ પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને બોલ્યા "મેનકા ! દુર્ભાગ્યથી હું આ બાલિકાનો પિતા છુ એ વાત ખરી, પણ એના લાલનપાલનનો ભાર તો તારેજ તારે માથે લેવો જોઈએ તું એની માતા છે, અને માતાનું કર્તવ્ય તો તારેજ પાલન કરવું જોઇએ. દેવરાજ ઇન્દ્રે મારી તપસ્યામા ભગ પડાવવા સારૂ આવું કાવતરૂ રચ્યુ હશે તેની મને ખબર નહોતી. જે થનાર હતું તે થઇ ચુકયુ, પણ હવે તુ આ કન્યાને લઇને મારી આગળથી ચાલી જા, નહિ તો સભવ છે કે ક્રોધના આવેશમા હું તને શાપ દઇશ અને કાઈ આડુ અવળુ કરી બેસીશ" ઋષિનો ક્રોધ જોઇને મેનકા ત્યાથી કન્યાસહિત ચાલી ગઇ, અને હિમાલયની પાસે માલિની નદીને કિનારે પહોચીને, ત્યાજ આગળ નવી જન્મેલી બાલિકાને મૂકી દઇને પોતે સ્વર્ગની તરફ ચાલી ગઇ

માતપિતાએ ત્યાગેલી બિચારી બાલિકા એ નિર્જન વનમા એકલી પડી રહી માતા તો એ પ્રમાણે નિષ્ઠુરતાથી કન્યાને છોડીને ચાલી ગઈ, પણ અનાથોનો નાથ, દીનબન્ધુ બધાનું રક્ષણ કરે છે એજ દીનાનાથે

એ બાલિકાનું પણ અણધારી રીતે રક્ષણ કર્યું માંસાહારી પશુઓથી વસાયલા જંગલમા બાલિકાને પડેલી જોઇને એ વનનાં પક્ષીઓને દયા આવી અને તેમણે પોતાની પાખોની નીચે સંતાડી દઇને એનુ રક્ષણ કર્યું.

એજ સમયે તપોવનમાથી મહામુનિ કણ્વ માલિની નદીમા સ્નાન કરવા ગયા હતા સ્નાન કરીને ઘેર પાછા ફરતા એમણે પક્ષીઓના એક ટોળાને કોઈ વસ્તુના ઉપર બેઠેલુ જોયુ. એ એમની તરફ ગયા, એટલે પક્ષીઓ ઉડી ગયા, અને એક સુન્દર બાલિકા એમની નજરે પડી.

મુનિના હૃદયમા દયા ઉત્પન્ન થઈ અને એ તેને પોતાના ખોળામાં ઉપાડી લઈ ને કુટિરમા ચાલ્યા આવ્યા, અને ઘણા પ્રેમથી એનું પાલન-પોષણ કરવા લાગ્યા " શકુન્ત " પક્ષીઓએ રક્ષણ કર્યું હતું માટે મુનિએ એ બાલિકાનું નામ ' શકુન્તલા ' પાડ્યું

શુકલપક્ષની ચન્દ્રકળાની પેઠે શકુન્તલા દિનપ્રતિદિન વધવા લાગી મુનિકન્યાઓ તેને પુષ્કળ લાડ લડાવતી હતી. સ્વાદિષ્ટ ફળ, મીઠુ અને સ્વચ્છ જળ અને શુદ્ધ વાયુનુ સેવન કરતી શકુન્તલા સુખપૂર્વક જીવન ગાળવા લાગી તપોવનમા તપસ્વિનીઓની સાથે રાતદિવસ રહેવાથી એના પ્રત્યેક કાર્યમા, અને એની વાતચીતમા સરળતા, પવિત્રતા, આડંબરશૂન્યતા અને નિષ્કલંકતા જણાઇ આવતા હતા સાદાઇની તો એ મૂર્તિ હતી, પરન્તુ ખરા સૌન્દર્યને અલંકાર કે ટાપટીપની જરૂરજ નથી હોતી. અસાધારણ સૌન્દર્ય, તથા હૃદયની નિર્દોષતાને લીધે શકુન્તલા અનેક રાજ-કન્યાઓ કરતા પણ અધિક લાવણ્યમયી લાગતી હતી

આ પ્રમાણે સુખમા બાલ્યાવસ્થા વીતી ગઈ, અને શકુન્તલાએ યૌવનમા પ્રવેશ કર્યો મુનિરાજને હવે તેના લગ્નની ઘણી ચિન્તા થવા લાગી. પોતાની ખાસ દેખરેખ નીચે તેને ઉંચા પ્રકારનુ શિક્ષણ મળ્યું હતું. એવી કન્યાને કોઇ યોગ્ય પુરુષના હાથમા સોપવાની તેની અભિલાષા હતી

જે સમયની અમે વાત કરી રહ્યા છીએ તે સમયે ભારતવર્ષમા દુષ્યન્ત નામનો એક પ્રતાપી અને ચક્રવર્તી રાજા રાજ્ય કરતો હતો. એ ઘણો ધર્માત્મા અને ન્યાયી હતો અપરાધો એના રાજ્યમાં જવલ્લેજ થતા હતા. લોકો ઘણા સુખી અને સમૃદ્ધિશાળી હતા

રાજા દુષ્યન્ત એકવાર પોતાના સૈન્ય અને સામન્તોસહિત શિકારે નીકળ્યા હતા. અનેક જંગલી પશુઓનો શિકાર કરતા એ એક પરમ

રમણીય વનમા જઇ પહોચ્યા એ વખતે રાજાએ વધારાના માણસોને પાછા મોકલી દીધા હતા, અને થોડાકજ શિકારી સાથીઓ સાથે હતા

એ વનમા એક હરણને જોઈને, રાજા તેની પછાડી પડયો, અને તેનો શિકાર કરવાની ઇચ્છામા રથને દોડાવતો માલિની નદીના કિનારા ઉપર જઇ પહોચ્યો. મૃગ ઘણું ચચળ હતું અને રાજાના ઘણા બાણ અત્યાર-લગી નિષ્ફળ નીવડયા હતા, પરન્તુ હવે એનાથી બચાય એમ નહોતુ. રાજા બહુ પાસે પહોચી ગયો હતો, પણ એમણે મૃગની ઉપર ફેકવા સારૂ તીરને ધનુષ્યની દોરી ઉપર ચઢાવ્યું એજ વખતે દૂરથી બે તપસ્વીઓ ઉચે સ્વરે પોકારીને કહેવા લાગ્યા–"મહારાજ શાત થાઓ આ આશ્રમની પાસે પશુવધ ન કરશો. અહિં અહિંસાનુ સામ્રાજ્ય છે અહિ કોઈ પણ જીવનો વધ કરવાની મનાઇ છે" તપસ્વીઓની વિનતિ ધ્યાનમા લઈને રાજાએ ધનુષ્ય રોક્યુ, અને રથને પણ ત્યાજ થોભાવ્યો. એટલીવારમા પેલા તપસ્વીઓ પણ ત્યા જઈ પહોચ્યા, અને નમ્રતાપૂર્વક કહેવા લાગ્યા.—

"નહિ નહિ તુજ છાજે બાણનો આ પ્રહાર,
મૃદુ હરણ શરીરે પુષ્પમા જેમ આગ,
અતિ ચપલ અરે! રે! જીવ એવા મૃગો ક્યા,
કઠિન શર અને ક્યા, વજ્ર જેવા તમારા"

(અનુષ્ટુપ)

પાછું તાકી મુકયુ તેણે, ભાથામા બાણ ઘાલવા,
પીડા રક્ષાર્થ આ શસ્ત્ર, રકને નહિ મારવા

(રા ઝ ઉ યાજ્ઞિકકૃત શકુન્તલા)

રાજાએ ઋષિઓની આજ્ઞા પ્રમાણે બાણને ભાથામા મૂકી દીધું, અને તપોભૂમિમા મૃગયા રમવાનો વિચાર માડી વાળ્યો એ જોઇને તપો વનવાસી ઋષિ પ્રસન્ન થયા, અને કહેવા લાગ્યા "રાજન્! ધન્ય છે! પુરુકુળના વશજને છાજે એવુંજ કાર્ય આપે કર્યું છે અમે આપને આ શીર્વાદ આપીએ છીએ કે

પુત્ર એક તને થાશે ચક્રવર્તી મહાગુણે"

ત્યાર પછી ઋષિઓએ તપોવનમા કણ્વમુનિના આશ્રમમા જઇ અતિથિ-સત્કાર કરવાની અને પોતાના રાજ્યમા ઋષિઓ કેટલા આરામમા રહીને ઈશ્વરભજન કરે છે તે જાતે જોઇ આવવાની પ્રાર્થના કરી.

રાજાએ પૂછ્યુ "તો શું આપના ગુરુજી, પૂજ્યપાદ કણ્વ મુનિ હમણાં આશ્રમમા બિરાજે છે ?"

ઉત્તરમા મુનિના શિષ્યોએ જણાવ્યું "ના પણ એથી શુ ? એમની કન્યા શકુન્તલા તો આશ્રમમા છે ને ? એજ મેમાનોની મેમાનગત કરે છે આપ આનંદપૂર્વક પધારો, અને કોઇ વાતની ચિન્તા ન કરશો ઋષિ આજ-કાલ સોમતીર્થ ગયા છે. શકુન્તલાના જન્માક્ષરમા કોઈ ખરાબ યોગ લગ્યો છે તેની શાન્તિ સારૂ ત્યા ગયા લાગે છે"

રાજાએ કહ્યુ "તો ચાલો હું આપના આશ્રમના દર્શન કરીને મારા આત્માને પવિત્ર કરી આવું" ત્યાર પછી રાજાએ પોતાના રથને આગળ ચલાવ્યો, અને આશ્રમ પાસે આવતા ધનુષ્ય અને તીરને રથમાજ મૂકીને પોતે પગે ચાલતા આગળ ગયો.

તપોવનમાં પ્રવેશ કરતાંવારજ રાજાની જમણી ભૂજા ફરકવા લાગી તપોવનમા વિવાહસૂચક મગળ શકુન થતાં જોઇને રાજાને ઘણુ આશ્ચર્ય લાગ્યુ, અને એ આગળ વધ્યો ત્યા જઈને જુએ છે તો એક સ્થળે ત્રણ કન્યાઓ નાના નાના કળશ બગલમા લઇને વૃક્ષોને પાણી સીચી રહી હતી એમના રૂપલાવણ્યને જોઇને રાજા આશ્ચર્ય પામ્યો અને મનમાં ને મનમા કહેવા લાગ્યો "આ જગલમા વસનારી ઋષિકન્યાઓ છે પણ એમની સુન્દરતા અને કોમળતા એવા અનુપમ છે, કે મારા અંતઃપુરમા પણ એવી ખુબસુરત સ્રી કોઈ નથી હું તો જોઉ છુ કે આ વનલતાઓએ ઉદ્યાનલતાઓને પણ મહાત કરી છે" શકુન્તલાનો કુદરતપ્રત્યેનો પ્રેમ જોઈ એ અધિક મુગ્ધ થયો, કેમકે એક સખીના પ્રશ્નમા એણે જણાવ્યું કે "પિતાજીની આજ્ઞા છે એટલા માટેજ હું આ છોડવાઓને પાણી સીચુ છું એમ નથી. મારો પોતાનો એમના ઉપર એટલો બધો પ્રેમ થઈ ગયો છે કે હું એમને સગા ભાઇબેન સમાન ગણુ છું" અનસૂયા અને શકુન્તલાની વાતચીત ઉપરથી રાજા પારખી શકયો કે આમા કણ્વ મુનિની કન્યા કોણ છે તેની સાદાઇથી આશ્ચર્ય પામીને એ મનમાને મનમા વિચારવા લાગ્યો "મુનિ તો ઘણા વિચારવાન છે, છતા એમણે આ કોમળ અગોને વલ્કલ શા સારૂ પહેરાવી રાખ્યા હશે ? પણ ના, વલ્કલ એના સૌન્દર્યને જરા પણ બગાડી નથી શકતાં. એ તો આ વેશમાં પણ પરમ સુંદરી જણાય છે.

"કમલફુલ વિટાયુ હોય શૈવાલનાથી,

રમણિક પણુ તોય રૂપ દેખાય આથી.
મલિન કદિ કલક ચન્દ્રને જો શરીરે,
તદપિ સરસ તેથી કાન્તિ લાગે ઘણી રે."
અધિક રસિક લાગે વલ્કલેથી જનોને,
મધુર શિકલ જેની શું ન શોભેજ તેને"

શકુન્તલા અને તેની સખીઓ પ્રિયવદા તથા અનસૂયાનો નિર્દોષ વાર્તાવિનોદ અને માર્મિક વચનો સાભળીને ઝાડમા સતાયલો દુષ્યન્ત આનદ અનુભવી રહ્યો હતો એટલામા એક ભમરો શકુન્તલાના મુખ ઉપર બેસવા આવ્યો શકુન્તલાએ હાથથી તેને ઘણોએ ઉરાડયો, પણ એ આઘોજ ન ખસ્યો, અને એના અધર ઉપર બેસવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હવે તેએ ગભરાઇ અને બોલી ઉઠી "સખિ! જોને આ મુઓ ભમરો મને સતાવ્યા કરે છે!"

બન્ને સખીઓએ હસતા હસતા કહ્યુ "સખિ! અમ અબળાઓનું શું ગજુ કે તને એ પાપી ભમરાથી બચાવીએ? રાજા દુષ્યન્તને બોલાવ, એજ તારૂં રક્ષણ કરશે પાપીને દડ આપવો એ રાજાનુંજ કામ છે"

ભમરાનો ઉત્પાત વધતોજ ગયો શકુન્તલાએ ફરીથી સખીઓની મદદ માગી, પણ એમણે તો ફરીથી એનો એજ જવાબ આપ્યો કે "રાજા દુષ્યન્તને સભાર. એજ તારૂ રક્ષણ કરશે."

વૃક્ષોની આડમા બેઠેલા દુષ્યન્તે એજ વખતે પ્રકટ થવું ધાર્યું એ ઝટ શકુન્તલાની પાસે ગયા અને કહેવા લાગ્યા "પુરુવશી દુષ્યન્તના દેહમા પ્રાણ છે ત્યાસુધી કયો દુષ્ટ આ ભોળી બાલિકાને સતાવી શકે એમ છે?"

આ પ્રમાણે એકાએક અજાણ્યા મનુષ્યને આવતો જોઇને તપસ્વિ કન્યાઓ પહેલા તો બહુ શરમાઇ ગઇ પછી અનસૂયાએ કહ્યુ "મહારાજ! એવું તો કાઇ નથી. આ તો ભમરો મારી સખીને બહુ સતાવી રહ્યો હતો, એથી સખી ગભરાઇ રહી હતી."

રાજાએ હસીને શકુન્તલાને તપોવનના કુશળ સમાચાર પૂછ્યા શકુન્તલાએ અતિથિ સત્કારના નિયમ મુજબ કુટિરમાથી અર્ધ્યપાત્ર લઇ આવી પાસેના કળશમાના જળથી રાજાના પગ ધોયા, અને બેસવાને સારૂ ચટાઇ બિછાવી આપી રાજાના આગ્રહથી શકુન્તલા પણ ત્યા બેઠી.

શકુન્તલાપ્રત્યે રાજાના હૃદયમા કયારનોયે પ્રેમનો સચાર થઇ ચૂકયો

હતો. રાજાને જોતાવારજ શકુન્તલાનુ ચિત્ત પણ ચચળ થઇ ગયુ હતું ચિત્તને સયમમા રાખવાને તેણે પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો હતો, પણ તેનું હૃદય આ અજાણ્યા પુરુષપ્રત્યે વધારે આકર્ષાતું હતુ અને તેનો ખરો પરિચય મેળવવાને વધારે ઉત્કંઠિત બનતુ હતું. આખરે એણે પોતાની સખીઓદ્વારા રાજાનો પરિચય પૂછ્યો

પોતાનુ ખરૂ ઓળખાણ ન આપતા રાજાએ જણાવ્યુ કે ' પુરુવંશી રાજા દુષ્યન્તના રાજયનો હું અમલદાર છુ એમના રાજયમા તપસ્વીઓની કેવી દશા છે તેની તપાસ કરતા ફર્યા કરવાનુ મારૂ કામ છે ' રાજાએ પણ શકુન્તલાનો ખરો પરિચય મેળવવાના ઇરાદાથી પૂછયું ' ઠીક તમે એ તો બતાવો કે મહર્ષિ કણ્વ તો બાળ બ્રહ્મચારી છે, તો પછી આ તમારી સખી એમની કન્યા કેવી રીતે થઇ ? હુ એનો જન્મવૃત્તાત જાણવાને ઘણો ઉત્સુક છુ '

એ ઉપરથી અનસૂયાએ શકુન્તલાજન્મની બધી કથા માડીને કહી અને જણાવ્યુ કે કણ્વ ઋષિ એના જન્મદાતા નહિ, પણ પાલક પિતા છે

શકુન્તલાના અલૌકિક રૂપલાવણ્યનુ કારણ હવે રાજાને સમજાયું. ત્યાર પછી રાજા દુષ્યન્ત સાથે શકુન્તલા અને તેની સખીઓનો ઘણો વાર્તાવિનોદ થયો શકુન્તલાને રાજાની પાસેથી ખસવાનુંયે મન થતું નહિ રાજા અને મુનિકન્યાઓ વચ્ચે વાતચીત ચાલી રહી હતી, એટલામા એકાએક ગડબડ મચી ગઇ કેટલાક લોકો જોરથી બૂમ પાડીને કહી રહ્યા હતા, " હે તપસ્વિઓ ! આજ રાજા દુષ્યન્ત પોતાના સૈન્ય સામન્તોની સાથે શિકાર રમવાને સારૂ અહિં આવ્યા છે, માટે આપ આશ્રમના પશુઓના રક્ષણનો બદોબસ્ત કરજો. વળી હમણા રાજાનો રથ જોઇને એક જગલી હાથી ભડક્યો છે અને તે ઉત્પાત મચાવીને તપસ્વીઓની તપસ્યામા વિઘ્ન નાખી રહ્યો છે "

રાજાનો ખરો પરિચય આખરે એ કન્યાઓને મળી ગયો. રાજા જગલી હાથીનો ઉપદ્રવ દૂર કરવા વનમા ગયા, અને શકુન્તલા પોતાની સખીઓસહિત આશ્રમમાં ગઇ.

જગલી હાથીનો ત્રાસ શમાવીને રાજા થોડો સમય પોતાના મિત્રોસહિત એ વનની પાસે રહ્યો. એવામા એક દિવસ તપસ્વીઓએ આવીને રાજાને પ્રાર્થના કરી કે 'મહર્ષિ કણ્વ અહિ નહિ હોવાથી, રાક્ષસો અમને ઘણો

હેરાન કરી રહ્યા છે આપ અહિં પધાર્યા છો તો થોડા દિવસ અત્રે રોકાઈ અમને દાનવોના દુઃખથી બચાવો ' રાજાએ તરતજ ધનુષ્યબાણ લઈને એમની સહાય અર્થે આવવાનુ અને તેમનું સંકટ નિવારણ કરવાનુ વચન આપ્યું આ નિમિત્તે તપોવનમા ઘણો સમય રહેવાનુ મળશે, અને શકુન્તલાનો સહવાસ પણ વધશે એ આશાથી રાજાના હર્ષનો પાર રહ્યો નહિ એજ અરસામા રાજધાનીમાથી એની માતાનું વ્રતના ઉદ્યાપનના દિવસે આવવા માટે આમ ત્રણ આવ્યુ, પણ રાજાએ પોતાના મિત્ર માડવ્યને સેના-સહિત ત્યા મોકલી દીધો, અને પોતે રાક્ષસોથી તપોભૂમિનુ રક્ષણ કરવા ગયો.

રાતદિવસ શકુન્તલાની ચિન્તામા રહેવાથી દુષ્યન્ત દિનપ્રતિદિન દુર્બળ થવા લાગ્યો. એમના મુખનો રગ ફિક્કો પડી ગયો કોઈ કામમા ચિત્ત લાગતું નહિ. શકુન્તલાને વારે ઘડીએ જોવાનીજ એને ઉત્કઠા રહેતી હતી, પણ તપસ્વીઓની બીકથી એ પોતાની આશા પૂર્ણ ન કરી શક્યો આખરે શકુન્તલાના દર્શન વગર જીવન નિરસ અને અસહ્ય લાગવા માડ્યું, ત્યારે એને મળવાની આશામા એ એક દિવસ માલિની નદીના કિનારા ઉપર ગયો

શકુન્તલાની દશા પણ દુષ્યન્તના દર્શન પછી એવીજ વિહ્વળ થઇ ગઇ હતી એણે મનમાને મનમાજ રાજાના ચરણોમા પોતાના હૃદયને સમર્પણ કરી દીધુ હતું એના ચિત્તની વ્યાકુળતા ઓછી કરવાને સારૂ એની સખીઓ એક દિવસ એને નદીકિનારે એક કુજ-વનમા લઈ ગઇ અને એક ઠડી શિલા ઉપર નવી કુપળો તથા જળમા ભીજાવેલા કમળ-પત્રોની પથારી ઉપર તેને સુવાડીને સેવાચાકરી કરવા લાગી.

રાજા દુષ્યન્ત પણ થોડી વારમાં ત્યા જઈ પહોચ્યા, અને વૃક્ષોની આડમાથી એમની વાતો સાભળવા લાગ્યો એ વાતચીતમા શકુન્તલાને મુખેથીજ એણે સાભળ્યુ કે ' જે ક્ષણથી મે રાજર્ષિને જોયા છે, એજ ક્ષણથી મારો એમના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો છે, અને એથીજ મારી આવી દશા થઈ ગઈ છે માટે ગમે તે ઉપાયથી એ રાજર્ષિ મને પ્રાપ્ત થાય એવુ કરો, નહિ તો મારા જીવવાની આશા તમે છોડી દેજો '

અનસૂયા અને પ્રિયવદાએ પરમ પ્રસન્ન થઇને કહ્યુ ' સખિ ! એમા શરમાવાની કે સંકોચાવાની શી વાત છે ? ચાતકપક્ષી જેમ સ્વાતિ નક્ષત્રના જળ સિવાય બીજા પાણીની ઇચ્છા નથી રાખતુ, ચકોરી ચંદ્રમા સિવાય બીજા કોઇને ચાહતી નથી, કમલિની સૂર્ય ભગવાનને જોઇનેજ

વિલાસ પામે છે, નદીઓ સાગરમાજ જઇ મળે છે તેમ તારો પ્રેમ પણ યોગ્ય પુરુષ ઉપરજ ઉત્પન્ન થયો છે એમના જેવો રૂપ, ગુણ, શીલ અને સ્વભાવમા શ્રેષ્ઠ રાજા બીજા કોણ છે ? ' આખરે સખીઓની સલાહથી એજ નિશ્ચય થયો કે શકુન્તલાએ એક પત્ર લખી રાજાને પોતાનો પ્રેમ પ્રગટ કરવો એ સુચના અનુસાર કમળપત્ર ઉપર નખવડે શકુન્તલાએ પ્રેમપત્રિકા લખી અને સખીઓને તે વાચી સભળાવી કે —

' તુજ ન જાણુ હઇયુ, અગો મારા અનગ દિનરાત્રિ,
શેકે છે એ નિર્દય, તારામા છે તમામ મુજ વૃત્તિ '

રાજાએ પણ એ પ્રેમપત્ર ઝાડની આડમાથી સાભળ્યો. એનું હૃદય હવે કાબુમા રહ્યુ નહિ. એણે પણ તરતજ પ્રગટ થઈને પોતાનો પ્રેમ જણાવ્યો કે

' મદન તને તો શેકે, પણ બાળીને કરે મને નિત્યે,
ખાખ સમાન, કૃશાગિ, મનમા નહિ લેશમાત્ર હૈ તુ તે
શશિને ઝાખો પાડે, આપ તેજથી ખરે દિવસ જેવો,
કુમુદ્વતીને પણ તે, નહિ કરમાવે જરા બી છે એવો

શકુન્તલાની સખીઓએ માન આપીને રાજાને શિલા–છાટ ઉપર બેસાડયા, અને પછી પ્રિયવદાએ પોતાની સખીના ઇષ્ટ વિષયની સ્પષ્ટ રીતે ચર્ચા શરૂ કરી કે “ એટલુ તો સ્પષ્ટ જણાય છે કે આપની બન્નેની એક બીજાપ્રત્યે પુષ્કળ પ્રીતિ છે, પણ મારી સખી ઉપરની અતિશય લાગણીને લીધે આપને બે એક શબ્દો કહેવાની રજા લઉ છુ. ” રાજાએ-જ કાઈ કહેવુ હોય તો વગર સકોચે કહેવાની સૂચના કરી એટલે પ્રિયંવદાએ જણાવ્યું કે ' અમારી આ સખી આપને લીધે મદનવશ થઈ આ દશાને પામી છે, એને જીવતી રાખવી એ આપને હાથ છે '

રાજાએ વિશ્વાસ આપ્યો કે અમારા બન્નેનો પ્રેમ પરસ્પરજ એક સરખોજ છે.

શકુન્તલાએ પ્રિયંવદાને સબોધન કરીને કહ્યું ' અલી પ્રિયંવદા ! અતઃપુરની રાણીઓના ઝાઝા દિવસના વિયોગને લીધે રાજા ફરીથી તેમને વહેલા મળવા જવાને આતુર થઈ રહ્યા હશે એમને તુ ખોટી શા સારૂ કરે છે ? '

એ વચનની અદર રહેલો મર્મ સમજતાં રાજાને વાર લાગી નહિ, અને તેણે ઝટ જણાવ્યું

'અવર કો જનમા મુજ કાળજુ, નથિજ સક્ત થયુ લગિરે હજુ,
હૃદય વાસ કર્યો બહુ તે સદા, મુજ વિષે ન ધરીશ મતો જુદા
ત્યમ છતા મનમા મદિરેક્ષણે ! કદિ વિચાર ધરે ઉલટો ક્ષણે;
મદનબાણુ થકી મૃત હું હતો, પુનર મૃત્યુ થશે મુજ તેમ તો.

હજુ પણ વધરે ખાત્રી કરવા તથા પોતાની સખીનુ ઇષ્ટ સાધવા અનસૂયાએ રાજાને કહ્યુ 'અમે સાભળ્યુ છે કે રાજાઓને માનીતી રાણીઓ ઘણી હોય છે, માટે એટલીજ વિનતિ છે કે આપે અમારી પ્રિય સખી સાથે એવી રીતે વર્તવુ પડશે કે જેથી એના બન્ધુજનોને એને માટે કદિ સતાપ થાય નહિ '

રાજાએ કહ્યુ 'વિશેષ કહ્યાથી શો લાભ ?

'ઘણી રાણી છતા મારે, કુળદીવા બેને ગણું,
સમુદ્ર મેખલા વાળી, પૃથ્વી તમ સખી ગણુ '

રાજાની તરફ હવે વિશેષ ખાત્રીની જરૂર ન રહેતા એ પ્રેમી જોડા-ને એ કામમા વાર્તાલાપ કરવાનો પ્રસગ આપવાના હેતુથી એની બન્ને સખીઓ કાઇ બહાનુ કહાડીને ચાલી ગઈ એ એકાન્તમા રાજાને વધારે મદનવશ થતો જોઇને તપોવનમા ઉછરેલી સયમી શકુન્તલાએ એક સાચી આર્યબાળાને છાજતા શબ્દોમા ઠપકો આપ્યો

'પુરુવશના રાજા ! તમારા ભારમા ગ્હેલો કામને લીધે હુ બળેલી છુ ખરી, પણ હજુ હુ મારા શરીરની માલિક નથી કે તમારો મનોરથ પૂર્ણ કરૂ. '

રાજાએ કહ્યુ 'અરે બીકણુ ! તારા ગુરુનો ભય લગારે મનમાં આણીશ નહિ.

એ કુલપતિ ધર્મશાસ્ત્ર જાણે છે, એમને ખબર છે કે ગાન્ધર્વલગ્ન એ પણ આર્યોના આઠ પ્રકારના લગ્નોમાનો એક પ્રકાર છે આપણાં લગ્નથી કોઇ પણ પ્રકારનો દોષ થયો છે એમ કહીને એ તને લડી શકશે નહિ

"ઘણી રાજર્ષિની કન્યા, સાભળી પરણેલ છે,
કરી વિવાહ ગાન્ધર્વ, માબાપે હા ભણેલ છે"

શકુન્તલાએ તરતજ સંમતિ ન આપતા પોતાની સખીઓનો અભિ-પ્રાય પૂછીને નિર્ણય ઉપર આવવા જણાવ્યું, અને પછી થોડી વારમા ગૌ-તમી સાધ્વી આવતા એની સાથે આશ્રમમા ગઈ.

આ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા શકુન્તલા અને રાજા દુષ્યન્તનો

સ્નેહ દરરોજ વધતો ગયો, રોજ હાસ્યવિનોદ થવા લાગ્યો શકુન્તલાની ચિન્તા મટી ગઈ દુષ્યન્તનુ દારુણ દુઃખ દૂર થઇ ગયું. બન્ને સુખસરિતામા નહાવા લાગ્યા

એજ સમયમા તપોવનમા રાજાએ ગાન્ધર્વ પદ્ધતિથી શકુન્તલા સાથે લગ્ન કર્યું મનપસદ વર મળવાથી શકુન્તલાના સુખનો પાર રહ્યો નહિ. રાજા પણ સમજ્યો કે મે અલૌકિક રત્ન પ્રાપ્ત કર્યું છે.

સુખના દિવસ જતા વાર લાગતી નથી. વિવાહિત જીવનના કેટલાક માસ રાજાએ તપોવનમાજ આનદપૂર્વક ગાળ્યા, એટલામા રાજધાનીમાથી સમાચાર આવ્યા કે આપની ગેરહાજરીથી રાજકાજમા ગડબડ મચી રહી છે, માટે જલ્દી પાછા ફરો. હવે રાજાનું કર્તવ્યજ્ઞાન સતેજ થયું અને એ રાજધાનીમા જવા તૈયાર થયો વિદાય થતી વખતે શકુન્તલાએ આખમા પાણી આણીને પૂછયુ, કે મને રાજધાનીમા ક્યારે તેડી જશો ? તેના ઉત્તરમા રાજાએ તેને પોતાના નામની એક વીટી પહેરાવી અને થેડાકજ દિવસોમા એને તેડાવવાનુ વચન આપ્યું રાજાએ એને એ પણ ખાત્રી આપી કે તારા સિવાય બીજી કોઈ સ્ત્રીને હું હૃદયમા સ્થાન નહિ આપુ, અને તારા ગર્ભથી જો પુત્ર થશે તો તેનેજ યુવરાજપદે સ્થાપીશ

રાજા દુષ્યન્ત ચાલ્યો ગયો અને શકુન્તલાની સખીઓના મનમા એ શકા થવા લાગી કે રાજા રાજ્યમા ગયા પછી તપોવનની ચેષ્ટાઓને વિસરી તો નહિ જાય ને ? પણ રાજાની મુખાકૃતિનુ સ્મરણ થતા એને એવી શકા નિરર્થક જણાઇ. ત્યાર પછી કણ્વ ઋષિ પાછા આવશે ત્યારે આ સમાચાર સાભળીને ધમકાવશે એવી પણ એમને બીક હતી, પણ એમના હૃદયે ધીરજ આપી કે પોતાની કન્યા ગુણવાન પતિને વરી છે એ જાણ્યા પછી ઋષિ ક્રોધ નહિ કરે

એવામા એક દુર્ઘટના ઉભી થઇ. એક દિવસ સખીઓ શકુન્તલાના સૌભાગ્યનિમિત્તે પૂજા કરવા સારૂ ફૂલ વીણી રહી હતી, અને શકુન્તલા અતિથિસત્કાર સારૂ કુટીરના ઉમરા ઉપર બેસી રહી હતી, એવામા પતિના વિચારમા ઉડી ઉતરી જવાથી એને પોતાનું ભાનજ રહ્યું નહિ એવામા મહા ક્રોધી દુર્વાસા ઋષિ મેમાન થઈને ત્યા જઇ પહોચ્યા અને પોતાના આવ્યાની ખબર આપી. પતિનાજ ધ્યાનમા મગ્ન થયેલી શકુન્તલાને ઋષિના આવ્યાની ખબરજ રહી નહિ, એટલે ઋષિએ ક્રોધે ભરા-

ઇને શાપ દીધો કે અતિથિનુ તે અપમાન કર્યું છે, માટે હુ તને શાપ દઉ છુ કે.—

"વિચાર કર્તા અતિ એક ચિત્તે, પિયુતણો જે મનમા વિશેષે,
સમીપ આવેલ તપસ્વિ આ હુ, લગીર રે ઓળખતી ન તે તુ
કદાપિ તારી સ્મૃતિ કોઇ દેશે, તથાપિ એને નહિ તુ સમર્શે,
નિશા ચઢયે જેમ થયેલ મત્ત, સ્મરે ન તે પૂર્વ કહેલ વાત"

પતિના વિચારમા નિમગ્ન શકુન્તલાએ તો એ શાપ પણ સાભળ્યો નહિ, પરન્તુ એની સખીઓને કાને એ શબ્દ પડચા અને એ સમજી ગઇ કે આ તો ગજબ થઈ ગયો પ્રિયવદાએ ઋષિને પગે પડીને ઘણીજ ક્ષમા માગી, અને પોતાની સખીની નાદાની સામુ ન જોતા એને માફ કરવા પ્રાર્થના કરી. મહર્ષિએ કહ્યું "મારૂ વચન તો કદિ ફોગટ જતું નથી, પણ તું આટલી બધી વિનતિ અને પશ્ચાત્તાપ કરે છે, તો એટલુ થશે કે ઓળખાણ નીકળી આવે એવા ચિન્હ સ્વરૂપ કોઈ વસ્તુ બતાવ્યાથી મારા શાપની મુક્તિ થશે" એટલુ કહીને ઋષિ તો ચાલ્યા ગયા. સખીઓને ખબર હતી કે દુષ્યન્ત રાજાએ જતી વેળા સભારણા દાખલ પોતાનું નામ પડાવેલી વીટી એની આગળીએ પહેરાવી હતી, એટલે શાપમાથી છૂટવાનો ઉપાય શકુન્તલાની પાસેજ હતો આથી એમની ચિન્તા કાઇક ઓછી થઈ એમણે એ શાપની ખબર શકુન્તલાને આપી નહિ, કેમકે નવમલ્લિકાને ગરમ પાણી સીંચવુ એ તેમને યોગ્ય લાગ્યુ નહિ

મહર્ષિ સોમતીર્થમાથી પાછા આવ્યા છે પ્રાત કાળના હોમનો સમય નક્કી કરવા સારૂ શિષ્યો આકાશની તરફ જોઈ રહ્યા છે, કે એક તરફ ચન્દ્ર અસ્ત પામી રહ્યો છે, બીજી તરફ રાતી રોશની પ્રગટ કરીને સૂર્ય ઉદય પામી રહ્યો છે તેના ઉદય અને અસ્તને જોઇને એ લોકો મનુષ્યોની ચઢતી અને પડતી, સુખ અને દુ:ખનો વિચાર કરવા લાગ્યા ચન્દ્રના અસ્ત થવાથી કુમુદિનિને મ્લાન દેખ્યાથી એમને પ્રવાસે ગયેલા પતિના વિયોગમા ઝુરતી અબળાઓના અસહ્ય દુ.ખની કથાનું સ્મરણ થયુ પ્રભાતકાળ થયો જાણી શિષ્યોએ મહર્ષિને ખબર આપ્યા હોમ કરવાના સ્થાનમા પ્રવેશ કરીને કાર્યમા પ્રવૃત્ત થતા મહર્ષિના કર્ણમા આકાશવાણી થઇ. એને લીધે એમને ખબર પડી કે શકુન્તલા દુષ્યન્તની

સાથે પરણી છે, અને તેને ગર્ભ પણ રહ્યો છે. કણ્વે શકુન્તલાને બોલાવીને બધો વૃત્તાત પૂછ્યો ત્યારે એ શરમની મારી નીચું જોઇને બેસી રહી

કણ્વમુનિ એ સમાચારથી નાખુશ ન થયા, કેમકે ગાન્ધર્વ વિવાહ એ સમયમા ગેરવ્યાજબી નહોતો ગણાતો વળી રાજર્ષિ વિશ્વામિત્ર અને મેનકાવડે ઉત્પન્ન થયેલી કન્યા દુષ્યન્ત જેવા એક પ્રતાપી ક્ષત્રી રાજાની પત્ની થાય એ કોઇ પણ પ્રકારે અનુચિત નહોતુ, એટલે પોતાની ગેર હાજરીમા એ લગ્ન થયાથી અસંતોષ પ્રગટ કરવાને બદલે મુનિએ સંતોષ જણાવ્યો કે "શકુન્તલાને ઉછેર્યાનો મારો શ્રમ આજે સફળ થયો. એના જેવી રૂપગુણવતી કન્યાને યોગ્ય વર મળશે કે નહિ તેનીજ મને ચિન્તા રહેતી હતી. એ સુપાત્રને વરી એ સમાચાર જાણ્યાથી મારા હર્ષનો પાર રહ્યો નથી." પરણેલી કન્યાએ ઝાઝો વખત પિયેરમા રહેવું એ ઠીક નહિ હોવાથી ઋષિએ શકુન્તલાને સાસરે વળાવવાનો નિશ્ચય કર્યો, અને તેને લગતી તૈયારી કરવા લાગ્યા

જોત જોતામા શકુન્તલાને સાસરે વળાવવાનો દિવસ પણ આવી પહોચ્યો. ગૌતમી ફોઈ તથા શાર્ગરવ અને શારદ્વત નામના કણ્વના બે શિષ્યો શકુન્તલાની સાથે જવા તૈયાર થયા. એ દિવસે પ્રિયવદા અને અનસૂયાએ ઘણા પ્રેમ અને કાળજીથી સખીને શણગાર સજાવ્યા આશ્રમવાસી ઋષિપત્નીઓ આવીને તેને આશીર્વાદ આપવા લાગી. એકે કહ્યુ "તું પતિની માનીતી પટ્ટરાણી અનજે" બીજીએ કહ્યુ "બેટા, તું વીર પુત્રની જનેતા થજે." ત્રીજીએ કહ્યું "તું ધણીની માનીતી થજે." તેની બન્ને સખીઓએ પણ પાસે જઇને આશીર્વાદ દીધો કે "બેન આજના મંગળસ્નાનથી તારો ચાંલ્લો ચોટલો અક્ષય રહેજો." સુન્દર શકુન્તલાના શણગારમા કોઇ વાતની મણા ન રહી. વનમાની વનસ્પતિએ તેના સૌન્દર્યમા વધારો કરે એવી અનેક સુન્દર સામગ્રી પૂરી પાડી. સોનાચાદીના અલંકારો જે કુદરતી પદાર્થોનું અનુકરણમાત્રજ છે, તે કુદરતી પદાર્થો પ્રિયવદા અને અનસૂયા જેવી કુશળ અને રસિક સખીઓને હાથે શકુન્તલાના સુન્દર અને નવયૌવનથી ખીલી રહેલા દેહને ધારણ કરાવવામાં આવ્યા, એટલે ખરેખર તેનું સ્વરૂપ અદ્ભુત લાવણ્યયુક્ત બન્યું. પ્રિયંવદાએ તેને જોઇને વ્યાજબીજ કહ્યું, કે "બેન, વન-

સ્પતિ અને વનદેવતાના પ્રસાદને લીધે તું પતિને ઘેર રાજલક્ષ્મી ભોગવીશ એવુ જણાય છે ”

બધી તૈયારીઓ થઈ રહ્યા પછી મહર્ષિ ત્યા આવ્યા. નાનપણથી પાળી પોષીને મોટી કરેલી કન્યા આજે વિદાય થશે એ વિચારથી એમના મનની અમુઝણનો પાર નહોતો. આખોમા આસુ ભરાઈ આવતા હતા ચિત્ત કોઈ વાતમા ચોટતું નહોતું

એ વિહ્વળ દશામા ઋષિ કહેવા લાગ્યા—

“જાશે આજ શકુન્તલા ઘરથકી એવા વિચારે કરી,
ચિન્તામા મુજ કાળજુ વિરહની કોરાઇ જાયે ફરી,
બેઠો છે મુજ કંઠ ગદ્ગદિત આ અશ્રુપ્રવાહે કરી,
ચિન્તાથી નબળી પડી નયન આ દેખે ન શોકે જરી
એવો શોક અરણ્યવાસી અમને થાયે ખરા સ્નેહથી,
તો શી વાત કરૂ ગૃહસ્થધર્મી સસારમા જે રહી,
પાળે તે જનની, વિયોગ સમયે, કન્યા જતે સાસરે,
પીડાયે અતિ માત્ર એ નવિન આ પુત્રીવિયોગે ખરે ”

મુસાફરી શરૂ કરવાનો સમય નજીક આવતો જતો હોવાથી ગૌતમીએ શકુન્તલાને કણ્વ મુનિને ભેટી લેવાનુ સૂચવ્યું, કેમકે પુત્રીસ્નેહને લીધે ઋષિની આખો ભીની જાઇ ગઈ હતી શકુન્તલાએ ફોઇની આજ્ઞાનુ પાલન કર્યું કણ્વમુનિએ આશીર્વાદ આપ્યો, કે

“ યયાતિને છે શર્મિષ્ઠા તેવી ધણીને તું પ્રિયા,
થાજે ને પુરુના જેવો પુત્ર સમ્રાટ પામ જા ”

(યયાતિ રાજાને શર્મિષ્ઠા જેવી વહાલી અને આદર યોગ્ય હતી એવી દુષ્યન્તને તુ થજે, અને પુરુના જેવો ચક્રવર્તી પુત્ર પ્રાપ્ત કરજે )

ગૌતમીએ આશીર્વાદ સાભળી કહ્યુ “ બેટા, આ કેવળ આશીર્વાદ ન હોય, પણ એ શકુન્તલા પ્રતિ ભગવાનનું વરદાન છે”

ત્યાર પછી શકુન્તલાને હોમાગ્નિની પ્રદક્ષિણા કરાવીને મહર્ષિએ કહ્યુ “આ યજ્ઞનો અગ્નિ એના પવિત્ર સુગંધથી તારા પાપનો નાશ કરીને તને પવિત્ર કરજો ”

શકુન્તલાની સાથે જનારા બે શિષ્યો અને ગૌતમીને બોલાવીને મહર્ષિએ હસ્તિનાપુરની યાત્રા શરૂ કરવા આજ્ઞા આપી. પોતે પણ થોડે દૂર

સુધી વળાવવા ગયા. શકુન્તલાની સખીઓ પણ મુનિની સાથે સાથે ગઇ.

તપોવનના ઘાડા વૃક્ષોની પાસે આવતા મહર્ષિનું હૈયું ભરાઇ આવ્યુ, અને એ મોટે સાદે કહેવા લાગ્યા "તમને જળ સીચ્યા વગર જે કદિ પણ પાણીનું ટીપું પણ પીતી નહિ, અલંકાર પહેરવાનો ઘણો શોખ હોવા છતાયે જેણે કદિ પણ તમારૂં એક પાંદડુ સરખુ તોડયુ નથી, તમને પ્રથમ ફૂલ આવતા જેના હરખનો પાર રહેતો નહિ, એ શકુન્તલા આજે સાસરે જાય છે; તમે બધા એને વિદાય આપો." એ સમયે વૃક્ષોની શાખામાથી કોયલ ટહુકી. મહર્ષિએ એના ટહુકારને શકુન્તલાના વનવાસી પક્ષીબધુઓ તરફની વિદાય વખતની સમતિ માની લીધી એજ સમયે આકાશવાણી થઇ, અને વન-દેવતાએ પણ સાસરે જતી શકુન્તલાને આશીર્વાદ આપ્યો

પતિને મળવાને શકુન્તલા ઘણી અધીરી થઈ ગઇ હતી, પણ તપોવન છોડીને જતા તેના પગ ઉપડતા નહિ જતા જતા એને વનજ્યોત્સ્ના સાંભરી આવી. તેની પાસે જઇને કહેવા લાગી "વનજ્યોત્સ્ના ! હવે હું દૂર દેશાવર જાઉં છુ. તું આબાને વળગી રહી છુ ખરી તોપણ તારા શાખારૂપી હાથ મારી તરફ ફેલાવીને મને ભેટીલે. હવે કોણ જાણે કયારે આપણોમેળાપ થશે!"

વિદાયસમયના આ દૃશ્યો શકુન્તલાના હૃદયની વિશાળતાનો પરિચય આપે છે. પશુપક્ષીજ નહિ પરન્તુ વૃક્ષ અને વનસ્પતિપ્રત્યે જેનો આટલો અગાધ અનુરાગ હતો તેનો પ્રેમ માનવજાતિપ્રત્યે કેટલો બધો હશે તે કલ્પી શકાય છે નવમલ્લિકા, વનજ્યોત્સ્નાપ્રત્યેના શકુન્તલાના ઉદ્‌ગાર સાંભળી મહર્ષિએ તેને કહ્યુ–

"સંકલ્પ મેં પ્રથમથી તુજ કાજ જેવો,
ભર્તારનો મન કર્યો તુજ તુલ્ય એવો,
રૂપે, કુળે, અવર જોબન સદ્‌ગુણોમા,
પામી હવે તુજ ગુણે ધણિનેજ તેમા
આબા બરોબર હવે નવમલ્લિકા બી,
પામી ખરેખર રૂડા વર સાથ જોડી,
બન્ને જણા વરવિષે સુખિયા થયા આ,
તેને તથા તુજ વિષે ગઇ આજ ચિન્તા"

પોતાના કોમળ હાથે પ્રેમથી ઉછેરેલી એ વેલડીની સુંપરદ સખીઓને કરીને શકુન્તલા જરા આગળ ચાલવા લાગી, એટલામા એને પોતાની પાળેલી

હરણીનું સ્મરણ થઇ આવ્યુ, અને ઋષિને એની ભલામણ કરી, કે મારી એ લાડકડી હરણી સગર્ભા છે, તે વીયાય ત્યારે મને ખબર આપજો. એટલામા તો એ હરણીજ ત્યા આવી પહોચી શકુન્તલાના વસ્ત્રનો પાલવ ખેચવા લાગી. શકુન્તલા ચોકીને પાછુ જોવા લાગી એટલે કણ્વ ઋષિએ કહ્યું "શકુન્તલા! જે માતૃહીન હરણના બચ્ચાને તેં એની માના મરી ગયા પછી પોતાના બાળકની પેઠે પાળ્યું છે, જેને માટે તું ઘણા પ્રેમથી પોતાને હાથે કોમળ દુર્વાઘાસ તોડી આણતી હતી, ધરોના અણીયાળા ઘાસથી મોમા ઘા પડતા, ઇંગુદીનું તેલ ચોપડીને જેના ઘાને તું રૂઝવતી, એજ મૃગબાળક હવે મોટુ થઇને તારો આચળ પકડી રહ્યુ છે તારા વિયોગનુ સ્મરણ થતા ગભરાઇને એ આટલે સુધી આવ્યું છે" શકુન્તલાએ એને લાડ કરી વિદાય કર્યું

આ પ્રમાણે તેઓ આશ્રમથી ઘણે દૂર ચાલી આવ્યા હતા. વળાવનારાઓએ હવે પાછા જવુ જોઇએ, એમ ધારીને છેલ્લી વિદાય લેવા ખાતર બધા એક વૃક્ષની નીચે જઈ બેઠા. થોડીવાર શાન્ત રહ્યા પછી કણ્વ મુનિએ શાર્ઙ્ગરવને કહ્યુ બેટા, શકુન્તલાને દુષ્યન્ત રાજાને સોપતી વખતે મારી તરફથી આટલો સદેશો કહેજે કે–

"જાણીને તપ એજ છે ધન અહિં એવા અમોને ઋષિ,<br>
તે સાથે કુલ ઉંચ જે તમતણુ તે લો વિચારી ખુશી,<br>
આપોઆપ વળી પરસ્પર છુટી જે સ્નેહની વૃત્તિ તે,<br>
વચ્ચે કોઈ પ્રકારથી નવ પડયા બન્ધુજનો તે વિષે.<br>
જે રીતે બહુ માનમા અવર છે રાણી ઘણી આપથી,<br>
તે રીતે તમ પાળજો યુવતીને સામાન્ય સત્કારથી,<br>
તેથી પ્રાપ્ત થવો વધુ ઉદય તો છે ભાગ્ય આધીન રે,<br>
ના બોલાય વિશેષ એ વહુતણા બન્ધુજનોથી ખરે"

સાસરા તરફથી જમાઇને ઘટતો ઉપદેશ યોગ્ય શબ્દોમા કહાવ્યા પછી મહર્ષિએ શકુન્તલા તરફ જોયુ અને કહેવા લાગ્યા "દીકરિ! છૂટા પડતી વખતે હું તને પણ ઉપદેશના બે બોલ કહેવા માગુ છુ અમે તો વનવાસી સાધુ રહ્યા, એટલે સસારીઓની રીતભાતથી અજાણ્યા છીએ, છતા પણ સસારના અવલોકન ઉપરથી જે બોધ આપુ છુ તે ધ્યાન પૂર્વક સાભળીને ગ્રહણ કરજે

"સેવા તુ કરજે સદા મન થકી તારા વડીલો તણી,
સારો સ્નેહ સખી સમાન ધરજે તારી સપત્ની ભણી,
ભર્તા રોષ કરી વઢે કદિ તને સામે ન તોયે થતી,
તારે સેવક સાથ રોજ વદતા દાક્ષિણ્યતા રાખવી
જે વેળા તુજ ભાગ્યના ઉદયથી થાયે બડે ભાવ તુ,
તે વેળા મનમા ફુલાઈ ન જતી કે માન્ય રાણીજ હું;
વર્તે જે અબળા જનો ઉપરની રીતે બધા તે ઘટે
રાણી એ શુભ નામને, અવર તો ભોળે કુલોને ખરે.

મહર્ષિ કણ્વ ઋષિનુ સસારનુ જ્ઞાન કેટલું બધુ ઉંડુ હતુ પરણીને તરત સાસરે જતી કન્યાને માટે આથી ઉત્તમ શિખામણ ભાગ્યેજ અપાઈ હશે. કાલિદાસના શાકુન્તલ નાટકમા આ પદો ઉત્તમ ગણાયા છે, તે વાસ્તવિકજ છે, અને પ્રત્યેક આર્યરમણીએ તે મોઢે કરવા યોગ્ય છે. અસ્તુ !

એ ઉપદેશવચનો સાભળીને શકુન્તલા પિતાને આલિગન દઇને ગળગળે સ્વરે કહેવા લાગી "બાપુ ! તમને ત્યા ન દીઠાથી, મારો પ્રાણ કેવી રીતે ટકી શકશે ? " એટલુ બોલતા બોલતા એના નેત્રોમાથી આંસુનાં ઝરણા વહેવા લાગ્યાં. એને છાની રાખીને કણ્વ કહેવા લાગ્યા, દીકરિ ! આટલી બધી અકળાય છે કેમ ? મારાથી વિખૂટી પડતા આજ તને દારુણ દુ.ખ થાય છે, પણ કાલ ગૃહિણીપદ ઉપર, રાણીના સિંહાસન ઉપર બિરાજ્યા પછી સંસારના કામકાજમા તું એટલી બધી પરોટાઈ જઇશ, કે મારા વિયોગનું દુઃખ સભારવાની પણ તને ફુરસદ નહિ મળે. બેન ! કન્યાને સાસરે વળાવતી વખતે માતપિતાનુ હૃદય ચીરાઇ જાય છે, પોતાના આદરનું ધન, આખી જીંદગી સુધી લાડથી પાળી પોષીને મોટી કરેલી કન્યાને સદાને માટે એક અજાણ્યા પારકા પુરુષના હાથમા સોંપતા એમની છાતી ફાટી જાય છે, પરન્તુ મનુષ્યજાતિના કલ્યાણને સારૂ, નારીધર્મના રક્ષણને સારૂ, સ્ત્રીજાતિને પૃથ્વીમા અલૌકિક પ્રેમનો આદર્શ બતાવવા અને દેવી થવાનો અવસર આપવા સારૂ, એ આત્મત્યાગ પ્રત્યેક માતપિતાને કરવો પડે છે. સ્ત્રીઓને હમેશાં પિયેરમાં રહેવું પાલવે નહિ. પતિને ઘેરજ આખું જીવન ગાળવું એને માટે વ્યાજબી છે, કેમકે સદા પિયરમાં રહેવાથી સ્ત્રીના યશ, ચાલચલણ અને ધર્મને ડાઘ લાગે છે."

ઋષિને પગે પડીને શકુન્તલાએ કહ્યુ "પિતાજી ! મને તપોવનમાં પાછી કયારે બોલાવશો ?"

મહર્ષિએ કહ્યું "દીકરિ ! સસાગરા પૃથ્વીના રાજાધિરાજ દુષ્યન્તની પટ્ટરાણી બન્યા પછી અસામાન્ય પરાક્રમવાળા તારા પુત્રને સિંહાસન ઉપર બેસાડીને એના હાથમા રાજ્યની લગામ સોપીને, તું તારા પતિની સાથેજ વાનપ્રસ્થ આશ્રમ ભોગવવા આ તપોવનમા આવજે." એ સાભળીને શકુન્તલા વધારે રડવા લાગી, પણ ગૌતમીએ તેને તેમ કરતા રોકી અને આગળ વધવાને ઉતાવળ કરવા માડી. શકુન્તલાએ હવે બધાની અને ખાસ કરીને પોતાની પ્રિય સખીઓની છેલ્લી વિદાય લીધી. બન્ને સખીઓ એકજ સાથે તેને ભેટી પડી અને ત્રણે જણીઓએ રડીને અશ્રુની ત્રિવેણી વહેવરાવી. થોડીવાર શાન્ત રહ્યા પછી સખીઓએ શકુન્તલાને કહ્યુ "સખિ! કોઈ કારણસર રાજા તને ઓળખી ન શકે તો તુ એમણે આપેલી પેલી નામવાળી વીટી તેમને બતાવજે" એ સાભળ્યાથી શકુન્તલાના હ્રદયમા ફાળ પડી અને તે પૂછવા લાગી "આ શું ! તમને આવી ખોટી શકા કેમ થઈ ! એનો વિચાર કરતાજ મારૂ હૈયું કાપી ઉઠે છે"

સખીઓએ કહ્યું "ના, ના, એવુ કાઈ નથી એ તો સ્નેહીઓનો સ્વભાવજ એવો હોય છે કે વહાલાઓને માટે અમગળની શંકા કર્યા કરે."

આખરે બધાથી છૂટી પડી શકુન્તલા, ગૌતમી અને કણ્વના બે શિષ્યોસહિત પતિની પાસે જવા નીકળી એનુ હ્રદય હદથી વધારે સ્નેહાળ અને કોમળ હતું કણ્વઋષિપ્રત્યે એની મમતા અસાધારણ હતી. જને જતે ફરીથી ભેટીને કહેવા લાગી "તમારૂ શરીર તપશ્ચર્યાથી ઘણુ લેવાઇ ગયુ છે મારા ગયા પછી મારી ચિન્તા કરીને તમારા કષ્ટમા ઉમેરો ન કરશો" મુનિએ કહ્યું "જાઓ બેટા, જાઓ, હવે વધારે વિલબ ન કરો લાબો પથ લેવો છે ઈશ્વર માર્ગમા તારૂ કલ્યાણ કરજો"

પ્રિયવદા અને અનસૂયાને લઈ મુનિ તપોવન તરફ પાછા ફર્યા, અને કહેવા લાગ્યા "શકુન્તલાને સાસરે વળાવ્યાથી મારા જીવને નિરાતવળી. છોકરી એ પારકુ ધન છે, પારકી અનામત છે આજ એ ધન જેનુ હતું તેને પાછુ સોપી દીધુ એટલે મારા ચિત્તને પ્રસન્નતા થઇ છે"

ખરેખર ! સદાચાર અને સદ્ધર્મનુ શિક્ષણ આપીને પુખ્ત વયની

થયેલી કન્યાને સુયોગ્ય વરને સોંપવી એના કરતા વધારે સદ્ભાગ્યનું કારણ માતપિતાને માટે કયુ હોય !

યથાસમયે કણ્વના બે શિષ્યો અને ગૌતમી શકુન્તલાને લઇને દુષ્યન્તના રાજદરબારમા પહોચ્યા રાજાએ ઉઠીને સામા આવીને ઋષિના શિષ્યોને માન આપ્યુ, તથા તપોવનની કુશળતાના સમાચાર પૂછયા; પરન્તુ દુર્વાસા મુનિના શાપને વશ થયાથી રાજા પાસે ઉભેલી શકુન્તલાને ઓળખી ન શકયા, અને ઋષિકુમારને પૂછવા લાગ્યા કે કણ્વ મુનિની મારે માટે શી આજ્ઞા છે ? શાર્ગરવે કહ્યુ " મહર્ષિએ કહાવ્યુ છે, કે આપે એમની કન્યા સાથે ગાન્ધર્વવિવાહ કર્યો તેથી એ સતુષ્ટ થયા છે, અને પોતાની સમતિ આપે છે એમના મત પ્રમાણે આપનો બન્નેનો યોગ વ્યાજબીજ થયો છે. સરખા ગુણવાળા વરવહુનો મેળાપ થયાથી કોઈ પણ મનુષ્ય વિધાતાની નિન્દા કરી શકશે નહિ. શકુન્તલા હમણા ગર્ભવતી છે; માટે એને ગ્રહણ કરીને આપ ધર્માચરણમા પ્રવૃત્ત થાઓ "

શકુન્તલા દુષ્યન્તનો ઉત્તર સાભળવાને ઘણી વ્યાકુળ થઈ રહી હતી, પણ રાજા તો પાછલો બધો ઇતિહાસ ભૂલી ગયા હતા એટલે આશ્ચર્યમાં પડીને પૂછવા લાગ્યા " તમે આ કયી કથા ઉપાડી તે મારા સમજવામાંજ નથી આવતુ ? "

રાજાના વચનો શકુન્તલાને આગ સમાન લાગવા માડયા. શાર્ગરવે કહ્યું " મહારાજ ! આપ લૌકિક વ્યવહારને સારી પેઠે જાણનારા હોવા છતાયે આવું શું બોલી રહ્યા છો ? આપને ખબર નથી કે નારી ગમે તેટલી સદાચારી અને ધર્માત્મા હોય તોપણ પરણ્યા પછી એ પિતાને ઘેર સદાને માટે નથી રહી શકતી ? કેમકે એથી લોકોમાં એની નિંદા થાય છે એટલા માટે એ પતિની માનીતી હોય કે અળખામણી હોય તોપણ માબાપ એને પતિને ઘેરજ મોકલવા માગે છે. "

રાજાએ કહ્યું " આપ જે ધર્મવચનો કહી રહ્યા છો એ બધાં ઠીક છે; પણ મને તો આપની આ બધી વાત એક ગુચવાડાભર્યા કોયડા સમી લાગે છે. હુ આ સ્ત્રી સાથે પરણ્યો હોઉં એવું મને યાદ પણ નથી આવતું. આ શબ્દો સાભળતા શકુન્તલા કાપવા લાગી. શાર્ગરવે રાજાને ઘણોયે ઠપકો દીધો, કર્તવ્યનુ ભાન કરાવ્યું, પણ રાજાને એ લગ્નનું સ્મરણ નજ થયું. ત્યારે ગૌતમીએ ઘુમટો કહાડી નાખીને શકુન્તલાનું દર્શન રાજાને

કરાવ્યુ; પરન્તુ એ અલૌકિક, અપ્સરાસમું સૌન્દર્ય જોઇને પણ રાજાને સ્મરણ ન થયુ કે પોતે એ અદ્ભુત સૌન્દર્યનો ભોક્તા થઈ ચૂક્યો છે, એ પવિત્ર નિર્દોષ ઋષિકન્યાને પોતાનુ હૃદય અર્પણ કરી ચૂક્યો છે.

શાર્ગરવ અને ગૌતમીના વચનોની કાંઇ પણ અસર રાજા ઉપર ન થઇ ત્યારે મુનિના બીજા શિષ્યે આકળા થઈ જઈને શકુતલાને કહ્યુ "શકુન્તલા! અમારે રાજાને જે કાંઇ કહેવુ હતુ તે કહી ચૂકયા, પણ મહારાજ જરા પણ પીગળતા નથી હવે તારે જે કાંઇ કહેવું હોય તે શરમ મૂકીને કહે અને એવું કામ કર કે જેથી એમને તારા ઉપર વિશ્વાસ બેસે અને અમે જે કાંઇ કહી રહ્યા છીએ તે ખરૂ જ છે એવી ખાત્રી થાય."

શકુન્તલાએ કહ્યુ "ભાઇ! એમના પ્રેમની તો આ દશા છે, તો પછી તેમને ગઈ ગુજરી વાત સભાર્યાથી પણ શુ વળવાનુ હતુ? મારા નસીબનોજ વાક છે. એટલુ કહીને એ 'આર્યપુત્ર' શબ્દથી સબોધન કરીને રાજા દુષ્યન્તને કાંઇ કહેવા જતી હતી પણ વળી વિચાર આવ્યો કે એમને અમારા લગ્નસબધીજ સદેહ છે તો પત્નીએ પતિ પ્રત્યે વાપરવા યોગ્ય એ પવિત્ર સબોધન અહિ અયોગ્ય છે. એમ વિચારી તેણે કહ્યું "પૌરવ! તપોવનમા મને ભોળી અને ભલી સમજીને મીઠા વચનોથી લોભાવીને પરણી ગયા, અને હવે આ પ્રમાણે કઠોર વચનો બોલો છો, એ શુ તમને છાજે?"

રાજાએ ગુસ્સે થઇને શકુન્તલાને કહ્યુ "તું પોતાના અને મારા એમ બન્ને કુળને કલક લગાડે એવી વાત શા સારૂ કરી રહી છે?"

રાજાને મુખેથી એ શબ્દો નીકળતા વારજ શકુન્તલા ચીડાઇ ગઈ અને બોલી ઉઠી "ઠીક તમને છેકજ સશય છે, તો હું એ ધાણી બતાવીને ખાત્રી કરૂ છુ."

એમ કહીને પોતાની આગળીએથી રાજાએ આપેલી વીટી છોડવા જાય છે, તો હાય! એ વીટી ત્યા ન મળે શકુન્તલાના મુખ ઉપરથી લોહી ઉડી ગયુ. અણીને વખતે વીટીએ પણ દગો દીધો દૈવજ પ્રતિકૂળ ત્યા શુ કરવું!

ગૌતમીએ કહ્યુ, "શચીતીર્થમા આપણે સ્નાન કરવા ગયા હતા, ત્યાં પડી ગઇ હશે"

રાજા આને પણ સ્ત્રીચરિત્રનુંજ એક લક્ષણ સમજ્યો, પણ શકુન્તલાએ નિરાશ ન થતા પૂર્વની પ્રેમચેષ્ટાઓનું સ્મરણ કરાવીને રાજાની સ્મ-

રણુશક્તિને તીવ્ર કરવાનો પ્રયત્ન કર્યો. તેણે કહ્યું " એક દિવસ નવમલ્લિકા મંડપમાં આપણે બન્ને જણા બેઠા હતા, તમારા હાથમાં કમળપત્રનો એક પડિયો હતો. એ વખતે મારૂ પાળેલુ હરણનું બચ્ચું દીર્ઘાપાંગ ત્યા આવી પહોચ્યું, તમે તેને પાણી પાવા સારૂ પાસે બોલાવ્યું; પણ તમને અજાણ્યા સમજી એ પાસે ન આવ્યુ. પછી એણે મારે હાથે પાણી પીધું, એ ઉપરથી તમે હસીને કહ્યું હતું, કે પ્રાણીને સ્વજાતિ ઉપરજ વિશ્વાસ બેસે છે તમે બન્ને જંગલી ખરાને ! "

એ સાભળીને રાજાએ કહ્યુ " પોતાની મતલબ સાધનારી કુશળ સ્ત્રીઓ એવા મીઠાં વચનોવડેજ વિષયી પુરુષોના ચિત્તનું આકર્ષણ કરે છે. "

આ શબ્દોથી તો શકુન્તલાને ઝાળ લાગી ગઇ, આત્મગૌરવ તેની નસે નસમા ઉછળવા લાગ્યુ, અને ગુસ્સાના આવેશમા એ બોલી " અનાર્ય ! તમે બધાનેજ પોતાના જેવા ગણો છો તમારા પેટમા પાપ છે એટલે બધે પાપજ દેખો છો. એક કૂવા ઉપર ઘાસ ઢાકી દીધું હોય અને અંદરથી તો એ પાતાળસુધી ઉંડો હોય એવી રીતનું તમારૂ દગાબાજીનું આચરણ છે. આવા રાજાને પગલે કોણ ચાલશે ? "

રાજાએ તેના ક્રોધની જરા પણ પરવા ન કરતા કહ્યું " દુષ્યન્તના ચરિત્રને બધાયે જાણે છે "

શકુન્તલાએ કહ્યું " હાય ! મુખમાં તો મીઠું મધ અને હૃદયમા હળાહળ ઝેર ભરેલુ છે. જેને પુરુવંશી સમજીને મે આત્મસમર્પણ કર્યું હતું, તેજ આજ મને સ્વેચ્છાચારિણી—ખરાબ ચાલચલણની ગણીને તરછોડી કહાડે છે ! મારી વાત ખરી છે કે ખોટી તે સબંધી તમારૂં અંતઃકરણુજ સાક્ષી છે. મનમા એક વાત હોય અને મોએ બીજી વાત કહે તે મનુષ્ય પ્રપંચી ગણાય છે. એવો મનુષ્ય ધર્મનો ચોર છે તમે એવા હીન ચોર થઇ શકો નહિ. રાજા થઇને, મનુષ્યસમાજના રક્ષક થઇને તમે એવા અધમ, ચોર, કે પ્રપંચીના જેવી વર્તણુંક કેમ ચલાવો છો ? તમને ધર્મનો ભય નથી ? તમે શુ એમ ધારો છો કે છાનોમાનો વિવાહ કરી આવ્યો છુ એટલે કોઇને ખબર નથી ? પણ ખાત્રી રાખજો કે ચન્દ્ર, સૂર્ય, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી, જળ અને ધર્મ એ બધા તમારા કાર્યના સાક્ષી છે. એ બધા કરતા પણ તમારા હૃદયમાં રહેલો તમારો અંતરાત્મા મોટો સાક્ષી છે. જે મનુષ્ય અંતરાત્માનું અપમાન કરીને, સત્ય વાત છપાવીને જૂઠું

બોલે છે, તે માણુસનું જીવન અસંતુષ્ટ આત્માના રોષ અને તિરસ્કારથી દુઃખમય બને છે, દેવતાઓ પણ તેનું ભલું કરતા નથી. દુષ્યન્ત ! હું પતિવ્રતા છુ. તમારી સ્રી છુ. જાતે તમારી પાસે આવીને ઉભી છુ મને તરછોડશો નહિ હું તમારી સ્રી હોવાથી સદા તમારા આદર અને સન્માનને યોગ્ય છું. ભરી સભામા સાધારણ સ્રીની પેઠે મારૂં અપમાન કરશો નહિ "

દુષ્યન્ત કાંઇ બોલ્યો નહિ શકુન્તલાએ વધારે ઉત્તેજીત થઇને કહ્યુ "તમે ચૂપચાપ બેસી રહ્યા છો ? મારી વાતનો ઉત્તર પણ દેતા નથી ? મારી આ બધી વાત અરણ્યરોદન સમાન નિષ્ફળ ગઈ ? તમને ધર્મનો ભય નથી ? પુરુષ થઇને, ક્ષત્રી થઇને, રાજા થઇને, તમે સ્રીની મર્યાદા જાણતા નથી ? ભરી સભામા પોતાની સ્રીનુ આવું અપમાન કરો છો ? સ્રી ધર્મકાર્યની સંગી છે, ઘરની ગૃહિણી છે, અસહાયની સહાયક છે, વિપત્તિને સમયે બળ અને હિંમત આપનારી છે, પીડિતોને જનનીની ગરજ સારે છે, અને વટેમાર્ગુને વિશ્રામના સ્થાન સ્વરૂપ છે સ્વામીને સ્રી અર્ધા અંગસ્વરૂપ હોઇને પરમ મિત્ર છે ધર્મનુ સાધન કરવામા એજ મોટી સહાયક છે સ્રીવાળા પુરુષનુંજ લોકો ગૃહસ્થ તરીકે સન્માન કરે છે, બધી વાતમા એના ઉપર વિશ્વાસ રાખે છે. સ્રીથીજ પુત્ર મેળવીને લોકો પિતૃઋણ ચૂકવી દે છે, પિતૃઓને પુ નામ નરકમાથી તારે છે. પુત્ર, પિતા અને પિતૃઓના આત્મા સ્વરૂપ છે સ્રીના ગર્ભમાથી પુરુષ, આત્મસ્વરૂપ પુત્રરૂપે જન્મ ગ્રહણું કરીને પિતરાઇઓનુ વંશપરંપરાનુ રક્ષણ કરે છે. એટલા માટે સ્રીને 'જાયા' કહે છે પુત્રવતી સ્રી બધાએ માતા તરીકે પૂજવા યોગ્ય છે

લોકો પુત્રનો જાતકર્મ સંસ્કાર કરતી વખતે નીચેનો મંત્ર બોલે છે 'પુત્ર, તું મારા અંગમાથી અને હૃદયમાથી જન્મ્યો છે તું પુત્રનામધારી મારો આત્મા છે, મારૂ જીવન તારે આધારે છે મારો અક્ષય વંશ તારે અધીન છે, તુ સુખી થઇને સો વર્ષ જીવજે ' ધર્મસાધનાના ફળરૂપ, સાર્થક જીવનના ફળરૂપ, પિતૃઋણ ચૂકવી દેવાના ઉપાયસ્વરૂપ, વંશના આધારરૂપ, આત્મસ્વરૂપ, આત્મજ–પુત્ર જેના ગર્ભમા જન્મે, તે સ્રી વંશનું કલ્યાણ કરનારી હોવાથી સાસરામા બધાનાં આદર અને સન્માનને પાત્ર છે તમે કયા મોહમા પડીને આજ તમારા કુળના શ્રેષ્ઠ રત્નસ્વરૂપ મારા ગર્ભમાના પુત્રનો અને કુળની લક્ષ્મી જેવી એ સંતાનની માતાનો ત્યાગ કરવા તૈયાર થયા છો ? હે રાજન્ ! તમારી ધર્મબુદ્ધિ ઠેકાણે લાવો ! ગર્ભ-

વતી ધર્મપત્નીનો કદિ ત્યાગ કરશો નહિ કપટ છોડી દઇને સત્યનું પાલન કરો. સત્ય બોલવા કરતા બીજો શ્રેષ્ઠ ધર્મ કોઈ નથી. હજારો અશ્વમેધ યજ્ઞ કરતા પણ એક સત્યપાલન શ્રેષ્ઠ છે સત્ય એજ વેદ છે, સત્ય એજ બ્રહ્મ છે સત્યપાલન, પ્રતિજ્ઞાપાલન એજ સર્વોત્કૃષ્ટ ધર્મ છે જો જાણી જોઇને સત્યભ્રષ્ટ થતા હો, અસત્યને વશ થઇને મારી વાત ન માનતા હો તો હુ તમારો આશ્રય માગતી નથી. હું હમણાજ અહિંથી ચાલી જઇશ પણ એટલુ નક્કી જાણજો કે પુરુવશમા જન્મનાર મારો આ પુત્ર આ સસારમા કદિ હલકો ગણાઇને રહેશે નહિ. મારો આ પુત્ર એક દિવસ સમુદ્ર સહિત પૃથ્વીનો અધીશ્વર થઇને યશ પ્રાપ્ત કરશે."

શકુન્તલાની સાથે આવેલા ઋષિકુમારો એને ત્યાજ મૂકીને ચાલ્યા ગયા હતા, કેમકે એમને લાગ્યુ હતું, કે રાજા દુષ્યંતની વાત સાચી હોય તો શકુન્તલા દુરાચારી હોવાથી ત્યાગ કરવા લાયક છે અને જો શકુન્તલા સાચી છે અને દુષ્યતજ દગાબાજ નીકળ્યો છે, તોપણ પતિવ્રતા સ્ત્રીનો ધર્મ ગમે તેટલા અપમાન સહન કરીને પણ પતિને ઘેરજ પડયા રહેવાનો છે.

શકુન્તલા અપમાન અસહ્ય લાગવાથી જવાની તૈયારીમા હતી, રાજા પણ શુ કરવુ શુ ન કરવું એના વિચારમા હતો, એટલામા એના પુરોહિતે આવી તોડ કહાડયો કે જોશીઓએ પહેલેથીજ ભવિષ્ય ભાખી રાખ્યું છે, કે આપનો પ્રથમ પુત્ર ચક્રવર્તીના લક્ષણોવાળો થશે. જો એના ગર્ભથી એવો બાળક ઉત્પન્ન થાય તો આપ એને આદરપૂર્વક રાણી તરીકે સ્વીકારજો, નહિ તો એને પિતાના આશ્રમમા મોકલી આપજો જ્યાસુધી એને સતાન નહિ સાંપડે ત્યાસુધી હું એને સન્માનપૂર્વક મારે ઘેર રાખીશ. દુષ્યન્તને પણ એ નિર્ણય રુચ્યો. શકુન્તલા પુરોહિતની સાથે જવા તૈયાર થઈ, પરન્તુ જતાં જતા રસ્તામા એક ચમત્કાર બન્યો અપ્સરા તીર્થ આગળ જતાવાર શકુન્તલા પોતાના દુર્ભાગ્યનો વિચાર કરીને રોવા લાગી. એવામાં એક જ્યોતિર્મયી દેવી-મૂર્તિ એકદમ પ્રકટ થઇ અને તેને પોતાના ખોળામા ઉચકી લઇને અન્તર્ધાન થઈ ગઇ.

રાજાએ શકુન્તલાને પોતાના પ્રેમની એ ધાણી દાખલ જે વીંટી આપી હતી તે નદીમા સ્નાન કરતી વખતે પાલવને છેડેથી છૂટી પડી હતી, અને પાણીમા એક મોટી માછલી તેને ગળી ગઇ હતી એ માછલી એક દિવસ માછીમારની જાળમા ફસાઇ; અને તેના પેટમાથી એ કિંમતી વીટી નીકળી.

એને વેચવા સારૂ એ ઝવેરીની દુકાને ગયો ઝવેરીએ તેના ઉપર નામ કોતરેલુ જોયું, એટલે માછીમારને કોટવાળને સ્વાધીન કર્યો કોટવાળે વીટી રાજાની પાસે પહોચાડી એ વીટી જોતાવારજ દુર્વાસા મુનિના શાપનું નિવારણ થયું, અને રાજાને શકુન્તલા સાથેના પોતાના પ્રેમલગ્નનો બધો વૃત્તાંત સાભરી આવ્યો. એવી સદાચારી, નિર્દોષ અને સરળ સ્વભાવની પતિવ્રતા પત્નીનું ભરસભામા અપમાન કરવા માટે રાજાને ઘણો પસ્તાવો થવા લાગ્યો હવે એમના દુ:ખ અને ચિન્તાનો પાર રહ્યો નહિ રાત દિવસ એ શકુન્તલાનીજ ચિન્તા કરવા લાગ્યા એ પ્રમાણે વર્ષો વીતી ગયા રાજાને પત્નીના કાંઇ પણ સમાચાર ન મળ્યા

એક દિવસ રાજા ચિન્તામા બેઠા હતા, તેવામાં ઇન્દ્રના દૂતે આવીને કહ્યુ કે "રાક્ષસો દેવતાઓને ઘણુા સતાવી રહ્યા છે, એટલા માટે દેવરાજ ઇન્દ્રે મને આપની સેવામા મદદની પ્રાર્થના કરવા મોકલ્યો છે. આપ પધારી એમનું દુ ખ દૂર કરો." રાજા દેવતાઓને મદદ કરવા સારૂ ગયા, અને રાક્ષસોનો પરાજય કરીને, પાછા આવતી વખતે હેમ-કૂટ પર્વત ઉપર મહાત્મા કશ્યપનાં દર્શન કરવાની ઇચ્છાથી એમના આશ્રમ ભણી જવા લાગ્યા તપાસ કરતા માલુમ પડયું કે ઋષિ એ સમયે પોતાના પત્ની અદિતિ તથા બીજી ઋષિપત્નીઓને પતિવ્રતા ધર્મનો ઉપદેશ આપી રહ્યા હતા. એ કાર્યમા વિક્ષેપ નાખવો એ વ્યાજબી નહિ લાગ્યાથી રાજા અશોક વૃક્ષની નીચે વિસામો ખાવા લાગ્યા થોડી વાર પછી એમણે જોયુ કે એક નાનો છોકરો સિહના બચ્ચાને સતાવી રહ્યો છે, અને બે તપસ્વિનીઓ પાસે ઉભી ઉભી જોઈ રહી છે તથા બાળકને ધમકાવી રહી છે. રાજાને એ જોઇને ઘણું આશ્ચર્ય લાગ્યુ કે આ તપોવનની કેવી ખુબી કે એક બાળક સિહ જેવા ઘાતકી જાનવરના બચ્ચાને છેડી રહ્યુ છે, અને એ સિંહનું બચ્ચું બિલાડીના બચ્ચાની પેઠે નરમ થઇને ચુ કે ચો નથી કરતુ. તપસ્વિનીઓએ બાળકને ઘણુએ સમજાવ્યો, કે આ આશ્રમમાં બધાં પશુઓ પ્રત્યે બાળકસમાન પ્રેમ રખાય છે, તો પછી તું એ બિચારાને શા સારૂ ના-હકનો સતાવે છે, પણ એ વીર બાળકે એની કાંઇ પરવા ન કરી. એ તો સિહના બચ્ચાનુ મો ફાડીને કહેવા લાગ્યો "અરે સિહ, ઉઘાડ તારૂં મો. મારે તારા દાત ગણવા છે." તપસ્વિનીએ સિહણ આવીને મારી નાખશે એવી બીક બતાવી તેની પણ એ બાળકે પરવા ન કરી આખરે

રમકડું આપવાની લાલચ બતાવી ત્યારે એ નિર્દોષ બાળકે સિંહના બચ્ચાને સતાવવાનું છોડી દીધું. રમકડુ લેવા સારૂ બાળકે હાથ લાંબો કર્યો ત્યારે રાજાએ એના હાથમા રાજ–ચિન્હો જોયા. એ બાળક તથા તપસ્વિનીઓ સાથે વધારે વાતચીત કરતાં ખબર પડી કે એનું નામ સર્વદમન છે અને એ ઋષિકુમાર નહિ, પણ શકુન્તલાના ગર્ભમા જન્મેલો રાજા દુષ્યન્તનો પોતાનોજ પરાક્રમી પુત્ર છે અનેક પ્રમાણોથી એની ખાત્રી થતાં રાજાના હર્ષનો પાર ન રહ્યો.

થોડી વારમાં છોકરાને રમવા ગયે ઘણીવાર થઇ ગયેલી હોવાથી એને ખોળતી ખોળતી શકુન્તલા પણ ત્યા આવી પહોચી, અને અકસ્માત પતિના દર્શન થતા એની આખમા આસુ ભરાઇ આવ્યા બાળક 'મા, મા' કરતો દોડતો ગયો અને પૂછવા લાગ્યો "આ કોણ છે, મા ? એમને જોઇને તું રોઇ કેમ ?"

એ સાભળીને શકુન્તલાએ કહ્યું "દીકરા, એ વાત મને ન પૂછીશ તારા ભાગ્યને પૂછ" ખરેખર શકુન્તલાએ આ દોહલા દિવસ ઘણાજ કષ્ટપૂર્વક ગાળ્યા હતા સૌભાગ્યવતી હોવા છતા વિધવાના જેવું સાદું અને સયમી જીવન ગાળ્યું હતું એ વખતનુ એનુ રૂપ જોઇને દુષ્યન્તના મુખેથી પણ ઉદ્ગાર નીકળ્યા હતા કે.–

> આખા વિધવા વસ્ત્ર એ પેરી બેઠી બાઈ,
> જપતપ કેરા નિયમથી મુખડું ગયું સુકાઈ,
> એકજ વેણી મસ્તકે એવી સુશીલ નાર,
> મુજ નિર્દયનુ વિરહ વ્રત પાળે મન નિરધાર.

રાજાથી હવે રહેવાયુ નહિ. પોતાના પૂર્વકૃત્યોના પશ્ચાત્તાપપૂર્વક તેમણે શકુન્તલાને કહ્યુ "પ્રિયે ! મેં જે અન્યાય તારી સાથે કર્યો છે તેનું વર્ણન થઈ શકે એમ નથી કોઇ પણ સજ્જન પોતાની ધર્મપત્ની સાથે એવો વ્યવહાર ન ચલાવી શકે, પણ શુ કરૂં ? એ વખતે મારી મતિજ મારી ગઇ હતી ફૂલની માળાને સાપ સમજીને વેમમા પડ્યો હતો. કેટલાક દિવસ પછી મને બધી વાતનુ સ્મરણ થઈ આવ્યું. ત્યા-રથી હુ કેવા કષ્ટમાં સમય ગાળી રહ્યો છું, કેટલું દુ ખ ભોગવી રહ્યો છું, એ મારો અન્તરાત્માજ જાણે છે. મને એવી આશા નહોતી કે જે પ્રિય પત્નીને મેં તિરસ્કાર કરીને ઘર બહાર કહાડી મૂકી હતી, તે મુજ અભાગીને ફરીથી

પ્રાપ્ત થશે; પરન્તુ પરમાત્માની કૃપાથી આજ તારો મેળાપ થયો છે. આ શુભ પ્રસંગે મારાથી થયેલા અપમાનોને ભુલી જઇને મને ક્ષમા કરો ”

સ્વામીની ક્ષમાયાચનાથી પીગળે નહિ એવી કયી આર્ય સ્ત્રી હશે? શકુન્તલાએ તરતજ સ્વામીનો હાથ પકડી લીધો અને તેમને ભૂમિ ઉપરથી ઉભા કરીને કહેવા લાગી “ આર્યપુત્ર! ઉઠો, આપનો એમા કાંઈ વાક નહોતો મારા પૂર્વજન્મના પાપથીજ એ પ્રમાણે બન્યુ છે ”

ત્યાર પછી કેવી રીતે સ્વામીને પોતાનું પુન સ્મરણ થઇ આવ્યું, એ સબધી પૂછતા દુષ્યન્તે પોતાના નામવાળી પેલી વીંટી બતાવીને કહ્યું “ એ વીટી જોતાવારજ બધો પૂર્વ વૃત્તાત મને સાભરી આવ્યો ” ત્યાર પછી રાજા એ વીટી ફરીથી શકુન્તલાને પહેરાવવા ગયા એટલે તેણે કહ્યુ “ એને તમારી આગળીએજ રહેવા દો. મને હવે એનો વિશ્વાસ રહ્યો નથી ”

હવે રાજા એ પુત્ર અને પત્નીસહિત મુનિ કશ્યપના દર્શન કરવા ગયા. કશ્યપ અને અદિતિએ રાજાને આશીર્વાદ આપ્યો કશ્યપે શકુન્તલાને આશીર્વાદ આપતા કહ્યુ “ જેને ઇન્દ્ર સમો સ્વામી અને જયન્ત જેવો પુત્ર છે તેને ‘*પૌલોમી જેવી થજે ’ એ સિવાય બીજો આશીર્વાદ ન ઘટે ” અદિતિએ પણ માથે હાથ મૂકીને આશિષ આપી કે “ પતિની બહુ માનીતી થજે ” બધા બેસી ગયા પછી કશ્યપ મુનિએ કહ્યુ ‘ આજનો દિવસ ઘણો માગલિક છે કોઇ પણ કર્મના અનુષ્ઠાનને સારૂ શ્રદ્ધા, ધન, અને કર્મ એ ત્રણના સમાગમની જરૂર પડે છે, તેવીજ રીતે પરમાત્માએ કોઈ મહાન્ કાર્ય સાધવા સારૂ સાધ્વી શકુન્તલા, તેના સુયોગ્ય પુત્ર અને મહારાજ દુષ્યન્તનો મેળાપ કરાવ્યો છે ” ભારતવર્ષના ત્યાર પછીના ઇતિહાસે સાબિત કરી આપ્યુ કે ઋષિનુ વચન સાચુજ હતુ.

રાજાએ મુનિનો ઘણો ઉપકાર માન્યો. એમના દર્શનથી પોતાને થયેલો હર્ષ પ્રકટ કર્યો, અને પછી પોતાની મતિ શાથી બગડી હતી, તે સબધી એ ત્રિકાળજ્ઞાની મુનિને વિનયપૂર્વક પૂછ્યુ મહર્ષિએ તેના ઉત્તરમા દુર્વાસાના શાપનો વૃત્તાન્ત કહી સભળાવ્યો શકુન્તલાને હવે ખાત્રી થઈ કે પતિએ પોતાનો ત્યાગ કર્યો હતો એ શાપને વશ થઈનેજ કર્યો હતો. એમા એમનો કાંઈ દોષ નહોતો ઋષિએ બાળકના સંબધમાં પણ કહ્યું

* પૌલોમી ઇન્દ્રની રાણી

કે "રાજન! એ પણ તારી પેઠે ચક્રવર્તી થશે. તારો આ પુત્ર સમુદ્ર ઓળંગીને સાત દ્વીપને જીતશે. આ વનમા એ બળાત્કારે બધા પ્રાણીઓને પોતાના વશમા રાખે છે, માટે એનુ નામ સર્વદમન પડયુ છે, પણ પછીથી તો એ લોકોનું ભરણપોષણ કરશે, એટલે એ ગુણને લીધે લોકો એને 'ભરત' એ નામથી ઓળખશે કહો હવે તમારે બીજુ શું જોઇએ?"

રાજાએ કહ્યુ "હવે બાકી શું રહી ગયુ છે? પણ ભગવાનની કૃપાજ છે તો એટલું માગી લઉં છુ કે–

"રાજા કરો પરમ યત્ન જનાર્થ જાણી, પૂજો સરસ્વતી સદા શ્રુતિશાસ્ત્ર જ્ઞાની,
લાવો પુનર્ભવ તણો મુજ અન્ત શંભુ, દો સર્વ શક્તિયુત મોક્ષ મને સ્વયંભૂ"

મુનિએ કહ્યું "તથાસ્તુ"

મુનિ અને મુનિપત્નીની રજા લઈ રાજા સહકુટુંબ રાજધાનીમા ગયો, અને પ્રજાપાલનના કાર્યમાં ગુંથાયો શકુન્તલાએ તેના ઘરસંસારનો બધો ભાર ઉપાડી લીધો એટલુજ નહિ, પણ રાજકાર્યમા પણ પોતાનાથી બનતી સહાયતા આપવા લાગી.

દુષ્યન્ત મૂર્તિમાન રાજધર્મ હતા, અને શકુન્તલા સત્ક્રિયાની મૂર્તિ હતી. સામ્રાજ્યનો પ્રભાવ અને તપોવનની શાન્તિ એ બેનું અનોખું મિલન અહિ થયું હતું. એ મિલનથી ભરતની ઉત્પત્તિ થઈ હતી એવા માતપિતાને હાથેજ ભરતે શિક્ષણ મેળવ્યુ હતું એજ ભરતે ભારતવર્ષની સ્થાપના કરી. એ ભારતવર્ષના સામ્રાજ્યનું બળ, તેનો રાજસી ઠાઠ, એક સમયે આખી દુનિયામા સર્વથી ચડે એવાં હતા, પણ સાથે સાથે તપસ્વીઓના સમી શાન્તિની ધારા પણ એમા ખળખળ કરતી વહેતી હતી એ તાપસી શકુન્તલા અને રાજર્ષિ દુષ્યન્તના અપૂર્વ મિલનનુંજ પરિણામ કેમ ન હોય! *

* શાકુન્તલ આખ્યાન મહાભારતના આદિપર્વમાં આવે છે અમે પ્રથમ આવૃત્તિમાં જે શાકુન્તલ ચરિત્ર લખ્યુ હતું, તેને મુખ્યત એનો આધાર હતો આ આવૃત્તિમાનું ચરિત્ર કવિશિરોમણિ કાલિદાસના શાકુન્તલ નાટકને આધારે લખ્યુ છે, કારણ કે કવિએ પોતાની કળાથી એ આખ્યાનને વધારે રસીલુ બનાવ્યુ છે આ આખ્યાનમાં જે કવિતાઓ આપવામા આવી છે તે એ નાટકના સ્વર્ગસ્થ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે કરેલા ગુજરાતી અનુવાદમાથી આપેલી છે. મહાભારતના આખ્યાનમાં દુર્વાસામુનિના શાપનો ઉલ્લેખ નથી. બાળકનો જન્મ કણ્વ મુનિના આશ્રમમાંજ થાય છે, અને ત્યાંજ એ ઉછરે છે, તથા પોતાના બળ અને પરાક્રમવડે સર્વદમન નામથી ઓળખાય છે.

# रत्न ८० मुं–विदुला




તા હમેશા પુત્રનું ભલું ચાહે છે, પરન્તુ દેશ, જાતિ અને સમાજની સ્થિતિ અનુસાર એ મ ગળ વાન્છનાનો આદર્શ જૂદો જૂદો હોય છે. વર્તમાનકાળમા આપણા અધ:પતિત દેશમા માતાઓ એમજ સમજે છે કે પોતાનો પનોતો પુત્ર ગમે તેવો નીકળે પણ શરીરે સાજોતાજો રહે તો ગંગા નાહ્યા એમની મનોવાન્છના હમેશા એમ હોય છે, કે પુત્ર ભણેલો કે અભણ, ગાડો કે ઘેલો, સારો કે ખોટો, ગમે તેવો નીકળે પણ શરીરે સારો રહે અને જીવતો રહે તો અમારે બીજુ કશું જોઇતું નથી, પણ પૂર્વકાળમા, ભારતવર્ષના ગૌરવના દિવસોમા માતાઓ એમ માનતી કે પુત્ર મનુષ્યત્વ, મહત્ત્વ અને વીરત્વ વગરનું અધમ જીવન ગાળે તેના કરતા તેનુ મૃત્યુ થાય તો ઘણુ સારૂં. એટલા માટે એ પવિત્ર જનનીઓ પુત્રના મ ગળની ખાતર તેના મૃત્યુને પણ અશુભ ગણતો નહિ પુત્રના મૃત્યુ કરતા પુત્રની નામર્દાઈ જોઇને તેમને ઘણું દુ:ખ થતું જો કદિ પુત્ર યુદ્ધ કરતા ડરી જતો તો તેને ઉત્સાહપૂર્વક ઉશ્કેરીને રણક્ષેત્રમા મૃત્યુના

---

એ બાળકનો યુવરાજપદ ઉપર અભિષેક કરાવવાનો સમય પાસે આવતા મહર્ષિ શિષ્યો સહિત તેને પતિગૃહે મોકલે છે રાજાના નિરાદર અને અપમાનની કથા એજ છે, પરન્તુ વીંટીના પુનર્દર્શનને બદલે, આકાશવાણી શકુન્તલાની પવિત્રતાની ખાત્રી આપે છે, અને કહે છે કે દુષ્યન્તજ એનો પતિ છે આ પુત્ર એના ઔરસથી ઉત્પન્ન થયેલો છે અને એણે બન્નેનો સ્વીકાર કરવો જોઇએ ત્યાર પછી ભરી સભામા રાજા બન્નેનો સ્વીકાર કરે છે, અને પોતે કરેલા અપમાનનો ખુલાસો એવી રીતે કરે છે, કે "હું પણ શકુન્તલાને મારી પત્ની તરીકે, અને પુત્રને મારા પુત્ર તરીકે ઓળખતો હતો, પણ એકદમ એનો સ્વીકાર કરત તો લોકો એમ સમજત કે શકુન્તલાના રૂપથી મુગ્ધ થઇને મે કોઇ પરસ્ત્રીને સ્વીકારી છે, કેમકે અમારા ગુપ્ત ગાન્ધર્વ લગ્નની તો લોકોને ખબર જ નહોતી એથી એ સુશીલ સ્ત્રી ઉપર તેમજ નિર્દોષ બાળક ઉપર કલક લાગત એ કલકથી બચવા ખાતર મે શકુન્તલાને તરછોડી કહાડી છે" આકાશવાણીએ એના સતીત્વની ખાત્રી આપી, એટલે લોકોને કોઇ પ્રકારનો સંદેહ રહ્યો નહિ પ્રાચીન કાળમા રાજાઓ પ્રજાના અભિપ્રાયની પરવા રાજકાર્યમાંજ નહિ, પણ ખાનગી જીવનમાં પણ કેટલી બધી રાખતા હતા, તે આના ઉપરથી જણાય છે. ખરેખર રાજ્યની મજબૂતી રાજ્ય પ્રત્યેની પ્રજાજનોની શ્રદ્ધા અને ભક્તિમાંજ છે. શિ. દ. ૫ં

મુખમા મોકલતા એ વીરમાતાઓ અચકાતી નહિ. પુત્રોના વીરત્વના ગૌરવથી ગૌરવિણી બનેલી, કાયરતાને હમેશાં ધિક્કારનારી, ક્ષત્રિય તેજથી તેજસ્વી બનેલી, આદર્શ જનની કુન્તીએ પોતાના પુત્રોને યુદ્ધમા ઉત્તેજીત કરવા માટે, પાડવો આગળ સજયની માતા વિદુલાનો ઇતિહાસ આ પ્રમાણે કહ્યો છે

વિદુલા જેવી તેજસ્વિની નારીના ગર્ભમા જન્મ ધારણ કરવા છતાં પણ સૌવીરરાજ સજય ઘણો બીકણ અને નાજુક સ્વભાવનો યુવક હતો સિન્ધુરાજની સાથે તેનું યુદ્ધ થયુ. સંજય પ્રાણ બચાવવા ખાતર યુદ્ધક્ષેત્રમાથી પલાયન કરીને, ઘેર આવીને બાળકની માફક રોવા લાગ્યો.

વિદુલા પુત્રના મેડામા ગઇ પુત્રની દશા જોઇને તેનુ શરીર અગ્નિની માફક રાતું ચોળ થઇ ગયુ. તેણે ગુસ્સે થઇને કહ્યું ' હિચકારા ! જીવ બચાવવા ખાતર યુદ્ધક્ષેત્રમાંથી નાસી આવીને રાડીરાડની પેઠે અહી ખુણે ભરાઇને રુવે છે? ધિક્કાર છે તને ! તે તારા પિતાના વીર્યથી મારા ગર્ભમા જન્મ ધારણ કર્યો છે, કે કોઇ હલકા કુળમાથી આવીને રાજગાદીએ બેઠો છે? પુરુષાતનહીન, પશુ ! તારી કીર્તિ નાશ પામી છે. રાજ્ય શત્રુઓના હાથમા આવ્યા પછી શું કામ ફોકટ આ જીવન ધારણ કરી રહ્યો છે? બીજાઓનુ પરાક્રમ, બીજાઓના ઘા જે પુરુષ ખમી શકે તેજ પુરુષ, સ્ત્રીઓની પેઠે જે ખુણે પેસીને જીવન ગાળે, શત્રુના ભયથી પલાયન કરી જાય, તેનુ પુરુષ નામ સાર્થક નથી સ્ત્રીઓમા પણ મહત્ત્વ હોય છે. સ્ત્રીઓ પણ પૃથ્વીમા હીન ગણાઇને રહેવા નથી માગતી સ્ત્રીઓ પણ પોતાના મહત્ ચરિત્રથી પૃથ્વીને યશસ્વી કરે છે, પણ તારી પેઠે જે લોકો હીન, હલકા, ગણાઇને રહેવા માગે છે, તારી પેઠે જે લોકો સસારમા તિરસ્કારયુક્ત જીવન ગાળે છે, તેઓ પુરુષ પણ નથી અને સ્ત્રી પણ નથી તેઓ તો અધમ હીજડા છે ! કુળનો નાશ કરવા માટે સાક્ષાત્ અમંગલકારી કલિએ તારા જેવા પુત્રના રૂપે મારા ગર્ભમા જન્મ લીધો છે ! તે શત્રુઓના મો હસતા કર્યા છે, સગાવહાલાઓને મોએ મેશ ચોપડી છે, તારા જેવો તેજ અને વીર્યહીન, બાયલો, માતાની કુખને લજવનારો પુત્ર કોઇ સ્ત્રીના ગર્ભમા જન્મ ન લેશો ! ! સજય હજુ પણ ઉઠ, જાગૃત થા, શત્રુને હાથે પરાજય પામીને આમ નિરાશ થઇને બેશી ન રહે ! શત્રુથી પરાજીત રાજ્યભ્રષ્ટ, લોકોમા નિન્દનીય થઇને હીન ભિક્ષુકનું કલકિત જીવન તારે ગાળવું પડશે, એવા હલકા જીવન કરતાં મૃત્યુ તને સારૂં નથી લાગતું ? જો શત્રુનો પરાજય કરીને

દેશનું રક્ષણ ન થઇ શકે તો વીરપુરુષની માફક જ્યાસુધી શરીરમા બળ હોય ત્યાસુધી છેલ્લી ઘડી લગી લડીને યુદ્ધમા પ્રાણત્યાગ કર! લોકો કહેશે કે એ બુદ્ધિમાન મનુષ્ય પડતે પડતે પણ શત્રુને મારતો ગયો'

જનનીના આવા મર્મભેદી ઠપકાથી વ્યથિત થઇને સજયે કહ્યું 'મા! મારા મૃત્યુથી તું સુખી થઇશ? હું તારો એકનો એક પુત્ર છું હું મરી જઈશ તો પછી પૃથ્વીમા તારે બીજુ સુખ શું રહેશે?'

વિદુલાએ કહ્યુ 'પુત્ર! શું તું એમ સમજે છે કે હું વગર સમજે તારૂં મૃત્યુ ચાહું છુ? તું વીરકુલમા જન્મેલો રાજપુત્ર છે, અને રાજા થઇને તું પરાધીન ભિખારીના જેવું જીવન ગાળે, જે વશ કોઈ દિવસ કોઇની કૃપાનો અભિલાષી બન્યો નથી, જે વશનો કોઇ મનુષ્ય બીકણ થઇને બીજાને નમ્યો નથી તેજ વશમા જન્મેલો તું પારકાને અધીન થાય, પારકાનુ મો તાકયા કરે, જે વશના રાજાઓ છૂટે હાથે ધનદાન કરી ગયા છે, જેમણે કોઇ પણ દિવસ યાચકને પાછો કહાડયો નથી તે વશનો તું પારકાએ આપેલી થોડીક આજીવિકા ઉપર ગુજરાન કરે, તારી પાસે માગવા આવનારની ઇચ્છા પૂર્ણ ન કરી શકે, દરિદ્રનું દારિદ્ર ન ટાળી શકે, શરણાગતનુ રક્ષણ ન કરી શકે, દુ:ખીનુ દુ:ખ દૂર ન કરી શકે, એવી સ્થિતિમા તને આવેલો જોયા કરતા તારૂ મૃત્યુ શું ઇચ્છવા યોગ્ય નથી? જો તારામા થોડુ ઘણુ પણ મનુષ્યત્વ હશે, જો તુ ક્ષત્રિસતાન હોઈશ, તો તુ આ હીન જીવનમા સુખી રહી શકીશ? ખરાબ નદી થોડા જળમા ભરાઈ જાય છે, ઉંદરનો ખોબો થોડા અન્નમાં ભરાઇ જાય છે, તેવીજ રીતે બાયલો મનુષ્ય થોડા સરખા લાભની ખાતર હીન અવસ્થામા સતુષ્ટ રહે છે એટલા માટે કહું છું કે પુત્ર! વીરવશના કલક સ્વરૂપ શત્રુઓથી પરાજીત અને પરાનુગ્રહી જીવન કદિ ગાળીશ નહિ! ક્ષત્રિ થઇને કદિ શત્રુને નમીશ નહિ. તેજસ્વી, દૃઢપ્રતિજ્ઞ ક્ષત્રિયો મરી જાય છે પણ કોઈ દિવસ નમતા નથી. એટલા માટે કહુ છુ કે હે પુત્ર! ઉઠ! ક્ષત્રિય નામનું સાર્થક કર! તારૂ સજય નામ બોળીશ નહિ, જીદગી જવાની હોય તો ભલે જાઓ, પણ ક્ષત્રિયતેજથી એક વાર ફરીથી પ્રકાશિત થા. જે આગ એક વખત ખૂબ સળગીને હોલવાઇ જાય તે આગ, ધીમે ધીમે ધુધવાયલા તેજ વગર ઘણી વાર સુધી બળતા અગ્નિ કરતા વધારે શ્રેષ્ઠ છે. એટલા માટે કહું છુ કે સજય! ધુધવાયલા તેજોહીન અગ્નિની પેઠે, હીન, કલકિત લાબા આયુષ્યની ઈચ્છા કરીશ નહિ એક વખત પણ વીરતેજથી

પ્રજ્વલિત થા, એક વાર પણ જ્વલન્ત પ્રભાથી જગત્‌ને પ્રકાશિત કર, નહિ તો હમેશાને માટે બુઝાઈ જા!'

સંજયે કહ્યું 'મા! તું કેટલી નઠોર છે! વિધાતાએ તારૂં હૃદય શું લોઢાનું બનાવ્યું છે? વીરત્વના અભિમાનમાં તું પોતાની જાતનું ભાન ભૂલી જઈને પુત્રસ્નેહને બિલકુલ વિસરી ગઇ છું? હીન પુત્રના ઉપર દયા કર, અને આજ આવા નિષ્ઠુર વાક્યોથી મને દુ ખી ન કર પ્રાણભયથી બ્હીને હું તારે શરણે આવ્યો છું મારા પ્રાણની તરફ જો મારૂં અમંગળ કરીશ નહિ.'

વિદુલાએ ઉત્તર આપ્યો 'સંજય! હું તારી માતા છું. પુત્રસ્નેહ માતાનો ધર્મ છે, પુત્રનું કલ્યાણ ચાહવું એ તેની મોટી ઇચ્છા હોય છે, પરન્તુ તને શ્રીહીન, યશોહીન જોઇને હું ચૂપચાપ બેસી રહું તો મારો પુત્રસ્નેહ, ગધેડીના પુત્રસ્નેહ જેવો ગણાય. ક્ષત્રિવટમાજ ક્ષત્રિયનું જીવન છે ક્ષત્રિય ગૌરવમાજ ક્ષત્રિનું મંગળ છે ક્ષત્રિય માતા પુત્રના ક્ષત્રિય જીવનની આકાંક્ષા રાખે છે ક્ષત્રિય ગૌરવથી પુત્ર સર્વશ્રેષ્ઠ ગણાય એમાજ એ તેમનું કલ્યાણ સમજે છે. તેજ અને પરાક્રમહીન ક્ષત્રિ, ચોરની માફક તિરસ્કારને પાત્ર છે. કઈ માતા ચોર પુત્રના ઉપર પ્રેમ રાખી શકે? તેજોહીન, ઉદ્યમહીન, બાયલા પુત્રથી જે માતા સુખી થાય છે તેનો માતૃજન્મ ફોગટ છે. હાય! મરવા પડેલા રોગીને જેમ દવા ઉપર અરુચિ થાય છે, તેમ મારો આ હિતકર ઉપદેશ તને હમણા કડવો લાગે છે, પણ પુત્ર! જાણજે કે કેવળ મોહ અને દુર્બુદ્ધિને લીધેજ મારી આ વાત તારે ગળે ઉતરતી નથી એકવાર તું મોહમાથી મુક્ત થા એટલે તારી દુર્બુદ્ધિ ચાલી જશે. તને સમજણ પડશે કે તારૂં કર્તવ્ય શું છે, શામાટે આ મહાન્ ક્ષત્રિય જીવન ધારણ કર્યું છે, અને શામાટે મા થઈને હું તારા પ્રાણ તરફ ન જોતા તને યુદ્ધ કરવાને આગ્રહ કરી રહી છું તને ખબર પડશે કે યુદ્ધ કરવા અને જીતવા માટેજ ક્ષત્રિયો પેદા થયા છે, શત્રુઓથી પરાજીત થઈને શત્રુઓના શરણમા હીન જીવન ગાળવા માટે નહિ. મોહ છૂટી ગયા પછી તું જાણીશ કે શત્રુઓથી બીતા બીતા પરતંત્ર નિન્દનીય જીવન ગાળવા કરતા શત્રુઓને મારતા મારતા 'રણક્ષેત્રમા પ્રાણત્યાગ કરવો એ વધારે સારૂં છે! તને ખબર પડશે કે કર્મહીન, ઉદ્યમહીન, આળસુ જીવન કરતા, કર્મવીરની નિષ્ફળ ચેષ્ટાઓ પણ કેટલી બધી વધારે સુખાકારી છે. પુત્ર! હું કહું છું કે મનને સ્થિર કર, પ્રાણ ખોવાના ભયથી ડરીશ નહિ. જીવસાટે પણ કુળની આબરૂ

સાચવવા તૈયાર થા તુ મને સ્નેહહીન ગણીને મારો તિરસ્કાર કરે છે ? એકવાર ક્ષત્રિય માતાનો યોગ્ય પુત્ર થા, ક્ષત્રિયોચિત તેજ અને પરાક્રમથી શત્રુને થકવી નાખ, વીરકુળમા જન્મ્યાનુ સાર્થક કર, વીરત્વના ગૌરવથી જગત્મા નામ કહાડ, પોતાના સાહસ અને વીરતાથી સૈનિકોના હૃદયમા અપાર સાહસ અને વીરતાનો સચાર કરીને દેશના શત્રુઓને દેશમાથી હાંકી કહાડ, શત્રુઓથી જીતાયલા રાજ્યનો ઉદ્ધાર કરીને, શત્રુઓથી પીડિત પ્રજાનુ રક્ષણ કરીને રાજધર્મનું પાલન કર, અને પછી જો કે માતાના હૃદયમા યોગ્ય પુત્રને માટે કેટલો સ્નેહ અને કેટલી બધી શ્રદ્ધા છે ?

સજય ઉભો થયો. જનનીના ઉત્સાહભર્યા ઉપદેશથી તેના હૃદયમા સાહસનો સંચાર થયો જનનીને પગે લાગીને 'શત્રુને જીતીને આવીશ, નહિ તો પ્રાણ તજી દઈશ.' એ શપથ લઇને, સજય યુદ્ધમા લડવા ગયો. જનનીના અગ્નિમય વાક્યો રણક્ષેત્રમા સજયના કાનમા દુદુભિનાદની માફક વાગવા લાગ્યા. અતિશય ઉત્સાહથી અસાધારણ પરાક્રમપૂર્વક યુદ્ધ કરીને સજયે સિન્ધુરાજનો પરાજય કરી વિજયપૂર્વક ઘેર પાછા આવીને માતાના ચરણમા સાષ્ટાગ દડવત્ કર્યા

હા ! આપણી હીનજાતિને વીર બનાવવા માટે ક્યારે ઘેરે ઘેર વિદુલા જેવી માતાઓનો આવિર્ભાવ થશે !!

## रत्न ८१ मुं—भद्रा



એ કાક્ષિવાન રાજાની કન્યા અને મહારાજા વ્યુષિતાશ્વની સાધ્વી પત્ની હતી એ વખતમા એના જેવી સુદર યુવતી સતી બીજી કોઇ નહોતી સતીત્વના બળવડે એણે મરી ગયેલા પતિ પાસેથી પુત્ર મેળવ્યા હતા ભદ્રા જેવી રીતે એકાગ્રચિત્તે પતિની ભકિત કરતી હતી, તેવીજ રીતે તેનો સ્વામી પણ તેના ઉપર અગાધ પ્રેમ રાખતો ભદ્રાના ઉપર અત્યત આસક્તિ રાખવાને લીધે મહારાજા વ્યુષિતાશ્વને દમનો રોગ થયો, અને તેનાથી એ થોડા સમયમાજ મરણ પામ્યા રાજાના સ્વર્ગવાસને લીધે ભદ્રા ઘણી આકુળવ્યાકુળ થઈ ગઇ ભરથારને ઉદ્દેશીને તે કહેવા લાગી 'હે પરમ ધર્મજ્ઞ ! હે પ્રાણનાથ !! આપને ખબર નહોતી કે પતિ વગર સ્ત્રીનું જીવતર નકામુ છે. ભર-

થારના મરી ગયા પછી જે સ્ત્રી જીવતી રહે છે તે હમેશા ઘણું દુઃખ પામે છે, અને જીવતી મુવા જેવી છે હે ક્ષત્રિયોત્તમ ! પતિ વગર જીવવા કરતાં તો મરી જવુ એ સ્ત્રીને માટે બહેતર છે એટલા સારૂ, હુ તમારી સાથે સતી થવાની ઇચ્છા રાખુ છુ. તમે પ્રસન્ન થઇને મને તમારી સાથે લઇ જાઓ હે રાજન્! તમારા વગર મારાથી ઘડી પણ જીવાશે નહિ. એટલા માટે પ્રસન્ન થઇને મને આ દુનિયામાથી ઉપાડી લ્યો ! તમે જ્યા જશો ત્યા હું તમારી સાથે આવીશ આજસુધી હું આપને પ્રિય લાગે એવા કાર્ય કરવામા તલ્લીન થઇ હતી. હવે મારે છાયાની પેઠે તમારી પાછળ પાછળ આવવું જોઇએ મારો પરિત્યાગ કરશો નહિ હે વહાલા ! ગયા જન્મમા મે કોઇ પ્રેમી દ પતીને વિખટા પાડયા હશે, તેના પાપે આજે મને તમારો વિયોગ થયો. જે નારી પતિનો વિરહ છતા પણ જીવે છે તે નરકગામી થાય છે. માટે હુ તમારૂં દર્શન કરીનેજ ભૂખીતરસી ઘાસના બિછાના ઉપર બેસી રહીશ. કોઇ પણ જાતનું સુખ ભોગવીશ નહિ. હે મહારાજ ! દર્શન આપો મારી સાથે વાતચીત કરો ! આપના વિયોગથી દુ.ખી થઇને ટળવળતી દાસીને કાઇક આજ્ઞા આપો ’

પતિવ્રતા ભદ્રા આ પ્રમાણે વિલાપ કરીને મૃત પતિની ઘણી આજીજી કરવા લાગી પતિના વિયોગથી પ્રાણ ત્યજી દેવાનો સંકલ્પ કરીને બેઠેલી પતિવ્રતા ભદ્રાના વિલાપથી દિગમડળ કાપી ઉઠયુ. એવામા તેના સતીત્વના બળથી ચારે તરફ એકાએક અજવાળુ થવા લાગ્યુ અને આકાશ માથી દેવવાણી થઇ કે ‘ભદ્રા ! તું ઊભી થા ' અને હે પતિવ્રતા ! તને વરદાન આપુ છું, કે હું વ્યુષિતાશ્વ તારા ગર્ભમા સતાન ઉત્પન્ન કરીશ. આઠમ કે ચૌદશને દિવસે તું ઋતુસ્નાન કરીને મારી સાથે પોતાની પથારીમાં શયન કરજે. ’ આ પ્રમાણે આકાશવાણી થયાથી સ્વાભાવિકરીતે વધ્યાદોષ ટાળવાની અને કુટુ બના નામને માટે પુત્રરત્નની ઇચ્છા રાખનારી, સાધ્વી ભદ્રા ઘણી પ્રસન્ન થઈ અને તેણે આકાશવાણીમા સૂચવ્યા પ્રમાણે કર્યું. ભદ્રાને સાત સંતાન ઉત્પન્ન થયા ત્યારપછી સ્વામીના આત્મા સાથે એણે પણ પરમ આનંદપૂર્વક સ્વર્ગારોહણ કર્યું

# रत्न ८२ मुं–एकपत्नी





પતિભક્તિ, જ્ઞાન અને ભવિષ્યદર્શન માટે પ્રસિદ્ધ થઇ છે. એક દિવસે કૌશિક નામના બ્રાહ્મણે તેને ઘેર આવીને ભિક્ષા માગી. ગૃહિણી એકપત્નીએ તેને કહ્યુ ' ઉભા રહો ' ત્યારપછી એણે એ ભિક્ષુક બ્રાહ્મણનુ કમડળ માજી નાખ્યું એટલામા તેના સ્વામી ભૂખ્યા ઘેર આવ્યા પતિને જોતાં વારજ એ પતિવ્રતાએ, બ્રાહ્મણને ભિક્ષા આપવાનુ પડતુ મૂકી પતિના પગ ધોઇને મીઠા શબ્દોથી તેમનો આદરસત્કાર કર્યો, અને પછી એમને ભોજન કરાવીને પોતાના મધુર વાર્તાલાપથી તેમનો પરિશ્રમ ઉતાર્યો એ સ્ત્રી હમેશા પતિનુ ઉચ્છિષ્ટ ખાતી એ પતિનેજ પરમ દેવતા સમજતી, પતિ ઉપર મન, વચન અને કર્મદ્વારા તે અત્યત ભકિત રાખતી તેના ચિત્તનો પ્રવાહ સદા પતિ તરફજ વહેતો એટલે તે હમેશા પતિસેવામાજ તલ્લીન રહેતી, હમેશા સદાચારથી ચાલતી, શુદ્ધ અને સ્વચ્છ રહેતી, અને પતિનુ હિત થાય એવા કામો કરતી ઇન્દ્રિયોને સયમમા રાખીને સાસુ-સસરા, પતિ તથા અતિથિ વગેરેની સેવાચાકરી કરતી. એણે પતિભક્તિમા લીન થઇ જઇને પેલા ભિક્ષુક બ્રાહ્મણને આટલી બધી વાર ખોટી કર્યો તેથી તેને ઘણીજ શરમ આવી આખરે જ્યારે એ ભિક્ષાપાત્ર પીરસીને એ બ્રાહ્મણ પાસે આવી ત્યારે એ બ્રાહ્મણે ગુસ્સે થઇને કહ્યુ ' હે સ્ત્રી ! તારૂ આ આચરણ કેવુ કહેવાય ? તું મને ઉભા રહેવાનુ કહીને ગઈ અને પછી મારી ખબરજ ન લીધી ' સાધ્વી એકપત્નીએ આ કૌશિક બ્રાહ્મણને ક્રોધમા આવેલો જોઇને, તેની સાથે ઘણીજ મીઠાશથી વાતચીત કરીને કહ્યું કે ' હે વિદ્વાન્ ! મને ક્ષમા આપજો આપે આખા વેદનો અભ્યાસ કર્યો છે તથા કઠણ તપશ્ચર્યા કરી છે, આપ પરમ જ્ઞાની છો આપ જેવા ધર્માત્મા પુરુષે ક્રોધ ન કરવો જોઇએ આપ જાણો છો કે પતિ, એ મારા પરમ દેવતા છે એ પણ આપની પેઠે ભૂખ્યા અને થાકયાપાકયા આવ્યા હતા એટલે હુ તેમની સેવા કરવામા રોકાઇ હતી. '

બ્રાહ્મણે કહ્યુ ' તારી નજરમા બ્રાહ્મણ તો કાઇ વિસાતમાજ નથી ? પતિનેજ મોટો ગણ્યો ? તુ ગૃહસ્થાશ્રમી થઈને બ્રાહ્મણોની અવગણના કરે છે ? મર્ત્યલોકના મનુષ્યો તો શુ પણ દેવતાઓ પણ બ્રાહ્મણને પ્રણામ કરે

છે. હે દાંભિક સ્ત્રી ! તને શું ખબર નથી ? તે શું મુરબ્બીઓને મોએ સાભળ્યુ નથી કે બ્રાહ્મણો અગ્નિ જેવા છે? ક્રોધે ભરાય તો પૃથ્વીને પણ બાળી નાખે.'

તેના વચનો સાભળીને સતીએ કહ્યુ 'હે મહાત્મા ! મે અપરાધ નથી કર્યો, માટે આપ ક્રોધને શમાવો આપ ક્રોધે ભરાઇને પણ મને શું કરી શકવાના હતા ? આપની કોપદષ્ટિથી માણુસ બળી જાય છે એ વાત ખરી, પણ મને એ વાતનો ભય નથી મે દેવતુલ્ય બ્રાહ્મણની અવગણના કદિ કરીજ નથી. વિદ્વાન્ બ્રાહ્મણનું તેજ કેવુ હોય છે તે હુ સારી પેઠે જાણું છુ, પણ આ ભૂલમાટે આપ ઉદાર દિલથી મને ક્ષમા કરો. પતિસેવામા મારી ખાસ રુચિ છે પતિ એજ મારૂં મોટામાં મોટુ દેવત છે, અને હુ તેમનેજ પરમદેવતા ગણીને રાતદિવસ તેમનીજ સેવાચાકરીમા મગ્ન રહેવાનું પસદ કરૂં છુ, અને એનુ ફળ કેવું મોટુ છે તે તરફ, હે ઋષિ ! તમે ધ્યાન આપો. આપ ક્રોધથી બળી રહ્યા છો એ વગર કહ્યેજ હુ સમજી ગઈ હતી પણ હે દ્વિજોત્તમ ! ક્રોધ એ મનુષ્યોના શરીરમા રહેલો મોટો શત્રુ છે જે મનુષ્ય ક્રોધ અને મોહનો ત્યાગ કરી શકે છે, તેનેજ દેવતાઓ ખરો બ્રાહ્મણ કહે છે. સસારમા જે સાચુ બોલે છે, ગુરુને સંતુષ્ટ રાખે છે, અને દુ ખ તથા અપમાન વેઠયા છતા પણ સામા ધણીને ઈજા કરતો નથી, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે સર્વ ધર્મને સમાન સમજીને જે પુરુષ બધા પ્રાણીઓને પોતાના જેવા ગણે છે, તેનેજ દેવતાઓ બ્રાહ્મણ ગણે છે. જે અધ્યયન, અધ્યાપન, યજન, યાજન, અને યથાશક્તિ દાન કરે છે તેને દેવતાઓ બ્રાહ્મણ માને છે જે દ્વિજો બ્રહ્મચર્ય પાળીને વેદનુ અધ્યયન કરે છે અને સ્વાધ્યાયમાં મગ્ન રહે છે તેમને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. બ્રાહ્મણોએ હમેશા કલ્યાણની વાત કહેવી જોઇએ સત્યપ્રિય લોકો કદિ અસત્યાચરણ કરતા નથી. ધર્મજ્ઞ મનુષ્યો સત્ય અને સરળતાને પરમ ધર્મ ગણે છે શાશ્વત ધર્મનો પાયોજ સત્ય ઉપર છે. હે મુનિ ! તમે આટલુ બધુ ધ્યાન ધર્યું છે તોપણ ખરો ધર્મ તમે સમજ્યા નથી. ખરો ધર્મ સમજવો હોય તો મિથિલા નગરીમા ધર્મવ્યાધની પાસે જઇને પૂછો એ પારધિ મિથિલા નગરીમા વસે છે અને માતપિતાની સેવાચાકરી કરે છે. એ ઘણો સત્યવાદી અને જીતેન્દ્રિય છે. એ આપને ધર્મ સમજાવશે. હે મહારાજ ! આપનું કલ્યાણ થાઓ ! આપ ઇચ્છા હોય ત્યા ગમન કરો.

મારાથી કાંઈ વધારે પડતુ બોલાયું હોય તો ક્ષમા કરશો, કારણ કે ધર્મની આશા રાખનારા માટે તો સ્ત્રીજાતિ અવધ્ય છે.' બ્રાહ્મણે કહ્યુ 'હે પતિવ્રતા સ્ત્રી! તારૂ કલ્યાણ થજો! હુ તારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું, અને મારો ક્રોધ હવે શમી ગયો છે. તેં ઠપકારૂપે મને જે કડવા વચનો સભળાવ્યા છે તેથી મારૂં પરમ શ્રેય થયું છે. હે સાધ્વી! તારૂં ભલુ થજો! હુ મિથિલા શહેરમા જઇને પોતાનું કામકાજ કરવામા ગુથાઇશ.'

સાધ્વી એકપત્ની કૌશિક બ્રાહ્મણને વિદાય કરીને સ્વામીની સેવા–શુશ્રૂષામા નિમગ્ન થઇ ગઇ અને મૃત્યુ પછી દેવલોકમા સિધાવી પેલી તરફ કૌશિક બ્રાહ્મણ ધર્માત્મા પારધિ પાસે મિથિલા નગરમા ગયો તો એણે કહ્યુ કે મને ખબર પડી ગઇ છે કે તમને સાધ્વી એકપત્નીએ અહિ મોકલ્યા છે એ પારધિના વચનો સાભળીને કૌશિક મનમાં ને મનમા એકપત્નીના સતીત્વની પ્રશસા કરવા લાગ્યો ધર્માત્મા પારધિએ પણ તેને ઘણો ઉપદેશ આપીને પાતિવ્રત્યનું શ્રેષ્ઠત્વ સાબિત કરી આપ્યું.

## रत्न ८३ मुं–श्रुतावती




તાવતી–એ ભરદ્વાજ મુનિની દુહિતા, અત્યત અતિથિ–પરાયણા, ધર્મશીલ, સત્યવ્રત અને પરમ સતી હતી. એ તપસ્વી અને સિદ્ધ મનુષ્યોના જેવું આચરણ રાખતી. તેનુ રૂપ એવું સરસ હતું કે ત્રૈલોકયમાં એની કોઈ બરોબરી કરતુ નહિ એ સન્નારીએ કૌમાર અવસ્થામા બ્રહ્મચારિણી તરીકે એવો નિશ્ચય કર્યો હતો કે 'પરણવું તો ઇન્દ્રનેજ' આ નિશ્ચયથી એ સખ્ત નિયમો પાળીને ઘોર તપસ્યા કરવા લાગી આ પ્રમાણે તપસ્વિની કુમારીએ ઘણા સમય સુધી દુસાધ્ય તીવ્ર તપસ્યા કરી, તેથી તેની ભક્તિથી પ્રસન્ન થઇને ભગવાન ઇન્દ્ર, મહાત્મા વસિષ્ઠનું રૂપ ધારણ કરીને અતિથિ તરીકે તેને ત્યા ગયા અને ભિક્ષા માગી. દયાળુ, પ્રિયભાષિણી, શ્રુતાવતીએ આ પરમ તપસ્વી વસિષ્ઠ ઋષિને જોઇને તેમનો ઘણોજ આદરસત્કાર કર્યો, તથા પૂછયુ 'ભગવાન! મુનિવર! આપને શી ભિક્ષા કરવી છે? હું આપને જે માગશો તે યથાશક્તિ આપી શકીશ, પણ હે ભગવન્! હુ વ્રત, નિયમ અને તપસ્યાદ્વારા ત્રિભુવનેશ્વર ઇન્દ્રની પતિરૂપે પ્રાર્થના કરૂં છું.

માટે કોઇને મારૂં પાણિગ્રહણ નહિ કરાવી શકુ.' વસિષ્ઠરૂપધારી ઇન્દ્ર આ કન્યાનું આ વચન સાભળીને મનમા ને મનમાં હસ્યા અને તેને ધીરજ આપવા સારૂ બોલ્યા, કે 'હે સુદરિ! તેં ઘણી કઠણ તપસ્યા કરી છે, હું તને સારી પેઠે ઓળખુ છુ હે કલ્યાણિ! તે જે હેતુથી આ કઠોર તપસ્યા આરભી છે, તે હેતુ તારો ફલીભૂત થશે! તપસ્યાદ્વારા સૌ કાંઇ મળી શકે છે. તપસ્યાનું ફળ ઘણું મોટુ છે તપોબળથી દિવ્યલોકમા સહેલાઈથી વાસ કરી શકાય છે. તપજ મહાસુખનું મૂળ છે હે કલ્યાણિ! મનુષ્યો આ લોકમાં આવું કઠણ તપ કરવાથી માનવદેહનો ત્યાગ કરીને દેવશરીર ધારણ કરે છે. હવે તું મારી એક વાત સાભળ! હુ તને આ પાંચ બદર-ફળ આપુ છુ, તેને તું રાધ'

શ્રુતાવતીને આ પ્રમાણે કહીને, તેની તપસ્યામા દૃઢતા આણવા સારૂ, ઇદ્રે એ આશ્રમની પાસે બેસીને એવો જપ કર્યો હતો કે એ પાંચ બદર-ફળ પાકે નહિ.

શ્રુતાવતીએ તપનો થાક ઉતારીને, સ્નાનાદિથી શુદ્ધ અને પવિત્ર થઇને અગ્નિમા એ પાચ ફળને પાકવા નાખ્યા, પણ સાજ પડતા સુધી એ ફળ રધાયા નહિ તેની પાસે જેટલા લાકડા હતા તેટલા બધા બળી ગયાં. હવે ચુલામા આગ નથી એવું જોઇને, પરમ સુંદરી શ્રુતાવતી પોતાના શરીરને બાળી નાખીને બદર-ફળ રાધવા તૈયાર થઇ એ હેતુથી પહેલાં એ પોતાના સુદર ચરણકમળ અગ્નિમા બાળવા લાગી મહર્ષિ વસિષ્ઠની મનોવાન્છના પૂર્ણ કરવા સારૂ બદર-ફળ પકાવવા માટે એ આવું દુઃસાધ્ય કર્મ કરતા પણ જરા સકોચાઇ નહિ તેનું શરીર અગ્નિમા સળગતું હતું, છતા તેના મુખારવિંદ ઉપર ઉચાટ કે ચિતાનાં કઈ પણ ચિન્હ જણાતા ન હતા. ફળ કેવી રીતે ઝટ રધાઈ જાય, એજ એક વિચાર તેના મનમા રમ્યા કરતો હતો સતી શ્રુતાવતી અગ્નિમા પોતાના નાજુક પગ બળી ગયા છતા પણ ચુ કે ચા કરતી નથી એ જોઇને ઇન્દ્રદેવ ઘણાજ પ્રસન્ન થયા અને તેમણે પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરીને કહ્યુ 'હે તપસ્વિનિ! હુંજ તારો ઇન્દ્ર છું. તારા તપ, નિયમ તથા ભક્તિ જોઇને હું ઘણો પ્રસન્ન થયો છું, તારી મનોકામના સદ્ધ થશે અને તું માનદેવહ ત્યગ કરીને સુરપુરીમા મારી પાસેજ રહીશ, અને આ તીર્થ તારા સતીત્વ અને તપોબળના પ્રભાવથી હમેશા 'બદર-પાચન' નામથી પ્રખ્યાત થશે, અને

બ્રહ્મર્ષિઓ એની સ્તુતિ કરશે. વિશુદ્ધ હૃદયની સતી અરુન્ધતીએ આ સ્થળે સિદ્ધિ મેળવીને મહાદેવજી પાસેથી વરદાન મેળવ્યું હતુ. તેવીજ રીતે તુ પણ મારી પાસે મનવાચ્છિત વરદાન માગ. તારા અદ્‌ભુત નિયમોથી હું સંતુષ્ટ થયો છુ, માટે તને વરદાન આપુ છું, કે આ તીર્થમા જે કોઇ નિષ્ઠાપૂર્વક એક રાત વાસો કરશે, તે સ્નાન કરી રહ્યા પછી દેહ-ત્યાગ કરીને પરમદુર્લભ પરલોકને પ્રાપ્ત કરશે.' પ્રતાપી ઇન્દ્ર આ પ્રમાણે કહીને સતી શ્રુતાવતીને લઇને ઈન્દ્રપુરીમાં ગયા ત્યા દિવ્ય સુગન્ધિદાર પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. દુન્દુભિ અને મનોહર વાદ્ય વાગવા લાગ્યા. સાધ્વી શ્રુતાવતી એ વખતે પૂર્વનો દેહ ત્યજી દઈને ઉગ્ર તપસ્યાના ફળરૂપે દેવરાજ ઇન્દ્રની ભાર્યા બની, અને એણે ઘણા કાળસુધી પરમ સુખમા સ્વર્ગપુરીમા જીદગી ગાળી

## रत्न ८४ मुं–भोगवती



એ પૂર્વદેશના રાજા વિજયરાજની પુત્રી હતી. એ ઘણી સુદર અને સદ્‌ગુણી હતી તેણે વેદ, પુરાણ, ન્યાય અને કાવ્ય આદિ શાસ્ત્રોનો સારો અભ્યાસ કર્યો હતો એ પરોપકાર, નીતિ, આચારવિચાર અને સ્ત્રીધર્મમા નિપુણ હતી શૂરસેન રાજાના પુત્ર નાગરાજ સાથે તેનો વિવાહ થયો હતો. નાગરાજ ઘણોજ કદ્રુપો અને ભયકર સુરતનો હતો, તથા ઉંમરમા પણ ભોગવતી કરતા નાનો હતો વિજયરાજે દેખ્યા કર્યા વગરજ લોકોને ભરોસે પોતાની ભણી ગણી પુત્રીનું લગ્ન નાગરાજ સાથે કરી દીધુ હતુ

ભોગવતી સાસરે ગઈ ત્યારે, આવી સુદર વહુનો કદ્રુપા નાગરાજ સાથે મેળાપ કરાવવાને તેના સાસુ સસરાની હિમત ન ચાલી નાગરાજ બહાર ગામ ગયો છે એમ કહીને તેમણે વરવહુનો મેળાપ ન થવા દીધો. ભોગવતી સતોષ ધારણ કરીને સાસરે રહેવા લાગી અને રાતદિવસ પતિવ્રત ધર્મનું પાલન કરીને સાસુસસરાની સેવામા સમય ગાળવા લાગી આ પ્રમાણે ઘણા મહિના વીતી ગયા, પણ પતિ નાગરાજના દર્શન ન થયાં ત્યારે તેના મનમા શંકા ઉપજી કે આમા કાઇ ભેદ તો નથી?

ધીમે ધીમે એ આ બાબતની તપાસ કરવા લાગી. આખરે એને ખરૂં કારણ જણાઇ આવ્યું. એટલે એક દિવસ તેણે દાસી સાથે પતિને કહેવરાવ્યુ કે 'હુ આપના દર્શન કરવાની ઇચ્છા રાખું છું.'

પતિએ ઘણા દિવસ સુધી આનાકાની કરી એટલે આખરે એક દિવસ દાસીને લઇને ભોગવતી રાત્રીને સમયે નાગરાજના શયનગૃહમા પહોચી. પત્નીને જોતા વારજ નાગરાજ ગભરાયો, પણ ભોગવતીએ તેમના પગ પકડીને કહ્યું 'પ્રાણનાથ! આપ આઘા શું કામ નાસો છો? આ દાસીથી આપનો એવો તે શો અપરાધ થયો છે કે, આપે મારો ત્યાગ કર્યો છે?'

નાગરાજે કાંઈ પણ ઉત્તર ન આપ્યો. ભોગવતી એ રાતે પાછી આવી, પણ ત્યારથી એ રોજ રાતને વખતે પતિના શયનગૃહમા જતી અને તેમના પગ દબાવીને પાછી આવતી પતિ તેનો અનાદર કરતો, કઠોર વચન બોલતો, ધમકાવતો તોપણ એ બીતી નહિ, અને રોજ તેની સેવા કરીને પાછી ચાલી આવતી આ પ્રમાણે ઘણા દિવસ ચાલ્યુ આખરે નાગરાજ ઠેકાણે આવ્યો અને પતિપત્નીનું મન એક થઈ ગયુ. હવે તો બન્નેમા એટલો બધો પ્રેમ બધાયો કે એમને એક બીજા વગર એક ઘડી પણ ચાલતું નહિ.

એક દિવસ મશ્કરીમા નાગરાજે ભોગવતીને પૂછયું 'પ્રિયે! તું મારી આવી કદ્રૂપી સુરત જોઇને બીતી તો નથીને?'

ભોગવતીએ ઉત્તર આપ્યો 'પ્રાણનાથ! સ્ત્રીને માટે તો પતિ એજ પરમેશ્વર છે, તો પછી ભય શેનો? પતિ ગમે તેવા હોય તોપણ તેમની સેવા કરવી એજ પત્નીનો ધર્મ છે.'

કેટલાક વખત પછી નાગરાજની ઇચ્છા ગોદાવરીમા સ્નાન કરવાની થઈ આ યાત્રામા ભોગવતી પણ તેની સાથે ગઇ. બન્ને જણાએ આનદ અને શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક ગોદાવરીમા સ્નાન કર્યું, તથા ગરીબોને પુષ્કળ દાન આપ્યુ. હવાફેર થવાથી તથા ગોદાવરીમા સ્નાન કરવાથી નાગરાજનું સ્વરૂપ બિલકુલ બદલાઇ ગયુ તેનું કદ્રુપાપણુ એકદમ ચાલ્યું ગયુ, અને તે એવો સુદર દેખાવા લાગ્યો કે તેને જે લોકોએ પહેલા દીઠો હતો તેઓ તો ઓળખી પણ ન શકયા.

યાત્રા સમાપ્ત કરીને ભોગવતી અને નાગરાજ સ્વદેશમાં પાછા આવ્યા

ત્યારે નાગરાજના નાના ભાઇઓની દાનત બગડી. તેમણે રાજ્ય પચાવી પાડવાના ઇરાદાથી નાગરાજને ગામમા પેસવા ન દીધો. આ ઉપરથી નાગરાજે ભાઇઓ સાથે લડવાનો વિચાર કર્યો, પણ ભોગવતીએ તેને એમ કરતા રોક્યો, અને શિખામણ આપી કે 'પ્રાણેશ ! મારી અલ્પ બુદ્ધિમા તો એવું આવે છે કે ભાઇઓ સાથે લડવું એ વ્યાજબી નથી ભાઈઓથી તો બળ મળે છે અને વખત ઉપર ભાઇઓજ કામ આવે છે. ભાઈઓ સાથે બગાડ કરવાથી સારૂં ફળ મળતું નથી જુઓ, રાવણે પોતાના ભાઇ વિભીષણ સાથે બગાડ કર્યો તો તેનું પરિણામ એ આવ્યું કે બધા રાક્ષસો માર્યા ગયા અને લંકા નષ્ટભ્રષ્ટ થઇ ગઇ. વાલીએ પોતાના ભાઈ સુગ્રીવ સાથે લડાઈ કરી તો તેમા તેના પ્રાણ ગયા એટલા માટે ભાઈઓ સાથે સંપ રાખવો એ સારૂ છે આપણે એકલા હઈશું તો કોઈ પણ આપણો સંહાર કરી શકશે, પણ ભાઇભાંડુ સાથે સંપ હશે તો તેઓ આપત્તિને સમયે આપણી વહારે ધાશે, અને બીજા કોઇ આપણો નાશ નહિ કરી શકે.'

આ પ્રમાણે ભોગવતીએ સમજાવીને દાખલાદલિલોસાથે શિખામણ આપી એટલે નાગરાજ સમજી ગયો ભોગવતીની સલાહથી નાગરાજ અને તેના નાના ભાઇઓએ ત્રણ દિવસસુધી વામનચરિત્ર, ધ્રુવચરિત્ર અને ભરતચરિત્ર વગેરેની કથા વાચી તેથી બધાના વિચાર બદલાઇ ગયા. દ્વેષબુદ્ધિ ચાલી ગઈ અને સર્વે ભાઇઓમા સંપ થઇ ગયો. લડાઇનો વિચાર સર્વેએ માંડી વાળ્યો અને નાના ભાઇઓએ ખુશીથી નાગરાજને રાજ્ય સોંપી દીધું. આ પ્રમાણે વિદુષી ભોગવતીએ ક્રૂર અને અજ્ઞાની પતિને સરલ અને વિદ્વાન્ બનાવી દીધો, તથા પતિ સાથે સુખ અને આનંદપૂર્વક જીવન ગાળ્યું.

## रत्न ८५ मुं—मदालसा



પુત્રને ઉચ્ચ શિક્ષણ આપીને જે માતાઓ પોતાનુ નામ અમર કરી ગઇ છે તેમા મદાલસાનું નામ અગ્રગણ્ય છે.

પ્રાચીન કાળમા ગાલવ નામના એક પ્રખ્યાત મહર્ષિ થઇ ગયા છે. પાતાળકેતુ નામનો એક તોફાની અને ઘાતકી રાક્ષસ એ ઋષિના આશ્રમમાં જઇને ઘણો ઉત્પાત મચાવતો. એથી

ઋષિની તપસ્યામા ઘણી અડચણ નડતી. એ રાક્ષસનો ઉપદ્રવ કેવી રીતે મટે કે જેથી શાન્તિપૂર્વક તપશ્ચર્યા કરી શકાય એનો વિચાર ઘણા ખેદપૂર્વક ગાલવ ઋષિ એક દિવસ કરી રહ્યા હતા, એવામા એક દેવપુરુષ ત્યા આગળ જઇ પહોચ્યો, અને પોતાની પાસેનો ઘોડો ઋષિને આપીને કહ્યુ "મહર્ષિ ! આ અશ્વને લ્યો. સૂર્યની પેઠે જરા પણ થાક ખાધા વગર એકસરખી ગતિથી એ ભૂ–વલય, પૃથ્વીના કડાની પ્રદક્ષિણા કરી આવી શકે એટલા માટે એનુ નામ 'કુવલય' પાડયુ છે. આપ એ ઘોડાને લઇને મહારાજ શત્રુજિતની પાસે જાઓ. એમનો મહાપરાક્રમી પુત્ર કુમાર ઋતુધ્વજ એ અશ્વ ઉપર સવાર થઇને પાતાળકેતુને વશ કરી લેશે "

એ અશ્વને લઇને ગાલવઋષિ શત્રુજિતની પાસે ગયા. રાજાએ તેમનો સારો આદરસત્કાર કર્યો આસન આપીને પૂજન કીધુ તથા આવવાનું પ્રયોજન પૂછ્યુ ગાલવઋષિએ કહ્યુ કે.–

"* * * * મહિપતિ, છે તુજ સાથે કાજ,
અશ્વ લઇ હું આવિયો, દેવે મોકલ્યો છે મહારાજ.
મેં ભિક્ષા માગિને યજ્ઞ માડયો, મુનિ તેડયા સો મંદિર;
પાતાળકેતુ ને તાળકેતુ, રાક્ષસ બન્ને વીર.
માયા કરિ તે આવિયા, યજ્ઞનો કીધો ભંગ,
પછે મુને એવી ઇચ્છા થઇ કે, દહન કરૂં મુજ અંગ.
એવે અમરે નારદ મોકલ્યા, આપ્યો સાથે અશ્વ;
કહાવ્યું કે શત્રુજિતને આપજો, તેથી થાશે સર્વસ્વ.
માટે કહું તમો મહિપતી, જે ઋતુધ્વજ આપ કુમાર,
આપો તેહને તેડી જાઉં, અશ્વે થશે અસ્વાર.
ક્ષેમ કુશળ ફરિ આણી આપીશ, પાછો તારે ઘેર;
ના ન કહેશો મહિપતિ, થાય ચાલતી પુણ્યની સેર."

ઋષિની આ પ્રાર્થના સાભળીને પ્રથમ તો રાજાને સહેજ ગ્લાનિ થઇ કે આવા સુકુમાર રાજકુમારને મહાપરાક્રમી રાક્ષસો સાથે લડવા એકલો કેવી રીતે મોકલું, પણ ઋષિઓનાં વિઘ્નો નિવારણ કરવા એ ક્ષત્રીનો ધર્મ છે એ વાતનું સ્મરણ કરી પુત્રને કહ્યું "કુમાર ! આ કુવલય અશ્વ ઉપર બેસીને તમે મહર્ષિ ગાલવની સાથે જાઓ. દાનવોનું દમન કરીને એમના આશ્રમનું વિઘ્ન દૂર કરી આવો."ઋતુધ્વજે હાથ જોડીને પિતાની આજ્ઞા

માથે ચડાવી તથા કહ્યું.-

" ભાગ્ય હોય તો આ અંગ મારૂં ઋષિને આવે કામ,
ચિંતા ન કરશો તાતજી, મહાપૂર્ણ છે એ અધ્યયન,
અસુરને ઉરાડી નાખું, કરાવું વળતો યજ્ઞ "

માતપિતાને પ્રણામ કરીને ઋતુધ્વજ કુવલય અશ્વ ઉપર સવાર થઇને ગાલવની સાથે તેના આશ્રમમાં ગયો.

રાક્ષસ પાતાળકેતુ મહા માયાવી હતો. એને ઘણી માયા રચતાં આવડતી હતી. એ દિવસે એક ભયંકર સુવરનું રૂપ ધારણ કરીને એણે આશ્રમમાં મોટો ઉપદ્રવ મચાવ્યો. ઋતુધ્વજે તીરને વેગે દોડીને એના ઉપર હુમલો કર્યો. તેના બાણથી વીંધાઇને સુવર નાઠું. ઋતુધ્વજે પણ તીરની પેઠે પોતાના ઘોડાને એની પૂંઠે મારી મૂક્યો. ઘણા વન, પહાડ, પર્વતો, ખીણો ઓળંગીને એ સુવરે એક મોટી સુરંગમાં પ્રવેશ કર્યો. અશ્વ પણ ઋતુધ્વજને લઇને એ સુરંગમાં જઈ પહોંચ્યો. ઘણે દૂર ઉંડા અંધકારમાં એ સુરંગમાં ઘોડો દોડાવ્યા પછી ઋતુધ્વજ એક નગરની પાસે આવી પહોંચ્યો; પરન્તુ ત્યાં આગળ એ સુવરનો પત્તો લાગ્યો નહિ.

જરાક વિચાર કરીને ઋતુધ્વજે પણ એ નગરમાં પ્રવેશ કર્યો. ત્યાં કોઇ માણસની વસ્તી નહોતી. જોયું તો એક યુવતી ઘણી ઝડપથી કહીં જઇ રહી છે. ઋતુધ્વજે એ યુવતીને પૂછ્યું " તમે કોણ છો ? ક્યાં અને શા કામ સારૂ આમ ઉતાવળા ઉતાવળા ચાલ્યા જાઓ છો ? "

યુવતીએ ઋતુધ્વજની તરફ નિહાળ્યું, પણ એના પ્રશ્નનો કાંઇ પણ જવાબ ન વાળતાં તે ઝટપટ પાસે રાજમહેલ જેવા એક મકાનમાં પેસી ગઈ. યુવતી જે ઝડપથી ચાલતી હતી તથા જે ભાવથી તેણે તેની તરફ આંખીને જોયું હતું તે ઉપરથી કુમાર ઋતુધ્વજ સમજી ગયો કે આમાં કાંઇ ગુપ્ત ભેદ જરૂર છે. ઘોડાને બહાર બાંધીને એ પણ એ મકાનમાં દાખલ થયો.

ત્યાં એક સુસજ્જિત દિવાનખાનામાં સોનાના સુંદર હીંડોળા ઉપર એક પરમ સુંદરી યુવતી બેઠી હતી. એ સુંદરીને દેખતા વારજ ઋતુધ્વજ મુગ્ધનયને તેની તરફ એકી ટશે જોતો રહ્યો. અહા ! એ કેવી અનુપમ સુંદરી હતી ! જાણે જગતનું બધું સૌન્દર્ય એકઠું કરીને માત્ર તેનાજ અંગમાં ભર્યું હોય ને !

યુવતી પણ સાક્ષાત્ કાર્તિકેયના જેવા સુંદર વીર ઋતુધ્વજને એક-

હમ પોતાની સન્મુખ બેઠેલો જોઇને વિસ્મિત અને મુગ્ધ નયને કેટલીક વાર તેની તરફ જોઇ રહી. લજ્જાથી એનુ મુખ લાલચોળ થઇ ગયુ, ઉઠીને એનો સત્કાર કરવાની ઇચ્છા થઈ, પણ ઉઠાયુ નહિ તેના પગ ધ્રુજવા લાગ્યા, અને મોહને લીધે મૂર્છા આવી ગઇ

"મીટે મીટ બન્નેની મળી, દુ ખ વાત હૃદેથી ટળી
ત્યારે રાજા બોલી નવ શક્યો, જેવો ચિત્રામણમા લખ્યો."

પરન્તુ એ સુદરીને મૂર્છા આવેલી જોઇને રાજકુમાર 'ગભરાઓ નહિ, ગભરાઓ નહિ ' બોલતો પાસે જઇને તેને આશ્વાસન આપવા લાગ્યો એક બીજી યુવતી પણ ઝટ એ ઓરડામા આવીને પખો કરવા લાગી ઋતુધ્વજે જોયું કે, જે યુવતીની પાછળ પાછળ તેણે આ મકાનમા પ્રવેશ કર્યો હતો તેજ એ યુવતી છે તેણે ધાર્યુ કે એ આ સુદરીની સખી હોવી જોઇએ, પણ વેશ તેનો તપસ્વિની જેવો હતો

ઋતુધ્વજે પૂછ્યુ "તમે લોકો કોણ છો ?"

સખીએ કહ્યુ "એ વિશ્વાવસુ ગધર્વની રાજકુમારી મદાલસા છે"

ઋતુધ્વજે આશ્ચર્ય પામીને પૂછ્યું.-"ગધર્વરાજ વિશ્વાવસુની કન્યા એ અહિયા, પાતાળપુરીમા ક્યાંથી આવી ચડયા ?"

સખી.-"ક્રૂર રાક્ષસ પાતાળકેતુ તેનું હરણ કરી લાવ્યો છે. આવતી તેરશને દહાડે એ બળાત્કારે મારી સખી સાથે લગ્ન કરનાર છે. પરન્તુ વેદની શ્રુતિ જેવી પવિત્ર આ મદાલસા તેનો અધિકારી શું એ જગલી રાક્ષસ થવા પામશે ! બીજો કશો ઉપાય નહિ સૂઝવાથી કાલે મદાલસા આપઘાત કરવા તૈયાર થઇ હતી, પરન્તુ એવામા એક દેવવાણી થયાથી કાઇ ધીરજ મળી અને આપઘાત કરતા રોકાઈ છે."

"એ દેવવાણી શી હતી ?"

સખીએ ઉત્તર આપ્યો "પાતાલકેતુ મુનિઓના તપોવનમા જઇને ઘણા વિઘ્નો નાખે છે. ત્યા આગળ જે વીર પુરુષના બાણથી એ વીધાશે તે વીર પુરુષ મદાલસાનો ઉદ્ધાર કરશે એ વીરપુરુષજ મદાલસાનો સ્વામી પણ થશે. હમણાં મે સાભળ્યું કે કોઈના બાણથી એ ઘાયલ થઇને નાસી આવી રહ્યો છે. એ વાત ખરી છે કે નહિ તેની તપાસ કરવા સારૂ હું દોડતી દોડતી ગઇ હતી."

"તમે શુ જોયું ?"

"વાત સાચી છે. અહા ! હમણાજ એ વીર પુરુષના હાથમા મદાલસાને સોપી શકું તો હું નિશ્ચિન્ત થઇને અહિંથી જઇ શકુ."

"આપ કોણ છો ? અહિંયાંથી ક્યા જશો ?"

"મારૂં નામ કુન્ડલા છે. હું મદાલસાની બેનપણી છું. ગન્ધર્વના પ્રધાન વિંધ્યવાન મારા પિતા થાય છે મહાવીર પુષ્કરમાલી મારા સ્વામી હતા. એક રાક્ષસની સાથે યુદ્ધ કરતા એ માર્યા ગયા. જલ્દી પરલોકમા જઇને સ્વામીને મળું એ આશાથી હું સસારનો ત્યાગ કરીને તપસ્યા કરી રહી છું, તીર્થે તીર્થમા ભમુ છું. વીરપતિનો આશ્રય પામ્યાથી મારી સખી બધી વિપત્તિઓમાથી મુક્ત થશે એટલે હું પાછી તપસ્યા કરવા જઇશ. હશે, પણ એ તો બતાવો કે આપ કોણ છો ? ક્યાથી અહીં આવી ચડયા છો ?"

ઋતુધ્વજ જરા હસીને બોલ્યો, "હું મહારાજા શત્રુજિતનો પુત્ર ઋતુધ્વજ છુ હાલમા કુવલય નામનો એક દૈવી અશ્વ મને મળ્યાથી કુવલયાશ્વ નામથી પણ ઓળખાઉં છું મેજ આજ મહર્ષિ ગાલવના તપોવનમા એક વિકરાળ સુવરને બાણથી વીધ્યો છે. એ ઘાયલ થયેલા વરાહની પાછળ, પાછળજ હું અહિયા સુધી આવી પહોચ્યો છુ."

કુડલાએ કહ્યુ "એ વરાહજ પાતાળકેતુ હતો. કુમાર કુવલયાશ્વ ! આપજ વિધાતાએ મદાલસાને સારૂ નિર્માણ કરી રાખેલા પતિ છો મને પણ એવુંજ લાગ્યા કરતું હતું, અને મદાલસાનેજ જુઓને ! કેવી આશ્ચર્યકારક દૈવલીલા છે ! પહેલીવાર દર્શન થતાજ એ આપના ઉપર આસકત થઇ ગઈ છે. કુમાર ! આપ મદાલસાની સાથે લગ્ન કરો, અને પાતાલકેતુની પાપી લાલસાથી એને ઉગારો"

"હું મારા પિતાશ્રીને આધીન છું. એમની આજ્ઞા મળ્યા વગર એકદમ લગ્ન કેવી રીતે કરી શકું ?"

કુડલાએ કહ્યુ "એવું કરવા જેટલો સમય હવે રહ્યો નથી વિધાતાના નિર્દેશથીજ આપ અહિયા પધાર્યા છો લગ્ન કરીને મારી સખીને પાપીના હાથથી છોડાવો. એ સાક્ષાત્ દેવકન્યા જેવી છે આપના પિતા એને આદર પૂર્વક પોતાની વહુ તરીકે ઘરમા રાખશે"

ઋતુધ્વજથી હવે કાઈ વાધો લેવાયો નહિ કુડલાની સહાયતાથી નારદજીની સમક્ષ ઋતુધ્વજ સાથે મદાલસાના લગ્ન થઇ ગયા.

'આરોપી કંઠે વરમાળ, ગાંધર્વવિવાહ કીધો તત્કાળ.
નારદ અંતર્ધ્યાન તવ થયા, તત્પર થૈ નરનારી રીઝિયા.

બીજે દિવસે પ્રભાતે કુંડલાએ મહાલસાને કહ્યુ "સખિ! રૂપમા તારી સરખામણી થાય એમ નથી. આજે વીર પતિનો આશ્રય તું પામી છે, એ જોઈને હું કૃતાર્થ થઈ છુ. મારો આશીર્વાદ છે કે તું આ પૃથ્વીના બધા સુખ નિર્વિઘ્ને ભોગવે. હું હવે વિદાય માગુ છું. પૂર્વજન્મમાં કેટલાંયે પાપ કર્યા હશે કે આ જન્મમાં વિધવા થઇ. તીર્થસ્થાનોનાં જળમા સ્નાન કરીને અને કઠોર તપસ્યા કરીને હું પાપનો ક્ષય કરીશ કે જેથી આવતા જન્મમા મારી આવી દશા ન થાય."

મહાલસાએ કાપતે કાપતે કહ્યુ "બેન! સુખેથી જાઓ પતિદેવનું સ્મરણ કરીને કઠિન તપસ્યા કરવી એજ હવે તમારો ધર્મ છે, તમારૂ વ્રત છે. મારા સુખની ખાતર હું તમને અહિંયા રોકી નહિ રાખુ દુર્ભાગ્યે આ જન્મમાં તમે પતિને ખોયા છે, પણ વ્રત અને તપસ્યાના ફળવડે તમે પાછા એમને પામશો, જન્મોજન્મ સુધી સાથે સુખમા રહેશો અને તમારો વિયોગ કદાપિ નહિ થાય. જાઓ બેન, પરન્તુ મને છેકજ વિસરી ન જશો. વચમા કોઈ કોઈ વાર ખબર લેતા રહેજો."

કુન્ડલાએ સ્નેહપૂર્વક મહાલસાના અશ્રુ લુછ્યા, અને અશ્રુપૂર્ણ નયને જરાક હસીને કહ્યુ ઘેલિ! તને હું ભૂલી શકત તો અહિંયા તારી ખાતર આવતજ કેવી રીતે? પણ પરમાત્મા ફરીથી એવી રીતે દુઃખમા તારી સાથી થવા ખાતર આવવા વારો ન આણે! હવે તારા રક્ષણકર્તા જે રાજકુમાર બન્યા છે, તેનો સ્નેહ તારા ઉપર અટલ રહે, અને તને કોઇ પણ જાતનુ દુ:ખ પડે નહિ, એજ મારી પ્રાર્થના છે.'

એટલું કહીને ઋતુધ્વજની તરફ ફરીને કુંડલાએ વળી પાછુ કહ્યું "કુમાર! આપ વીર પુરુષ છો, બુદ્ધિમાન છો, જ્ઞાની છો હું તો સાધારણ સ્ત્રી છુ. આપને જરાયે ઉપદેશ આપી શકું એવી મારી શક્તિ નથી. એમ છતાં પણ મારી આ સખીના સ્નેહથી મુગ્ધ થઈને હું આપને બે બોલ કહેવાનું સાહસ કરૂં છું. આપ એના પતિ છો. એ આપની ભાર્યા છે. સ્ત્રીની સહાયતા મળે તોજ પુરુષ ધર્મ, અર્થ, કામ એ ત્રણેમાં સિદ્ધિ મેળવે છે. સ્ત્રી પણ પતિની સહાયતા વગર એ ત્રણ વાના પામી શકતી નથી. આ સંસારમાં જે જે વસ્તુઓ ઇચ્છવા યોગ્ય છે, જે જે ધર્મ છે

તે બધાનો આધાર દાંપત્ય જીવન ઉપર છે. દંપતિ જ્યાં એક બીજાને ખરા દિલથી ચાહે છે, અને એક બીજાની મરજીને અનુસરીને વર્તે છે, ત્યાં સંસારના સઘળા સુખ હાજર રહે છે, ત્યાં સદા કલ્યાણજ થાય છે ધર્મ ત્યાં આગળજ વાસ કરે છે. ધર્મશીલ સ્ત્રી જેના ઘરમાં નથી તેના ઘરમાં દેવપૂજા, પિતૃશ્રાદ્ધ, અતિથિસેવા, આશ્રિતોનું પ્રતિપાલન એ બધામાંથી એક પણ ઠીક રીતે થતું નથી. પુરુષ ગમે તેટલો શ્રમ વેઠીને ધન પેદા કરે, પણ યોગ્ય પત્ની વગર એ બધું નકામું થઇ પડે છે જેની સ્ત્રી પતિમાં પ્રેમ રાખનારી નથી તે સંસારના કોઈ પણ સુખ ભોગવી શકતો નથી. જેને સ્ત્રી નથી તે પુત્ર પ્રાપ્ત કરીને પિતૃના ઋણમાંથી છૂટકારો મેળવી શકતો નથી. બધા સુખ અને બધા ધર્મની સહાયક ઘરની લક્ષ્મીસ્વરૂપ જે સ્ત્રી છે તેને દરેક પુરુષે સ્નેહ અને આદરપૂર્વક રાખવી જોઇએ. બધા શાસ્ત્રોમાં એજ વાત કહેલી છે. હવે મને રજા આપો, કુમાર ! મારો આશીર્વાદ છે કે એની સાથે મિલન થયાથી તમે ધન, ધાન્ય, પુત્ર સુખ અને દીર્ઘાયુષ પ્રાપ્ત કરીને મંગળપૂર્વક રહો ! '

એટલું કહીને કુંડલા ચાલી ગઇ. ઋતુધ્વજ પણ મદાલસાને કુવલય ઘોડા ઉપર બેસાડીને ત્યાંથી વિદાય થયો.

' અરે, કોઇ પકડો પાતાલકેતુ જે બેરીને પકડી લાવ્યો હતો તેને લઇને કોઇ માણસ ભાગી ગયો, ભાગી. '

એ પ્રમાણે નગરમાં કોલાહલ થઇ રહ્યો. પાતાલકેતુ પણ પોતાની દાનવ સેના લઈને પછાડી ધાયો એકલા ઋતુધ્વજની સાથે રાક્ષસોને યુદ્ધ થયું મહાવીર ઋતુધ્વજે અગ્નિ-બાણથી એ બધાનો વધ કર્યો અને નિર્વિઘ્ને મદાલસાને લઇને પિતાને ઘેર પાછો ફર્યો

' દેવતાએ આપેલો તુરી, જેમ આવ્યો તેમ ચાલ્યો ફરી

શત્રુજિતે બધી વાત જાણ્યા પછી પુત્રને આલિંગન આપીને કહ્યું ' ઋતુધ્વજ ! મારા આ ખાનદાન કુટુંબનું ગૌરવ આજ તારા આ પ્રકારના પરાક્રમથી ઘણું વધ્યું છે પિતાનો યશ, બળ અને ધનનો જે પુત્ર નાશ કરે છે તે પુત્ર અધમ છે જે એ ત્રણે વાના જાળવી રાખે છે, વધારતો પણ નથી તેમ ઘટાડતો પણ નથી તે મધ્યમ છે, અને જે તેમાં વિશેષ વૃદ્ધિ કરે છે તેજ પુત્ર ઉત્તમ છે. ! ધન્ય ઋતુધ્વજ ! તને ધન્ય છે. તારા જેવું ઉત્તમ પુત્રરત્ન પ્રાપ્ત થયાથી હું પોતાને ધન્યવાદ દઉં છું. જેનો

પુત્ર કુટુંબના યશ અને ગૌરવમા વધારો કરનારો હોય તેના જેવો ભાગ્યશાળી બીજો કોણ ? તું જે ગંધર્વરાજની કન્યા મદાલસાને પરણી લાવ્યો છે તેને હું મારી પુત્રવધૂ તરીકે સ્વીકારૂ છુ. એજ આપણી કુળલક્ષ્મી બનશે, એની સાથે તુ સુખેથી રહે અને કદિ પણ તમારો વિયોગ ન થાઓ એ મારો આશીર્વાદ છે'

મદાલસાએ સાસુસસરાને પ્રણામ કર્યા.

આવો બેટા ! મારા વંશમા વધારો કરનારી ગૃહલક્ષ્મી, આવો, ઘરમા આવો

એટલુ કહીને સાસુસસરા બન્ને જણાએ સ્નેહપૂર્વક મદાલસાને આલિંગન કરીને તેનુ માથુ સુંઘ્યું

મદાલસા અને ઋતુધ્વજનુ જીવન સુખમા ચાલવા લાગ્યુ

' સુખ પામી ઘણુ પ્રેમદા, સસરા તણે ભુવન,
પ્રીત વાધી નવનવી, શ્યામાને સ્વામી સાથ,

નિશ્ચિન્ત મને અનેક પ્રકારના સુખ અને વૈભવમા ઋતુધ્વજ મદાલસા સહિત પિતાના ઘરમા રહ્યો એક દિવસ પિતાએ એને બોલાવીને કહ્યું ' ઋતુધ્વજ ! કેવળ મોજશોખમા ઘણા દિવસસુધી પડયા રહેવું એ વ્યાજબી નથી. જીવનમાં કઠોર કર્મ પણ અનેક કરવાના હોય છે ? તું વીર છે. યુદ્ધ કરીને દુષ્ટ લોકોને દબાવી દેવા એ તારી મોટી ફરજ છે. હજુ પણ રાક્ષસોના ઉત્પાતથી મુનિ લોકો શાતિથી તપસ્યા કરવા પામતા નથી. તારી પાસે આ કુવલય અશ્વ છે દરરોજ સવારે એના ઉપર બેસીને જા, અને જ્યા કંઈ રાક્ષસોનો ત્રાસ જુએ ત્યા એમને શાત કર, અને ફુરસદ મળે તો સાજે ઘેર પાછો આવ '

' જેવી આજ્ઞા ' કહી ઋતુધ્વજે પિતાની આજ્ઞા મુજબ રાક્ષસોની સાથે યુદ્ધ કરવા જવાની તૈયારી કરી. વિદાય થતી વખતે મદાલસાએ પતિના હાથે પોતાના હાથનો મણિ જડેલો બાજુબંધ બાંધ્યો અને કહ્યું,

' મણિ દેખીશ તમથી વેગળો, હુ મરીશ એણે ઠામ,
કોને ધીરશો નવ નાથજી, આપણે માથે દુશ્મન,
પાતાલકેતુ ફરે શોધતો, તજી ઉદક ને અન્ન.
જુઠી વાત ઉડાડશે તે, જ્યા તમો જાશો ગામ;
મણિ જોઇશ એકલો તો, મરીશ આણે ઠામ. '

ઋતુધ્વજ એ મણિ બાંધીને વિદાય થયો ઘણા દિવસ વનમા વિચર્યા પછી એક દિવસે તેણે જોયું કે, યમુના નદીને કિનારે એક વૃદ્ધ તપસ્વી બેઠો બેઠો કાંઇ વિચાર કરી રહ્યો છે. ઋતુધ્વજે તેને નમસ્કાર કર્યા. તપસ્વીએ કહ્યું ' રાજપુત્ર ! મારી એક પ્રાર્થના છે. '

' શી આજ્ઞા છે મહારાજ ! ફરમાવો, મારાથી જે બનશે તે સેવા કરીશ.'

તપસ્વીએ કપાળે બે હાથ મૂકીને કહ્યું.—

' ઘણું દુ:ખ છે મારા કર્મે, જો પૂછો ધારી હેતુ;
વરુણલોકમહી હું વસું છું, અતિ તેજી મારૂં નામ,
એક બ્રાહ્મણને ઘેર કન્યા, રૂપે જોબન ધામ
તે સાથે વિવાહ મળ્યો પુત્રનો, તેના બાપને ઇચ્છા ઘણી;
કન્યા કહે મુજ બોલ છે, જોઉ મદાલસાનો મણિ
તે અયોધ્યામા પરણી છે, ઋતુધ્વજ તેનો કથ,
તે લેવા હું આવીઓ છું, દેખાડો ગામનો પથ
સત્યવાદી શત્રુજિત રાજા, સત્ય પાળે તેનો કુમાર,
હું રંક ઋષિનું કાર્ય કરતા, મુખથી ન નિકળે નકાર,

એ ઋષિના વચનોથી દયા લાવીને કુમાર ઋતુધ્વજે કહ્યું ' મહારાજ ! જેને તમે મળવા માગો છો તે ઋતુધ્વજ હું પોતે છું, એ મણિ મારી પાસે છે, પણ એ કોઈને આપી શકાય એમ નથી, કારણ કે મદાલસાને એની ખબર પડે તો વિપરીત પરિણામ આવે. '

તપસ્વીએ વિનતિ કરી કે ' મારૂં કામ થઈ રહ્યા પછી હું જરૂર આપનો મણિ પાછો લાવી આપીશ હું પાછો આવું ત્યાસુધી આપ અહિંયા ઉભા રહીને મારા આશ્રમનુ રક્ષણ કરો '

ઋતુધ્વજે દયા આણીને મણિ છોડી આપ્યો, અને એ પાછા ફરે ત્યા સુધી આશ્રમમા રહેવાનુ કબૂલ કર્યું તપસ્વી એ મણિ લઈને ત્યાથી વિદાય થયો.

એ તપસ્વી પાતાલકેતુનો ભાઇ માયાવી તાલકેતુ હતો ભાઇના મૃત્યુનો બદલો લેવા સારૂ તેણે માયા રચી હતી, માયાના બળવડે તે ઝટપટ શત્રુજિતની રાજધાનીમા જઇ પહોચ્યો. રાજાને જઇને તેણે કહ્યું કે, મારા આશ્રમમા એક રાક્ષસની સાથે યુદ્ધ કરતાં ઋતુધ્વજ ઘાયલ થયો અને એમાજ એના પ્રાણ ગયા છે. મૃત્યુ સમયે પોતાના હાથનો મણિ ઉતારી

આપીને તેણે મને એના પિતાની પાસે મોકલ્યો છે. આશ્રમમાજ તેનો અગ્નિદાહ કરવામા આવ્યો છે" રાજનગરીમાં આ સમાચાર સાભળતા હાહાકાર મચી રહ્યો. મદાલસાએ બે હાથ ઉંચા કરીને કહ્યુ 'સ્વામીનાથ! તમે ચાલ્યા ગયા હુ હવે કયા સુખની ખાતર આ દુનિયામા જીવન ગાળુ? હુ પણ તમારી પાસેજ આવું છું આટલું કહેતાવારજ એનુ તાળવુ ફાટયુ અને એનો પવિત્ર આત્મા દેહમાથી ચાલ્યો ગયો.

બધે હવે બમણો હાહાકાર મચી રહ્યો. શત્રુજિત રાજા ઉઠીને આવ્યો અને બધાને ધીરજ આપીને શાન્ત કર્યા. 'શાન્ત થાઓ! તમે રડશો નહિ. આ દેહ અનિત્ય છે. મરવું બધાને છે. મારા પુત્રે મારી આજ્ઞા માનીને વિપત્તિગ્રસ્ત ઋષિનુ દુઃખ નિવારણ કરવાનો ભાર પોતાના ઉપર લીધો હતો, અને એ પુણ્યના કામમાંજ એનો દેહ પડયો છે એટલે એનુ તેમજ મારૂ બન્નેનું સાર્થક થયું છે, અને આ મારી વહુએ પણ પતિનું અનુસરણ કર્યું છે, સાધ્વી નારીને માટે એથી વધારે ધન્યભાગ્યની વાત બીજી શી હોઇ શકે? સ્વામીના મરી ગયા પછી એ જીવતી રહી હોત તો એ બિચારીનુ જીવતર ધૂળમા મળી જાત. સ્વામીના મૃત્યુના સમાચાર સાભળતાવારજ દેહત્યાગ કરી શકે એવી પુણ્યવતી સતીને માટે શોક શો કરવો? હવે રહ્યા અમે. અમારે માટે પણ શોક શો કરવો! આવો પુત્ર, આવી પુત્રવધૂ જેને હોય તેને શોક શેનો? આફતમા આવેલા બ્રાહ્મણના રક્ષણની ખાતર યુદ્ધમા મારો પુત્ર માર્યો ગયો છે, એટલે પિતાના અને ધર્મના ઋણમાથી એ મુક્ત થઇ ગયો છે રાણી! આવા પુત્રને ગર્ભમા ધારણ કર્યો છે, આવી વહુનુ સુખ જોયુ છે, માતા તરીકે, સાસુ તરીકે તમે ધન્યવાદને પાત્ર છો. શોક કરવો તમને ન શોભે શાન્ત થાઓ. રોવુ છોડી દો. આવો, પુત્રને પિંડદાન આપીને વહુને અગ્નિસંસ્કાર કરો, ચાલો મારી સાથે ચાલો.'

સ્વામીના ઉપદેશથી રાણીનું ચિત્ત પણ શાત થયું. તેણે આસુ લુછીને કહ્યું "ખરૂં કહો છો, મહારાજ! ઋષિઓનુ રક્ષણ કરવા જતા યુદ્ધમાં મરીને મારા પુત્રે ક્ષત્રિયોને છાજે એવી વીર ગતિને પ્રાપ્ત કરી છે. શોક કરીને રોવું મને છાજતું નથી. જેનો પુત્ર લડાઈમાં કામ આવે છે તે ક્ષત્રી માતાને ધન્ય છે! અને રોગથી પથારીમા તરફડીયા મારતા, ચીસો પાડતા, નિરાશ થઇને સગાંસંબંધીઓનું મો તાકતા, અને પ્રાણત્યાગ કરતા

પુત્રને જે જુએ તે ક્ષત્રીયમાતાનુ ગર્ભ ધારણ કરવાનુ કષ્ટ નકામુ ગયું છે માગવા આવનારને પાછો મોકલે નહિ, મિત્રનુ રક્ષણ કરે, શત્રુના ભયથી કદિ પણ પાછી પાની કરે નહિ, તે પુત્રનો પિતા પુત્રવાન ગણાવો જોઇએ અને માતા વીરપ્રસવિની પુત્ર જ્યારે યુદ્ધમા ઘાયલ થાય અથવા શત્રુને જીતીને પાછો આવે, ત્યારેજ એની જનનીની ગર્ભવેદના સફળ થાય છે ”

એટલું બોલીને વીરમાતા ધીરજસહિત ત્યાથી ઉઠીને ઉભી થઇ નગર વાસીઓ પણ બધા શાન્ત થયા અને સુસજ્જિત પલગમા રાજવધૂને બાંધીને અગ્નિસસ્કાર સારૂ રાજાની સાથે નગરની બહાર નદીકિનારે લઈ ગયા

પેલી તરફ માયાવી તપસ્વી તાલકેતુએ પાછા ફરીને ઋતુધ્વજને કહ્યું “રાજપુત્ર ! આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે, આપને હું ધન્યવાદ આપુ છુ. હવે આપ ઘેર સીધાવો. આપના માતપિતા, આપની પ્રિય પત્ની આપની વાટ જોઈને બેઠા છે સુખેથી એમની સાથે જીવન ગાળો ”

ઋતુધ્વજ તપસ્વીને પ્રણામ કરીને કુવલય અશ્વની પીઠ ઉપર બેસીને, તીરને વેગે રાજધાનીમા પહોચ્યો. ત્યા જઈને જુએ છે તો સત્યાનાશ વળી ગયું છે એનું દઢ વીરહૃદય પણ ભાગીને ચૂરેચૂરા થઈ ગયુ હા-હાકાર કરતો એ મોટે સાદે રોઈ ઉઠયો. પુત્રના મૃત્યુ સમાચાર સાભળીને જે રાજારાણીએ ધીરજ ધારણ કરી હતી, તેમની ધીરજ પણ પોતાનુ ખોવાયલુ ધન પાછુ આવ્યા છતા પણ હવે રહી નહિ તેમના દુઃખનો પાર ન હતો વહુ મદાલસાને માટે તેઓ આકુળવ્યાકુળ થઇને રોવા લાગ્યા. કુમાર ઋતુધ્વજના શોકનો તો પારજ શેનો હોય ? એનુ વર્ણન અમે કવિ પ્રેમાનદનાજ શબ્દોમા કરીશું પત્નીના મૃત્યુ સમાચાર મળતાવારજ

‘ તેમનો તેમ ઉઘાડે મસ્તક, શ્મશાન ભણી તે જાય
આવીને ઉભો રહ્યો જ્યા, રામાની રાખોડી,
પ્રદક્ષિણા તે પૂઠે કરતો, પોતાના બેઉ કર જોડી
શુ ભામિનીજી ભસ્મ થયાં છો, અમ વિસરજો દડ,
મારા સમ જો બોલો નહિ તો, દેહ કરીશ શત ખંડ.
દહાડી સાદ કરૂં હુ તમને, તમો શે મુને નથી કરતા,
હો કોકિલાનાદી વિચારજે, હુ મુઓ છઉં તું મરતા.
એમ શુ કરો છો છોકરવાદી, પાણી પાઓ પ્રેમદા;

ઉઠો વહેલા, ઉઠો વહેલા, પતિની જાણી આપદા
મન વ્યાકુળ તે કાંઇ ન જાણે, બોલે ઘેલા ઘેલા,
તારૂં મૃત્યુ કેમ થયું રે, હું થયો ન તુંથી પહેલા
બન્યો હાથથી ઉસરડીને, રાખોડીનો ઢગલો કીધો,
પામરીમાં ગાંસડી બાંધી, મસ્તક ઉપર લીધો.
પછી દેશમાં તે ફરવા લાગ્યો, અમથો બારેવાટ.

× × × ×

તટ આવ્યું ત્યાં ગંગા કેરૂં, બેઠો રાજકુમાર,
ભજન મુખે ભામિનીનું, નેણે તે જલની ધાર.

રખે શત્રુઓ પુત્રને મારી નાખે એ શંકાથી એના માતપિતા પણ એની પછાડી પછાડી આવ્યા અને આ ઘેલછા મૂકી દેવા, અને કોઈ સારા ઘરની ભણેલી ગણેલી સુંદરી સાથે લગ્ન કરી ફરીથી ઘરસંસાર માંડવા ઘણું યે સમજાવ્યો, પણ ઋતુધ્વજે આંખમાં પાણી આણીને જવાબ આપ્યો કે –

" ઘેર આવું શું સુખ જાણી, હાય મોઇ મદાલસા રાણી,
કહેશો શી સગાઈ વખાણી, કહેશો સુરસુંદરી આપું આણી
જો દઢ હોય પુરુષ પુરાણી, તોયે ન મળે મદાલસા રાણી,
તેનું મુખ જુવે જે પ્રાણી, કેમ વિખાણું મમ ધણિયાણી
માયા કેમ જાયે ભુલાણી, પીલાય છે દુ:ખની ઘાણી,
માટે આશા મે મુકી મારી, મારી શી સગાઇ સંભારી
ત્યાંથી ઉઠીશ વાત નિરધારી, જ્યારે બોલે મદાલસા નારી,
મે તો પૂજ્યા નથી મોરારી, તે વાત તો મન વિચારી
જો સેવ્યા હોય ઉમયાધારી, કેમ કરે ગાંધર્વ કુમારી,
માતપિતા ન રાખો વારી, અમો જોગી તમો સંસારી.
જો આવે ઉઠાડવા ત્રિપુરારી, તોયે હું નવ જાઉં હારી,
તમો મન માને તે કરજો, મે તો ગૃહસ્થાશ્રમને વરજ્યો.
અભાગિયો હું તમો પેટ સરજ્યો, એવું જાણી પાછા ફરજો,
નિશ્ચે હું થયો જોગંદ, કાં ખપ કરો છો ફોકટ
જે વાટે હું લુંટાયો, તે વાટનો શોધો કયમ પાયો;
સર્વ થયું મારે નિકંદન, હું તો છઉં ભાગ્યેગ મંદ.
મે તો સગાઇ તમારી તોડી, તે માટે ચોળી મેં રાખોડી.

માતપિતાની ઘણીએ આજીજીનો નિરાદર કરીને ઋતુધ્વજે તપસ્યા આરંભી. નાગરાજ અશ્વતરના બે પુત્ર એના મિત્ર થતા હતા. તેમની આગળ જઇ ઋતુધ્વજે પોતાના દુર્ભાગ્યની વાત કહી સંભળાવી. એ પુત્રોને એના ઉપર દયા ઉપજી અને એમણે પોતાના પિતાને જઈને કહ્યું કે 'તે જોગી તો અમો પણ જોગી. મિત્રને પત્નીવિરહમા દેહ ગાળતો જોઇને અમે સુખમા કેવી રીતે રહી શકીએ ? તમે બહુ સમર્થ છો. કોઇ રીતે અમારા બન્ધુ ઋતુધ્વજને મદાલસા ભાભી પુન: પ્રાપ્ત થાય એવો ઉપાય બતાવો. નાગરાજ પોતાના બન્ને પુત્રોને લઈને મૃત્યુંજય મહાદેવની પાસે ગયો અને પોતાના અપૂર્વ સંગીતથી એમને સંતુષ્ટ કરીને મદાલસાને સજીવન કરાવી. મદાલસા સાથે હવે ઋતુધ્વજનો પુન: મેળાપ થયો, અને બન્ને નાગરાજની મેમાનગીરી થોડા દિવસ ભોગવ્યા પછી પાછા પોતાની રાજધાનીમાં જઇને માતપિતાને જઇ મળ્યા

યથાસમયે મહારાજ શત્રુજિત સ્વર્ગવાસી થયા ઋતુધ્વજ પિતાના રાજ્યનો અધીશ્વર બન્યો

વખત જતા મદાલસાને એકે એકે ત્રણ પુત્રો જન્મ્યા. ઋતુધ્વજે પુત્રોનાં નામ વિક્રાન્ત, સુબાહુ અને અરિમર્દન પાડયાં. નાનપણથીજ મદાલસાને વિદ્યાનો ઘણો શોખ હતો. બધા શાસ્ત્રોમા બહુજ વિદ્વાન હોવાથી ઋતુધ્વજે બાળકોના શિક્ષણનો ભાર તેના ઉપરજ નાખ્યો

એ સમયમા ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસમાજ મદાલસા રાતદિવસ વ્યતીત કરતી હતી, અને તેથી કરીને તેનામા ઉંચા પ્રકારનું દિવ્ય જ્ઞાન ઉત્પન્ન થયું હતું. આત્મા નિત્ય અને અવિનાશી છે, દેહ અનિત્ય છે, દેહને સુખદુ:ખ છે, બધા સબંધીઓ, બધા ભોગવિલાસ કેવળ માયાના ખેલ છે, આજ છે, કાલ નથી, માયાની અસરથી જીવો સંસારમા બંધાયલા છે, અને એજ એમના બધા દુ:ખનુ કારણ છે વૈરાગ્યની સાધના એજ સૌથી મોટો ધર્મ છે, એનાથી જીવ આત્માનુ તત્ત્વ સમજી શકે છે, અને સમજીને મુક્તિને પામે છે. મદાલસા સર્વદા પુત્રોને આવોજ ઉપદેશ, આવુંજ શિક્ષણ આપતી. એના શિક્ષણથી ત્રણે પુત્રો સંસારપ્રત્યે વૈરાગ્ય રાખનારા અને સંન્યાસી જેવા નીવડયા.

એક દિવસ એનો મોટો છોકરો વિક્રાન્ત બીજા બાળકોને હાથે માર ખાઇને રોતો રોતો માની પાસે આવ્યો અને બોલ્યો " મા, છોકરાઓએ

મને માર્યો; હું આવો લાડવાયો રાજકુમાર તેને સાધારણ લોકોના છોક-રાઓએ માર્યો! એમની એટલી બધી હિંમત! તું એમને સજા કર!"

મદાલસાએ એ વાત સાંભળીને પુત્રને કહ્યુ 'બેટા! તુ શુદ્ધાત્મા છે. આત્માનો સ્વભાવ કાંઇ નામને લીધે બદલાતો નથી. તારૂં નામ 'વિક્રાન્ત' છે અથવા તું રાજપુત્રને અધિકાર ધરાવે છે, પણ એ બધી ઉપાધિઓ ખરેખરી નથી. કેવળ કલ્પિત છે. એટલા માટે રાજપુત્ર છુ, એવું અભિ-માન રાખવામા તારી શોભા નથી. તારૂં આ દેખીતું શરીર પંચમહાભૂતનું બનેલું છે તું એ દેહ નથી તો પછી એ દેહને કોઇએ માર્યો તેમા રડે છે શાનો?"

કેટલાક દિવસ પછી મદાલસાને ચોથો પુત્ર થયો. પુત્રનું નામ પા-ડતી વખતે ઋતુધ્વજે કહ્યુ "આનુ શું નામ પાડીશું, મદાલસા?" મદા-લસાએ જરાક હસી દીધુ, અને કાંઇ જવાબ દીધો નહિ. ઋતુધ્વજે કહ્યું "પુત્રનુ નામ પાડવાનું જ્યારે કહુ છુ ત્યારે તુ હસે છે કાંઇ બોલતી નથી, એ શું મદાલસા?"

મદાલસા વળી પાછી હસી. કાંઇજ બોલી નહિ. ઋતુધ્વજે કહ્યું "એ ક્ષત્રીનો છોકરો છે. વીરત્વ અને બળના અર્થસૂચક કોઇ નામ પાડવું જોઇએ. એટલા માટેજ ત્રણ પુત્રોના નામ પણ વિક્રાન્ત, સુબાહુ અને અરિમર્દન પાડચાં હતા. હવે મારા એ બધા નામો પસંદ પડચા ન હોય તો આ ચોથાનુ નામ તમેજ પાડો. '

મદાલસાએ કહ્યુ 'તમે આજ્ઞા આપી છે, તો મારે તેનું પાલન કરવુજ જોઇએ. મે આ પુત્રનુ નામ પાડયું અલર્ક '

'અલર્ક! એ નામનો તો કાંઈ અર્થજ નથી '

મદાલસાએ જવાબ આપ્યો 'લોકાચારની ખાતર માણસને ઓળખ-વાનુ એક ચિન્હ જોઈએ, તે ચિન્હની ખાતર નામ પાડવામાં આવે છે. બાકી નામનો તો કાંઇ અર્થ હોઈ શકે? તમે પહેલા ત્રણ પુત્રોનાં નામ પાડચા હતાં, તેના શા અર્થ હતા. 'વિક્રાન્ત'?

આત્મા એજ જીવનો નિત્ય પદાર્થ છે, બાકી બધી માયાની રમત છે. એ આત્મા બધે ઠેકાણે સમાનભાવે કાયમ રહે છે. એક સ્થાનથી બીજા સ્થાનમાં એની 'ક્રાન્તિ' અથવા ગતિ થવાનો સંભવ નથી. એટલે વિક્રાન્ત નામ પણ અર્થ વગરનું નહિ તો બીજું શું! 'સુબાહુ?'

અનિત્ય આ દેહને તો વળી 'સુ' અને 'કુ' સારૂ કે ખોટુ હોઈ શકે ? ત્યાર પછી ત્રીજાનુ નામ છે 'અરિમર્દન' જે જાણે છે કે એકજ આત્મા બધામા બિરાજી રહેલો છે, જે જાણે છે કે બધા એકજ છે, તેને મનથી અમુક શત્રુ અને અમુક મિત્ર એવો ભાવ હોઇજ ન શકે દેહજ દેહનુ મર્દન કરી શકે છે, પરન્તુ દેહ અસાર, અનિત્ય છે, આજ છે, કાલ નથી. મૂર્તિહીન નિત્ય વસ્તુ આત્માનુ કોણ મર્દન કરી શકે એમ છે ? આત્મા નિર્મળ બધા દોષ વગરનો છે તે પણ વળી કોનુ મર્દન કરી શકે ? એટલા માટે હુ કહુ છુ કે, જીવ અને આત્માના સ્વભાવનો વિચાર કરતા, કોઈ પણ નામનો અર્થ કાઇ પણ રહેતો નથી લોકાચારની ખાતર માણસોમા ઓળખાવાની સગવડ સારૂ ગમે તે એક નામ પાડવુ જોઇએ નામનો કાઈ હેતુ હોય તો બસ એટલોજ છે, અને એ વિચારથી આ ચોથા છોકરાનું નામ હુ ' અલર્ક ' પાડુ છુ તે પણ એના ત્રણ ભાઈઓના નામ જેટલુંજ સાર્થક છે. '

ઋતુધ્વજે હસીને કહ્યુ ' તુ કહે છે એ બધી સાચી વાત છે, પણ હું તો સસારી જીવ છુ એટલી બધી ઉંડી તત્ત્વજ્ઞાનની વાતો સમજવાની મારામા પહોચ નથી '

ત્રણ પુત્રો માતાના શિક્ષણને લીધે સસારત્યાગી બન્યા ! એમની દ્વારા રાજ્યનું રક્ષણ, કુળની મર્યાદાનું રક્ષણ, વશની ઉન્નતિ એ બધાની કાઈ પણ આશા રહી નહિ ઋતુધ્વજને સ્વાભાવિક રીતેજ ચિન્તા થઇ એણે વિચાર્યું, "અલર્કના શિક્ષણનું કામ સાધારણ નીતિશાસ્ત્ર વગેરે ભણેલા કોઇ સારા પડિતના હાથમાજ સોપીશું " એક દિવસ અત.પુરમા જઇને જુએ છે તો મદાલસા અલર્કને પણ આત્મતત્ત્વ અને વૈરાગ્યનો બોધ આપી રહી છે.

' સત્યાનાશ વળ્યુ ! આ શું કરે છે, મદાલસા ! ત્રણ પુત્રને તો આવો ઉપદેશ આપીને જોગટા બનાવ્યા, ત્યાસુધી હુ બોલ્યો નહિ, પણ આ ચોથો છોકરો પણ તારા ઉપદેશથી સસાર છોડીને ચાલ્યો જશે તો હુ શું કરીશ ? કોણ મારૂં રાજ્ય સભાળશે ? કોણ મારી પ્રજાનું પ્રતિપાલન કરશે ? કોણ મારા વશનું નામ રાખશે ? આત્મતત્ત્વ અને વૈરાગ્યને હવે ખુણામાં નાખ, અને બની શકે તો સસારના કર્મમાર્ગમાં અલર્કની ઉન્નતિ થાય, ક્ષત્રિયધર્મ, રાજધર્મ, સંસારધર્મ એ બધુ

શીખે અને સારી પેઠે પવિત્રતાથી એ પોતાનું જીવન ગાળી શકે એવુ શિક્ષણ એને આપ નહિ તો એને માટે મારે બીજો શિક્ષક ખોળવો પડશે ”

મદાલસાએ હસીને કહ્યુ “ એટલું બધુ કરવાની જરૂર નથી સંસાર-ધર્મનું શાસ્ત્ર પણ હુ થોડું ઘણું જાણું છુ તમારી એવીજ ઇચ્છા છે તો હુ એને ગૃહસ્થાશ્રમનું, રાજધર્મનું યોગ્ય શિક્ષણ આપીશ ”

એટલું કહીને તેણે અલર્કને ખોળામા બેસાડીને મૃદુ હાસ્યપૂર્વક કહ્યુ “ અલર્ક, આ પૃથ્વીમા ઉન્નતિ પ્રાપ્ત કર, મિત્રનું હિત અને શત્રુનું દમન કરીને તારા પિતાને ખુશ કરજે ”

અલર્કના શિક્ષણનો ભાર માતાના ઉપરજ રહ્યો. બાલ્યાવસ્થામા જે કાંઈ શીખી શકાય તે બધુ એણે ભણી લીધું. યથાસમયે અલર્કને જનોઇ દેવામા આવ્યુ ઉપનયન પછી એ જનનીનેજ વિદ્યાગુરુ ગણવા મંડયો. જનનીના ચરણમા પ્રણામ કરીને તેણે કહ્યુ “ મા, આ લોક અને પરલોકનું કલ્યાણ સાધવા સારૂ મારે કયા ધર્મનું પાલન કરવું જોઇએ, તે મને સમજાવો ”

રાજાનો શ્રેષ્ઠ ધર્મ પ્રજાનું પાલન છે બધા વ્યસનોનો ત્યાગ કરીને રાજાએ રાજધર્મનું પાલન કરવું જોઇએ, પ્રજાને સુખમાં રાખવી જોઇએ, શાસ્ત્રવિધિ પ્રમાણે સમાજનું રક્ષણ કરવું જોઇએ, દુષ્ટનું દમન અને સજ્જનોનું પાલન કરવું જોઈએ, એ બધા સિદ્ધાન્તો વિસ્તારપૂર્વક મદાલસાએ અલર્કને સમજાવી દીધા. અલર્ક જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ રાજનીતિ, સમાજનીતિ, ગૃહસ્થના ધર્મ, યાગ, યજ્ઞ, સદાચાર વગેરેના સંબંધમા શાસ્ત્રોના જે ઉપદેશ અને વિધિ છે તે બધા શીખવી દીધા અલર્ક પ્રશ્ન કરતો, મદાલસા તેનો ખુલાસો કરતી એ પ્રમાણે ભર-જુવાનીમાં આવતાલગી શિષ્ય જેમ ગુરુની પાસેથી ઉપદેશ ગ્રહણ કરે તેમજ અલર્ક જનનીની પાસેથી આદર્શ ગૃહસ્થ અને આદર્શ રાજાને માટે જાણવા યોગ્ય બધી વિદ્યાઓ શીખ્યો

પ્રેમાનંદના શબ્દોમા કહીએ તો મદાલસાએ પુત્ર અલર્કને શિક્ષણ જૂદાજ પ્રકારનું આપ્યુ અને

> ગૃહસ્થાશ્રમને વર્ણવ્યો, ખંડિયો સંન્યાસ;
> મન સ્થિર છે પોતા તણુ તો, સમીપ છે અવિનાશ.
> હરિવિના બીજું કો નથી, મન કલ્પિત આ સંસાર,

મન શમ્યુ તવ જાણવું જે,, જગતનો નિસ્તાર.
બ્રહ્મ ત્રિગુણી એક છે, આદ્ય અંત ને મધ્ય સાર,
બ્રહ્મભાવ ત્રિગુણે રાખ્યો, તો ઉતરશો ભવપાર.

શિક્ષણ સમાપ્ત થતાં અલર્કનું લગ્ન થયું. પરણ્યા પછી માતાની પાસેથી મેળવેલા જ્ઞાન મુજબ તેણે ગૃહસ્થાશ્રમ ચલાવવા માંડયો. ઋતુધ્વજના આનંદનો પાર રહ્યો નહિ.

ઋતુધ્વજ વૃદ્ધ થયો, હવે ઘરસંસાર છોડીને વનમાં જઇ તપસ્યા કરવા–વાનપ્રસ્થ થવાનો સમય આવી પહોંચ્યો. મદાલસાને લઇને રાજા એ આશ્રમમાં પ્રવેશ કરવા તૈયાર થયો રાજ્યકારભાર અલર્કના હાથમાં સોંપી દેવામાં આવ્યો.

સ્વામીની ઇચ્છા મુજબ મદાલસાએ અલર્કને સંસારનો ધર્મ શીખવ્યો હતો આત્મતત્ત્વ સંબંધી કાંઇ પણ ઉપદેશ આપ્યો નહોતો. એનું પરિણામ એ આવ્યું કે પ્રવૃત્તિના માર્ગમાંજ એનું આખું જીવન વ્યતીત થવા લાગ્યું અને નિવૃત્તિ ઉપર તેનું જરા પણ લક્ષ્ય રહ્યું નહિ વૈરાગ્યનું એક પણ લક્ષણ તેનામાં દીઠામાં આવ્યું નહિ મમતા અને ભોગની આસક્તિ પ્રબળ થઇ પડી

પરન્તુ એ વાત મદાલસાના લક્ષ્ય બહાર નહોતી વનમાં જતી વખતે તેણે અલર્કને કહ્યું "અલર્ક ! ગૃહસ્થો સહેલાઇથી મોહ અને મમતાને વશ થાય છે અને તેને લીધે દુઃખ પણ ઘણું પામે છે. મારી આ વીંટીમાં એક પાતળા પાદડા ઉપર સૂક્ષ્મ અક્ષરે મારો છેવટનો ઉપદેશ લખેલો છે. બન્ધુઓના નાશથી, શત્રુઓના પ્રતાપથી, કે માલમિલ્કત જતી રહેવાથી ગમે તે કારણથી, કદાપિ કોઇ મોટું દુઃખ તારે માથે આવી પડે તો એ પત્ર ઉઘાડીને વાંચજે અને તેમાં લખેલા ઉપદેશ પ્રમાણે વર્તજે"

એટલું કહીને મદાલસાએ એક વીંટી પુત્રની આંગળીએ પહેરાવી. ત્યાર પછી ગૃહસ્થને ઉપયોગી આશીર્વાદ આપીને વિદાય થયા–

એ પત્રમાં નીચેના ઉપદેશ લખ્યા હતા.

"બધાનો સંગ છોડી દેજે જો સંગ નજ છૂટી શકે, તો સારા માણસનો સંગ કરજે. બધી વાસનાઓનો ત્યાગ કરજે, ન થાય તો કેવળ મુક્તિની ઇચ્છા રાખજે."

એક સમયે મોટી આફત આવી પડતા અલર્કે માતાનો એ ઉપ-

દેશ બહાર કહાડીને વાચ્યો મુક્તિની ઇચ્છા રાખીને સાધુસંગ કરવાનો ઉપદેશ માતા છેવટે આપતી ગઇ છે, એ જાણીને અલર્ક તરતજ મહર્ષિ દત્તાત્રય પાસે પહોચ્યો અને પોતાને ઉપદેશ આપવાની પ્રાર્થના કરી. દત્તાત્રયના ઉપદેશથી ધીમે ધીમે અલર્કને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું, અને બધા ભોગવિલાસ ઉપર તેને વૈરાગ્ય ઉપજ્યો સંસાર ત્યજી દઇને યોગદ્વારા તેણે મુક્તિ મેળવી.

## रत्न ८६ मुं—चन्द्रवती



સ્વર્ગ, મૃત્યુ, અને પાતાલવિજયી, કુશદ્વીપનિવાસી દાનવેશ્વર ઘોરની સહધર્મિણી હતી. દૈત્યરાજ ઘોર જ્યારે ઘણે દિવસે તપસ્યામા સિદ્ધ થઇને ઘેર પાછા આવ્યા, ત્યારે પતિને વધાવી લેવાને માટે તેણે આખા નગરને શણગારી દેવરાવ્યુ હતું. ધજાપતાકા તથા રંગબેરંગી રોશનીથી શહેરની શોભામાં ઘણો વધારો થયો હતો. પતિના દર્શન કરવાની આશામા પ્રફુલ્લિત થઇને અંતઃપુરમા પણ તેણે મોટો ઉત્સવ મનાવ્યો હતો.

મહારાજા ઘોરને આવી સુંદર નગરીમા આવો ઉત્સાહભર્યો આવકાર મળવાથી એ સુલક્ષણા પત્ની ચન્દ્રવતી ઉપર ઘણાજ પ્રસન્ન થયા અંતઃપુરમાં પ્રવેશ કર્યા પછી સાધ્વી પત્નીની સાથે પ્રેમનો વાર્તાલાપ કરવામા એ તપનું બધુ દુઃખ વિસરી ગયા આજ ઘણે વર્ષે ચન્દ્રવતી પતિ સાથે ક્રીડા કરવા લાગી. એ ઉપરાત એ પોતાના નિત્યકર્મ નિયમિત રીતે કરતી, અને પતિને પણ તેમના નિત્યકર્મમાં કાંઇ અડચણ આવવા દેતી નહિ. દૈત્યરાજ ઘોર પોતાનું સઘળુ કામ ઠીક વખતસર કરતા બ્રાહ્મમુહૂર્તમા ઉઠીને, પ્રાતઃકૃત્ય તથા દંતધાવન આદિ કરીને ઇષ્ટદેવતાની ઉપાસના કરતા અને ત્યાર પછી હોમહવન, પિતૃતર્પણ અને સંધ્યાવંદનાદિ કર્મ કરતા ત્યાર પછી રાજસભામા જઇને રાજ્યના અમલદારોનું કામકાજ તપાસતા, રૈયતની અરજીઓ સાભળતા, આવકખર્ચનો હિસાબ લેતા અને કિલ્લાઓનુ અવલોકન કરતા. અઢાર પ્રકારના દોષથી બચીને એ રાજ્યનુ રક્ષણ કરતા. શત્રુ, મિત્ર, ઉદાસીન અને માયાવી

આદમીને પારખી લેતા અને ધનવૃદ્ધિ, પ્રજારક્ષણ તથા સૈન્યસખ્યા વગેરે વિષયોમા સાધુ પુરુષોની સલાહ લઈને કામ કરતા ઈન્સાફ કરતી વખતે શત્રુ અને મિત્ર તરફ એમની સમદૃષ્ટિ હતી કાલક્રમે દૈત્યરાજના પુત્ર વજ્રદડે, પિતા ઘોરને કહ્યુ 'પિતાજી! મારા કહ્યાથી ખોટુ લગાડશો નહિ. રાજાઓએ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાને સદા યત્ન કરતા રહેવું જોઇએ આપના જેવા ભુવનવિજયી રાજાએ સતોષી થઇને બેસી રહેવુ ન જોઇએ ' રાજા ઘોરે પુત્રના વચન સાભળીને હાસ્ય કરીને કહ્યું 'બેટા! શારીરિક અને માનસિક બધા શત્રુઓનો વિજય કરીને ભગવાન વિષ્ણુની કૃપાથી મને તારી માતા ચન્દ્રવતી જેવી વિશુદ્ધ ચરિત્રની પ્રેમાળ સ્ત્રી, તારા જેવો ત્રિભુવનવિજયી પુત્ર અને આવુ સુદર રાજ્ય, પ્રાપ્ત થયા છે. હવે મને વધારે રાજ્ય મેળવવાની ઈચ્છા નથી. ખાસ કરીને હવે કોઈની સાથે યુદ્ધ કરવુ એ વ્યાજબી નથી.' એટલામા રાજ્યનો મત્રી સુસેન બોલી ઉઠયો 'મહારાજ! રાજકુમારનો અભિલાષ ઘણો મહાન્ છે. પોતાનાજ રાજ્યથી સતોષ માનીને બેસી રહેવાથી રાજાઓની પડતી દશા આવે છે. વનવાસી મુનિઓ પણ બીજાનુ વલ્કલ છીનવી લેવાની ઈચ્છા રાખે છે, તો રાજાઓએ તો યુદ્ધ કરીને રાજ્યનો વિસ્તાર વધારવો એજ વ્યાજબી છે.' મત્રીની સલાહ માનીને રાજાએ દેવનુ આરાધન કરીને પુત્રને વિજય કરવા જવાની રજા આપી, પુત્ર વજ્રદડે પિતાની રજાથી ત્રિપુરનો વિજય કર્યો

એ વખતે દેવોના રાજા ઈન્દ્ર દાનવેશ્વર ઘોરનો વિજય કરવા સંબંધમા મહાજ્ઞાની બૃહસ્પતિની સલાહ લઇ રહ્યા હતા. મહાન્ પડિત વાચસ્પતિ વગેરેએ કહ્યુ 'એ પુણ્યાત્મા, સર્વ શાસ્ત્રોના વેત્તા, સદાચારી અને ઉદ્યમી રાજાને કોઇ જીતી શકશે નહિ. એ ગુણવાન રાજા સર્વ દોષોથી બચેલો છે. તેને યુદ્ધમાં કોઈ પરાજય કરે એ સભવિત નથી' ત્યાર પછી દેવતાઓએ નક્કી કર્યું કે એ રાજાને કુમાર્ગે ચડાવવો, એને પરસ્ત્રીલપટ બનાવવો, તથા વેદ, શાસ્ત્ર, દેવો અને બ્રાહ્મણો ઉપર તિરસ્કાર રાખનારો, ભક્તિહીન અને આચારભ્રષ્ટ કરવો જોઇએ. વળી તેમણે તેની સાધ્વી સ્ત્રીને પણ ધર્મભ્રષ્ટ કરવાનો નિશ્ચય કર્યો, અને એ ઉદ્દેશ પાર પાડવા માટે દેવર્ષિ નારદને ઘોર રાજાની પાસે મોકલ્યા.

નારદ ઘોરને ત્યા પહોચ્યા, એટલે રાજાએ ભક્તિપૂર્વક તેમને સાષ્ટાગ

દંડવત્ પ્રણામ કર્યા અને અર્ધ્ય, પાદ્ય, જળ, તથા મધુપર્ક અને આસન-દ્વારા તેમની યથાવિધિ પૂજા કરી ત્યારે નારદે કહ્યું 'રાજન્ ! ઉઠો, પ્રણામ શામાટે કરો છો ? રાજન્ ! વિષયભોગજ સુખજનક છે અને વિષયી માણસજ ભાગ્યવાન્ છે. ભોગ અને રમણીવિલાસમા નિમગ્ન રહો ! રાજ્ય મળ્યા પછી રોજ નવી નવી લલનાઓ સાથે ભોગ કરવા-માંજ તપસ્યાનું ફળ રહેલું છે. જુઓ મહારાજ ! સાભળ્યું છે કે ત્રિલો-ચન મહાદેવ, પણ મુનિકન્યાઓ સાથે ક્રીડા કરતા કરતા દારુવનમાં ગયા હતા. એ પરમ દેવ પણ બીજાઓની માફક વિષયભોગ કરતા હતા. વિષ્ણુએ પણ લક્ષ્મીને વક્ષ સ્થળ ઉપર રાખી મૂકી છે. ઇન્દ્ર, ચન્દ્ર, બ્રહ્મા વગેરે બધા દેવતાઓ સુખની ઇચ્છા રાખનારા છે. વિષયભોગ એ ધર્મ અને તપસ્યાનુ ફળ છે ' નારદનો આવો ખરાબ દૂષણભરેલો ઉપદેશ સાભળીને દૈત્યરાજે વિસ્મય સાથે કહ્યુ 'નારદ ! આપ કહો છો તે ધર્મની વાત નથી. હે બ્રહ્મન્ ! સયમીજ ઉત્તમ છે અસયત પશુ જેવા મનુષ્યોને આખરે નરકમા જવુ પડે છે. જીતેન્દ્રિય પુરુષજ, વિદ્વાન અને વિનયી હોય છે. વિનયી પુરુષ લોકરજક અને પ્રવીણ હોય છે લોકોને જે ખુશ કરી શકે છે તે સપત્તિ મેળવે છે; ધર્માનુષ્ઠાનનું ફળ, સપત્તિભોગ તથા ચારિત્ર્યનું રક્ષણ છે. ઔષધનું સેવન કરવાથી રોગ દૂર થાય છે, પણ ઇન્દ્રિયોનુ સેવન કરવાથી દોષ વધતોજ જાય છે કામ વધ્યા પછી એનો નાશ કરવો ઘણો મુશ્કેલ છે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગધ એ પાંચનો અનુભવ કરનાર પાચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોને જે વશમાં રાખી શકે છે તેનુજ કલ્યાણ થાય છે જે વિષયી મનુષ્ય વિષયોમાં આસક્ત રહે છે, તે મૂળમાથીજ સડી ગએલા વૃક્ષની પેઠે ઘણો જલદી ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે. સ્ત્રીઓમા આસક્તિ, સુરાપાન દિવસે નિદ્રા, નાચ, તમાશા, જુગાર, વૃથા ભ્રમણ અને મૃગયા એ બધી કામવાસનાઓ તથા કડવા વચન, ઈર્ષ્યા, અસૂયા, દુઃસાહસ, અપકાર વગેરે ક્રોધમાથી ઉત્પન્ન થયેલા દુર્ગુણો, એ બધુ મૃત્યુનું કારણ થઇ પડે છે દેવતાઓ પણ એ દુરાચારોનો આશ્રય લીધાથી મૃત્યુને પ્રાપ્ત થાય છે '

દૈત્ય રાજાનો આ ધર્મોપદેશ સાભળીને નારદે ઘણો વિચાર કર્યા પછી તેને નીતિભ્રષ્ટ કરવા માટે બીજી યુક્તિ શોધી કહાડી. તેમણે કહ્યું 'રાજા ! જુઓ, જે કાર્યો કરવામાં કાંઇ દોષ નહિ થાય એવા કામો બતાવું;

શત્રુઓને જીતીને ધર્મથી રાજ્યનુ પાલન કરવુ, સારા કુળમા ઉત્પન્ન થયેલી અનાથ કન્યા સાથે લગ્ન કરવુ, એથી દોષના ભાગી નહિ થવાય રાજ્ય એજ ધર્મનું સાધન છે અને રાજ્ય એ ઉત્તમ ઐશ્વર્ય મેળવવા માટેજ છે રાજાઓ એક રાજ્ય અને એક પત્નીનો ભોગ કરતા કરતા પણ બીજા રાજ્ય અને બીજી પત્નીનો ભોગ કરી શકે છે. બળવાન રાજાએ વ્યાધિયુક્ત, વૃદ્ધ રમણી સાથે વિલાસ ન કરવો જોઈએ.' વગેરે વગેરે ઘણીજ શરમભરેલી હલકી વાતો, જેનો ઉલ્લેખ કરતા પણ અમને શરમ આવે છે, એવી વાતો રાજાને સમજાવીને નારદે તેને કુપથગામી બનાવવાનો યત્ન કર્યો.

કુસંગની અસર વહેલી મોડી થયા વગર રહેતી નથી નારદના આવા દુરાચારના ઉપદેશથી, તેમણે બતાવેલી સુખવૈભવની લાલચોથી મુગ્ધ થઇને, અંબ રાજા ઘોર, પાપ અને પરસ્ત્રીગમન આદિ અનાચારમા પ્રવૃત્ત થયો. પોતાની સાધ્વી પત્નીનો સહવાસ, વિષ્ણુપૂજા, અતિથિઓની સેવા અને ધર્માનુષ્ઠાનનો ત્યાગ કર્યો, તથા રોજ નવી નવી પરસ્ત્રી બોલાવીને તેમની સાથે વિલાસ કરીને પોતાની તપસ્યાનુ ફળ નષ્ટ કરવા લાગ્યો. રાજકાર્ય, દેવકાર્ય, બધુ નેવે મૂકયુ.

નારદની સલાહથી પોતાના પ્રિય પતિને આવા કુછંદમા પડેલા જોઇને રાણી ચન્દ્રવતીએ મંત્રીને બોલાવીને કહ્યુ 'ભાઇ! મારા પતિ જેમ આ રાજ્યના રાજા છે તેમ તમે પણ સુયોગ્ય મુખ્ય પ્રધાન છો. સારા નરસાનુ તમને જ્ઞાન છે તમે કુમાર્ગે નહિ જાઓ એવી મને ખાત્રી છે. રાજાએ મંત્રીની સલાહ લઈને કામ કરવું જોઇએ, અને તેની સલાહ મુજબ રાજ્યનુ પાલન કરવુ જોઇએ એમ ન કરવાથી વિપરીત પરિણામ આવે છે. આજે રાજા તમારા વશ નથી? રાજાને દુર્વ્યસનમા ફસેલા અને બુદ્ધિભ્રષ્ટ થયેલા જોઇને મને મનમા ઘણોજ શોક થાય છે એમને તમારે સલાહ આપવી જોઇએ, કે તમારા આ આચરણથી તમારી સ્ત્રી, પુત્ર, મિત્ર, સગાસબંધી, અને પ્રજા બધા અપ્રસન્ન થયા છે તમે મારી સલાહ પ્રમાણે ચાલો અને શત્રુઓના દૂત નારદે આપેલી અધમ સલાહનો તિરસ્કાર કરીને એ કુટેવોને એકદમ છોડી દો.' મંત્રીનુ કર્તવ્ય છે કે રાજાને સદુપદેશ આપવો અને એમ કરીને રાજ્યને અધોગતિમાથી બચાવવુ 'મારૂં રાજ્ય' એ શબ્દમાજ રાજા અને પ્રધાનનુ ગૌરવ છે,

અને એ રાજ્યની પ્રતિષ્ઠા જાળવી રાખવા મંત્રીએ તનમનધનથી પ્રયત્ન કરવો જોઈએ. હું તો સ્ત્રી છું, મૂર્ખ છું. મારા બોલવામા કાંઇ બે-અદબી થઇ હોય તો માફ કરશો. આ પ્રમાણે કહીને રાણી ચન્દ્રવતી શાન્ત થઈ. મંત્રી સુસેને બે હાથ જોડીને કહ્યું ' દેવી ! દેવતાઓમા પણ આપ પૂજનીય છો. તમે બધાને નીતિનો માર્ગ બતાવવાને યોગ્ય છો આપ ધારો છો એટલો મારો કાબૂ રાજા ઉપર હવે રહ્યો નથી. સર્વનીતિ-વિશારદ, શુદ્ધચરિત્રના અમારા રાજાની બુદ્ધિ નારદના ખરાબ ઉપદેશ-થી ફરી ગઇ છે એ મારી સલાહ કદિ પૂછતાજ નથી. દુષ્ટ નારદની સલાહ મુજબજ ચાલે છે અને અમને લોકોને ઘણા નાપસંદ કરે છે નારદે એમને ભભેર્યા છે કે તમારો મંત્રી બેવકૂફ છે, તમારી વૃદ્ધ સ્ત્રી ઉપર તમને આસકત રાખવામાજ એનો સ્વાર્થ સમાયલો છે એવી એવી ખોટી વાતો કહીને નારદે મારે માટે ખોટો વિચાર રાજાના મનમા બેસાડી દીધો છે, તોપણ તમે કહ્યું એટલા માટે હું જાઉં છું તમે પણ રાજા પાસે આવીને તેમને રૂબરૂમા શિખામણ દો ' સતી ચન્દ્રવતી મંત્રીની સલાહ મુજબ પતિને શિખામણના બે બોલ કહેવા પતિ પાસે ગઈ. પહેલા તો બહારના દ્વારપાળે તેને ત્યા જતા રોકી, પણ તેને ગણકાર્યા વગર એ તો અંદર ઘૂસી ગઇ અને દૈત્યરાજ ઘોરને પોતાની તરફથી મો ફેરવી નાખેલું જોયા છતા પણ કહેવા લાગી, 'સ્વામીનાથ ! મને જોયા છતા પણ આપ મારા સામું જોતા નથી, મારી સાથે વાતચીત કરતા નથી, તોપણ મારે બે શબ્દો આપને નિવેદન કરવા છે. હું સપત્નીના ભયથી એ કહું છું એમ સમજશો નહિ મહાન્ પુરુષો કદિ અજાણી, વગર પર-ણેલી સ્ત્રી સાથે ઉપભોગ કરતા નથી. એવી કન્યાઓથી ઘણું ભયંકર પરિણામ આવે છે એમ સાભળ્યું છે વળી તપસ્વીનો વેશધારી કપટી લોકો, હીજડાઓ, ક્રોધી, બીકણ અને શત્રુના અનુચરો, તથા જોશીઓ ઉપર જે રાજા અધિક વિશ્વાસ કરે છે તે ઘણો જલદી વિનાશને પ્રાપ્ત થાય છે પરસ્ત્રી મહા અનર્થનું કારણ થઇ પડે છે ધર્મરાજ જેવો પુરુષ હોય તોપણ પરનારીના છંદમા પડ્યાથી તેનેજ વશ થઈ જાય છે પાન, આસન શય્યા, રમણી, વાહન, અને અન્ન એ સારાસારનો વિચાર કર્યા વગર વાપર્યાથી વ્યાધિ અને મૃત્યુગ્રસ્ત થવાય છે નાથ ! પરસ્ત્રીલંપટ કદિ થશો નહિ. એ વિષયમા આગલા રાજાઓનો ઇતિહાસ સ્મરણમા લાવો.

પૂર્વે ક્રૌંચ દ્વીપમા સુમેધા નામનો એક રાજા હતો તેને સોળ હજાર રાણીઓ હતી. અતુલ સંપત્તિ, સૈન્ય, સામંત તથા હાથી ઘોડા વગેરે સમૃદ્ધિ હતી. એ પૃથ્વી ઉપર નિષ્કંટક રાજ્ય કરતો હતો. એક દિવસ ફરતા ફરતા એ શાકદ્વીપમા આવી પહોચ્યો અને ત્યા શિકાર ખેલવા લાગ્યો ત્યા આગળ તેના સાભળવામા આવ્યુ કે પુષ્કર ઋષિને ઘણી રૂપવતી સર્વ ગુણસંપન્ન એક કન્યા છે. નાથ ! રાજા એ ઋષિના આશ્રમમા ગયો ઋષિ ત્યા નહોતા કેવળ એ ઋષિકન્યા ભદ્રવામાને એકલી જોઇને, રાજાને તેની સાથે વિવાહ કરવાની ઈચ્છા થઇ એ વખતે એ એટલો કામવિહ્વળ થઇ ગયો હતો, કે હિતાહિતનુ તેને ભાન રહ્યુ નહિ અને ભદ્રવામાની ઈચ્છાવિરુદ્ધ તેનો હાથ પકડ્યો ભદ્રવામા રોદન કરવા લાગી, પણ રાજાએ તેને છોડી નહિ અને પોતાનો દુષ્ટ હેતુ પાર પાડ્યો. ત્યાર પછી એ પોતાને ઉતારે ગયો પણ મુનિએ આશ્રમમા આવીને જોયુ કે પુત્રી ભદ્રવામા કલ્પાંત કરી રહી છે પુત્રીને પૂછવાથી એણે વિનયપૂર્વક કારણ કહી સંભળાવ્યું. ઋષિએ ગુસ્સે થઇને રાજાને શાપ દીધો અને સુમેધા રાજા એ શાપને લીધે નરકમા પડ્યો માટે હે નાથ ! એ મુનિના શાપની પેઠે બધાના શાપની શંકા મને રહે છે. હે સ્વામી ! હે દાનેશ્વર ! આપનુ રાજ્ય અને સુખ સ્થાયી રહે, એટલા સારૂ આપને ખરાબ માર્ગે જતા અટકાવવાની હું સલાહ આપુ છુ ’

દૈત્યરાજ ઘોર દુરાચારના સાગરમા હદપાર ડૂબી ગયો હતો તેની બુદ્ધિ અત્યંત ભ્રષ્ટ થઇ હતી સાધ્વી સ્ત્રીના સદુપદેશ ઉપર તેણે જરા પણ ધ્યાન આપ્યુ નહિ. સતી ચન્દ્રવતી પતિને સન્માર્ગમા લાવી ન શકાયાથી અને પરિણામ ઘણુ ખરાબ આવશે એવી ખાત્રીથી રોદન કરવા લાગી દૈત્યરાજે સતીની સલાહનુ ઉલ્લંઘન કરીને દેવી દુર્ગા સાથે યુદ્ધ કર્યુ અને એ યુદ્ધમા એ માર્યો ગયો.

---

# रत्न ८७ मुं—कलावती



એ કમળાના અંશરૂપ પિતૃઓની માનસી કન્યા, અને મહારાજા સુચન્દ્રની સાધ્વી પત્નીહતી. સુંદરતા અને પાતિવ્રત્યમા એ સ્ત્રીઓમા મુખ્ય હતી. સતીત્વના બળે એણે મૃત પતિને સજીવન કર્યો હતો. રાજા

સુચન્દ્ર કલાવતી જેવી સ્ત્રી મળવાથી પોતાને ભાગ્યશાળી ગણુતો હતો અને મનમા ને મનમા આનદ પામતો કે ' કેવું આશ્ચર્યકારક રૂપ છે, કેવો મનોહર વેશ છે, કેવા સારા ગુણુ છે !' એનું અંગ ઘણુ જ સુકોમળ અને એનુ મુખ શરદ્ પૂનમના ચદ્રમા જેવું મનોહર હતું એ કલાવતીના કટાક્ષનો ભ્રમ મુનીન્દ્રોના મનને પણુ વિમોહિત કરી નાખવાને સમર્થ હતો આવા આવા અનેક વિચાર કરીને, કામબાણુથી પીડિત થઇને રાજા સુચન્દ્ર કલાવતીને દિવ્ય રથમા બેસાડીને એકાત સ્થળમા ક્રીડા કરવા લાગ્યો. ચન્દન અને અગરુના વાયુથી બ્હેકી રહેતા મલયપર્વતમા, મનોહર ચપાના પુષ્પોની સુખકારક શય્યામાં, પુષ્પોથી ખીલેલી માલતીના બગીચામા અને પુષ્પભદ્રા નદીને તીરે ઘણુા નિર્જન પ્રદેશમા રાજા રતીક્રીડા કરવા લાગ્યો. રાજારાણી એ આનદમા મસ્ત થઈને રાતદિવસનુ ભાન પણુ ભૂલી ગયાં. એમને એક હજાર વર્ષ ઘડી જેટલા ભાસવા લાગ્યા. ત્યાર પછી ઘણુા સમયસુધી વિહાર કરી ચૂકયા પછી, સસાર ઉપરથી અત્યત વિરક્ત થઇને સુચન્દ્ર રાજા કલાવતી સાથે તપસ્યા કરવા માટે વિધ્યાચળ ઉપર ગયો ત્યા આગળ એક ઋષિના પવિત્ર અને પ્રશસનીય આશ્રમમા હજાર વર્ષ સુધી એણે કઠોર તપસ્યા કરી ત્યાર બાદ મુનિશ્રેષ્ઠ સુચન્દ્ર મોક્ષપદની ઇચ્છાથી નિ સ્પૃહ અને નિરાહાર બનીને શ્રીકૃષ્ણુના ચરણુકમળનુ ધ્યાન ધરતા ધરતા મૂર્ચ્છિત થયો એ વખતે સાધ્વી તપસ્વિની કલાવતીએ તપસ્વી પતિના આખા શરીર ઉપર ચોટી ગએલી માટી ખસેડી દઈને, પતિનુ બેહોશ શરીર જોયું તો એમાથી પ્રાણુ જતો રહ્યો છે, માંસ અને લોહી સૂકાઇ ગયા છે; કેવળ હાડકાં ચામડાનું કલેવર છે. એણે એ સ્થિતિમાં પતિને છાતી ઉપર લીધા અને ' હે નાથ ! હે પ્રાણુવલ્લભ ! ' કહી કહીને શોકાર્ત્ત કલાવતી ઉંચે સાદે રોવા લાગી. પતિપરાયણુા દુ.ખી કલાવતી આ પ્રમાણે બેશુમાર રોદન કરતી હતી એવામા સતીનુ રોદન સાભળીને કૃપાનિધિ જગદ્વિધાતા ભગવાને પધારીને સતીનો શોક જોઇને સુચન્દ્ર રાજાના મૃતદેહને પોતાના ખોળામા લીધો તથા ભગવાન પોતે પણુ રોવા લાગ્યા. બ્રહ્મવિદ્ બ્રહ્માએ રોદન કર્યા પછી, પોતાના કમડળમાંથી થોડુ પાણી લઇને એ રાજાના શબ ઉપર છાંટયું અને તેથી રાજા સુચન્દ્રના શરીરમાં જીવ આવ્યો. એ વખતે રાજાએ સજીવન થતાં વાર સામે સાક્ષાત્ તેજસ્વી પ્રજાપતિને જોઇને

તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા બ્રહ્માએ સંતુષ્ટ થઇને કહ્યું ' હે સુચન્દ્ર ! તું મરજીમાં આવે તે વરદાન માગ ! ' ત્યારે રાજાએ નિર્વાણમુક્તિનું વરદાન માગ્યું બ્રહ્મા પ્રસન્ન વદને એ વરદાન આપવા તૈયાર થયા, પણ સતી કલાવતીએ બ્રહ્માને ગળગળે કંઠે કહ્યું ' હે બ્રહ્મન્ ! હે દયાનિધિ ! આપ જો નૃપેન્દ્રને યોગ્ય સમજીને એ વરદાન આપશો તો આ અભાગી અબળાની ગતિ શી થશે, તેનો આગળથી વિચાર કરી રાખજો કાન્ત વગર કાન્તાની શોભા શી ? મે શ્રુતિમાં સાંભળ્યું છે, કે પતિસેવા એજ પતિવ્રતાનું એક માત્ર વ્રત છે પતિજ તેનો ગુરુ, ઇષ્ટદેવ અને ધર્મબંધુ છે આખી દુનિયામાં સ્વામી જેવું પ્રિય કોઇ નથી. હે બ્રહ્મન્ ! સ્વામી-સેવા એ બધા ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ છે સ્વામીસેવા ન થાય તો સ્ત્રીના બધા ધર્મકાર્ય નિષ્ફળ જાય છે વ્રત, દાન, તપસ્યા, જપ, હોમ, તીર્થસ્નાન પૃથ્વીદક્ષિણા, દીક્ષા, યજ્ઞ, મહાદાન, વેદપાઠ, વેદજ્ઞાન, બ્રાહ્મણભોજન અને દેવસેવા એ બધા ધર્મકાર્યો પતિસેવાના સોળમા ભાગની બરોબર પણ નથી. જે સ્ત્રીઓ સ્વામીની સેવા નથી કરતી અને સ્વામી સાથે કડવા વચન બોલે છે, તે અભાગણીઓ સદા નરકમાં વાસ કરે છે, અને તેમને સાપ જેવા ઝેરી જાનવરો રાત દિવસ ડંખ્યા કરે છે એની વેદનાથી તેઓ અત્યંત ત્રાસદાયક શબ્દોમાં રોકકળ કરે છે, અને એ કડવા વચન બોલનારી સ્ત્રીને ત્યાં મલિન પદાર્થો ખાવા પડે છે આખરે તેઓ કીડાઓની યોનિમાં જન્મે છે, અને ત્યાં સો જન્મસુધી રહે છે. હું અબળા છું, પણ પંડિતોને મોએ મે આવી વાત સાંભળી છે, કે આપ આખી સૃષ્ટિના પિતા છો, વિભુ છો, ગુરુ છો, વિદ્વાન્ છો, યોગી છો, અને જ્ઞાનીઓના પણ પરમ ગુરુ છો આપ સર્વજ્ઞ છો આપને હું વધારે શું કહું ? હે બ્રહ્મન્ ! મારા સર્વસ્વમય પ્રાણાધિક કાન્ત જો મુક્તિ પામશે તો પછી મારા ધર્મ અને યૌવનનું રક્ષણ કોણ કરશે ? કુમારી હોય છે ત્યાંસુધી પિતા કન્યાનું રક્ષણ કરે અને પછી સત્પાત્રને તેનું દાન કરે છે, પછીથી હંમેશાં કાન્ત તેનું રક્ષણ કરે છે, પણ એ ન હોય ત્યારે પુત્ર રક્ષણ કરે છે ત્રણ અવસ્થામાં ત્રણ જણાઓ સ્ત્રીઓની રક્ષા કરે છે કોઇનું પણ રક્ષણ નહિ રહેવાથી સ્ત્રીનું ચારિત્ર્ય અને ધર્મ નષ્ટ થવાનો સંભવ રહે છે એવી કુળનું નામ ડૂબાડનારી સ્ત્રીઓ કુલટા અને દુષ્ટાચારી થઇને સો જન્મો-ના પુણ્યનો નાશ કરે છે જેવી રીતે બાલ્યાવસ્થામાં પુત્રમાં સ્નેહ હોય

છે, તેવી રીતે ઘડપણમા કે જુવાનીમા પતિવ્રતાએ પતિ ઉપર એક સમાન સ્નેહ રાખવો જોઈએ પોતાના સ્તનનુ દૂધ પીનારા પુત્ર ઉપર માતાનો જે સ્નેહ હોય છે તે સ્નેહ સાધ્વી સ્ત્રીના પતિ ઉપરના સ્નેહ આગળ કાંઈ પણ લેખામા નથી પેટના છોકરાને તો ધવરાવતી વખતેજ કે મીઠુ મીઠુ ખવરાવતી વખતેજ ખાસ આનંદ થાય છે, પણ સ્વામીથી તો જાગતા કે સ્વપ્નમા રાતદિવસ પતિવ્રતા સ્ત્રીના હૃદયમાં અપૂર્વ આનંદ થાય છે બધા દુઃખોમા અને બધા વિયોગોમા પુત્રવિરહનુ દુઃખ ઘણુ દુઃખકાયક છે, પણ પતિવિરહનું દુઃખ તેના કરતા પણ ઘણુ વધારે સંતાપજનક છે એના કરતા વધારે દુઃખનું કારણ સ્ત્રીને માટે બીજું કાંઈ નથી એ રમણી વિરહાગ્નિમા બળીને રાખ થઈ જાય છે સાધ્વી સ્ત્રીને પતિ વગર ખાવામા, પીવામા કશામા મઝા પડતી નથી એ તો સુકા ઘાસની પેઠે વિરહાગ્નિમા બળ્યાજ કરે છે રમણીને પતિ કરતા વધારે પ્યારૂં કોઇ નથી પતિ તેને મનથી દેવતા કરતા પણ પૂજ્ય છે, અને ગુરુ પણ તેને મનથી પતિ કરતા મોટો નથી ધન, વૈભવ કશુ પતિ કરતા વધારે નથી એ તો શુ પણ પ્રાણ સુદ્ધાત પતિ કરતા અધિક નથી, તો પછી સ્ત્રીઓના માટે પ્રાણેશ્વર પતિ કરતા વધારે શ્રેષ્ઠ કોણ હોય? જેવી રીતે વૈષ્ણવોનુ ચિત્ત એકાગ્રભાવે શ્રીકૃષ્ણના ચરણારવિંદમા મગ્ન હોય છે, માતાનુ મન જે પ્રમાણે પુત્રમા હોય છે, કે કામી પુરુષનું મન જેમ ક્રીડામા હોય છે, કંજુસનુ ચિત્ત જેમ ધનના ભંડારમા હોય છે, ધાવતા બાળકનુ ચિત્ત જેમ માતા તરફ હોય છે, શિલ્પીનુ મન જેમ શિલ્પમા ચોંટેલુ હોય છે, તેમ સાધ્વી સ્ત્રીઓનુ મન રાતદિવસ એકાગ્રતાથી પતિમા લાગેલુ રહે છે ઉત્તમ સ્વામીનો વિરહ સહન કરીને શોકસંતપ્ત હૃદયે જીવતા રહેવુ તેના કરતા મરણ વધારે સુખદાયક છે એ અવસ્થામા જીવતા રહેવુ એ મરણ કરતા પણ દુઃખદાયક છે બીજા બધા શોકને તો વખત વિસારે પાડે છે, પણ પતિના વિરહનો શોક કદિ વિસારે પડતો નથી એ સદા વધતોજ જાય છે કર્મ, છાયા અને સ્ત્રી એ પુરુષોની સાથે જનારી વસ્તુઓ છે તેમા પણ સ્ત્રી મુખ્ય છે. કર્મ ભોગવ્યાથી નાશ પામે છે, છાયા મૃત્યુ પછી બંધ થઈ જાય છે, પણ સાધ્વી સ્ત્રી તો દરેક જન્મમા સ્વામીની સહધર્મિણી તરીકે સાથેને સાથેજ રહે છે. હે જગત્ પિતા! મારા વગર તમે એમને

મુક્તિ આપશો તો આપ પાપગ્રસ્ત થશો અને આપને હું સ્રીહત્યાનું પાપ લગાડીશ ' કલાવતીનુ આ પ્રમાણેનુ કથન સાભળીને બ્રહ્મા વિસ્મય પામ્યા અને પતિવ્રતાના શાપના ભયથી આકુળવ્યાકુળ થઇને અમૃત જેવા મીઠા શબ્દો બોલવા લાગ્યા. 'હે બેટી! તારા વગર તારા સ્વામીને એકલાને હું મુક્તિ નહિ આપુ, પણ આ ઘડીએ તારી સાથે એને મુક્ત કરવાને હું અશક્ત છુ. માતા! કર્મફલ ભોગવ્યા વગર મુક્તિ મળવી મુશ્કેલ છે, એ વાત સર્વસમત છે. ભોગી મનુષ્ય ભોગ પૂરા ભોગવી રહ્યા પછી નિર્વાણને પામે છે એટલા માટે હે સતિ! તું કેટલોક વખત સ્વામીની સાથે સ્વર્ગીય સુખ ભોગવ ત્યાર બાદ તારો ભારતમા જન્મ થશે, એ વખતે રાધિકા પોતે તારી કન્યારૂપે જન્મ લેશે એ વખતે તમે બન્ને જીવન્મુક્ત થઇને ગોલોક ધામમા જશો હે રાજા! તું પણ કેટલોક વખત તારી સતી સ્રી સાથે ભોગવિલાસ કર!' આ પ્રમાણે કહીને તથા એ વરવહુને વરદાન આપીને બ્રહ્મા અતર્ધાન થઇ ગયા ત્યાર પછી કેટલોક વખત આ સસારના સઘળા ભોગવિલાસો ભોગવી રહ્યા પછી રાજા સુચન્દ્ર ગોકુળ ધામમા પદ્માવતીના ગર્ભમા સુરભાનુના ઔરસથી વૃષભાનુ નામથી અને કાન્યકુબ્જ દેશમા કમળાના અશ તરીકે કલાવતીએ જન્મ ધારણ કર્યો. પૂર્વના સતીત્વના બળને લીધે એ જન્મમા પણ એ પરમ-સુંદરી અને સાધ્વી ગણાઈ ત્યાર પછી વૃષભાનુ સાથે તેના લગ્ન થયા અને લગ્નના પરિણામે તેના ગર્ભમા રાધિકાનો જન્મ થયો લક્ષ્મીસ્વરૂપ કન્યા રાધિકાને જોઇને તેઓએ પૂર્વજન્મનું સ્મરણ કરીને આ સસારનો પરિ-ત્યાગ કરીને જીવન્મુક્તિ મેળવી.

---

## रत्न ८८ मुं—मालती




ગધર્વરાજ ચિત્રરેખની કન્યા અને મહાત્મા ઉપવર્હણની પત્ની હતી એ માલાવતી નામથી પણ પ્રસિદ્ધ છે એ જ્ઞાન અને પાતિવ્રત્યમા શ્રેષ્ઠ હતી. ગન્ધર્વરાજ ઉપવર્હણ ઘણા વર્ષો સુધી આ મહા સાધ્વી માલતી તથા અન્ય પત્નીઓ સાથે રાજ્ય-સુખ ભોગવીને એક દિવસ પુષ્કરતીર્થમા બ્રહ્માની પાસે જઇને ઉપસ્થિત

થયો ત્યા જઇને તેણે ગાયન ગાવા માડયુ. એ વખતે એ દેવસભામા રભા નામની એક અપ્સરા પણ નાચ કરી રહી હતી, એકાએક પવન આવવાથી રભાની સાડી ખસી ગઈ અને તેની સુદર છાતી તથા સ્તનમડળ ગધર્વરાજ ઉપવર્હણના જોવામા આવ્યા એ અવયવોનુ અપૂર્વ સૌન્દર્ય જોતા વારજ ગધર્વરાજ કામવિહ્વળ બની ગયો અને તેના વીર્યનું સ્ખલન થઈ ગયું એ વખતે મધુર હરિકીર્તનથી વચિત થઇને સાધારણ કામી મનુષ્યની પેઠે એ મૂર્છિત થઈ ગયો સભામા બિરાજેલા બીજા દેવતાઓ તેની આ દુર્બળતા જોઇને હસવા લાગ્યા. પિતામહ બ્રહ્મા પણ ઘણા ગુસ્સે થઇને શાપ દેવા લાગ્યા. તેમણે કહ્યું 'હે નીચબુદ્ધિવાળા ગધર્વકુમાર! તારા આ દુષ્કર્મને લીધે તું ગધર્વયોનિનો ત્યાગ કરીને શૂદ્રયોનિમાં જન્મ લઇશ. પાછળથી વૈષ્ણવ પુરુષોનો સમાગમ થવાથી ફરીથી મારો પુત્ર થઇ શકીશ હે વત્સ! તું આથી દુઃખી થઇશ નહિ, કારણ કે વિપત્તિ ભોગવ્યા વગર મનુષ્યોનો મહિમા વધતો નથી. સુખદુઃખ બધાને ક્રમે ક્રમે ભોગવવુ પડે છે' આટલુ કહીને વિધાતા બ્રહ્મલોકમા ગયા. ગન્ધર્વરાજે એજ વખતે અદ્ભુત રીતે પ્રાણત્યાગ કર્યો. ગન્ધર્વરાજે પ્રથમ તો મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા નામના છ ચક્ર ભેદી નાખીને તથા પછીથી ઇડા, પિગલા, સુષુમ્ણા, મેધા, પ્રાણહારિણી, સર્વજ્ઞાનપ્રદા, મનસયમિની, વિશુદ્ધા, નિરુદ્ધા, વાયુસચારિણી, તેજ.પુષ્કરિણી, જ્ઞાનજૃમ્ભણકારિણી, સર્વપ્રાણહરા અને પુનર્જીવનકારિણી, એ સોળ નાડીઓને ભેદીને યોગબળવડે મનસહિત જીવાત્માને હસરૂપે બ્રહ્મરન્ધ્રમા આણીને મુહૂર્તમાત્રમા પરમાત્માની સાથે સયુક્ત કરી દીધો, તથા પછીથી મહાપુરુષોની પેઠે પૂર્વ દિશામા માથુ અને પશ્ચિમ દિશામા ચરણ રાખીને સૂતે સૂતે પરબ્રહ્મનું નામ રટતા રટતા એકદમ આખ મીચીને પ્રાણ તજી દીધો.

આ બનાવના સમાચાર સાભળીને તેની પત્નીઓ ઘણું રોદન કરવા લાગી, અને મહા શોકસાગરમાં નિમગ્ન થઇને બધી પોતપોતાને ઘેર ગઈ. તેની એટલી બધી પત્નીઓમાથી તેની અત્યત પ્રિય મહિષી સાધ્વી માલતી એ મૃત પતિને પોતાની છાતી ઉપર લઈને ઉચે સ્વરે ભયકર રોદન કરવા લાગી અતિશય શોકથી વિહ્વળ બનીને તે કાન્તને સબોધન કરીને અનેક પ્રકારે વિલાપ કરવા તથા પતિની આ દશા કરવા માટે

યમરાજ અને દેવતાઓને અનેક પ્રકારે ઠપકો આપવા લાગી આખરે તેણે દેવતાઓને શાપ દેવાનો નિશ્ચય કર્યો અને એ નિશ્ચય સાથે પતિના શબને છાતી ઉપર લઇને એ કૌશિકી નદીના કિનારે આવી પહોચી એ વખતે એ સતીને શાપ દેવાને તૈયાર થયેલી જોઇને બ્રહ્મા વગેરે દેવતાઓ પણ ભયભીત થયા અને તેમણે એ સતીને મનાવવા માટે ભગવાન નારાયણને બ્રાહ્મણના વેશમા મોકલ્યા, તથા બીજા બધા પણ નદીકિનારે જઇને સતી માલાવતીને જોવા લાગ્યા આ વખતે સતીના વસ્ત્ર સફેદ હતા, તેના સૌદર્યની પ્રભા શરદ્ ઋતુના ચદ્રની પેઠે ચારે દિશામા અદ્ભુત પ્રકાશથી પ્રકાશી રહી હતી, પતિવ્રતા ધર્મના તેજને લીધે તેનું શરીર સળગતા અગ્નિની પેઠે ઉજ્જવળ અને તેજસ્વી દેખાતું હતું, તેણે યોગાસનમા બેસીને મૃતપતિના દેહને પોતાના ખોળામા ધારણ કર્યો હતો. તેના જમણા હાથમા સ્વામીની સુદર વીણા હતી, અને સ્વામીના ઉપરની ભક્તિ અને સ્નેહને લીધે યોગમુદ્રાન્વિત તર્જની અને અગુઠાના ટેરવાવડે તેણે શુદ્ધ શ્વેત સ્ફટિકની માળા ધારણ કરી હતી, તેનો વર્ણ ચપાના પુષ્પ જેવો અને ઓષ્ઠ બિમ્બફળ જેવા મનોહર હતા, તેના કઠમા રત્નની માળા હતી, તેને જોતાવાર કોઇ યૌવનમસ્ત સોળ વર્ષની કન્યા હોય એવુ જણાઈ આવતુ હતુ, તેના સ્તન ઘણા વિશાળ હતા, પયોધર તથા જઘા ઘણા માસલ હતા, એકીટશે એ શબરૂપી પતિદેવના દર્શન કરી રહી હતી, દેવતાઓ પણ તેની આટલી બધી પતિભક્તિ જોઈને વિસ્મય પામી ગયા પતિવ્રતા માલતી દેવતાઓને જોતાવારજ પ્રણામ કરીને રોદન કરવા લાગી એટલામા એક અતિસુદર બ્રાહ્મણ કુમાર ત્યા આગળ આવી પહોચ્યો, અને દેવતાઓને ત્યા આવવાનુ કારણ પૂછયા પછી માલતીને કહેવા લાગ્યો ' સતિ ! તમારા ખોળામા આ શુષ્ક શબ કોનુ છે ? તમે તો જીવિત છો પણ તમારી પાસે આ મૃત પુરુષને શામાટે રાખી મેલ્યો છે ? ' બ્રાહ્મણકુમાર એટલુ બોલીને ચૂપ રહ્યો માલતીએ તેને પ્રણામ કરીને કહ્યુ ' હે વિપ્રકુમાર ! હુ તમને વિનયપૂર્વક પ્રણામ કરૂ છુ—હુ ઘણી શોકગ્રસ્ત સ્ત્રી છુ મારી જરાક વિનતિ શ્રવણ કરો હું ઉપવર્હણ ગન્ધર્વની પત્ની અને ચિત્રરેખની કન્યા છું. મને બધા માલતી અથવા માલાવતી કહીને બોલાવે છે હુ આ સ્વામી સાથે ઘણી જગ્યાએ દિવ્ય વિહાર કરતી હતી. હે બ્રાહ્મણ ! આપ વિદ્વાન

છો, તેથી સમજી શકશો કે સાધ્વી સ્ત્રીનો પતિ ઉપર કેટલો બધો સ્નેહ હોય છે મારા આ પતિએ બ્રહ્માના શાપથી દેહત્યાગ કર્યો છે. મે પણ સ્વામીની ખાતર દેવતાઓ આગળ ઘણો વિલાપ કર્યો છે, પણ હવે ખબર પડી કે આ દુનિયામા બધા સ્વાર્થી છે. બધા પોતપોતાના સુખમાં મસ્ત હોય છે, પારકાના દુ ખની કોઇ પણ પરવા કરતુ નથી. દેવતાઓ મનુષ્યને સુખદુ ખની વખતે મદદ કરે છે, માટે મેં દેવતાઓ પાસે મારા પતિનુ આયુષ્ય માગ્યું પણ મારી ઇચ્છા સફળ થઇ નહિ હવે હુ છેવટે એજ કહું છુ કે દેવતાઓ મારી પ્રાર્થના પૂર્ણ કરશે તો ઘણી સારી વાત, નહિ તો હુ તેમને માથે સ્ત્રીહત્યાનુ પાપ ચોટાડીશ, તથા બધાને હું ઘણો સખ્ત શાપ દઇશ. પછી જોઈશ કે પતિવ્રતા સ્ત્રીનો શાપ નિવારણ કરવાની કોનામા શક્તિ છે? શોકાતુર માલતી આટલુ બોલીને શાત થઈ, એટલે બ્રાહ્મણે તેને ઘણા પ્રકારે દિલાસો આપીને ધર્મનું રહસ્ય સમજાવ્યુ તથા મનુષ્ય પોતાના કર્મોના ફળરૂપે સુખદુ.ખ કેવી રીતે ભોગવે છે તે સમજાવ્યુ પછીથી માલતીને ધીરજ આપવા ખાતર તેણે કહ્યુ 'સતિ! તમારા સ્વામી કયા રોગથી મરણ પામ્યા છે, તે મને જણાવો હુ વૈદ્ય છું, અને બધા રોગની દવા કરૂ છુ હું એવુ જ્ઞાન ધરાવુ છુ કે સાત દિવસની અદર મરી ગયેલા મનુષ્યને પણ જીવતો કરી શકુ છુ દેવિ! દેહધારીઓને રોગ શાથી થાય છે, તથા રોગનું નિવારણ કેવા પ્રકારે થઇ શકે એ બધી વિદ્યા હુ જાણુ છુ જે મનુષ્ય યોગદ્વારા દેહત્યાગ કરે છે તેને પણ હુ યોગધર્મવડેજ જીવતો કરવાની વિદ્યા જાણુ છું'

બ્રાહ્મણના આ વચનો સાભળીને માલતી પ્રફુલ્લિત થઈને મનમા વિચારવા લાગી, 'કેવુ આશ્ચર્ય! આજે આ બાળકને મોએ કેવી અદ્ભુત વાત સાભળી આ બ્રાહ્મણકુમાર દેખાવમા તો નાનો છે પણ જ્ઞાનમા મોટા યોગીઓ કરતાં પણ શ્રેષ્ઠ છે' પછીથી એણે એ બ્રાહ્મણને પ્રગટરૂપે કહ્યુ 'હે બ્રહ્મદેવ! આપે મારા પતિને જીવનદાન કરવાની પ્રતિજ્ઞા કરી એટલે હુ તો હવે એમને જીવતા થયેલાજ માનુ છુ, કારણ કે સાધુ પુરુષોનુ વચન કદિ નિષ્ફળ જતુ નથી હે બ્રાહ્મણકુમાર! તમે મહા અદ્ભુત શક્તિશાળી છો. હુ ઉપવર્હણ ગધર્વની ભાર્યા અને ચિત્રરેખની કન્યા છુ. સ્વામી સિવાય બીજા કોઇનુ ધ્યાન મે આજસુધી ધર્યુ

નથી પતિવ્રતા સ્ત્રીના બધા ધર્મ મે આજ દિન સુધી પાળ્યા છે. પતિ ઉપર મારો અત્યંત પ્રેમ હતો અને તેમનાથી આમ અચાનક વિયોગ થઇ જવાથી મારી આ દશા થઈ છે. હે મહારાજ! મારી ઇચ્છા એક વખત કાળ, યમ અને મૃત્યુકન્યાને જોવાની છે. તમે શક્તિશાળી છો માટે કૃપા કરીને એમને લાવી આપો.' બ્રાહ્મણે તરતજ એ સર્વને બોલાવ્યા. માલાવતીએ તેમનાં દર્શન કરીને યમરાજને પ્રથમ પ્રશ્ન પૂછ્યો 'હે ધર્મરાજ! આપ ધર્મિષ્ઠ અને ધર્મશાસ્ત્રમા પ્રવીણ છો. માટે એ જણાવો કે આમ અચાનક મારા પતિને આપે શા માટે હરી લીધા?' યમરાજે કહ્યુ 'હે સાધ્વિ! આ ભૂમડળમા કોઇપણ મુદ્દત વીતી ચૂકયા વગર મરતુ નથી હુ પણ ઈશ્વરની આજ્ઞા વગર કોઈને લઈ જઇ શકતો નથી હું યમ, મૃત્યુ-કન્યા તથા વિવિધ વ્યાધિઓ કેવળ ઈશ્વરની આજ્ઞા મુજબ જેની અવધિ થઇ ચૂકી હોય એવા જીવોને લઈ જઇએ છીએ. પછી માલાવતીએ મૃત્યુ-કન્યાને પૂછ્યુ 'હે મૃત્યુ કન્યા! તું પણ સ્ત્રી છે. સ્વામીવિયોગની વેદના કેટલી મોટી છે તે તુ અવશ્ય જાણતી હઈશ. તે શામાટે મારા સ્વામીનો પ્રાણ લઇ લીધો?' તેણે પણ યમના જેવોજ જવાબ આપ્યો એટલે એણે સાક્ષાત્ કાળને એ સવાલ પૂછ્યો 'તેણે પણ જણાવ્યું કે અમે કોઇ પરમેશ્વરની આજ્ઞા વગર કાંઈ કરી શકતાં નથી તુ એ પરમેશ્વરનુ ધ્યાન ધર એ કૃપાનિધિ તારૂ કલ્યાણ કરશે અને તારા સ્વામીને જીવનદાન આપશે. એજ એકલા સુખદુઃખના દાતા છે' આ પ્રમાણે કહીને કાળ પણ ચૂપ રહ્યો હવે એ બ્રાહ્મણકુમારે માલાવતીને કહ્યું 'તારે હજુ કાઇ પૂછવું હોય તો પૂછ.' માલાવતીએ બ્રાહ્મણકુમારને વ્યાધિ શી રીતે થાય છે, વ્યાધિને લીધે મનુષ્યનું મૃત્યુ કેવી રીતે થાય છે, વ્યાધિનુ નિવારણ કેવા પ્રકારે થાય વગેરે પ્રશ્નો પૂછ્યા તેના ઉત્તરમા એ બ્રાહ્મણવેશધારી યુવકે આખા આયુર્વેદનુ રહસ્ય સારી પેઠે સમજાવ્યું. તેમનો એ ઉપદેશ સાભળ્યા પછી માલતીએ કહ્યું 'મહારાજ! મારા સ્વામીએ દેવસભામા બ્રહ્માનો શાપ સાભળીને યોગબળવડે દેહત્યાગ કર્યો છે. હમણાં આપના મુખારવિંદમાથી નીકળેલો સદુપદેશ સાભળ્યાથી મારી ખાત્રી થઇ કે દુનિયામા માણસના ઉપર આફત નથી પડતી ત્યાસુધી એનું કલ્યાણ પણ થતુ નથી. હે મહારાજ! મારી ખાત્રી થઇ છે કે આપ મારા પતિને સજીવન કરવાને સમર્થ છો, હવે

એમને જલદી જીવતા કરો એટલે સ્વામી સાથે આપને નમસ્કાર કરીને હું આનંદપૂર્વક ઘેર પાછી જઉં '

પછીથી વિપ્રવેશધારી જનાર્દને એ ગંધર્વરાજને જીવતો કરવાને બ્રહ્માને તથા અન્ય દેવતાઓને કહ્યું. તેમણે સર્વેએ મળીને તેની ઇન્દ્રિયોમા ચૈતન્ય આણ્યુ, પરન્તુ એમ કર્યા છતા પણ એનામા ઉઠીને હરવા ફરવાની શક્તિ આવી નહિ. એટલે માલાવતીએ આકુળવ્યાકુળ થઇને ઘણુ રોદન કર્યું, તથા ઈશ્વરની પુષ્કળ પ્રાર્થના કરી ઈશ્વરની કૃપાથી તેનામા પૂર્ણ શક્તિનો સચાર થયો અને એ ઉઠીને દેવતાઓને પ્રણામ કરીને પહેલાની પેઠે વીણા વગાડવા લાગ્યો. દેવતાઓએ આ ગંધર્વદંપતી ઉપર પુષ્પવૃષ્ટિ કરીને આશીર્વાદ દીધો સતી માલતીએ પણ દેવતાઓને ભોજન કરાવીને કરોડો રૂપિયાના કિંમતી અલંકારો ભેટ કર્યા, તથા વેદપાઠ વગેરે મંગળ અનુષ્ઠાનદ્વારા પરમેશ્વરનુ સંકીર્તન કર્યું. દેવતાઓ તથા વિપ્રવેશધારી જનાર્દન પોતપોતાને સ્થાને ગયા માલાવતીએ જે સ્તોત્રવડે પરમેશ્વરની સ્તુતિ કરી હતી તે 'સ્તવરાજ' ના નામથી પ્રખ્યાત થયું.

ત્યાર પછી ઘણા વર્ષોસુધી માલાવતીએ પતિ સાથે આનંદ અને સુખમા દિવસ ગાળ્યા. આખરે પાકી ઉંમરે જ્યારે ગંધર્વરાજ ઉપબર્હણનો દેહાત થયો, ત્યારે સાધ્વી માલતીએ પણ પુષ્કરતીર્થમા બ્રહ્માજીના કુડમા દેહત્યાગ કર્યો

## रत्न ८९ मुं—पद्मा




અનરણ્ય રાજાની કન્યા હતી એ ઘણી સુશીલ, સુંદર, પ્રિયવાદી, કોમળ, શુદ્ધ અને સદ્ગુણી, યુવાન અને વિદ્વાન હતી એને સો ભાઇ હતા એક દિવસ એ પુષ્પભદ્રા નદીમા સ્નાન કરવા ગઈ હતી, ત્યાં તપસ્વી પિપ્પલાદ તેને જોઇને મોહાન્ધ થઇ ગયા. પિપ્પલાદ એક વૃદ્ધ વયના ઋષિ હતા. તેમની ચામડીએ કરચલી પડી ગઈ હતી, વાળ ધોળા થઇ ગયા હતા, જટા લાબી વધી ગઇ હતી, પણ કામવશ થઇને એમણે કન્યા પદ્માની સાથે લગ્ન કરવાની ઇચ્છા રાજા અનરણ્ય આગળ પ્રકટ કરી. મહારાજા અનરણ્ય પિપ્લાદ મુનિની આવી ગેરવ્યા-

જળી પ્રાર્થના સાભળીને મનમાને મનમા ઘણા દુ.ખી થયા તેમનાથી કાઇ પણ જવાબ દઇ શકાયો નહિ મુનિએ ફરીથી રાજાને કહ્યું, 'હે રાજન્! તું તારી કન્યા મને આપ જો નહિ આપે તો શાપ દઇને ઘડી-ભરમા બધું રાજપાટ ભસ્મીભૂત કરી દઈશ ' મુનિના તેજથી સભામા બિરાજેલા બધા સભાસદો અ જાઇ ગયા. મુનિની વૃદ્ધાવસ્થા જોઇને રાજા પોતાના મિત્રો સાથે રોવા લાગ્યો, કારણુ કે પુત્ર કરતાં પણ પુત્રી ઉપર યોગ્ય પિતાનો વિશેષ સ્નેહ હોય છે પુત્રીને માટે સુયોગ્ય પતિ મેળ-વવાની ઈચ્છા પિતાને વધારે રહે છે અધુરામા પૂરૂં આ રાજાને તો સો પુત્રોમા એકજ છોકરી જન્મી હતી, એટલે એ વધારે લાડવાઇ હોય એમા સદેહજ શો ? રાજાની રાણીઓ પણ આ ખબર સાભળીને ગભ-રાઈ ગઈ શુ કરવું તે તેમને સુઝયુ નહિ તેઓ પણ વ્યાકુળ થઇને રોકકળ કરવા લાગી એ વખતે સભાના સભાસદોએ વિચાર કરીને સલાહ આપી કે 'પ્રાર્થના કરનાર મનુષ્યને આપે, કે આપના પૂર્વજોએ, આજ દિનસુધી કદિ નિરાશ કરીને પાછો કહાડયો નથી વળી આજ તો બ્રાહ્મણે પ્રાર્થના કરી છે, એટલે તેને પૂર્ણ કર્યા વગર બીજો આરોજ નથી માટે તેમને કન્યાદાન કરવુ એજ કર્તવ્ય છે, છતા પણ આપની કન્યા સોળ વર્ષની છે તેને પૂછી જુઓ અને તેનો મત જાણ્યા પછી કન્યાદાન કરવું એ વ્યાજબી છે ' મહારાજા અનરણ્યને એ સલાહ વ્યા-જબી લાગી. તરતજ તેમણે સુલોચના નામની દાસીને કન્યાનો અભિપ્રાય જાણવા માટે મોકલી તેના ઉત્તરમા કન્યાએ હર્ષપૂર્વક જણાવ્યું કે, બધાની ખાતર અને તેમાએ ખાસ કરીને પવિત્ર પિતામાતાની ખાતર મારે વૃદ્ધ પતિની સાથે પરણવુ પડે તો તેમ કરવા અથવા પ્રાણ ત્યાગવો પડે તો તેમ કરતા પણ હું ડરતી નથી, પણ એથીજ મારૂં જીવન સફળ થયું એમ માનીશ ઉલટુ એ તો ઘણી ખુશીની વાત છે કે મને જ્ઞાન-વૃદ્ધ તપસ્વી પતિની સેવા કરીને એકાન્ત અરણ્યમા રહીને તપશ્ચર્યા કર-વાનો પ્રસગ મળશે હું આજેજ એ વૃદ્ધ પતિને પરણવા તૈયાર છુ સભાસદો આ કન્યાની અપૂર્વ પિતૃ-ભક્તિ તથા ઉદારતા અને ધીરજ જોઇને વિસ્મય પામી ગયા ત્યાર પછી મહારાજાએ પોતાની પ્રાણપ્રિય પુત્રીને એ વૃદ્ધ તપસ્વીની સાથે પરણાવી દીધી. પરણ્યા પછી મુનિએ પદ્માને સુદર સાડીઓ અને રત્નાલકાર કહાડી નાખીને વલ્કલ પહેરવાનું

કર્યું પદ્માએ જરા પણ સંકોચ વગર હર્ષપૂર્વક પોતાના વસ્ત્રાભૂષણો તથા રત્નાલંકારો ગરીબ લોકોને વહેંચી આપ્યા, અને પોતે વલ્કલ વસ્ત્ર પહેરીને નવું રૂપ ધારણ કર્યું. નગરવાસી લોકો રાજકન્યાને આવા વેશમા જોઈને મોટા મનના તેના વખાણ કરવા લાગ્યા સખીઓ રોવા લાગી. મુનિવર એ મનોરમ કાન્તાને લઈને આનન્દપૂર્વક પોતાના આશ્રમમા ગયા. ત્યાર પછી રાજા અનરણ્ય પણ બધો ભોગવિલાસ તજી દઈને તપસ્યા કરવા માટે વનમા ગયા પેલી તરફ રાજરાણીએ પુત્રીના શોકથી પ્રાણત્યાગ કર્યો.

અનરણ્ય રાજાની કન્યા પદ્મા તપોવનમા જઈને મન, વચન અને કર્મદ્વારા પતિની ભક્તિ અને સેવા કરવા લાગી. એક દિવસ પદ્મા સ્નાન કરવા માટે મન્દાકિનીમા ગઈ હતી ત્યા આગળ માયાના બળવડે રાજાનો વેશ લઈને ધર્મરાજ, તેને જોવા આવ્યા એ શુભવેશધારી ધર્મ, ઘણાજ જુવાન અને કામદેવ સમાન પ્રભાવશાળી લાગતા હતા. રત્નાલંકારથી વિભૂષિત થયેલા એ ધર્મરાજે રત્નમય રથમા બેઠે બેઠે મુનિપત્નીની અંતઃકરણની ઇચ્છા જાણવા માટે તેને પૂછ્યુ 'હે સુંદરિ! તું લક્ષ્મી જેવી સુંદર અને યુવાન દેખાય છે. તું તો કોઇ રાજાને લાયકની રમણી છે, એમાં કાંઇ પણ સંદેહ નથી આ મરણકાંઠે આવેલા વૃદ્ધ પતિની પાસે રહેવુ તારા જેવી સુંદરીને માટે શોભાજનક નથી ચન્દનના લેપ સાથે રાજાના વક્ષસ્થળ ઉપર તું શોભા પામવા યોગ્ય છે, માટે હે સુંદરિ! તું આ તપમા નિમગ્ન થયેલા, દુબળાપાતળા, મરવા પડેલા બ્રાહ્મણનો પરિત્યાગ કરીને આ સુંદર, કામાતુર રાજેન્દ્રના તરફ દૃષ્ટિ કર! સુંદરિ! પૂર્વજન્મના પુણ્યને લીધે આવુ રૂપલાવણ્ય મળે છે. રસિક પુરુષને આલિંગન આપીને તારા સૌન્દર્યને સફળ કર હુ હજારો સ્ત્રીઓનો કાન્ત છુ, અને કામશાસ્ત્રમા પ્રવીણ છુ, માટે હે કાન્તા! મને તારા દાસ તરીકે ગ્રહણ કર! તને પ્રાપ્ત કરીને હુ બીજી બધી રમણીઓનો ત્યાગ કરીશ. મનોહારિણિ! તારા જેવી કામિની સાથે હુ સુંદર એકાન્ત સ્થાનમા, પર્વતેપર્વતમા, નદીએનદીમા, પુષ્પોની સુગંધિથી મઘમઘાટ થઈ રહેલા બગીચાઓમા વિહાર કરીશ. સુન્દરિ! કામજ્વરથી પીડાતી રમણીની કામપીડા નિવારણ કરવાને હુંજ શક્તિમાન્ છુ. એટલા માટે મારી સાથે વિહાર કરીને જન્મનું સાર્થક કર.' આ વાત કહીને

નૃપવેશધારી ધર્મ રથમાંથી ઉતરીને તેને પકડવા તૈયાર થયા, ત્યારે સતી પદ્માએ એ તોફાની રાજાને કહ્યુ 'પાપી! નૃપકુલાધમ! અહિથી દૂર ચાલ્યો જા! જો ફરીથી તું મારી સાથે કામસબધી કાંઇ પણ વાતચીત કરીશ તો હું તને નિશ્ચય બાળીને ભસ્મ કરી નાખીશ તપોવનના ભૂષણરૂપ, મુનિવર, પતિદેવ પિપ્પલાદને છોડીને હું તારા જેવા સ્ત્રીલપટની સાથે જઇશ? હે નરાધમ! સ્ત્રીલપટ મનુષ્ય જેવું કોઇ પાતકી નથી હું તારી મા બરોબર છુ. છતાતે મને સ્ત્રી તરીકે સબોધન કર્યું છે, એટલા માટે મારો શાપ છે કે 'કામદ્વારાજ તારો ક્ષય થશે.' સતીનો આ શાપ સાભળીને ધર્મરાજાએ રાજાનો કપટી વેશ બદલી નાખ્યો અને પોતાનું અસલ રૂપ ધારણ કર્યું, અને સતીને પગે પડીને કહ્યુ 'હે માતા! હુ ધર્મજ્ઞ પુરુષોનો રાજા, ગુરુનો ગુરુ ધર્મરાજ છુ. સતિ! હુ પારકી સ્ત્રીને માતા તરીકે ગણુ છુ હુ કેવળ તારા મનનો વિચાર જાણવા માટે તારી સમીપ આવ્યો હતો તારા મનનો ભાવ તો જાણી શક્યો, પણ દૈવદોષે તારો આ શાપ પામીને દુખી થયો. હે સાધ્વી! હવે મને ક્ષમા કર!' સાધ્વી પદ્માએ ધર્મને ઓળખ્યા પછી શરમાઇ જઈને કહ્યુ 'હે ભગવાન! આપ તો સર્વ કર્મના સાક્ષી સર્વાન્તર્યામી, સર્વજ્ઞ અને સર્વ તત્ત્વને જાણનારા છો તો પછી શામાટે મનનો વિચાર જાણવા માટે આ દાસીને વિડંબનામા મૂકી? મહારાજ! મે ક્રોધને વશ થઇ આપને શાપ દીધો છે, તેથી આપની શી વલે થશે? તેનો મને વિચાર આવે છે, કારણ કે ગમે તે થાય તોપણ સાધ્વી સ્ત્રીનો શાપ કદિ મિથ્યા થતો નથી, પણ જો આપનો નાશ થાય તો આખી સૃષ્ટિનો નાશ થાય, માટે હું એક ઉપાય બતાવુ છુ. સત્યયુગમા તમે પૂર્ણાશે રહેશો, ત્રેતામા તમારો એક પગ ઓછો થશે, દ્વાપરમા બે પગ ઓછા થશે, કળિમા ત્રણ પગ ઓછા થશે, અને કળિની છેવટમા બાકીનો એક પગ પણ ઓછો થઈ જશે. પાછો સત્યયુગ આવતાં ચારે પગ પૂર્ણ થઈ જશે વળી કયા કયા આપનુ અવસ્થાન થશે તે પણ સાભળો. વૈષ્ણવ, બ્રાહ્મણ, યતિ, બ્રહ્મચારી, પતિવ્રતા નારી, સાધુપુરુષ, સત્યવાદી, નિર્મળ જ્ઞાનવાન પુરુષ, ધર્મશીલ રાજા, સ્થિરચિત્ત, સદ્‌વિવેચક, યજ્ઞ કરનાર મનુષ્ય આદિ, પુણ્યવાન પુરુષોમા અને બીલી, વડ, તુલસી દેવની પૂજામાં ચડનારા પુષ્પ, વેદવેદાંગની કથા થતી હોય એવું સ્થાન, તપસ્વીઓના તપ, પુજા યજ્ઞ, દીક્ષા, પરીક્ષા

ગોશાળા આદિ સ્થાનોમા પણ આપ પૂર્ણ અંશે રહેશો.

હે ભગવન્! વેશ્યા, ખૂની, જૂઠું બોલનાર, નીચ, મૂર્ખ, પ્રપંચી મનુષ્યોમા, ચોર અને જુગારીના જુગારખાનામા, લુંટારાઓના દેશમાં, અભિમાની પુરુષમા, પતિની નિંદા કરનારી સ્ત્રીમા, દીક્ષા અને સંધ્યાહીન બ્રાહ્મણમા, કન્યાવિક્રયી પિતામાં, મિત્રદ્રોહીમા, ગ્રન્થ, શાળિગ્રામ અને ભૂમિ વેચનાર વ્યક્તિમાં, કૃતઘ્ની અને આશ્રિતનો વિનાશ કરનારમાં, સીમા પચાવી પડનારમાં, ક્રોધી, લોભી, કામી અને મિથ્યાભાષી મનુષ્યોમા તમારો વાસ નહિ રહે. હે પ્રભુ! આથી કરીને મારો શાપ સત્ય થશે અને આપનું રક્ષણ પણ થશે. હવે હું પતિની સેવા કરવા જાઉં છું. આપ પણ આપને સ્થાને પધારો ' સાધ્વી પદ્માની આ વાત સાભળીને ધર્મદેવ વિનયપૂર્વક બોલ્યા, ' સતિ! તું પતિભક્તિપરાયણા રમણી છે તારા જીવનને ધન્ય છે. તારૂં સદા કલ્યાણ થજો! તે મારો બચાવ કર્યો છે તો હું પણ તને એક વરદાન આપીશ. ' બેટા! મારા વરદાનથી તારો વૃદ્ધ પતિ જુવાન, રસિક, બળવાન, રૂપવાન, ગુણવાન, અને સદા ઉત્સાહી બની જશે. તું પણ પરમ ઐશ્વર્યશાળી બનીને સદા જુવાન રહીશ. તારો પતિ માર્કંડેય કરતા પણ વધારે દીર્ઘાયુષી, કુબેર કરતાં પણ ધનવાન, ઇન્દ્ર કરતા પણ ઐશ્વર્યશાળી અને કપિલ કરતા પણ વધારે સિદ્ધ પુરુષ થશે તું યાવજ્જીવન સૌભાગ્યવતી, અને રૂપગુણસંપન્ન, તથા ઘણા પુત્રોની જનેતા થઇશ, અને આજથી તારા જેવી સઘળી સાધ્વી સ્ત્રી અખંડ સૌભાગ્ય પ્રાપ્ત કરશે ' આ આશીર્વાદ આપીને ધર્મદેવ અન્તર્હિત થઈ ગયા પદ્મા પણ પોતાને ઘેર ગઈ અને ધર્મદેવના વરદાનને લીધે યૌવનને પ્રાપ્ત થયેલા પતિ પિપ્પલાદસહિત એકાન્તમાં હમેશા વિલાસ કરીને રૂપગુણસંપન્ન ઘણા પુત્રરત્નોને જન્મ આપ્યો, તથા સર્વ પ્રકારે સૌભાગ્યવતી થઈ.

---

# रत्न ९० मुं—अम्बा



એ કાશીના મહારાજાની સૌથી મોટી કન્યા હતી. એ ઘણી સુશિક્ષિતા, બુદ્ધિમતી, અને આત્મમર્યાદાવાળી સ્ત્રી હતી. શાલ્વરાજના ગુણોથી પ્રસન્ન થઈ તેણે તેનેજ વરવાનો મનમાં નિશ્ચય કર્યો હતો. કાશીરાજને તેના એ વિચારની ખબર પડી ગઇ હતી. શાલ્વરાજનું રાજ્ય એ વખતે નાનું હતું, અને પોતાની કન્યાઓ

હસ્તિનાપુરના પ્રભાવશાળી રાજકુટુબમા વરાવવાની તેને અભિલાષા હતી, કેમકે મોટા રાજા સાથે સબધ બાધ્યાથી પોતાનો વગવસીલો વધે એમ હતુ. એટલા માટે તેણે પરાક્રમની પ્રતિજ્ઞા નક્કી કરીને સ્વયવર રચ્યો અને સૌથી પરાક્રમીને મારી કન્યાઓ વરાવીશ એવુ જાહેર કર્યું. એમને ખાત્રી હતી, કે હસ્તિનાપુરના રાજા વિચિત્રવીર્ય તરફથી ભીષ્મ આવશે અને એમના પરાક્રમ આગળ બીજો કોઇ રાજા ટકનાર નથી. અમ્બા કાઈ છેક ભોળી કન્યા નહોતી, પિતાનો મનસુબો એ સારી પેઠે સમજી ગઈ હતી, એટલે એણે પિતાને વિનયપૂર્વક પહેલાથીજ કહી દીધુ હતું, કે 'પિતૃદેવ! આ હૃદયને તો પહેલેથીજ શાલ્વરાજે જીતી લીધુ છે, તેના કરકમળમા અર્પણ કરીને આપ આપની કન્યાને સુખી કરો આ સ્વયવર અને પરાક્રમમા જે જીતે તે મને વરે એ ખોટી પ્રતિજ્ઞાનો ઢોગ અને આડબર છોડી દો; કેમકે ક્ષત્રીય કન્યાનો સ્વયવર તો હૃદયમાજ થાય છે. ન કરે પ્રભુ ને સ્વયવર સભામાનો ગ્રહદોષ, કે ભાગ્યદોષ, કે કોઇ અણધાર્યા કારણથી શાલ્વરાજનો પરાજય થાય તો પછી મારી શી વલે થશે; તેનો પણ વિચાર કરવાની જરૂર છે, પરન્તુ રાજકુટુબોમા લગ્ન ઘણુ ખરૂં રાજનૈતિક પ્રયોજન સારૂ થાય છે કાશીરાજ આગળ કુમારી અમ્બાની દલીલો જરા પણ ચાલી નહિ એ બિચારીનું કાઇ વળ્યું નહિ એમણે તો સ્વયવરને સારૂ આમત્રણ મોકલ્યા હસ્તિનાપુરથી ભીષ્મ પણ ત્યા લાવલશ્કરસહિત જઈ પહોચ્યા ત્યા જઇને જુએ છે તો દેશ દેશાતરના અનેક રાજાઓ કન્યાઓને વરવા સારૂ સ્વયંવરમડપમા એકઠા થયા છે કન્યાઓ પણ ત્યા આગળ આવીને ઉભી છે ત્યાર પછી રાજાઓના નામ બોલાવા માડયા, એટલે ભીષ્મે પોતાના ભાઇઓને સારૂ એ કન્યાઓના માગા કર્યા, અને એમને રથમાં બેસાડીને ગંભીર સ્વરે રાજાઓને સબોધીને બોલવા લાગ્યા, "કોઇ કન્યાને સુદર વસ્ત્રાલકાર પહેરાવીને, ધન આપીને ગુણવાન પાત્રને સમર્પણ કરે છે, કોઇ ગો અને આખલો લઇને કન્યાને આપે છે, કોઇ ઠરાવેલી પહેરામણીસહિત કન્યાદાન કરે છે, વળી કોઈ બળપૂર્વક કન્યાની સાથે લગ્ન કરે છે, કોઈ કન્યા પ્રમાદમા હોય ત્યારે તેની સાથે લગ્ન કરે છે, કોઇ પ્રેમના સભાષણથી રમણીના મનને આનદ પમાડીને તેનું પાણિગ્રહણ કરે છે, કોઈ આર્ય વિધિ પ્રમાણે લગ્ન કરે છે, કોઈ કન્યાના માતપિતાને પુષ્કળ ધન આપીને લગ્ન કરે છે, એમ અનેક પ્રકારનાં લગ્ન શાસ્ત્રોમાં લખ્યાં

છે. સ્વયવર ઉત્તમ વિવાહોમા ગણાય છે. રાજાઓ સ્વયવરની ઘણીજ પ્રશંસા કરે છે. પરાક્રમ બતાવીને કન્યાનું હરણ કરી જનારાની પણ ધર્મ-વાદીઓ ઘણી પ્રશસા કરે છે, માટે હે રાજાઓ ! હું બળપૂર્વક આ કન્યાઓનુ હરણ કરૂં છુ. તમારી હિંમત હોય તો યુદ્ધ કરીને અથવા ગમે તે ઉપાયથી એમને બચાવો, હું યુદ્ધ કરવા તૈયાર છુ " ભીષ્મના એ વચનોથી રાજાઓના ક્રોધનો પાર રહ્યો નહિ તેઓ સ્વયંવરસભાનો પોશાક ઉતારીને બખ્તર તથા હથિયાર ધારણ કરીને લડવા તૈયાર થયા એમના નાદથી સ્વયવરમડપ ગાજી ઉઠયો એકલા ભીષ્મની સાથે એ અનેક રાજાઓને ઘોર યુદ્ધ થયુ. એ સમરની ભીષણતા જોઇને જોનારાના રોમે રોમ ખડા થઈ જતા હતા એકસામટા હજારો બાણ ભીષ્મના ઉપર પડતા હતા, પણ ભીષ્મ એ બધાના ટુકડે ટુકડા કરી નાખતા હતા દેવદાનવના સગ્રામની પેઠે આ યુદ્ધ ઘણું ભયકર અને અસ્ત્રશસ્ત્રના દાવપેચવાળુ નીવડયુ ભીષ્મે અનેકોનો સહાર કર્યો તથા બધા રાજાઓનો પરાજય કરીને કન્યાઓને લઇને નગરની તરફ જવા લાગ્યા માર્ગમા મહારથી શાલ્વ રાજા જીતવાની ઇચ્છાથી એમની સન્મુખ આવી ઉભા મસ્ત હાથીની પેઠે, અમ્બારૂપી કામિનીના અભિલાષી મહા પરાક્રમી શાલ્વરાજે દાત પીસીને ભીષ્મને કહ્યું " ક્યા જાય છે ! ઉભો રહે ! મારા હાથનો પણ સ્વાદ ચાખતો જા ! " ભીષ્મે પણ ક્ષત્રીય ધર્મને અનુસરીને રથ ઉભો રખાવ્યો, અને ધનુષ બાણ હાથમા લઈને લડવાનુ શરૂ કર્યું બીજા રાજાઓ પણ આ બે મહારથીઓનો સગ્રામ મહાકુતૂહલપૂર્વક જોવા લાગ્યા શાલ્વરાજે ભીષ્મની તરફ જે હજારો બાણ વરસાવ્યા, તેથી પહેલા તો ભીષ્મને ઘણી વેદના થઇ, રાજાઓ ઘણા પ્રસન્ન થયા કે આખરે શેરને માથે સવાશેર મળ્યો ખરો. તેઓ શાલ્વરાજની ઘણી પ્રશસા કરવા લાગ્યા.

આ પ્રમાણે પોતાની મશ્કરી થતી જોયાથી ભીષ્મને ઘણુ શૂર ચડયુ, એણે રાજાઓને કહ્યુ કે " ઉભા રહો હું હમણા તમારી બધાની ખબર લઉ છુ. " એમ કહીને એણે પોતાના સારથીને શાલ્વરાજની નજીકમા રથ લઈ જવાની આજ્ઞા આપી. ત્યા જઇને ભીષ્મે વરુણાસ્ત્રવડે શાલ્વરાજના રથમાં જોડેલા ચાર ઘોડાઓનો સંહાર કર્યો, બીજા અસ્ત્રથી સારથીનું મસ્તક છેદ્યું, ત્રીજાથી બાકી રહેલા ઉત્તમ ઘોડાઓનો નાશ કર્યો, એ પ્રમાણે નિ.-સહાય અવસ્થામાં એણે શાલ્વરાજને આણી મૂકયા, અને તેનો જીવ ન લેતા

એમને એમ જવા દીધા. શાલ્વરાજ પણ હવે બીજો કાંઈ ઉપાય ન સુઝવાથી પ્રાણ લઇને પોતાની રાજધાનીમાં પાછા ગયા, અને ધર્મપૂર્વક રાજ્ય ચલાવવા લાગ્યા.

ભીષ્મ મહા બળ અને પરાક્રમપૂર્વક એ ત્રણે કન્યાઓને લઇને હસ્તિનાપુર પહોંચ્યા રાજા વિચિત્રવીર્ય એ વખતે ત્યા રાજ્ય કરી રહ્યા હતા જે કન્યાઓને પોતે બેન દિકરીની પેઠે સાચવીને લાવ્યા હતા, તેમને નાના ભાઈની આગળ રજૂ કરી તથા રીતસર તેમના લગ્ન કરવા સબધી માતા સત્યવતી સાથે વાતચીત કરવા ગયા. ચંચળબુદ્ધિની અમ્બા તેમનો મનોભાવ સમજી ગઈ હતી, એટલે તેણે હસતે વદને ભીષ્મને કહ્યુ 'ભીષ્મરાજ! હુ તો પહેલેથીજ શાલ્વરાજને પતિરૂપે વરી ચૂકી છુ. એમણે પણ મારી પ્રાર્થનાનો સ્વીકાર કર્યો છે પૂજ્ય પિતાશ્રીને પણ હુ મારો અભિલાષ સ્પષ્ટપણે જણાવી ચુકી છુ વધારે શુ કહુ, સ્વયંવરસભામા પણ મનમા ને મનમાજ મે શાલ્વરાજના કરકમળમાજ મારો હસ્ત અર્પણ કર્યો છે આ બધી વાત ધ્યાનમા લઇને આપને જે વાત ધર્મસગત લાગે તે પ્રમાણે કરશો " ભીષ્મ ધર્મપરાયણ હતા, અમ્બાની ધર્મને અનુકૂળ વાત સાભળીને એ વિચારમા પડયા અને આવી સ્થિતિમા ધર્મશાસ્ત્ર શું કહે છે તે જાણવા સારૂ ત્યા હાજર રહેલા બ્રાહ્મણો અને ઋષિઓની સમતિ લીધી તેમનો બધાનો અભિપ્રાય એવો થયો કે અમ્બા ખરા પ્રેમપૂર્વક પોતાનુ હૃદયદાન શાલ્વરાજને કરી ચુકી છે, એટલે મહારાજ વિચિત્રવીર્યે તેની સાથે લગ્ન કરવુ એ શાસ્ત્રસમત નથી ભીષ્મે હવે અમ્બાને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાની રજા આપી અને મર્યાદાપૂર્વક તેના પિતાના રાજયમા પાછી પહોચાડી

કાશીરાજે હવે બીજો કાંઈ ઉપાય નહિ હોવાથી સૌભાગજ શાલ્વને લગ્નનુ રીતસર માગુ મોકલ્યુ. અમ્બાએ પણ પોતાના નોકર દેવલ સાથે એક પત્ર મોકલી શાલ્વરાજ પ્રત્યેનો પોતાના હૃદયનો ઉડો પ્રેમ પ્રગટ કર્યો, પરન્તુ શાલ્વરાજે એના એ પ્રેમનો પ્રત્યુત્તર ન વાળ્યો અને કહેવડાવ્યું, કે કાશીરાજે મારૂ અપમાન કર્યું છે અમ્બા હવે બીજાની છાડેલી, પાછી ફેરવેલી છે હુ કદાપિ એને ગ્રહણ કરનાર નથી " આવા અનેક કડવા વચનોસહિત એણે કાશીરાજનુ માગુ ઘણા અપમાનસહિત પાછું ફેરવ્યુ.

દુઃખી બિચારી અમ્બા! તેના શોક અને સતાપની તો વાતજ શી

કરવી ! જે રાજાને પોતે હૃદયથી વરી હતી, જેની ખાતર ભીષ્મને તેણે ખોટું લગાડયું હતુ, જેની ખાતર પિતાને પણ એ અળખામણી થઇ પડી હતી તેની તરફથી આજે આટલો બધો નિરાદર ! સંસાર હવે તેને મનથી ખારો થઈ ગયો. બીજા કોઇની સાથે લગ્ન કરે તો સંસાર કે ધર્મ-શાસ્ત્ર વાંધો લઇ શકે એમ નહોતું, પરન્તુ એને પોતાને મનથી તો એ વ્યભિચાર હતો હૃદયનુ દાન એકજ વાર થાય છે. લેનાર ભલે એ પ્રેમ-દાનને લાત મારે, પણ પ્રેયસીએ તો એક વાર જે દાન આપ્યુ તે આપ્યુંજ.

ભારતબાલિકાને એવે વખતે અશરણનો શરણ ભગવાનનોજ આધાર હોય છે. પ્રભુભક્તિમા જીવન ગાળવા સિવાય બીજો કોઈ આરો એમને માટે નથી હોતો. એમ કહેવાય છે કે અમ્બાએ પણ રાજમહેલનો ત્યાગ કરી બાર વર્ષસુધી તીવ્ર તપસ્યા કરી હતી. પોતાના મનપસંદ વર સાથે લગ્ન કરવામાં આડખીલી થઇ પડનાર ભીષ્મ ઉપર એને અતિશય ક્રોધ પણ ઉપજ્યો હતો, અને ભીષ્મના એ અન્યાયનો બદલો લેવાની પણ તેને ઇચ્છા થઈ હતી, પરન્તુ વિચાર કરતા તેને જણાયુ હતુ કે હિંસા, ક્રોધ, કઠોરતા, વૈર એ તો પુરુષોના ગુણ છે કોમળતા, દયા, ક્ષમા, એજ સ્ત્રીઓના વિશેષ ગુણ છે. એ ગુણને પોષવામાજ નારીનું નારીત્વ રહેલુ છે. આવા ઉચ્ચ વિચારથી પ્રેરાઈ અમ્બાએ ભીષ્મને ક્ષમા આપી, અને પોતાનું શેષ જીવન પ્રભુની આરાધનામા વ્યતીત કર્યું.

# रत्न ९१ मुं—अम्बालिका



એ કાશીરાજની પુત્રી અને આગલા ચરિત્રમા વર્ણવેલી અમ્બાની સૌથી નાની બેન હતી. સ્વયવરસભામાથી ભીષ્મ કેવી રીતે તેનુ હરણ કરી ગયા, એ આપણે આગલા ચરિત્રમા જોયું છે રાજા વિચિત્રવીર્ય સાથે તેનુ લગ્ન થયું હતુ, એ પણ સુન્દરી તથા પતિ-પરાયણા સ્ત્રી હતી. રૂપવતી ભાર્યા પણ કેટલીક વખત શત્રુરૂપ થઈ પડે છે. અમ્બાલિકા તથા તેની બેન અમ્બિકાના સૌન્દર્યપાશમા બદ્ધ થઇ રાજા વિચિત્રવીર્ય વિષયભોગમાંજ રચ્યો પચ્યો રહ્યો, અને તેનું પરિ-

ણામ એ આવ્યુ, કે યુવાવસ્થામાજ એ ક્ષયરોગનો ભોગ થઇ પડ્યો; અને પ્રવીણ વૈદ્યોએ તથા મિત્રોએ ઘણા ઉપચાર કર્યા, પણ કાઇ વળ્યું નહિ, અને કુરુકુલનો સૂર્ય એ પ્રતાપી રાજા, સૂર્યની પેઠે આખરે અસ્તજ પામ્યો ક્ષય રોગ હાલ પણ ભારતમા, ખાસ કરીને ગુજરાતમા વિશેષ પ્રચલિત છે અનેક આશાજનક યુવકયુવતીઓ તેના ભોગ થઈ પડે ? છે ઉપરના દાખલા ઉપરથી યુવાવસ્થામા અતિશય વિષયભોગ એ પણ ક્ષય રોગને કેવી રીતે અને કેટલે દરજ્જે પોષે છે, તે દેશહિતૈષીઓએ વિચારવા યોગ્ય છે અસ્તુ !

શન્તનુ રાજાને બે પુત્ર હતા ભીષ્મ અને સત્યવતીનો પુત્ર વિચિત્ર વીર્ય ગગાસુત ભીષ્મે તો આખી જીદગી સુધી કુંવારા રહેવાની દઢ પ્રતિજ્ઞા લીધી હતી, અને વિચિત્રવીર્ય નિસતાન મરણ પામ્યો, એટલે વિખ્યાત કુરુવશનો નાશ થવાનો સમય આવી પહોચ્યો જાણી રાણી સત્યવતીને ઘણી ચિન્તા થઇ, અને તેણે ભીષ્મ તથા બીજા ઇષ્ટજનોની સલાહથી કૃષ્ણદ્વૈપાયન વ્યાસની સાથે નિયોગ કરાવીને મોટી પુત્રવધૂના ગર્ભમા પુત્ર ઉત્પન્ન કરાવવાનો નિશ્ચય કર્યો એ હેતુથી મોટી પુત્રવધૂ અમ્બિકાને એકાન્તમા લઇ જઇને કહ્યુ, ' હુ તને ધર્મયુક્ત જે વચન કહુ છુ તે સાભળ મારા ભાગ્યક્ષયથી ભરતકુલનો અવશ્ય ઉચ્છેદ થવા વારો આવ્યો છે મને દુખી થતી જોઇને તથા પિતૃવશને પીડાતો જોઇને આપણા કુળની વૃદ્ધિ સારૂ ભીષ્મે મને એક યુક્તિ સુઝાડી છે, એ યુક્તિ સફળ થવી એ તારા હાથમા છે માટે હે પુત્રિ ! ભીષ્મે કહેલો વ્યાજબી માર્ગ તુ ગ્રહણ કર, અને નાશ પામવા આવેલા ભરતવંશનો ફરીથી ઉદ્ધાર કર હે સુન્દરિ ! તુ દેવરાજ ઇંદ્રના જેવો કાન્તિવાળો પુત્ર ઉત્પન્ન કર, તે પુત્ર આપણા કુળના મહાન્ રાજ્યભારને વહન કરશે ' આ પ્રમાણે મહા પ્રયત્ને સત્યવતીએ અમ્બિકાને નિયોગની પ્રાચીન પદ્ધતિથી પુત્રોત્પત્તિ કરવાને સમજાવી. સાસુની સલાહ પ્રમાણે ઋતુસ્નાન કરીને તથા પોતાના કુળમા થઇ ગયેલા મહા પરાક્રમી પુરુષોનું સ્મરણ કરીને અમ્બિકાએ વેદવ્યાસ જોડે નિયોગ કર્યો, પરન્તુ એમનો કાળો વર્ણ, કપિલવર્ણી જટા, પ્રદીપ્ત નેત્રો તથા પીળા રગની દાઢી જોઇને એણે આખો મીંચી દીધી, એને પરિણામે એને ધૃતરાષ્ટ્ર નામના અધ પુત્રનો પ્રસવ થયો કુરુવંશને માટે અધ રાજા યોગ્ય ગણાય નહિ માટે જ્ઞાતિ અને વશનુ રક્ષણ કરે એવો

બીજો પુત્ર આપવા વ્યાસજીને સત્યવતીએ પ્રાર્થના કર્યાથી, તેમણે અમ્બાલિકાના ગર્ભમા એક પુત્રનો પ્રસવ કર્યો તેનું નામ પાંડુ પાડ્યું. પાડુના સતાનો પાડવ કહેવાયા. પુત્ર પાડુનું મૃત્યુ થયું, ત્યારે એમના અને માદ્રીના અગ્નિસંસ્કાર વખતે એ હાજર હતી તેની સાસુ સત્યવતી પણ એ વખતે જીવતી હતી વ્યાસ ભગવાનની સલાહ માનીને સત્યવતીએ વનવાસ સ્વીકાર્યો હતો પુત્રવધૂ અમ્બાલિકા એ સમયે સાસુની સાથેજ વનમા ગઈ હતી, અને તેમની સેવા, પ્રભુનું ચિન્તન, તથા તપસ્યામાજ જીવન ગાળ્યું હતું, અને તપસ્યાદ્વારાજ દેહત્યાગ કરીને મોક્ષ મેળવ્યો હતો

# रत्न ९२-मुं कृपी



એ શરદ્વાન ઋષિની પુત્રી, અને પ્રસિદ્ધ ધનુર્વેદશાસ્ત્રી દ્રોણાચાર્યના પત્ની થાય અગ્નિહોત્ર, ધર્મ તથા ઇન્દ્રિયનિગ્રહમા એ સદા તત્પર રહેતી હતી. યુદ્ધશાસ્ત્ર અને ધનુર્વિદ્યામા પ્રસિદ્ધ થયેલા, કુરુક્ષેત્રના મહાસમરમા પાડવોને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવનારા વીર અશ્વત્થામા એમનાજ ગર્ભમા ઉત્પન્ન થયા હતા.

# रत्न ९३ मुं-जना



પ્રાચીન સમયમા માહિષ્મતી નગરમા નીલધ્વજ નામનો એક રાજા રાજ્ય કરતો હતો જના એ નીલધ્વજ રાજાની રાણી હતી ગગાદેવી ઉપર જનાની વિશેષ ભક્તિ હતી. ગગાની આરાધના કર્યાથી તેના વરદાનથી જનાને પ્રવીર નામનો એક પરાક્રમી પુત્ર જન્મ્યો

એવામા કુરુક્ષેત્રના યુદ્ધ પછી, મહારાજા યુધિષ્ઠિરે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. યજ્ઞના અશ્વના રક્ષણનું કામ પોતાને માથે લઇને અર્જુન પૃથ્વીની પરિક્રમા કરવા નીકળ્યો. ઘણા દેશોના રાજાઓનો પરાજય કરીને ઘોડા

સાથે અર્જુન માહિષ્મતી નગરમા આવી પહોચ્યો અશ્વે માહિષ્મતી નગરમા પ્રવેશ કર્યો. જનાના પુત્ર મહાતેજસ્વી યુવક પ્રવીરે એ ઘોડાને પકડી લીધો.

હવે કા તો તાબેદારી સ્વીકારીને અર્જુનને એ ઘોડો પાછો આપી દેવો જોઇએ, નહિતો અર્જુન સાથે નીલધ્વજે યુદ્ધમા ઉતરવું જોઇએ.

વીરતામા પાડવશ્રેષ્ઠ અર્જુન અજીત હતો. શ્રીકૃષ્ણ તેના મિત્ર તથા સહાયક હતા. અર્જુનની વીરતા અને શ્રીકૃષ્ણની કુશળતાને લીધે એ બેની વિરુદ્ધ થઇને જય મેળવવાની આશા દેવતાઓ પણ રાખી શકે નહિ તો બિચારા નીલધ્વજનું તો શું ગજુ ? આ યુદ્ધમા પરાજય, મૃત્યુ, અને રાજ્યનાશ થવાનો પૂર્ણ સભવ હતો.

રાજા નીલધ્વજ ઘણો ભયભીત થઈ ગયો. એને ભયભીત થવાનું બીજું એક મોટુ કારણ એ પણ હતું કે નીલધ્વજ ઘણો કૃષ્ણભક્ત હતો. જે કૃષ્ણને દેવતા ગણીને શ્રદ્ધા અને ભકિતપૂર્વક એ પૂજતો હતો, તેજ કૃષ્ણ આજ એના શત્રુપક્ષ તરફથી લડવા ઉભા રહેશે તો નીલધ્વજ શું કરશે ? યુદ્ધ કરવાની તો વાત વેગળી રહી પણ એ તો એમ માનતો હતો કે શ્રીકૃષ્ણની મારા રાજ્યમા વાજતેગાજતે પધરામણી કરીને એમનુ પૂજન કરૂં તો મારી રાજધાની પવિત્ર થાય. આથી કાઇક ભયથી અને કાઇક શ્રીકૃષ્ણ ઉપર પ્રબળ ભકિત હોવાથી નીલધ્વજે યુદ્ધ કર્યા વગર અશ્વ પાછો આપી દેવાનો સંકલ્પ કર્યો

અભિમાનપૂર્વક જે ઘોડાને પોતે પકડચો હતો તે ઘોડો હવે યુદ્ધ કર્યા વગર પોતાની હીનતા સ્વીકારીને પાડવોને પાછો આપવો પડશે એ વિચાર કુમાર પ્રવીરને અસહ્ય થઈ પડચો. પિતાની દુર્બળતા જોઇને વીર રાજકુમારને ઘણો ખેદ થયો, પણ તે કરે શું ? નીલધ્વજ તેનો પિતા હતો, દેશનો રાજા હતો તેની આજ્ઞાનુ ઉલ્લઘન પણ કેવી રીતે થાય ? તિરસ્કાર અને અપમાનપૂર્વક મોતને વશ થવું પડે, દેશનો ત્યાગ કરીને વનવાસ વેઠવો પડે, તોપણ રાજાની આજ્ઞા તો એણે પાળવીજ જોઇએ, પણ એમ કરીને પોતે વીર ક્ષત્રી હોવા છતા વીર ક્ષાત્રધર્મનું આવું સપ્ત અપમાન કેવી રીતે સહન કરી શકે ? ચિન્તાથી આકુળવ્યાકુળ હૃદયે પ્રવીર જનનીને શરણે ગયો જના એક ખરી ક્ષત્રિયાણી હતી તે વીર ક્ષત્રીની જનેતા હતી. વિજયી શત્રુને મસ્તક નમાવીને પોતાનો પુત્ર જીવતો રહે તેના કરતા રણસગ્રામમા શત્રુના ઘાથી ઘવાઇને પુત્રનું મૃત્યુ થાય એ વધારે પ્રશંસનીય ગણતી.

પુત્રની વીરવાસના સાભળીને જના પોતાના માતૃજીવનને ધન્યવાદ આપવા લાગી. તેની ગંગાભકિત અને પૂજાપાઠનું આજ સાર્થક થયું. વીરપુત્ર મેળવવાની તેની ઇચ્છા આજે ફળીભૂત થઇ. વીરપુત્ર આજે, પ્રાણ બચાવવાની આશામા પ્રબળ શત્રુની આગળ શીર નમાવ્યા વગર, ભરજવાનીમા ખરા સુખના સમયે, રાજમહેલની સાહેબી અને જાતજાતના ભોગવિલાસોને ઠોકર મારીને, વીરતાની ખાતર સમરક્ષેત્રમા મૃત્યુને ભેટવા તૈયાર છે એના કરતા વધારે વાચ્છનીય ક્ષત્રીય માતાને માટે શું હોય? વીરમાતાને એના કરતા વધારે અભિમાનનો વિષય શો હોય? પ્રસન્ન થઇને જનાએ પુત્રને કહ્યું 'પુત્ર! તારી વાત સાભળીને મારી ખુશીનો પાર રહ્યો નથી. ગગામાતા તારી વીરવાસના પૂર્ણ કરો! તારે કોઇની ચિન્તા કરવી નહિ. રાજાને પોતાનો આ હલકો વિચાર છોડી દઇને યુદ્ધ કરવાને માટે હું સમજાવીશ.

પ્રસન્ન થઇને કૃતજ્ઞતાપૂર્વક જનનીને પ્રણામ કરીને પ્રવીર પોતાના મહેલમા ગયો

પેલી તરફ જનાએ સ્વામીની પાસે જઇને તેમને પુત્રની ઇચ્છા જણાવી. નીલધ્વજે કહ્યુ 'કૃષ્ણ અને અર્જુનની સાથે યુદ્ધ કરવાથી પરાજય, મૃત્યુ અને રાજ્યનાશ નિશ્ચિત છે. જાણી જોઇને કયો મૂર્ખ એટલી બધી આફત પોતાના ઉપર વહોરી લે? યુધિષ્ઠિર ભારતવર્ષમા શ્રેષ્ઠ રાજા છે. વીરતામાં પાડવોની બરોબરી કરે એવું કોઇ નથી. ભગવાન્ શ્રીકૃષ્ણ જાતે એમના સહાયક છે. એવા પાડવો આગળ આપણે પોતાની તાબેદારી સ્વીકાર કરીએ તો એમા અપમાન શેનું?'

પતિની આ વાત સાંભળીને જનાએ કહ્યું 'ધિક્કાર છે! ક્ષત્રી થઇને, રાજા થઈને આવી વાત તમારા મોમાથી નીકળે છે? જેને ક્ષત્રિયપણાનું થોડુ ઘણુ પણ અભિમાન હશે તે કદિ પોતાને બીજા કરતા હલકો નહિ ગણે પાડવોના જેવડું મોટુ રાજ્ય તમારે નથી એ વાત ખરી, પાડવોના જેવું અતુલ ઐશ્વર્ય તમારૂ નથી એ વાત ખરી, પાડવોના જેટલો વિજય તમે હજુ પ્રાપ્ત કર્યો નથી એ વાત ખરી, પણ એટલા માટે પાડવો કરતા તમે નીચા છો એવો હલકો વિચાર પુરુષ થઇને તમારા મનમા કેવી રીતે આવે છે? પાડવ પણ ક્ષત્રી છે, તમે પણ ક્ષત્રી છો. એ લોકો પણ ક્ષત્રીધર્મના ઉપાસક છે. તમે અને તમારો પુત્ર પણ એજ ધર્મના ઉપાસક છો. જે ક્ષાત્રધર્મના બળવડે એમનામા હિંમત છે, એજ ક્ષાત્રધર્મનું બળ તમારામાં

અને તમારા પુત્રમા પણુ છે ક્ષત્રી થઇને બીજા ક્ષત્રી આગળ નમવુ, રાજા થઈને બીજા રાજા આગળ પોતે તાબેદારી સ્વીકારવી, એ ક્ષાત્રધર્મ અને રાજધર્મનુ અપમાન કર્યા બરાબર છે ધર્મનુ અપમાન કરનારો માણસ આ લોકમા તિરસ્કાર પામે છે, તેમજ પરલોકમા નરકગામી થાય છે

મહારાજ, તમે તમારા ક્ષાત્રધર્મ અને રાજધર્મનુ સ્મરણ કરો. પોતાના અને મહાવીર પુત્રના બાહુબળ ઉપર ભરોસો રાખો. ડરો છો શામાટે ? મૃત્યુના ભયથી ક્ષત્રીઓ શુ કદિ ડરે છે ? મૃત્યુના ભયથી ક્ષત્રી કદિ યુદ્ધ કરતાં સ કોચાય છે ?

વળી પરાજયની ચિન્તા શામાટે રાખો છો ? ખરૂ જોતા તો જે મનુષ્ય વગર યુદ્ધે શત્રુને શરણે જાય છે, પ્રાણ ઉપર મમતા રાખીને તલવારના ઘાથી ડરી જઇને યુદ્ધક્ષેત્રમાથી પલાયન કરી જાય છે, તેજ પરાજીત કહેવાય છે શત્રુસેનાનો નાશ કરતા કરતા જે વીર પુરુષ હાથમા તલવાર લઇને શત્રુઓના માથા કાપતો કાપતો રણભૂમિમા દેહ ત્યજે છે, તે વીર કોઈ દિવસ પરાજીત ગણાતો નથી. શારીરિક બળમા ઉતરતો હોય પણ વીરતાથી જે મનુષ્ય મૃત્યુના ઉપર જય મેળવે છે, મૃત્યુથી જરા પણ બીતો નથી, તેજ ખરેખરો વિજયી છે રણવિજયીનુ ગૌરવ મૃત્યુભૂમિમા છે; પણ રણક્ષેત્રમા મરેલા વીર પુરુષના ગૌરવની જ્યોતિથી સ્વર્ગ પણ ઝગઝગી ઉઠે છે

વળી એ ક્ષાત્રધર્મનુ પાલન કરવા જતા રાજ્ય જતું રહે તોપણ શુ ? રાજ્ય, વૈભવ, માલમિલ્કત, ઘરબાર અને આ જીદગી, કશુ ચિરસ્થાયી છે ? દરેક યુગમા, દરેક વર્ષે કેટલા કેટલા જૂના રાજ્યોનો નાશ થઇને નવા રાજ્ય સ્થપાય છે ! એકની મિલ્કતનો નાશ થઇને બીજાને મળે છે. એકનુ ઘર ભાગે છે, બીજાનુ મ ડાય છે દર ક્ષણે કેટલાએ અમૂલ્ય જીવો આ સ સારમાથી જતા રહે છે અને તેને બદલે કેટલાએ નવા જીવો આ સ સારમા જન્મ ધારણ કરે છે તો પછી એ નાશવ ત ધન, દોલત, રાજપાટ, ઘરબાર કે જી દગીની મમતાથી ધાર્મિક મનુષ્યે પોતાના ધર્મનુ ઉલ્લ ઘન કરવુ જોઈએ ? યશસ્વી મનુષ્ય કલ કનો ટોપલો પોતાને માથે ઉચકવાની ઇચ્છા રાખશે ? વીર પુરુષ પરાધીનતાની બેડીમાં બ ધાઈને બાયલા મનુષ્યની પેઠે હીન જીવન ગાળવાની ઇચ્છા કરશે ?

મહારાજ ! તમે પુરુષ છો, તમે વીર છો તમે રાજા છો, હુ તો સાધા-

રણુ સ્ત્રી છું. હું આપને શું સમજાવું ? મોહાધ થઇને તમે પોતાનુ કર્ત-વ્ય ભૂલી જશો નહિ પોતાને હલકો ધારવાથી ધીમે ધીમે મનુષ્ય ખરે-ખર હીનતાને પામતો જાય છે. જેને મનુષ્યત્વનું અભિમાન છે, જેને ક્ષત્રી-વટનો ટેક છે તે પુરુષ એવી હીનતાનો વિચાર કદિ આણુતો નથી શત્રુ ગમે તેટલો પ્રબળ કે પરાક્રમી હોય તોપણુ એ વીરધર્મના સન્માનની ખાતર, તથા વીરકુળના ગૌરવની ખાતર પોતાને શત્રુના જેટલોજ પરા ક્રમી સમજીને સમરક્ષેત્રમા લડવા તૈયાર થાય છે, અને હસતે હસતે રણુ-ક્ષેત્રમા પ્રાણુત્યાગ કરે છે, પરન્તુ શત્રુને શરણે જઈને નીચ જીવન કદિ ગાળતો નથી.

વીરપત્નીના ઉત્તેજનના વાકયોથી નીલધ્વજ રાજાને પોતાના ભય માટે ઘણી શરમ આવી. હવે એને પણુ લાગ્યુ કે 'પાડવોને શરણે જવા કરતા, પુત્ર સાથે રણુક્ષેત્રમા લડીને પ્રાણુ આપવો એ વધારે સારૂ છે, પણ કૃષ્ણુ-ભક્ત હોવાથી કૃષ્ણુની સાથે શત્રુતા કરતા એનો જીવ ચાલ્યો નહિ એટલે રાણી જનાને એણે કહ્યુ-તારી સલાહથી મારો ભ્રમ જતો રહ્યો છે-અભિ-માની શત્રુને શરણે જવાને બદલે પુત્રની સાથે એમની સામે ખુબ લડીને લડાઈમા પ્રાણુ તજવા હું તૈયાર છુ, પણુ " હુ સદાથી શ્રીકૃષ્ણુનો ભક્ત છુ. મારા એ ઇષ્ટદેવ જાતે મનુષ્યરૂપ ધરીને પાડવોની સાથે યુદ્ધક્ષેત્રમા ઉતર્યા છે. હુ કેવી રીતે એમની સાથે શત્રુતા બાધવાની હિંમત ધરૂ ? કેવી રીતે તેમના દેહ ઉપર શસ્ત્ર ફેકું ? જો કૃષ્ણુને ખોટું લાગશે તો પરલોકમાં મારી શી ગતિ થશે ? "

જનાએ કહ્યુ ' ભગવાનનો ઉપદેશ એજ છે કે સંસારમા આવીને મનુ-ષ્યોએ પોતપોતાનો ધર્મ પાળવો જોઇએ ક્ષત્રીઓને માટે વીરધર્મ પાળ-વાની તેમની આજ્ઞા છે. મનુષ્યનુ રૂપ લઇને સ્વય ભગવાન એક ક્ષત્રીની તરફથી બીજા ક્ષત્રીની સાથે યુદ્ધ કરવા આવે તો પેલા બીજા ક્ષત્રીએ ભગ-વાને ઉપદેશેલા ક્ષાત્રધર્મના સરક્ષણુ સારૂ તેમની સામે અસ્ત્ર ચલાવવાજ જોઇએ જો કૃષ્ણુને એથી ખોટુ લાગે તો એ દેવતા નહિ પણુ સામાન્ય મનુષ્યજ કહેવાય, ભગવાનના અવતાર ન ગણાય, પણુ અવતારનામધારી હલકા-પ્રપચી ગણાય. મનુષ્યના ક્રોધથી, પ્રપચીના કોપથી તમને પરલોકમા નુકશાન થવાનો જરા પણુ ભય નથી '

નીલધ્વજે હવે કાઈ વાધો કહાડયો નહિ યુદ્ધ કરવા તૈયાર થયો.

રાજ્યમાં યુદ્ધની તૈયારીઓ થવા લાગી. રાજા, રાણી, યુવરાજ, સૈનિકો, નાપતિઓ, તથા પ્રજાના માણસો, બધા રણોન્માદથી મસ્ત થઈ ગયા. મહા રાક્રમી પ્રવીર સૈન્યનો મુખ્ય સેનાપતિ થઈને યુદ્ધક્ષેત્રમા ગયો.

પહેલા દિવસના યુદ્ધમા પ્રવીરનો જય થયો. વિશ્વવિજયી અર્જુન તરુણ યુવક પ્રવીરની વીરતાથી પરાજીત થયો; પણ બીજે દિવસે, શ્રીકૃષ્ણની યુક્તિથી પાંડવોનો આગલે દિને પરાજય કરનાર, મહાવીર પ્રવીર રણ-ક્ષેત્રમા માર્યો ગયો.

ખરા વીરપુરુષો વીરતાની મદદ કરનાર હોય છે. શ્રીકૃષ્ણ અને અર્જુન યુવક પ્રવીરની વીરતાથી એટલા બધા ખુશ થઇ ગયા કે એવા પુત્રના શોકથી શોકાતુર બનેલા નીલધ્વજ સાથે તેમણે યુદ્ધ માડી વાળ્યું, અને સન્માન-પૂર્વક નીલધ્વજને તેના પુત્રની વીરતામાટે અભિનદન આપીને, બધુ-ત્વની નિશાની તરીકે યજ્ઞનો ઘોડો પાછો માગ્યો.

શ્રીકૃષ્ણનો વિચાર તથા સાહાઈ જોઇને નીલધ્વજ પુત્રશોક વિસરી જઈને અર્જુનને મિત્ર તરીકે ભેટી પડ્યો. તેમણે માગેલો યજ્ઞનો અશ્વ પાછો આપી ઈને માનપૂર્વક તેમને પોતાના નગરમા તેડી લાવ્યો. ઇષ્ટદેવતા શ્રીકૃષ્ણના ચરણની રજથી મારૂ નગર પવિત્ર થયુ, એમ નીલધ્વજ પોતાના મનમા વિચારવા લાગ્યો, તથા પોતાના જીવનને હજારો ધન્યવાદ આપવા મ ડ્યો.

પ્રવીરના શોકથી રોદન કરતા નગરવાસીઓને નીલધ્વજે આનદોત્સવ કરવાનો હુકમ આપ્યો. શોકાન્ધકારથી છવાયલા નગરમા પાછી રોશની થઈ ગઈ ઘેરેઘેર કૃષ્ણના સ્વાગતમા ધજાઓ ઉડવા લાગી. રસ્તામા તોરણો બાધવામા આવ્યા. ઠેકાણે ઠેકાણે નોબત શરણાઈ વગેરે માગલિક વાજાં વાગવા લાગ્યા.

તેજસ્વીની જનાને માટે આ આનન્દોત્સવ અસહ્ય થઇ પડ્યો. પુત્રની વીરતાના અભિમાનને લીધે પુત્રના અકાળ મૃત્યુનો દારુણ શોક પણ એ સહન કરી શકી હતી, પણ, કૃષ્ણ હોય કે કૃષ્ણનો મિત્ર અર્જુન હોય, શત્રુરૂપે આવીને એમણે પોતાના પ્રાણથી અધિક વહાલા પુત્રની હત્યા કરી હતી. એ દારુણ શોક ભૂલી જઈને, ખરા ક્ષત્રીની પેઠે પુત્રહત્યાનો બદલો લેવાનો પ્રયત્ન કર્યા વગર, રાજા પુત્રની હત્યા કરનાર શત્રુ કૃષ્ણ અને અર્જુનને પોતાનાજ નગરમા આમત્રણ કરીને આનદોત્સવ કરી રહ્યા છે એ વિચારથી, તિરસ્કાર અને ક્રોધને લીધે તેજસ્વિની જનાના હૃદયમાં

દારુણ આગ સળગી ઉઠી. સ્વામીની પાસે જઇને તેણે કહ્યું 'મહારાજ! આપના નગરમા આનંદોત્સવ શેનો થઇ રહ્યો છે? પ્રવીર યુદ્ધમા વિજય મેળવીને ઘેર પાછો આવે છે? નગરમા આજે પ્રવીરના પાડવ-વિજયનો ઉત્સવ મનાય છે? કહો મહારાજ! પ્રવીર ક્યા છે? કહો, માથે મુકુટ ધારણ કરીને, ગળામા વિજયમાળા પહેરીને પ્રવીર તમને અભિનંદન આપવા કેમ ન આવ્યો?

પ્રવીરનુ લોહીલુહાણ થયેલુ શબ હજુ રણક્ષેત્રમા પડેલું છે શિયાળ, ગીધ, આદિ પક્ષીઓ તાજુ માસ ખાવાની લાલચમા એ દેહને ફાડી ખાઇને ભયંકર આનંદધ્વનિથી રણભૂમિમા નૃત્ય કરી રહ્યા છે. ચાલો, આપણે રણ-ક્ષેત્રમા જઈને એકવાર એ દૃશ્ય જોઇ આવીએ! ત્યાર પછી પ્રવીરના ખરડાયેલા લોહીની અંજલિ આપીને તમારા ઇષ્ટદેવના ચરણની પૂજા કરજો!

કૃષ્ણ આજ તમારે ત્યા શા સંબંધથી પધાર્યા છે? ભક્તની આરાધ-નાથી સતુષ્ટ થઇને દેવતા જેમ મંગળ આશીર્વાદ આપવા ભક્તને ઘેર પધારે, તેમ આજે એ તમારે ઘેર આવ્યા છે? તમારી આંખની કીકી, ઘરનો એક માત્ર આધાર, રાજ્યની આશારૂપ એકના એક પુત્રનું શબ આજે એ કૃષ્ણની યુક્તિથી રણક્ષેત્રની ધૂળમા આથડે છે એ શું એમનો આશી-ર્વાદ છે? કયા ઉત્સાહથી, શું મો લેઇને તમે આજે કૃષ્ણની પૂજા કરવા તૈયાર થયા છો? જો ક્ષત્રી હો, ક્ષત્રીધર્મનો મર્મ સમજતા હો, તો ખાત્રીથી જાણજો કે કૃષ્ણ એ તમારા શત્રુ છે શત્રુના સહાયક તરીકે એ તમારે દ્વારે યુદ્ધ કરવા આવ્યા હતા, અને આજ તમારા વીર પુત્રને મારનાર તરીકે એ તમારા પરમ શત્રુ છે!

પૂજા ન કરતા, આનંદોત્સવ ન કરતા, પુત્રહત્યાનો બદલો લેવા ખાતર, તમારા રાજ્યના અપમાનનો બદલો લેવા ખાતર, હાથમાં તલવાર લઇને તેમની સામે યુદ્ધમા ઉતરી પડચા હોત તો કૃષ્ણનું ખરૂ સ્વાગત કર્યું કહેવાત!

'ધિક્કાર છે તમને! તમને હવે કાંઇ વધારે કહેવાનુ રહ્યું નથી ક્ષત્રી ધર્મનો ત્યાગ કરીને, તમે ક્ષત્રીઓના મહાન્ નામને આજે કલંક લગાડયુ છે પોતાની નામર્દાઈથી આજે આપણા ઉચ્ચ કુળને મેશનો ડાઘ લગાડયો છે, હજુ પણ મોહ અને ભ્રાન્તિ કહાડી નાખીને ટેક સાચવવા માગતા હો, વીર કુટુબની કીર્તિ સાચવવા માગતા હો તો નિમંત્રણ કરેલા અતિથિનો આજ ખૂબ આદરસત્કાર કરો, અને કાલે તેમને સમરક્ષેત્રમાં ઉતરી પડ-

નુ તેડું મોકલો. જો પુત્રહત્યા કરનાર દુશ્મનના લોહીથી પુત્રનુ તર્પણ કરી શકો તો પોતાના લોહીથી કરો.'

નીલધ્વજે મીઠા વાક્યોથી જનાને સમજાવવાનો ઘણોએ યત્ન કર્યો, ણ જનાના હૃદયમા એનો બોધ ઉતર્યો નહિ. તેણે ફરીથી કહ્યું 'મહા-જ! તમે મિથ્યા બોધવચનોથી મને સમજાવવાનો યત્ન શું કામ કરો ? કાલ આ રાજનગરમાં પ્રવીર મારૂં સર્વસ્વ હતો. આજ અહિં પ્ર-રના ઘાતકની પધરામણીમા આનંદોત્સવ થાય છે! કાલે આ નગરીમાં ારા પ્રવીરના વિજયથી લોકોને મોએ પ્રવીરનો વિજયધ્વનિ સભળાતો તો આજે એ નગરમા પ્રવીરના હણનાર શત્રુના માનમા રોશની થઈ રહી ! આજ એ નગર પ્રવીરઘાતી શત્રુના ગુણગાનથી ગાજી રહ્યુ છે! કાલે હિ માહિષ્મતીરાજે વિજયી પુત્રને આલિગન આપ્યુ હતુ, આજે તે ત્રનુ સ્મરણ ભૂલી જઇને પુત્રઘાતીની પૂજા કરીને પોતાને ધન્ય માને છે! થી જનની મરેલા પુત્રની સ્મૃતિનુ આવુ દારુણ અપમાન સહન કરી શકે ? હારાજ! તમે મારા સ્વામી છો. તમારે પગલે ચાલવુ એ મારો મુખ્ય ર્મ છે, પણ હું પ્રવીરની જનની છુ પુત્રની તરફ પણ મારૂં કર્તવ્ય છે ત્રાણી, ક્ષાત્રધર્મનો ત્યાગ કરનાર સ્વામીને પગલે ચાલવા ખાતર, ક્ષત્રિય ર્મ પાલન કરીને ગૌરવાન્વિત થઇ ગયેલા પુત્રનુ અપમાન નહિ કરી કે તમારી રાણી તરીકે તો હું સાધારણ ક્ષત્રિયાણી છુ, મારે અભિમાન રાવવા જેવું કાંઈ નથી, પણ પ્રવીરની જનેતા તરીકે હુ જગત્મા ગૌરવ-તી થઇશ માહિષ્મતી રાજવશનુ ઉજ્વળમા ઉજ્વળ રત્ન, માહિષ્મતીના ાકાશનો પ્રદીપ્ત સૂર્ય પ્રવીર મારો પુત્ર હતો પોતાના ગૌરવ અને મહ-વથી એ આખા માહિષ્મતી રાજ્યને ચિરસ્મરણીય કરી ગયો છે. માહિષ્મતી જ્યના સન્માનની ખાતર સમરક્ષેત્રમા એણે પ્રાણ વિસર્જન કર્યો છે એ રાજ-ગરી આજ આટલી ઉપેક્ષિત છે, આટલી અપમાનિત છે પ્રવીર જનની જના વે એક ક્ષણ પણ આ નગરનો આશ્રય લેવા માગતી નથી જે નગરી પોતાના ર યુવરાજના મૃત્યુને બીજે દિવસે હર્ષ મનાવે છે એ પાપી નગરીનો હમણાજ ત્યાગ કરી જઇશ. પ્રવીરનો શાપ લઇને, પુત્રવિયોગી, મૃત રપુત્રની સ્મૃતિના આવા અપમાનથી હૃદયમા બળી જતી માતાનો શાપ ઇને, તમે એકલા આ નગરમા વાસ કરજો.'

ગાડા મનુષ્યની માફક જના એકદમ પતિનો મહેલ છોડીને ચાલી ગઇ.

એકલી એકાંત જગલ તરફ ચાલી, કોઈ એને પાછી વાળી શકયુ નહિ. આહારનિદ્રા છોડી દઈને, દિવસોના દિવસ સુધી એકાંત વનમા એણે ચાલ્યા કર્યું.

આખરે ગગાનો કિનારો આવી પહોંચ્યો. ગંગાના પ્રવાહમા પોતાના દેહને વિસર્જન કરીને મહારાણી જનાએ ઇષ્ટદેવી ગગાના ખોળામા ચિર-શાન્તિ મેળવી

## रत्न ९४ मुं-चिन्ता



સત્યયુગમા ભારતવર્ષના કોઈ એક પ્રદેશમા શ્રીવત્સ નામના એક રાજા રાજ્ય કરતા હતા. રાજા શ્રીવત્સ ઘણા ન્યાયી, વીર-શિરોમણિ અને યશસ્વી હતા જે સમયની વાર્તા અમે લખી રહ્યા છીએ, તે સમયમા કેવળ નરલોકમાજ નહિ, પણ દેવલોક અને દાનવલોકમાજ રાજા શ્રીવત્સની ન્યાય પરાયણતા પ્રખ્યાત હતી. દેવ, દાનવ બધા એમની ન્યાયનિપુણતાની પ્રશંસા કર્યા કરતા હતા

રાજા શ્રીવત્સની પટ્ટરાણીનું નામ ચિન્તાદેવી હતું. એ ઘણી બુદ્ધિમતી, પતિવ્રતા અને સુન્દર રમણી હતી. સ્વામીસેવા, અતિથિસત્કાર, દેવસેવા, તથા દાનશીલતા આદિ સ્ત્રીઓને છાજતા બધા સદ્‌ગુણ રાણી ચિન્તામા હતા એ સદ્‌ગુણો ઉપરાત રાણી ચિન્તા વિદુષી પણ હતી. રાજકાર્ય સબધી મોટા મોટા અને ગહન વિષયોમા પણ એ પતિને વ્યાજબી સલાહ આપ્યા કરતી હતી.

એક દિવસ રાજા શ્રીવત્સ પોતાની રાજસભામા બેઠા બેઠા નાના પ્રકારના ગુચવાડાભરેલા રાજનૈતિક પ્રશ્નોની મીમાસા કરી રહ્યા હતા દેશદેશાન્તરોના પડિતો, વિદ્વાનો, નીતિજ્ઞ પુરુષો તથા સામન્તો અને સરદારો એમના દરબારને શોભાવી રહ્યા હતા અનેક ઉડા અને પાડિત્યપૂર્ણ વિષય ઉપર વાદવિવાદ ચાલી રહ્યો હતો, એટલામાં ચોબદારે આવીને ખબર આપ્યા, કે લક્ષ્મીદેવી તથા ગ્રહોના રાજા શનિદેવ સભાના દરવાજા આગળ આવ્યાં છે, અને મહારાજને મળવા માગે છે.

રાજાએ તેમને અંદર બોલાવ્યા અને સામન્તો તથા અમલદારોસહિત

ઉઠીને બન્ને દેવદેવીઓનો આદરસત્કાર કર્યો, તથા વિધિપૂર્વક પૂજન કરીને ઉચિત આસન ઉપર બેસાડયાં. ત્યાર પછી હાથ જોડીને નમ્ર સ્વરે કહ્યું "આજે આપે પધારીને દર્શન આપીને મારા ઉપર મોટી કૃપા કરી છે. આપની શી આજ્ઞા છે તે ફરમાવો" લક્ષ્મીદેવી તથા શનિદેવે રાજા શ્રીવત્સને એમની ધર્મનિષ્ઠા અને ન્યાયપરાયણુતા માટે ધન્યવાદપૂર્વક આશીર્વાદ આપ્યો, અને જણાવ્યું કે "રાજન્! આપને તસ્દી આપવાનું કારણ એ છે કે અમારા બન્નેની વચમા વાદવિવાદ ઉભો થયો છે, કે અમારામાથી વધારે મોટું અને અધિક શક્તિશાળી કોણ છે? આપ ન્યાયાધીશ છો, આપનો ફેંસલો અમે હર્ષપૂર્વક સ્વીકારીશું"

દેવતાઓના આ વચન સાભળીને રાજા ઘણી મુઝવણમા પડયો. એની સ્થિતિ સુડી વચ્ચે સોપારીના જેવી હતી. શનિને શ્રેષ્ઠ બતાવે છે તો લક્ષ્મીજી અપ્રસન્ન થાય છે, અને લક્ષ્મીજીને શ્રેષ્ઠ બતાવે છે, તો શનિદેવ અસતુષ્ટ થાય છે એવી અવસ્થામા શું કરવું તેના વિચારમા રાજા પડયો આખરે કાઇ નિર્ણયપર નહિ આવતા તેણે જણાવ્યુ, કે "આપનો પ્રશ્ન અઘરો અને ગુચવાડાભરેલો છે એનો નિર્ણય કરવો એ મારા જેવા અલ્પજ્ઞ મનુષ્યનુ કામ નથી, છતા આપની ઇચ્છા છે તો મને વિચારને માટે થોડો વખત આપો કાલ સવારે હુ આપનો ફેસલો કરવાને પ્રયત્ન કરીશ."

અમે ઉપર જણાવી ગયા છીએ, કે રાજા શ્રીવત્સની મહારાણી ચિન્તાદેવી ઘણી બુદ્ધિમતી હતી પતિના ચરણોમાં એની અનન્ય ભક્તિ હતી ઘરકાર્યમા એ પ્રવીણ ગૃહિણી, ધર્મ-કાર્યમાં પતિની સહધર્મિણી, રાજકાજમા અનુભવી અને વિચારવાન મત્રી, વિનોદમા પ્રિય સહચરી, અને ભોજન સમયે સ્નેહશીલ માતા સમી હતી એવી સુશીલા, સાધ્વી અને પરમ ગુણવતી ભાર્યા પામીને રાજા પોતાને પરમ ભાગ્યશાળી ગણતા હતા. રાજકાર્ય સબધી અનેક અઘરા કામોમા રાજા એની સલાહ લેતા હતા

રાજસભામાથી ફુરસદ મળતા, રાજા રણવાસમા ગયો, અને પત્નીને બધો વૃત્તાત કહી સભળાવ્યો પતિના વચન સાભળીને રાણીને ઘણો શોક થયો એણે કહ્યુ "પ્રિયતમ! દેવતાઓના ઝગડામા પડવું એ સારૂં નથી. મને આજ ઘણી ચિન્તા થઇ રહી છે લક્ષ્મીદેવી અને શનિ બન્ને એક બીજાથી વધારે શક્તિશાળી છે વળી શનિદેવ તો ઘણાજ ક્રોધી છે,

જેના ઉપર એ ગુસ્સે થાય તેનું સત્યાનાશ વાળ્યા વગર નહિ રહે મને લાગે છે કે આપણા પણ માઠા દિવસ આવ્યા છે, માટેજ દેવતાઓના આવા ટંટામા પડવાનો પ્રસંગ આપને માથે આવી પડ્યો છે ”

રાજાએ કહ્યુ “ પ્રિયે! તમારૂ કહેવું સાચુ છે, પણ હવે શો ઉપાય? હું આવતી કાલે ફેસલો આપવાનુ વચન આપી ચૂકયો છુ વળી ન્યાય માગવા આવનારનો ન્યાય કરવો એ રાજા તરીકે મારૂં કર્તવ્ય છે, તો પછી હું એ કર્તવ્યથી વિમુખ કેવી રીતે થઇ શકુ? વિધાતાની ઇચ્છાજ આપણુને દુ:ખી કરવાની હશે, તો એની ઇચ્છાને કોણ મિથ્યા કરી શકનાર છે? માટે હવે તો તું એજ બતાવ કે કાલે એ બેમાથી કોને શ્રેષ્ઠ કહું? ’

ઘણો વિચાર કર્યા પછી રાજારાણી એજ નિશ્ચય ઉપર આવ્યા, કે લક્ષ્મીજીજ અધિક શ્રેષ્ઠ છે આ દુનિયામા બધી માયા એમનીજ છે વસુ વિનાનો નર પશુ છે આ લોક અને પરલોકના અનેક સુખ, એમની કૃપાથી પ્રાપ્ત થાય છે ખરી વાત તો આ પ્રમાણે છે, પરન્તુ શનિદેવના દેખતા એ વાત કહેવા જતા એ આકળા થઈ જશે અને કાંઇ અનર્થ કરી બેસશે માટે કોઇ યુક્તિપૂર્વક એ વાત પ્રગટ કરવી જોઇએ આખરે એ નિશ્ચય થયો કે કાલની સભામા એક સોનાનું અને બીજુ ચાદીનું એમ બે સિહાસન તૈયાર કરાવવા, અને લક્ષ્મીજીને સોનાના સિહાસન ઉપર બેસાડવા તથા શનિદેવને ચાદીના ઉપર એથી એ લોકો સહેલાઇથી સમજી જશે, કે રાજાએ કોને શ્રેષ્ઠ ગણ્યા!

બીજે દિવસે બન્ને આસન તૈયાર થઈને આવી ગયા અને રાજસભામા ગોઠવાઇ ગયા. નક્કી કરેલે સમયે લક્ષ્મીદેવી તથા શનિદેવ સભામા આવી પહોચ્યા. રાજાએ ઉઠીને તેમનો આદરસત્કાર કર્યો, અને આસન ઉપર બિરાજવા પ્રાર્થના કરી. પોતાની ઈચ્છાથીજ લક્ષ્મી જમણા હાથ ઉપર સોનાના આસન ઉપર બેઠા અને શનિદેવ ડાબા હાથ ઉપર ચાદીના આસન ઉપર બેઠા.

બેસીને બન્ને જણાએ કહ્યું “ મહારાજ! હવે અમારો ટટો પતાવો ”

શ્રીવત્સે કહ્યુ “ સ્થાન અને આસન પસદ કરીને તમે જાતેજ કોણ મોટું અને કોણ નાનું એ સવાલનો નીવેડો આણ્યો છે. હવે મારે કાંઇ કહેવાનુ પ્રયોજન રહ્યું નથી. ”

શનિ:—તમે લોકોએ કેવી રીતે અમારી તકરારનો નીવેડો આણ્યો છે?

રાજા:—મહરાજ! એ પ્રશ્નનો ઉત્તર તમે પોતપોતાના આસનોને પૂછી જુઓ મારે કાંઇ પણ કહેવાની આવશ્યકતા નથી.

મહારાજ શ્રીવત્સનો ઉત્તર સાભળીને શનિદેવના મનમા ઘણું આશ્ચર્ય ઉપજ્યું. એમણે ઉઠીને ધ્યાનપૂર્વક બન્નેના સિંહાસન તરફ જોયું તો જણાયું, કે લક્ષ્મીદેવીનું સિંહાસન સોનાનું છે. હવે એના ક્રોધનો પાર રહ્યો નહિ. એમનું આખું શરીર ક્રોધથી ધ્રૂજવા લાગ્યું. રાજાની તરફ તીવ્ર દૃષ્ટિ કરીને ગર્જનાપૂર્વક એમણે કહ્યું "દુષ્ટ રાજા! આવોજ તારો ન્યાય ? તેં આ સ્ત્રીને ધનની અધિષ્ઠાત્રી સમજીને, સ્વાર્થની ખાતર ઉત્તમ આસન આપીને તેને મારા કરતા શ્રેષ્ઠ માનીને ભરી સભામાં મારૂં અપમાન કર્યું છે. એ અપમાનનો બદલો હુ બહુ જલ્દી લઈશ. મારા કોપને લીધે તારો બધો વૈભવ શીઘ્ર નાશ પામશે. તને ભીખ માગતો ન કરી નાખું તો મારૂં નામ શનિ નહિ. એ વખતે તને ખબર પડશે કે હું શ્રેષ્ઠ છું કે આ નારી ? એ પ્રમાણે કહીને શનિદેવ ક્રોધપૂર્વક ચાલ્યા જવાને તૈયાર થયા. રાજાએ તેમના ચરણમા મસ્તક નમાવીને આજીજી કરીને ક્રોધ શાન્ત કરવાનો ઘણોયે પ્રયત્ન કર્યો, પણ કાંઈ વળ્યું નહિ આગમાં ઘી હોમાતા જ્વાળા વધારે મોટી થાય તેમ રાજાન વિનયપુર્વક વચનો સાભળતા શનિદેવનો ક્રોધાગ્નિ વધારે સળગવા લાગ્યો.

આખરે લાચાર થઇને શનિને શાન્ત કરવાનો પ્રયત્ન રાજાએ છોડી દીધો ભરી સભામાથી શનિદેવ ગુસ્સે થઇને ચાલ્યા ગયા

શનિનો કોપ જોઇને રાજા ઘણા ઉદાસ થયા. હવે એ જરૂર કાંઇ મહાન અનિષ્ટ કરશે એ ભયથી એમનું ચિત્ત ઘણું વ્યાકુળ થઇ ગયું

પેલી તરફ લક્ષ્મી રાજાનો ન્યાય પોતાની મરજી માફક થવાથી ઘણા પ્રસન્ન થયા. તેમણે રાજાને ધન્યવાદ આપતા કહ્યુ "આપના ન્યાયની જેટલી પ્રશસા કરૂ તેટલી થોડી છે. ન્યાયી પુરુષો ગમે તેટલો ભય દેખાડચા છતા ન્યાયના માર્ગથી ચળતા નથી. શનિ ઘણા ક્રોધી દેવ છે, એ આપને દરેક રીતે સતાવવામા પાછી પાની નહિ કરે એ વાત ખરી, પણ આપ એમના કોપની પરવા ન કરશો. હુ પ્રતિજ્ઞા કરૂં છુ, કે હુ આપને હમેશાં મદદ આપતી રહીશ." રાજાને આશીર્વાદ આપીને લક્ષ્મીદેવી વૈકુંઠ ધામમા વિદાય થયા.

શનિદેવના કોપની અસર રાજાના હૃદય ઉપર બહુ થઇ. એ દિન-

પ્રતિદિન શોકવિહ્વળ થઈને સુકાવા લાગ્યો. પતિની એવી દશા જોઈને ચિન્તાદેવીને ઘણો ખેદ થયો, અને આખરે એક દિવસ પતિના ચરણની સેવા કરતી વખતે પ્રેમપૂર્વક કહેવા લાગી " પ્રાણનાથ! આપ ક્યાંસુધી આમ ઉદાસ પડયા રહેશો? સંસારના ભોગઐશ્વર્ય, ધનધાન્ય, તથા ઉન્નતિ અવનતિ ભાગ્યાધીન છે. જેના ભાગ્યમા જે દુ:ખ લખ્યું હોય છે તે ભોગવેજ છૂટકો છે. શનિના કોપના પાત્ર બનીને દુ:ખ ભોગવવાનુંજ આપણા નસિબમા લખ્યું હશે, તો ફિકર કર્યાથી શું વળનાર છે? પરમાત્મા કર્માનુસાર જે કાંઈ સુખદુ:ખ માથે નાખે, તેને પ્રસન્ન ચિત્તે વેઠી લેવાં એમાજ વીરપુરુષની વીરતા છે." રાજાએ કહ્યું " પ્રિયે! તમારૂં કહેવું વ્યાજબી છે. વિધિના નિયમોનું રહસ્ય જાણ્યા છતાં પણ મારી ચિન્તા દૂર થતી નથી; કેમકે શનિદેવ ઘણા ક્રૂર અને નિર્દયી છે ક્ષમા કરવાનું તો એ શીખ્યાજ નથી. એમના કોપમા પડીને ભલભલા રાજાઓ પાયમાલ થઈ ગયા છે. મને મારા પોતાના સંકટની પરવા નથી, પરન્તુ મારી હૃદયાધાર તું તેની શી વલે થશે? મારી પ્રિય પ્રજાની શી દશા થશે? એ વિચારોજ મને દુ:ખી કરી રહ્યા છે" ત્યાર પછી રાણીએ આશ્વાસનના અનેક વચનો કહીને રાજાની ચિન્તા કાંઈક ઓછી કરી. એના હૃદયમા કાંઈક બળનો સંચાર થયો. એ વિચારવા લાગ્યા " ચિન્તાદેવીની સલાહ વ્યાજબી છે વિપત્તિને સમયે ધૈર્યજ મનુષ્યનું મુખ્ય અવલંબન છે. હું નકામો ફિકરમા પડયો રહું છું. શનિના કોપથી જે કાંઇ દુ:ખ ભોગવવું પડશે તે હું સહર્ષ ભોગવીશ શનિ રીસાઇને મારૂ સર્વસ્વ નાશ કરી દેશે, બધા વૈભવોને ધૂળમા મેળવી દેશે, તોપણ હું ધૈર્યને નહિ છોડુ. મેં ન્યાય કર્યો છે, અન્યાય નહિ ન્યાયની ખાતર જે કાંઈ સહન કરવું પડશે તે ખુશીથી કરીશ. એ કર્તવ્યનો માર્ગ સુઝાડીને પ્રિયાએ મને નિરાશ થઇને અધોગામી થતા બચાવ્યો છે."

આ પ્રમાણે વિચાર કરીને પતિપત્ની પ્રસન્ન ચિત્તથી સંસાર અને રાજ્યના કાર્ય કરવા લાગ્યા.

શનિદેવ રાજા શ્રીવત્સના અપમાનનો બદલો લેવાનો પ્રસંગ શોધવા લાગ્યા. આખરે એક દિવસ એ પ્રસંગ મળી પણ ગયો. પુરાણોમા લખ્યુ છે, કે એક દિવસ રાજા શ્રીવત્સ સ્નાન કરી રહ્યો હતો. એમનું સ્નાન કરેલું પાણી જે પૃથ્વી ઉપર પડી રહ્યું હતું, તેને એક કાળો કૂતરો

ચાટવા લાગ્યો પૌરાણિક વહેમ એવો છે કે જે મનુષ્યનું નાહેલું પાણી કાળો કૂતરો ચાટે તેના ઉપર કોઇ ભયંકર આફત જરૂર આવે શનિને આ લાગ ઠીક મળી ગયો એજ વખતે એ રાજાને માથે ચડી બેઠા, અને નાના પ્રકારની આફતોમા નાખીને પોતાના અપમાનનો બદલો લેવા લાગ્યા

સુખ અને દુઃખનું ચક્ર છે કોઈના બધા દિવસ એકસરખા નથી જતા. શનિદેવનો નિવાસ થયાથી બાર વર્ષને માટે શ્રીવત્સના દુ ખના દિવસ શરૂ થયા દુકાળ, મરકી, ધરતીકપ આદિ જાતજાતના ઉત્પાત એના રાજ્યમા થવા લાગ્યા આબાદ અને જાહોજલાલીવાળુ ગામ શ્મશાન સમુ થઇ ગયું મનુષ્યના ચિત્ત ઉપર વિચારોની બહુ પ્રબળ અસર થાય છે. વિચારોથીજ એ પોતાને સ્વતત્ર કે પરતત્ર બનાવી શકે છે શનિની સત્તા બાર વર્ષ સુધી બહુજ પ્રબળ રહે છે એ ધારે છે તે કરી શકે છે, એ વિચાર દૃઢ ઠસી ગયેલો હોવાથી, રાણીના અનેક ઉપદેશ છતા પણ પોતાના ઉપર આવતી અનેક આપત્તિને અટકાવવાનો, તથા એ આપત્તિને સમયે સકટ નિવારણ કરવાને રાજાએ કાઇ પણ પ્રયત્ન કર્યો નહિ નિરાશ થઈને એણે રાજપાટ છોડીને વનમા જવાનો વિચાર કર્યો

પણ રાણી ચિન્તા વનવાસનુ કષ્ટ વેઠી શકશે? શ્રીવત્સે રત્ન તથા અલકારસહિત એને પિયેર મોકલી આપવાનો વિચાર કર્યો.

પતિનો એવો સકલ્પ જોઇને રાણી ચિન્તાએ કહ્યુ "એક સમયે તમારી રાણી તરીકે ગૌરવપૂર્વક પિતાને ઘેર ગઈ છુ આજ કગાળ સ્ત્રીની પેઠે પિતાનો આશ્રય લઇને હુ મારૂ હલકુ નહિ દેખાડુ વળી આવા દુ:ખને સમયે તમને એકલા મૂકીને હુ ગમે તેટલા સુખની ખાતર પણ પિતાને ઘેર જઇ શકુ કે? આ વિપત્તિને સમયે જે ગતિ તમારી તેજ મારી પણ થશે તમારી પાસે રહીને હું તમારી સેવા કરીશ. બનશે ત્યાસુધી તમારૂ દુ:ખ ઓછુ કરીશ. ગમે તેટલુ દુ ખ પડશે તોપણ બે જણા સાથે હોવાથી બધુ સહન કરી શકાશે આપની સાથે રહેવાથી દુ:ખ પણ મને સુખ સમાન લાગશે પ્રભો! આપનુ શરીર તો વનમા કષ્ટને સહન કરી શકશે, અને મારૂ શરીર નહિ સહી શકે? એ કેવી વાત છે? શું આપ એમ ધારો છો કે આપના વગર હુ જૂદી જીવતી રહી શકીશ પિતાને ઘેર તો શું પણ સ્વર્ગમાયે આપના વગર સુખ પ્રાપ્ત નહિ થાય આપ મને જીવતી રાખવા માગતા હો તો મને આપનાથી વિખૂટી ન પડવા દેશો."

એટલુ કહેતા કહેતા રાણીનુ હૈયું ભરાઇ આવ્યું આખોમાથી અશ્રુધારા વહેવા લાગી. તેના મુખમાથી એક પણ શબ્દ ન નીકળી શકયો વૃક્ષને વળગી રહેલી લતાની પેઠે એ પતિદેહને વળગીને પુષ્કળ રોવા લાગી. પત્નીની એવી વ્યાકુળતાજોઇને રાજા શ્રીવત્સનું ચિત્ત પણ પીગળી ગયું એમણે ચિન્તાને હૃદય સરસી ચાપીને કહ્યુ "નહિ ચિન્તા! હુ તને એક ક્ષણભરને માટે વિખૂટી નહિ પાડુ. તું મારી સાચી સહધર્મિણી છે તને ત્યાગ કરીને હું કદિ સુખી નહિ રહી શકુ ચાલો, તારા બધા અલકારો સાથે લઇને આપણે વનમા જઇએ આપણા ચાલ્યા જવાથી પ્રજાનુ દુ.ખ દૂર થઇ જશે હવે મારાથી પ્રજાનુ રોમાચકારી દુ ખ દેખી શકાતુ નથી ચાલો રાતો-રાત આપણે આ નગર છોડીને ચાલ્યા જઇએ"

બિલકુલ ભૂખ્યા તરસ્યા મરી જવાનો વારો ન આવે એટલા સારૂ થોડું ઘણુ ધન, રત્ન, સોનુ, રૂપુ તથા ખાવાપીવાની જણસો એક પોટ-લામા બાધીને અધારી રાત્રે રાજારાણી શહેરનો ત્યાગ કરીને ચાલ્યા ગયા.

માર્ગમા તેમને લક્ષ્મીજી મળ્યા, તેમણે રાજારાણીને આશીર્વાદ આપીને ઘણા આશ્વાસનના વચન કહ્યા, તથા ખાત્રી આપી કે "હુ મારી પ્રતિજ્ઞા-નુસાર હમેશા તમારી સાથે રહીને તમારૂ રક્ષણ કરીશ કાળના ચક્રમા પડયાથી તમારે થોડા દિવસ દુ ખ વેઠવું પડશે પણ આખરે સુખના દિવસ જરૂર આવશે, અને તમે પૂર્ણ ઐશ્વર્યમા જીવન ગાળશો" એટલુ કહીને લક્ષ્મીદેવી ચાલ્યા ગયા, અને રાજારાણી વનમા આગળ ચાલ્યા. રાણીના પગમાં કાટા વાગતા હતા, પગમા શિથિલતા આવી ગઈ હતી. ઠોકરો વાગતી હતી, પણ એ બધી અડચણોને રાણી પ્રસન્નતાપૂર્વક વેઠી લેતી હતી, અને પતિની પાછળ પાછળ ચાલી રહી હતી

ચાલતા ચાલતા પ્રાતઃકાળને સમયે બે જણા એક નદી આગળ આવી પહોચ્યા. નદી કેવી રીતે ઉતરવી એની ફિકરમા હતા, એવામા એમણે દૂરથી એક મછવો આવતો જોયો સાક્ષાત્ શનિ માછીનુ રૂપ લઇને એ મછવો નદીકિનારે લાવ્યો શ્રીવત્સે પાર ઉતરવાનુ કહ્યુ એટલે માછીએ જણાવ્યું "મારા મછવામા આવડુ મોટુ પોટલુ લેઇને તમે બે જણાં બેસો તો મછવોજ ડૂબી જાય"

આપત્તિનો સમય આવે છે ત્યારે સમજુ મનુષ્યની બુદ્ધિ પણ ફરી જાય છે. માછીની સાધારણ ચાલાકીની વાત પણ રાજારાણીની સમજમાં

ન આવી. એમણે પહેલાં પોટલું મૂકી આવવાને કહ્યું. ખલાસીના વેશમાં આવેલો શનિ અલંકારની પોટલી લઈને અગિયારા ગણી ગયો

હવે રાજાની આખ ઉઘડી, અને તે સમજ્યો કે આ બધી શનિદેવની માયા છે દુઃખ, ક્ષોભ અને ચિન્તાથી ગભરાઈને રાજા ત્યાંજ બેસી ગયો એમની આખોમા આસુ ભરાઇ આવ્યા. પતિની અવસ્થા જોઇને ચિન્તા-દેવી પણ વિચારમા પડી ગઇ. પોતાના વસ્ત્રના છેડાથી પતિના આંસુ લૂછીને એણે કહ્યુ "પ્રાણનાથ! આપ દુઃખી ન થશો. જ્યારે આપે રાજ-પાટ છોડી દીધું છે, ત્યારે આટલા ઘરેણા સારૂ આપ ચિન્તા શું કામ કરો છો? ઇશ્વર જે કરે છે તે સારાનેજ માટે છે. અલંકાર ચાલ્યા જવાથી આપણી એટલી જ જાળ ઓછી થઇ ગઈ. હવે આપણને ચોર લૂટારાનો ભય રહ્યો નથી આપ વીરપુરુષ છો. જરા સરખી આફતથી ગભરાઇ જવું આપને શોભે નહિ. પ્રબળ વંટોળીઓ નાના નાના વૃક્ષનેજ ઉખેડી નાખે છે, પર્વતોને તે હલાવી નથી શકતો. માટે આપ આવે સમયે ધૈર્યનો ત્યાગ કરશો તો લોકો તમારી મશ્કરી કરશે."

પત્નીના વચનથી શ્રીવત્સને કાંઇક ધીરજ વળી થોડે દૂર ચાલીને બન્ને-એ એક વૃક્ષ નીચે વિશ્રામ લીધો, તથા સ્નાન કરીને પૂજન કર્યું. ત્યાર પછી જંગલમાથી કંદમૂળ લાવીને ભગવાનને ધરાવીને બન્ને જણાએ ભૂખ શાન્ત કરી.

ઈષ્ટ દેવતાનું પૂજન તથા વિશ્રામ કર્યાથી એમના શરીરનો થાક દૂર થયો, અને ચિત્તને શાન્તિ મળી વાસ્તવમા વિપત્તિને સમયે કેવળ પર-માત્માનુ શરણ લેવાથી મનુષ્યને ઘણી શાન્તિ મળે છે. મહેલમા નાના પ્રકારના ભોજન કર્યાથી જે સ્વાદ નહોતો આવતો, તે સ્વાદ આજે જં-ગલમાં કંદમૂળ અને ફળ ખાધાથી રાજારાણીને પ્રાપ્ત થયો. આખો દિવસ ચાલ્યાથી થાક લાગ્યો હતો એટલે બન્ને જણાયે રાતે ત્યાંજ વિશ્રામ કર્યો.

બીજે દિવસે સવારે ઉઠીને બન્ને જણા ચાલવા લાગ્યાં. થાક અને આખી રાતની ભૂખથી બન્નેના શરીર બહુ લેવાઇ ગયા હતા. ભોજનની તલાશમા કાયર થઇને ફરતા ફરતા રાજાને એક માછલી જડી. એ માછલી રાધવા સારૂ રાણીને આપી. ચિન્તાદેવી માછલીના ઉપરનો કચરો ધોવા સારૂ પાસેના એક તળાવમા ગઇ, પણ એકાએક જાણે જીવ આવ્યો હોય, તેમ માછલી પાણીમા બોળાતા વારજ હાથમાથી સરકી પડી, અને પાણીમાં

તેનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ. રાણી બહુ રોવા લાગી. રાજા હવે શું ખાશે? આટલા બધા પરિશ્રમ પછી એક માછલી મળી તે પણ ચાલી ગઈ. મરેલી માછલી જીવતી થઈને પાણીમા પેશી જાય એવું કોઈએ કોઈ દહાડો જોયું છે કે સાંભળ્યું છે? રાજા મારે માટે શું ધારશે? તેમને કદાચ એવો વિચાર આવશે કે ઘણી ભૂખને લીધે ચિન્તા પોતેજ એ માછલીને ખાઈ ગઈ હશે. શરમ, દુઃખ અને ભયથી રોતી રોતી ચિન્તાએ રાજા પાસે જઈને બધી વાત કહી રાજા કાંઈ બોલ્યો નહિ એ સમજી ગયો કે આ બધાં શનિના કાવત્રા છે. પત્નીને પ્રેમપૂર્વક આશ્વાસન આપીને એ આગળ ચાલ્યો.

એક દિવસ એક વૃક્ષની નીચે બેસીને રાજા પોતાના અદૃષ્ટની ચિન્તામા નિમગ્ન હતા. પતિવ્રતા ચિન્તાદેવી પાસે બેસીને ચકોરીની પેઠે પતિદેવના મુખચન્દ્રને એકીટશે નિહાળી રહી હતી રાજાના મુખની કાન્તિ પહેલાં કરતા ઘણીજ નિસ્તેજ થઈ ગઈ હતી, પણ ચિન્તાદેવીને માટે તો એ હજારો ચન્દ્રમા કરતા પણ વધારે સુન્દર હતી ઘણી વાર સુધી એ અવસ્થામા બેસી રહ્યા પછી રાણીએ રાજાને કહ્યું "પ્રાણનાથ! આ પ્રમાણે વનવગડામા કેટલા દિવસ સુધી ભટકીશું ?" કષ્ટ વેઠીને આપના શરીરની હાલત ઘણીજ ખરાબ થઈ ગઈ છે. જલ્દી શરીર સુધારવાનો કાંઇ ઉપાય નહિ કરો તો કોઈ ગંભીર રોગ લાગુ પડવાનો સંભવ છે, માટે આપને યોગ્ય લાગે તો આપણે જંગલનો નિવાસ છોડી દઇને કોઇ ગામડામાં જઇને રહીએ. ત્યા આગળ આપણને ઓળખનાર પણ કોઇ નહિ હોય, અને મહેનત મજુરી કર્યાથી રીતસર આપણુ પેટ પણ ભરી શકાશે."

પત્નીની સલાહ રાજાને વ્યાજબી જણાઈ. એ લોકો જંગલનો ત્યાગ કરીને પાસેના એક ગામમા જઇ વસ્યા. એ ગામમાં કઠિયારાની વસ્તી હતી. મોટા નગરોના નિવાસીઓ કરતાં ગરીબ ગામડીઆ લોકોમાં પોતાના બન્ધુઓ પ્રત્યે અધિક દયા હોય છે. નિરાધાર નિર્ધન રાજારાણી પ્રત્યે વગર ઓળખેજ કઠિયારાઓએ ઘણી લાગણી દર્શાવી, અને લાકડા કાપીને વેચ્યાથી સહેલાઇથી બે જણનુ પોષણ થશે એવી સલાહ આપી. રાજા એ લોકોની સાથે જઇને લાકડાં ચીરવાનું કામ શીખ્યો, અને લાકડાં કાપી લાવીને તથા વેચીને પોતાનું તેમજ સ્ત્રીનું ભરણપોષણ કરવા લાગ્યો. એક દિવસ રાજાએ જંગલમાં ચંદનના વૃક્ષ જોયાં; બુદ્ધિમાન રાજાને ચંદનની

પરીક્ષા કરતા વાર લાગી નહિ એણે સાધારણ વૃક્ષ ન કાપતા એ દિવસે ચંદનના કાષ્ઠ કાપ્યા, એને ભારો વેચવાથી સારા નાણા ઉપજ્યા હવે રાજાએ ભોજનની ઘણી સામગ્રી ખરીદી, રાજાની બુદ્ધિ જોઇને રાણી ચિન્તા ઘણી પ્રસન્ન થઈ અને પોતાને હાથે સ્વાદિષ્ટ ભોજન રાંધીને રાજાને આનંદ આપવા લાગી દુઃખના સમયમા પણ આ પતિપત્નીના સ્વભાવની ઉદારતા ઓછી થઇ ન હતી. પોતાની સ્થિતિ કાંઇક સારી થતા, એમણે એક દિવસે ગામવાસીઓને ભોજનનું નિમંત્રણ આપ્યું ચિન્તાદેવીએ પોતાને હાથે જાતજાતની સામગ્રી એ દિવસે બનાવી હતી. ભોળા ગામડીઆ લોકોએ એવી સ્વાદિષ્ટ રસોઇ આખી જીંદગીમા કદિ ચાખી નહોતી. આખા ગામના સ્ત્રીપુરુષો તથા બાળકો એ ભોજનથી તૃપ્ત થઈને ચિન્તાદેવીની પુષ્કળ પ્રશંસા કરવા લાગ્યા, તથા એ સાક્ષાત્ અન્નપૂર્ણા છે એમ ધારીને રાતદિવસ એની પાસે રહેવા લાગ્યા.

આ પ્રમાણે શ્રીવત્સ અને રાણી ચિન્તા જંગલમા મંગળ કરવા લાગ્યા.

રાજા અને રાણીને આ પ્રમાણે સુખપૂર્વક જીવન ગાળતા જોઇને શનિના હૃદયમા બળતરા થવા લાગી રાજા શ્રીવત્સને દુઃખ દેવાના ઈરાદાથી એ એક વૃદ્ધ બ્રાહ્મણનો વેશ ધારણ કરીને એ ગામમા વસવા લાગ્યો.

જે ગામમા રાજા શ્રીવત્સ પોતાની સાધ્વી પત્નીસહિત રહેતા હતા, તે ગામ એક નદીકિનારે વસેલુ હતું. એક દિવસ કોઇ વેપારી માલથી ભરેલી નૌકા લઇને એ ગામની નદીમા જતો હતો એકાએક એની નૌકા કિનારા આગળ અટકી પડી, અને ઘણાએ પ્રયત્ન કર્યા છતા પણ આગળ ચાલી નહિ શનિએ જોશીના વેશમા એ વેપારીની પાસે જઇને કહ્યું "આ ગામના કઠિયારાઓમા એક ઘણી સતી સાધ્વી સ્ત્રી રહે છે એ સ્પર્શ કરે તો તમારી નૌકા નદીમા ચાલશે, માટે તમે કઠિયારાની સ્ત્રીઓને અહિંયા જમવાને બહાને બોલાવો. બધાના આવ્યા પછી એક એકને આ નૌકાને સ્પર્શ કરવાનું કહેજો."

વેપારીએ કઠિયારાની સ્ત્રીઓને નોતરૂ મોકલ્યુ બધી સ્ત્રીઓ આવી, પણ ચિન્તા આવી નહિ રાજાની રાણી થઇને આજે એ એક વાણીઆને ત્યા નદીકિનારે કેવી રીતે ખાવા જાય ?

જમી રહીને કઠિયારણોએ એકે એકે નૌકાને હાથ અડકાડયો પણ નૌકા ખસી નહિ એટલામા નૌકાનો જે ખલાસી એ સ્ત્રીઓને નિમંત્રણ

કરવા ગયો હતો તેણે કહ્યુ "સાહેબ, એ સ્ત્રીઓમાથી એકે આપનુ નોતરૂં કબૂલ રાખ્યુ નથી. એ પોતાને ઘેરજ છે મને તો એમજ લાગે છે કે એનો હાથ અડકવાથીજ નાવ ચાલતું થશે'

વેપારીના માણસોએ ચિન્તા પાસે જઇને નૌકાને સ્પર્શ કરવા માટે ઘણો આગ્રહ કર્યો ચિન્તાએ ધાર્યું કે આ બિચારા આફતમાં પડયા છે અને મારી મદદ માગે છે તો વિપદ્‌મા પડેલાને મદદ કરવી એ મારી ફરજ છે મારે જવું જોઇએ સ્વામી ઘેર નહોતા પણ પરોપકારના કામ માટે સ્વામીની આજ્ઞાની વાટ ન જોતા, ચિન્તા નદીએ ગઇ.

ચિન્તાના અડકતાવારજ નૌકા ચાલવા લાગી, એટલે એ દુષ્ટ વેપારીને એવો વિચાર સૂઝયો કે ફરીથી કદાચ આ પ્રમાણે નોકા ચાલતી બધ થઇ જશે તો ત્યા કોણ મદદ કરશે? એમ વિચારીને એ વેપારીએ જબરદસ્તીથી ચિન્તાને પોતાની હોડીમા ખેચી લીધી ચિન્તા આકુળવ્યાકુળ થઇને રોવા લાગી પોતાના પતિવ્રતનો નાશ થવાની બીકથી એણે સૂર્યદેવની આરાધના કરીને પ્રાર્થના કરી કે 'હે દેવ! આ આપત્તિમા તુંજ મારો સહાયક છે. મારો ધર્મ સચવાય એવો ઉપાય કરજે મને કદરૂપી બનાવી દે. જો સ્વામીનો મેળાપ થાય તો મારૂ રૂપ મને પાછુ આપજે નહિ તો આખી જીદગી સુધી કદરૂપીજ રાખજે.'

સૂર્યદેવની કૃપાથી કદરૂપી થઇને ચિન્તા વેપારીના વહાણમા કેદી તરીકે રહી.

ઝુપડીમા પાછો આવીને શ્રીવત્સ જુએ છે તો ચિન્તા ઘેર નથી વેપારી તેનું હરણ કરી ગયો એ સમાચાર સાભળીને શ્રીવત્સને ઘણુજ દુ:ખ થયુ. શોકોન્મત્ત થઇને એ જોરથી ચિન્તાનું નામ પોકારવા લાગ્યો. જે રસ્તે ચિન્તાદેવીની નૌકા ગઇ છે તેજ રસ્તે જઇને એનો પત્તો લગાડવાની એની ઇચ્છા હતી. ગામવાળાઓએ ઘણુએ સમજાવ્યો, પણ કોઇનું કહ્યુ ન માનતા એ નદીને કિનારે કિનારે જવા લાગ્યો. એ પ્રમાણે અડધી રાત સુધી ચાલીને એ થાક ખાવા સારૂ એક જગ્યાએ બેઠો ત્યા આગળ શોકસંતાપહારી નિદ્રાદેવીએ તેના શરીર ઉપર અધિકાર જમાવ્યો. એ પોતાના ઇષ્ટ દેવતાનું સ્મરણ કરતા કરતા સૂઇ ગયો. થોડીવાર પછી એમણે એક સ્વપ્ન જોયું એક જટાજૂટધારી મહા પુરુષ સામે ઉભા છે. એમના ચહેરા ઉપર શાન્તિમય તપનુ તેજ વિરાજી રહ્યું છે. મહાપુરુષે આશીર્વાદ

આપીને કહ્યુ "બેટા! શોક છોડી દે. ચિન્તાદેવીને માટે તું જરા પણ ફિકર કરીશ નહિ. એ જલદી તને પાછી આવી મળશે, એ સર્વદા તારૂં સ્મરણ કરી રહી છે, એ સતી છે, સાચી પતિવ્રતા છે. કોઈ એને સ્પર્શ કરી શકશે નહિ તું વિશ્વાસ રાખજે, કે સતી ચિન્તાની મર્યાદા સદા કાયમ રહેશે. જા, અને એની શોધ કર !"

એટલું કહીને મહાપુરુષ અન્તર્ધાન થઈ ગયા એ સ્વપ્નની શ્રીવત્સના મન ઉપર એટલી બધી અસર થઇ કે જંગલો, પર્વતો, ગુફાઓ અને સમુદ્રમા ફરી ફરીને ચિન્તાને ખોળી લાવવાનો તેણે નિશ્ચય કર્યો.

અનેક વન, ઉપવન, પર્વત, નદી તથા નિર્જન પ્રાન્તને ઓળગીને શ્રીવત્સ એક એવા રાજ્યમા જઈ પહોચ્યો, કે તેવું સુંદર અને રમણીય સ્થાન તેમણે પોતાના જીવનમાં કદિ જોયું નહોતું. એ શોભામય દેશનું નામ દેવલોક હતુ. ત્યા દેવતાઓ નિવાસ કરી રહ્યા હતા. એ મનોહર દેશની શોભાની સરખામણી થઇ શકે એમ ન હતું એની બરોબરનો કોઇ દેશ પૃથ્વી ઉપર નહોતો. હિસા, દ્વેષ, મોહ, મત્સર આદિ કુપ્રવૃત્તિઓનું એ દેશમાં નામનિશાન પણ નહોતું ત્યા સાપ, નોળીઆ સાથે રમતા હતા પ્રાણી માત્રને પરસ્પર પ્રેમપૂર્વક વિચરતા જોઈને શ્રીવત્સ રાજાને ઘણો આનદ થયો

એ સ્વર્ગરાજ્યની મનોહર શોભા નિરખતા રાજા આગળ વધ્યો. ત્યાં એમણે એક રમણીય આશ્રમ જોયો રાજાએ કુતૂહલવશ એ આશ્રમમા પ્રવેશ કર્યો પુરાણોમા લખ્યું છે કે એ આશ્રમ સુરભિનો હતો. સુરભિએ શ્રીવત્સને પરિચય તથા ત્યા આવવાનું કારણ પૂછ્યુ. શ્રીવત્સે ઉત્તર આપ્યો "મારૂ નામ રાજા શ્રીવત્સ છે મારી અર્ધાગિનીને એક વાણીઓ હરણ કરી ગયો છે. હુ એને શોધતો મૃત્યુલોકથી અહિ આવ્યો છું"

ત્યાર પછી રાજાએ પોતાની વિપત્તિની બધી કથા વિસ્તારથી સુરભિને કહી સભળાવી. રાજાના દુ:ખની કહાણી સાભળીને સુરભિને ઘણી દયા ઉપજી, અને તેણે રાજાને દિલાસો આપતાં કહ્યું "રાજન્! સસાર સુખદુ:ખમય છે. જીવને પોતાના કર્માનુસાર સુખની પછી દુ:ખ અને દુ:ખની પાછળ સુખ ભોગવવું પડે છે. કુગ્રહના ચક્રમા પડીને તમારે દુ:ખ ભોગવવું પડે છે, પરન્તુ તમારી એ દુર્દશા પણ બહુ થોડા સમયમાં મટી જશે. આપની પતિવ્રતા અર્ધાગિની પણ આપને મળશે. જ્યાંસુધી

આપના સારા દિવસ ન આવે ત્યાંસુધી આપ સુખેથી અહિંયા નિર્ભયપણે રહો. આ આશ્રમને છોડીને ન જશો, કેમકે એમ કર્યાથી ફરીથી શનિ તમને કનડે એવો ભય રહે છે.”

એ વચનોથી રાજાને ઘણી ધીરજ વળી, અને પત્નીવિયોગથી પીડાતા શ્રીવત્સે થોડો સમય એજ રમણીય આશ્રમમાં ગાળવાનો નિશ્ચય કર્યો.

સુરભિના પવિત્ર આશ્રમમાં રાજા શ્રીવત્સ ઘણા સુખથી રહેવા લાગ્યા. ત્યાં એમને કોઈ પ્રકારનું દુ:ખ નહોતું; પણ પ્રિયપત્નીની ચિન્તાનો વિચાર એમને રાતદિવસ આવ્યા કરતો હતો. એને શોધવાનો કાંઇ પણ પ્રયત્ન ન કરતા આ પ્રમાણે પોતે એકલાએ સુખ ભોગવવું એ તેને વ્યાજબી ન લાગ્યું. તેથી એ એક દિવસ સુરભિના આશ્રમમાથી છાનામાના પત્નીની શોધમા નીકળી પડયા. સુરભિના આશ્રમમાં રહીને રાજા બનાવટી સોનું બનાવતા શીખ્યા હતા. નીકળતી વખતે એમણે થોડી, સોનાની ઈંટો પણ બાંધી લીધી હતી. ઘણે દૂર ગયા પછી એક નદી આવી. દૈવયોગથી ત્યાં એ સમયે એક નોકા પણ હતી. રાજા એના ધણીને કહીને એ નોકામાં બેઠો

અહિંયા એ જણાવવું જોઇએ કે એ નોકાનો ધણી એજ વેપારી હતો કે જેણે ચિન્તા રાણીને કેદ કરી રાખી હતી. વહાણમા અનેક પ્રકારની વસ્તુઓ ભરીને એ ભિન્ન ભિન્ન દેશોમા ફરતો હતો. ચિન્તાને પકડતી વખતે એનો વિચાર એ સફર બાદ એને છોડી દેવાનો હતો, પણ પછીથી એને એવો લોભ થયો, કે ચિન્તાના રહેવાથી વહાણ ઉપર કોઇ જાતની આફત આવતી નથી, માટે એને હમેશા સાથેજ રાખવી. ચિન્તાદેવીએ તેને છૂટકારા સારૂ ઘણી આજીજી કરી પણ એ દુષ્ટે કાંઈ ધ્યાન ન આપ્યું.

વહાણપર ચડયા પછી એ વણિકને શ્રીવત્સ રાજાનો પરિચય મળ્યો, તથા એની પાસે સોનાની ઈંટો છે એ જાણ્યું એટલે એણે તેમનું કાસળ કાઢવાના ઇરાદાથી નદીમા ફેંકી દીધા. નદીમા પડતી વખતે રાજાએ ગભરાઇને ‘હા ચિન્તા! હા ચિન્તા’ બૂમ પાડી. ચિન્તાએ વહાણના ઉપરના ભાગમાથી એ બૂમ સાભળી, પણ એને એવી સખ્ત બાંધી રાખી હતી, કે એ પોતાને સ્થાનેથી ચસકીજ ન શકી. વણિકે ખલાસીઓને નૌકા જોરથી હંકારવાનું કહ્યું.

શ્રીવત્સનો પડતી વખતનો અવાજ સાંભળીને સતી ચિન્તા ચમકી ઉઠી. એણે મોં બહાર કહાડીને જોયું તો સ્વામી નદીના અથાગ જળમાં

ડૂબવાની તૈયારીમા છે સ્વામીને બૂમ પાડીને ચિન્તાએ પોતાની પાસે પડેલું એક બોચુ નદીમા ફેકયુ. કદરૂપી થઈ ગયેલી છતા પણ ચિન્તાને શ્રીવત્સ ઓળખી ગયો નૌકા તો સડસડાટ ચાલી ગઇ શ્રીવત્સ એ બોચુ પકડીને નદીમા તરતો તરતો મહામુશીબતે કિનારે પહોચ્યો. થોડા દિવસ પછી એણે સૌતિપુર ગામમા એક માળીને ઘેર આશ્રય લીધો માળીની સ્રી શ્રીવત્સને 'ભાણો' કહીને બોલાવતી અને તેના ઉપર ઘણો સ્નેહ રાખતી

સૌતિપુરના રાજા ઘણા ધર્માત્મા અને પ્રજાવત્સલ હતા. એમની પ્રજા સર્વ વાતે સુખી હતી. એમનુ નામ બાહુદેવ હતું

બાહુદેવને ભદ્રાવતી નામની એક સુશીલા, સુદરી અને ગુણવતી કન્યા હતી બાલ્યાવસ્થાથીજ દેવીદેવતાઓ ઉપર એને ઘણી ભક્તિ હતી. આઠ વર્ષની વયથીજ એ પોતાની માતાને પૂજાપાઠના કાર્યમા મદદ કરવા લાગી હતી. માતાની સાથે એ પણ પાર્વતીપૂજન કરતી, અને ભક્તિભાવપૂર્વક અનેક સ્તોત્રનો પાઠ કરીને પ્રસાદ ગ્રહણ કરતી.

એની એ ધર્મ-નિષ્ઠા દિનપ્રતિદિન વધતી ગઇ જે સમયે એ સ્નાન કરી શુદ્ધ થઇને, પવિત્ર રેશમી વસ્ત્ર ધારણ કરીને, ગૌરીના મદિરમા પૂજા કરવા બેસતી તે વખતે એવુ લાગતું કે જાણે ભગવતી ગૌરી પોતે બાલિકા રૂપમા એ પૂજાભવનમા બિરાજી પોતેજ પોતાની પૂજા કરી રહ્યા છે

ધીમે ધીમે ભદ્રાએ બાલ્યાવસ્થામાથી કિશોરાવસ્થામા પગ મૂકયો એ વખતે એના અગની શોભા ઘણીજ વિચિત્ર બની ગઇ હતી. એની અવસ્થા જોઇને, રાજારાણીને તેના લગ્નની ફિકર પેઠી બાહુદેવે ભદ્રાના સ્વયવરનો ઢઢેરો પીટાવ્યો, અને દેશ વિદેશના રાજાઓને સ્વયવરસભામા પધારવાના આમત્રણ મોકલ્યા ભદ્રાએ શ્રીવત્સને કદાપિ દીઠો નહોતો, પણ તેની કીર્તિ સાભળીને, તથા તેના ગુણથી આકૃષ્ટ થઈને એ મનમા ને મનમાજ એને વરી ચૂકી હતી સ્વયવરસભામા અનેક રાજાઓ એકઠા થયા. માળીનો આશ્રિત દીન શ્રીવત્સ પણ સ્વયવર જોવા માટે પાસેના એક કદમ્બ વૃક્ષની નીચે બેસી રહ્યો હતો.

સ્વયવરનો સમય પણ આવી પહોચ્યો, અને સુદર વસ્રાભૂષણથી સજ્જ થઇ, એક હાથમા સોનાના થાળમા વરમાળા, ચન્દન, દહીં તથા બીજા મગળ પદાર્થો લઇને ભદ્રાએ મડપમા પ્રવેશ કર્યો. રાજકુમારીની ભુવનમોહિની કાન્તિ જોઈને સ્વયવરસભામા આવેલા રાજાઓ અને રાજ

કુમારો એકીટશે તેની તરફ મુગ્ધ નેત્રે જોઈ રહ્યા. દરેક રાજાના ગુણ-કીર્તન શરૂ થયા, પણ શ્રીવત્સ ત્યા દીઠામા આવ્યો નહિ ભદ્રા ઘણી ફિકરમા પડી. ઘણો વિચાર કરીને એણે કહ્યુ "સભામા બિરાજેલા, બધા રાજાઓને મારા નમસ્કાર છે હું પૂર્વથીજ કોઇ મહાપુરુષને તેના ગુણ-શ્રવણ કરીને વરી ચૂકી છુ આજ આ સભામા એમના દર્શનની આશા હતી, પણ એ અહિં દેખાતા નથી. બ્રાહ્મણો મને આશીર્વાદ આપો કે કદિ એ ગુપ્ત વેશે અહિં આવ્યા હોય તો હું ઓળખી શકુ આકાશના દેવતાઓ! તમે મારી પ્રાર્થના સાભળો અને મારા સ્વામીનુ દર્શન કરાવીને અબળાધર્મનુ રક્ષણ કરો."

એવામા આકાશવાણી થઇ કે "આ કદમ્બના ઝાડ નીચે જે પુરુષ બેઠો છે તે તારો સ્વામી છે"

ભદ્રાએ કદમ્બની નીચે જઇને શ્રીવત્સના ગળામા વરમાળા પહેરાવી

અજાણ્યા ગરીબ કગાળ પુરુષને વરવાથી ભદ્રા ઉપર તેનો પિતા ઘણો ગુસ્સે થયો. અન્ત:પુરમા જઇને રાણીની આગળ એ પોતાનુ દુ:ખ રડયો, તથા આ અપમાન માટે ભદ્રાનો ત્યાગ કરવાનો વિચાર જણાવ્યો બુદ્ધિમતી રાણીએ રાજાને ઘણુ સમજાવ્યો કે 'દુનિયામા ઇશ્વરની ઇચ્છા પ્રમાણેજ બધુ થાય છે. માટે એમા ક્રોધ શેનો કરવો મહારાજ! ભદ્રાને ઇશ્વરેજ ઉત્પન્ન કરી છે અને તેણેજ તેને બુદ્ધિ આપી છે તેનીજ ઇચ્છાથી તેણે આપેલી બુદ્ધિથી, ભદ્રાએ જે પુરુષને સ્વામી તરીકે પસદ કર્યો છે તે ગમે તેવો હોય પણ ભદ્રાનો સાચો પતિ છે. માટે આપણે પણ તેને જમાઈ તરીકે સ્વીકારવો જોઇએ માયાના મોહમા ભાન ભૂલી જઇને ઈશ્વરની ઈચ્છાથી વિરુદ્ધ ચાલવું એ અધર્મ કહેવાય.'

રાજાને આ પ્રમાણે સમજાવીને રાણી ભદ્રાની પાસે ગઇ એ વખતે ભદ્રા એ કદમ્બ વૃક્ષની નીચે શ્રીવત્સની સામું પ્રેમપૂર્વક જોઇને ઉભી હતી આ સુદર દૃશ્ય જોઇને ઉદારહૃદયા રાણીનુ મન પ્રફુલ્લિત થયું. તેણે કન્યા તથા જમાઈને સ્નેહપૂર્વક આલિગન કરીને, માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા.

પણ રાજાનો ક્રોધ એકદમ શમ્યો નહિ. તેણે નગર બહાર પુત્રી અને જમાઇને રહેવા માટે એક મકાન બંધાવી આપ્યું.

ભદ્રા જેવું સ્ત્રીરત્ન મેળવ્યા છતાં પણ શ્રીવત્સ સુખી થઈ શકયો નહિ.

ચિન્તાનો વિચાર તેના હૃદયને બાળી નાખતો હતો.

'રાજા થઇને સાસરાને આશરે પડી રહ્યો છું' એ વિચાર શ્રીવત્સને ઘણો દુઃખકારક થઈ પડ્યો. ભદ્રાએ પોતાની ઇચ્છાથી તેને વરમાળા પહેરાવી હતી, એટલે એને તેની સાથે લગ્ન કરવુંજ પડ્યુ હતું; પણ ચિન્તાને ભૂલી જઇને એ ભદ્રાને પોતાના હૃદયમાં સ્થાન આપી શક્યો નહિ ભદ્રાને એથી ખોટુ લાગતું નહિ. સ્વામીને પ્રેમ અને ભકિતથી ખુશ રાખવા, એજ વિચાર એને રાતદિવસ આવતો હતો. પોતાના પ્રેમના બદલામાં એ સ્વામીના પ્રેમની આશા રાખતી નહિ શ્રીવત્સના મનની ચિન્તા જાણી લઈને, સ્વામીના દુઃખે દુઃખી ભદ્રા, સ્નેહવાક્યથી તેને ધીરજ આપવા લાગી.

ધીમે ધીમે બાર વર્ષ પૂરા થયા રાજાને શનિની દશા ઉતરી ગઇ; પણ ચિન્તા સાથે હવે એનો મેળાપ કેવી રીતે થાય ? કોઇ દિવસ એનો એ સોદાગર પોતાની નૌકા સાથે એ નગરમા આવી પડશે, એવી આશામા શ્રીવત્સ રાતદિવસ નદીકિનારે બેસી રહેવા લાગ્યો.

એક દિવસ ખરેખાત એ સોદાગર પોતાના વહાણ સાથે સૌતિપુર ગામમા આવ્યો. ચિન્તા એજ વહાણમા કેદી તરીકે બેઠી હતી. શ્રીવત્સે નૌકા અટકાવીને ચિન્તાને તેમાંથી છોડાવી. ચિન્તા હવે પાછી પહેલાંના જેવી સ્વરૂપવતી થઈ ગઇ. ભદ્રાએ ભક્તિપૂર્વક ચિન્તાને પ્રણામ કર્યા. બેન ગણીને ચિન્તાએ સ્નેહપૂર્વક ભદ્રાને છાતી સરસી ચાપી.

શ્રીવત્સનો ખરો પરિચય મળવાથી બાહુદેવ રાજા ઘણો શરમીંદો થઈ ગયો અને પરમ આદર સાથે તેને રાજનગરમા તેડી લાવ્યો. શનિના ત્રાસમાથી મુક્ત થઇને શ્રીવત્સ લક્ષ્મીની કૃપાથી ફરીથી રાજ્યેશ્વર થયો, અને ચિન્તા અને ભદ્રાને લઇને પોતાના રાજ્યમા પાછો ગયો. શોક્યો હોવા છતા પણ ચિન્તા અને ભદ્રા સગી બ્હેનોની પેઠે સપીને રહેતી હતી.

આ પ્રમાણે શ્રીવત્સ, ચિન્તા તથા ભદ્રાના દિન ઘણા આનંદથી વીતવા લાગ્યા એક દિવસ પ્રસગ મળતા શ્રીવત્સે સસરાને કહ્યું "આપ મને મારી રાજધાનીમા જવાની રજા આપો; કેમકે મારી પ્રજા ઘણુ દુઃખ પામી રહી છે. પ્રજાના કષ્ટોનું સ્મરણ થતા મારૂં ચિત્ત વિહ્વળ થઇ જાય છે. હવે મને અહિંયા જરા પણ ગમતું નથી."

રાજા બાહુદેવે પુષ્કળ પહેરામણી આપીને કન્યાસહિત જમાઇને વિદાય

ફર્યો. રાજા શ્રીવત્સ પોતાની બન્ને રાણીઓસહિત રાજધાનીમાં પહોચ્યો.

અનેક વર્ષો પછી રાજાને મહારાણી ચિન્તા સાથે પાછા ફરેલા જોઇને એમની પ્રજાના હર્ષનો પાર રહ્યો નહિ. અનેક દિવસ સુધી પ્રજાએ ઉત્સવ માન્યો; રાજાએ ફરીથી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. એમના સુપ્રબન્ધથી રાજ્યમા ફરીથી સુખ, અને સમૃદ્ધિએ વાસો કર્યો.

ચિન્તા દેવીએ ઘરસંસારનો કારભાર ભદ્રાદેવીને સોપી દીધો, અને પોતે પતિના આનંદ, સુખ, અને સૌભાગ્યની ચિન્તામાજ રાતદિવસ નિમગ્ન રહેવા લાગી. બન્ને પત્નીઓના સંપીને રહેવાથી રાજા શ્રીવત્સનો સંસાર સ્વર્ગમય બની ગયો

શ્રીવત્સની બન્ને રાણીઓ સગર્ભા થઈ, અને વખત જતાં નાનાં સુદર બાળકોની રમતથી રાજમહેલ ગાજી રહ્યો

મહારાણી ચિન્તા પહેલાંની માફકજ રાજકાર્યમા પતિની સલાહકાર બનીને ઉચ્ચ અભિપ્રાય આપવા લાગી. રાજાની દૃષ્ટિમાં એને માટે ઘણું સન્માન હતું.

ચતુરાઇ, પાતિવ્રત, ધર્મ-પ્રેમ, અને ધૈર્ય આદિ ગુણોને લીધે ચિન્તાનું નામ સતીઓમાં ઉચ્ચ સ્થાને બિરાજશે.

---

# रत्न ९५ मुं-शैव्या



સ્વામીનું સત્ય નિભાવવા ખાતર પતિવ્રતા આર્યનારીએ. કેટલું બધું કષ્ટ ખમવા તૈયાર થઇ જતી હતી, તેનું શ્રેષ્ઠ દૃષ્ટાન્ત શૈવ્યા છે.

ઘણા પ્રાચીન કાળમાં અયોધ્યા નગરીમાં હરિશ્ચન્દ્ર નામના એક પરમ ધાર્મિક રાજા રાજ્ય કરતા હતા. એ રામચન્દ્રજીના પૂર્વજ અને સૂર્યવંશી હતા. દેવી શૈવ્યા રાજા હરિશ્ચન્દ્રની પતિપરાયણા, પરમ સાધ્વી રાણી હતી. મોટાઈ અને વૈભવ પામ્યા પછી ચિત્તવૃત્તિ ભાગ્યેજ શાન્ત રહે છે. મનોવૃત્તિ ઘણુંખરું અધોગામી થાય છે, પરન્તુ રાજવૈભવનાં હજારો પ્રલોભનમાં રહ્યા છતાં પણ આ રાજદંપતીની ધર્મ-બુદ્ધિ ઘણી શુદ્ધ હતી. સત્કાર્યો પ્રત્યે સદા એમની રુચિ અને પ્રવૃત્તિ રહેતી હતી. અપૂર્વ ધાર્મિકતા, અસાધારણ આત્મત્યાગ અને સામાન્ય

લોકોમા દીઠામા ન આવે એવા અદ્દભુત દામ્પત્યપ્રેમનો પરિચય આપીને હરિશ્ચન્દ્ર અને શૈવ્યા પોતાનું નામ અમર કરી ગયા છે એટલુજ નહિ પણ જગત્ આગળ ઉત્તમ ઉદાહરણ મૂકતા ગયા છે

ધર્મપરાયણ રાજદપતી રાજ્યશાસન અને પ્રજાપાલન કરીને પરમ સુખમા જીવન વ્યતીત કરતા હતા ધનધાન્ય, દાસદાસી, મણિમાણિક્ય કશાની ખોટ નહોતી દુ:ખ શેને કહે તે તેઓ જાણતાજ નહોતા, પરન્તુ આ સસારમા અખડિત સુખ ભોગવવાનું કોઇના ભાગ્યમા નથી. થોડાક સમયમા એક એવો બનાવ બન્યો કે જેથી રાજા હરિશ્ચન્દ્રનું ભાગ્યચક્ર ફર્યું, અને એ વીર દપતીમા સત્યપરાયણતા અને ધૈર્યનો કેવો અખૂટ ભડાર ભરેલો હતો તેની પરીક્ષા કરવાનો પ્રસગ આવી પહોચ્યો

એક દિવસ રાજા હરિશ્ચન્દ્ર મૃગયા રમવા સારૂ મહર્ષિ વિશ્વામિત્રના તપોવનમા ગયા હતા. ત્યા આગળ એક એવો બનાવ બન્યો કે જેને લીધે મહર્ષિ વિશ્વામિત્રના દારુણ કોપમા એમને પડવું પડયુ માર્કંડેય પુરાણમા એ પ્રસગનો નીચે પ્રમાણે ઉલ્લેખ છે

તપોવનમા પુષ્પવૃક્ષ ઉપરથી પુષ્પ વીણવા જતા કેટલીક સ્ત્રીઓ વૃક્ષોની શાખાઓ પણ તોડી નાખતી હતી મહર્ષિ વિશ્વામિત્ર સ્ત્રીઓની એ ગેર-વ્યાજબી વર્તણુક જોઇને બહુ ક્રોધે ભરાયા, અને તેમને વૃક્ષના થડ સાથે બાધી રાખી બન્ધનવેદનાથી આકુળવ્યાકુળ થઇને અબળાઓ કરુણ સ્વરે રોદન કરવા લાગી એ કરુણ સ્વર શિકાર કરવા ગયેલા રાજા હરિ-શ્ચન્દ્રને કાને પહોચ્યો. એ તપાસ કરતા કરતા સ્ત્રીઓની પાસે પહોચ્યા અને એમની દુર્દશાનું કારણ પૂછ્યુ સ્ત્રીઓએ બધો વૃત્તાત માડીને કહી સભળાવ્યો, અને મદદને સારૂ પ્રાર્થના કરી રાજા હરિશ્ચન્દ્ર પરમ દયાળુ અને પરોપકારી પુરુષ હતા. આપત્તિમા ફસાયલી રમણીઓનું દુ.ખ જોઇને તેમને ઘણી દયા ઉપજી અને એમને બન્ધનમુક્ત કરવાનું પોતાનું કર્તવ્ય સમજીને જરા પણ વિલબ ન કરતા એમના બંધન છોડી દીધા બધનમાથી છૂટકારો મળતા એ સ્ત્રીઓ રાજાને આશીર્વાદ આપતી આપતી ચાલી ગઇ વિપત્તિમા પડેલાઓને સહાયતા આપી એમનો ઉદ્ધાર કરવો એ મહાન્ પુણ્યનુ કાર્ય છે. હરિશ્ચન્દ્રનુ આ કાર્ય એવુંજ મહાન હતું, પણ દુર્ભાગ્યને લીધે એજ એમને માટે ભવિષ્યમા મોટી વિપત્તિનુ કારણ થઇ પડયુ.

રાજા હરિશ્ચન્દ્રે દયાને વશ થઇને પેલી સ્ત્રીઓને છોડી દીધી હતી

એ બનાવ દૂરથી મહર્ષિ વિશ્વામિત્રે જોયો હતો, અને રાજા ઉપર એમને પુષ્કળ તિરસ્કાર ઉપજ્યો હતો. કેમકે એ તપોભૂમિ હતી, તપોવનમા મહર્ષિઓનું સામ્રાજ્ય હતું. એ તપસ્વીઓની રજા લીધા વગર પોતાનીજ મરજીથી અબળાઓના બંધન છોડી નાખવાનો રાજાને કાંઈ અધિકાર નહોતો મહર્ષિએ રાજાની પાસે જઇને એ રમણીઓ પ્રત્યે વધારે પડતી દયા બતાવવાનુ કારણ પૂછ્યુ. રાજાએ નમ્રતાપૂર્વક મહર્ષિના પ્રશ્નનો ઉત્તર આપ્યો, પણ એથી ઋષિને કાંઈ સતોષ થયો નહિ, અને એ વધારે ક્રોધ પ્રગટ કરવા લાગ્યા રાજાએ વિનયપૂર્વક કહ્યું "મહારાજ ! મારો અપરાધ ક્ષમા કરો. આપ ક્રોધને શમાવો આપની શાન્તિને સારૂ આપ જે કાંઈ માગશો તે હું આપીશ."

વિશ્વામિત્રે જોયું કે પૂજાનું વેર લેવાનો આ સારો લાગ છે એમણે રાજા પાસેથી રાજપાટસહિત સઘળું ધન માગી લીધું. રાજા એક ક્ષણને માટે વિચારમા પડયો. મહર્ષિની પ્રાર્થના સ્વીકારે છે તો પોતે સર્વસ્વ ખુવે છે, નથી સ્વીકારતો તો પ્રતિજ્ઞા-ભંગનુ મહાપાપ લાગે છે, પરન્તુ મહારાજા હરિશ્ચન્દ્ર નિડર, ગંભીર અને અટલ રહ્યા એમણે વિચાર કર્યો, આમા તે બીવા જેવું શું છે, દાન આપવાનુ કહ્યું છે તો પછી એ દાન ગમે તેટલુ મોટુ હશે તોપણુ આપીશ પ્રતિજ્ઞાભગ કરવો એ કાયર પુરુષનું કામ છે. હરિશ્ચન્દ્રે સ્થિર ચિત્તે સકલ્પ કરીને પોતાનું રાજ્ય તથા સઘળી સંપત્તિ દાનમા આપી દીધા. હવે મહર્ષિએ દાન ગ્રહણ કરીને કહ્યું, કે મહારાજ ! આ રાજ્ય ઉપર હવે મારો અધિકાર છે. તમે તરતજ અયોધ્યા નગરીનો ત્યાગ કરીને કાશી ચાલ્યા જાઓ. હરિશ્ચન્દ્ર મહર્ષિની આજ્ઞા માથે ચઢાવીને સત્વર રાજ્યનો ત્યાગ કરીને બહાર નીકળવા તૈયાર થયો, પણ એટલાથીયે મહર્ષિએ તેને છૂટકારો ન આપ્યો. આ મહાન્ દાનની દક્ષિણા બાકી રહી હતી. દક્ષિણા વગર દાન ફળે નહિ, વળી એ દક્ષિણા પણ નાની સુની ન હોવી જોઇએ, દાનને શોભે એવી હોવી જોઇએ. પુષ્કળ સોનામહોરો મહર્ષિએ દક્ષિણામા માગી.

પોતાનુ સર્વસ્વ દાન કરી ચૂકયા પછી હરિશ્ચન્દ્ર પાસે ફૂટી બદામ પણ નહોતી, તો હજારો સોનામહોરો લાવે કયાંથી ? વિશ્વામિત્ર પાસે એક મહિનાની મુદ્દત માગીને એ કાશી જવા નીકળ્યો. જતાં પહેલાં એ પત્ની શૈબ્યાની પાસે વિદાય માગવા ગયો. પતિવ્રતા શૈબ્યાએ દુઃખના

દિવસમા સ્વામીને પડખે ઉભી રહીને તેમને આશ્વાસન આપ્યુ. હરિશ્ચન્દ્ર મનુષ્યત્વથી ક્ષત્રીધર્મના પાલનથી સ્ખલિત ન થાય એ સારૂ તેને પોતાના બાહુમા દૃઢ આલિંગન આપ્યુ. સ્વામીએ રાજ્યપાટ ઋષિને આપી દીધાના સમાચાર પતિમુખે સાભળતાવારજ શૈવ્યા સમજી ગઇ હતી, કે સ્વામીનું આ કાર્ય પુણ્યકાર્ય છે. સૂર્યવંશી મહારાજાને એવુંજ કાર્ય શોભે સ્વામીના એ મહાન્ ધર્મકાર્યમા હું સામીલ થઇશ ધર્મસાધનમાં દુઃખ અને પીડા તો જરૂર છે, પણ એવા દુઃખ અને પીડા વગર ધર્મનો મર્મ મનુષ્યો સમજીજ કેવી રીતે શકે? સંકટમા પડયા વગર મનુષ્યના સદ્‌ગુણની પરીક્ષા થતી નથી સંકટની કસોટીમાં કસાયા વગર ધર્મજગત્‌માં કોઇ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકતું નથી. આવા ઉચ્ચ વિચારોથી પ્રેરાઇને શૈવ્યાએ સ્વામીની પુષ્કળ પ્રશંસા કરીને કહ્યું "આર્યપુત્ર! આપે રાજપાટ બધુ દાન કરી દીધું એ ઘણુ સારૂ કામ કર્યુ છે. આપ જરાયે ગભરાશો નહિ. સત્યના પાલન અર્થે અત્યારેજ રાજપાટ ત્યાગ કરવા પડશે તો એ કરવા હું તૈયાર છું. ચાલો હમણાજ આપણે સર્વસ્વનો ત્યાગ કરી કાશી ધામમા જઇ વસીશું. આપ મારા પ્રભુ છો, સ્વામી છો, પરમ આરાધ્ય દેવતા છો. આપે આદરેલા ધર્માનુષ્ઠાનમા જીવન સમર્પણ કરવું એ ધર્મ-સંગત કાર્ય છે મારી પવિત્ર ફરજ છે. ચાલો, હું આપની સાથે આવીને આપની ચરણસેવા કરીશ. માટે ચાલો હવે વિલંબ ન કરો જે વસ્તુ દાનમા આપી દીધી છે તેનો સત્વર ત્યાગ કરીને ચાલ્યા જવું એજ આપણુ પરમ કર્તવ્ય છે

ધર્માત્મા હરિશ્ચન્દ્ર પત્નીના એવા પ્રેમયુક્ત વચનો સાભળીને પરમ સંતુષ્ટ અને ઉત્સાહિત થયા. આ સંસારના ધર્મક્ષેત્રમા જેને યોગ્ય સહધર્મિણી મળી છે, તેની સંસારયાત્રા સુખમય નીવડે છે પ્રથમ તો ધર્મવીરને સંસારમા દુઃખ દુઃખરૂપજ નથી લાગતું દુઃખ તો ધર્મહીનતાનું પરિણામ છે સત્યાગ્રહીને દુઃખ અને શોક શા? તેમાયે વળી એવા ધર્મવીરને, આવા સત્યાગ્રહીને સુયોગ્ય ધર્મપત્નીનો ઉત્સાહ મળે તો પછી એના સુખનું પૂછવુંજ શું? સહધર્મિણી શૈવ્યાના પ્રબળ ઉત્સાહથી ઉત્સાહિત થઇને, હરિશ્ચન્દ્રે રાજ્ય અને રાજમહેલનો પરિત્યાગ કરીને પત્ની અને પુત્રસહિત કાશી તરફ પ્રયાણ કર્યું એમનું આનન્દપૂર્ણ, શાન્તિમય રાજભવન નક્ષત્રશૂન્ય રાત્રીની પેઠે શોકસાગરમા ડૂબી ગયું. પતિપરા-

ચણા, ધર્માનુરાગી દેવી શૈવ્યાએ હૃદયમા પ્રેમભક્તિસહિત પતિનું અનુગમન કર્યું. વિજળી જેમ મેઘનું અને કૌમુદી જેમ ચન્દ્રનું અનુસરણ કરે છે, તેમ શૈવ્યા પણ પતિની અનુગામિની થઇ, એજ સતીધર્મ હતો. એજ સતીની તપસ્યા હતી, અને એજ સતીની યોગ્ય સાધના હતી.

શૈવ્યા હરિશ્ચન્દ્રની રૂપવતી, ગુણવતી અને પ્રેમમયી ભાર્યા હતી. શૈવ્યાનું અ ત.કરણ નિર્મળ અને મધુર હતું. કર્તવ્યબુદ્ધિ અટળ અને અચળ હતી પતિમાં અગાધ અનુરાગ હતો. સ્વામી શું કર્યાથી સુખી થાય, શું કર્યાથી સ્વામી ધર્મજગત્મા પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે, શું કર્યાથી સ્વામીનું આલોક તથા પરલોકનું કલ્યાણ થાય, એજ એના જીવનનું પરમ લક્ષ્ય હતું. આજ શૈવ્યા હરિશ્ચન્દ્રના દુ.ખે દુ:ખી હતી, પતિના કષ્ટથી એ જીવતે મુવા જેવી થઇ ગઈ હતી શૈવ્યાનુ અંત.કરણ પતિનુ શોકાતુર મુખ જોઇને બળી જતું હતું એ સતીને રાતદિવસ એજ ચિન્તા રહેતી હતી કે જે પતિએ જીવનમા કદિ પણ દુ:ખ જોયુ નથી, તે દારિદ્ર કેવી રીતે સહન કરશે?

રાજા અને રાણીએ ગૃહત્યાગ કર્યાથી એમની વિશાળ રાજનગરી અને આકાશની સાથે વાતો કરતા સુશોભિત મહેલ ઉજ્જડ લાગવા લાગ્યા. પુત્ર રોહિતાશ્વ સાથે હતો. મહર્ષિ વિશ્વામિત્રે રાજ્ય ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. રાજાની વિદાય વખતે પ્રજામાથી અસખ્ય લોકો અશ્રુધારા વહેવરાવતા ત્યા આવ્યા હતા. રાજારાણી તેમને આશ્વાસન આપવા સારૂ થોડીવાર ઉભા રહ્યા, તેટલામા વિશ્વામિત્રે તેમને ધમકાવ્યા, કે શુ તમે આ લોકોના હૃદય પીગળાવીને મારૂ રાજ્ય ફરીથી પડાવી લેવા માગો છો? રાજાને ઋષિના દારુણ વચનોથી બહુજ લાગી આવ્યું, અને 'આ ચાલ્યા' એમ કહી ભાર્યાનો હાથ પકડીને ઉતાવળે પગે ચાલવા લાગ્યા.

તેઓ થોડે દૂર ગયા હશે એટલામા વિશ્વામિત્રે પાછળથી આવીને શૈવ્યાદેવીને લાકડીનો એક પ્રહાર કર્યો. દેવી શૈવ્યાએ ઋષિની એ અસહ્ય વર્તણૂક ચૂપચાપ સહન કરી અને શાન્તચિત્તે ઋષિને ક્ષમા આપી. ક્ષમા દેવતાનો ધર્મ છે, દેવી પ્રકૃતિવાળા મનુષ્યોમા એ મહાન્ ગુણ દીઠામાં આવે છે. વગર વાંકે ઋષિ પાસેથી દેવી શૈવ્યાએ અપમાન અને પીડા વેઠયા પણ મુખમાથી એક શબ્દ સરખો કહાડ્યો નહિ. કોઇ રીતનું વેર વાળવાનો વિચાર કર્યો નહિ, શાપ સુદ્ધાન્ત. દીધો નહિ.

ધન્ય શૈવ્યા ! તારી દેવદુર્લભ ક્ષમાને ધન્ય છે ! સંસારના નરનારી તારા પવિત્ર પગલાનુ અનુસરણુ કરીને મનુષ્યત્વનું શિક્ષણુ પ્રાપ્ત કરો !

શૈવ્યાનો પતિ શૈવ્યાને મનથી ઈશ્વર હતો. આખી જીંદગી સુધી તેણે પતિની પૂજા ઈશ્વર ગણીને કરી હતી. પતિને સારૂ, પતિ-સેવા ખાતર તેણે પૃથ્વીના બધા સુખને ધૂળસમાન ગણીને ફેંકી દીધા હતા. રસ્તામા પ્રવાસના અનેક કષ્ટ સહન કરીને તેઓ કાશીધામમા પહોચ્યા. દિવસો ચાલ્યા ગયા, અઠવાડીઆ ચાલ્યા ગયાં, પણુ રાજા એક પૈસો પણુ એકઠો કરી શક્યો નહિ. ક્યાથી એકઠા થાય ? હરિશ્ચન્દ્ર રાજા હતો, તેણે લોકોને હજારો વાર દાન કર્યાં હતા, પણુ કોઈની આગળ ભીખ માગી નહોતી એટલે આ દક્ષિણાને માટે ભીખ માગતા તેનો જીવ ચાલ્યો નહિ બીજા કોઇ પણુ ઉપાયથી માગેલી મુદતમા દક્ષિણાને માટે હજાર મહોર એકઠી થઈ નહિ. મહિનો પૂરો થયો, વિશ્વામિત્ર દક્ષિણા માગવા કાશી પહોચ્યા, રાજાએ માનપૂર્વક મહર્ષિને પ્રણામ કરીને વિનયપૂર્વક કહ્યુ “ હે મુનિવર ! મારી જીંદગી તથા આ સ્રીપુત્ર આપને સ્વાધીન છીએ, આપ એમાથી જે જોઇએ તે લ્યો, અને અમારો જે ઉપયોગ કરવો હોય તે કરો આપ આજ્ઞા આપશો તે પ્રમાણે કરવા હું તૈયાર છુ. ” વિશ્વામિત્ર રાજાની પ્રાર્થનાથી જરા પણુ પીગળ્યા નહિ, ઉલટા વધારે કર્કશ સ્વરે કહેવા લાગ્યા “ મહારાજા ! આજ તમે માગેલી એક માસની અવધિ પૂરી થઈ છે. તમારી પ્રતિજ્ઞા યાદ હોય તો આજેજ મારી દક્ષિણા આપીને તમારૂ વચન સફળ કરો ” હરિશ્ચન્દ્રે કહ્યું “ આજેજ મારી મુદત પૂરી થાય છે એ વાત ખરી, પણુ હજુયે અડધો દિવસ બાકી છે આપ જરા વાટ જુઓ. એટલા સમયમા હું આપની દક્ષિણાનો બદોબસ્ત કરીશ ” ઋષિએ હરિશ્ચન્દ્રની એ પ્રાર્થનાનો સ્વીકાર કરી અને કહ્યુ, “ઠીક, આજ સૂર્યાસ્ત સુધીમા મારી દક્ષિણા મને નહિ મળે તો હું તમને શાપ દઈશ.” એટલું કહીને મહર્ષિ વિદાય થયા.

હવે શું કરવું તેના વિચારમા હરિશ્ચન્દ્ર પડયા. બીજાની આગળ હાથ પસારવો તેના કરતાં તો મૃત્યુ હજાર દરજ્જે શ્રેયસ્કર છે. કોઈની જીંદગી સુધીની ગુલામી સ્વીકારીશ, મારા દેહને વેચીશ, પણુ ઋષિનુ ઋણુ જરૂર વાળી દઇશ એ પ્રમાણે ચિન્તા કરતાં કરતાં રાજાનુ ચિત્ત આકુળ-વ્યાકુળ થઇ ગયું તેમની શાંત મૂર્તિ ઉપર વિષાદનો અંધકાર છવાઈ ગયો.

પતિવ્રતા શૈવ્યા પતિનો ખિન્ન ચહેરો જોઈને બહુ દુઃખી થઈ. પતિના દુઃખનો ભાર કેવી રીતે ઓછો કરવો તેના વિચારમાં એ ડૂબી ગઇ. આખરે મનને સંયમમાં આણીને મહા કષ્ટે એણે આ વિપત્તિમાંથી છૂટવાનો એક ઉપાય શોધી કહાડયો, અને પતિને ઉત્સાહ આપતાં કહ્યું "પ્રાણેશ્વર! ચિન્તા અને વ્યાકુળતાનો ત્યાગ કરીને સત્યનું પાલન કરો. જે મનુષ્ય સત્યનું પાલન કરવામાં પાછી પાની કરે છે, તેના પ્રત્યે લોકો તિરસ્કાર દર્શાવે છે. શાસ્ત્રો કહી ગયા છે કે સત્યપાલન જેવો પરમ પવિત્ર ધર્મ બીજો એકે નથી જે મનુષ્ય મિથ્યા વચન બોલે છે, તેના હોમહવન, શાસ્ત્રપાઠ, દાન, ધ્યાન આદિ સર્વ પુણ્ય કર્મ નિષ્ફળ જાય છે. મનુષ્યોને તરવાનું એક માત્ર સાધન સત્ય છે; જૂઠા લોકોનું જરૂર અધઃપતન થાય છે. માટે તમે તમારી પ્રતિજ્ઞા પાલન કરવાનો વિચાર જરા પણ ઢીલો પડવા દેશો નહિ. હું આ સંકટમાંથી મુક્ત થવાને આપને એક સૂચના કરૂં છું, તેને ધ્યાનમાં લેશો. આપ મને વેચી દઇને ઋષિની દક્ષિણા આપી દો."

અહા! કેવી પવિત્ર પણ હૃદયવેધક સૂચના! પત્ની તરફથી આત્મસમર્પણના આથી ઉચ્ચ શબ્દો સંસારે ભાગ્યેજ સાભળ્યા હશે. 'હું વેચાઈ જઈશ, પારકાની ગુલામી કરીશ, પણ પતિના પુણ્ય અને યશમાં વાધો નહિ આવવા દઉં!' કેવો ઉંડો ધર્માનુરાગ! કેવી અસાધારણ પતિભક્તિ! ધન્ય શૈવ્યા તારા જીવનને, ધન્ય આર્યાવર્ત કે તેં શૈવ્યા જેવી નારી ઉત્પન્ન કરી!

શૈવ્યા જેવી પતિભક્ત સ્ત્રીને વેચવાના વિચારમાત્રથી હરિશ્ચન્દ્રના માથા ઉપર જાણે આકાશ તૂટી પડયું. આજ શૈવ્યા જેવી સ્ત્રી અને રોહિત જેવા પુત્રને વેચતાં એની છાતી કેવી રીતે ચાલે? રાજરાણી શૈવ્યા, હરિશ્ચન્દ્રના પ્રાણરૂપ શૈવ્યા, આજ કોઇ નિષ્ઠુર દાનવના તાબામાં રહેશે? એ શું શૈવ્યાની સંભાળ રાખશે? એનું માન સાચવશે? શૈવ્યાના સતીત્વની એને શી કદર? એવી એવી ચિન્તાઓથી હરિશ્ચન્દ્રની છાતી ફાટી જવા લાગી.

શૈવ્યાએ પતિની એવી સ્થિતિ જોઇને ફરીથી સમજાવવા માંડયું "પુરુષ થઇને, વીર થઇને, ઉદાર થઇને, શામાટે તમે આજ આટલા બધા ગભરાઇ ગયા છો? ગમે તેટલું દુઃખ આવી પડયું હોય, તોપણ

ધર્મના રક્ષણ ખાતર એ સહન કરતાં તમારા જેવા પુરુષે ગભરાવું જોઇએ ? સૂર્યવંશી થઇને આજ પ્રતિજ્ઞાભંગનું પાપ પોતાને માથે વહોરશો ? મારે માટે જરા પણ ફિકર કરશો નહિ. તમારો ધર્મ અને તમારૂં માન સાચવવા કરતા હું કાંઇ મોટી નથી તમારો ધર્મ સચવાયો એ વિચારથીજ હું બધુ દુ:ખ જરાપણ અકળાયા વગર સહન કરી લઇશ. તમારા જેવા મહાત્મા મારા સ્વામી છે, એ અભિમાનને લીધે ગમે તેટલા દુ:ખ અને અપમાનમા પણ હું પોતાને ભાગ્યશાળી ગણીશ સ્વામીનાથ ! તમે કશુ મનમા આણશો નહિ. રોશો નહિ; દુ:ખનો મને બિલકુલ ભય નથી આ દુનિયામા કોઈની એટલી હિંમત નથી કે મહારાજા હરિશ્ચન્દ્રની રાણીની આબરૂ ઉપર હાથ નાખે. ”

પત્નીના આગ્રહને પાછો નહિ ઠેલી શકાયાથી હરિશ્ચન્દ્રે અતિશય દિલગીર થઇને કહ્યુ, “ દેવિ ! હું ઘણો નિર્દય છુ ! હું પ્રાણથી પણ અધિક પ્રિય પત્નીને વેચવા નીકળ્યો છુ, એ કઠોર વાકય બોલવાને મારી જીભ સમર્થ હોય તો એમ કર્યાથી હત્યારા મનુષ્યો પણ જે કાર્ય કરી શકતા નથી તે કાર્ય કરવા હું તૈયાર થયો છુ એમ સમજજો ” એ પ્રમાણે કહીને હરિશ્ચન્દ્ર ઘેલછામા આવેલા મનુષ્યની પેઠે પત્ની વેચવા સારૂ નગરમા ગયો

ઋણગ્રસ્ત, નિરાધાર સ્વામી પૈસાની ખાતર પત્નીને વેચવા તૈયાર થાય એવી મર્મભેદી વાત પહેલા કોઇએ સાભળી છે ? ધનની અસહ્ય તંગી આવી પડતા, પત્નીને વેચીને એ તંગી દૂર કરવાની ઇચ્છા કોઈ મનુષ્યને પણ કદિ થાય છે ? ના ! કદિ નહિ ! હરિશ્ચન્દ્રે પોતાની ખુશીથી પત્નીને વેચવાની અને એના ધનવડે ઋણમાથી મુકત થવાની કદિ પણ ઇચ્છા કરી નહોતી, પરન્તુ ભાર્યાના અતિશય આગ્રહને લીધેજ બીજો કોઇ ઉપાય નહિ રહ્યાથી, સત્યના પાલન ખાતર એણે આ માર્ગ લીધો હતો.

રાજા હરિશ્ચન્દ્રે નગરમા જઇને સ્ત્રીને વેચવાનો પોકાર કર્યો એ સાભળીને એક વૃદ્ધ બ્રાહ્મણ બોલી ઉઠયો “ મારે એક દાસી વેચાતી લેવાની મરજી છે મારી સુકુમારી પત્ની ઘરધંધો કરી શકે એવી નથી. માટે તું તારી ભાર્યાને મને વેચ. હું તને વ્યાજબી મૂલ્ય આપીશ ” રાજાનુ હૃદય દુ:ખથી ચીરાઈ જતુ હતું એ વધારે બોલી શકયો નહિ. બ્રાહ્મણે જે મૂલ્ય આપ્યુ તે લઇને રાણી એને સોંપી દઇ પોતે ચોધાર

આસુએ ત્યાથી વિદાય થવા લાગ્યો. બાળક પુત્ર, માતા વગર એકલો કયા રહેશે એમ ધારીને શૈવ્યાએ રાહિતાશ્વને પણ પોતાની સાથે સાથે ખરીદી લેવાનો બ્રાહ્મણને આગ્રહ કર્યો, અને જણાવ્યું કે, "મારો જીવ આ બાળકમા રહેશે તો મારાથી આપનુ કામ સારી રીતે થઈ શકશે નહિ. હું હતભાગિની છુ, મારા પ્રત્યે કૃપા કરીને આપ એ બાળકને ખરીદી લ્યો !"

વૃદ્ધ બ્રાહ્મણે શૈવ્યાના આગ્રહથી બાળક રાહિતાશ્વને પણ વ્યાજબી મૂલ્ય આપીને ખરીદી લીધો, અને માતા પુત્રને બાધીને ઘર તરફ ચાલ્યો

અહા ! જરાશા મૂલ્ય સાટે અયોધ્યાની રાણી અને રાજપુત્ર વેચાયા. એ કાર્ય કોનુ હતું ? એ કાર્ય પ્રેમવશ થયુ હતું. જગત્મા જેટલા મહાન્ કાર્ય થયા છે તેટલા બધા પ્રેમને લીધે થયા છે પ્રેમથી પ્રેરાઇને સતી શૈવ્યાએ આપત્તિકાળે પતિની સગી થઇને રાજભવનનો ત્યાગ કર્યો હતો, એ પ્રેમથી પ્રેરાઇને સતીએ આજે પતિની ખાતર પોતાની જાતને વેચીને તેને મદદ કરી શુદ્ધ પ્રેમ તને પણ ધન્ય છે !

પત્ની અને પુત્રને બ્રાહ્મણને સોપી દઇને હરિશ્ચન્દ્ર શોકાતુર ચિત્તે વિલાપ કરતો ત્યાથી ચાલ્યો ગયો. રાજ્ય છોડતી વખતે જેટલો શોક તેને નહોતો થયો તેટલો આજે થયો. સતી સાધ્વી પત્નીના વિચ્છેદથી આજ એ પોતાને ખરેખર અભાગી, અને ભિખારી ગણવા લાગ્યો. આજ શૈવ્યાનું ખરૂં મહત્ત્વ એને સમજાયું. વાસ્તવમા શૈવ્યા અસાધારણ સ્ત્રી હતી. વાચકો ! તમે પણ તમારી આસપાસના મહિલાજગત્ પ્રત્યે દષ્ટિ નાખો, અને પછી સતી શૈવ્યાના સદ્ગુણની તુલના કરો. વાચકભગિનીઓ ! તમારામાથી કેટલી સાડી, પોલકા અને દાગીનાના શોખમા પડીને પતિને કરજના ખાડામા પાડે છે, તેનો વિચાર કરો ! તમારામાની કેટલી પતિ તરફથી પોતાને મનપસદ વસ્ત્ર કે દાગીનો ન મળતાં ઘરમા કેટલો કંકાસ ઉભો કરે છે તેનો વિચાર કરો. પડોશણના સારા વસ્ત્રાભૂષણ જોઈને તમારામાંની કેટલી બહેનો પોતાને દુર્ભાગ્યવતી માને છે, પતિને મહેણા મારે છે, તેની નિન્દા કરે છે તેનો વિચાર કરી જુઓ; અને પછી રાજરાણી અને રાજ્યકન્યા શૈવ્યાની આત્મત્યાગથી ઉજ્જવળ બનેલી પવિત્ર મૂર્તિના દર્શન કરો ! પતિની ખાતર, પતિવ્રતા ધર્મની ખાતર એણે શું નથી કર્યું ? સેંકડો પ્રકારનાં અપમાન વેઠયાં, જાતને

વેચાવી અને પરસેવામા નિમગ્ન થઈ! શૈવ્યાના એ ત્યાગને લીધે સર્વ દેશના નારીસમાજમા તેનુ પવિત્ર નામ પ્રાતઃસ્મરણીય થઇ ગયું છે. આજ તેની પુણ્ય કહાણી સાભળીને સસારની મહિલાઓ કૃતાર્થ થાય છે.

પત્ની અને પુત્રને વેચ્યા છતા પણ રાજા હરિશ્ચન્દ્રનુ ઋણ પત્યું નહિ. હવે એમણે પોતાની જાતને વેચવાનો નિશ્ચય કર્યો અને લોકોને જણાવ્યુ, કે "કોઈને દાસ ખરીદવો હોય તો સધ્યાકાળ થતા પહેલા મને ખરીદી લે. હુ વેચાવા તૈયાર છું." એનો એ અવાજ સાંભળીને પ્રવીર નામનો એક શ્મશાનનો ચડાળ તેને ખરીદવા તૈયાર થયો કાશી નગરીના શ્મશાનમા બળતા મડદા ઉપરનાં વસ્ત્ર એકઠા કરવાનો અધિકાર એકલા મને છે. ચડાળને ત્યા નોકરી કરવાને રાજાનો જીવ ચાલ્યો નહિ, પણ સાજ પડતા સુધી બીજો કોઇ ઘરાક મળ્યો નહિ, એટલે લાચારીએ એને પોતાની જાતને ચડાળને ઘેરજ વેચવી પડી. વિશ્વામિત્ર ઋષિ એજ વખતે ત્યાં જઈ પહોચ્યા અને મહારાજા હરિશ્ચન્દ્રને ચડાળને સોપી, પોતાની દક્ષિણા વસુલ કરીને ચાલતા થયા

ચડાળે ઘેર જઇને હરિશ્ચન્દ્રને શ્મશાનના મડદાનો કર ઉઘરાવવાના કામ ઉપર નિયુક્ત કર્યા. શ્મશાનઘાટમા જઇને રાજાએ એ કામ આરભ્યું

દાનશીલ, પરમ ધાર્મિક હરિશ્ચન્દ્રનું વ્રત સમાપ્ત થયુ જગત્મા જે કામ કોઇનાથી થઇ ન શકે તે એમણે કરી બતાવ્યુ. જેવી સાધ્વી પત્ની હતી, તેવાજ સાધુ પતિ હતા. પતિપત્નીએ ગાઢથી જોડાઇને, સમગ્ર માનવજાતિને ધર્મની ખાતર આત્મત્યાગ કરવાનુ શિક્ષણ આપ્યુ. આ પ્રમાણે દાપત્યધર્મનુ પાલન કરીને, ધર્મના માર્ગમા આગળ વધાય છે. ધર્મની ખાતર ચંડાળના દાસ થઇને હરિશ્ચન્દ્ર આજે માનવસમાજના પૂજ્ય બન્યા છે ધર્મપાલનની ખાતર ચંડાળનુ દાસત્વ એ દાસત્વ નથી, દેવતાઓનુ પણ દેવત્વ છે.

બ્રાહ્મણના ઘરમા શૈવ્યા મહાદુ:ખે દિવસ કહાડી રહી હતી બ્રાહ્મણ એને ફકત પોતાના પેટ જેટલું ભોજન આપતો. શૈવ્યા એમાથી રોહિતાશ્વને પેટ ભરીને ખવરાવતી અને પછી જે કાંઇ બાકી રહે તે પોતે ખાતી. આ પ્રમાણે પેટ ભરીને ખાવાનું પણ નહિ મળ્યાથી તથા સખ્ત મજુરી કર્યાથી એ ઘણી દૂબળી પડી ગઈ; પણ સ્વામીની પ્રતિજ્ઞા સાચવવા સારૂ પતિવ્રતા રાણી એ બધું કષ્ટ સંતુષ્ટ ચિત્તે સહન કરવા લાગી. સુખદુ:ખનો

આધાર મનની વૃત્તિ ઉપર છે. સત્કાર્ય કરવા જતાં ગમે તેટલું દુ:ખ વેઠવું પડે તોપણ મનુષ્યને આનંદ થાય છે. દેખીતા દુ:ખમાં શૈવ્યા એ નિર્મળ આનન્દ ભોગવી રહી હતી, પરન્તુ હાય ! શૈવ્યાના ભાગ્યમા એથી પણ વધારે કષ્ટ લખાયુ હતું. વિધાતાએ એને એથી પણ વધારે કસોટીમા કસવાનું નિર્માણ કર્યું હતું.

એક દિવસ પ્રાતઃકાળે રોહિતાશ્વ માતાની પાસે વિદાય માગીને બ્રાહ્મણ શેઠને સારૂ પુષ્પ વીણવા ગયો હતો ત્યા જંગલમા એને એક ઝેરી સાપ કરડ્યો. એ ઝેરથી બાળકે પ્રાણત્યાગ કર્યો. નિર્જન તપોવનમાં દુ:ખી શૈવ્યાનુ અમૂલ્ય ધન નિર્દય કાળ હરણ કરી ગયો. પુત્રને પાછો ફરતા વિલબ થયાથી રાણી શૈવ્યા એને શોધતી વનમા ગઈ, અને ત્યા પુત્રની આ હૃદયવેધક અવસ્થા જોઇને એ મૂર્ચ્છિત થઇને ધરણી ઉપર ઢળી પડી.

ઘણીવાર પછી ઠડા પવનની લહેરોથી દેવી શૈવ્યાને ભાન આવ્યું, અને એ પુષ્કળ વિલાપ અને પરિતાપ કરવા લાગી. ત્યા એનાં દુ:ખમા ભાગ પડાવે, એને મદદ આપે એવું કોઇ નહોતું લાચારીએ પોતે મૃત પુત્રના દેહને ખોળામા ઉંચકીને, રોતી કકળતી શૈવ્યા બ્રાહ્મણને ઘેર ગઇ. બ્રાહ્મણે દાસીને અનેક પ્રકારનાં આશ્વાસન વાક્યો કહીને ધીરજ આપી, તથા કાશીના મહાશ્મશાનમા જઈને પુત્રનો અગ્નિસંસ્કાર કરવાની સલાહ આપી.

અયોધ્યાની રાણી મૃતપુત્રનો અગ્નિસંસ્કાર કરવા સારૂ શ્મશાનમાં જઈ રહી છે. હૃદયમાં શોકાગ્નિ સળગી રહ્યો છે, આખમા અશ્રુધારા છે, ખોળામા પુત્રનું શબ છે, એવી દયાજનક સ્થિતિમાં દુ:ખી શૈવ્યાનુ દર્શન કરો ! વાચક બહેનો ! વિચાર કરો, જનનીને માટે આથી વધારે બીજો કયો દુઃખદાયક પ્રસંગ ઉભો થઇ શકે ?

કર્તવ્યની ખાતર બધું સહન કરતી શૈવ્યા આખરે કાશીના મહાશ્મશાનમાં જઇ પહોચી, અને શોકપૂર્વક "હાય દિકરા ! હા મારા આંખના તારા રોહિતાશ્વ !" કહીને ઉંચે સ્વરે રોદન કરવા લાગી. પછી શ્મશાનમાં એક સ્થળે પુત્રના શબને ગોઠવીને સ્વામી હરિશ્ચન્દ્રને સંભારીને બોલવા લાગી "હાય ! પ્રાણેશ્વર ! તમારા લાડકવાયા રોહિતે આજે સર્પદંશથી પ્રાણત્યાગ કર્યો છે. હાય ! નાથ ! તમે હમણાં ક્યાં છો ?"

હરિશ્ચન્દ્ર પોતાના ચંડાળ ધણીની આજ્ઞાથી શ્મશાનનો કર ઉઘરાવી રહ્યો હતો. તે થોડેકજ દૂર હતો. એક સ્ત્રીના વિલાપધ્વનિ સાંભળીને,

કર ઉઘરાવવા સારૂ એ ત્યાં પહોંચ્યો, અને મૃત બાળકને નિરખવા લાગ્યો. બાળકના ઉપર રાજચિન્હ જોઈને મનમા ને મનમા વિચારવા લાગ્યો "આ બાળક કોઈ રાજવંશી હોય એમ લાગે છે નિર્દય કાળે એની કેવી દશા કરી છે! દેખાવમા તો મારા રોહિતના જેવો દેખાય છે. ભગવાન્ એનું કાંઈ અનિષ્ટ ન કરે!"

પછી હરિશ્ચન્દ્રે શૈવ્યાની પાસેથી મડદું બાળવાનો કર માગ્યો. ગરીબ બિચારી શૈવ્યા! ક્યાંથી કર લાવે! એની પાસે ફુટી બદામ પણ નહોતી. એણે કરુણ સ્વરે કહ્યું "હાય પુત્ર! હા જીવનાધાર! કોના શાપથી હું આટલું દુ:ખ વેઠી રહી છું હાય પ્રાણનાથ! આવી આપત્તિને સમયે મને ધીરજ આપવાને સારૂ તમે પણ ન રહ્યા! તમે ક્યા હશો? હાય વિધાતા! તે મહારાજા હરિશ્ચન્દ્રને શું દુ:ખ નથી દીધુ! રાજપાટ ગયું, મિત્રો ગયા, સ્ત્રીપુત્ર વેચાયા, અને આખરે આ બાળક તો કાળના મુખમા પણ પડ્યો!"

શૈવ્યાના આ શબ્દો સાંભળ્યા પછી હરિશ્ચન્દ્ર પત્ની અને પુત્રને ઓળખી શક્યો "હાય શૈવ્યા! હાય વહાલા રોહિત!" બોલતા બોલતા એ મૂર્ચ્છિત થઈને પૃથ્વી ઉપર પડ્યો. શૈવ્યા પણ પતિને ઓળખનાવાર બેભાન થઈને ભૂમિ ઉપર પડી ગઈ. થોડીવાર પછી દમ્પતિને ભાન આવ્યું ત્યારે આકુળવ્યાકુળ થઈને બન્ને રોદન કરવા લાગ્યા. તેમના ક્રન્દનથી પત્થરનું હૈયુ પણ પીગળવા લાગ્યુ.

પતિવ્રતા શૈવ્યા પતિને સ્મશાનના ચંડાળના વેશમા જોઈને ઘણીજ વિસ્મય પામી, તથા તેના હૃદયને ઊંડો ઘા લાગ્યો. સ્વર ઉપરથી એ પારખી શકી કે એ મહારાજ હરિશ્ચન્દ્રજ છે, પણ એ આવા વેશમાં કેમ છે, આવું હલકુ કામ શા સારૂ કરી રહ્યા છે તેની એને કલ્પના સરખી પણ ન આવી. પરમ ન્યાયી પ્રભુ મનુષ્યની આટલી હદ સુધી કસોટી કરે, અને ધર્માત્મા હરિશ્ચન્દ્રની આવી દુર્દશા થાય એ વાત એના માન્યામા પણ એકદમ ન આવી શકે. આખરે પતિએ તેની આગળ પોતાનો વૃત્તાત વિસ્તારથી કહી સંભળાવ્યો. શૈવ્યાએ પણ પુત્ર રોહિતાશ્વના મૃત્યુનો વૃત્તાત વિગતવાર કહ્યો. દુ:ખની કથા સાંભળ્યા પછી બન્નેનું ધૈર્ય રહ્યું નહિ. પુત્રશોકથી વ્યાકુળ થઈને બન્નેએ પુત્રની ચિતામાં બળીને જીવનનો અન્ત આણવાનો સંકલ્પ કર્યો.

વાચક બન્ધુઓ અને ભગિનીઓ! પવિત્ર શ્મશાનભૂમિમાં આ પવિત્ર દંપતિના સ્વર્ગીય મિલનનુ દર્શન કરો! એક દિવસ આ રાજદંપતી રાજસિંહાસન ઉપર વિરાજતા હતાં, સંસારના અનેક પ્રકારનાં સુખ ભોગવતાં હતાં. એક દિવસ ધર્મ અને સત્યની ખાતર રાજપાટને તુચ્છ ગણીને તેઓ પહેરેલે વસ્ત્રે નીકળ્યાં હતા, એક દિવસ રાજાએ ચંડાળનું દાસત્વ અને રાણીએ બ્રાહ્મણનુ દાસીપણુ સ્વીકાર્યા હતાં. આજ શ્મશાન-ભૂમિમા એ ભગવદ્ભકિતપરાયણ, સર્વત્યાગી દંપતિનાં દર્શન કરો. સામે એકના એક પુત્રનું શબ છે, નયનમા પ્રેમાશ્રુ છે, ચિત્તમાં ભકિતનો પ્રવાહ છે.

શ્મશાન પુણ્યક્ષેત્ર છે. વિવેક અને વૈરાગ્યની લીલાભૂમિ છે ત્યાં ગયાથી, એ પુણ્યક્ષેત્રનાં દર્શનથી ચિત્તચાચલ્ય ખરેખર દૂર થાય છે, ચિત્તમાં નિર્મળતા આવે છે એ શ્મશાનભૂમિમાં રાજારાણીએ પુત્રનો અગ્નિસંસ્કાર કરવાની તૈયારી કરી, એજ વખતે મહર્ષિ વિશ્વામિત્ર સાક્ષાત ધર્મરાજસહિત ત્યા પહોંચી ગયા, અને મૃતસંજીવન અમૃત રેડીને રોહિતને જીવતો કર્યો મહર્ષિ વિશ્વામિત્રે ધર્માત્મા હરિશ્ચન્દ્ર અને સાધ્વી પતિવ્રતાદેવી શૈવ્યાને હજારો ધન્યવાદ આપીને તેમનુ રાજ્ય પાછું સોંપ્યું. એ વખતે ચારે તરફથી આનન્દધ્વનિ થઇ રહ્યો. સર્વે જણા રાજા હરિશ્ચન્દ્ર અને મહારાણી શૈવ્યાની જય પોકારવા લાગ્યાં.

ત્યાર પછી ઘણાં વર્ષ સુધી રાજારાણીએ રાજ્યસુખ ભોગવ્યુ. સત્યની ખાતર વેઠેલા અસંખ્ય દુઃખનો બદલો પરમાત્માએ વાળી આપ્યો.

---

## रत्न ९६ मुं—कुन्ती




ડવજનની કુન્તીના જેવી ઉન્નતહૃદયા અને તેજસ્વિની નારી જગત્મા દુર્લભ હોય છે. વીરતા અને મહત્ત્વ માટે જેમ પાડવો જગત્મા શ્રેષ્ઠ છે, તેમ ઉન્નત ચરિત્ર અને મહત્ત્વને માટે કુન્તી પણ જગત્માં અતુલનીય ગણાઇ છે. વીરપુત્રની યોગ્ય જનની તરીકે એ પોતાના ગુણોથી આર્યભૂમિને ગૌરવાન્વિત કરી ગઈ છે.

એ યદુવંશી રાજા શૂરસેનની કન્યા અને ભગવાન શ્રીકૃષ્ણના પિતા

વસુદેવની બેન હતી. એનું ખરૂં નામ પૃથા હતું, પણ શૂરસેનનો ભાઈ રાજા કુન્તિભોજ વાંઝીઓ હતો શૂરસેને એને વચન આપ્યું હતું કે મારૂ પહેલું સતાન હું તને આપી દઈશ એ વચન પ્રમાણે શૂરસેને પૃથાને કુન્તિભોજ* રાજાને આપી દીધી કુન્તિભોજે પોતાની કન્યા પેઠે પૃથાનું પાલન કર્યું, તેથીજ પૃથા કુન્તી નામથી ઓળખાવા લાગી

એ સમયમા કુરુવંશના રાજા ભારતવર્ષમા સૌથી શ્રેષ્ઠ અને પરાક્રમી ગણાતા હતા. હાલના દિલ્હીની પાસે હસ્તિનાપુરમાં એમનું રાજ્ય હતું એ કુરુવશના રાજા પાડુ સાથે કુન્તી સ્વયંવરમા વરી હતી ધૃતરાષ્ટ્ર નામનો પાંડુને એક મોટો ભાઇ હતો, પણ એ જન્મથી આધળો હોવાથી નાનો ભાઇ પાડુ હસ્તિનાપુરની ગાદીએ બેઠો ગાન્ધાર દેશના સુબલ રાજાની કન્યા ગાન્ધારી સાથે ધૃતરાષ્ટ્રનો વિવાહ થયો હતો. કુન્તીને પેટે પરમ ધર્માત્મા યુધિષ્ઠિર, મહા બળવાન ભીમસેન, તથા તેજસ્વી મહચ્ચરિત્ર અને મહાવીર અર્જુને જન્મ ધારણ કર્યો હતો. મદ્રદેશના રાજાની માદ્રી નામે એક કન્યા કુન્તીની સપત્ની હતી, તેને પેટે નકુલ અને સહદેવ નામના જોડકા પુત્ર જન્મ્યા હતા. એ પાચ પુત્રો પાડવ નામે પ્રખ્યાત થયા. ગાધારીના ગર્ભમાથી દુર્યોધન, દુ:શાસન વગેરે એકસો પુત્રો અને દુઃશલા નામની એક કન્યાએ જન્મ લીધો. પાડુ અને ધૃત-રાષ્ટ્ર બન્ને કુરુ વશના હતા તોપણ ધૃતરાષ્ટ્રના પુત્રોજ કૌરવો તરીકે પ્રખ્યાત થયા છે. કુરુક્ષેત્રમાં કૌરવો અને પાડવો વચ્ચે જે ભીષણ યુદ્ધ થયું હતું, તેનું વર્ણન મહાભારતમાં છે

પુત્રોના જન્મ પછી થોડા દિવસોમા મહારાજા પાડુનું મૃત્યુ થયુ. માદ્રી પોતાના પુત્રો કુન્તીને સોપીને પતિ સાથે સતી થઇ ગઈ. કુન્તી પોતાના પુત્રોને અને શોક્યના પુત્રોને સરખા સ્નેહથી ઉછેરવા લાગી નકુલ અને સહદેવને કોઈ દિવસ એમ લાગતું નહિ કે કુન્તી અમારી ઓરમાન માતા છે. એ બે ભાઇઓ સૌથી નાના હોવાથી કુન્તી એમના ઉપર પોતાના પુત્રો કરતા પણ વધારે સ્નેહ રાખતી.

પાંડવ અને કૌરવોમાં યુધિષ્ઠિર સૌથી મોટા હતા. તેથી એ પુખ્ત ઉમરના થતાંવારજ ધૃતરાષ્ટ્રે તેમનો રાજ્યાભિષેક કર્યો. વીરતામાં, હથિ-

* ભોજ લોકોનુ રાજ્ય હસ્તિનાપુરની દક્ષિણમાં આવેલુ હતું, આ ઘણુ કરીને મધ્ય ભારતની પશ્ચિમ તરફની હદ સુધી ફેલાયું હતુ

ચાર ચલાવવામાં, ધર્મનિષ્ઠામાં અને ઉચ્ચ ચારિત્ર્યમા પાંડવો કૌરવો કરતા દરેક રીતે શ્રેષ્ઠ હતા દુર્યોધન બચપણથીજ તેમની અદેખાઈ કરતો અને અદેખાઇને લીધે તેમને જાતજાતના દુઃખ દેવાનો યત્ન કરતો, ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રો કરતા પાંડવોનું શ્રેષ્ઠત્વ સમજતો હતો. એ બિલકુલ સાંકડા મનનો ક્ષત્રી ન હતો. પોતાના પુત્રોની ખરાબ ચાલચલગત પણ એ જાણતો હતો. એને એ પણ ખબર હતી કે એ દુષ્ટો વગરકારણે બિચારા પાંડવોને વારે ઘડીએ સતાવે છે. એ કારણોથી એ મનમા ને મનમા ઘણો દુ.ખી થતો હતો, પણ એનું ચિત્ત જોઈએ એટલું દૃઢ નહોતું દુર્બળચિત્ત ધૃતરાષ્ટ્ર કોઈ કોઇ વાર ઈર્ષ્યાને વશ થઇને અને કોઈ કોઈ વાર પુત્રસ્નેહને વશ થઇને, પુત્રોને તેમના દુષ્ટ કામોમા અનુમોદન આપતો. આ પ્રમાણે દિવસ જતા હતા.

દુર્યોધનના આગ્રહથી ધૃતરાષ્ટ્રે કુન્તીને લઇને પાંડવોને વારણાવત નામના એક સ્થાનમા જવાની આજ્ઞા આપી એમા શી ખટપટ છે, એ બિચારા ધૃતરાષ્ટ્રને કાંઇ ખબર નહોતી. દુષ્ટ દુર્યોધનના સોબતીઓએ એ વારણાવતમા પાંડવોને બાળી નાખવા માટે જાતજાતના સળગી ઉઠે એવા પદાર્થ ભરી રાખીને એક લાક્ષાગૃહ નામનો મહેલ બનાવ્યો હતો. એમણે એવો પ્રપંચ રચ્યો હતો કે રાતે એ લાખના મહેલને સળગાવી દઇને કુન્તી સાથે પાંડવોને જીવતા સળગાવી મૂકીશું, પણ પાંડવોને એ પ્રપંચની ખબર પડી જતાં, એ રાત પડતાં પહેલાંજ લાખના મહેલમાથી ગુપચુપ પલાયન કરી ગયા. દૈવસંયોગે એક નીચ વર્ણની સ્ત્રીએ પોતાના પાંચ પુત્રો સાથે એ ઘરમા વિસામો લીધો હતો. દુર્યોધનના સોબતીઓએ ઘર સળગાવી મૂકવાથી એ બિચારી સ્ત્રી પાંચ પુત્રો સાથે બળી મરી. તેમના દેહનાં બળી ગયેલા અવશેષ જોઈને બધાને ખાત્રી થઈ કે કુન્તી સાથે પાંડવો મરી ગયા

ફરીથી કદિ પોતાના ઉપર એવી આફત ન આવી પડે એટલા સારૂ પાંડવો ગુપ્ત વેશે જૂદા જૂદા દેશોમા ભ્રમણ કરવા લાગ્યા.

આ પ્રમાણે દરિદ્ર બ્રાહ્મણને વેશે પાંડવો પોતાની માતાની સાથે કોઇ બ્રાહ્મણને ઘેર થોડા દહાડા રહ્યા. બક નામનો એક પ્રચંડ રાક્ષસ એ નગરીની પાસે વાસ કરતો હતો એ નગર ઉપર તેનોજ અધિકાર હતો. એ રાક્ષસે એવો નિયમ કર્યો હતો કે, એ શહેરના રહેવાસીઓ-

આથી રોજ એક એક માણસે જાતજાતની ભોજનસામગ્રી લઈને એની પાસે જવું બીજી વસ્તુઓની સાથે રાક્ષસ એ માણસને પણ ખાઈ જતો હતો જે બ્રાહ્મણને ઘેર પાડવો ઉતર્યા હતા, તે બ્રાહ્મણનો એક દિવસ વારો આવ્યો બ્રાહ્મણને ઘેર રોકકળ મચી રહી. બ્રાહ્મણની સ્ત્રી, પુત્ર, કન્યા તથા બ્રાહ્મણ દરેક જણ પોતાના એકલાનો પ્રાણ આપીને બીજા બધાનો પ્રાણ બચાવવા તૈયાર થયા

કુન્તી અને ભીમસેન એ દિવસે ત્યાંજ હતાં. બીજા ચાર ભાઈઓ ભોજન સામગ્રી એકઠી કરવા બહાર ગયા હતા. બ્રાહ્મણ અને તેના સ્ત્રીપુત્રનું રોદન સાભળીને કુન્તીએ તેમની પાસે જઇને બધી ખબર પૂછી. પછી જરા હસીને તેણે કહ્યું 'મહારાજ ! તમે રૂવો છો શા સારૂ ? જરા પણ ફિકર કરશો નહિ આજ આપના ઘરનો વારો છે, અમે પણ આપના ઘરમા રહીએ છીએ ભીમ આપની તરફથી આહાર લઈને રાક્ષસની પાસે જશે '

બ્રાહ્મણે કહ્યું 'મા, એવું મારાથી કેમ થાય ? તમે તો મારા અતિથિ છો. અતિથિનો પ્રાણ આપીને હું પોતાનો પ્રાણ બચાવીશ ? એવો અધર્મ મારાથી કદિ થાય નહિ.'

કુન્તીએ કહ્યું 'મહારાજ ! આપ એવો વિચાર આણશો નહિ. મારા ભીમને રાક્ષસ મારી શકશે નહિ એ ઉલટો એજ રાક્ષસને મારી આવશે. એના શરીરમાં કેટલું બળ છે તેની આપને ખબર નથી. આ પહેલા પણ એણે ઘણા રાક્ષસોને માર્યા છે, અને કદાચ એનો લાગ ન પણ ફાવ્યો તો શું થઈ ગયુ એ આપનાજ ઘરમા રહે છે, આપનાજ આશ્રયથી જીવે છે એટલે આપના કુટુંબનાજ માણસ જેવો ગણાય. આપ વૃદ્ધ છો, એ બળવાન્ યુવક છે, એવી અવસ્થામા આપ જેવા મુરબ્બીને રાક્ષસના મોમા મોકલી આપીને એ પોતાનું આવું મોટું શરીર લઇને ઘેર બેસી રહેશે ? વિપત્તિમા આવેલા મનુષ્યનું વિપત્તિમાંથી રક્ષણ નહિ કરે તો એનું એવડી મોટી દેહ ખડકયાનું સાર્થક શું ? માતા તરીકે મે એના દેહને એટલી બધી પુષ્ટિ શું અમસ્તી આપી છે ? દેહમા જીવ છે ત્યાસુધી ભીમથી એવો અધર્મ કદિ નહિ થાય. હું પણ મા થઇને એને એવો અધર્મ કરવા દેવામા અનુમોદન નહિ આપું આપને મારી નમ્ર વિનતિ છે કે મને અને મારા પુત્રને

આ અવશ્ય પાળવા યોગ્ય ધર્મ પાળવા દો. આપ નહિ માનો તો પરાણે પણ ભીમ આપને રોકીને ચાલ્યો જશે અને હું એને મોકલીશ. માટે આપ પહેલેથીજ કાંઈ વાંધો લેશો નહિ.'

બ્રાહ્મણે લાચાર થઈને કુન્તીની વિનતિ સ્વીકારી.

માતાની આજ્ઞાથી ભીમસેન રાક્ષસની પાસે જવા તૈયાર થયો. એવામા યુધિષ્ઠિર વગેરે ભાઈઓ ઘેર પાછા ફર્યા. કુન્તીની આજ્ઞાથી ભીમ બક રાક્ષસની સાથે લડવા જાય છે એ સાંભળીને યુધિષ્ઠિર ભયભીત થયા અને એમણે એવો વિચાર છોડી દેવાને માતાને આગ્રહ કર્યો.

કુન્તીએ કહ્યું 'યુધિષ્ઠિર! આપણા આશ્રયદાતા આ બ્રાહ્મણકુટુંબના રક્ષણ સારૂ, અને આ નગરની પ્રજાના હિત સારૂ, મેં ભીમને એ કામ માટે મોકલવાનું નક્કી કર્યું છે. એમા તું વાંધો શામાટે લે છે? ભીમનું બળ તે તારી આંખે જોયું છે એ રાક્ષસનો વધ કરીને આવશે એની મને પૂરી ખાત્રી છે. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય કે શૂદ્ર કોઈના પણ ઉપર આફત આવે તો ક્ષત્રિયોને માથે એ બધાનું રક્ષણ કરવાની ફરજ છે; વળી આશ્રય આપનારનો બદલો વાળવો એ તો મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. આશ્રયદાતાના ઉપકારને માટે, ક્ષત્રીઓના ધર્મના પાલનને માટે, ભીમને મેં આ કામ સોંપ્યું છે. ધર્મપાલન કર્યાથી ભીમના ક્ષત્રી જીવનનું સાર્થક થશે. તું શા સારૂ એમા વાંધો લે છે અને ખેદ પ્રગટ કરે છે?' યુધિષ્ઠિરે શરમાઈ જઇને કહ્યું 'મા, યોગ્ય કાર્યમાટેજ તમે ભીમને યોજ્યો છે આપના પુણ્યે અને આપના આશીર્વાદથી ભીમ બક રાક્ષસનો વધ કરીને આવશે.' માતા અને મોટાભાઈની રજા લઈને ખુશી થતો થતો ભીમ બીજે દિવસે રાક્ષસને મારવા ગયો અને પોતાના અમાનુષિક પરાક્રમથી રાક્ષસનો વધ કરીને માતા પાસે પાછો આવ્યો.

ત્યાર પછી પાંડવો પંચાલ દેશમાં ગયા. પંચાલ રાજ્યમાં દ્રુપદની કન્યા દ્રૌપદીનો એ સમયે સ્વયંવર રચાયો હતો. દેશ દેશના રાજાઓ પંચાલ નગરમાં એકઠા થયા હતા. ધનુર્વિદ્યામાં જે કોઇ વિશેષ પારદર્શિતા દેખાડી શકે, તેને દ્રૌપદી પરણાવવાનું રાજાએ પણ કર્યું હતું; અને એટલા સારૂ તેણે મત્સ્યવેધ રચ્યો હતો. એકે એકે ત્યાં આવેલા દરેક જણાએ એ ચક્રમાંની માછલીને વેધવાનો પ્રયત્ન કર્યો પણ કોઇ ફાવ્યો નહિ. આખરે બ્રાહ્મણ વેષધારી અર્જુન લક્ષ્યવેધ કરીને દ્રૌપદીને

પરણી ગયો. અસ્ત્રવિદ્યામા પ્રવીણ ક્ષત્રીઓ જે વેધ ન કરી શકયા, તે વેધ કરીને એક બ્રાહ્મણ દ્રૌપદી જેવી પરમ સુંદરીને પામી ગયો. એથી રાજાઓને ઘણો ક્રોધ વ્યાપ્યો. એ વેરનો બદલો લેવા માટે બધા રાજાઓ અર્જુન ઉપર તૂટી પડયા, પણ ભીમ અને અર્જુને પોતાના અતુલનીય વીરત્વથી બધાને હરાવી દીધા અને દ્રૌપદીને લઇને માતા કુન્તી પાસે ગયા. કુન્તી એ વખતે બારણું બંધ કરીને ઘરકામ કરતી હતી બહારથી પાડવોએ કહ્યું 'મા, આજે અમે એક અમૂલ્ય રત્ન લાવ્યા છીએ કુન્તીએ ઘરમા રહ્યે રહ્યે કહ્યુ 'પાચે ભાઇઓ વહેચી લ્યો.' માતૃભક્ત પાડવોએ માતૃઆજ્ઞાનુસાર પાચે જણાએ દ્રૌપદી સાથે લગ્ન કર્યા.

સ્વયંવરમા અર્જુન અને ભીમના પરાક્રમથી પાડવોનો વૃત્તાંત છુપો રહી શકયો નહિ ધૃતરાષ્ટ્રે તેમને હસ્તિનાપુર તેડાવીને રાજ્યનો અડધો ભાગ યુધિષ્ઠિરને આપ્યો તથા ખાડવપ્રસ્થમા રહેવાની આજ્ઞા આપી. દુર્યોધન હસ્તિનાપુરનો રાજા થયો. ખાડવપ્રસ્થની યુધિષ્ઠિરની રાજ્યધાની ઈન્દ્રપ્રસ્થ કહેવાવા લાગી. ઈન્દ્રપ્રસ્થ તેજ હાલનું દિલ્લી.

થોડા વખત પછી પરાક્રમી પાડવોએ દિગ્વિજય કરીને ઘણા ઠાઠ સાથે રાજસૂય યજ્ઞ કર્યો પાપિષ્ઠ દુર્યોધન પાડવોનું આ ગૌરવ જોઇને ઇર્ષ્યાની આગથી બળવા લાગ્યો કુટિલ બુદ્ધિવાળા મામા શકુનિની સલાહથી કૌરવોએ જુગટુ રમવા માટે યુધિષ્ઠિરને બોલાવ્યા. પાસા નાખવામા શકુનિ સિદ્ધહસ્ત હતો. યુધિષ્ઠિરને આ જુગટામા હારીને બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો ગુપ્તવાસ કબૂલ કરવો પડયો.

પુત્રોને પ્રતિજ્ઞાનુસાર વનગમન કરવામા કુન્તીએ કાંઈ વાધો લીધો નહિ દ્રૌપદીએ પતિઓની સાથે વનમા જવાની સાસુ પાસે રજા માગી. શાતચિત્તે રજા આપતા કુન્તીએ કહ્યુ 'બેટા તું ધર્મશીલ અને ગુણવતી છે તારા જેવી સ્ત્રીથી પિયર અને સાસરાના કુળની આબરૂ વધે છે. સ્વામી તરફ પતિવ્રતા સ્ત્રીનો શો ધર્મ છે, તે તને શિખવવું પડે એમ નથી તું ખુશી સાથે પતિઓની સાથે જા. દુ:ખમા અધીરી થઇ જઈશ નહિ બનવાકાળ આગળ કોઈનું કાંઈ ચાલતુ નથી. બુદ્ધિવાન સ્ત્રી આફતથી કોઈ દિવસ હિંમત હારી જતી નથી, રસ્તામાં તને કોઈ પણ જાતનું દુ:ખ નહિ પડે ધર્મ અને ગુરુજનોના આશીર્વાદથી તારૂં સદા રક્ષણ થશે.'

બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો ગુપ્તવાસ પૂરો થયા પછી

પણ દુર્યોધન પાડવોને રાજ્યમાથી એક તસુ જમીન પણ આપવા તેયાર થયો નહિ, એટલે કુરુક્ષેત્રના મહાયુદ્ધની તૈયારી થઇ. આ યુદ્ધમા કુરુવંશનું સત્યાનાશ જવાની ખાત્રી હતી. કોઈ પણ પ્રકારે સધિ થાય એટલા સારૂ ધર્માત્મા યુધિષ્ઠિરે ઘણો યત્ન કર્યો. ભીમ અને અર્જુને આટઆટલું અપમાન સહન કર્યા છતા પણ કુળનુ રક્ષણ કરવા સારૂ પ્રસન્નચિત્તે યુધિષ્ઠિરના વિચારને ટેકો આપ્યો. પાડવોના રાજ્યનો ભાગ આપવા સારૂ મીઠા વચનોથી સમજાવવા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને દૂત તરીકે હસ્તિનાપુર મોકલ્યા. પિતા ધૃતરાષ્ટ્ર, માતા ગાન્ધારી તથા બીજાં સગાંસંબધી અને મિત્રોએ દુર્યોધનને ઘણોએ સમજાવ્યો, પણ બળગર્વિત દુર્યોધને યુદ્ધ કર્યા વગર સોયના નાકા જેટલી જમીન પણ યુધિષ્ઠિરને આપવાનું મજુર કર્યું નહિ. શ્રીકૃષ્ણ કુન્તીનો અભિપ્રાય જાણવા સારૂ તેને મળવા ગયા.

જે કૌરવોએ બાલ્યાવસ્થાથીજ પોતાના પુત્રોને અત્યંત દુ ખ દીધું છે, જેમણે ભરી સભામા દ્રૌપદીનુ હદપાર અપમાન કર્યું હતું, જેમના પ્રપંચથી પુત્રોને દ્રૌપદી સાથે તેર વર્ષ વનવાસનુ મહા દુખ વેઠવું પડયું હતું, તેજ કૌરવો આગળ રાક મનુષ્યની પેઠે યુધિષ્ઠિર સધિનું કહેણ મોકલે છે એ વાત સાભળીને તેજસ્વી ક્ષત્રિયરમણી, વીરપ્રસવિની કુન્તીને ઘણોજ ખેદ થયો, પણ સન્ધિ તો કૌરવોએજ નામજુર કરી હતી; છતા પણ કોમળ સ્વભાવના યુધિષ્ઠિર અસંખ્ય મનુષ્યોના પ્રાણ બચાવવાના વિચારથી યુદ્ધ કરવાનું માડી વાળીને કૌરવોને શરણે રહેવાનો વિચાર કરે એવી શકાથી કુન્તીએ ઘણા તેજોમય શબ્દોથી પુત્રોને નીચેનો સદેશો કહેવાનુ શ્રીકૃષ્ણને કહ્યું.

કુન્તીએ કહ્યું 'શ્રીકૃષ્ણ ! આ જીંદગીમાં મેં ઘણા દુ:ખ વેઠયાં છે. વૈધવ્યનું અપાર દુખ પણ હું સહન કરી રહી છું પુત્રોના રાજ્યનાશ અને વનવાસનું દુ:ખ પણ વેઠયુ છે. તેર વર્ષથી તેમનુ મો જોવા નથી પામી એ પણ જેવું તેવું દુ:ખ નથી; પણ એ બધુ મેં સહન કર્યું, પરન્તુ કૌરવોની સભામા મારી વહુ દ્રૌપદીના ચિર ખેચાયાં એ અપમાન હું કદિ સહન કરી શકીશ નહિ. જે દિવસે દુષ્ટ કૌરવોને હાથે ભરી સભામાં સ્વામી અને મુરબ્બીઓની સમક્ષ દ્રૌપદીનું અપમાન થતું જોયું છે તે દિવસથી મારા મનમા શાન્તિ નથી. એ દિવસથી વહાલામાં વહાલા

પુત્રો, અને પુત્રો શું, ખરૂં પૂછાવો તો તમે પણ હે જનાર્દન! મને પ્રિય લાગતા નથી. હું પુત્રવતી છું તમે અને બળદેવ મારી ઓથે છો, મહાવીર ભીમ અને અર્જુન હજુ જીવતા છે, તો પછી આ દુ:સહ્ય અપમાનની જ્વાળા કેમ વેઠી શકું? ક્ષત્રિય સંતાન કુળવધૂનું આવું અપમાન સહન કરી શકે? મારા પુત્રો ભીમાર્જુન અને નકુલ સહદેવ ક્ષત્રી ધર્મનુ પાલન કરનારા હોવા છતાં પણ આટલું મોટું અપમાન સહન કરવા કેમ તૈયાર થયા છે? યુધિષ્ઠિરને બીજુ શું કહું? તે રાજપુત્ર અને રાજા થઇને રાજ્યધર્મનુ પાલન કરતા અચકાય છે તેથી તો એ પાપનો સચય કરી રહ્યો છે. વેદનો અર્થ સમજ્યા વગર જે કોઈ ખાલી વેદ ભણે છે, તેની બુદ્ધિ જેમ વેદિયા ઢોર જેવી થાય છે તેમ કુલોચિત ધર્મનો મર્મ નહિ સમજ્યાથી, કેવળ બહારના ધર્માનુષ્ઠાનથી યુધિષ્ઠિરની બુદ્ધિ પણ બગડી છે. ક્ષત્રીવીર રાજ્યને માટે કોઇ દિવસ કોઇની આગળ વિનતિ કરતો નથી. દાન તરીકે કોઈ પણ વસ્તુ લેતો નથી. જે કાંઈ મેળવે છે તે પોતાના બાહુબળથી પેદા કરે છે. પ્રાચીન કાળમાં કુબેર ભંડારીએ પ્રસન્ન થઇને રાજર્ષિ મુચકુન્દને પૃથ્વીનુ દાન કર્યું હતું, પણ મુચકુન્દે પોતાના ભુજબળથી રાજ્ય પેદા કરવાની ઇચ્છાથી એ દાન સ્વીકાર્યું નહિ! એજ ક્ષત્રીનો ધર્મ છે. રાજધર્મ અને રાજર્ષિધર્મ એજ છે આજ એ રાજધર્મ ભૂલી જઇને યુધિષ્ઠિર ગરીબ ભિખારીને વેષે બ્રાહ્મણની પેઠે રાજ્ય માગવા તૈયાર થયો છે. એ ક્ષત્રી છે. ભિક્ષાવૃત્તિ ક્ષત્રિનો ધર્મ નથી. પ્રજાનું પાલન કરવું, વિપત્તિમા પડેલાનું રક્ષણ કરવું, એજ તેનો ધર્મ છે. બાહુબળથી એણે પોતાનું ગુજરાન ચલાવવું જોઇએ. બાપદાદાઓએ કેવી રીતે રાજ્યધર્મ પાળ્યો છે તે તરફ એણે લક્ષ આપવુ જોઇએ એણે હમણા જે ધર્મનો આધાર લેવા ધાર્યો છે તે ધર્મ રાજર્ષિઓનો ધર્મ નથી. દુર્બળ અને ઘણો દયાળુ પુરુષ રાજધર્મ પાળવા અને પ્રજાનુ રક્ષણ કરવા સમર્થ હોતો નથી. એ હમણાં એવા પ્રકારનુ આચરણ કરવા તૈયાર થયો છે, કે હું, પાડુરાજાનો આત્મા, પિતામહ ભીષ્મ કે કોઈ પણ તેને એવા પ્રકારની સલાહ આપત નહિ, તથા સધિના કાર્યમા એ સફળ થાય એવો આશીર્વાદ એને કોઇ આપત નહિ. કેશવ! તમે જઇને યુધિષ્ઠિરને કહેજો કે એણે રાજ્યધર્મ અનુસાર યુદ્ધ કરવુ જોઇએ કે જેથી બાપદાદાનુ નામ ડૂબે નહિ અને ધર્મભ્રષ્ટ થવાથી

યુધિષ્ઠિર પણ ભાઇઓ સાથે નરકગામી થાય નહિ. કૃષ્ણ ! તમે ભીમ, અર્જુન અને નકુલસહદેવને પણ કહેજો કે તમે ક્ષત્રીધર્મ વિસરી જશો નહિ. તેમણે સ્મરણમા રાખવુ જોઇએ કે એમના જેવા વીર પુત્રોની માતા થઇને હુ પરાધીન પડી છુ. વીર પતિની સહધર્મિણી થઇને દ્રૌપદી એક હલકી સ્ત્રીની પેઠે કુરુસભામા અપમાન પામી છે. એ કલક એમણે કદિ ભૂલવુ ન જોઇએ. હુ દ્રૌપદીને સારી પેઠે ઓળખુ છું, તેને વીરત્વનું અભિમાન છે વીર પુરુષને યોગ્ય એ વીરપત્ની કૃષ્ણા જરૂર પતિઓને યુદ્ધ કરવાને ઉશ્કેરશે. કેશવ ! મારા પુત્રોને કહેજો કે, જરૂર દ્રૌપદીની સલાહ પ્રમાણે ચાલે કહેજો કે ક્ષત્રિયાણી જે નિમિત્તે ગર્ભ ધારણ કરે છે, તે સમય આવી પહોચ્યો છે. તો ક્ષત્રિયાણીના પેટમા જન્મ્યાનુ સાર્થક કરજો એથી ઉલટુ આચરણ કદિ ન કરશો. એવુ કરશો તો એ હલકા કામથી જગત્મા સદાને માટે તમે તિરસ્કાર અને નિન્દાને પાત્ર થશો હુ પણ તમારો સદાને માટે ત્યાગ કરીશ ક્ષત્રી જનની તેજોહીન પુત્રને કદિ પુત્ર ગણતી નથી. કામ પડે તો ધર્મના રક્ષણને માટે સમરમા પ્રાણ પણ આપવો જોઇએ ક્ષત્રિકુળનો ધર્મ પાળવા સારૂ મારા છોકરાઓએ પ્રાણ આપતા પણ અચકાવું ન જોઇએ.'

આટલી વાત પછી કુન્તીએ પુત્રનો ઉત્સાહ વધારવા માટે શ્રીકૃષ્ણને સંજય અને વિદુલાનો ઇતિહાસ કહ્યો.

વિદુલાનો ઉશ્કેરનારો વૃત્તાન્ત પહેલેથી આખર સુધી વર્ણવીને કુન્તીએ કહ્યું 'કેશવ ! દુર્બળચિત્ત અને શોકગ્રસ્ત યુધિષ્ઠિરને આ હિંમત આપનારૂ વૃત્તાન્ત સંભળાવજો. સજયે જેમ માતાના શબ્દોથી ઉત્સાહિત થઇને શત્રુઓનો પરાજય કર્યો હતો તેમ મારા પુત્રો પણ મારા ઉપદેશથી ઉત્સાહિત થઇને કૌરવો સાથે યુદ્ધ કરીને રાજ્યનો ઉદ્ધાર કરે અને સત્રુઓનો નાશ કરે એ હું ઇચ્છું છું.'

કુન્તીની તેજસ્વિતાથી ઘણાજ ખુશ થઇને તથા તેને સાબાશી આપીને શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરની પાસે ગયા. તેમને મોએ બધી વિગતવાર વાત સાંભળીને તથા કુન્તીમાતાનો અભિપ્રાય જાણીને પાડવો યુદ્ધ કરવા તૈયાર થયા તરત કુરુક્ષેત્રના મહાયુદ્ધની તૈયારી થઇ

એ ભયંકર યુદ્ધમા ફક્ત જન્માન્ધ ધૃતરાષ્ટ્ર, પાંચ પાંડવ અને અર્જુનના પુત્ર અભિમન્યુની સ્ત્રી ઉત્તરાના ગર્ભમાના એક બાળક સિવાય,

પાડવ અને કૌરવોના વંશમાં બધાં એકજ સપાટે માર્યા ગયાં. ભારતવર્ષ અને ભારતવર્ષની પડોશના ઘણા રાજાએ પણ આ યુદ્ધમા સામીલ થઈને હણાયા આવા ભયાનક યુદ્ધમા, રુવા ઉભાં થાય એવો હત્યાકાંડ મચાવ્યા પછી વિજય પ્રાપ્ત કરીને પાડવો હર્ષ પામ્યા નહિ. કુન્તીદેવીના મનમાં એક જાતનો વૈરાગ્ય ઉપજ્યો જો કે એમણેજ પુત્રોને યુદ્ધ કરવા ઉશ્કેર્યા હતા, પણ આ યુદ્ધમા ભારતના વીરકુળનો આ પ્રમાણે નાશ થયેલો જોઇને એમને ઘણોજ શોક ઉત્પન્ન થયો પુત્રોના વિજયથી કુલાઈ જવાને બદલે પુત્રશોકાતુર વૃદ્ધ ધૃતરાષ્ટ્ર અને હતભાગિની કૌરવજનની ગાન્ધારીને દિલાસો આપવો તથા તેમની સેવા કરવી એજ તેના જીવનનુ એક માત્ર વ્રત બન્યુ.

થોડા દિવસ પછી ધૃતરાષ્ટ્રે ગાન્ધારી સાથે વનમાં જવાનો સંકલ્પ કર્યો કુન્તીદેવી પણ પુત્રો તથા પુત્રોનો રાજ્યવૈભવ તજી દઈને જેઠજેઠાણીની સેવા કરવા તેમની સાથે જવા તૈયાર થઈ

કુન્તીને વનમા જવાને માટે તૈયાર થયેલી જોઇને યુધિષ્ઠિરે તેને ઘેર રહેવાનો ઘણો આગ્રહ કર્યો, પણ કુન્તીએ કહ્યું ‘બેટા! હવે મારે સસારમાં કાઈ મોહ નથી વીર કુળનો નાશ જોઇને મને બેસુમાર દુઃખ થયું છે. હવે બાકીનું જીવન અરણ્યમા રહીને તપશ્ચર્યા કરવામા તથા તારા મોટા કાકા અને ગાન્ધારી કાકીની સેવાચાકરી કરવામાં ગળાય એજ મારી ઇચ્છા છે. તારે એથી દિલગીર ન થવું બેટા! આજથી કુરુવંશનો ભાર તારા ઉપર છે. જરા પણ ગભરાયા વગર તારૂં કર્તવ્ય કર્યા જજે, કોઈ પણ દિવસ દ્રૌપદીને ઓછુ આવવા દઇશ નહિ. ભાઇઓને પોતાના આત્માતુલ્ય ગણીને તેમનુ રક્ષણ કરજે.’

ગમે તેટલુ સમજાવ્યા છતા પણ કુન્તીનો દૃઢ નિશ્ચય ફેરવી ન શકાયાથી ગળગળા થઈને યુધિષ્ઠિરે કહ્યુ ‘મા, હવે પુત્રોનો રાજ્યવૈભવ ભોગવવાનો તથા પુત્રો રાજ્યધર્મ કેવી રીતે પાળે છે એ જોવાનો વખત આવ્યો ત્યારે તમે વિચાર કેમ બદલ્યો? યુદ્ધમા વિજય મેળવીને અમે રાજ્યપાટ સપાદન કરીને સુખી અને ગૌરવાન્વિત થયા છીએ એવે વખતે આપ અમારો ત્યાગ કરીને ચાલ્યા જાઓ છો તો પછી અમને યુદ્ધ કરવાને ઉશ્કેર્યાજ શું કામ? કુન્તીએ જવાબ આપ્યો કે ‘બેટા! તારા શત્રુઓની ખટપટથી હું ઘણું અપમાન અને અગવડ વેઠતી હતી. એ દુઃખ દૂર

કરવા માટે તમને યુદ્ધ કરવાને મેં ઉત્તેજન આપ્યું. પાંડવકુલવધૂ દ્રૌપદીનું કુરુસભામાં કૌરવોને હાથે જે અપમાન થયું હતું તે અપમાનનો બદલો વાળવા સારૂ, મેં તેમને યુદ્ધ કરવા ઉશ્કેર્યા હતા. તમે મહાત્મા પાંડુના પુત્ર થઇને જગતમાં કંગાલ થઇને ન રહો, વિનષ્ટ અને નિન્દનીય ન ગણાઓ, ઇન્દ્ર જેવા બળવાન હોવા છતાં પણ શત્રુને વશ ન થાઓ, વીરકુળમાં ઉત્પન્ન થએલા શ્રેષ્ઠ પુરુષો હોઇને શોકમાં જીવન ન ગાળો, તેટલા માટે મેં તમને યુદ્ધ કરવા પ્રેર્યા હતા. મેં પોતે રાજ્યસુખ અને વૈભવવિલાસ ભોગવવા સારૂ તમને એ ભયંકર યુદ્ધમાં મોકલ્યા નહોતા. તમારા ભલા માટેજ મેં એવો ઉપદેશ આપ્યો હતો. મારી એ ઇચ્છા પૂર્ણ થઇ છે. તમારા ગૌરવથી હું આજ સંતુષ્ટ થઇ છું. સંસારમાં હવે મારે કોઇ વાતની સ્પૃહા નથી. વનવાસી શોકાર્ત મહારાજા ધૃતરાષ્ટ્ર અને દેવી ગાન્ધારીની સેવા કરીને અરણ્યની તપશ્ચર્યામાં હું જીવન ગાળીશ. એજ મારી વાસના છે. તું મને એમ કરતા રોકીશ નહિ. મારો આશીર્વાદ છે કે તમે પરમ સુખપૂર્વક રાજ્ય ભોગવજો! ધર્મમાં તમારી બુદ્ધિ વધતી જજો તથા તમારા મન ઉદાર થજો.'

પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રોની નમ્ર આજીજીથી કુન્તીએ પોતાનો સંકલ્પ બદલ્યો નહિ ધૃતરાષ્ટ્ર અને ગાન્ધારી સાથે શાન્તચિત્તે એણે વનગમન કર્યું

---

# रत्न ९७ मुं—माद्री



એ મદ્ર* દેશના રાજાની કન્યા તથા મહાત્મા રાજાધિરાજ ભારતાધિપતિ પાંડુની પત્ની હતી. એ ઘણી રૂપવતી અને પરમ સતી હતી. મહાત્મા પાંડુ રાજાના મૃત્યુ સમયે પોતાના બન્ને પુત્રોને સપત્ની કુન્તીને સોંપીને પોતે પતિની સાથે સતી થઇ ગઇ હતી મહાત્મા પાંડુએ પૃથ્વીનો જય કરીને ઘણું ધન અને સામ્રાજ્ય મેળવ્યું હતું, પણ રાજસંસાર ઉપરથી પ્રીતિ

---

* મદ્ર દેશ ભારતની સરહદે આવેલો હતો. મદ્ર ઠંડો દેશ હોવાથી ત્યાંના કન્યાઓ સુંદર નીવડતી. મદ્ર દેશની કન્યાઓ પરણવાનો ભારતવર્ષના આર્યોને શોખ હતો.

ઉઠી જવાથી, એ બેસુમાર ધન ભીષ્મપિતામહને સોંપીને માદ્રી અને કુન્તીઃ સાથે અરણ્યવાસી થઇને હિમાલયની પાસેના પ્રદેશમા વાસ કરતા હતા. એ વનવાસના સમયમા સ્વામીની સેવાના ગુણને લીધે માદ્રી કુન્તી કરતા પણ વધારે પ્રિય થઈ પડી હતી એ બન્ને સપત્નીઓ મુનિપત્નીની પેઠે હિમાલયના દક્ષિણ ભાગમા તપશ્ચર્યામા કાળ વ્યતીત કરતી હતી. એક દિવસે મહારાજા પાંડુએ જંગલમા મૃગયા રમતી વખતે મૈથુનાસક્ત એક મૃગનો શિકાર કર્યો હતો. કોઈ મહા તપસ્વી ઋષિપુત્ર મૃગરૂપ ધારણ કરીને પોતાની ભાર્યા સાથે એ પ્રમાણે ક્રીડા કરવામા લીન હતો એવી દશામા બાણ વાગતા તે જમીન ઉપર પડી ગયો અને મનુષ્યના સ્વરે વિલાપ કરતા કરતા એણે પાડુ રાજાને કહ્યુ કે 'કામ-ક્રોધવાળા, બુદ્ધિહીન, પાપી મનુષ્યો પણ આવું ઘાતકી કામ કદિ કરે નહિ, પરન્તુ દૈવ આગળ મનુષ્યની બુદ્ધિ ચાલતી નથી દૈવજ મનુષ્યની બુદ્ધિને ભૂલાવે છે. હે ભારત! તમે ધર્માત્માઓના વશમા જન્મ ગ્રહણ કર્યો છે, છતા તમારી મતિ કેવી રીતે આવું કામ કરવા લલચાઇ?'

પાડુએ કહ્યુ 'રાજાઓ શિકાર કરતી વખતે શિકારનુ જાનવર કયી અવસ્થામા છે તેનો વિચાર કરતા નથી મૃગ મસ્ત હોય કે ગમે તે દશામા હોય પણ એનો શિકાર કરવો એ અમારૂ કામ છે એમા તમારે કોપ કરવાનું કારણ નથી ' મૃગરૂપધારી બ્રાહ્મણ બોલ્યો "તમે મૃગનો વધ કર્યો છે તેટલા માટે હું તમને ઠપકો આપતો નથી, પરન્તુ આવું નિષ્ઠુર કામ ન કરતા હું મૈથુન કરી રહું એટલી વાર થોભ્યા હોત તો તે વ્યાજબી હતું રાજેન્દ્ર! હુ આલ્હાદપૂર્વક આ હરિણીને સતાન ઉત્પન્ન કરતો હતો તે નિષ્ફળ ગયું. આવું મોટું ઘાતકી કામ અવશ્ય અધર્મનુ છે અને સ્વર્ગલોકમા તિરસ્કારને પાત્ર છે હે મહાજ્ઞાની! તમે શાસ્ત્રદર્શી અને ધર્મજ્ઞ હોવા છતા પણ ફળમૂળાહારી મુનિનો વધ કર્યો એટલા માટે તમને શાપ દઉં છુ કે 'તમે જેવી રીતે સ્ત્રીપુરુષ ઉપર ઘાતકી આચરણ કર્યું છે તેવીજ રીતે તમે પણ જ્યારે કામાતુર થઇને પ્રિયા સાથે સસર્ગ કરતા હશો ત્યારે મૃત્યુ પામશો તમને એટલીજ સજા બસ છે. તમને બ્રહ્મહત્યાનું પાપ લાગશે નહિ. હે મહારાજ! તમે જે કાન્તા સાથે સસર્ગ કરશો તે સ્ત્રી સર્વશ્રેષ્ઠ સ્વર્ગલોકમા તમારી સાથે આવશે. મને જેમ સુખનો અનુભવ કરતાં કરતા આપે દુઃખ પહોંચાડયુ છે, તેવી

રીતે તમે પણ સુખનો અનુભવ કરતી વખતેજ દુ ખી થશો.' મહામુનિ કિર્નિંગમે એટલું કહીને પ્રાણનો ત્યાગ કર્યો

રાજા પાડુ ઘણો શોક અને વિલાપ કરીને સ સારમાથી વિરક્ત થયો અને મુનિઓની પેઠે આત્મસંયમ કરીને તપસ્યામા પ્રવૃત્ત થયો એ વખતે તેણે પત્નીઓને હસ્તિનાપુર જવાનો આગ્રહ કર્યો, પણ તેમણે કોઈએ માન્યું નહિ. તેમણે પણ સ્વામી સાથે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો. તેમણે પોતાના સ્વામીને ધીરજ આપીને કહ્યુ 'હે ભરતર્ષભ! આપને એવું કાંઈ કરવાની જરૂર નથી. એવા પણ આશ્રમ છે કે જેનું અવલ બન કરીને તમે અમને સાથે રાખીને તપસ્યા કરી શકો અને શરીરનું દમન કરીને આખરે સ્વર્ગલોકના સ્વામી બની શકો. અમે બન્ને પણ સ્વામીપરાયણ થઇને, તથા ઈન્દ્રીઓનું દમન કરીને, અને કામનાઓ અને સુખનો ત્યાગ કરીને પુષ્કળ તપસ્યા કરીશુ હે મહાજ્ઞાની! આપ જો અમારો ત્યાગ કરશો તો અમે હમણાજ મરી જઇશું.' મહારાજા પાડુએ 'આજથી હું કંદમૂળ ખાઇને કઠણ તપસ્યા કરીશ.' એમ કહીને રાજપોશાક કહાડી નાખીને, નોકરચાકરોને વિદાય કરી દીધા એ વખતે માદ્રી અને કુન્તીએ પણ પોતાના હીરાના હાર તથા બીજા સોના અને હીરાના અ લંકારો તથા કીમતી વસ્ત્રો ત્યજી દઇને ગરીબ લોકોને દાન કરી દીધા. પાંડુરાજ ફળાહારી થઈને બે પત્નીઓ સાથે હિમાલય ઓળંગીને ગ ધમાદન વનમાં જઇ પહોચ્યા. ત્યાર પછી એ ત્યાથી પણ આગળ વધીને ઈન્દ્રદ્યુમ્ન સરોવર અને હ સકૂટ ઓળગીને શતશૃ ગ નામક પર્વતમા ઘોર તપસ્યા કરવા લાગ્યો

વીર્યવાન પાડુરાજા પરમોત્તમ તપસ્યામા નિમગ્ન રહીને ગુરુજનોની સેવા કરવા લાગ્યા, તથા આત્માને સ યમમાં રાખીને અહંકારથી શૂન્ય તથા જીતેન્દ્રિય થઇને સ્વર્ગમા જવાની પુણ્યરૂપી સામગ્રી સ ચય કરતા ગયા. વનના ઋષિઓ પણ તેમને પોતાના ભાઈ સમાન ગણીને ચાહવા લાગ્યા. એ ઋષિઓ બ્રહ્મલોકમા ગમન કરતા હતા. પાંડુ રાજાએ પણ તેમની સાથે જવાની ઈચ્છા દર્શાવી, પણ ઋષિએ કહ્યું કે 'તારામા પુત્રોત્પાદનની શક્તિ છે તું પુત્રો ઉત્પન્ન કર! હે નર-વ્યાઘ્ર! તું કાર્ય-દ્વારા દેવતાઓનો ઉદ્દેશ સિદ્ધ કર. તારે ત્યાં અવશ્ય સર્વ ગુણસંપન્ન પુત્રો જન્મશે. તારી તપસ્યાનું ફળ હવે પાકવા આવ્યું છે.'

એ તપસ્વીઓની સલાહ માનીને રાજાએ એમની સાથે જવાનો વિચાર માંડી વાળ્યો, પણ ઋષિના શાપને લીધે પોતે પુત્ર ઉત્પન્ન કરવાને અશક્ત હતો એ સ્મરણમા આવ્યાથી એને ઘણો શોક થયો આખરે એમણે ઘણો વિચાર કરીને નિયોગ પદ્ધતિથી કુન્તીને ધર્મદ્વારા યુધિષ્ઠિર, પવનદ્વારા ભીમસેન અને ઇન્દ્રદ્વારા અર્જુન નામના ત્રણ પુત્ર ઉત્પન્ન કરાવ્યા.

મહારાજા પાંડુ માદ્રીને ઘણુ ચાહતા હતા, પણ માદ્રીને સતાન નહિ હોવાથી એ મનમા ને મનમા મુઝાવા લાગી એક વખત એણે પોતાના હૃદયનો ઉભરો રાજા આગળ કહાડીને કહ્યું, "પ્રાણનાથ! આપને મન અમે બન્ને બરાબર છીએ, પણ કુન્તીને પુત્ર થયા અને મારે સંતાન નથી તેથી મને ઘણું દુ:ખ થાય છે. કુન્તી મને સતાન ઉત્પન્ન કરવાની યુક્તિ બતાવે તો હું તેનો ઘણો ઉપકાર માનીશ કુન્તી મારી સપત્ની છે માટે મને તેને વિનતિ કરતા સંકોચ આવે છે. આપ કૃપા કરીને મારી તરફથી તેને કહો."

પાંડુ રાજાને માદ્રીની ઇચ્છા વ્યાજબી લાગી અને તેમણે કુન્તીને સમજાવ્યુ કે તુ માદ્રીને સંતાન ઉત્પન્ન કરવાની વિદ્યા શિખવીને તેને વધ્યાપણાની ચિન્તામાથી મુક્ત કર! ઉદાર મનની કુન્તીએ દેવોનુ આવાહન કરવાનો મત્ર માદ્રીને શિખવ્યો અને એ મત્રથી અશ્વિનિકુમારોનું આવાહન કરીને માદ્રીએ નકુલ અને સહદેવ નામના બે પુત્રરત્નોને જન્મ આપ્યો. એ વખતે આકાશવાણી થઈ, કે 'સત્ત્વગુણી આ બે બાળકો અશ્વિનિકુમાર કરતા પણ ચડે એવા છે'

ત્યાર બાદ પાંડુરાજ પર્વત ઉપર મહાનન્દ વનમા કાળ ગાળવા લાગ્યા. એવામા સસારને મુગ્ધ કરનારી વસત ઋતુ આવી પહોચી અને પાંડુ રાજા સુગંધથી મહેકી રહેતા રગબેરગી પુષ્પોવાળા વનમાં ભાર્યા સાથે ફરવા લાગ્યા ચારે તરફ પલાશ, આંબા, ચપા, પારિજાતક, કણેર, કેશર, અશોક આદિ વૃક્ષો નાના પ્રકારના ફળ અને પુષ્પોવડે વનને સુગધિથી ભરી રહ્યા હતા, અને એ પુષ્પોનો રસ ચૂસવાને ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા. કોકિલાઓ મૃદુ મૃદુ સ્વરે ટુહૂ ટુહૂ કરી રહી હતી. જળાશયોમાં કમળોની શોભા કાંઈ ઓરજ હતી આવા હૃદયોન્માદકારી વનને જોતાં, પાંડુ રાજાના હૃદયમા કામનો સચાર થયો.

"અક્ષુબ્ધ હૃદયે જોઈ, રચના એ ઋતુતણી,<br>
મળવાને પછી ચાલ્યો, બીજી પર્ણકુટી ભણી."

દૈવયોગે માદ્રી એકલી સફેદ ઝીણું વલ્કલ પહેરીને એ સમયે ત્યાં બેઠેલી હતી.

"માદ્રી ફક્ત હતી હાજર એહ વાર, કુંતા ગએલ કંઈ કારણથી બહાર.
માતા સતી નકુલને સહદેવની એ, હા! તાપસી નૃપની સાથ હતી બની એ.
ઝીણા વલ્કલને આજે, એણે અંગે ધર્યું હતું;
નહિં લાવણ્યને ઓછું, વનવાસે કર્યું હતું." (મણિશંકર)

ઝીણું વસ્ત્ર પહેરેલી, જોબનમા ખીલેલી સુંદર પત્ની માદ્રીને જોતા વારજ રાજાના મનમા કામાગ્નિ જોરથી સળગી ઉઠયો રાજાએ પૂછ્યું.

"નથી શું કુંતાજી? નહિં અરર આહિં રહી શકે,
પ્રિયે! તું એકાકી સ્વજન વિણ વૃત્તિ કયમ ટકે?
ખરે ત્યારે આનો અનુભવ જરા આજ કરીએ,
જરા આ પાસેના ઉપવનવિષે કાઇ ફરીએ."

રાજા પોતાનો વાનપ્રસ્થ ધર્મ વિસરી જઇ પત્ની સાથે કામોદ્દીપન કરનારી એ વસન્ત ઋતુમા વનમા વિચારવા લ.ગ્યો

વહી જતા ઝરણા શ્રમને હરે, નિરખતા રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહગ બધા કરે, રસિકના હૃદયો રસથી ભરે.
વસંતે સ્થાપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં લીલાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે;
બધી સામગ્રીએ મદનરસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીસ કરતી.

રાજા પાડુના દેહમા ધીમે ધીમે પણ સચોટપણે કામ વ્યાપતો ગયો, પણ એ સાવચેત થયો નહિ, અને મધુરી વાતો કરતો સ્ત્રી સાથે વનમાં વિચરવા લાગ્યો.

ઉત્તુંગ નમ્ર સહકાર દિસે ઘણાય, લાખો વળી અગરૂ ચન્દન ત્યાં જણાય;
વૃક્ષો લતા-સકલ-કંઈક અપૂર્વ રંગ, જામે ન કા પ્રબલ મિત્રવડે અનંગ!

આગળ જતા બન્ને જણા એક માલતી મંડપમાં બેઠા. ત્યાં આગળ કોકિલા ટહુકાર કરી રહી હતી. એ સાંભળીને પાંડુને પણ માદ્રીના કોકિલ સ્વરનું મીઠું ગાન સાંભળવાની ઇચ્છા થઇ. માદ્રી સમજતી હતી કે રાજાના મનમા આ વિકાર ઉત્પન્ન થઇ રહ્યો છે તે સારો નથી, પણ રખે પતિની આજ્ઞા લોપાય અને એમના મનમાં ઓછું આવે એ આશંકાથી કાંઈ બોલી શકી નહિ.

" નહિ રાજાજીનો હુકમ પણ પાછો કહિ ફરે,
વિચારી એ માદ્રી તરતજ જરા કેં શરૂ કરે
દિવ્ય રાગ શરૂ થાતા, બન્યુ શાન્ત બધું વન;
લોહ ચુબકથી જાણે, ખેચાયાં સર્વના મન.
* * * * *

ઘેલી બની બધી સૃષ્ટિ, રસમા હાલ ન્હાય છે,
હાય ! એકજ પાંડુના, હૈયામા કઈક થાય છે !
સગીતામૃત વર્ષતા પ્રથમ તો આનદ વ્યાપી ગયો,
સાથે એક કરૂ પ્રિયા હૃદયને આવેશ એવો થયો,
ખેચાયુ પણ વેગ પૂર્ણ કરતાં આવી સ્થિતિની સ્મૃતિ,
રાખે અકુશ તોય સ્પષ્ટ વપુમા દેખાય છે વિકૃતિ.

ગાયન આગળ ચાલે છે, રાજા પાડુનો અનગ વધારે પ્રબળ થતો જાય છે એ પોતાનો ધર્મ, ઋષિનો શાપ બધુ વિસરી જઇ પત્નીને ભેટે છે.

" રે હાય ! હાય ! નહિ નાથ ! નહિં ! " કહીને માદ્રી એમના ભુજ-પાશમાથી છૂટીને વેગળી જતી રહે છે, અને

" હા ! દીન દૃષ્ટિ કરી એ નિરખી રહે છે,
દુ.ખે ભર્યાં નયનથી નૃપને કહે છે
" ડરૂ છુ-ભય પામુ છુ, જોઈને આજ આપને,
અરે કેમ વિસારો છો, ઋષિના ઉગ્ર શાપને ? "
'બહુ બ્હીતી બ્હીતી થર થર થતી એ કરગરે,
નથી ઓછી થાતી તદપિ નૃપની વિકૃતિ અરે !'

રાજાનો વિકાર શમ્યો નહિ ! પત્નીની શિખામણ તેના ઉપર કાંઈ પણ અસર કરી શકી નહિ.

" જાણું બધું, પણ હિસે સ્થિતિ આ નવીન,
મારૂ નથી બળ બન્યો જળ બ્હાર મીન,
દેવી ! વિચાર કરવા સઘળા તજી દે,
રે હાય ! સ્પર્શસુખ પ્રાણ સખી ! હજી દે"

એમ કહી બળાત્કારેજ એણે પત્નીને પોતાની તરફ ખેચી, તેની સાથે વિહાર કર્યો, અને એ સ્થિતિમાજ ઋષિના શાપ મુજબ, એમનું મૃત્યું થયું. માદ્રી રાજાના મૃત દેહને છાતી ઉપર ધારણ કરીને વારં-

વાર ઉંચે સાદે આર્તનાદ કરવા લાગી. એવામા કુન્તી પુત્રો સાથે ત્યા થઇને જતી હતી. માદ્રીએ તેને કહ્યું "પુત્રોને છોડીને તમે અહિં આવો." રાજાની આ દશા જોઇને કુન્તી રોદન કરતી કરતી કહેવા લાગી, 'માદ્રિ! હું આ જીતેન્દ્રિય વીરનું હમેશા કામથી રક્ષણ કરતી હતી, એમને ઋષિનો શાપ હોવા છતા પણ તારા ઉપર કેવી રીતે આક્રમણ કર્યું? હે માદ્રિ! રાજાનું રક્ષણ કરવાની તારી ફરજ હતી.

પણ એમ ન કરતા તું આ વસંત ઋતુમાં શુ કામ એમની પાસે એકાન્તમા ગઈ? શામાટે તે એમને લલચાવ્યા? તું મારા કરતાં ઘણી ભાગ્યશાળી, કે કામાસક્ત પતિનું પ્રફુલ્લ વદન જોઇ શકી.' માદ્રીએ કહ્યુ 'દેવિ! મેં એમને વારવાર નિષેધ કર્યો હતો, પણ દુર્દૈવ આગળ કોઇનું ચાલતું નથી રાજાને મે ઘણુંએ સમજાવ્યા પણ એ પોતાના કામને નિવારણ નજ કરી શકયા.' પછી કુન્તીએ કહ્યુ 'હું મોટી ધર્મપત્ની છુ, મોટું ફળ મને મળવુ જોઇએ, માટે તું મને વારતી નહિ માદ્રિ! હું હવે પતિદેવની સાથે ચિતામા બળી જઈશ. તું અહિં રહીને આ બાળકોનું રક્ષણ કરજે.' માદ્રીએ કહ્યું 'મે પતિદેવને પકડી રાખ્યા છે. હુંજ એમની સાથે જઇશ; કારણ મારી કામના હજી તૃપ્ત થઇ નથી. તમે મોટા છો માટે મને રજા આપો. આ ભરતકુલના દીપક રાજા મારી સાથે વિલાસ કરતા કરતાં કામથી ભ્રષ્ટ થયા છે, માટે હું યમસદનમા તેમની સાથે જઇને ત્યા એમની તૃપ્તિ કરીશ. હું જીવતી રહીશ તોપણ મારાથી તમારા પુત્રોનું સારી પેઠે પાલન થાય એમ લાગતું નથી, અને તેથી હું પાપની ભાગી થઇશ. માટે હે કુન્તિ! તમેજ મારા બે પુત્રોને પોતાના સંતાનની પેઠે ઉછેરજો આ રાજા મારા ઉપર મોહિત થઇનેજ મરણ પામ્યા છે, માટે હુંજ એમના શરીરની પાસે મારૂં શરીર ગોઠવીને અગ્નિમાં બળી મરીશ. મારી આ અભિલાષાને તમે રોકશો નહિ.' પાંડુ રાજાની ધર્મપત્ની માદ્રી આ પ્રમાણે કહીને પાંડુ રાજા સાથે ચિતામા સતી થઈ જઇને અક્ષયકીર્તિ મેળવી ગઈ. મુનિઓએ કુન્તીને તથા તેમના પુત્રોને હસ્તિનાપુર મોકલી આપ્યા.

# रत्न १८ मुं—गान्धारी




રવજનની ગાન્ધારી ઘણીજ ધર્મશીલ અને તેજસ્વી સ્ત્રી હતી. પુત્રસ્નેહને લીધે માતા સ્વાભાવિક રીતેજ દુર્બળ હોય છે. પુત્ર હજાર દોષથી ભરેલો હોય તોપણ માતા તેનો પક્ષપાત કરે છે; પણ ધર્મ-જ્ઞાનવતી ઉન્નતચરિતા ગાન્ધારીએ કોઇ દિવસ પોતાના પાપિષ્ઠ પુત્રોના પક્ષનું સમર્થન કર્યું નથી, પણ ઉલટું ઘણી વખત ખુલ્લી રીતે તેમના પાપાચરણોનો તીવ્ર વિરોધ કર્યો છે ધૃતરાષ્ટ્રે પુરુષ થઇને પણ કોઈ કોઈવાર પુત્રસ્નેહને લીધે દુર્બળતા બતાવી હતી, પણ ગાન્ધારીના ચરિ-ત્રમા એવી દુર્બળતા કોઈ દિવસ જોવામા આવી નથી ગાન્ધારીના જીવનના કેટલાક ચિત્રો અમે આ આખ્યાનમા ચિતરીશું. વાચક બેનોને એથી તેજ-સ્વિની પ્રાચીન આર્યનારીના અસામાન્ય માનસિક બળનો પરિચય મળશે.

ઘણાઓનું માનવું છે કે, ભારતવર્ષની પશ્ચિમ દિશામા કન્દહાર નામનો હાલમા જે દેશ છે, તેજ જૂના વખતમા ગાન્ધાર દેશ કહેવાતો હતો. ગાન્ધારી એજ ગાન્ધાર દેશના રાજા સુબલની કન્યા હતી જે વખતે જન્માધ ધૃતરાષ્ટ્ર સાથે તેનો વિવાહ થયો તે વખતે એણે પોતાની આખે પાટા બાધીને દેવોની આરાધનાપૂર્વક પ્રતિજ્ઞા કરી હતી કે કોઇ દિવસ અધ ગણીને તેમના ઉપરની ભક્તિ ઓછી થવા નહિ દઉં. કુરુરાજને ઘેર ગયા પછી ગાન્ધારીની વર્તણુક સંબધી મહાભા-રતમા લખ્યું છે કે એના સદાચાર, સુશીલતાથી કૌરવ વશમા બધા સતુષ્ટ થયા હતા વડીલોની એ સદા સેવા કરતી તથા બધાને મિઠા વચનથી સ્નેહપૂર્વક બોલાવતી. કોઇ પણ દિવસ કોઈની નિન્દા કરતી નહિ.

ગાન્ધારીનો ભાઈ શકુનિ ઘણોજ પાપી અને નીચ બુદ્ધિનો ક્રૂર મનુષ્ય હતો. દુર્યોધન વગેરેને તેમના પાપકાર્યમા સલાહ અને મદદ આપનાર શકુનિજ હતો. કુરુસભામા સરત સાથે પાસા રમાડીને પાડ-વોનું સત્યાનાશ વળાવનાર પણ શકુનિજ હતો. પાસાની વિદ્યામા અત્યત નિપુણ શકુનિએ બતાવેલા કપટના દાવને લીધેજ દુર્યોધન રાજા યુધિ-ષ્ઠિરને હરાવી શક્યો હતો. આખરે ધર્માત્મા યુધિષ્ઠિર દ્રૌપદીને પણ

હારી ગયા. દુર્યોધનની આજ્ઞાથી દુઃશાસન દ્રૌપદીનો ચોટલો ખેચીને તેને રાજસભામાં લાવ્યો દુર્યોધન અને તેના સોબતીઓ જાતજાતની મશ્કરીઓ કરીને દ્રૌપદીનું અપમાન કરવા લાગ્યા. ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર વગેરે બધા એ સભામા હાજર હતા. ધર્મપરાયણ અને તેજસ્વી હોવા છતા પણ યુધિષ્ઠિર હોડમા દ્રૌપદીને હાર્યા હતા એટલે દ્રૌપદી હાલ દુર્યોધનના તાબામા હતી એવા વિચારથી બધા ચુપ રહ્યા. દુર્બળ ધૃતરાષ્ટ્રે પુત્રના ડરથી તેમને રોકવાનો કાંઇ પણ પ્રયત્ન કર્યો નહિ. ગાન્ધારીને અન્તઃપુરમાં સમાચાર મળ્યા કે એના પાપી પુત્રો કૌરવકુળવધૂને રાજસભામાં અપમાન આપીને કૌરવકુળનું ઘોર અમગળ કરવા બેઠા છે ગાન્ધારીથી સ્થિર બેસી રહેવાયું નહિ. તરતજ તે સભામાં આવી પહોંચી અને દ્રૌપદીનું અપમાન રોકવા ધૃતરાષ્ટ્રને આગ્રહ કર્યો. ધૃતરાષ્ટ્રે એ વખતે દ્રૌપદીને ધીરજ આપીને એને તથા પાંડવોને દાસત્વમાથી મુક્ત કર્યા

પાડવોને ઇચ્છાનુસાર દમી ન શકાયું તેથી દુર્યોધન ઘણોજ ખીજવાયો. થોડા દિવસ નીકળી ગયા શકુનિની સલાહથી ફરીથી યુધિષ્ઠિરને જુગટુ રમવા બોલાવવા ધૃતરાષ્ટ્રને આગ્રહ કર્યો. પુત્રોના આગ્રહને વશ થઇને ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને નિમંત્રણ મોકલ્યું. દુર્યોધનની એવી ઇચ્છા હતી કે આ વખતે જુગારમા પાડવોને સમૂળગા હરાવીને તેમને ઘણા લાબા સમય માટે દેશનિકાલ કરી દઇશ. ગાન્ધારીએ જોયું કે એક વખત લડાઇ શમી ગઇ છે તે પાછી પાપી પુત્રોની ખટપટથી ઉભી થવાનો વખત આવ્યો તેણે પતિ ધૃતરાષ્ટ્રને કહ્યું 'મહારાજ! તમે આ વખતે આ શી સત્યાનાશની પાટી વાળવા બેઠા છો? દુર્બુદ્ધિવાળા પાપી પુત્રોની સલાહ માનીને ફરીથી કુળનો નાશ કરાવનાર પ્રપચમા તેમને અનુમોદન આપો છો? જે આગ એક વાર હોલવાઇ છે તેને ફરીથી શું કામ સળગાવો છો? પાડવો ઘણાજ ધર્મશીલ અને શાન્તસ્વભાવના છે. એ લોકો સહેજમા કોઇની સાથે ટટો કરતા નથી, તો પછી શામાટે ન'હક તેમની સાથે દુશ્મનાવટ કરીને તેમને ગુસ્સે કરો છો? દુર્યોધન તમારો પુત્ર છે, એણે તમારા કહ્યા પ્રમાણે ચાલવું જોઇએ. શામાટે તમે ઉલટા તેને વશ થઇને તેના પાપી વિચારને આશ્રય આપો છો? પુત્રસ્નેહને વશ થઇને તમે તમારાં જ્ઞાન તથા

ધર્મબુદ્ધિ ગુમાવશો નહિ. સ્થિરચિત્તે બધી વાતનો વિચાર કરીને પાપી પુત્રોના પાપાભિલાષનો નિરોધ કરો હાય! આ પાપિષ્ઠ પુત્ર દુર્યોધનનો જ્યારે જન્મ થયો ત્યારે ચારે તરફથી ખરાબ શકુન થવાથી ધર્માત્મા દિયેરજી વિદુરે તમને કહ્યુ હતું કે આ પુત્ર કુલાગાર નીવડશે માટે એનો સંહાર કરો, નહિ તો તમારૂં કલ્યાણ નહિ થાય. મહારાજ! તમે પુત્રસ્નેહને વશ થઇને એ વખતે ભાઈ વિદુરજીનું કહ્યું માન્યું નહિ, તો હવે દુર્યોધનના પાપે કુળનું સત્યાનાશ વળવાના ચિન્હ દેખાવા લાગ્યા છે. હજુ પણ હું કહુ છું કે મહારાજ! તમારે કુરુવંશના કલ્યાણની ઈચ્છા હોય તો કુલાગાર દુર્યોધનનો વગર વિલંબે ત્યાગ કરો, નહિ તો એના પાપથી જે અગ્નિ સળગ્યો છે તે કોઈ દિવસ કુરુવંશને ભસ્મીભૂત કરી નાખશે. કુરુકુલની લક્ષ્મી સદાને માટે એ વંશનો ત્યાગ કરી જશે ”

ધર્મની ખાતર, કુળના રક્ષણની ખાતર, પાપી પુત્રનો પરિત્યાગ કરવા સારૂ સ્વામીને ઉત્તેજીત કરે એવી મહાન્ માતાઓ પૃથ્વીમા કેટલી છે? લાડ બતાવવા ખાતર પુત્રોના દોષ ઉપર ઢાકપીછોડો કરનાર આજકાલની માતાઓ આ ઉપરથી ધડો લેશે? અસ્તુ તેજસ્વી ગાન્ધારીનો તેજપૂર્ણ ઉપદેશ નિષ્ફળ ગયો ધૃતરાષ્ટ્રની મોહાન્ધતા તથા દુર્બળતા એથી દૂર થઇ નહિ તેણે ધીમેથી કહ્યુ ‘પુત્રોની ઇચ્છાની વિરુદ્ધ મારાથી ચલાય નહિ. એથી કુળનો નાશ થવાનો હોય તો થાઓ એમા મારો ઉપાય નથી.’

યુધિષ્ઠિરને ફરીથી જુગટુ રમવાનું નિમંત્રણ મોકલવામા આવ્યુ. આ વખતે હોડ એ બકવામાં આવી હતી કે જે કોઇ હારે તે સ્રી સાથે બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો ગુપ્ત વાસ સ્વીકારે આ વખતે પણ હાર્યાથી પાંડવોએ દ્રૌપદી સાથે તેર વર્ષનો વનવાસ વેઠ્યો. આ બાર વર્ષ પૂરા થયા પછી પોતાનો, રાજ્યનો ભાગ આપવા માટે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ સાથે દુર્યોધનને સંધિનુ કહેણુ મોકલ્યુ શ્રીકૃષ્ણ હસ્તિનાપુર પહોચ્યા ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, વિદુર, અમાત્યો તથા સભામા બિરાજેલા બીજા રાજાઓએ યુધિષ્ઠિરનો સંધિનો પ્રસ્તાવ કબુલ રાખવા દુર્યોધનને ઘણુએ સમજાવ્યો, પણ દુર્યોધને તો યુદ્ધ કર્યા વગર એક સોયની અણી જેટલી જમીન પણ પાંડવોને નહિ આપવાની પ્રતિજ્ઞા

કરી હતી, એટલે એ ગુસ્સે થઇને કોઈનું પણ માન રાખ્યા વગર સભા-માંથી ચાલ્યો ગયો.

હવે ધૃતરાષ્ટ્રે લાચાર થઈને ગાન્ધારીને સભામા બોલાવવાનો આગ્રહ કર્યો ગાન્ધારીએ સભામા આવીને બધી હકીકત સાંભળીને ધૃતરાષ્ટ્રને કહ્યુ 'રાજન્! આજ તમારા દોષથી આ આફત આવી પડી છે. એને માટે તમેજ પૂરેપૂરા જવાબદાર તથા ઠપકાને પાત્ર છો દુર્યોધનને પાપી જાણવા છતા પણ તમે હમેશાં એના કહ્યા પ્રમાણે ચાલતા હતા. આજ તમે બળપૂર્વક પણ તેનો વિચાર ફેરવી શકયા નહિ. ધર્મદ્વેષી, અસભ્ય, તુમાખી સ્વભાવનો મનુષ્ય કદિ રાજ્ય કરવા યોગ્ય નથી. તે પ્રમાણે દુષ્ટ પુત્રના હાથમા રાજ્ય સોપ્યાનો યોગ્ય બદલો તમને મળી ચૂકયો છે. પાડવો તમારા સગા છે. આજ તેમની સાથે ઘોર યુદ્ધ કરવા કેવી રીતે તૈયાર થશો? તમારા શત્રુઓ એથી હસશે, જગતમાં તમારી અપકીર્તિ થશે ગમે તેમ કરીને પણ દુર્યોધનને હમણાને હમણાં સભામા બોલાવી મગાવો મારે જે કહેવુ છે તે હું તેને સંભળાવીશ.'

માતાની આજ્ઞાથી દુર્યોધન પાછો સભામા આવ્યો ગાન્ધારીએ તેને સબોધન કરીને શિખામણરૂપે કહ્યું 'બેટા! તું શામાટે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, વિદુર વગેરે ગુરુઓના વાજબી ઉપદેશને માનતો નથી? પાડવો તારા ભાઈ છે, શામાટે તેમના ભાગનું રાજ્ય તેમને આપતો નથી? તમે અને પાડવો પોતપોતાના ભાગનું રાજ્ય વહેંચી લેશો તો આખી દુનિયાના બીજા શત્રુઓનો નાશ કરીને સુખે નિષ્કંટક રાજ્ય કરશો; પણ જો તમે માહિમાહિ લડી મરશો તો કુળનાશ, શક્તિનાશ અને રાજ્યનાશ થશે, અને તમને આખરે બહુ પશ્ચાત્તાપ થશે. તમે બધા સગા છો સગાઓ લડાઇ કરીને, પોતપોતાનોજ નાશ કરીને બહારના શત્રુઓના આનદની વૃદ્ધિ કરશો? અડધા રાજ્ય ઉપર તમારો અધિકાર છે બુદ્ધિ ઠેકાણે આણીને વડીલોના ઉપદેશ પ્રમાણે ચાલ. અડધું રાજ્ય પાડવોને પાછું આપીને બાકીનું અડધુ રાજય સુખે તમે ભાઇઓ ભોગવો. અતિ લોભ તે પાપનું મૂળ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરને વશ થઇને તે પાડવોને ઘણું દુઃખ દીધું છે, ઘણું નુકસાન કર્યું છે. આજે પણ એજ ષડ્રિપુને વશ થઇને તું સુદબ્બીઓની સલાહને તરછોડી નાખવા તૈયાર થયો છું. ઇન્દ્રીઓનુ દમન કર, બુદ્ધિ સ્થિર કર. ઇન્દ્રિ-

ચોને વશીભૂત થયેલા માણસથી કદિ રાજ્ય ચલાવાતું નથી. કોઈ દિવસ એવો મનુષ્ય પૃથ્વીમા વિજયી થતો નથી. યુદ્ધમાં પાડવો ઉપર જય મેળવીને પૂરૂં રાજ્ય મેળવવાની તારામા જરા પણ શક્તિ નથી. મોહવશ થઇને તું એમ ધારે છે કે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરે યોદ્ધાઓ તારી સહાયતા માટે જીવસટ્ટે યુદ્ધ કરશે, પણ એવું કદિ થનાર નથી. આ રાજ્ય ઉપર તારો અને પાડવોનો સમાન અધિકાર છે. એ મુરબ્બીઓનો સ્નેહ તમારા અને પાડવો ઉપર એકસરખો છે મૂર્ખ, તું કેવી રીતે આશા રાખે છે કે એ લોકો પાડવની વિરુદ્ધ થઇને તને મદદ કરશે? તું રાજા છું, તારા અન્નથી એમણે પોષણ મેળવ્યુ છે એટલા માટે તને મદદ કરવાને એ કર્તવ્યથી બધાયલા છે પણ ધર્માત્મા યુધિષ્ઠિરના ઉપર હાથ ઉગામવા કરતા મરી જવું એ લોકો વધારે પસંદ કરશે. પુત્ર! મોહ ત્યજી દે, લોભને વશ થઇને મત્સરસહિત પાડવોનું અશુભ કર-વાનો વિચાર કરીશ નહિ લડાઇ મટાડી દે અને પાંડવોને તેમના હક્કનું રાજ્ય સોપી દે. એમ નહિ કરે તો કુરુકુળનું સત્યાનાશ વળશે.'

દુષ્ટમતિ દુર્યોધને માતાનો ઉપદેશ લક્ષમાં લીધો નહિ આવા સુદર ઉપદેશથી પણ તેની મતિ ફરી નહિ ભીષ્મ, દ્રોણ અને સભામાં એકઠા થયેલા બીજા રાજાઓએ દુર્યોધનને ઘણુએ સમજાવ્યો પણ તેથી કાઇ વળ્યું નહિ. આખરે ગાન્ધારીએ ગુસ્સે થઇને તીવ્ર શબ્દોમા દુર્યોધનનો તિરસ્કાર કરીને કહ્યુ 'દુર્યોધન! આજ આ સભામા બધાની વચ્ચે કહું છું કે તું ઘણોજ દુષ્ટ અને નીચ છું. કુરુવંશના રાજાઓ ઘણા કાળથી આ રાજ્ય ભોગવતા આવ્યા છે. તું આજ એ રાજ્ય ડૂબાવવા બેઠો છું. ધર્માત્મા શાન્તનુપુત્ર ભીષ્મના જીવતાં તારા પિતા ધૃતરાષ્ટ્ર તથા કાકા વિદુરના જીવતા, એ લોકોની ઇચ્છાથી તને રાજ્ય મળ્યું છે. એટલેજ તું રાજા છુ. શું મો લઇને આજ તું એમની આજ્ઞાનું ઉલ્લઘન કરે છે? આ રાજ્યમા તું કોણ? આ રાજ્ય ઉપર તારો શો અધિકાર? ધર્માત્મા પાડુ આ રાજ્યના રાજા હતા. હવે એમના પુત્ર યુધિષ્ઠિર અને તેમના વંશજો આ રાજ્યના ખરા અધિકારી છે બીજા કોઇનો કાંઇ હક્ક નથી. હુ બધાને વિનતિ કરૂ છું કે પાપાત્મા દુર્યોધનનો બધા તિરસ્કાર કરો. કુરુકુળભૂષણ ભીષ્મપિતામહની આજ્ઞા મુજબ બધુ કામ કરો મારો મત મે પ્રગટ કર્યો છે, કે ધર્માત્મા યુધિષ્ઠિરજ રાજ્યના ખરા અધિકારી છે.

ભીષ્મ અને ધૃતરાષ્ટ્રના અનુમોદનથી એમણેજ રાજ્ય ચલાવવું જોઇએ.'

દુર્યોધન એકનો બે થયો નહિ. કોઇનું પણ કહ્યું એણે માન્યું નહિ. એને રાજા ગણીને ધર્મભીરુ ભીષ્મ, દ્રોણ કે બીજુ કોઈ એની આજ્ઞાની અવગણના કરી શક્યું નહિ. કૌરવો અને પાંડવો કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવા તૈયાર થયા.

અઢાર દિવસ સુધી કુરુક્ષેત્રનું ભીષણ યુદ્ધ ચાલ્યુ. હજારો વીરો ઉપરાઉપરિ ઘાયલ થયા. દરરોજ યુદ્ધ થતા પહેલા દુર્યોધન માતાનો આશીર્વાદ લેવા જતો હતો; પણ ધર્માત્મા ગાન્ધારી હમેશાં દુર્યોધનને એકજ ઉત્તર આપતી કે 'ધર્મ છે ત્યાજ જય છે; અધર્મ કદિ વિજયી થતો નથી.'

ધીમે ધીમે બધા કૌરવો બન્ધુમંડળસહિત એ યુદ્ધમાં માર્યા ગયા

પુત્ર હજાર અપરાધ કરે તોપણ જનનીનું હૃદય બિલકુલ સ્નેહશૂન્ય થતું નથી. ગાન્ધારીએ પાપી પુત્રોનો પક્ષ કોઈ દિવસ લીધો નહોતો. હમેશાં પુત્રોને પાપમાર્ગમાથી નિવૃત્ત કરવાને માટે તેમને સખ્ત ઠપકો આપ્યો હતો. કુરુસભામા પણ ખુલ્લે સ્વરે જાહેર કર્યું હતું કે 'દુર્યોધનને રાજ્યનો કોઇ અધિકાર નથી. યુધિષ્ઠિરજ રાજ્યનો અધિકારી છે. એણેજ રાજ્ય ચલાવવું જોઇએ.' ઘોર સંગ્રામમા અધર્મને માર્ગે ચાલનાર પુત્રોને આશીર્વાદ પણ તેણે આપ્યો નહોતો.

પણ આજ ગાન્ધારી સો પુત્રોના મૃત્યુશોકને લીધે, એકની એક કન્યાના વૈધવ્યને લીધે, પુત્રશોકાતુર દુર્બળ વૃદ્ધ ધૃતરાષ્ટ્રના કરુણ રોદનને લીધે, યુદ્ધક્ષેત્રમા મૃત પતિઓની પાસે બેસીને રડતી પુત્રવધૂઓનું દારુણ શોકકારક હૃદયભેદી દૃશ્ય જોઇને, અસાધારણ માનસિક બલ હોવા છતા પણ ધૈર્ય રાખી શકી નહિ. ભાન ભૂલી જઇને એ પાંડવોને શાપ દેવા તૈયાર થઇ.

એ વખતે શ્રીકૃષ્ણ, પાંડવોને દિલાસો આપીને, સાથે લઇને ક્રોધના આવેશમા આવેલી શોકાતુર ગાન્ધારીનો શોક ઓછો કરવાને અને તેનો ક્રોધ શમાવવાને તેની પાસે આવી પહોંચ્યા.

એ સમયે મહર્ષિ વ્યાસ ભગવાન પણ એજ ઉદ્દેશથી ગાન્ધારીની પાસે આવ્યા. ગાન્ધારીને સંબોધન કરીને વ્યાસે કહ્યું 'દેવિ! તમે સદા સુશીલ અને ક્ષમાશીલ છો, આજ શામાટે કોપ કરો છો? યુદ્ધને સમયે દુર્યોધન તમારી પાસે રોજ આશીર્વાદ માગવા આવતો હતો, ત્યારે તમે કહેતાં કે ધર્મ છે ત્યાં જય છે. તમારા જેવી સાધ્વી સ્ત્રીનું

વાક્ય કદિ મિથ્યા થતું નથી, એટલા માટે કુરુક્ષેત્રના મહા સમરમાં ધર્મનો જય થયો છે; અધર્મનો પરાજય થયો છે. એ વાત સ્મરણમાં રાખીને કોપ શમાવી દો. પાંડવોને ક્ષમા કરો.'

મહર્ષિ વ્યાસની વાત સાંભળીને મહાનુભાવા ગાન્ધારીએ ઉત્તર આપ્યો— "આર્ય ! પાડવો ઉપર મારે કાંઈ દ્વેષ નથી. એમનો નાશ થાય એવો મારો અભિપ્રાય નથી. કુન્તી જેવી રીતે પાડવોની હિતૈષી તેવી રીતે મારે પણ થવુ જોઇએ. વળી હું એ પણ સારી પેઠે જાણું છું કે મારા પુત્રોના દોષેજ કુરુકુળનો ક્ષય થયો છે. એ લોકો પોતાના પાપેજ નાશ પામ્યા છે. એમા પાડવોનો કોઈ અપરાધ નથી; પણ દેવ ! દારુણ પુત્ર-શોકથી હૈયું ભરાઇ આવે છે ત્યારે કોઇ કોઇ વખત હું ભાન ભૂલી જાઉં છું. દુર્બળ ચિત્તમાં આ બધો બોધ એ સમયે ઉતરતો નથી. ભીમે, દુઃશાસનની છાતી ફાડી નાખીને રુધિર પીધું છે એ વાત જ્યારે સાંભરે છે ત્યારે ઘણું દુઃખ થાય છે. નાભિના નીચલા ભાગમાં ગદા મારવી એ યુદ્ધનીતિની વિરુદ્ધ છે. શ્રીકૃષ્ણની સમક્ષજ ભીમે યુદ્ધનીતિનું ઉલ્લઘન કરીને જાંઘમા ગદા મારી દુર્યોધનના પ્રાણ લીધા છે. ગદાયુદ્ધમાં દુર્યો-ધન ભીમ કરતા વધારે નિપુણ હતો. આ પ્રમાણે નીતિવિરુદ્ધ કાર્ય ન કરત તો દુર્યોધન સહજમાં નાશ પામત નહિ. ભીમના આ નીતિવિરુદ્ધ કાર્યથી મારા પુત્રના નાશની વાત જયારે સાભરે છે ત્યારે મારા હૃદયમાં ક્રોધાગ્નિ સળગી ઉઠે છે."

એ વખતે ભીમે વિનયપૂર્વક ગાન્ધારીને સમજાવ્યું કે, પ્રતિજ્ઞાનું રક્ષણ કરવા સારૂજ મેં દુઃશાસનનુ રુધિરપાન અને દુર્યોધનનો ઉરુભંગ કર્યા છે ! ગાન્ધારીએ ફરીથી કહ્યું "દુર્યોધન અને દુઃશાસને તમારો અપરાધ કર્યો હતો તેને તે યોગ્ય શિક્ષા કરી છે. એને માટે હું તને દોષી ગણુતી નથી, પણ મારા સો પુત્રોમાંથી થોડો અપરાધ કરનાર એક પુત્રને પણ જીવતો રાખ્યો હોત તો વૃદ્ધ અન્ધરાજા ધૃતરાષ્ટ્ર અને અભાગી મને વૃદ્ધાવસ્થામા કાઇક ધીરજ રહેત; પણ બનવાનુ હતું તે બની ચુકયું. હવે તમેજ મારા પુત્રસ્વરૂપ છો."

પાડવોએ ઘણી રીતે ધીરજ આપીને ગાન્ધારીને સંતુષ્ટ કરી. ગાન્ધા-રીએ પણ ક્રોધ શમાવીને પાંડવોને માતાની પેઠે આશીર્વાદ દીધો. આ ભીષણ યુદ્ધમાં બન્ને પક્ષે ઘણોજ શોક સહન કર્યો હતો. પાંડવો,

દ્રૌપદી અને સુભદ્રા બધાંને પુત્રશોકનો ઘા લાગ્યો હતો. પોતાનો શોક શમી ગયા પછી ગાન્ધારી પાંડવોની સ્ત્રીઓનો શોક શમાવવા પાંડવોને ઘેર ગઈ. દ્રૌપદી, સુભદ્રા વગેરે શોકવિહ્વલ પાંડવધૂઓને સંબોધીને દેવી ગાન્ધારીએ, સ્નેહપૂર્વક કહ્યું 'બેટા! આપણે બધાંએ એકસરખી રીતે પુત્રશોકથી વ્યાકુળ છીએ. એક બીજાના તરફ જોઇને મનને ધીરજ આપવી જોઇએ. એમજ માનવુ કે વિધાતાના અલંઘનીય નિયમથી કાળજ એમને ખાઇ ગયો છે આપણા પુત્રો તો યુદ્ધમા ઘાયલ થઇને ઉત્તમ ગતિને પામ્યા છે એથી આપણે તો શાન્ત થઇને મનને સંયમમાં રાખવું જોઈએ. આપણે બધાં સરખાં શોકાર્ત છીએ, એ વિચાર કરતાં બીજો કયો વિચાર આપણને વધારે શાન્તિ આપશે? પણ મારૂં તો દુઃખ બમણું છે. કર્મદોષથી મારા ગર્ભમાં કપુતોએ જન્મ ધારણ કર્યો તેથીજ આજ કુરુકુળનો નાશ થયો.'

પાંડવોની પત્નીઓને સાન્ત્વના આપીને, ગાન્ધારી, શ્રીકૃષ્ણ સાથે કુરુક્ષેત્રની રણભૂમિમા ગઇ. પુત્ર અને પૌત્રો, કૌરવો અને પાંડવના પક્ષકારો, અસંખ્ય વીરોના ઘાયલ થઈને રુધિરથી ખરડાયેલા મૃતદેહ સમરક્ષેત્રમાં પડયા છે. રકત અને માસના લાલચુ શિયાળ, કાગડા અને ગીધ ચારે તરફ શબોમાથી માંસ ખાવા બેસી ગયા હતા. કુરુવંશીય સ્ત્રીઓ ભારતના વિવિધ દેશના રાજાઓની રાજમાતાઓ તથા મહારાણીઓ, વીરજનની અને વીરપત્નીઓ પોતપોતાના પતિપુત્રના મૃતદેહને આલિંગન કરીને રોદન કરતી બેઠી હતી. ગાન્ધારીએ એ હૃદયવિદારક દશ્ય જોયું.

એકે એકે શ્રીકૃષ્ણને પ્રત્યેક શોકાવહ ચિત્ર દેખાડીને કહેવા લાગી 'હે કૃષ્ણ! જુઓ મારી પુત્રવધૂઓ વિખરાયલા કેશથી વિચ્છિન્ન વેશે સમરક્ષેત્રમા મૃત પતિની પાસે પડીને રુવે છે. કોઈ ગાડા જેવી થઈને ઘુમે છે. હે કૃષ્ણ! જુઓ ભારતની પુત્રહીન વીરજનની અને પતિહીન વીરપત્નીઓથી સમરક્ષેત્ર પૂર્ણ થઇ ગયું છે. જુઓ પુરુષવ્યાઘ્ર દ્રોણ, કર્ણ, અભિમન્યુ, દ્રુપદ, શલ્ય, દુર્યોધન, દુઃશાસન, ભૂરિશ્રવા આદિ અસંખ્ય વીરોના છિન્ન મૃત દેહો રુધિરથી ખરડાઇને કેવા કદરૂપા થઈ ગયા છે. આ જુઓ, ભાનુમતી કદિ તો પોતાના પુત્ર લક્ષ્મણનું માથું સુંઘે છે અને કદિ દુર્યોધનનો દેહ લુછે છે. આ જુઓ, પદ્માવતી કદિ તો વીરપતિ કર્ણના અને કદિ પુત્રના દેહને આલિંગન કરીને ઉન્મત્ત થઇને આર્ત-

નાદ કરે છે. આ જુઓ, દ્રોણાચાર્યની પત્ની કૃપી રોતી રોતી વૃદ્ધ વીરની-અંત્યેષ્ટિ ક્રિયાની તૈયારી કરે છે. આ જુઓ, દુઃશલા, જયદ્રથના કપાયેલા મસ્તકની શોધમાં ગાંડા જેવી થઇને આમ તેમ દોડે છે.

આ જુઓ, મારી નાની પુત્રવધૂ શિયાળ અને ગીધને હાંકી કહાડીને યત્નપૂર્વક મારા બાળકપુત્ર વિકર્ણનો દેહ સાચવી રહી છે.

બોલતાં બોલતાં ગાન્ધારીનો કંઠ રુંધાઇ ગયો. થોડી વાર પછી આત્મસંયમન કરીને તેણે કહ્યું “ કૃષ્ણ ! જે દિવસે દુર્યોધન, દુઃશાસન અને કર્ણે ભરસભામાં દ્રૌપદીનું અપમાન કર્યું હતું, તે દિવસે બધાના આગ્રહની ઉપેક્ષા કરીને પાંડવોના ભાગનું રાજ્ય પાંડવોને આપવાનું મારા પુત્રોએ અસ્વીકાર કર્યું હતું, તેજ દિવસે હું જાણી ગઇ હતી કે, આ દૃશ્ય મારે જોવું પડશે. યુદ્ધને સમયે દુર્યોધન મારી પાસે આશીર્વાદ માગવા આવ્યો ત્યારે મે એજ કહ્યું હતું કે ‘ અધર્મનો કદિ જય થતો નથી ’ એજ સમયે મને ખબર હતી કે દારુણ પુત્રશોક મારે વેઠવો પડશે, પણ આજ આ દૃશ્ય આંખે જોઇને સ્થિર રહેવાતું નથી. મને એક માત્ર દિલાસો એજ છે કે પુત્રોએ જેટલો અધર્મ કર્યો છે તેને બદલે વીરતાથી યુદ્ધ કરીને આજે એ વીરશય્યામા શયન કરીને સ્વર્ગમા સિધાવ્યા છે; પણ કુરુવંશ નિર્મૂળ થયો, ભારતના વીરવંશનો ધ્વંસ થયો, તેની શાન્તિ કેમ વળે ? કૃષ્ણ ! તમારૂ જ્ઞાન અસીમ છે, તમારી શક્તિ અસીમ છે. તમે જાણી જોઇને આ ધ્વંસની ઉપેક્ષા કરી છે તમે ધારત તો અવશ્ય એને રોકી શકત શકિત છતા પણ તમે તે કર્યું નહિ, તેથીજ આજ તમને શાપ દઉ છુ કે તમારે હાથેજ તમારા યદુવંશનો નાશ થશે; અને ધ્વંસ આંખે દેખીને, વનમા નિકૃષ્ટ રીતે તમારે પ્રાણત્યાગ કરવો પડશે. ”

યુદ્ધ પછી કુરુરાજ્ય યુધિષ્ઠિરના અધિકારમા આવ્યુ પતિની સાથે ગાન્ધારી થોડો સમય પાંડવોના આશ્રયમા રહી એ સમયમા પાંડવોએ હરેક પ્રકારે તેમનું સન્માન રાખવા અને તેમને સંતોષ આપવા પ્રયત્ન કર્યો. કુન્તી બીજું બધુ કામ છોડી દઇને એમની સેવા કરવા લાગી. પાછળથી ધૃતરાષ્ટ્રની સાથે ગાન્ધારી વનમાં જઇને તપસ્યા કરવા લાગી. એ વનમા અકસ્માત દાવાનળ સળગવાથી, ધૃતરાષ્ટ્ર, કુન્તી અને બીજા કેટલાંક જણા સાથે ગાન્ધારીનું પણ મૃત્યુ થયુ.

# रत्न ९९ मुं–विदुरपत्नी




જનીતિમા પરમનિપુણ ભક્તિમાન્ વિદુરના નામથી અનેક બ્હેનો જાણીતી હશે, કારણ કે તેમણે લખેલો વિદુરનીતિ નામનો ગ્રન્થ સ્ત્રીપુરુષોમા ઘણો પ્રિય છે. એ વિદુરજીની પત્ની ઘણી સુશીલ અને ભગવદ્‌ભક્ત હતી. તેની ભગવદ્‌ભક્તિનો ઉલ્લેખ કરતાં ભક્તવીર નાભાજી કહે છે કે

" નાતહી વિદુર નારિ, અંગન પખારિ કરિ;
આઈ ગએ દ્વાર કૃષ્ણ બોલિકે સુનાયો હૈ !
સુનતહી સ્વર સુધિ ડારી લે નિદરિ માનો,
રાખ્યો મદ ભરિ, દોહિ આનિકે ચિતાયો હૈ.
ડારિ દિયો પીતપટ, કટિ લપટાઇ લિયો,
હિયો સહુ આયો, વેષ બોગિહી બનાયો હૈ,
બૈઠી ઢિગ આઇ કેરા છીલિ છિલકા ખવાઈ,
આયો પતિ, ખીજ્યો, દુ:ખ કોટી ગુનો પાયો હૈ. "

મહાભારતનું ભયાનક યુદ્ધ આરંભ થતા પહેલા શ્રીકૃષ્ણ ભગવાન પાંડવો સાથે સુલેહ કરવાની વિનતિ કરવા સારૂ દુર્યોધનની પાસે ગયા હતા, પરંતુ દુર્યોધને તેમની શિખામણ ઉપર જરા પણ લક્ષ્ય ન આપ્યું. એટલે કૃષ્ણ ભગવાન એવા અધમ મનુષ્યના ઘરનું ભોજન કર્યા વગર ભુખ્યા પાછા આવ્યા. રસ્તામાં વિદુરજીનું ઘર હતું. શ્રીકૃષ્ણ વિદુરજીને ઘેર આવીને ઉભા રહ્યા એટલે તે વખતે વિદુરપત્ની નગ્ન સ્થિતિમાં સ્નાન કરી રહી હતી. શ્રીકૃષ્ણે પોતાના અત્યત મધુર સ્વરથી બારણે ઉભા રહીને બુમ પાડી એટલે વિદુરપત્ની તેમના મનમોહક સ્વરથી એવી લુબ્ધ થઇ ગઈ કે, પોતે નગ્નાવસ્થામા છે, તેનું બિલકુલ ભાન ભૂલી ગઇ અને એવીને એવી દશામા બહાર આવીને કૃષ્ણજીની સન્મુખ ઉભી રહી શ્રીયાદવેન્દ્ર સમજી ગયા કે નિર્દોષ સતી વિદુરપત્ની પ્રેમોન્મત્ત અને ભક્તિ-વિહ્વલ થઈને મારી સન્મુખ આવી અવિવેકી દશામાં ઉભી છે. તેની લજ્જા નિવારણ કરવા સારૂ કૃષ્ણજીએ એકદમ પોતાનું પીતામ્બર તેને ઓઢાડી દીધું. વિદુરપત્નીએ શરમાઇ જઇને એકદમ એ પીતામ્બર પહેરી લીધું.

શ્રીકૃષ્ણ ઘણા ભુખ્યા હતા એટલે તેમણે વિદુરપત્ની પાસે થોડુંક ભોજન માગ્યું. વિદુરપત્ની તરતજ ઉત્સાહપૂર્વક કેળા લઇ આવી, પરંતુ કૃષ્ણ ઉપરના પવિત્ર પ્રેમને લીધે તથા આજ એ યદુકુલતિલક પોતાને ત્યા કેળાની ભિક્ષા કરવા પધાર્યા છે, એ બનાવથી વિદુરપત્ની એટલી બધી હર્ષઘેલી થઇ ગઈ કે કેળાનાં છોતરાં છોતરા તો કૃષ્ણજીને ખવરાવતી ગઈ અને સાર સાર ફેંકી દેતી ગઇ.

ભકતવત્સલ ભગવાન પણ વિદુરપત્નીના શુદ્ધ પ્રેમથી એટલા બધા પ્રસન્ન થઈ ગયા હતા કે એણે આપેલાં કેળાના છોતરાં ઘણાજ સ્વાદપૂર્વક ખાવા લાગ્યા એટલામાં વિદુરજી બહારથી આવી પહોચ્યા અને આ કૌતુક જોઇને પોતાની પત્ની ઉપર ઘણાજ ગુસ્સે થયા. હવે વિદુરપત્નીને ભાન આવ્યુ કે 'મેં પ્રેમઘેલી થઇને ભગવાનને કેળાના સારને બદલે ખાલી છોતરાજ ખવરાવ્યાં છે. અત્યંત શોકગ્રસ્ત થઇને એ પોતાના કૃત્યમાટે પશ્ચાત્તાપ કરવા લાગી.

અહહ! ભઈ મૈં બાવરી, રહી ન તનુ સુધિ નેકુ,
એસી સુધિ ભૂલી કિ, નહિ છિલકા—સાર—વિવેકુ.

વાચક બહેનો! પ્રેમનો પ્રભાવ ઘણોજ પ્રબળ છે વિદુરજી પોતાની પત્ની ઉપર આવો પ્રમાદ રાખવા માટે ઘણા ગુસ્સે થયા અને પોતાને હાથે કેળાના ફળનો સાર ખવરાવવા લાગ્યા કૃષ્ણજીએ કેળાંનો ગર્ભ પણ ખાધો ત્યારે વિદુરજીને કાઇક શાન્તિ વળી, પરતુ પત્નીએ પ્રેમઘેલી થઇને આવી ગભીર ભૂલ કરી તેને લીધે રખે કૃષ્ણજીને માઠુ લાગ્યું હોય એ ચિન્તા તેમના હૃદયમા થયા કરતી હતી એટલામાજ કૃષ્ણજીએ પ્રસન્ન થઇને કહ્યું કે 'વિદુરજી! તમે કામ તો ઘણું સારૂ કર્યું કે મને કેળાનો ગર્ભ ખવરાવ્યો, પરતુ કોણ જાણે શા કારણથી એ કેળાંના છોતરામા જેવો મીઠો સ્વાદ આવતો હતો તેવો સ્વાદ આ તમે ખવરાવેલા ગર્ભમાં ન આવ્યો

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

મારો ભકત મને જે કાંઈ પ્રેમપૂર્વક અર્પણ કરે છે તે હું અત્યત પ્રસન્ન થઇને સ્વીકારૂં છુ; પરતુ ભકિત વગર ગમે તેટલી કીંમતી અને સ્વાદિષ્ટ વસ્તુ અપાય તોપણ હું તેને તરછોડી કહાડું છું. હમણાંજ હું

દુર્યોધનને ત્યાથી ચાલ્યો આવું છુ. દુર્યોધને મારે માટે જાતજાતનાં પકવાન બનાવ્યા હતા; પણ દુર્યોધનનો મારા ઉપર સાચો પ્રેમ નહિ હોવાથી હું તેનો ત્યાગ કરીને ચાલ્યો આવ્યો છું.'

કૃષ્ણ ભગવાનના મનમા તો આવો ઉદાર ભાવ હતો, પરન્તુ વિદુરપત્નીને ઘણોજ પશ્ચાત્તાપ થઇ રહ્યો હતો. 'હાય ! મેં કેવી ગભીર ભૂલ કરી. જે કાયાવડે પ્રાણપ્રિય ભગવાન વાસુદેવને કેળાંનાં છોતરાં ખવરાવ્યા તે કાયાને કાપી નાખું કે શુ કરૂ ?'

આખરે કૃષ્ણે પોતાની મધુર વાણીથી તેના મનની શંકાનું નિવારણ કર્યું અને તેની આવી અનન્ય ભકિત માટે આશીર્વાદ દઇને વિદાય થયા

વિદુરપત્નીની એકાગ્ર ભકિત પ્રશસનીય છે

## रत्न १०० मुं—द्रौपदी



દ્રૌપદી ઘણી તેજસ્વી ક્ષત્રિયાણી હતી. તે હીનતા, અન્યાય, અવિચાર અને અત્યાચારને કદિ સહન કરી શકતી નહિ, અને બીજુ કોઇ સહન કરે તો તેને મનુષ્યત્વહીન ગણતી.

પિતા, ભ્રાતા, સ્વામી કે બીજા કોઇ મુરબ્બીને પણ એવી હીનતા માટે ક્ષમા કરી શકતી નહિ ન્યાયના રક્ષણ અને અન્યાયના દમનમાં કોઇપણ પ્રકારની તેજોહીનતા જોતી તો કઠોર વાકયે વડીલોને પણ ઠપકો આપતાં એ અચકાતી નહિ; પણ એથી અહંકાર, દાભિકતા, કે નિષ્ઠુરતા દ્રૌપદીના ચરિત્રમા કદિ દીઠામા આવતા નહિ.

બલગર્વિત શત્રુનું દમન કરવા માટે એ અગ્નિમૂર્તિ ધારણ કરતી, પણ એજ શત્રુ પરાજિત થઇને શરણે આવતો એટલે નિર્મળચિત્તે એને ક્ષમા આપતી. આશ્રિત દુર્બળોનું એ સ્નેહમયી જનની માફક રક્ષણ કરતી. પાંડવના રાજગૃહની ગૃહિણી હોવા છતા પણ દાસીની માફક બધા આશ્રિતોની સેવા કરતી. સપત્નીઓને સગી બ્હેનો જેટલા સ્નેહથી આલિંગન કરતી. સપત્નીના પુત્રોનું પોતાના પુત્રની પેઠે પાલન કરતી. એ જેટલી તીક્ષ્ણ બુદ્ધિવાળી હતી તેટલીજ એ વખતની ધર્મનીતિ, રાજનીતિ વગેરે વિષયોમાં પ્રવીણ હતી. એણે કહ્યું છે કે, પંડિતો જ્યારે મારા ભાઇઓને નાના પ્રકારનાં નીતિશાસ્ત્રનું શિક્ષણ આપતા ત્યારે હું પિતા-

જીના ખોળામા બેસીને ધ્યાનપૂર્વક એ બધું સાંભળીને શિક્ષણ મેળવતી.

આ સર્વગુણસંપન્ન આર્યરમણીનું જીવન મહત્ત્વથી પરિપૂર્ણ છે.

દ્રૌપદી પાચાલ દેશના રાજા દ્રુપદની કન્યા હતી. પિતાના નામ ઉપરથી એ દ્રૌપદી કહેવાઇ. એનું ખરૂં નામ કૃષ્ણા હતુ. શ્યામવર્ણની હોવાથી પિતાએ તેનું નામ કૃષ્ણા પાડયું હતું. ગૌરવર્ણ ન હોવા છતા પણ કેટલીક સ્ત્રીઓ ઘણી સુંદર હોય છે. તેનું કૃષ્ણા એક ઉત્તમ દૃષ્ટાન્ત હતું. રાજા દ્રુપદને એવી ઇચ્છા હતી કે પ્રસિદ્ધ ધનુર્વિદ્ અર્જુનની સાથે તેનો વિવાહ કરવો. પણ દ્રૌપદી જ્યારે વિવાહ યોગ્ય થઈ ત્યારે પાંડવો લાક્ષાગૃહ બાળી નાખવાથી ગુપ્ત વેશે છુપાયેલા હતા એટલે દ્રુપદે ઘણા અઘરા લક્ષ્યવેધની પ્રતિજ્ઞા કરીને દ્રૌપદીના સ્વયંવરની ઘોષણા કરી. ભારતના ભિન્ન ભિન્ન દેશના રાજાઓ પરમ સુન્દર દ્રૌપદીને પ્રાપ્ત કરવાની આશામા સ્વયંવરસભામા જવા લાગ્યા. પાડવો એ સમયે એક ચક્રાનગરમાં એક બ્રાહ્મણને ઘેર બ્રાહ્મણને વેશે વસી રહ્યા હતા અને ભિક્ષા માગીને પેટ ભરતા હતા.

એવામા એક દિવસ મહર્ષિ વેદવ્યાસ ત્યા આગળ જઈ પહોચ્યા અને તેમને આશીર્વાદ આપીને કહેવા લાગ્યા કે " તમે ઘણા દિવસથી આ નગરમા વાસ કરી રહ્યા છો આ પ્રમાણે ગુપ્ત વેશમા એક સ્થળે ઘણા દિવસસુધી વાસ કરવો એ ડહાપણનુ કામ નથી. હવે આ સ્થાન છોડી દઇને તમે પાચાલ જઓ. "

પાંડવોએ તેમને એ આજ્ઞાનું કારણ પૂછતાં વ્યાસ મુનિએ જણાવ્યું, કે 'યાજ્ઞસેની દ્રૌપદી વિવાહ યોગ્ય થઇ છે અને તેને માટે સ્વયંવર રચાયો છે રખે એવી અપૂર્વ સૌન્દર્યમયી અને લક્ષ્મીસ્વરૂપા કન્યા અયોગ્ય વરના હાથમા જઇ પડે, એ શકાથી દ્રુપદ રાજાએ એવી પ્રતિજ્ઞા કરી છે કે સ્વયવરમા મત્સ્યવેધ કરે તેને એ કન્યા પરણાવવી. દેવતાઓનુ કાર્ય સાધવા માટેજ એ કન્યાનો જન્મ થયો છે. ભગવાનનું વિધાન છે કે એ કાર્ય સાધવા સારૂ તેણે યોગ્ય અને વીરપતિને ઘેર જવું પડશે. દ્રુપદ રાજાએ જે મત્સ્યવેધ રચ્યો છે તે જેવો તેવો નથી એ મત્સ્યને વેધવા જેટલી શકિત અને કૌશલ્ય આ પૃથ્વીમા બે એક જણ સિવાય કોઇનામા નથી માટે કૃષ્ણા યોગ્ય વરને પ્રાપ્ત થશે એમા તો સંદેહજ નથી. તમે જલ્દી પાચાલ દેશમાં જાઓ અને દ્રૌપદીના સ્વયવરમાં હાજરી

આપો તથા અર્જુનને હાથે એ મત્સ્યને વીંધી નંખાવીને કૃષ્ણાને પ્રાપ્ત કરો. મારો આશીર્વાદ છે, કે તમારી મનોકામના પૂર્ણ થશે. ”

સ્વયં વેદવ્યાસને મુખેથી દ્રૌપદીનો પૂરો વૃત્તાંત જાણ્યાથી પાંડવોને પણ તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ. વ્યાસદેવના વિદાય થયા પછી પાંડવોએ માતા કુન્તાસહિત પાંચાલ દેશ તરફ પ્રયાણ કર્યું. અર્જુનના હર્ષનો પાર ન હતો. એણે તો મનમા ને મનમાં શ્રીકૃષ્ણનું સ્મરણ કરીને ભક્તિથી ગદ્‌ગદ્ ચિત્તે પોતાના મનની ઇચ્છા પ્રકટ કરી અને યશ અપાવવા પ્રાર્થના કરી

પ્રવાસમાં પ્રયાગ તીર્થમાં અર્જુનને અંગારપર્ણ નામના એક ગંધર્વ સાથે લડાઈ થઇ. એ યુદ્ધમાં અર્જુનને હાથે ગંધર્વરાજ હાર્યો અને કેદ થયો. ગન્ધર્વની સ્ત્રીઓ યાત્રામા સાથે હતી તે પતિની દશા જોઇને રડવા અને અર્જુન પાસે ક્ષમા માગવા લાગી. યુધિષ્ઠિરની આજ્ઞાથી અર્જુને ગન્ધર્વને છોડી દીધો.

પ્રાણ બચ્યાથી ગન્ધર્વ પાંડવોનો ઘણો ઉપકાર માનવા લાગ્યો, અને મિત્રતાના ચિન્હરૂપે તેમને ઘણા અશ્વ, રથ અને હથિયારની ભેટ આપવા તૈયાર થયો.

કુન્તી દેવીની સાથે પાંડવોએ પ્રસન્નચિત્તે ગંગાસ્નાન કર્યું અને પછી સંધ્યાવંદન કરીને ઉત્કોચક તીર્થમા ગયા. ત્યા તેમણે ધૌમ્યઋષિને પુરોહિત બનાવ્યા તથા પોતાના બધા દુઃખની કહાણી તેમની આગળ કહી. ધૌમ્યઋષિએ તેમને આશીર્વાદ આપ્યો, અને તેમની સાથે પોતે પણ પાંચાલ દેશ જવા તૈયાર થયા.

તીવ્ર વેગે યાત્રા કરતા કરતા પાંડવો પાંચાલ દેશની રાજધાનીમાં પહોંચ્યા. રસ્તામાંજ તેમને અનેક મહારાજાઓ મળ્યા હતા. તે બધા સ્વયંવરમાં જઇ રહ્યા હતા. રાજધાનીમાં ગયા પછી તેમણે કૃષ્ણાની અનેક પ્રશંસા સાંભળી. વરસાદ પડયાથી જેમ સુકાઇ ગયેલા વૃક્ષો અને લતાઓ પત્રપુષ્પથી સુશોભિત થઈ જાય છે, તેમ એક સુસન્તાનના જન્મથી ઘર પણ ઉજ્જ્વલ અને સુખસૌભાગ્યપૂર્ણ થઇ જાય છે. કૃષ્ણાનાં પગલાં પણ દ્રુપદરાજને ત્યાં એવાંજ શુભ નીવડયાં હતાં. એના જન્મ પછી લક્ષ્મીએ એ રાજ્યમાં વાસો કર્યો હતો. આખુ પાંચાલ રાજ્ય ધનધાન્ય અને સુખવૈભવથી પૂર્ણ થઈ ગયું હતું. રાતદિવસ દેશો જીતવાની ચિંતામાં

રહેનાર દ્રુપદરાજના ચિત્તને પણ એ કન્યાના જન્મ પછી શાન્તિ મળી હતી.

સર્વ પ્રકારના સુલક્ષણ તથા અસાધારણ રૂપલાવણ્યવાળી એ કન્યાને જોઇને દ્રુપદરાજાજ નહિ પણ રાજમહેલના નોકરચાકર બધાં પ્રસન્ન થતા હતા.

કૃષ્ણાનો વર્ણ શ્યામ હતો ! પણ એવું રૂપ પૃથ્વીમા દુર્લભ હતું. એ કાળો રંગ જગત્‌ને પ્રકાશિત કરે એવો હતો. એ કાળો રંગ એવો હતો કે એકવાર એને જોયા પછી આખ ખસેડવાની ઈચ્છા થાય એમ નહોતું. એ શ્યામતાની સરખામણીમા પ્રકાશ પણ મલિન લાગે એમ હતું. કેવળ દ્વારકાપતિ શ્રીકૃષ્ણ અને પાડુના ત્રીજા પુત્ર અર્જુન સિવાય કોઇની સાથે તેના શ્યામ રૂપની સરખામણી થાય એમ નહોતું.

દ્રૌપદીમાં ખુબી એ હતી કે જેવું રૂપ હતું તેવાજ અસાધારણ ગુણ પણ તેનામાં હતા. એનામા તેજસ્વિતા અને નમ્રતા, ગર્વ અને વિનય, કઠોરતા અને મધુરતા, ઘરકામમા કુશળતા અને બુદ્ધિમત્તા એવા પરસ્પર વિરોધી ગુણોનો અપૂર્વ સમાવેશ હતો. એ બધા ગુણોનું અપૂર્વ મિલન થયાથી કૃષ્ણા જગત્‌મા સ્ત્રીશિરોમણિરૂપ ગણાતી હતી. એનાં અસાધારણ રૂપ તથા ગુણને લીધે પ્રસન્ન થઇને ઋષિમુનિઓએ એના પિતાને કહ્યુ હતું, કે "કૃષ્ણાનો પતિ થનાર સાધારણ પુરુષ નહિ હોય. એ રત્નને ધારણ કરવું એ સ્વય નારાયણ અથવા એમના જેવા બીજા કોઇ નરરત્ન સિવાય બીજા કોઈને માટે બની શકે એવું નથી "

પાડુ રાજા સાથે દ્રુપદને મિત્રતા હતી. એમના મૃત્યુ પછી દ્રોણાચાર્યે, દ્રુપદે પોતાને કરેલા અપમાનનું વેર લેવા ખાતર ગુરુદક્ષિણામા અર્જુન પાસે પાચાલ દેશ ઉપર ચડાઈ કરાવી અને દ્રુપદને પકડી મગાવ્યો. એ વખતથીજ દ્રુપદ રાજા કિશોર વયના અર્જુનનું અદ્‌ભુત પરાક્રમ જોઈને મુગ્ધ થઇ ગયા હતા. એ વખતે દ્રૌપદીનો જન્મ થયો નહોતો; પરન્તુ એના જન્મ પછી અર્જુનના પરાક્રમનું સ્મરણ કરીને પોતાના સ્વર્ગસ્થ મિત્રના એ પુત્રને પોતાની કન્યાનું દાન કરવાનો તેમનો અભિલાષ હતો. એ ઉદ્દેશથીજ એમણે કૃષ્ણાને અર્જુનને સહધર્મિણીને શોભે એવું શિક્ષણ આપ્યુ હતું; પરન્તુ એ અરસામા વારણાવતના લાક્ષાગૃહમા પાંડવોના બળી મરવાની ખબર આવ્યાથી તેની નિરાશાનો પાર રહ્યો નહોતો. શું કરવું, કોની સાથે કૃષ્ણાનું લગ્ન કરવું એજ બાબત એમને કાંઇ સૂઝ પડતી નહોતી. એવે સમયે શાસ્ત્રદર્શી, ત્રિકાલજ્ઞ મુનિની સલાહથી એમણે

સ્વયવરમાં લક્ષ્યભેદ કરવાની યોજના રચી હતી. એમણે ધાર્યું હતું, કે અર્જુન તો હવે પૃથ્વીમાં નથી, પણ જે વીર આવો અઘરો લક્ષ્યભેદ કરશે તે એના જેવોજ શસ્ત્રવિશારદ અને વીર હોવો જોઇએ અને એવો વીર પુરુષ કૃષ્ણાને માટે યોગ્યજ વર થઇ પડશે.

દ્રુપદ રાજાએ સ્વયવરમંડપની ઉત્તમ રચના તથા મહેમાનોના સ્વાગતનો પ્રબંધ કરવામા કોઇ પ્રકારની ન્યૂનતા રાખી નહોતી. એ સમયના સ્વયવરમડપનો કાંઇક પરિચય આગલા ચરિત્રોમા અમે આપી ગયા છીએ; એટલે અહિં વિશેષ નહિ લખતાં, ધાત્રી તથા સખીઓથી વીંટાયલી કૃષ્ણાને વાચકોની આગળ ઉભી કરીશું

સુદર વસ્ત્રાભૂષણુથી સજ્જિત હાથમા માળા અને ચન્દન લઇને કૃષ્ણા ધૃષ્ટદ્યુમ્નની પાસે આવીને ઉભી રહી. એ વખતે આખી સભા સ્તબ્ધ થઇ ગઇ. બધા મુગ્ધ ચિત્તે, એકીટશે સુદરી કૃષ્ણાના મુખ તરફ જોવા લાગ્યા. કૃષ્ણાનુ અલોકિક અપૂર્વ રૂપ જોઇને બધા નૃપતિઓ મોહ પ્રાપ્ત થઇ ગયા. તેમની સારૂં ખોટું પારખવાની બુદ્ધિનો લોપ થઇ ગયો. એ રમણી–રત્ન પ્રાપ્ત કરવાને માટે તેઓ ઉતાવળા થઈ ગયા સભામા ગડબડ મચી રહી એ દશા જોઇને દ્રૌપદીના ભાઈ ધૃષ્ટદ્યુમ્ને ઉચે સ્વરે જણાવ્યુ કે " આપ આકળા થશો નહિ આપ સર્વમાથી જે ક્ષત્રીય રાજા સૌથી વધારે વીર હશે, અને જે પોતાના બળવડે આ ધનુષ્યમા દોરી પરોવીને બરાબર તાકીને ઉપરના ચક્રના છિદ્રમાથી બાણુ આરપાર કહાડીને મત્સ્યની આખ વીધશે તેજ મારી બહેનને વરી શકશે. નીચે આ પાણીના કુડમાં લક્ષ્યનું પ્રતિબિબ જોઇનેજ બાણુ મારવું પડશે જેનામાં શક્તિ હોય તે આ પ્રમાણે મત્સ્યવેધ કરીને દ્રુપદ–નન્દિનીને પ્રાપ્ત કરે."

આ વચનો સાંભળતાવારજ એક બીજાને ધક્કા મારીને રાજાઓ અને રાજકુમારો પોતાની ધનુર્વિદ્યા અજમાવવા આગળ આવ્યા. પહેલાં જરાસધ આવ્યો, પણ ધનુષ્યને દોરી પણ એનાથી ચઢાવી શકાઇ નહિ. નિષ્ફળ થઇને એ પાછો ગયો. ત્યાર પછી વિરાટરાજ, કીચક, સુશર્મા, શિશુપાલ વગેરે અનેક પ્રસિદ્ધ રાજાઓએ લક્ષ્યભેદ કરવાના પ્રયત્ન કર્યા, પણ બધા નિષ્ફળ નીવડયા; અને શરમાઇને આસન ઉપર જઇ બેઠા. અનેક ક્ષત્રીઓને આ પ્રમાણે નિષ્ફળ નીવડતા જોઇ ભીષ્મથી રહેવાયું નહિ. એમણે મોટે સાદે કહ્યું "આ ધનુષ્યમાં બાણુ યોજીને લક્ષ્યભેદ કર-

વાને કોઇ શકિતમાન થતું નથી, એ ક્ષત્રીસમાજને માટે ઘણી શરમની વાત છે. હું એ બદનામીનું કલંક દૂર કરીશ, પરન્તુ આપ સર્વે જાણો છો, કે મેં જન્મપર્યંત બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા લીધી છે, માટે મારાથી કન્યાનો સ્વીકાર નહિ થાય હું મત્સ્યવેધ કરીશ તો મારા પૌત્ર દુર્યોધન સાથે કૃષ્ણાનું લગ્ન કરાવીશ."

એ પ્રમાણે કહીને ભીષ્મ પિતામહ આગળ ગયા, પણ સામેજ શિખંડીને જોતાવારજ સ્તબ્ધ થઇને ઉભા રહ્યા સામે નપુંસકના આવવાને એમણે મોટા અપશુકનરૂપ સમજીને ધનુષ્ય છોડી દીધું, અને પાછા પોતાને સ્થાને બેસી ગયા.

ધૃષ્ટદ્યુમ્ન વારવાર લલકારીને ક્ષત્રીઓને લક્ષ્યભેદ કરવાનુ આમંત્રણ આપવા લાગ્યો, પણ કોઇએ ઉઠવાનું સાહસ કર્યું નહિ. ધૃષ્ટદ્યુમ્ને જ્યારે જોયું કે કોઇ ક્ષત્રી વીર આગળ આવતો નથી, ત્યારે એણે ઉંચે સ્વરે પોકારીને કહ્યુ "બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર કોઇ પણ જાતિનો પુરુષ મત્સ્યને વીંધશે તે મારી બ્હેનને પરણી શકશે." એના ઉત્તરમા દ્રોણાચાર્યે દુર્યોધનને કૃષ્ણા પરણાવવાની શરતે, લક્ષ્યભેદ કરવાનો પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયો. એમના પુત્ર અશ્વત્થામાની પણ એજ દશા થઇ ત્યાર પછી અંગ દેશનો રાજા કર્ણ આગળ આવ્યો. ધનુર્વિદ્યામા એ અર્જુનનો બરોબરીયો હતો. એને હાથે લક્ષ્યભેદ થવાનો સંભવ હતો, પરન્તુ એ સૂત જાતિનો હતો, અને દ્રૌપદીની ઇચ્છા એને વરવાની નહોતી, એટલે કર્ણે લક્ષ્યવેધ કરવા સારૂ ધનુષ્યમા જ્યા પરોવવા માડી એજ વખતે દ્રૌપદી ઘાંટો પાડીને બોલી ઉઠી "હું સૂતપુત્રને કદાપિ પરણનાર નથી"

જે કોઇ લક્ષ્યભેદ કરી શકે તેને દ્રૌપદીનું પાણિગ્રહણ કરાવવાને દ્રુપદ રાજાની પ્રતિજ્ઞા હોવા છતા પણ દ્રૌપદીનું આ સાહસપૂર્ણ વાક્ય સાંભળીને બધા રાજાઓ સ્તબ્ધ થઇ ગયા. કર્ણ હવે શું કરે ? લજ્જિત થઇને ધનુર્બાણનો ત્યાગ કરીને પોતાને આસને જઈ બેઠો.

આખરે બ્રાહ્મણસભામાથી અર્જુને ઉઠીને જણાવ્યું કે હું લક્ષ્યવેધ કરીશ બધા ચમકી ગયા. કેટલાક મશ્કરી કરવા લાગ્યા. પણ અર્જુને કોઇની પણ પરવા ન કરતાં લક્ષ્યવેધ કર્યો દ્રૌપદીએ હર્ષભેર વીર બ્રાહ્મણ યુવકના ગળામા વરમાળા અર્પણ કરી.

ક્ષત્રી રાજાઓથી જે કાર્ય થઈ શક્યું નહિ, તે કરીને એક ગરીબડો

બ્રાહ્મણ રાજકન્યા કૃષ્ણાને વરી ગયો, એ રાજાઓથી સહન થયું નહિ. તેઓ બધા મળીને અર્જુનના ઉપર તુટી પડયા.

છતા ભીમ અને અર્જુન પોતાના અતુલ પરાક્રમથી બધાને હરાવીને દ્રૌપદીને લઈને ઝુપડીમાં કુન્તી માતા પાસે ગયા.

ઘરને બારણે ઉભા રહીને ભીમે આનંદપૂર્વક માતાને બૂમ પાડીને કહ્યું "મા, અમે ભિક્ષામા આજ એક અમૂલ્ય રત્ન લાગ્યા છીએ." માતાએ જોયા વગરજ કહ્યું "પાચે ભાઈઓ વહેંચી લ્યો."

માતાના શબ્દો સાંભળીને બધા ચમકી ઉઠયા. યુધિષ્ઠિરે ક્ષોભ પામીને કહ્યું "મા, તેં શું કહ્યું! અર્જુન આજે લક્ષ્યભેદ કરીને પાચાલરાજ-કુમારી કૃષ્ણાને લઇ આવ્યો છે."

કૃષ્ણાને આટલી વારસુધી કુન્તીએ દીઠી નહોતી, કેમકે એ બધાની પાછળ વિનયપૂર્વક ઉભી હતી યુધિષ્ઠિરના વચન સાભળતાજ માતા બહુ આકુળવ્યાકુળ થઇ ગયાં. એમને લાગ્યું કે આજે ગજબ થઈ ગયો. પુત્રો અને પુત્રવધૂએ તેમને પ્રણામ કર્યા, એટલે કુન્તી તેમને આશીર્વાદ આપીને વિલાપ કરતા કરતા કહેવા લાગ્યાં "હાય! તમારીએ બુદ્ધિ કયા મારી ગઈ હતી! તમે આ અમૂલ્ય રત્નને ભિક્ષામાં આણેલું ન કહ્યું હોત તો હુ કદિ વહેંચી લેવાની વાત મુખમાંથી કહાડત નહિ મે મારી જીંદગીમાં આજસુધી કદાપિ મિથ્યા વચન કહ્યું નથી, તો શું આજે મારૂં વચન ફોગટ જશે? મારા મુખમાંથી અજાણતા એવું વચન નીકળી ગયું છે તો ખાત્રી રાખજો, કે મારા હૃદયમાં વસેલા ભગવાને એ વાણી બોલાવી છે; પણ હવે ઉપાય શો?" ત્યાર પછી થોડી વારસુધી સ્તબ્ધ રહીને એમણે યુધિષ્ઠિરને કહ્યુ "બેટા! તું ધર્મપુત્ર છે, ધર્મવીર છે, બધી વેદવિધિઓને જાણનારો છે, તુંજ આનો કાંઇ ઉપાય શોધી કહાડીને મારા ક્ષોભને દૂર કર. મારૂં વાકય મિથ્યા ન જાય, અને ધર્મની ગ્લાનિ પણ ન થાય એવો રસ્તો બતાવ."

માતાના મનનો આવો ક્ષોભ જોઇને યુધિષ્ઠિર બોલ્યા "મા, એક દિવસ મહર્ષિ વેદવ્યાસે કૃષ્ણાના પૂર્વજન્મની વાત આપણને કહી સંભળાવી હતી તે તમને સાંભરે છે? એ પૂર્વ જન્મના શાપને લીધેજ તમારા મુખમાંથી આવું વાકય નીકળ્યું છે, અને એ વચન કદાપિ મિથ્યા ન જાય એજ વિધાતાની ઇચ્છા છે." માતાને તો એ પ્રમાણે

કહ્યું, પણ ભાઈની શી ઇચ્છા છે તે જાણવા સારૂ ધર્મરાજે અર્જુનને કહ્યું "ભાઈ સ્વયંવર મંડપમાં અદ્‌ભુત કૌશલ્યથી લક્ષ્યભેદ કરીને તે દ્રાપદીને પ્રાપ્ત કરી છે. એના ઉપર તારોજ અધિકાર છે. ચાલ, આપણે યોગ્ય પુરોહિતને બોલાવીને લગ્નની તૈયારી કરીએ."

અર્જુને હાથ જોડીને કહ્યું "મોટા ભાઈ, આપે એ પ્રમાણે બોલવું ઘટે નહિ. હું દ્રૌપદી સાથે લગ્ન કરૂં તો ધર્મશાસ્ત્ર તેમજ દુનિયા પણ મારી નિંદા કરશે. આપ મોટા છો, પહેલાં આપનો વિવાહ થવો જોઇએ, પછી ભીમભાઇનો અને ત્યાર પછી મારો વારો આવે." ભાઈના એ શબ્દો સાંભળીને યુધિષ્ઠિરના આનંદનો પાર રહ્યો નહિ. કૃષ્ણાએ એજ દિવસે ઘરનો ભાર ઉપાડી લીધો, અને એક કુશળ ગૃહિણીની પેઠે બધાંની એવી સેવા અને પરિચર્યા કરી, કે એમને દરિદ્રતા તથા પરગૃહ-નિવાસનું દુ:ખ જરાયે જણાયું નહિ. ગૃહવ્યવસ્થા અને રસોઇની વિદ્યામાં કૃષ્ણાની બરોબરી કોઈ કરે એમ નહોતું. એના હાથના ભોજનમાં અમૃતનો સ્વાદ રહેલો હતો. પાંડવોને એ દિવસે તો એમજ લાગ્યું કે લક્ષ્મી અને અન્નપૂર્ણા બન્ને એક સાથે કૃષ્ણા દેવીના રૂપમા આ ગરીબની ઝુંપડીમા પધાર્યાં છે.

આહાર કરીને પાંચે ભાઇઓ સૂઇ ગયા એટલે દ્રૌપદી એમના પગ આગળ સૂઇ ગઈ.

સ્વામીના વીરત્વથી મુગ્ધ થયેલી વીરાંગના દ્રોપદીને આવા દારિદ્રમા પણ રાજવૈભવ કરતાં અધિક આનંદ આવ્યો.

દ્રુપદ રાજા બ્રાહ્મણ વેશધારી અર્જુનના પરાક્રમથી ઘણા પ્રસન્ન થયા, પણ એ કોણ છે તેનો પરિચય પામવા સારૂ એક બ્રાહ્મણને પાંડવોને ઉતારે મોકલ્યો. પાંડવોએ તેનો ઘણો સત્કાર કર્યો પણ દ્રુપદ રાજાએ માગેલા પરિચયની બાબતમા યુધિષ્ઠિરે જરાક હસીને ઉત્તર આપ્યો "પરિચયની શી જરૂર છે? લક્ષ્યભેદ વખતે એવી પ્રતિજ્ઞા કરી હતી, કે ન્યાત જાતની પરવા રાખ્યા વગર લક્ષ્યવેધ કરનારને હું કૃષ્ણા પરણાવીશ. એ પરીક્ષામાં પાર ઉતરીને અર્જુન કૃષ્ણાને વરી લાવ્યો છે. હવે ન્યાત-જાત પૂછવાથી શો લાભ? તમારા રાજાને જઇને કહેજો, કે એમને ચિન્તા કરવાનું કાંઇ પ્રયોજન નથી. આવો વસમો લક્ષ્યભેદ કરવો એ કાંઈ જેવા તેવાનું કામ નથી." બ્રાહ્મણે એ સમાચાર રાજાને જણાવ્યા, એટલે એમણે

બહુ મોટા સમારંભપૂર્વક પાંડવોને પોતાના મહેલમા બોલાવ્યા. ત્યાં આગળ યુધિષ્ઠિરને મુખેથી એમનો ખરો પરિચય મળ્યાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ; પરન્તુ જ્યારે ધર્મરાજે જણાવ્યુ, કે કૃષ્ણા અમને પાંચે ભાઇઓને વરશે ત્યારે એમના આશ્ચર્ય અને ખેદનો પાર રહ્યો નહિ. આખરે વેદવ્યાસ અને બીજા ઋષિઓએ આવીને એમના મનનું સમાધાન કર્યાથી દ્રુપદ રાજાએ પાચે પાડવોસહિત કૃષ્ણાનું લગ્ન કર્યું. આવી જાતનું લગ્ન ક્ષત્રીઓમાં આ પહેલું હતું, અને તદ્દન અપવાદરૂપ હતું. ધર્મની રક્ષા કરવી એ બધાનો અભિપ્રાય હતો એટલે એવો નિર્ણય કરવામાં આવ્યો, કે દ્રૌપદી જે પાંડવના ઘરમા હોય તે પાંડવના ઘરમાં એ વખતે બીજા ભાઇએ પ્રવેશ કરવો નહિ, અને જે કોઇ એ નિયમનો ભંગ કરે તેણે ત્રણ વર્ષનો વનવાસ વેઠવો પડે.

વિવાહ પછી પાંડવોના ગુપ્ત વાસની વાત પ્રકટ થઇ ગઇ. ધૃતરાષ્ટ્રે પાડવોને બોલાવીને તેમને રાજ્યનો અર્ધ ભાગ આપ્યો. ઇન્દ્રપ્રસ્થ નગરમાં રાજ્યધાની સ્થાપીને યુધિષ્ઠિર રાજ્ય કરવા લાગ્યા

એક દિવસ યુધિષ્ઠિરના ઘરમા દ્રૌપદી હતી એવામા ખાસ કામ પ્રસંગે અર્જુનને ત્યાં જવું પડયું. નિયમનો ભંગ કરવા માટે અર્જુન ત્રણ વર્ષ માટે વનમાં ગયો.

એ સમયમાં અર્જુને, શ્રીકૃષ્ણની બહેન સુભદ્રા સાથે વિવાહ કર્યો. ત્રણ વર્ષ વીતી ગયા પછી સુભદ્રાને લઇને અર્જુન ઇન્દ્રપ્રસ્થમા પાછો ગયો. સુભદ્રાએ દ્રૌપદીની પાસે જઇને તેને પ્રણામ કરીને કહ્યું ‘આજથી હું આપની દાસી થઈ.’ દ્રૌપદીએ સ્નેહપૂર્વક સુભદ્રાને આલિંગન આપીને પ્રસન્ન વદને કહ્યું કે ‘તારા સ્વામી નિઃસપત્ન થાઓ’ અર્થાત્ કે તારા સ્વામી તારા સિવાય બીજી કોઇ સ્ત્રીને ન વરે. સુભદ્રાએ હસતે હસતે દ્રૌપદીના સામું જોઇને કહ્યું ‘તથાસ્તુ!’

ત્યારથી આખી જીંદગી સુધી બે જણીઓમા એટલો દૃઢ પ્રેમ રહ્યો કે કોઈ એમ કહી શકતું નહિ કે આ બે શોકચો છે.

થોડા સમય પછી જુગાર રમવા માટે કૌરવોએ, હસ્તિનાપુરમાં યુધિષ્ઠિરને બોલાવ્યા. પરમ ધર્માત્મા હોવા છતા પણ પાસા ખેલતી વખતે યુધિષ્ઠિર તદ્દન મસ્ત થઇ જતા. દુર્યોધનના મામા શકુનિને પાસા રમતાં ઘણું સારૂં આવડતું હતું. રમતમાં યુક્તિપ્રયુક્તિ કરતાં એને

ખુબ આવડતું હતું. તેના કુટિલ દાવપેચને લીધે યુધિષ્ઠિર હારી ગયા. જુગાર, સટ્ટા, વગેરેમાં એવો એક ચસ્કો છે, માદકતા છે, કે એમાં એક વાર મગ્ન થયા પછી ડાહ્યા અને સમજુ પુરુષનુ હૃદય પણ ચંચળ થઈ ઉઠે છે એ માદકતાને લીધે ધર્મરાજ પણ આત્મસંયમ કરી શકયા નહિ. ધન, રત્ન, રાજ્ય, દાસ દાસી જે કાંઈ હતુ તે બધું યુધિષ્ઠિર હારી ચુકયા. છેવટે એકે એકે ચાર ભાઇને અને પછીથી પોતાની જાતને પણ હોડમા મૂકીને હારી ગયા અને કૌરવોના ગુલામ બન્યા. હારતે હારતે યુધિષ્ઠિરની મૂર્ખતા એટલી બધી વધી કે છેવટે દ્રૌપદીને પણ હારી ગયા. હાય ! સદોષ વિનોદ મનુષ્યને કેટલી અધોગતિએ પહોંચાડે છે !

સ્વામીની બુદ્ધિના દોષે દ્રૌપદી હવે દુષ્ટ કૌરવોની દાસી બની પાપિષ્ઠ દુર્યોધન હવે દ્રૌપદી ઉપર યથેચ્છ વ્યવહાર કરવાનો અધિકારી થયો. ક્રૂર દુર્યોધન મૂળથીજ પાડવોની ઈર્ષ્યા કરતો હતો. પાડવોનું અપમાન અને અનિષ્ટ કરવુ એજ એનું સૌથી પ્રિય કાર્ય હતુ. એટલા માટે ધાર્મિક પાંડવોને જુગટું ખેલવાનું નિમંત્રણ મોકલીને તેણે પોતાની દુષ્ટ વાસના પૂર્ણ કરી. વીરશ્રેષ્ઠ પાડવો આજ તેના જીતાયલા ગુલામ હતા; પણ એટલાથી એની પાપવાસના ધરાઇ નહિ. જુગારમા જીતેલી દાસી દ્રૌપદીને સભામા બોલાવીને બધાની વચમાં તેનું અપમાન કરીને પાડવોને લાછન લગાડવાની અને પાડવોના વ્યથિત હૃદયને વધારે વ્યથા પહોચાડવાની તેને પ્રબળ ઈચ્છા થઈ.

પાપિષ્ઠ દુર્યોધને, દ્રૌપદીને સભામા તેડી લાવવાનો કાકા વિદુરને હુકમ આપ્યો. ધર્માત્મા વિદુરે ગુસ્સે થઇને દુર્યોધનને ઘણો ધમકાવ્યો તથા તેની આજ્ઞાની અવગણના કરી, એટલે દુર્યોધને સભામાંથી પ્રતિકામીને એ કામ સારૂ મોકલ્યો.

પૂર્વકાળમા પ્રતિજ્ઞાપાલન એ ક્ષત્રીયવીરોનું અવશ્ય પાલનીય કર્તવ્ય ગણાતુ એ ધર્મપાલનની ખાતર મરણની દારુણ યંત્રણા પણ એ લોકો શાન્તિથી સહન કરતા. તેથીજ પાડવો પોતાનુ પણ નિભાવવા સારૂ મૂગે મોએ આ અસહનીય અત્યાચાર સહન કરવાને તૈયાર થયા. એટલાજ સારૂ, મહા તેજસ્વી વીરશ્રેષ્ઠ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરે સભામા ઉપસ્થિત હોવા છતા કોઇએ એ અત્યાચાર રોકવાનો પ્રયત્ન ન કર્યો. એ લોકો જાણતા હતા કે યુધિષ્ઠિર પણમાં દ્રૌપદીને હારી ચૂકયા છે.

એટલે દ્રૌપદી ઉપર દુર્યોધનનો સર્વથા અધિકાર છે. એ એની સાથે મરજીમાં આવે એવો વ્યવહાર કરી શકે. પુત્રસ્નેહને લીધે દુર્બળ અને પુત્રભયથી ભયભીત ધૃતરાષ્ટ્ર પાસેથી પણ પ્રતિકારની કાંઇ આશા રહી નહોતી.

પ્રતિકામીએ દ્રૌપદીની પાસે જઇને તેને બધી વાત કહી. બધું સાંભ-ળ્યા પછી વિસ્મય પામીને દ્રૌપદીએ કહ્યું 'પ્રતિકામિ! તું ગાંડો થયો છે કે શું? સ્રીને તે વળી હોડમાં મૂકીને કોઇ પાસા રમ્યું છે? જો એ વાત ખરી હોય તો, યુધિષ્ઠિર પણ ગાંડા થઇ ગયા છે એમ જાણવું. એમની પાસે હોડમાં મૂકવાનુ બીજું કાંઇ નહોતું?'

પ્રતિકામીએ ફરીથી બધી વાત વિગતવાર કહી. દ્રૌપદી સાભળતી ગઇ; પણ દુર્બળચિત્ત રમણીની માફક ભયભીત કે અસ્થિર થઇ ગઇ નહિ; પણ તે મનમાં ને મનમા દુર્યોધનના હાથમાંથી પોતાના શિયળનું રક્ષણ કરવાનો ઉપાય વિચારવા લાગી.

કોઇ યુક્તિ શોધી કહાડચા વગર બચવાનો ઉપાય નહોતો. બુદ્ધિ-મતી દ્રૌપદીએ યુધિષ્ઠિરના પણમાં એક બારીકી શોધી કહાડી.

યુધિષ્ઠિરે પહેલાં પોતાને હોડમાં રાખ્યા હતા કે દ્રૌપદીને? જો એમણે પોતે પહેલાં હોડમા હારીને દુર્યોધનનું દાસત્વ સ્વીકાર્યું હોય તો, પાર-કાના દાસ થયા પછી દ્રૌપદી ઉપર એમનો કાંઇ અધિકાર નહોતો. એટલે એ દ્રૌપદીને હોડમા મૂકી શકેજ કેવી રીતે? તે ઉપરાંત વળી દ્રૌપદી કાંઇ એમના એકલાની સ્રી નહોતી. પાચે ભાઇઓની એ એક-સરખી પત્ની હતી. એવો વિચાર કરીને દ્રૌપદીએ પ્રતિકામીને કહ્યું 'પ્રતિકામિ! તું પહેલા જઇને યુધિષ્ઠિરને મારા પ્રશ્નો પૂછી આવ અને તેનો ઉત્તર મળ્યા પછી જરૂર જેવું લાગશે તો હું આવીશ. યુધિષ્ઠિરે પહેલા પોતાને હોડમાં મૂક્યા હતા કે મને? પોતે તે વખતે કોઇ પણ વસ્તુના માલિક હતા, કે પરાધીન અવસ્થામાં મને હોડમાં મૂકી હતી?"

પ્રતિકામીએ સભામાં જઇને દ્રૌપદીનો પ્રશ્ન યુધિષ્ઠિરને કહ્યો પ્રશ્નનો મર્મ સમજી જઇને યુધિષ્ઠિર ચુપ રહ્યા. દુર્યોધને કહ્યું 'દ્રૌપદીને કોઇ સવાલ કરવો હોય તો અહિં આવીને કરે.'

પ્રતિકામી પાછો દ્રૌપદીની પાસે ગયો. દ્રૌપદીએ કહ્યુ 'ધર્મનું જે વિધાન હોય તે કરવા હું તૈયાર છું. કુરુવંશીઓ કદાપિ ધર્મનુ ઉલ્લઘન કરતા નથી. પ્રતિકામિ! તું હમણાં જા. સભામાં બિરાજેલા બધા સભા-

સદોને જઇને પૂછ, કે આવી અવસ્થામા મારૂં શું કર્તવ્ય છે? એ લોકો જેવી આજ્ઞા આપશે તે પ્રમાણે હું ચાલીશ.'

પ્રતિકામીએ સભાસદો આગળ જઇને દ્રૌપદીના પ્રશ્ન નિવેદન કર્યા.

એ કઠિન પ્રશ્નોનો ઉત્તર કોઇ આપી શક્યું નહિ. યુધિષ્ઠિરે પોતે દાસત્વ ગ્રહણ કર્યું તે વખતથી દ્રૌપદીને હોડમાં મૂકવાનો અધિકાર એમણે ગુમાવ્યો હતો એ વાત પણ ખરી હતી અને સ્ત્રીએ બધી અવસ્થામા સ્વામીની અનુવર્તિની થવુજ જોઇએ, એ પણ શાસ્ત્રનું વિધાન સત્ય હતુ પ્રશ્નનો ઉત્તર ન અપાયાથી બધા સભાસદો મૌન રહ્યા.

વારવાર દ્રૌપદીને પોતાના હુકમની અવગણના કરતી જોઇને દુર્યોધને તેનો ચોટલો પકડીને સભામા લઇ આવવાની દુઃશાસનને આજ્ઞા આપી દુઃશાસન પણ દુર્યોધનનો યોગ્ય ભાઈ હતો. એ મોટા ભાઇનો હુકમ મળતાવારજ ગયો, અને દ્રૌપદીના ક્રોધ, આગ્રહ અને વિનતિ ઉપર જરા પણ લક્ષ ન આપતા, એ પાપિષ્ઠ કેશ પકડીને એકવસ્ત્રા, રજસ્વલા દ્રૌપદીને મુરબ્બીઓ અને ભિન્ન ભિન્ન દેશના રાજાઓથી પૂર્ણ સભામા લઇ આવ્યો બધાની સમક્ષ પોતાની ઇજ્જત આ પ્રમાણે લૂટાતી જોઇને ક્રોધ સાથે દ્રૌપદીએ કહ્યુ 'આ શું? આજ શ્વશુરપક્ષના મુરબ્બીઓ સમક્ષ, કુરુવંશના વીર પુરૂષો સમક્ષ મારૂ આટલું અપમાન! તમે બધા ચુપચાપ બેસી રહીને એને અનુમોદન આપો છો? કોઇ પણ નિર્દોષ કુલવધૂનું માન સાચવવા ખાતર એક શબ્દ પણ બોલતું નથી? આજ બધાએ ક્ષત્રિયધર્મ ગુમાવ્યો છે? ભીષ્મ, દ્રોણ, વિદુર કોઈનામાં પણ મનુષ્યત્વ નથી? કેવી રીતે આજ એ લોકો આ અધર્મને પોતાની આખે જોઇ રહ્યા છે?'

એમ કહીને દ્રૌપદીએ રોષભર્યાં નેત્રે પાડવો તરફ તીવ્ર કટાક્ષ કર્યા. એ કટાક્ષનું તીવ્ર વિષ પાડવોના અતરની રગેરગમા પ્રવેશ કરીને તેમને બાળી નાખવા લાગ્યું, પણ એ પ્રતિજ્ઞાથી બધાયેલા ક્ષત્રિયસતાન હતા એટલે મૂગે મોએ આ મર્મઘાતક વેદના સહન કરવા લાગ્યા.

ભીષ્મે કહ્યુ 'પાચાલિ! પરવશ મનુષ્ય પારકાનુ ધન હોડમાં મૂકી શકે નહિ, બીજી તરફ સ્ત્રી પણ સ્વામીને અધીન છે, એટલે તારા પ્રશ્નનો ઉત્તર આપવો એ ઘણું અઘરૂં કામ છે. વળી ધર્માત્મા યુધિષ્ઠિર પોતાની ઇચ્છાથી આવીને પાસા રમીને તમને હાર્યા છે; એ તમારા સ્વામી છે.

પણુથી બધાયલા હોવાથી એ તમારૂ આટલુ અપમાન દેખીને પણ ચુપચાપ બેસી રહ્યા છે. એવી અવસ્થામા અમે અમારો મત કેવી રીતે જણાવી શકીએ ?

દ્રૌપદીએ કહ્યું ' યુધિષ્ઠિર સ્વેચ્છાથી કદિ પાસા રમવા અહિં આવ્યા નથી કૂટબુદ્ધિ, પાપી કૌરવોના નિમત્રણુથી લાચાર થઇને એ પાસા રમ્યા છે. કપટથી રમવાથી એ હારી ગયા છે ગમે તેમ હો, સભામા કુરુવશના મુખ્ય પુરુષો બધા બિરાજમાન છે. આપ સર્વ વિચાર કરીને મારા પ્રશ્નનો ઉત્તર આપો ! આપના વિચારમા જે વ્યાજબી લાગશે તેજ આજ્ઞા હુ માથે ચડાવીશ. '

પરન્તુ કોઇએ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. દુર્યોધન, દુઃશાસન, કર્ણુ વગેરે દ્રૌપદીને ઘણા પ્રકારના કટુ વાકયથી અને મશ્કરીઓથી દુ ખિત અને અપમાનિત કરવા લાગ્યા દુર્યોધનના આદેશથી દુ શાસન દ્રૌપદીને અ દર લઇ જવા માટે ખેચતાણુ કરવા લાગ્યો. દ્રૌપદીએ ક્રોધ-પૂર્વક કહ્યુ ' પાપિષ્ઠ ! મને સ્પર્શ કરીશ નહિ ! જાણે છે કે હજુ મને મારા પ્રશ્નનો ઉત્તર મળ્યો નથી. જ્યાસુધી મને પ્રશ્નનો ઉત્તર ન મળે ત્યાસુધી મારા ઉપર કોઇનો અધિકાર નથી, ' પણુ દુરાત્મા દુઃશાસને કાઇ સાભળ્યું નહિ. એ તો દ્રૌપદીને ખેચવા લાગ્યો.

એ વખતે સભામા બેઠેલા રાજાઓ અને બીજા સર્વને ઉદ્દેશીને દ્રૌપદીએ કહ્યું ' હુ સતી સ્ત્રી છુ યુધિષ્ઠિરની સવર્ણા ભાર્યા છું. દ્રુપદરાજાની કન્યા અને શ્રીકૃષ્ણુની સખી છુ. આજ અનાથ સ્ત્રીની પેઠે આ સભામા સઘળાના દેખતા આ પ્રમાણે અપમાન ભોગવુ છું રાજાઓ ! આપનો રાજધર્મ કયા છે ? કુરુવંશીઓ ! તમારો પોતાનો કુળધર્મ આજ ક્યાં ગયો ? આજ કોઇ પણુ મારા આ દારુણુ અપમાનને રોકી શકતું નથી ? જો એ પણુ નથી કરી શકાતું તો શું કોઇનામા એટલું પણુ સાહસ નથી કે મારા પ્રશ્નનો ઉત્તર આપે ? વીર પતિની સમક્ષમા, મહાત્મા સાસરિયાની સમક્ષમા, ભારતના રાજાઓની સમક્ષમા, સભા મધ્યે નિર્દોષ કુરુ-કુળવધૂ હુ તમને પ્રશ્ન કરૂં છું કે ધર્મથી હુ જીતાઈ છું કે નહિ ? આપ સર્વ કહો, કે પરવશ દાસ તરીકે યુધિષ્ઠિરને મને હોડમાં મૂકવાનો અધિકાર હતો કે નહિ ? આપ કહેશો તે કરવા હું તૈયાર છું. '

બીજા કોઇએ ઉત્તર આપ્યો નહિ. એક માત્ર ભીષ્મે કહ્યું કે 'અમે કોઈ એ પ્રશ્નનો ઉત્તર આપવા સમર્થ નથી. તમે જીતાયલાં છો કે અજીત

એ સબંધે યુધિષ્ઠિર પોતે જે કહેશે તેજ પ્રમાણરૂપ ગણાશે.'

યુધિષ્ઠિરે કાંઈ કહ્યું નહિ. નિર્લજ્જ કૌરવોના ચાળા અને મશ્કરીઓ ધીમે ધીમે અસહ્ય થવા લાગ્યા. પાંડવોનું જે કાંઇ ધન હતું તે બધું કૌરવોનું થઈ ચુક્યુ હતું. આ છળથી તેઓએ પાંડવોના બધા ઘરેણાંગાંઠા તો શું પણ પહેરેલા કપડાલત્તા સુદ્ધાત છીનવી લીધા. દુઃશાસન દ્રૌપદીનુ વસ્ત્ર ઉતારવા પણ તૈયાર થયો. નિરુપાય દ્રૌપદી લાજ બચાવવા માટે આખરે લજ્જાનિવારક મધુસૂદન શ્રીકૃષ્ણની શરણાપન્ન થઇ કાતર વચને તેમના આશ્રયને માટે તેણે પ્રાર્થના કરી

શ્રીકૃષ્ણની કૃપાથી દ્રૌપદીની લાજ રહી. દુઃશાસન જેમ જેમ વસ્ત્ર ખેંચતો ગયો, તેમ તેમ દ્રૌપદીના ચીર પૂરાતા ગયા. આખરે થાકી જઇને દુઃશાસને સતી લક્ષ્મી દ્રૌપદીની ભર સભામા લાજ લુંટવાનો વિચાર માંડી વાળ્યો

આ સમયે દુર્યોધને દ્રૌપદીને પોતાની ડાબી જાંઘ બતાવી. મહાતેજસ્વી ભીમસેનથી હવે સહન થયું નહિ. એણે એજ સભામા પ્રતિજ્ઞા કરી કે, 'દુઃશાસનની છાતી ચીરીને લોહી પીશ અને ગદા મારીને દુર્યોધનની જાંઘ ફાડી નાખીશ.' પણ વડીલ ભાઈ પ્રતિજ્ઞાથી બંધાયેલા હતા એટલે એ વખતે પોતાનામાં શક્તિ હોવા છતાં પણ એ પાપિષ્ઠોને કોઇ પણ જાતની સજા ભીમે કરી નહિ. કહેવાય છે કે, ભીમસેનની આ પ્રતિજ્ઞા સાભળીને દ્રૌપદીએ પણ પ્રતિજ્ઞા કરી કે 'ચોટલો પકડીને સભામાં ખેંચી લાવીને દુઃશાસને મારૂં જે અપમાન કર્યું છે તેના બદલામાં ભીમસેન જે દિવસે દુઃશાસનની છાતીનુ લોહી પીશે અને એ લાલ હાથે એ અંબોડો બાધશે તેજ દિવસે હું અંબોડો બાધીશ; ત્યાંસુધી આ અપમાનનું સ્મરણ કરીને છૂટા વાળ રાખીશ.'

ધીમે ધીમે દ્રૌપદીના અપમાનની વાત અંતઃપુરમા પહોંચી. ગાન્ધારી દેવીએ તરતજ સભામાં આવીને આવું અપમાન થતું રોકવાને ધૃતરાષ્ટ્રને આગ્રહ કર્યો. ધૃતરાષ્ટ્રે દુર્યોધનનો તિરસ્કાર કરીને, દ્રૌપદીને ધીરજ આપતા કહ્યું 'દેવિ, જે કાંઈ થયુ છે તેને માટે ક્ષમા કરો હવે તમારૂં કોઈ અપમાન કરી શકશે નહિ. તમારી તેજસ્વિતા અને ધર્મપરાયણતાથી હું ઘણો સંતોષ પામ્યો છું. તમે મારી પાસે મરજીમા આવે તે વરદાન માગો.'

દ્રૌપદીએ કહ્યું 'આર્ય ! આપ પ્રસન્ન થયા હો, તો યુધિષ્ઠિરને દાસત્વમાંથી મુક્ત કરો.'

ધૃતરાષ્ટ્રે, યુધિષ્ઠિરને દાસત્વમાથી છોડીને દ્રૌપદીને બીજું વરદાન માગવા કહ્યું. દ્રૌપદીએ ભીમ, અર્જુન અને નકુળ સહદેવના છૂટકારાની પ્રાર્થના કરી. પાડવોને દાસત્વમાથી છટા કરીને ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને બીજુ વરદાન આપવાની ઇચ્છા જણાવી; પણ દ્રૌપદીએ કહ્યું કે 'આર્ય ! અતિ-લોભ તે પાપનું મૂળ હું હવે બીજું વરદાન ચાહતી નથી. મારા સ્વામીઓ છૂટા થયા છે, ધર્મબળથી તથા બાહુબળથી હવે એ બધુ પેદા કરી શકે એમ છે. હવે મારે બીજા કોઇ વરદાનની જરૂર નથી.'

ધૃતરાષ્ટ્રે પાડવોને ખોએલું બધુ પાછું આપીને મિઠા વચનોથી સતુષ્ટ કરીને ઇન્દ્રપ્રસ્થમા મોકલ્યા.

દુર્યોધન અને તેના ભાઈઓ આથી ઘણાજ નારાજ થયા. વનવાસનું પણ કરીને ફરીથી જુગટું રમવા માટે યુધિષ્ઠિરને બોલાવવા તેમણે ધૃતરાષ્ટ્રને આગ્રહ કર્યો. ધૃતરાષ્ટ્રના નિમત્રણથી યુધિષ્ઠિર ફરીથી જુગટું રમવા આવ્યા. આ જુગટામા હારીને ભાઈઓ સાથે બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો ગુપ્તવાસ સ્વીકારીને એ ઘરબાર નીકળ્યા કુન્તી દેવીની રજા લઈ પોતાની ઈચ્છાથી દ્રૌપદીજ તેમની સાથે ગઇ. બીજી બધી પાડવપત્નીઓ પિયેર ગઇ.

પાડવો પ્રજાને ઘણા પ્રિય હતા. એટલે અનેક પુરુષો તેમની સાથે વનમા જવા તૈયાર થયા. યુધિષ્ઠિરે બધાને સમજાવીને પાછા કહાડ્યા, પરન્તુ ઋષિઓ અને બ્રાહ્મણોને એ રોકી શક્યા નહિ. પોતે તો અત્યંત દીન થઇ ગયા, ભિખ માગતા થઇ ગયા, હવે આ બ્રાહ્મણો અને ઋષિઓનું પાલન કેવી રીતે કરવું એ ચિન્તાએ પાડવોને અને ખાસ કરીને કૃષ્ણાને ઘેરી લીધા. કૃષ્ણા ગૃહસ્થાશ્રમનો ધર્મ સારી રીતે જાણતી હતી. અતિથિને અન્નજળ આપવાનો પ્રત્યેક ગૃહસ્થનો ધર્મ છે, એ ધર્મનું પાલન ન કરે તો દાન, યજ્ઞ, તપ વગેરે બધા અનુષ્ઠાન મિથ્યા છે; એ આર્યસિદ્ધાન્તથી એ પરિચિત હતી. ગૃહિણીરૂપે પોતે પાંડવોની સાથે હોવા છતા આ બ્રાહ્મણો અને ઋષિઓનું પાલન નહિ થાય તો મારા ગૃહિણીધર્મમા ખામી આવશે એ વિચારથી કૃષ્ણા ચિંતાતુર રહેવા લાગી. વનવાસનું દુ:ખ એને મનથી દુ:ખ નહોતું. રાતદિવસ પતિ–

સેવા કરીને, નિરંતર એમને ઉત્સાહિત કરીને પાંડવોના દુઃખ પણ એ હલકા કરતી, પરન્તુ ગૃહસ્થાશ્રમપાલનનીજ ચિન્તા તેને વ્યાકુળ કરતી હતી. યુધિષ્ઠિર તેની મુંઝવણુ સમજી ગયા, અને તેમણે ધૌમ્ય પુરોહિતની સલાહથી કૃષ્ણાને સૂર્યદેવની આરાધના કરવા સૂચવ્યું સૂર્યદેવે તેની આરાધનાથી પ્રસન્ન થઈને આશીર્વાદ આપ્યો કે "પાંડવો ફળ, મૂળ જે કાંઈ થોડી ઘણી સામગ્રી રસોડામા લાવશે તે જ્યાસુધી દ્રૌપદી ભોજન નહિ કરી ચૂકે ત્યાસુધી ખુટશે નહિ એ અક્ષય ભંડારમાથી દ્રૌપદી ગમે તેટલા માણસોને સુખેથી ભોજન કરાવી શકશે." આ વરદાન મળ્યાથી એના આનંદનો પાર રહ્યો નહિ. ઉત્તમ રસોઇ કરતા તો તેને આવડતુંજ હતું, એટલે સાધારણ સામગ્રીઓને પણ એ એવી સ્વાદિષ્ટ બનાવતી કે જમનાર એનો સ્વાદ કદિ ભૂલતો નહિ હવે એ પરમ યત્ન અને આનંદપૂર્વક ગૃહસ્થાશ્રમ ધર્મનુ પાલન કરવા લાગી પાંડવો જગલમા પણ મગલ કરવા લાગ્યા.

વનવાસમા પણ દ્રૌપદીના સહવાસને લીધે અપૂર્વ સુખ ભોગવતા યુધિષ્ઠિર નિશ્ચિંત મને દિન વ્યતીત કરવા લાગ્યા. જે દુષ્ટ શત્રુની કુટિલ ખટપટથી પોતાને રાજભ્રષ્ટ થઈને નાના ભાઇઓ તથા પત્ની સાથે વનવાસ વેઠવો પડ્યો હતો તે દુષ્ટો તરફ ક્રોધ તથા વૈરવૃત્તિ તેમના હૃદયમા કદાપિ ઉત્પન્ન થયા નહિ યુધિષ્ઠિરના મનની સ્થિતિ જોતા, એ વેરનો બદલો કોઇ દિવસ પણ લેવાશે નહિ એમ લાગતું હતું દ્રૌપદીથી એ સહન થયું નહિ યુધિષ્ઠિરને ઉત્તેજીત કરવા સારૂ એણે એક દિવસે કહ્યુ 'મહારાજ' તમે રાજા છો, તમારા ભાઈઓ રાજકુમાર છે હું પણ રાજકન્યા અને રાજમહિષી છુ. આજ શામાટે આપણે બધા પર્ણકુટીમા આટલુ કષ્ટ વેઠીએ છીએ? આપણે ધર્મનુ ઉલ્લઘન કર્યું નથી વગર કારણે કૌરવો આપણા શત્રુ બન્યા છે અને તેમના કુટિલ પ્રપચોથી આપણે આ આફતમા સપડાયા છીએ શામાટે આજ આપના મનમાં એ શત્રુઓના ઉપર તિરસ્કારનો સંચાર થતો નથી? લોકો કહે છે કે ક્ષત્રી તેજ અને ક્રોધહીન હોઈ શકે નહિ આજ ફક્ત તમનેજ એ નિયમથી ઉલટા જોઉં છું. તેજ ક્ષત્રીઓનો મુખ્ય ધર્મ છે તેજોહીન ક્ષત્રી હમેશા શત્રુઓને હાથે અપમાન વેઠે છે. જગત્માં કોઇ દિવસ એ પ્રતિષ્ઠા મેળવી શકતો નથી, બિલકુલ હીન અને અધમ

ગુલામની પેઠે એને જીવન ગાળવુ પડે છે

આથી કાઇ હું ક્ષમાગુણુની નિંદા કરતી નથી મનુષ્યના મનુષ્ય-ત્વના રક્ષણુ માટે ક્ષત્રીના ક્ષાત્રધર્મના રક્ષણુ વખતે એમ ખાસ ખાસ અવસ્થામા ક્ષમાનુ પ્રયોજન છે. તેવીજ રીતે કેટલાક ખાસ સયોગોમા ક્રોધ અને તેજને ઉપયોગ પણુ જરૂરનો છે ઉપકારી મનુષ્ય કોઇ અપરાધ કરે તો તેને ક્ષમા કરવી પડે અજાણુમા કોઇનાથી કઇ અપ રાધ થતો હોય તો તેને પણુ ક્ષમા આપવી પડે ઇચ્છાપૂર્વક કોઈ અપરાધ કરે તો તેને પણુ બેએકવાર ક્ષમા કરી શકાય, પણુ કુટિલ-ચરિત્ર ગર્વિત શત્રુ વારેઘડીએ કોઇને સતાવે અને તેને ક્ષમા કરવામા આવે તો પછી એ દુષ્ટચરિત્રને આશ્રય આપ્યા બરાબરજ છે ખાસ કરીને, જે ક્ષત્રી રાજા છે, જેને લોકોને પાળવાના છે તથા રાજ્ય ચલા વવુ છે, તેનામા એકલી ક્ષમા કોઇ દિવસ શોભતી નથી. દુષ્ટોને શાસન કરવામા જો એ કદિ ક્રોધ અને તેજ પ્રગટ ન કરે તો પછી એ પ્રજાનુ રક્ષણુ કેવી રીતે કરે અને રાજ્ય કેવી રીતે ચલાવે ?'

પછીથી, યુધિષ્ઠિરના વૈરાગ્ય અને નિશ્ચેષ્ટતાને લક્ષ્ય કરીને દ્રૌપદી બોલી 'પૃથ્વીમા કર્મ સાધવામાજ પુરુષનું પુરુષાતન છે નિશ્ચેષ્ટ પુરુષ જગત્‌મા કદિ ઉન્નતિ કરી શકતો નથી દૈવ ગમે તેટલુ બળવાન હોય, પણુ પુરુષાતનજ પુરુષને માટે મુખ્ય આધાર છે એકલા નસીબ ઉપર આધાર રાખ્યાથી જગત્‌માં કોઇ પોતાનું ગૌરવ દેખાડી શકયુ છે ? કર્મજ જીવન છે, કર્મજ સુખનું મૂળ છે, અને કર્મજ પૃથ્વીમાં મનુ-ષ્યનો મુખ્ય ધર્મ છે મનુષ્યે કર્મ કરવુજ જોઇએ. જેનુ જીવન કર્મ હીન છે તે જડ વસ્તુની પેઠે અસાર છે. જળમા કાચા ઘડાની માફક કર્મહીન–ઉદ્યમહીન મનુષ્યનુ જીવન સસારમા નષ્ટ થાય છે. કર્મ સફળ થશે કે નિષ્ફળ જશે તેનો વિચાર કરવો એ વ્યાજબી નથી. સફળ થાય કે નિષ્ફળ જાય પણુ કર્માધીન મનુષ્ય સદા કર્મમાં પ્રવૃત્ત રહે છે કર્મના અનુષ્ઠાનમા જે સર્વ પ્રકારના પ્રયત્નોથી વળગ્યો રહે તેનો પ્રયત્ન નિષ્ફળ જાય તોપણુ તે કોઈ પ્રકારે દોષને પાત્ર નથી. નિષ્ફળ નીવડયા છતા પણુ એને એ દિલાસો છે કે મે મારૂં કર્તવ્ય બજાવવામાં પાછી પાની કરી નથી. એટલા સારૂ કહું છું કે, મહારાજ ! બદલો લેવા સારૂ તમે ક્ષત્રીતેજથી ઉદ્દીપિત થાઓ. આ પ્રમાણે શાન્ત અને આળસુ

થઈને બેસી ન રહો. ક્ષત્રી તરીકે, રાજા તરીકે, તમારૂં યોગ્ય કર્મ કરવામા તમે ઉદ્યમશીલ થાઓ, નહિ તો હમેશાં આ પ્રમાણે હીન, અસાર જીવન ગાળવું પડશે. તમારા ભાઈઓનું દેવતાઓ કરતાં પણ ચઢીઆતું બળ બધું નિષ્ફળ જશે.'

પરન્તુ શાન્તપ્રકૃતિ, અમાનુષિક ક્ષમાશીલ યુધિષ્ઠિરના હૃદયમાં ક્રોધનો સંચાર કરાવવો એ દ્રૌપદી જેવી તેજસ્વીની નારીને પણ અસાધ્ય થઇ પડ્યું.

વનવાસ કાળમા એક દિવસ શ્રીકૃષ્ણ તેમના રાણી સત્યભામા સાથે પાંડવોને મળવા ગયા. સત્યભામા સાથે દ્રૌપદીને ઘણું બેનપણું હતાં. બે સખીઓ એકાન્તમા બેસીને વાર્તાલાપ કરવા લાગી. બીજી ઘણી વાતો કર્યા પછી સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યુ 'સખિ! તારે તો સિંહના જેવા મહા તેજસ્વી પાચ સ્વામી છે, છતા પણ એ બધાએ તારે વશીભૂત છે. તને કાંઈ મંત્ર આવડે છે કે તે એમને કાંઇ વશીકરણ કર્યું છે? મને બતાવીશ કે શી રીતે શ્રીકૃષ્ણ એવીજ રીતે મારે વશ થાય?'

દ્રૌપદીએ હસીને કહ્યું 'સખિ! મંત્ર કે ઔષધથી તે કાંઈ સ્વામી વશ કરાતા હશે! જે સ્ત્રીઓમાં કોઈ ગુણ નથી હોતો તે સ્ત્રીઓ મંત્ર અને ઔષધથી સ્વામીને વશ કરવાનો પ્રયત્ન કરીને ઉલટુ સ્વામીને નુકસાન પહોચાડે છે. સ્વામીઓ મને કેવી રીતે વશીભૂત થયા છે તે સાભળ! સ્વામી એજ સ્ત્રીઓનો દેવતા અને એક માત્ર ગતિ છે એમ જાણીને હું મન, વચન અને કર્મથી રાતદિવસ એમની સેવા કરૂ છું. સ્વામીસેવા એજ મારા જીવનનું એક માત્ર વ્રત-એક માત્ર ધર્મ છે. હું કોઇ દિવસ એમની સાથે કડવું વેણ બોલતી નથી, તેમના મનને ખોટું લાગવા દેતી નથી, તેમના ભોજન કરતા પહેલા હું ભોજન કરતી નથી, તેમના બેઠા વગર હું બેસતી નથી, તેમના સૂતા પહેલા હું સૂતી નથી. જે વસ્તુ એમને પસંદ નથી હોતી તેનો હું પણ ત્યાગ કરૂં છું. જે લોકોની સાથે વાતચીત કરવાની તેમની ઇચ્છા નથી હોતી તેવા લોકો સાથે હું કદિ વાર્તાલાપ કરતી નથી સ્વામીના જે પ્રીતિપાત્ર છે તે મારા અપ્રિતિપાત્ર હોય તોપણ હું તેમનું માન રાખું છુ અને કાળજીપૂર્વક તેમની સેવા કરૂં છું. બહારના કામકાજથી સ્વામી જ્યારે થાકીને ઘેર આવે છે, ત્યારે આસન અને જળ આપીને હું તેમનો થાક દૂર કરૂં છુ. બહારથી તેમનો અવાજ સાભળતાજ બારણા આગળ જઈ

તેમનો સત્કાર કરૂં છું દાસીની પાસે એ કોઈ વસ્તુ માગે તો હું જાતે ઉઠીને એ વસ્તુ આણી આપું છુ. જ્યારે રાણી હતી ત્યારે રાજ્યસંસારનો ભાર, દાસદાસીઓનો ભાર તેમણે મને સોંપ્યો હતો. હું દરરોજ પોતાને હાથે સાફસુફ કરીને રસોઇ કરીને યથાસમયે બધાને જમાડતી. ધાન્ય અને ઘરની બીજી બધી જણુસોને ઘણી કાળજીપૂર્વક સાચવી રાખતી. જાતે ઘરના નોકરો, ભરવાડો, ગોવાળો વગેરેની ખબર રાખતી. જાતે ઘરસંસારનો આવકખર્ચનો હિસાબ રાખતી. મહેલના આશ્રિતોની સેવામા મને રાતદિવસનુ ભાન રહેતું નહિ. રોજ બધાના જમી રહ્યા પછી હું જમતી, બધાના સૂઇ ગયા પછી હું સૂઇ જતી અને વાણું વાતા બધાના ઉઠતા પહેલાં હું ઉઠીને ઘરકામમા ગુથાતી.

સાસુજી કુન્તીને દરરોજ હું પોતે જમાડીને સેવા કરતી. કોઇ પણ રીતે તેમના ઉપર હું મારો કારભાર દેખાડતી નહિ. તેમના કરતા ઉંચા પ્રકારનું કપડું કદિ પણ પહેરતી નહિ. ગૃહધર્મમાં સર્વથા એમની અનુવર્તિની થઇને ચાલતી બીજી તરફ સપત્નીઓને સગી માની જણી બેન બરોબર ગણુતી કોઈ દિવસ તેમના ઉપર અદેખાઈ કરતી નહિ, તેમજ કોઇ દિવસ તેમની સાથે અનિષ્ટ વ્યવહાર કરીને કે કડવું વચન કહીને તેમનું દિલ દુભવતી નહિ.

સખિ! સ્વામીને વશ કરવાનો આના કરતા સારો ઉપાય બીજો કોઇ નથી. એજ સ્વામીને વશ કરવાનો મંત્ર તથા ઔષધ છે. એ મંત્ર અને એ ઔષધનો ઉપયોગ કરી જો; એટલે શ્રીકૃષ્ણ તને તદ્દન વશીભૂત થઇ જશે.

હવે અમે દ્રૌપદીના જીવનમાથી એક એવા પ્રસંગનો ઉલ્લેખ કરીશું, કે જેથી એના નારી-ગૌરવનો યથાર્થ પરિચય મળશે.

હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થનાં રાજ્ય મળ્યા પછી દુર્યોધનને આખી પૃથ્વીના ધણી થવાની ઇચ્છા થઇ. વળી શકુની અને કર્ણ વગેરેની ખોટી સલાહને વશ થઇ પાંડવોને પોતાનું ઐશ્વર્ય બતાવવા સારૂ દુર્યોધન એક દિવસ પ્રભાસતીર્થમાં સ્નાન કરવાને બહાને કુટુંબીઓ અને ઘરની બધી સ્ત્રીઓ તથા સૈન્યસહિત બહુ ઠાઠથી યાત્રા કરવા નીકળી પડયો.

પ્રભાસતીર્થમાં ગંધર્વરાજ ચિત્રસેનનું એક પરમ રમણીય પ્રમોદ વન હતું. એ બગીચામાં ગંધર્વરાજ એ દિવસે હવા ખાવા આવ્યો હતો.

એ સમયે એણે ઘણા આડંબરસહિત આવતી કુરુસેનાની ગડબડ સાભળી. શા કારણથી આ લોકો આવી રહ્યા છે, તેઓ કોણ છે અને કયા જનાર છે એ જાણવા સારૂ એ સૈન્યની વાટ જોવા લાગ્યો, પણ એને વધારે વાર વાટ જોવી ન પડી. ઉચ્છૃંખલ કૌરવોએ તરતજ ગાન્ધર્વના પ્રમોદ વનમાં પ્રવેશ કરીને, ફળફળાદિ લુટીને સુદર બગીચાને છિન્ન ભિન્ન કરવા માડયો. અહંકાર અને મદથી છકેલા એ સૈનિકોએ કોઇનુ સાભળ્યું નહિ. હવે ગન્ધર્વરાજથી સહન થયું નહિ એ પણ કૌરવો સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યુ અને કૌરવોનું સૈન્ય હારીને નાસી ગયુ. દુર્યોધનના મુખ્ય સેનાપતિઓએ અગિયારા ગણી જઈને પ્રાણ બચાવ્યા, દુર્યોધન વગેરે કૌરવો એમની સ્ત્રીઓ સહિત ગન્ધર્વરાજના કેદી બન્યા. કૌરવોના અહકારના ચરે ચૂરા થઇ ગયા ભય અને અપમાનથી એમના મુખ મ્લાન થઇ ગયા કૌરવ રમણીઓના મર્મભેદી રોદનથી વાયુમડળ કંપવા લાગ્યું

એ સમાચાર પાડવોને કાને પહોચતા વાર લાગી નહિ, કેમકે તેઓ નજીકમાજ હતા કુરુ રમણીઓનો હૃદય ફાડી નાખે એવો રોદનધ્વનિ સાભળીને કૃષ્ણાનુ કોમળ હૃદય પણ રડી ઉઠયુ સ્ત્રીઓમા સ્વાભાવિક રીતે રહેલો સહાનુભૂતિનો ગુણ પણ એનામા જાગૃત થયો કૌરવો સાથેની પોતાની બધી શત્રુતા. તેમને હાથે થયેલું પોતાનુ અપમાન, બધુ વિસરી જઇને એ આકુળવ્યાકુળ દશામા ભીમ અને અર્જુનની પાસે ગઇ અને કૌરવોનો ઉદ્ધાર કરવાને આગ્રહ કર્યો

પરન્તુ ભીમ અને અર્જુન તો કૌરવોની એ આફતનુ વર્ણન સાભળીને આનદ પામ્યા તેમણે કૃષ્ણાનો આગ્રહ માનવાને ના પાડી. એ જોઈને કૃષ્ણા ક્રોધ અને રીસપૂર્વક નેત્રમા આસુંસહિત કહેવા લાગી, “ એ દુશ્મનો કુરુ કુળની સ્ત્રીઓને લઇ જશે, એથી આપણું નાક કપાશે, આપણને હમેશાને માટે કલક લાગશે. પોતાના કુળની બદનામી તો કુલાગાર હોય તેજ જોઇ અને સાખી શકે છે! મારા પ્રાણ! એ કલક તમારાથી અને મારાથી કેવી રીતે સહન થઇ શકશે ? ”

એટલુ કહીને કૌરવોની સ્ત્રીઓના દુ:ખનો વિચાર કરતા કૃષ્ણા બહુ ગભરાઈ ગઇ. સ્ત્રી થઇને બીજી સ્ત્રીઓના દુ:ખથી જેનો જીવ ન બળે તેના નારીજન્મને ધિક્કાર છે! ધન્ય છે ગુણવતી કૃષ્ણાને!

ભીમ અને અર્જુનના ઉપર પોતાના કથનની કાંઇ અસર થઇ નહિ, ત્યારે દ્રૌપદી દોડીને ધર્મરાજની પાસે ગઇ, અને કરુણાભર્યાં અશ્રુજળ વહેવરાવતી બધી હકીકત એમને જણાવીને છેવટે વિનતિ કરી, કે "હે સ્વામીનાથ! કૌરવો આપના અપરાધી છે એ વાત ખરી પણ આજે તો તમારા કુળને કલક લાગવાને સમય આવ્યો છે આપના ગુણ અને બળવડે આપત્તિમા ફસાયલા બન્ધુઓ અને બન્ધુપત્નીઓનો ઉદ્ધાર કરો! તમારા કુટુબની સ્ત્રીઓનુ ગન્ધર્વ હરણ કરી ગયો છે, એ બહુ દૂર ન જવા પામે તે પહેલા એને પકડી પાડો, અને યોગ્ય ઉપાયોથી સ્ત્રીઓને બચાવીને કુળધર્મની રક્ષા કરો"

કૃષ્ણાના વચનો સાભળીને ધર્મરાજના હૃદયમા આનદની સાથે આવા ઉન્નત વિચારની કુળવધૂ પોતાને પ્રાપ્ત થવા માટે અભિમાન પણ થયુ. તેમણે તરતજ ભીમ અને અર્જુનને આજ્ઞા આપી કે "જાઓ, તમે સત્વર જઇને કૌરવો અને તેમની વહુદીકરીઓને છોડાવી લાવો દ્રૌપદીની સલાહ બહુજ વ્યાજબી છે આપણે માહોમાહે લડતા હોઇએ, ત્યારે કૌરવો સો સગા ભાઇ છે, અને આપણે પાચ જણા ભાઇઓ છીએ, એમ માનવાનુ છે, પણ જ્યારે બીજા કોઈ સાથે યુદ્ધ કે શત્રુતાનો પ્રસગ આવે ત્યારે આપણે એકસો ને પાચ ભાઈઓ છીએ એ વાત હમેશા સ્મરણમા રાખવી જોઇએ"

યુધિષ્ઠિરની શીખામણ માની ભીમ તથા અર્જુને પોતાના મનમાથી કૌરવો પ્રત્યેનો દ્વેષ દૂર કર્યો અને તરતજ હથિયાર સજીને ગાધર્વની પાછળ ગયા, તથા તેને પરાજિત કરીને દુર્યોધનસહિત બધા કૌરવો અને તેમની સ્ત્રીઓને છોડાવી લીધા શત્રુઓ પ્રત્યેનુ કૃષ્ણાનુ આવું સૌજન્ય, અને મોટું મન ખરેખર પ્રશંસા અને ધન્યવાદનેજ પાત્ર છે.

સાપને દૂધ પાઇને ઉછેરો તો એનામા વિષનીજ વૃદ્ધિ થાય છે, અને આખરે ઉછેરનારનેજ ડંખે છે ખળ અને દુષ્ટ પુરુષોની મતિ પણ એવીજ હોય છે. પાડવો અને કૃષ્ણાએ પોતાના ઉપર કરેલા ઉપકારનો બદલો વાળવો તો ક્યા રહ્યો, ઉલટું દુર્યોધનના મનમા હિસા અને વેરની વૃત્તિ પહેલાં કરતાં દશગણી તીવ્ર થઈ ગઇ, અને પાડવોનો એકદમ નાશ કેવી રીતે થાય તેનાજ વિચારમાં એ રાતદિવસ રહેવા લાગ્યો. એવામા એક દિવસ દુર્વાસા મુનિ શિષ્યોસહિત હસ્તિનાપુરમા જઇ પહોચ્યા.

દુર્યોધનના મનમાં એક પ્રકારની દુષ્ટ બુદ્ધિ સુઝી. તેણે દુર્વાસા મુનિ અને તેમના શિષ્યોનો બહુજ આદરસત્કાર કર્યો અને મુનિને સંતોષ્યા. મુનિએ જતી વખતે પ્રસન્ન થઈને એક વરદાન માગવાને કહ્યું, ત્યારે દુષ્ટ બુદ્ધિ દુર્યોધને એક વિચિત્ર વરદાન માગ્યુ. તેણે કહ્યુ "હું પ્રાર્થના કરૂં છું, કે આપ એક દિવસ રાત્રે ઓચિંતા, કૃષ્ણા ભોજન કરી ચૂકી હોય એવે વખતે આ દશ હજાર શિષ્યોને લઈને યુધિષ્ઠિરને ત્યા અતિથિ થઈને જાઓ."

દુર્વાસા એની મતલબ સમજી શકયા નહિ, એટલે દુર્યોધને સમજાવ્યું, કે "જુઓને, બધા કહે છે કે યુધિષ્ઠિર ધર્મરાજ છે. મારી ઇચ્છા એવી છે, કે એ સાચા ધાર્મિક છે કે કપટી એની પરીક્ષા કરવી, એટલા માટેજ આપને આ વિનતિ કરી છે."

દુર્વાસા મુનિ જરાક હસીને એ પ્રમાણે કરવાનું સ્વીકાર કરીને ચાલતા થયા.

બધા જાણતા હતા, કે દ્રૌપદીના ભોજન કર્યા પછી પાંડવોમા દશ હજાર અતિથિઓનો સત્કાર કરવાની શક્તિ કદિ પણ રહેવાની નથી અને દુર્વાસા મુનિ મહા ક્રોધી છે એટલે શાપ દઈને પાડવોનો સમૂળગો નાશ કરશે.

બીજી તરફ પાંડવોની વનકુટીરમા કૃષ્ણા દરરોજ પોતાને હાથે રાંધીને બધાને પેટ ભરીને જમાડતી હતી. દરરોજ અનેક બ્રાહ્મણો, ઋષિઓ, અતિથિ, અભ્યાગત યુધિષ્ઠિરની પાસે શાસ્ત્રચર્ચા કરવા આવતા અને તેઓ ગૃહલક્ષ્મી કૃષ્ણાની પરિચર્યા અને સેવાથી પ્રસન્ન થતા અને તેને ધન્યવાદ આપી તેના મંગળને સારૂ પ્રાર્થના કરતા. સૂર્યના વરદાનથી દીન, દરિદ્રો અને ભિક્ષુકોને માટે પાડવોની ઝુંપડીમા સદાવ્રત સ્થપાયુ હતું. કૃષ્ણા એકલે હાથે રાંધીને બધાને પેટ ભરીને જમાડતી અને પહોર રાત વીતી જાય ત્યારે પોતે સ્વામીઓને જમાડયા પછી, જે કાંઇ રહ્યું હોય તે પ્રસાદરૂપે ગ્રહણ કરતી. એ વનકુટીરમા માણસ તો શું પણ પશુપક્ષી સુદ્ધાન્ત ભોજન ન કરી લે ત્યાંસુધી કૃષ્ણા જમવા બેસતી નહિ. આટલા પરિશ્રમપૂર્વક કૃષ્ણા ગૃહસ્થાશ્રમ ધર્મનું પાલન કરી રહી હતી.

માઘ માસના શુકલ પક્ષની ચતુર્દશીની રાત્રી હતી. કામ્યક વનમા

સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. પહોર રાત સુધી કૃષ્ણાએ ચારે તરફ ખોળીને, બૂમ પાડીને બોલાવી બોલાવીને પશુપક્ષી સુદ્ધાન્તને જમાડીને તૃપ્ત કર્યાં, અને સૌના પછી પોતે જમવા બેઠી. એ જમીજ રહી હતી, એવામાં દશ હજાર ભુખ્યા શિષ્યોને લઈને દુર્વાસા મુનિ પાંડવોના વનમાં અતિથિરૂપે આવ્યા, અને કહેવા લાગ્યા 'જય હો મહારાજની! હસ્તિનાપુરમાં કુરુરાજને મળવા ગયો હતો, ત્યાં આગળ આપના સમાચાર મળતાં એમ થયું, કે ચાલો એમને પણ મળતા આવીશું, અને ત્યાંથી આ અરણ્યના તીર્થમા સ્નાન પણ કરતા આવીશું "

પાડવોએ ઘણું માન આપીને તથા ચરણપૂજા કરીને દુર્વાસાને બેસાડયા. મુનિએ પ્રસન્ન થઇને આશીર્વાદ આપ્યો તથા જણાવ્યું, કે અમે તીર્થમાં સ્નાન કરી આવીએ છીએ, ત્યાસુધીમા તમે ભોજનની તૈયારી કરો "

દુર્વાસા શિષ્યોને લઇને સ્નાનસધ્યા કરવા સારૂ ગયા; પાંડવોના હૃદયમા તો મોટી ફાળ પડી. કૃષ્ણા ભોજન કરી ચુકી હતી. આખા વનમા પશુપક્ષીપર્યન્ત કોઈ ભુખ્યું નહોતું. એવે સમયે રાત્રે એ જંગલમા દશ હજાર માણસોના ભોજનની તૈયારી કેવી રીતે કરવી! અતિથિ ખાધા વગર પાછો જાય એજ ખોટું, અને તેમાયે દુર્વાસા ઋષિ જેવા મહા ક્રોધી અતિથિ અપ્રસન્ન થાય તો સત્યાનાશ વાળી નાખે! હાય! આજ પાંડવોના બધાં પુણ્ય ડૂબી જશે અને એમનું નામનિશાન પણ ધોવાઇ જવાનો પ્રસંગ ઉપસ્થિત થશે. કૃષ્ણાએ ભોજન ન કર્યું હોત તો કાંઈ પરવા નહોતી, પણ હવે શું કરવું! ભય અને શોકમાં પાડવો લીન થઇ ગયા.

કૃષ્ણાના ભય અને ચિન્તાનો તો પારજ નહોતો. એ ગૃહિણી હતી, ગૃહધર્મ, અને કર્તવ્યપાલનનો ભાર એના ઉપરજ હતો. હાય! શા માટે એ થોડો વધુ વખત ભૂખી ન રહી! આખી રાત ભોજન વગર ગાળી હોત તો મરી થોડી જાત! એનાજ અપરાધથી આજ પતિકુળનો નાશ થવા વારો આવ્યો છે! કૃષ્ણાનું હૃદય દુઃખ અને નિરાશાથી પૂર્ણ થયું. બીજો કાંઈ પણ ઉપાય ન જડયાથી એ પ્રભુભક્ત મહિલાએ ભક્તવત્સલ, અનાથ-શરણ દીનાનાથનું શરણ લીધું. તેમનેજ પોકાર્યા. કૌરવોની સભામાં પણ વસ્ત્ર-હરણની મહા આપત્તિ વખતે એણે એજ હરિનું શરણ લીધું હતું. આજે કૃષ્ણાએ પોતાની બધી કથા શ્રીકૃષ્ણના ચરણમાં

નિવેદન કરીને બાહ્યજ્ઞાનશૂન્ય થઇને એકાગ્ર ચિત્તે તેમનું સ્મરણ કર્યું !

હવે ભગવાન કેવી રીતે બેસી રહી શકે ? જ્યા તન્મયતા છે, જ્યાં એકાગ્ર ચિત્તે તેમનું ચિન્ત્વન છે, ત્યા એ આવીને ઉભાજ રહે છે કૃષ્ણાને જ્યારે ભાન આવ્યુ, ત્યારે એણે દુઃખીઓના રક્ષણકર્તા, પરમ બન્ધુ શ્રીકૃષ્ણને પોતાની સન્મુખ ઉભેલા જોયા ! કૃષ્ણા કાંઇ પણ બોલે તે પહેલાજ શ્રીકૃષ્ણે અધીરા થઇ જઇને કહ્યુ "બેન કૃષ્ણા ! મને ઘણી ભૂખ લાગી છે થોડુંક ખાવાનું આપ, પછીજ બીજી વાત કરજે"

કૃષ્ણા-દ્રૌપદી-ના મોમાથી એક પણ શબ્દ નીકળ્યો નહિ હાય ! હવે શો જવાબ દઉ ? જે આપત્તિમાથી ઉગારવા માટે એમને પોકાર્યા, તેજ આપત્તિ ઉલટી વધારવાની એ તો વાત કરી રહ્યા છે ! એના હોઠ બધ થઇ ગયા, નેત્રમાથી ચોધાર અશ્રુધારા વહેવા લાગી, પણ શ્રીકૃષ્ણે એ તરફ કાંઇ પણ લક્ષ્ય ન આપતા, આકળા થઇને કહ્યું "જો તો ખરી હાલ્લીમા શુ છે ? થોડુ ઘણુ ચોટી રહ્યું હશે એજ મને આપ, એટલા-થીજ મને સતોષ વળશે"

પરન્તુ દ્રાપદીએ તો ભોજન કર્યા પછી અબોટ કરીને વાસણ માજીને સાફ કરીને મૂકયા હતા ત્યા અન્નનો એક દાણો પણ કયાથી હોય ? શું કરવુ, શો ઉત્તર દેવો. તેની કાંઈ સૂઝ એને પડી નહિ અન્તર્યામી શ્રીકૃષ્ણને એના મનનો ભાવ સમજતા વાર લાગી નહિ, વિશેષ વિલબ ન કરતા એ રસોડામા ગયા, કૃષ્ણા પણ પુતળીની પેઠે પાછળ પાછળ ગઇ.

રસોડુ સાફ અને સ્વચ્છ હતું. ગદવાડનુ ત્યા નામનિશાન નહોતું. ત્યા એટલી બધી સ્વચ્છતા હતી કે કોઇ માનીજ ન શકે કે થોડીવાર પહેલા અહિયા હજારો માણુસની રસોઇ થઇ હતી, અને હજારો મનુષ્ય ત્યા આગળ જમી ગયા હતાં. દ્રૌપદીએ ધોએલી હાંલ્લી લાવીને શ્રીકૃ-ષ્ણની આગળ રજૂ કરી શ્રીકૃષ્ણે એમા ડોકીઉ કરીને જોયું તો એક ખુણામા અન્નનો નાનો સરખો દાણો તથા એક જગ્યાએ શાક જેવું કાંઈક જોવામા આવ્યુ એ જોતાં વારજ ઘણા પ્રસન્ન થઇને ઓડકાર ખાતાં ખાતા તૃપ્ત થઇને એ પાત્રમાંથી ભોજન કરવા લાગ્યા સર્વ ભૂતોના આત્મારૂપ નારાયણ પ્રસન્ન થયા એટલે આખુ વિશ્વ એની મેળે તૃપ્ત થઇ ગયુ એમણે દ્રૌપદીને આશ્વાસન આપીને કહ્યું "બેન ! હવે તું ચિન્તા કરીશ નહિ મારૂં પેટ ભરાઇ ગયું છે. હવે ઓડકાર આવે છે. બધા-

ઓ એવીજ રીતે તૃપ્ત થઇ ગયા. કોઇ રીતે મુંઝાઇશ નહિ ”

દુર્વાસા મુનિ તીર્થસ્થાનમા સ્નાનસંધ્યા કરી રહ્યા હતા, ત્યાં આગળ અચાનક એવો ચમત્કાર બન્યો કે મુનિ અને એમના શિષ્યોને એવું જણાવા લાગ્યું કે જાણે પેટમા ભારે ભોજન પડ્યુ છે. બધાને ઓડકાર પણ આવવા લાગ્યા, અને આળસ પણ આવવા લાગ્યું. આ તીર્થના પાણીમા આવી શી અદ્ભુત શક્તિ છે એના વિચારમાં બધા આશ્ચર્યસહિત એક બીજા સાથે વિચાર કરવા લાગ્યા. બધાએ નિશ્ચય કર્યો કે, અત્યારે તો પેટ એવું ભરાઇ ગયુ છે અને એટલા બગાસાં આવી રહ્યા છે, કે આજ રાત્રે અહિંયાજ પડયુ રહેવું, અને કાલ સવારે પાડવોના આશ્રમમા જવું ઠીક છે. એજ પ્રમાણે થયુ. બીજે દિવસે સવારે દુર્વાસા મુનિ દશ હજાર શિષ્યોસહિત પાંડવાશ્રમમા ગયા. સૂર્યોદય થયા પછી તો અન્નપૂર્ણારૂપ દ્રૌપદીને ત્યા શી ખોટ હતી! એણે ઘણાજ આદરપૂર્વક બધાને ધરાઇને સ્વાદિષ્ટ પદાર્થો જમાડયા. મુનિ ઘણાજ પ્રસન્ન થયા, અને વિદાય થતી વખતે દ્રૌપદીને અને પાંડવોને પુષ્કળ આશીર્વાદ આપતા ગયા.

આ સમાચાર દુષ્ટ બુદ્ધિવાળા દુર્યોધનને કાને પણ પહોચ્યા પોતાની બાજી ઉલટી પડી, તેથી એણે નવો પ્રપચ રચવા માડયો. હવે એને એક બહુજ અધમ અને પૈશાચિક ઉપાય સૂઝી આવ્યો સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપિણી દ્રૌપદી દેવીનું હરણ કરવા સારૂ તેણે પોતાના બનેવી જયદ્રથને મોકલ્યો

જયદ્રથ પાડવોના આશ્રમમા ગયો. કૌરવોનો જમાઈ તે પોતાનો પણ જમાઈ એમ ધારીને એમણે એનો બહુજ સારો સત્કાર કર્યો. દ્રૌપદીએ પણ સાચા મનથી એક કુટુંબી તરીકે એની સેવા અને પરિચર્યા કરી. જયદ્રથના મનનું પાપ કોઈના કળ્યામા આવ્યું નહિ. એક કુટુબીને મળવાથી થતા સ્વાભાવિક આનન્દમાં એમના દિવસો નિર્ગમન થવા લાગ્યા.

આખરે એક દિવસ પાડવો ભિક્ષા માગવા સારૂ બહાર ગયા હતા. એ સમયે લાગ જોઇને જયદ્રથે બળપૂર્વક કૃષ્ણાનું હરણ કરવાનો વિચાર કર્યો. પહેલા તો એણે દ્રૌપદીને પોતાની સાથે આવવા માટે ઘણોયે આગ્રહ કર્યો, પણ દ્રૌપદીએ યોગ્ય શબ્દોમા તેની પાપી ઇચ્છાઓ માટે ઠપકો આપ્યો, એટલે જયદ્રથ એને બળપૂર્વક લઇ જવા તૈયાર થયો. તેજસ્વી સતીએ લાત મારીને જયદ્રથને નીચે પાડયો, પણ હજાર તોએ

તે સ્રી-અબળા હતી અને જયદ્રથ વીર પુરુષ હતો. ધૂળમાથી ઉઠીને ઉભો થઇને જયદ્રથે ક્રોધપૂર્વક દ્રૌપદીને પોતાના રથમા બેસાડી.

આ આપત્તિને સમયે વિદુષી કૃષ્ણાએ સમયસૂચકતા દાખવી એણે ભયભીત થઇને રોદન કર્યું નહિ. ક્રોધદીપ્ત નયને પાડવોના પાછા ફરવાના રસ્તા તરફ તે જોવા લાગી. થોડીવારમાં પાંડવોના પગલાં સંભળાવા લાગ્યા. ગર્વપૂર્વક દ્રૌપદી પાસે આવી પહોચેલા પાંડવોને બતાવીને એકે એકે તેમના ગુણનો પરિચય કરાવવા લાગી. પાંડવો જયદ્રથના સૈન્ય ઉપર તૂટી પડયા અને તેના સૈનિકોનો સહાર કરીને જયદ્રથના રથ પાસે આવી પહોચ્યા, ત્યારે તે રથમાથી ઉતરીને પલાયન કરી ગયો. ઝટપટ તેની પછાડી જઇને ભીમ તથા અર્જુને તેને પકડી લાવીને યુધિષ્ઠિરની આગળ રજુ કર્યો. જયદ્રથે યુધિષ્ઠિરને પગે પડીને તેમનુ દાસત્વ સ્વીકારીને ક્ષમા માગી, એટલે દ્રૌપદીએ કહ્યું "આ દુર્બુદ્ધિ જયદ્રથ તમારે પગે પડીને, તમારૂં દાસત્વ સ્વીકારીને ક્ષમા માગે છે, તો હવે એનો પ્રાણ નાશ ન કરતા વિદાય કરો." દ્રૌપદીની અને ધર્મરાજની ઉદારતાથી મુક્ત થઇને જયદ્રથ ચાલ્યો ગયો, અને શરમનો માર્યો ઘેર ન જતા પાડવોને મારી નાખવાની ઇચ્છાથી શિવજીની તપસ્યા કરવા વનમાં ગયો.

જયદ્રથને છોડી તો મૂકાવ્યો પણ એનું પૈશાચિક કૃત્ય દ્રૌપદીના હૃદયને ઝેરી બાણની પેઠે રાતદિવસ વીંધવા લાગ્યું એ સમયે મુનિવર માર્કંડ આવીને અનેક પુરાણ, ઇતિહાસ રામાયણ વગેરેમાંથી કથાઓ સભળાવવા માડી. સીતાહરણની કથા, સાંભળીને તથા તેમનાં દુ:ખનું સ્મરણ કરીને કૃષ્ણા પોતાનું દુ:ખ, અને અત્યાચાર વિસરી ગઇ.

ધીમે ધીમે પાંડવોના વનવાસના બાર વર્ષ પૂરા થયાં. જૂદા જૂદા વેશધારીને એ બધાએ અજ્ઞાત વાસનું તેરમું વર્ષ વિરાટ રાજાના મહેલમાં ગાળવાનું નક્કી કર્યું. એ વખતના બધા રાજાઓને જુગટું રમવાનો ઘણો શોખ હતો. યુધિષ્ઠિરે પાસા રમવામા પ્રવીણ 'કંક' બ્રાહ્મણનો વેશ લઇને વિરાટ રાજાના સહચરનું કામ સ્વીકાર્યું. મહા બળવાન અને મોટી કાયાવાળા ભીમસેનને થોડા આહારથી ચાલતું નહિ, તથા રસોઇના કામમા એ ઘણો પ્રવીણ હોવાથી 'વલ્લભ' નામના રસોઇઆ તરીકે રસોડામા નોકર રહ્યો. અર્જુને કોઇ દૈવી શક્તિના બળવડે નપુંસક રૂપ ધારણ કર્યું. નૃત્યગીતમા એ ઘણો કુશળ હતો, તેથી

નપુંસકનું રૂપ ધારણ કરીને, ચાલ્લો ચોટલો કરીને અર્જુન બૃહન્નલા નામથી વિરાટ રાજાની કન્યાઓને નૃત્યગીતનું શિક્ષણ આપવાના કામમા રોકાઈ ગયો. નકુલ વિરાટ રાજાનો અશ્વપાલ અને સહદેવ ગોપાલ થયો. પૂર્વકાળના રાજાઓ અને ધનવાનોને ત્યા 'સૈરિન્ધ્રી' નામની એક ઉંચા દરજ્જાની દાસી રહેતી હતી. તેનું કામ રાણી અને રાજ કન્યા તથા શેઠીઆઓને ત્યા તેમની સ્રા અને કન્યાઓના વાળ ગુથવા, શરીરે સુગંધી તેલ ચોળવા, અલંકાર પહેરાવવા તથા બીજી લલિત કળાઓનું શિક્ષણ આપવાનું હતું. દ્રૌપદીએ સૈરિન્ધ્રી તરીકે વિરાટ રાજાની રાણી સુદેક્ષાની સેવામા નિમાવાની પ્રાર્થના કરી. દ્રૌપદીનું રૂપ જોઈને એવી દાસી રાખવાની સુદેક્ષાની હિંમત ચાલી નહિ એણે કહ્યુ 'બેટા, તને રાખતા મારી હિંમત ચાલતી નથી. તારૂ આવું સારૂં રૂપ છે. તને રાખીને પછી આખરે હું મારૂજ સત્યાનાશ વાળુ ?'

દ્રૌપદીએ કહ્યું 'માજી, તમે કોઈ પ્રકારનો ભય રાખશો નહિ હું પરપુરુષ તરફ કોઈ દિવસ દૃષ્ટિપાત પણ કરીશ નહિ પાચ બળવાન ગન્ધર્વો મારા સ્વામી છે. તેઓ છુપે વેશે સદા મારૂં રક્ષણ કરે છે. ખરાબ વિચારથી કોઇ મારી સાથે કાઇ બોલશે તો તરતજ તેઓ તેની ખબર લઇ લેશે. મને કોઇ સ્નેહપૂર્વક રાખશે તો ગન્ધર્વો તેનું ઘણું કલ્યાણ કરશે. તમારે જરા પણ ભય રાખવો નહિ તમે મને આશ્રય આપો.' સુદેક્ષાએ હવે વધારે વાધો ન લેતા, દ્રૌપદીને પોતાની સેવામાં સૈરિન્ધ્રી તરીકે રાખી.

વિરાટ રાજા પોતે ઘણા સામર્થ્યવાન નહોતા. કીચક નામનો તેમને એક મહાવીર સાળો હતો તેના પરાક્રમથી વિરાટ રાજા પોતાનું રાજ્ય સાચવી રહ્યા હતા. એ કીચકની ચાલચલગત સારી નહોતી, પણ તેથી એનો વાકો વાળ કોણ કરી શકે ? ભયથી કીચકને વિરાટ રાજા પણ કાઇ કહી શકતા નહિ. દ્રૌપદીનું રૂપ જોઇને કીચક મુગ્ધ થયો. પહેલા ઘણી લાલચો બતાવી પણ કંઈ વળ્યું નહિ, છેવટે કીચકે એક યુક્તિ કરી રાણી સુદેક્ષાને આગ્રહ કર્યો કે દ્રૌપદીને કોઇ પણ યુક્તિથી એને ઘેર મોકલવી. સુદેક્ષાએ દ્રૌપદીને કીચકને ઘેરથી પોતાને માટે પાણી લાવવાનો હુકમ આપ્યો. દ્રૌપદીએ કીચકની વર્તણુકસંબંધી બધી હકીકત સુદેક્ષાને કહીને ત્યા જવાની પોતાની નાખુશી જણાવી, પણ

સુદેક્ષાની જીદથી આખરે એને જવું પડયું.

કીચક દ્રૌપદીની રાહ જોઇને બેઠો હતો. દ્રૌપદીના આવતાંવારજ એ પાપીએ તેની આગળ ખરાબ શબ્દો ઉચ્ચાર્યા. ઘૃણાથી તરતજ દ્રૌપદી પાછી ચાલી જતી હતી એવામા પાપીએ તેનો હાથ પકડયો. છંછેડાયલી સિંહણની પેઠે ગર્જના કરીને દ્રૌપદીએ જોરથી પોતાનો હાથ છોડાવ્યો અને કીચકને પાડી નાખીને દોડતી દોડતી એકદમ રાજસભામાં વિરાટ રાજા અને કંક વેશધારી યુધિષ્ઠિર બેઠા હતા ત્યાં જઇને ઉભી.

ક્રોધમા સઘળુ ભાન ભૂલી જઇને કીચક પણ તેની પાછળ પાછળ ગયો અને વાળ પકડીને દ્રૌપદીને જમીન ઉપર પાડી નાખીને લાત મારી.

કીચકના ભયથી વિરાટ રાજા ચૂપ બેશી રહ્યા એ જોઇને દ્રૌપદીએ તેમને સંબોધીને કહ્યુ 'મહારાજ, આપ રાજા થઇને નિરપરાધી અબળાનું આવું અપમાન પોતાની આંખે જોવા છતાં પણ તેને રોકાવાને કાંઇ ઉપાય કરતા નથી! આજ આપનો રાજધર્મ કે? આપ રાજા હોવા છતા પણ દસ્યુ જેવા છો. શું મોં લઇને આ રાજ્યસિંહાસન ઉપર બેઠા છો? સભાસદો! હું આપની પાસે ઇન્સાફની પ્રાર્થના કરૂં છું. કીચક પાપિષ્ઠ છે, વિરાટરાજા પણ રાજધર્મના પાલનથી વિમુખ છે જો આપ પણ મૂગા બેસી રહેશો તો હું જાણીશ કે અધાર્મિક રાજાના આશ્રિત અને ઉપાસક હોવાથી તમે પણ પોતપોતાનો ધર્મ ભૂલી ગયા છો!'

વિરાટ રાજાની સભાના સભાસદોએ તથા કંકવેશધારી યુધિષ્ઠિરે તેને ધીરજ આપીને અંતઃપુરમાં મોકલી ક્રોધ અને અભિમાનથી રોતી રોતી દ્રૌપદીએ અંતઃપુરમાં સુદેક્ષાની પાસે જઇને બધો વૃત્તાંત નિવેદન કર્યો શરમાઇ જઇને સુદેક્ષાએ કહ્યું 'અહો! કીચકે આટલું બધું અપમાન કર્યું? તું કહે, તો હું રાજાજીને કહીને કીચકનો દેહાંતદંડ કરાવું.' અભિમાનપૂર્વક દ્રૌપદીએ કહ્યું 'આપની પાસે હું બદલો લેવાની પ્રાર્થના કરતી નથી એ દુષ્ટે જેમની સ્ત્રીનું અપમાન કર્યું છે તે ગન્ધર્વોજ તેને યોગ્ય સજા કરશે'

દ્રૌપદી જાણતી હતી કે ભીમસેન વગર બીજા કોઇને આ અપમાનનું વેર લેવાનું શૂર ચડશે નહિ. બધા તો અનેક તરેહના વિચાર કરીને ક્રોધને શમાવશે. કેવળ ભીમસેન નહિ માને.

મોડી રાતે દ્રૌપદી ભીમસેનની પાસે ગઇ. ભીમસેનને સૂતેલો જોઇને

દ્રૌપદીને ઘણો ગુસ્સો ઉપજ્યો. ગુસ્સો ઉપજવાનીજ વાત હતી. સ્રીનું આ પ્રમાણે અપમાન થયેલુ જોઇને કયો તેજસ્વી સ્વામી આ પ્રમાણે સુખે નિદ્રા ભોગવી શકે ? દ્રૌપદીએ કહ્યું 'ધિક્કાર છે વૃકોદર ! શા સુખે સૂતા છો ? તમે જીવિત છો કે મૃત ? કોઈ જીવતા પુરુષની સ્રીનું આ પ્રમાણે અપમાન કરીને કીચક જીવતો ફરી શકે ?'

દ્રૌપદીના સ્વરથી ભીમસેન જાગી ઉઠ્યો. ભીમસેન દ્રૌપદીને ધીરજ આપવા લાગ્યો.

કોઈ પણ પ્રકારની સાન્ત્વનાથી દ્રૌપદીના મનને શાન્તિ વળી નહિ. રોષ અને ક્રોધથી એ કહેવા લાગી 'મારૂં મોટુ દુર્ભાગ્ય કે તમારા જેવા સ્વામીની સ્રી થઇને પણ આટલુ અપમાન સહન કરવું પડે છે. તેજસ્વી વીર થઇને પણ પોતાની સ્રીનું આમ ચૂપચાપ સહન કરો છો ? તમને હવે બીજુ શુ કહું ? તમારી કયી હીનતા અને દુર્દશા આંખે નથી દેખતી ? પાસા રમવામા સર્વસ્વ ગુમાવીને યુધિષ્ઠિર પાછા એજ પાસા રમવામા દિવસ ગુજારે છે જે હાથે તમે હિડિમ્બ, બક, વગેરે રાક્ષસોનો વધ કર્યો છે તેજ હાથે આજે વિરાટ રાજાને ત્યા ભાત રાંધો છો, જે અર્જુન વજ્ર જેવા કઠણ હાથમા ધનુષ્ય પકડતા હતા તેજ હાથે આજ એમણે ચુડીઓ પહેરી છે જેમના હુંકારાથી યુદ્ધ-ક્ષેત્રમા શત્રુઓ કંપી ઉઠતા હતા, તે આજે અંત:પુરની કન્યાઓને ગાયન સંભળાવીને તૃપ્ત થાય છે. જે પગના ભારથી પૃથ્વી કંપી ઉઠતી હતી, તેજ પગ આજે એ વિરાટ રાજાની કન્યાઓને નૃત્ય શિખવે છે. જે માથા ઉપર ઉજ્જવલ કિરીટ શોભતો હતો, તેજ માથે આજે એમણે સાડી ઓઢી છે આ દુર્ભાગ્ય પણ હું મારી આંખે જોવા પામી છું ! મારી વાત હવે શું કહું ? એક દિવસ આ પૃથ્વી મારા અધિકારમા હતી, આજ હું સુદેક્ષાની દાસી છું. જે હાથે ફક્ત આર્યા કુન્તીના માથામાં તેલ ઘાલતી હતી, તેજ હાથે આજ સુદેક્ષાને ચંદન ચોપડવું પડે છે-સુદેક્ષાનુ શરીર ચાંપવું પડે છે. ગમે તે થાય પણ ભીમ, આજનુ આ અપમાન હું સહન કરી શકતી નથી. કીચક જીવતો છે ત્યાંસુધી મારા પાતિવ્રત્યના રક્ષણને માટે હું એક ઘડી આ શહેરમાં રહી શકીશ નહિ. તમે પોતાની આંખે બધુ દેખ્યું છે. બધી અવસ્થા સમજી પણ ગયા છો. એનો ઉપાય કરો. જલદીથી કીચકનો વધ કરો,

નહિ તો હું ઝેર ખાઇને મરી જઇશ. આ પ્રમાણે ઘૃણિત-લજ્જિત જીવન ધારણ કરવા કરતા મૃત્યુ હજાર દરજ્જે સારૂ છે.'

આથી વધારે શું કહેવાનુ હોય? ભીમસેને કહ્યું 'દ્રૌપદી, હવે વધારે બોલીશ નહિ હુ કાલેજ કીચકનો સહાર કરીશ. તું કીચકને કહેજે, કે 'કાલ રાતે નૃત્યશાળામાં હું આપને મળીશ.' તારા બદલામા સ્ત્રીનો વેશ ધારણ કરીને હું ત્યા પહોચીશ, અને એ દુરાત્મા કીચકનો વધ કરીને તને આ આફતમાથી મુક્ત કરીશ' ભીમસેનની સલાહ મુજબ દ્રૌપદીએ કીચકને મળવાનો સદેશો કહાવ્યો સકેત પ્રમાણે કીચક મહા ઉલ્લાસમા રાતે નૃત્યશાળામા પહોચ્યો અને ત્યા ભીમસેનને હાથે માર્યો ગયો

કીચકનો વધ કરીને તથા તેના હાથ, પગ, મુખ બધુ શરીરની અદર પેસાડી દઇને તેને કુબડો બનાવી દઇને, ભીમ પોતાને ઘેર ગયો. પ્રભાતમા બધા કીચકનું મડદુ જોઇને વિસ્મય પામ્યા કોઇને ખબર પડી નહિ, કે કોણે કીચકને મારીને આ પ્રમાણે તેના મૃતદેહની આ દશા કરી છે. દ્રૌપદીએ બધાને કહ્યું કે, તેને અપમાન કરવા માટે તેના ગન્ધર્વ સ્વામીએ કીચકની આ દુર્દશા કરી છે.

કીચકને એકસો ને પાચ ભાઇ હતા તેમને લોકો ઉપકીચક કહેતા. કીચકના મૃત્યુથી ઉપકીચકો ઘણા ક્રોધે ભરાયા અને કીચકના મૃતદેહની સાથે બાળી નાખવા માટે દ્રૌપદીને પણ બાધી લઇ ગયા. ભીમે પોતાનો વેશ બદલી લીધો ગન્ધર્વના વેશે ઉપકીચકોના ઉપર હુમલો કરીને તેણે તેમનો સહાર કર્યો મુક્ત થઇને દ્રૌપદી રાજમહેલમા ગઇ.

દ્રૌપદીએ જ્યારે અત:પુરમા પ્રવેશ કર્યો, ત્યારે અર્જુન નૃત્યશાળામા રાજકન્યાઓને નૃત્ય શિખવતો હતો દ્રૌપદીને જોઇને અર્જુને હસીને તેની સાથે વાત કરીને ઉપકીચકના વધની વાત જાણવા માગી. શ્લેષવાક્યમા દ્રૌપદીએ કહ્યુ 'બૃહન્નટા, તમે નાચગાન કરો છો તે કરતા રહો, સૈરિન્ધ્રીની વાતથી તમારે શું લાગે વળગે? મારૂં દુ:ખ તમારાથી સહન થતું નથી તેમાજ હસો છે ને?'

અર્જુને દ્રૌપદીને ઘણું સમજાવી, મીઠાં વચનોથી તેને ધીરજ આપી.

દ્રૌપદીને લીધે કીચક અને ઉપકીચકોનો વધ થયો અને આગળ ઉપર વળી કોણ જાણે શીએ આફત પડે એમ ધારીને, વિરાટરાજે

સૈરિન્ધ્રીને વિદાય કરી દેવાનો રાણીને હુકમ આપ્યો. દ્રૌપદી આવી એટલે સુદેષ્ણાએ કહ્યુ 'બેટા, તારૂં રૂપ ઘણું સુદર છે અને પુરુષોનું મન ઘણુ ચચળ હોય છે. વળી તારા ગન્ધર્વો પણ ઘણા જોરાવર છે. અહિ તારા રહેવાથી કઈ નવી વિપદ આવી પડે તે કહેવાય નહિ. માટે, બેટા, તું બીજે કઇ જા તારા જેવી સૈરિન્ધ્રીનુ મારે કામ નથી '

પાડવોના ગુપ્તવાસની અવધિ પૂરી થવામા થોડો સમય બાકી હતો, એટલે દ્રૌપદીએ બીજા તેર દિવસનો સમય માગ્યો. ભયથી સુદેષ્ણા ના કહી શકી નહિ

પાડવોના ગુપ્તવાસનો સમય પૂરો થયો. પાડવોએ પોતાના રાજ્યનો ભાગ માગવા માટે દુર્યોધનની પાસે શ્રીકૃષ્ણને દૂત તરીકે મોકલ્યા યુદ્ધ કર્યા વગર સોયની અણી જેટલી જમીન પણ પાડવોને આપવાને દુર્યોધન તૈયાર થયો નહિ, એટલે કુરુક્ષેત્રના મહાયુદ્ધનો આરભ થયો. અઢાર દિવસ સુધી એ યુદ્ધ ચાલ્યુ કુરુવશ પ્રાય નિર્મૂળ થઈ ગયો

દુર્યોધનની જાઘ તોડ્યા પછી, દ્રોણપુત્ર અશ્વત્થામા રાતે પાડવોના તબુમા આવીને દ્રૌપદીના પાચ પુત્રોને મારી ગયા આ પ્રમાણે અન્યાયથી પુત્રોનુ મૃત્યુ થવાથી દ્રૌપદીને શોક કરતા ક્રોધ વધારે વ્યાપ્યો. વેર લેવાનો પ્રબલ અગ્નિ એ તેજસ્વી નારીના હૃદયમા પ્રજ્વલિત થયો. તીવ્ર જ્વલન્ત શબ્દોમા તેણે પાડવોને કહ્યું 'બાયલો અશ્વત્થામા શિયાળની પેઠે રાતે તબુમાં ઘુસી જઇને મારા સુતેલા વીરપુત્રોની હત્યા કરી ગયો છે. તમે જો વગર વિલબે તેને યોગ્ય સજા નહિ કરો તો હું ખાવાપીવાનું ત્યાગ કરીને પ્રાણ તજી દઇશ ' યુધિષ્ઠિરે દ્રૌપદીને શાન્ત કરવાની ચેષ્ટા કરી, પણ એ ચેષ્ટાથી કાઇ વળ્યુ નહિ.

દ્રૌપદીએ ફરીથી કહ્યુ 'એ બાયલાને યોગ્ય સજા મળ્યા વગર મને જરા પણ શાન્તિ વળશે નહિ અશ્વત્થામાને ઘાયલ કરીને તેના માથાનો મણિ મને લાવી આપો તો હું જાણીશ કે એને એના પાપનો યોગ્ય બદલો મળ્યો છે, નહિ તો નહિ.'

ભીમસેને તરતજ અશ્વત્થામાની પૂઠ પકડી. થોડીવારમાંજ તેના માથાનો મણિ આણી આપ્યો પોતાના અસ્ત્ર-ગુરુ દ્રોણાચાર્યનો પુત્ર હોવાથી તેણે અશ્વત્થામાનો પ્રાણ લીધો નહિ એ સાંભળીને દ્રૌપદીએ કહ્યુ 'તમારો ગુરુપુત્ર મારો પણ ગુરુ છે. એ ગમે તે કરે તોપણ

આપણે માટે અવધ્ય છે, ગમે તેમ કરીને પણ તમે તેના માથાનો મણિ લાવ્યા છો એથીજ તેને પૂરતી સજા મળી છે યુધિષ્ઠિર આ મણિને માથામા પહેરશે પુત્રહત્યાના બદલાના ચિન્હસ્વરૂપ આ મણિ યુધિષ્ઠિરના મસ્તક ઉપર જોઇને મને ઘણી શાન્તિ વળશે '

બાળક, વૃદ્ધ અને વિધવા રમણીઓ સિવાય આ મહા વશના બધા પુરુષો માર્યા ગયા, શ્રીકૃષ્ણે અભિષેક કરીને ધર્મરાજયને હસ્તિનાપુરના સિંહાસન ઉપર બેસાડયા, અને પૃથ્વીમા ધર્મરાજ્યની સ્થાપના કરી કૃષ્ણા સમ્રાજ્ઞી બનીને ધર્મરાજને ડાબે પડખે સિંહાસન ઉપર બેઠી આટલે બધે દિવસે તેના હૃદયની જ્વાળા શાન્ત થઇ, મનનો ક્ષોભ જતો રહ્યો.

આ પ્રમાણે કુટુબનો નાશ થયેલો જોઈને અંધરાજ ધૃતરાષ્ટ્ર અને ગાન્ધારી સંસાર છોડીને વનમા ગયા, કુન્તી દેવી અને વિદુરકાકા પણ તેમની સાથે તપસ્યા કરવા ગયા.

આ ઘોર મહા યુદ્ધમા ઘણા વશોનો નાશ થયો હતો, માટે એ પાપના ભયથી ધર્મરાજને ઘણો ખેદ થતો હતો શ્રીકૃષ્ણ અને ઋષિઓની સલાહથી ધર્મરાજે અશ્વમેધ યજ્ઞ કરીને બધા પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યું આખી પૃથ્વીમા કૃષ્ણા અને પાડવોના યશોગાન ગવાવા લાગ્યા.

અશ્વમેધ યજ્ઞ કર્યાથી પાડવોના પાપ તો દૂર થયા, પણ કુરુક્ષેત્રના યુદ્ધમા અસખ્ય જ્ઞાતિજનો તથા બન્ધુબાન્ધવોના વધથી ઉપજેલી ગ્લાનિ અને હૃદયના વિષાદનું નિવારણ થયું નહિ ચારે તરફથી કેવળ દીર્ઘ નિઃશ્વાસ અને હાહાકારનો શોકમય ધ્વનિ નીકળીને તેમના હૃદયને ચીરી નાખતો હતો દેખીતી રીતે સસારનુ શ્રેષ્ઠ સુખ તેમને મળી ચુકયુ હતું, પણ હૃદયમા જરાયે શાન્તિ નહોતી કોઇ કાર્યમા તેમને રસ કે ઉમગ રહ્યો નહોતો કેવળ કર્તવ્યપાલનની ખાતર યત્રની માફક બધુ કામ કરવામા આવતુ. ધર્મકાર્ય અને ધર્મચર્ચા કરવામા પાડવોનો સમય વ્યતીત થવા લાગ્યો

કૃષ્ણાએ હૃદયનો ભાર હલકો કરવા સારૂ બધી વિધવાઓ અને પુત્રહીન સ્ત્રીઓની સેવા કરવાના કાર્યમા ચિત્તને પરોવ્યુ એ પવિત્ર કાર્યને માટે એ યોગ્ય પણ હતી મંદવાડ ભોગવતી સ્ત્રીઓના દવાદારૂ તથા માવજત કરીને, અને શોકપીડિત રમણીઓને મીઠા શબ્દોમા ધર્મોપ

દેશ આપીને એમના દુઃખ દૂર કરતી જ્યા કોઇ શોકથી પીડાતું હોય ત્યા દ્રૌપદી પહોચતી જ્યાં કોઈને કોઈ પણ વસ્તુની ખોટ જણાતી હોય તો એ ખોટ પૂરી પાડવા દ્રૌપદી હાજર રહેતી, જ્યા કોઇને આશ્રયની જરૂર પડતી તો દ્રૌપદી આશ્રય આપતી, જ્યા કોઈ માદુ પડતું ત્યા દ્રૌપદી જાતે જઇ ખોળામા માથું મૂકીને એની ચાકરી કરતી. આ પ્રમાણે દ્રૌપદી આખા હસ્તિનાપુરની સાચી માતા બની હતી. જનહિતના કામમા દ્રૌપદીનુ જીવન વ્યતીત થતુ હતું, એવામા પાડવોને એક દિવસ કાકા ધૃતરાષ્ટ્રના મૃત્યુના સમાચાર મળ્યા. એ શોકસમાચારથી દ્રૌપદીને ઘણોજ ખેદ થયો. થોડા સમય પછી એક દિવસ પછી શ્રીકૃષ્ણનો સારથિ દારુક અર્જુનને તેડવા આવ્યો યદુપતિએ તેને મળવા સારૂ ખાસ બોલાવ્યો હતો. અર્જુને પાછા આવીને જણાવ્યું કે આખો યાદવવશ ઋષિના શાપને લીધે નાશ પામ્યો છે, અને શ્રીકૃષ્ણ તથા બળરામ પણ આ સસારમાં નથી. આ સમાચારથી શ્રીકૃષ્ણભક્ત દ્રૌપદીના દુખનો પાર રહ્યો નહિ એના તેમજ પાડવોના હૃદયને આ સૌથી મોટો ઘા હતો. અભિમન્યુના પુત્ર પરીક્ષિતના હાથમા આખા રાજ્યનો ભાર સોપીને પાડવોએ કૃષ્ણાસહિત હિમાલય તરફ પ્રયાણ કર્યું અનેક વિપત્તિઓ સહન કરીને કૃષ્ણ નામનો જપ કરતા કરતા, પતિને સહાયભૂત થતાં દ્રૌપદી પર્વત ઉપર ચડવા લાગી, પણ આખરે અનેક દુઃખ અને શોકથી જીર્ણ થઈ ગયેલુ શરીર થાકી ગયું અને પતિઓના મુખસન્મુખ એકી ટશે જોતી જોતી મુખમાથી હરિનામ ઉચ્ચારતી પતિવ્રતા સાધ્વી દ્રૌપદીએ એ પવિત્ર પર્વત ઉપર દેહત્યાગ કર્યો

દેવી દ્રૌપદીની જીવનલીલાનો આ પ્રમાણે અન્ત આવ્યો, પણ એના પુણ્યનામે આજ પણ આખા ભારતવર્ષ ઉપર અધિકાર કાયમ રાખ્યો છે. એની પતિભક્તિ, પરોપકાર વૃત્તિ, ગરીબ અને દુઃખીઓની સેવા, ધર્મનિષ્ઠા, કર્તવ્યપરાયણતા, આદિ સદ્ગુણો પૃથ્વીમા તેને અમર કરી ગયા છે. જ્યાસુધી મનુષ્યસમાજમા એ ગુણોનો આદર રહેશે ત્યાસુધી ઘેરઘેર દ્રૌપદી દેવીનું ચરિત્ર પણ પૂજાતું રહેશે.

# रत्न १०१ मुं—सुभद्रा




સતીનો જન્મ યાદવકુળમા થયો હતો શ્રીકૃષ્ણ અને બળરામ તેના ભાઇ હતા એ અત્યત સ્વરૂપવતી હતી, પ્રેમાનદના શબ્દોમાં કહીએ તો એ—

" મૃગનયની ભાલવિશાળી, આ તો બ્રહ્માએ હદ વાળી,
દેવાગના અપ્સરા રભા જેહ, આ રૂપથી હારે તેહ.

એવી હતી. શરદ્કાળના પ્રભાતમા નિર્મળ જળ ઉપર બાળ સૂર્યના રાતા કિરણો પડી રહ્યા હોય એવે વખતે તાજાં ખીલેલા કમળોની છટા જેવી સુદર લાગે તેવી અલૌકિક શોભા સુભદ્રાના સૌન્દર્યથી ચારે તરફ પ્રસરી રહી હતી. તેની ચાલમા કાઇક અપૂર્વ છટા હતી. તેને જોનાર પોતાના નયનનું સાર્થક થયું એમ માનતો

સુભદ્રા કેવળ પરમ સુદરી હતી એમ નહિ, પણ રૂપ પ્રમાણેજ તેનામા ગુણ હતા એ ઘણી શાન્ત, વિનયી, નમ્ર અને સદાચારી કન્યા હતી. શ્રી કૃષ્ણને એ પરમ પ્રિય હતી એના શિક્ષણનો ભાર એમણે પોતાનાજ હાથમા લીધો હતો. બાલ્યાવસ્થાથીજ શ્રીકૃષ્ણે તેને નિષ્કામ ધર્મનો મહિમા શીખવ્યો હતો, એના પવિત્ર હૃદયમા બાલ્યાવસ્થાથીજ ભોગવાસના કરતા ધર્મના બીજ વધારે ઉડા રોપાયલા હતા શસ્ત્રવિદ્યાનુ પણ તેને સારૂ જ્ઞાન આપવામા આવ્યુ હતુ એ ઉપરાત એ પ્રકૃતિદેવીની પરમ ઉપાસક હતી. બાલ્યાવસ્થામા એકલી ઘરમાથી નીકળી પડી રૈવતક પર્વતના ઉંચા શિખરપર બેસી કાળા વાદળાઓની આવજા, સૂર્યાસ્ત, વર્ષા ઋતુમા વીજળીના ચમકારા આદિ સુન્દર દેખાવો કલાકોના કલાક સુધી જોયા કરતી. મોટી વયની થતા લગી કુમારી હતી છતા સસારનો વા એને વાયો નહોતો સ્વાર્થ અને કુટિલતાના ડાઘ એને લાગ્યા નહોતા એનુ હૃદય નિર્મળ દયાના સાગર સમુ હતુ. દરિદ્રોની દરિદ્રતા જોઇ એનુ હૃદય એવું પીગળતુ કે એ પોતાના શરીર ઉપરના ઘરેણાં પણ ઉતારીને એમને આપી દેતી રોગીઓની સેવા કરવાનો, શોકવાળા જનોને આશ્વાસન આપવાનો એને ખાસ શોખ હતો. સહાનુભૂતિનો ગુણ એનામા અસાધારણ ખીલ્યો હતો રોગ અને શોકથી તપતા સ્રીપુરુષોના અશ્રુમા એ પોતાના અશ્રુ મેળવતી રોનારાની સાથે રોઇ તેમના કષ્ટ ઓછા કરવા

એ એના જીવનનો મહાન ઉદ્દેશ હતો. સાધુસંત પ્રત્યે પણ તેને ઘણો અનુરાગ હતો રૈવતક પર્વત ઉપર એ સમયે અનેક ઋષિમુનિઓ અને તપસ્વીઓ વાસ કરતા સુભદ્રા ત્યા જઇને એમની સેવા કરતી, એમના ચરણોમા પોતાના બધા અલકારો ધરાવી આવતી ટુકામા એજ કે એ સમયમા યદુકુળમા એના જેવી છોકરી બીજી કોઈ નહોતી

સુભદ્રાની ઉમર લગભગ વીશ વર્ષની થઇ ત્યાસુધી તેનુ લગ્ન થયું નહોતુ, પણ એવી સુદર અને સદાચારી રાજકુમારીને જીદગી સુધી કુંવારી રાખવાનુ પણ પાલવે એમ નહોતુ. તેને યોગ્ય સારો વર ખોળી કહાડવાની ફરજ તેના સગાસબંધીઓની હતી અને તે ફરજ અદા કરવાને માટે તેઓ યત્ન કરી રહ્યા હતા સુભદ્રાના ભાઈ શ્રીકૃષ્ણની ઈચ્છા તેને અર્જુન સાથે પરણાવવાની હતી અર્જુન ઉપર પસદગી ઉતરવાના અનેક કારણો હતા. એક તો અર્જુન શ્રીકૃષ્ણની સગી ફોઇનો છોકરો થતો હતો સગા મામાફોઈના સતાનમા લગ્નસંબધ થાય એ વાત અમારી ગુજરાતી બેનોને ઘણી નવાઈ જેવી લાગશે, પણ પ્રાચીન સમયમા એવા લગ્ન થતા હતા, અને હજુ પણ દક્ષિણી બ્રાહ્મણોમા એવા લગ્ન પ્રચલિત છે. અસ્તુ ! નિકટની સગાઇ હોવા ઉપરાત અર્જુનને અને સુભદ્રાના ભાઇ શ્રીકૃષ્ણને ઘણીજ ગાઢી મિત્રતા હતી બન્ને એકબીજાના સદ્ગુણોથી વાકેફ હતા. એ સમયમા પાડુપુત્ર અર્જુનના જેવો વીરપુરુષ બીજો કોઇ નહોતો ચારે દિશામા તેની વીરતાના યશોગાન ગવાઇ રહ્યા હતા તેની પ્રશસા સુભદ્રાને કાને પણ પહોચી ચૂકી હતી પ્રાચીનકાળમા આર્યસ્ત્રીઓ વીરધર્મની ઉપાસક હતી સુભદ્રા અર્જુનના ગુણોથી મુગ્ધ થઇને મનમાને મનમાજ તેને વરી ચૂકી હતી, પણ અર્જુન એ વખતે દેશવટો ભોગવી રહ્યો હતો, જે પ્રસગને લઈને એ બનાવ બન્યો હતો તેનો પણ સક્ષેપમા ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય.

પાંચાલી દ્રૌપદીને પાચે પાડવો વર્યા ત્યારે એવી શર્ત થઈ હતી કે આપણામાથી જે ભાઇ પોતાના બીજા ભાઇને દ્રૌપદી સાથે અતઃપુરમાં બેઠેલો જુએ તે બાર વર્ષ સુધી વનવાસ ભોગવે અને બ્રહ્મચર્ય પાળે. આ નિયમનુ નિર્વિઘ્ને પાચે બન્ધુઓ પાલન કરી રહ્યા હતા એવામા એક સમયે એક બ્રાહ્મણ રાજદરબારમા રોતો કકળતો આવ્યો અને ચોરો પોતાની ગાયો ઉપાડી જાય છે એવી ફરિયાદ કરી ગોરક્ષાના પવિત્ર

કાર્યમા પાડવોની મદદ માગવા લાગ્યો. અર્જુનને કાને એનો સાદ પડયો અને એ વિચારવા લાગ્યો કે ગાયોનુ રક્ષણ કરવું અને બ્રાહ્મણને મદદ આપવી એ ક્ષત્રીનું કર્તવ્ય છે, મારા પણ હથિયાર હાલમા યુધિષ્ઠિરવાળા ખડમા છે અને ત્યા તો મોટાભાઇ દ્રૌપદી સાથે શયન કરી રહ્યા છે. જો એ ઘરમા હુ પ્રવેશ કરીશ તો અવિવેક ગણાશે અને બાર વર્ષ વનવાસ વેઠવો પડશે. જો શસ્ત્ર લેવા નથી જતો તો બ્રાહ્મણની ગાયોનું રક્ષણ કરવાના કર્તવ્યથી હું ભ્રષ્ટ થાઉં છુ. આખરે એણે વિચાર કર્યો કે આ વખતે યુધિષ્ઠિરના ભવનમા પ્રવેશ કર્યાથી અવિવેક થતો હોય તો ભલે થાઓ, અને બાર વર્ષ વનવાસ ભોગવવો પડે તો ભલે ભોગવી લઇશ એવું વિચારી યુધિષ્ઠિરની સમતિથી તેમના અતઃપુરમા તેણે પ્રવેશ કર્યો અને પોતાના હથિયાર લઈ બ્રાહ્મણે બતાવેલે માર્ગે ચોરોની પછાડી ધાઇ તેની ગાયો તને પાછી અપાવી

બ્રાહ્મણનુ રક્ષણ કરીને અર્જુન ઘેર આવ્યો, અને નિયમભગ માટે પોતાને યોગ્ય સજા કરવાની ધર્મરાજને વિનતિ કરી. ધર્મરાજે કહ્યું "નાનો ભાઈ મોટા ભાઈના અંત પુરમાં પેસે એમા કાઈ દોષ નથી, માટે મને કાઇ ખોટુ લાગ્યું નથી. તું વનવાસનો વિચાર ફેરવ અને મારૂં વચન પાળ." અર્જુને કહ્યું "આપની પાસેથીજ મે સાભળ્યું છે કે ધર્મ આચરવામા કદિ પણ બહાના કહાડવા નહિ સત્યની ખાતર મે આ યુદ્ધ ઉપાડયુ છે, માટે હુ સત્યથી ચળીશ નહિજ." એ પ્રમાણે કહી તેણે વનવાસની દીક્ષા લીધી અને બાર વર્ષના વનવાસે નીકળી પડયો

યશસ્વી અર્જુનની સાથે વેદ વેદાત જાણનારા બ્રાહ્મણો, મહાત્માઓ, અધ્યાત્મચિતકો, ભક્તો પૌરાણિકો અને કથકો પણ ચાલ્યા. એ વનવાસમા તેણે પ્રથમ નાગકન્યા ઉલુપી સાથે લગ્ન કર્યું. એ સ્રીને અર્જુનથી જે પુત્ર પ્રાંસ થયો તેનુ નામ ઇરાવાન પાડયુ. ત્યાર પછી આગળ જતા સમુદ્રતીર ઉપર મણિપુરના ધર્મજ્ઞ રાજા ચિત્રવાહનની સુન્દર અને દર્શનીય કન્યા ચિત્રાગદાના પ્રેમમા મુગ્ધ થઈ પરણ્યો. ત્યા બે વર્ષ રહ્યો અને એ અરસામા બભ્રુવાહન નામનો એક પુત્ર થયો તેને મોસાળમાજ સોપી પોતે દક્ષિણ સમુદ્રના તીર્થો તરફ પ્રવાસે નીકળ્યો, એ તીર્થોની યાત્રા કરી આવીને એકવાર ફરીથી મણિપુર જઇ પત્ની તથા પુત્રને મળી આવી, અર્જુન પશ્ચિમના પ્રભાસતીર્થમા જવા નીકળ્યો.

અર્જુનની યાત્રાના સમાચાર મળતા તેના પરમ સખા શ્રીકૃષ્ણ તેને સામે મળવા પ્રભાસ ગયા અમે ઉપર જણાવી ગયા છીએ તેમ પોતાની વહાલી બેન સુભદ્રાને અર્જુન સાથે વરાવવાની એમને ઘણી ઈચ્છા હતી, પણ તેમના મોટાભાઈ બળરામ તેમની વિરુદ્ધ હતા. તેમણે એવી હઠ પકડી હતી કે સુભદ્રાને ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનની સાથે પરણાવવી છે. બળરામના એ આગ્રહનું કારણ એ હતું કે તેમની ઇચ્છા સુભદ્રાનું લગ્ન એવા પુરુષ સાથે કરવાની હતી કે જેના મસ્તક ઉપર રાજમુકુટ વિરાજી શકે પોતાની લાડવાઈ બેનને રાજાની રાણી બનાવવાની તેમના હૃદયમા સ્વાભાવિક ઉત્કંઠા હતી. અર્જુન ઘણો વીર હતો એ વાત ખરી, પરંતુ એ પાંડુરાજાનો મોટો પુત્ર નહિ હોવાથી એના મસ્તક ઉપર કદિ પણ રાજમુકુટ બિરાજવાનો સંભવ ન હતો દુર્યોધન કૌરવોમા સૌથી મોટો હોવાથી રાજ્યનો અધિકારી હતો રાજાઓ અને શ્રીમંતોની પુત્રીઓના લગ્ન આજ પણ પાત્રની યોગ્યતાના વિચારથી કે પુત્રીના પ્રેમના આકર્ષણનો વિચાર કરીને ભાગ્યેજ થાય છે; પરંતુ શ્રીકૃષ્ણ એવી ટુંકી દૃષ્ટિના નહોતા. એ જાણતા હતા કે દુર્યોધન પૂરેપૂરો શઠ અને જુગારી હતો. વળી એ પોતાના મિત્ર પાંડવોનો પરમ શત્રુ હતો, અને લાક્ષાગૃહમા એમને જીવતા બાળી મૂકવાનો નીચ પ્રયત્ન એણેજ કર્યો હતો. એવા દુષ્ટ પુરુષને સુભદ્રા જેવી ગુણિયલ કન્યાને વરાવવા મોટાભાઈ તૈયાર થયા છે એ વાત તેમનાથી સહન થઇ શકી નહિ બળરામની ઇચ્છાને તોડી પાડવા માટે બુદ્ધિમાન કૃષ્ણ કોઇ યુક્તિ શોધવા લાગ્યા. બીજી તરફ સુભદ્રાને જ્યારે ખબર પડી કે મોટાભાઇ મનપસંદ વર સાથે પોતાને પરણાવવા નથી માગતા, ત્યારે તેનું સુંદર પ્રફુલ્લિત મુખ એકદમ કરમાઇ ગયું.

સુભદ્રા આ પ્રમાણે અર્જુનના ગુણથી લુબ્ધ થઇ રાતદિવસ તેનાંજ દર્શનની અભિલાષામા જીવન ગાળતી હતી. એ વખતે અર્જુન પ્રભાસમાં પહોંચ્યો ત્યા આગળ યાદવોનો એને મેળાપ થયો અને તેમને સુભદ્રાનાં માધુર્ય, રૂપ, ગુણ આદિની પ્રશંસા સાંભળ્યાથી એના મનમા પણ એને માટે સ્વાભાવિક રીતેજ અનુરાગ ઉત્પન્ન થયો, અને કેવી રીતે એ પરમ સુન્દરીને પ્રાપ્ત કરાય તેના વિચાર કરવા લાગ્યો. શ્રીકૃષ્ણ પણ પ્રભાસમાં એને મળવા ગયા હતા. તેમની સાથે કેટલોક કાળ રૈવતક પર્વતનાં સુન્દર દૃશ્યો જોવામાં ગાળ્યો. અર્જુનનો સુભદ્રા પ્રત્યે અનુરાગ ઉત્પન્ન

થયો છે, એ જાણી શ્રીકૃષ્ણને આનંદ થયો, અને તેમણે સલાહ આપી કે હું આગળ દ્વારિકા જાઉં છું. ત્યાર પછી તમે સાધુનો વેશ ધારણ કરીને ત્યાં આવશો, એટલે મોટાભાઈ જરૂર તમારો સત્કાર કરશે અને લાગ આવે સુભદ્રાને તમને સમર્પણ કરવાનો ઉપાય હું યોજીશ. કૃષ્ણ ત્યાંથી વિદાય થયા, પછી અર્જુને તપસ્વીનો વેશ ધારણ કર્યો.

' અદ્દભુત જોગી થયા અર્જુન, સન્યાસી મહંત રે,
વિભૂતિ અંગે ચઢાવી, સાધુશિરોમણિ સંત રે
બાવના ચંદન કર્યાં દ્વાદશ, તેજનો નહિ પાર રે,
જટા બાંધી, મસ્તક વીંટયું પીતાંબર સાર રે.
ભગવા વસ્ત્રની ગાઠડી, વ્યાઘ્રાંબર ગજચર્મ રે,
રુદ્રાક્ષ જડી એક હેમમાળા, અંગે સોહે પર્મ રે.
પીતાંબરનો કાછ કાછિયો, માળા મેખલા સાથે રે;
ભસ્મ ગોળા, શંખ ઝોળી માંહ્ય મૂક્યા નાથ રે.
વળી વસ્ત બીજી જોગી કને, જોગ માર્ગની જેહ રે,
પોથી, પુસ્તક, મુદ્રિકા, કંકણ ભર્યાં ઝોળી તેહ રે.
હેમ કડાં કર વિષે, કંઠે માદળીયાના હાર રે,
વિશાળ છાતી, આંખ રાતી, અરુણ રંગાકાર રે.
હેમ વસ્ત્ર જરકસી મસ્તક, વીંટયું છે ચોફેર રે;
કર્ણ ઉપર મૂક્યા છોગા, રહી લટકતી જરસેર રે,
જટામાં માળા ધારી, સૂત્ર કેરી સોય રે

આ પ્રમાણે જોગીનો વિચિત્ર વેશધારી દ્વારિકા નગરીમાં પહોંચ્યો. દ્વારિકાવાસીઓ એના અદ્દભુત રૂપથી બહુજ મોહ પામી ગયા, અને વિસ્મયપૂર્વક કહેવા લાગ્યા કે

* * * * કૈલાસનો એ ભૂપ રે!
શકે ઇંદ્ર બ્રહ્મા વિષ્ણુએ, સર્વથા ધરીયું રૂપ રે!"

અનેક યાદવો તેને ભક્તિપૂર્વક પગે લાગવા સારૂ આવવા લાગ્યા, અને પોતાના નગરમાં ચાતુર્માસ કરવાને પ્રાર્થના કરવા લાગ્યા પછી તેમણે એના નિવાસ સારૂ એક મઢી બાંધી આપી. અગ્નિકુંડ, બેઠક, મંડપ, તથા અન્ય અગત્યના સાધનસમારંભ તૈયાર કરી આપ્યા, અને ભોજનના વારા બાંધ્યા એ મઢીમાં નવસ કરીને, દરરોજ ગોમતીમાં

સ્નાન કરીને, વેદ ઉપનિષદોનો પાઠ ભણીને ભાવિક યાદવોને ઘેર વારાફરતી જમીને દ્વારકામાં દિવસ નિર્ગમન કરવા માંડયા અર્જુને સાધુવેશમા અનેક રોગીઓના રોગ મટાડયા, અનેક દુખીઓના દુખ દૂર કર્યા, અનેક અજ્ઞાનીઓના હૃદયમા જ્ઞાનનો દીપજ્યોતિ પ્રગટાવ્યો. એ ઉપરથી એની કીર્તિ ઠેઠ રાજદરબારમા પહોચી. એક યાદવે બળરામની આગળ અર્જુનની અદ્ભુત શક્તિના વખાણ કર્યા. એ ઉપરથી બળભદ્રને અર્જુનને પોતાને ત્યા નિમત્રણ આપવાની ઈચ્છા થઇ,અને કૃષ્ણને પોતે કહેવા લાગ્યા.—

"અરે ભ્રાત! તુ સાભળ સહી રે!
કાલે આપણે તેડીશું તેને રે, લોક વખાણે જેને રે.
મારા મનમા એવું ગમે રે, બાવોજી આપણ ઘેર જમે રે
ક્ષત્રી ધર્મ બોલુ છુ એવ રે, જતી સન્યાસીની કરવી સેવ રે.
તે માટે તેને તેડી વીર રે, ભોજનને લાવો મદિર રે.

પોતે ભવિષ્ય જાણતા હોવાથી તેમજ પાછળથી બળરામ પોતાને ન ચેતાવ્યા માટે ઠપકો ન આપે તેથી કૃષ્ણે એકદમ સંમતિ આપી નહિ, અને ચેતવણી આપી કે

"બાધવ! અવિધાર રે, મુંડયા માથાનો નવ પાર રે,
ષટ દર્શનમા બહુ-પાખડ રે, કો સાધુ સત ને કો હોય લઠ રે.
કો જ્ઞાની કો ધ્યાની હોય રે, કો લપટ દાભિક સોય રે,
કો જોગી સસાર વિષય જાણે રે, કો એક પરમેશ્વરને માને રે.
કો સિદ્ધ,ને કો અવધૂતરે, એવા ષટ્ દર્શન અદ્ભુત રે.
તે માટે વિમાસી મન વાત રે, પછી ઘેર તેહને તેડાવો ભ્રાત રે!"

પરતુ અતિશ્રદ્ધાળુ બળરામના મનમા તે વાત ઉતરી નહિ, અને કૃષ્ણ નાહક પોતાના સ્વભાવ અનુસાર સાધુની નિંદા કરી, યાદવકુલને પરમ સંન્યાસીના આશીર્વચનથી પાવન કરાવવામાં આડખીલી નાખે છે, એમ સમજી તેમણે કેટલાક મહેણાટુણાંના વચનો છુટથી શ્રીકૃષ્ણને કહ્યા. એટલે શ્રીકૃષ્ણે અજાણ્યા સાધુને નહિ નોતરવાનાં કારણો વિગતવાર સમજાવતાં કહ્યું:—

"અહો ભ્રાત! હુ કહું તમને એ સંન્યાસીની જાત.
ભેખમાં સર્વ કો સમાય ન જાણીઓ કો જ્ઞાત.

એવા પાખંડીને દંડી ઘણા, આવે છે ઉન્મત્ત ભોગી,
જાયે ઘેરથી શીશ મુંડાવી, અન્યત્ર આહારના જોગી.
ઘેર ઉદર પોષણ નવ થાય, પછી હોય અતીત;
જ્યા ભોજન પામે ત્યાં બેસે, એ પાખંડીની રીત.
ઉદર પોતાનું ભરવા અર્થે, વેષ વિવિધ પ્રકાર,
પાખંડ ચરિત્ર કર્યા વિના, કો માને નહી લગાર.
જો સિદ્ધ હોય તો રહે વનમાં, સાભળો બાધવ રામ !
સાધુ પુરુષને આહિં આવ્યાનું, નગરવિષે કોણ કામ ?
જો પાચે ઇન્દ્રિય વશ રાખે, તો તે પોતે પ્રભુસ્વરૂપ."

પરન્તુ સાધુઓની આ પ્રમાણે નિન્દા કરવા માટે બળરામે નાના ભાઈને ઠપકો દીધો, ત્યારે ચતુર શ્રીકૃષ્ણે માફી માગીને કહ્યું,

"શીઘ્રે જઈ બાવાને તેડો, કરવા ઘેર ભોજન,
કહો તો વળી હું સાથે આવું, દંડ કમંડલ લેવા.

* * * * *

જો કાંઈ ભાગ્ય આપણું હોયે, તો અતીત આવે ઘેર

ત્યાર પછી બળરામ શ્રીકૃષ્ણ અને બીજા સ્નેહીઓસહિત બાવાજીની મઢીએ સીધાવ્યા અર્જુને તેમને આશીર્વાદ આપ્યા અને પધારવાનું કારણ પૂછ્યું, એટલે ભાવપૂર્વક બળરામે ભોજન કરવા સારૂ રાજમહેલમા પધારવા આમત્રણ કર્યું. અર્જુને નિ:સ્પૃહી વૈરાગીનો ડોળ કરવા કહ્યું —

" રાજદ્વારે હું નહિ આવું, મારે અતીતને શું કામ ?
બ્રહ્માની સૃષ્ટિ વિષે, વળી રંક રાજા હોય,
ધનવત ને કો દરિદ્રી, એવી પ્રજા સર્વ કોય.
આપ આપણે ઘેર સહુ મોટા, વિમાસી તું જોય;
સંન્યાસીને સર્વે સરખા, અધિક ઓછું નવ હોય
કહીં પંચામૃત હોયે ભોજન, કહીં કણુવટની જુવાર,
અતીતને સ્વાદ સરખો હોય, માન રાય નિરધાર.
જો આવા જોગી થયા, તો શા ઇચ્છવા ભોગ ?
અલખને ગમશે તે થાશે, જે લિખિત સજોગ.
આ નગરમા નિત્ય જમું છું, જાદવને જઇ ઘેર;

તે સર્વ કરુણા તમારી, જો હેતની છે લહેર.
જે દિવસે જોગી થયા, ત્યારે કર્યો મન વિચાર,
રાજદ્વારે નવ જાવું, કો દિવસ કરવા આહાર.
કદાચિત જો ત્યા જઈએ, તો શોભા જોઈ મોહ લાગે;
ગૃહસ્થના ઘરની જોઇ રચના, તપ જોગીનાં ભાગે.
તે માટે તમને કહું છું, તે સ્થાનક નહિ આવું;
સંન્યાસીને સ્વાદ ન કરવો, જે આવે તે ખાવું. "

કૃષ્ણ અને બળરામે ઘણોજ આગ્રહ કર્યો ત્યારે અર્જુને એક શર્તે ભોજનનું નિમંત્રણ સ્વીકારવાની સંમતિ આપી એણે કહ્યું.—

" એક પ્રતિજ્ઞા મારે છે, હું જ્યાં કરવા જાઉં ભોજન,
કુમારિકા ત્યા આવી પીરસે, તો હું કરૂં અશન.
તે માટે હું મન વિચારૂ, સાભળીએ શ્રીરામ!
અવધૂત જોગી સંન્યાસીને, ગયાનું શું કામ?
મારૂં વ્રત ભાગે તે માટે, વિમાસુ છું મન. "

બળરામે કહ્યું " બાપજી ! એ તો સહેલી વાત. મારે સુભદ્રા નામની એક કુમારિકા બહેન છે સાધુસન્યાસી તથા અતિથિસત્કાર કરવાનો એને ઘણો શોખ છે. એજ આપને પીરસશે અને આપની સેવામા હાજર રહેશે માટે આપ પધારીને અમને કૃતાર્થ કરો. "

સુભદ્રાનું નામ સાભળતાજ અર્જુન હર્ષના આવેગમા આવ્યો, અને ઝટપટ દંડ, કમડલ લઈ રાજમહેલમા જવા નીકળ્યો. તેમની પધરામણીથી બળરામ પોતાના જીવનનું સાર્થક ગણવા લાગ્યા. તેનું રૂપ તથા તેજ જોઈને મહેલવાસીઓ બધા પ્રસન્ન થઇ ગયા ભાઇની આજ્ઞાથી કુમારી સુભદ્રા પણ ત્યાં આવી અને સાધુવેશધારી અર્જુનના ચરણમાં પ્રણામ કર્યા. એને જોતાંવારજ અર્જુન વિસ્મય પામી ગયો, અને મનમાં વિચારવા લાગ્યો

" મેં દીઠી સર્વ કોય, આ તો બ્રહ્માએ હદ વાળી;
દેવાગના, અપ્સરા, રંભા જેહ, આ રૂપથી હારે તેહ.
મુખ ચંદ્ર, નાસિકા કીર, સજ્યા સોળે શણગાર શરીર.

* * * *

* * * " આવી વિનતા જોઇએ મારે—

જો નારાયણ જુએ સામું, તો એ પ્રેમદા હું પામું.
મે તો તીર્થ કર્યાં સમસ્ત, તેણે પુણ્યે ગ્રહું હું હસ્ત"

સુભદ્રાએ અંતઃપુરમાંથી શુદ્ધ જળ લાવી અર્જુનના હાથપગ ધોવરાવ્યા. હાથપગ ધોતા, વિભૂતિ ખસતા અર્જુનનું સ્વરૂપ દીપી ઉઠ્યું

"જેમ અભ્રથી નિસરે ચન્દ્ર, તેમ સોહે અંગ નરેન્દ્ર."

સુભદ્રા સમજી ગઇ કેઃ—

* * * * "આ તો મોટો કોઇ રાજન,
છે અદ્ભુત એનું અંગ, દેખી લાજે અતિ અનંગ.
આ કો મોટો દીસે છે ભૂપ, શે અર્થે ધર્યું હશે રૂપ ?
અથવા કૈલાસનો નાથ, કે બ્રહ્મા, ઈંદ્ર વિષ્ણુ સાક્ષાત્
માનવ કો નવ હોય આવા, મારૂં મન થયું સાથે જાવા
આ પુરુષ બ્રહ્માએ ઘડીઓ, એ તો મારા જીવ શું જડીઓ
મે લઘુ વેશમા કર્યાં વ્રત, તે થાજો મને પ્રત્યક્ષ,
એ સ્વામી જો હુ પામું, તો ભવસાગર દુ ખ વામુ."

સારાંશ એ કે સુભદ્રાએ પોતાનું હૃદય સાધુ વેશધારી અર્જુનને સમર્પણ કરી દીધુ, અને મનમા નિશ્ચય કર્યો, કે વરીશ તો એનેજ વરીશ. નહિ તો આ જીવનનો અન્ત લાવીશ પોતાના શુભ સંકલ્પમા સહાયભૂત થવા માટે એણે જગજ્જનનીની નીચે પ્રમાણે પ્રાર્થના કરી –

" મા ! મુજને કરુણા કરજો, વિનતિ મારી ચિત્ત માહે ધરજો
આઇ ! તેં અસુર હણ્યા છે બહુ, તેનો પાર નહિ પામું હું
નિજ સેવકની પૂરો આશ, માટે મુજને છે વિશ્વાસ
જો મુજ ઉપર દયા ધરીશ, તારા વ્રત હું ભાવે કરીશ "

પેલી તરફ અર્જુનના ચિત્તની પણ એજ દશા હતી. ભોજનના આસન ઉપર બેઠો હતો, પણ ધ્યાન એનું સુભદ્રામાજ હતું નયનદ્વારા બન્નેના હૃદયે એક બીજા સાથે વાતો કરી સુભદ્રાની માતા પણ કન્યાનું હૃદય પારખી શકી હતી, અને યોગીવેશધારી પુરુષ કોઈ ગુણવાન રાજપુત્ર છે એવી એની પણ ખાત્રી થઇ ગયેલી હોવાથી એ પોતાની કન્યાનો અભિલાષ પાર પાડવા તૈયાર હતી, પણ એના મોટાભાઇ એને દુર્યોધન સાથે પરણાવવાનોજ આગ્રહ કરી રહ્યા હતા, અને એ સંબંધ જલ્દી બાંધવાની પેરવીમાં હતા. એ વૃત્તાંત સુભદ્રાના જાણ્યામાં

આવતાં એના શોકનો પાર રહ્યો નહિ એ એકાન્તમા બેસીને વિચારવા લાગી "હવે શું કરવું ? જે હૃદય અર્જુનના ચરણુમા સમર્પણુ કર્યું છે, જે હૃદયમાં અર્જુનની મૂર્તિની દઢતાપૂર્વક સ્થાપના થઈ છે, તે મૂર્તિ ઉખેડી નાખીને એની જગ્યાએ બીજી મૂર્તિની સ્થાપના કેવી રીતે કરીશ ? દાનની વસ્તુ એકવાર અપાય છે એ દાન પાછુ લઈને ફરીથી બીજીવાર કેવી રીતે અપાય ? એમ કરવાનો અધિકાર પણુ કોને છે ? દાન કરતાં વારજ દાનની વસ્તુ ઉપરથી દાતાનો અધિકાર ઉઠી જાય છે; તો હવે પર વસ્તુ બનેલા મુજ હૃદય ઉપર ધર્મશાસ્ત્ર પ્રમાણે મારે શો અધિકાર છે ? વળી ધર્મનુંજ ઉલ્લઘન થાય તો પછી પશુના જેવું જીવન ગાળ્યાથી શો લાભ ? એવું જીવન તો ઘોર અંધકારમય, કેવળ બોજારૂપ પશ્ચાત્તાપની સળગતી આગ સમાનજ થઇ પડે ધર્મના બળ વડેજ મનુષ્ય બીજા પ્રાણીઓથી શ્રેષ્ઠ છે એજ ધર્મ ન રહે, મારા નારી ધર્મનું પાલન ન થાય, ઇચ્છિત વરને છોડી હુ બીજાને પરણું તો મારા જીવનને ધિક્કાર છે એવા જીવન કરતા તો મૃત્યુ હજાર દરજ્જે શ્રેયસ્કર છે વળી અર્જુનને પ્રાપ્ત કરવાની મારી અભિલાષા સસારના ભોગવિલાસની ખાતર નથી. ધર્મકર્મની પૂર્ણુતા પ્રાપ્ત કરવા સારૂ હુ અર્જુનની સાથે વિવાહ કરવા માગુ છુ. શ્રીકૃષ્ણુની પૂજાનો પ્રચાર કરવામા અર્જુન સાથેનો મારો સબધ સહાયભૂત થશે અર્જુનને મે આત્મસમર્પણુ કર્યું છે હવે આ દેહે તો હુ અન્યની થનાર નથી. આ હૃદયમા બીજી મૂર્તિને કદિ સ્થાન મળનાર નથી. મોટા ભાઈ શ્રીકૃષ્ણુની દેવમૂર્તિની પાસે એ નરની મૂર્તિ સ્થાપી, નરનારાયણુની પૂજા કરીને હુ જીવનમા શાન્તિ મેળવીશ."

સુભદ્રાના આ વિચારો અર્જુનના પણુ જાણ્યામા આવ્યા યોગ્ય અવસર મળતાં ઉભયે એક બીજાને મળીને હૃદયનો પ્રેમ પ્રગટ કર્યો, તથા શ્રીકૃષ્ણુની સલાહ લઇને ગમે તે પ્રકારે લગ્ન કરવુ એવો નિશ્ચય કર્યો શ્રીકૃષ્ણુ પરમ ચતુર અને કૂટ નીતિમા નિપુણુ હતા તેમણે જણાવ્યું કે "શુરવીર ક્ષત્રીને માટે રાજકન્યાનું હરણુ કરીને પછી તેની સાથે લગ્ન કરવુ એ વખાણુવા યોગ્ય માર્ગ છે ધર્મશાસ્ત્રોમાં શૂરવીરોને માટે વિવાહનો એ પ્રકાર યોગ્ય ગણ્યો છે. આવતી કાલે રૈવતક પર્વતમા મેળો છે. કોઇ બહાને અર્જુન ત્યાં જાય, સુભદ્રા પણુ બીજી યાદવ

રમણીઓ સાથે મારા રથમાં બેસી રૈવતકનું પૂજન કરવા સારૂ જાય, અને પૂજન કરીને પાછા આવતા અર્જુન એનું હરણ કરીને ચાલ્યા જાય."

અર્જુનને પણ એ વિચાર રુચ્યો. એણે બીજે દિવસે પોતાના ભક્તોને જણાવ્યું કે –

"રેવતાચલ પર્વતની પાસ, કહે છે ઉત્સવ થાશે રાશ;
(મેં) રાત્રે સાભળ્યા સમાચાર, તે માટે જાઉં તે ઠાર.
મોડા જાતાં નવ મળે ઠામ, માટે હવણાંથી કીધી હામ.

અર્જુને એ પ્રમાણે આગળથી જઇ પાધરમા પોતાનો મુકામ નાખ્યો

એ મેળામા સુભદ્રાને મોકલવા સારૂ બળરામે પણ કૃષ્ણનો રથ તૈયાર કરાવ્યો. સુભદ્રાના એ વખતના શરીરશૃંગારનું વર્ણન કવિ પ્રેમાનંદ નીચે પ્રમાણે કરે છે –

"સજે સુભદ્રા શણગાર રે, જાવાને તીર્થ મોઝાર રે,
મસ્તકે ત્રસેથિયા શીશ ફુલ રે, છે સેંથો ભાળ અમૂલ્ય રે.
દામણી મોટી જડાવ કાને રે, દીસે સુભદ્રા રૂડે વાને રે;
છે તિલક ભાલ વિશાળ રે, છે કંઠે મણિની માળ રે
મુક્તાફળનો પહેર્યો હાર રે, અંગે થઇ રહ્યો ઉદ્યોતકાર રે;
જડાવ ચૂડો કર ચળકે રે, ઝવેરમય જવ ઝળકે રે.
હેમ મુદ્રિકા અંગુલિ રે, રામા રસિલી અણમૂલી રે;
રત્ન ચોકની પોચી હાથે રે ઊભી, દાસી દર્પણ સાથે રે.
બાજુબંધ માળા ભેળી રે, ઝવેર ઝળકે હથેલી રે;
હેમ સાકળી હૃદે હાર રે, કટિમય રત્નમય સાર રે.
પગે ઝારઝના ઝમકાર રે, અણવટ લગર ઘુઘરી સાર રે;
ચરણા ચોળી ધર્યા શરીર રે, ઉપર પહેર્યું અમુલખ ચીર રે.
મૃગ નેત્ર, નાસિકા કીર રે, ભ્રુકુટી કમાન, નયણાં તીર રે;
છે અધર રંગ પ્રવાળી રે, ચળકે મુક્તાફળની વાળી રે.
મુખ કમળ સુભદ્રાનું ઝળકે રે, જાણે ચન્દ્ર બિંબ શું ચળકે રે;
મદ હસ્તી કર શુંડાકાર રે, વેણી જેવી વિષધર સાર રે.
ઉદર પોયણપત્ર સમાન રે, અદ્ભુત સુંદર રૂપનિધાન રે;
મુખ મધ્યે છે બીડાં પાન રે, મધુર સ્વર સુધા સમાન રે.
સુણી કંઠ કોકિલા હારે રે, સુણી સ્વર મન વાત વિચારે રે;

રૂપે રંભા દેવાંગના માન મૂકે રે, તેથી તાપસ તપ થકી ચુકે રે.
બન્ને નયન મધુકર ચાલે રે, જાણે મીન ખંજર પડ્યા જાળે રે!
સજ્યા સોળ શણગાર બાળા રે! ગજગામિની ચાલ મરાળા રે,
રૂપે માનુનીનું મન મોહે રે, પછી દર્પણમાં મુખ જુએ રે.
મુખ જોઇ, પામી ઉલ્લાસ રે—

આ પ્રમાણે શણગાર સજી, માતા તથા મોટા ભાઇઓનો આશીર્વાદ લઈ, શ્રીકૃષ્ણના રથમા બેસીને સુભદ્રા રૈવતકના મેળામા ગઈ. પ્રવાસના આરંભમાજ સારાં શુકન થયા, અને અર્થસિદ્ધિ થશે એવી આશા બંધાઇ. રથ વાયુવેગે ગામને ગોંદરે આવી પહોચ્યો, અને પૂરપાટ ધમમસતો ચાલ્યો રસ્તામા જોસભેર વાહન દોડાવતા બીજા યાદવો પણ મળ્યા તેમને પાછળ મૂકી, રથ પાધરમાં આવ્યો. દૂરથી બાવાજીનો ઝુંડો દેખાતા સુભદ્રાએ દારુક સારથિને રથમાથી ઉતારી મૂકવાની યુક્તિ રચી, પોતાનું નૂપુર ઉતારી માર્ગમા નાખ્યું અને તે લઈ આવવા દારુકને કહ્યું તેણે ઘોડા હાથ રહે એવા નથી એમ જણાવી નીચે ઉતરવાની ના કહી, પણ સુભદ્રાએ તેને મેણા મારી, ભાઇને કહી દઇ ઠપકો અપાવવાની ધમકી આપી. આખરે એને નીચે ઉતાર્યો, અને રથની લગામ પોતાના હાથમા લીધી. રથ ચલાવવામા એ ઘણીજ કુશળ હતી એક ઇશારા માત્રથી ઘોડા પૂરવેગમાં દોડવા લાગ્યા, અને બૂમો પાડતા દારુકને પછાડી મૂકી રથને અર્જુનની સમીપ આણી મૂકયો તરતજ સાધુનો વેશ ફેંકી દઇ અર્જુન રથ ઉપર ચઢી બેઠો, અને ઘોડાને જોરથી દોડાવ્યા. દારુકે હવે બૂમો પાડવા માડી કે પેલો બાવો સુભદ્રા દેવીનું હરણ કરી ગયો. આખા મેળામા હાહાકાર થઇ ગયો, અને યાદવો શસ્ત્ર સજીને અર્જુનની સામે ધસ્યા. તરતજ એ સમાચાર બળરામને પહોંચ્યા, અને એમના ક્રોધનો પાર રહ્યો નહિ, અને એ સૈન્યસામન્તસહિત અર્જુનના રથની પાછળ દોડયા. એ લોકોને પોતાની પાછળ આવતા જોઇને અર્જુને સુભદ્રાને કહ્યું "પ્રિયે! તું મારો સારથિ બન, તું રથના ઘોડાની લગામ પકડીને બેસ એટલે હું શત્રુની સાથે યુદ્ધ કરૂં." સુભદ્રાએ શરમની મારી કહ્યું "મારાથી તો સારથિનું કામ નહિ થાય. મોટા ભાઇની સાથે યુદ્ધ કરતી વખતે હું દેખીતી રીતે સારથિ બનું એ સારૂં દેખાય નહિ." સુભદ્રાનો એ જવાબ સાંભળીને અર્જુને એક પગવડે

લગામને દબાવી રાખી, અને પાછળ મો કરીને શત્રુઓની સાથે યુદ્ધ કરવા લાગ્યો; પરન્તુ એથી એને ઘણુ કષ્ટ પહોચતું હતું સુભદ્રાથી પતિનું આ દુઃખ જોઇ રહેવાયું નહિ. મોટા ભાઈની શરમ છોડી દઇને હવે તેણે રથની લગામ પોતાના હાથમા લીધી, અને અશ્વવિદ્યામા પોતાની અપૂર્વ કુશળતા દાખવવા લાગી. પાછી ફરીને એ વારંવાર જોતી કે બળરામનું સૈન્ય કેટલે સુધી આવ્યુ છે, અને શું કરી રહ્યું છે. પતિને વીરાંગનાને છાજે એવા શબ્દોમા ઉત્તેજિત કરતી કે,

"હજી સ્વામી! શું જુઓ છો? ધનુર્વિદ્યાના જાણ!
શસ્ત્ર દારુણ લઇ રણવિષે મૂકીએ મમ નાથ!
એ સર્વને નસાડો જો હોયે બળ તમ હાથ."

આ પ્રમાણે પતિને ઉશ્કેરતી, સુભદ્રાએ રથને વાયુને વેગે ચલાવી દ્વારિકા રાજ્યની હદ બહાર આણી મૂક્યો. બળરામ હવે નિરાશ થયા. શ્રીકૃષ્ણે તેમને સમજાવ્યું કે "જુઓ મોટા ભાઇ! વિધિના લેખ કોઇ દિવસ મટતા નથી બ્રહ્માની ઇચ્છા એ બેના લગ્ન થવા દેવાની હશે તો પછી આપણે શું કરી શકીએ? વળી સુભદ્રાનો વિવાહ ઘણાજ યોગ્ય વર સાથે થયો છે. એ કાઈ અજાણ્યો નથી, પણ આપણા કુન્તી ફોઇનો વચલો પુત્ર અર્જુન છે. એ મારો સ્નેહી છે હું એને ઓળખુ છુ. એના જેવો વીરપુરુષ હાલમા બીજો કોઇ નથી વળી સુભદ્રા મનથી એનેજ વરી ચૂકી હતી વહાલી બેનની મરજી વિરુદ્ધ તેના લગ્ન કરવાનો આપણને કાંઇ અધિકાર નહોતો, માટે જે થયુ છે તે સારૂજ થયુ છે. તમે રાગદ્વેષ કહાડી નાખીને દ્વારિકા પાછા ચાલો."

શ્રીકૃષ્ણની સલાહ સાભળ્યા પછી બળરામને કાંઇક ધીરજ વળી. એ વિચારવા લાગ્યા "સુભદ્રાજ જ્યારે પોતાના મનથી અર્જુનને પરણી ચૂકી હતી ત્યારે આપણું શુ વળે? ઇશ્વર બન્નેને સુખી રાખો."

આ પ્રમાણે મનને પરાણે સતોષ આપીને બધા પાછા ફર્યા બળરામે પણ મન વાળીને કૃષ્ણને કહ્યું.—

* * * "થનારૂં સર્વે થઇ રહ્યું,
બ્રહ્માએ જે લખિયા લેખ, તે પાછા કેમ ચળે વિશેષ.
હવે ફોકટ શો સગ્રામ?"
સુભદ્રાને મળવા તણી મુજને ઇચ્છા છે અતિ ઘણી,

તે માટે તુજને ગમે અતિ જેહ, ભ્રાત સર્વથા કરવું તેહ,
પાર્થ ઉપર નહિ મારે રીશ. ”

આ પ્રમાણે શાન્ત થયા પછી શ્રીકૃષ્ણની સલાહથી બળરામે અર્જુનને દ્વારિકા બોલાવ્યો પછી કૃષ્ણે તેનુ લગ્ન કર્યું. સત્યભામાએ એ પ્રસગે અર્જુનને કહ્યુ ‘ અર્જુન ! ઘણી કાળજીથી સાચવી રાખેલું મારૂ આ રત્ન આજે તમારા હાથમા સમર્પણ કરૂ છુ તમેજ એ રત્નને ધારણ કરવા યોગ્ય પાત્ર છો, એ વાત તમારા ભાઈએ મને ઘણીવાર કહી છે, અને મારી પણ ખાત્રી થઈ છે. તમારી એ મર્યાદા સાચવજો. ખાસ કાળજી રાખજો કે તમારી જરા પણ બેપરવાઈથી મારા આ સુકુમાર ફૂલને જરા તાપ સરખો પણ ન લાગવા પામે.” અર્જુન લગ્ન પછી બાર માસ ત્યા આગળ રહ્યો, અને પછી વનવાસના બાકીનાં વર્ષ ગાળવા પુષ્કર આદિ તીર્થમા ગયો, અને એ અવધ પૂરી થતા પાછો દ્વારિકા આવ્યો બે વર્ષના વિયોગ પછી પોતાના આરાધ્ય દેવતાના દર્શન થતાં સુભદ્રા આનદસાગરમાં મગ્ન થઈ ગઈ. ઇન્દ્રપ્રસ્થ છોડયે ઘણો સમય થયો હતો સગાસબધી અને પત્ની દ્રૌપદીને મળવાની તેને તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઇ હતી, એટલે તે બધાની વિદાય લઇ, સુભદ્રા સાથે ઇન્દ્રપ્રસ્થ આવ્યો. સર્વ વડિલોને નમ્યો અને બ્રાહ્મણોનું પૂજન–અર્ચન કર્યું. રણવાસમા તે સાસુને પગે લાગી, એટલે તેણે માથું સુઘીને તેને આશીર્વાદ આપ્યો. દ્રૌપદીએ પોતાની શોકયને આલિંગન આપીને સત્કાર કર્યો તથા પ્રસન્નતાપૂર્વક આશીર્વાદ આપ્યો “ તારો પતિ અજિત થાઓ ”

સાસરામા આ સુભદ્રાનો પ્રથમ વાસ હતો. ઇન્દ્રપ્રસ્થ જોઇને એ મુગ્ધ થઇ ગઈ. એને પસદ પડે એવુ એ નગર હતું. દ્વારિકામા અર્જુનની કૃષ્ણભક્તિ જોઇને એણે એવો અભિલાષ રાખ્યો હતો, કે સાસરામા હું એમની સહાયતાથી બીજા લોકોમા કૃષ્ણભક્તિનો પ્રચાર કરીશ, પણ અહિ આવીને તો તેણે જોયુ કે મહારાજા યુધિષ્ઠિરની કૃષ્ણભક્તિ અર્જુનના કરતા પણ ઘણી વધારે હતી. બીજા પાડવો પણ શ્રીકૃષ્ણની ભક્તિમા રાતદિવસ લીન રહેતા વળી પાડવ–મહિષી દ્રૌપદીની કૃષ્ણભક્તિની તો સીમાજ નહોતી. એ બધું જોઈને એ મુગ્ધજ થઈ ગઇ.

પાડવોને ઘેર શ્રીકૃષ્ણની ભગિની તરીકે સુભદ્રાને બધાં લાડ લડાવવા

લાગ્યા કુન્તીદેવી તેને પુત્રી સમાન ગણતા. દ્રૌપદી તેને સગી બેન સમી ગણતી.

સુભદ્રાએ થોડાજ સમયમા ઈન્દ્રપ્રસ્થમા રાજમહેલમા તેમજ રાજમહેલની બહાર બધાંના મન ઉપર અધિકાર જમાવ્યો કોઇ તેની સેવાથી મુગ્ધ થતુ, તો કોઇ તેની શુશ્રૂષાથી મુગ્ધ થતું, કોઇ તેની શ્રીકૃષ્ણ-ભક્તિ જોઇને પ્રસન્ન થતુ, તો કોઇ તેની સ્નેહ-મમતા, અને દયાના ગુણોથી મોહ પામતુ. વળી કોઇ તેની પરોપકારવૃત્તિ, ઉદારતા, મહાનુભાવતા અને સ્વધર્મપ્રેમ જોઇને આશ્ચર્યચકિત થતું આ પ્રમાણે ઈન્દ્રપ્રસ્થના નાના મોટા બધા સુભદ્રાના ભક્ત અને પ્રશંસક બન્યા. એવી ગુણિયલ વધ્ર પોતાના ઘરમાં આવ્યાથી યુધિષ્ઠિર પણ એક રત્ન સમી ગણીને તેનો આદર કરતા, એટલુંજ નહિ પણ શ્રીકૃષ્ણની પાસે રહી રાજનીતિમાં પાવરધી બનેલી એ આર્યા પાસેથી રાજકાર્યના ગુચવાડાભર્યા પ્રશ્નમા પણ કદિ સલાહ લેતા

આ પ્રમાણે અર્જુન અને સુભદ્રા આનંદપૂર્વક દિવસ નિર્ગમન કરવા લાગ્યા. સુભદ્રાની પતિભક્તિની પ્રશંસા ચારે તરફ પ્રસરી ગઇ હતી. એક વખત સનક ઋષિ તેના પાતિવ્રત્યનો મહિમા સાભળીને તેના મહેલમા ગયા સુભદ્રાએ ઋષિનો સારી પેઠે આદરસત્કાર કર્યો, તથા ભોજન આદિ કરાવીને વિદાય કર્યા ઋષિનું પૂજન કરતી વખતે સુભદ્રાના કપાળનો ચાલ્લો ઋષિના વસ્ત્રને અડકયો હતો ઋષિના વસ્ત્ર ઉપર સુભદ્રાનો ચાલ્લો જોઇને ઇર્ષ્યાખોર સ્રીઓએ તેના ઉપર જૂઠું આળ ચડાવ્યુ, પરન્તુ સુભદ્રાની મતિ શુદ્ધ હતી. તેણે પતિ સિવાય અન્ય કોઇ પુરુષનો સ્વપ્નમા પણ વિચાર નહોતો કર્યો. આ મિથ્યા આળમાંથી પોતાને મુક્ત કરવાને તેણે ભગવાનની પ્રાર્થના કરી એમ કહેવાય છે કે એ વખતે દેવવાણી થઇ કે સુભદ્રા પવિત્ર અને નિષ્કલક છે. એથી સૌને એના સતીત્વની ખાત્રી થઇ

સુભદ્રાએ પતિસહવાસમા કેટલાક વર્ષ પરમસુખમા ગાળ્યા, એ અરસામા એને એક પુત્ર પ્રાપ્ત થયો. એનું નામ પાડયુ અભિમન્યુ અભિમન્યુ બાળક હતો તે અવસ્થામાં દુર્યોધન અને શકુનિના પ્રપંચથી યુધિષ્ઠિર જુગારમા હારીને બન્ધુઓ તથા સતી દ્રૌપદીસહિત વનવાસમા ગયા. પુત્રના રક્ષણ અને શિક્ષણ સારૂ સુભદ્રા અભિમન્યુને લઈને દ્વારિકા

ગઇ. ત્યાં આગળ શ્રીકૃષ્ણે બાળક અભિમન્યુના શિક્ષણનો ભાર પોતાના હાથમા લીધો માતા સુભદ્રા મૂળથીજ વીરધર્મની અનુયાયી હતી. અર્જુન જેવા વીરને વરીને એ વીરધર્મને એણે પોષ્યો હતો. એ રુચિને લીધે એણે ગર્ભાવસ્થામાથીજ બાળક ઉપર વીરતાના સસ્કાર પાડયા હતા. બળરામ, સાત્યકિ આદિ વીરોના શિક્ષણથી અભિમન્યુ ઘણી નાની વયમાંજ જગતનો અદ્વિતીય વીર થઈ પડયો. સુભદ્રા જેવી રમણી જેની ગર્ભધારિણી, અર્જુન જેવો મહાવીર જેનો પિતા, અને શ્રીકૃષ્ણ જેના મામા, એ સંતાન આખી પૃથ્વીમા અદ્વિતીય વીર ન નીવડે તો નીવડે કોણ?

પાડવોના વનવાસના છેલ્લા વર્ષમા વિરાટ રાજાની કન્યા ઉત્તરા સાથે અભિમન્યુનું લગ્ન થયું. સુભદ્રાએ પુત્ર અને પુત્રવધૂને આશીર્વાદ આપી ખોળામા બેસાડયા, પણ એ સમયથી એને પતિને મળવાની ઈચ્છા બહુ તીવ્ર થઈ ગઈ. પાડવોના અજ્ઞાત વાસનો સમય પૂરો થયો હતો એટલે શ્રીકૃષ્ણે સુભદ્રાને વિરાટ નગરમા મોકલવાનો બદોબસ્ત કર્યો અભિમન્યુ અને ઉત્તરા તેની સાથે ગયા

વિદાય થતી વખતે શ્રીકૃષ્ણને પગે લાગીને, તથા તેમના ચરણની રજ માથે ચડાવીને સુભદ્રાએ રજા માગી અને પ્રાર્થના કરી કે "મોટા ભાઇ! ભીષણ ભારત યુદ્ધનો સમય પાસે દેખાય છે. એ સમયે તમારા શરણાગતોને ભૂલી ન જશો."

શ્રીકૃષ્ણે જરાક હસીને આશીર્વાદ આપીને કહ્યુ "તુ પણ નિરાશ્રયને આશ્રય આપવાનુ ભૂલીશ નહિ શરણાગતનુ રક્ષણ કરવામા પાછી પાની કરીશ નહિ. એને પરમ ધર્મ ગણજે"

સુભદ્રા વિરાટ રાજ્યમા જઈ રહી હતી. ત્યા રસ્તામા નદીમા સ્નાન કરવા જતા જોયું, કે એક રાજવેશધારી પુરુષ પાસેના વૃક્ષને એક સુદર ઘોડી બાધીને નદીના પાણીમા ડુબીને આત્મહત્યા કરવા તૈયાર થયો છે સુભદ્રાએ સ્નેહપૂર્વક તેની સાથે વાતચીત કરી અને આવો ઘોર અને પાપમય સકલ્પ કરવાનું કારણ પૂછયુ પેલા પુરુષે અશ્રુપૂર્ણ નયને કરુણ સ્વરે કહ્યુ "હું અભાગી અવન્તીપતિ દણ્ડીરાજ છુ હું નિરાધાર છું. ત્રણે ભુવનમા કોઇ મને મદદ આપનાર ન મળ્યું, ત્યારે ગગામૈયાના ખોળામા શરણ લેવાનોજ મે નિશ્ચય કર્યો છે."

એના દુ:ખની વિગત પૂછતા તેણે જણાવ્યું, કે આ ઘોડી મને પ્રાણ

કરતા પણ અધિક પ્રિય છે એના રક્ષણ સારૂ હું પૃથ્વીમા બધે ફરી આવ્યો, પણ કોઇએ મને મદદ આપવાનું વચન ન આપ્યું ! ” સુભદ્રાએ તેને શાન્ત કરીને પૂછ્યું “ આપને ઘોડીની બાબતમાં એવી તે શી આફત આવી છે કે કોઇ પણ આપને આશ્રય આપવા તૈયાર થતું નથી ? ”

રાજાએ જણાવ્યુ “ દેવિ ! દ્વારકાનાથ શ્રીકૃષ્ણ મારી આ અશ્વિનીને બળપૂર્વક હરણ કરવા માગે છે. તેમની સાથે યુદ્ધ કરીને ઘોડીનું રક્ષણ કરી શકુ એટલી શક્તિ મારામા નથી તેથીજ બીજાની મદદ માગવા ગયો હતો, પણ શ્રીકૃષ્ણનું નામ સાભળતાવારજ સૌએ સહાયતા કરવાની ચોકખી ના કહી. આશ્રિતોનું રક્ષણ કરવાનો ધર્મ ક્ષત્રીઓમાથી લોપ થઇ ગયો છે ”

સુભદ્રાએ વિસ્મયપૂર્વક પૃછ્યુ “ પાંડવોની પાસે ગયા હતા ? ”

“ ના; ત્યા ગયે શું વળે ? એ બધા શ્રીકૃષ્ણના પરમ મિત્ર છે એ તે વળી શ્રીકૃષ્ણની વિરુદ્ધ કહિ મને મદદ કરવાના હતા ? બલ્કે વધારે સભવિત તો એ હતું કે હું એમની પાસે ગયો હોત તો તેઓ મને કેદ પકડી મારી ઘોડીને બળાત્કારથી શ્રીકૃષ્ણની પાસે મોકલી દેત. માતા ! મારે માટે હવે કોઇ આધાર રહ્યો નથી તેથી મેં આત્મહત્યાનોજ આધાર લીધો છે તમે મને રોકશો નહિ ”

‘ ના ! એમ કદાપિ નહિ બને ’ કહી સુભદ્રા મનમાં વિચારવા લાગી કે પરાઇ વસ્તુ મેળવવાને મોટાભાઇને આટલો બધો લોભ શા સારૂ થયો ? એવી ધર્મવિરુદ્ધ બુદ્ધિ એમને કેમ સુઝી ? જરૂર એમા કાંઈ ગૂઢ રહસ્ય હોવુ જોઇએ, પરતુ વિદાય થતી વખતે મોટાભાઈએજ મને ઉપદેશ આપ્યો છે કે શરણાગતને આશ્રય આપવાનુ ભૂલીશ નહિ. આજ એમનો ઉપદેશ પાળવા સારૂ એમની સાથે લડવું પડશે તો લડીશ પણ ધર્મકાર્યથી હું વિમુખ નહિ થાઉ ”

મનમા ને મનમા તેણે શ્રીકૃષ્ણને સબોધીને કહ્યું “ મોટાભાઇ ! તમારાજ ઉપદેશાનુસાર ચાલી આજ નિરાધાર દણ્ડીરાજને આશ્રય આપીને હું તમારી વિરુદ્ધ આચરણ કરી રહી છું ફળાફળ મારૂ નથી. તમારૂંજ છે પ્રભુ ! તમારીજ ઇચ્છા પૂર્ણ થાઓ ” ત્યાર પછી સ્નેહપૂર્વક દણ્ડીરાજને કહ્યુ “ તમે મને મા કહીને બોલાવી છે તમે મારા પુત્ર સમાન છો હું કોઈ પણ દશામા તમારો પરિત્યાગ કરીશ નહિ આવો મારી સાથે આવો, તમને આજથી આશ્રય આપ્યો મારા શરીરમા લોહીનું એક ટીપું

પણ રહેશે ત્યાંસુધી તમને કે તમારી ઘોડીને કોઈ સ્પર્શ કરી શકનાર નથી." રાજા આશ્ચર્ય પામ્યો, અને કહેવા લાગ્યો, 'મા, તમે દેવી છો કે માનવી ?"

'બેટા ! આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી હું તારા જેવીજ માનવી કન્યા છુ. પૃથ્વી હજુ ક્ષત્રીઓથી શૂન્ય થઇ ગઇ નથી. આશ્રિતોને સહાયતા આપવાનો ક્ષાત્રધર્મ હજુ પૃથ્વીમાથી લોપ પામ્યો નથી. રાજન્ ! તમે વગર સંકોચે મારી સાથે ચાલો "

સુભદ્રા આગળ ચાલી, પણ દણ્ડિરાજ એક ડગલુ પણ આગળ વધ્યા નહિ અને પોતાને આશ્રય આપનાર દેવીનો પરિચય પૂછવા લાગ્યા ઉત્તરમા દેવી સુભદ્રાએ કહ્યુ "દણ્ડીરાજ ! તમારા શત્રુ શ્રીકૃષ્ણની બેન ભુવનવિજયી પાડવ અર્જુનની પત્ની, અભિમન્યુની જનની સુભદ્રા તમારી આશ્રયદાત્રી છે " રાજા એ સાભળી વધારે આશ્ચર્ય પામ્યો અને સાથે જવું કે ન જવું તેના વિચારમા પડ્યો. એટલામા સુભદ્રાએ અભિમન્યુને બોલાવીને કહ્યુ, કે બેટા, મે આજે આ પુરૂષને આશ્રય આપ્યો છે તારા સિવાય બીજા કોઈને હું આજ્ઞા આપી શકુ એમ નથી. જા, તારા દેહમાં જીવ છે ત્યાંસુધી આ અશ્વિનીનો વાળ પણ વાકો ન થાય એ બાબત ધ્યાન રાખજે " સુભદ્રાએ અભિમન્યુને એ પણ સમજાવ્યુ કે એને આશ્રય આપવાની પ્રતિજ્ઞા લીધાથી એ કોની સાથે શત્રુતા વહોરી રહ્યો છે. પુત્ર કરતા પણ એના ઉપર અધિક સ્નેહ કરનાર, અનેક લાડ લડાવનાર, શસ્ત્ર અને શાસ્ત્રનું જ્ઞાન આપનાર, પરમ આરાધ્ય મામા શ્રીકૃષ્ણનો વિરોધ કરવો પડશે એ સારી રીતે સમજાવ્યુ. વળી એ પણ સમજાવ્યુ કે જે રાજાને આખી પૃથ્વીના બધા રાજાઓએ આશ્રય આપવાની ના કહી છે, તેને મદદ આપવાનું પોતે માથે લીધુ છે

અભિમન્યુએ બધો વૃત્તાત સાભળીને હિમતપૂર્વક કહ્યું " આખી પૃથ્વીના લોકો એકઠા મળીને યુદ્ધક્ષેત્રમાં સામા આવશે તોપણ માતા, તમારો પુત્ર પાછી પાની નહિ કરે, અને શરણાગતનો ત્યાગ નહિ કરે." સુભદ્રા આદરપૂર્વક પુત્રનું શિરચુબન કરીને દુ:ખી રાજાને સાથે લઇને આગળ ચાલી. પાડવોને ત્યા જઇને એણે સર્વે વૃત્તાત કહ્યો, પણ શ્રીકૃષ્ણ જેવા પોતાના પરમ હિતૈષી જેના શત્રુ તેને આશ્રય આપવામાં મોટું જોખમ તથા મિત્રદ્રોહ સમાયલાં છે એવો બધાનો અભિપ્રાય થયો.

આખરે સુભદ્રાએ સમજાવ્યું કે મે મારા ધર્મબળ ઉપર આ સાહસ વહોર્યું છે. શ્રીકૃષ્ણની બેન, ત્રીજા પાંડવની પત્ની, અભિમન્યુની જનની સુભદ્રા શું કદાપિ ધર્મને તિલાંજલિ આપી શકશે ? ક્ષત્રીઓનો સૌથી મુખ્ય ધર્મ નિરાધારને આશ્રય આપવાનો છે. પાંડવોની કુલવધૂ થઈને હું એ ધર્મની અવગણના કેવી રીતે કરૂં ! આખી દુનિયા એકઠી થઈને મારી વિરુદ્ધ થશે તોપણ હું કદિ આશ્રિતને રક્ષણ આપવાના ધર્મનું પાલન કરવામાં પાછી પાની કરીશ નહિ. ”

પાંડવોને લાગ્યું કે સુભદ્રાની આ વાણી પાંડવપત્નીને યોગ્યજ છે. પોતાને ક્ષાત્રધર્મનું ખરૂં રહસ્ય સમજાવવા માટે તેમણે સુભદ્રાને ધન્યવાદ આપ્યો, અને પ્રતિજ્ઞા કરી કે પાંડવો જીવે છે ત્યાંસુધી દણ્ડીરાજનો વાળ કોઈ પણ વાંકો કરી શકશે નહિ.

હવે સુભદ્રા નિશ્ચિન્ત થઇ. પાંડવોએ પણ દણ્ડીરાજના રક્ષણને સારૂ કમર કસી શ્રીકૃષ્ણે પણ ગમે તે પ્રકારે એ ઘોડીનું હરણ કરવાનો નિશ્ચય કર્યો હતો, એટલે પાંડવો અને શ્રીકૃષ્ણનો વિરોધ રોકી શકવો એ અસંભવિત થયું પાંડવોની તરફથી એમના સગાસબંધીઓ તૈયાર થઇને આવ્યા, શ્રીકૃષ્ણની તરફથી દેવતાઓ પણ સહાયતા કરવા આવી પહોંચ્યા.

દણ્ડીની એ ઘોડી , શાપભ્રષ્ટા ઉર્વશી હતી દુર્વાસાના શાપથી એ અશ્વિની રૂપ ધારણ કરીને ફરતી હતી, પરન્તુ ઋષિએ શાપ દીધા પછી તેના પશ્ચાત્તાપથી દયા આણીને વરદાન આપ્યું હતું, કે આઠ વજ્રના દર્શન કર્યાથી શાપમાથી છુટકારો મળશે. કૌરવપાંડવોને કોઇને એ શાપની ખબર નહોતી.

શ્રીકૃષ્ણે ઘણીએ પ્રાર્થના, આગ્રહ, અને આદેશ કર્યા છતા પણ પાંડવોએ દણ્ડીરાજને સોપ્યો નહિ, ત્યારે લાચારીએ યુદ્ધ છેડાયું. સુભદ્રાએ ઠીકજ કહ્યુ હતું, કે ધર્મની વિરુદ્ધ ત્રણે ભુવનના લોકો એકઠા થાય તોપણ તેમને વિજય મળી શકે નહિ. દેવતાઓ અને યાદવસેના શ્રીકૃષ્ણની મદદે હોવા છતા તેઓ પાંડવોને જીતી શકયા નહિ.

એ સમરક્ષેત્રમા આઠ વજ્ર એકઠા થતાવારજ દણ્ડીરાજની અશ્વિનીએ શાપમુક્ત થઇ ઘોડીનું રૂપ છોડી દઇને સુન્દર અપ્સરારૂપ ધારણ કર્યું , અને પોતાના શાપનો વૃત્તાંત કહ્યો હવે સુભદ્રાએ આગળ આવીને યુદ્ધ રોકાવ્યું શ્રીકૃષ્ણ હર્ષપૂર્વક પાંડવોને ભેટયા અને ભગિનીને તેના

ઉચ્ચ ધર્મજ્ઞાન માટે ધન્યવાદ આપ્યો

કુરુક્ષેત્રના વિશાળ મેદાનમાં કૌરવો અને પાડવોના સૈન્ય ગોઠવાઇ ગયા. ભારતવર્ષના ભિન્ન ભિન્ન દેશના રાજાઓ કોઈ પાડવના પક્ષમા તો કોઇ કૌરવોના પક્ષમા મદદ આપવા સારૂ આવી પહોચ્યા. શ્રીકૃષ્ણે બન્ને પક્ષને સતુષ્ટ રાખવા ખાતર દુર્યોધનને તો પોતાની આખી નારાયણી સેના આપી, અને પોતે એકલા પાડવોને સહાયતા આપવા અર્જુનના સારથિ બન્યા. યુદ્ધના આરભમા શ્રીકૃષ્ણે બન્ને સૈન્યોની વચમા પોતાના રથની સ્થાપના કરી, ત્યારે બન્ને તરફ પોતાના સગાસબધી અને ઇષ્ટમિત્રોને મરવા અને મારવા તત્પર થયેલા જોઇ વીર અર્જુનને વિષાદ ઉત્પન્ન થયો. શ્રીકૃષ્ણે આરભમાજ અર્જુનનું હૃદય એ પ્રમાણે પોચુ પડેલુ જોઈ તેના બધા સદેહો દૂર કર્યા અને કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ તથા વૈરાગ્યની સાચી મીમાસા કરીને આવે સમયે તેનુ કર્તવ્ય શું છે તે સમજાવ્યું અર્જુનનો ખેદ દૂર થયો, અને યુદ્ધનો આરભ થયો

શ્રીકૃષ્ણના ઉપદેશને 'ગીતા'રૂપ ગ્રન્થમા ગુથીને શ્રીવેદવ્યાસે સુભદ્રાને સંભળાવ્યો હતો, અને મોટાભાઇનો એ અમૂલ્ય ઉપદેશ ગર્વપૂર્વક સુભદ્રાએ પોતાના બાળક અભિમન્યુને સભળાવ્યો હતો. એ ગ્રન્થ વાચ્યા પછી સુભદ્રા નિર્લેપ ભાવથી, બમણા ઉત્સાહથી રણભૂમિમા સાચી સેવિકા બની કામ કરવા મડી પડી હતી. ચારે તરફ શસ્ત્રોનો ઝણઝણાટ ચાલી રહ્યો હતો. ઘાયલ થયેલા અને મરણ પામતા વીરોની ચીસો ચારે તરફ સભળાતી હતી. એવી દશામા સુભદ્રા પોતાના પુત્ર-સહિત યોદ્ધાઓની માવજત કરવા સારૂ તણુએ તણુ ફરતી હતી ઘાયલ થયેલાઓને મલમપટ્ટા કરતી મીઠા સ્વરે ધર્મોપદેશ આપી તેમના જીવનને શાન્તિ આપતી, અને શોક અને દુઃખ વિસરાવી દઈ તેમનામા નવ જીવનનો સંચાર કરતી. આ સેવા કરતી વખતે તેને મનથી મિત્ર અને શત્રુ, સ્વપક્ષ કે વિપક્ષનો વિચાર નહોતો. આ પ્રમાણે તેને જરા પણ વિશ્રામ લીધા વગર રાતદિવસ પરિશ્રમ કરતી જોઇને દ્રૌપદીએ એકવાર લાડપૂર્વક કહ્યુ

" અભાગણી, આ પ્રમાણે આહાર અને નિદ્રાની પણ પરવા કર્યા વગર તું તારા દેહને કેમ સૂકાવી રહી છે? નથી તને રાતનુ ભાન, કે નથી

દિવસનુ ભાન. જ્યારે જુઓ ત્યારે ઘાયેલોની સેવા કરવાનીજ ધુન છે! જો તો ખરી! તારૂ મો કેવું સૂકાઇને ફીકકુ પડી ગયું છે, આંખો કેટલી ડુબી ગઇ છે! આજ આ યુદ્ધને અગિયાર દિવસ થયા, પણ તારા મુખ ઉપર નિરાતનું હાસ્ય નથી જોયુ. જયારે જુઓ ત્યારે પારકે દુઃખે દુ ખી. "મડદાઓની સાથે રહીને તું પણ મડદા જેવી થઈ ગઈ છે. કોણ જાણે ક્યારે તુ સુખે બેસીશ?"

સુભદ્રાના મુખ ઉપર કરુણાનુ તેજ ફરીથી ઝળકી ઉઠયુ અને એ કહેવા લાગી "મોટી બેન! રોગીઓને શાન્તિ આપવી, દુ.ખીઓ ઉપર દયા દાખવવી, શોકાતુરને દિલાસો આપવો એના કરતા વધારે સુખ સ્ત્રીને માટે કયુ છે? પરમાત્માએ આગ અને જળની રચના કરી છે તેવીજ રીતે આ પૃથ્વીમા રોગ, શોક, અને દુઃખ ઉત્પન્ન કરતી વખતે સાથેને સાથેજ અનત પ્રેમપૂર્ણ નારીનુ હૃદય પણ ઉત્પન્ન કર્યું છે. તો પછી કોઇ સ્ત્રી મરણતોલ થયેલા મનુષ્યમા અમૃત રેડી શકે, દુ ખની જ્વાળામાં શાન્તિ વરસાવી શકે, તો એના જેવું સુખી કોણ? જુઓ તો ખરા, આ યુદ્ધમાં દરરોજ, પ્રતિક્ષણે કેટલાએ નરરત્ન સ્વધર્મનુ પાલન કરતા કરતા પ્રાણ ત્યજી રહ્યા છે! શુ આપણે સ્ત્રીઓ પણ સ્વધર્મનુ પાલન એવીજ રીતે કરીએ છીએ?"

દ્રૌપદીએ કહ્યુ "એ વાતનો તો હું પણ સ્વીકાર કરૂ છું, કે દુ ખી અને ઘાયલની સેવા કરવી એ નારીનો ધર્મ છે, પણ શત્રુની સેવા કર્યે શો લાભ? જે શત્રુઓને મારી નાખવા માટે તો આ યુદ્ધની ધમ્માચકડી છે તેજ શત્રુઓ ઘાયલ થતા અથવા મરણ પામતા એમના પ્રત્યે આટલી બધી દયા બતાવવાનું શું પ્રયોજન? તું નિર્વિકાર ચિત્તે પોતાના સતાનની પેઠે પરમ શત્રુઓની પણ સેવા કરી રહી છે, એ વાજબી છે? એમના સગા વહાલાઓ શું મરી પરવાર્યા છે? એ લોકો પોતાના માણુસોની ખબર અતર લે, આપણા પક્ષની સભાળ આપણે રાખીએ. તુ તો ઘેલી, શત્રુઓની પણ સેવા કરીને તારા દેહનો નાશ કરવા બેઠી છે એ શું?"

સુભદ્રાએ જરાક ચીડાઇને દૃઢતાપૂર્વક કહ્યું "શત્રુ! શત્રુ! એ શુ બોલો છો? શું શત્રુઓ આપણી પેઠેજ મનુષ્યો નથી? શુ તેમના શરીર આપણી પેઠે લોહી અને માસના બનેલા નથી? તમારો અને

મારો પ્રાણ છે તેવોજ પ્રાણ શું શત્રુઓને નથી ? જૂદા જૂદા વાસણોમાં ભરેલું જળ એકજ છે કે જૂદું ? શત્રુ ને મિત્ર એ ભેદ શો ? શસ્ત્રોથી બધાના શરીરને એકસરખી પીડા થાય છે. મરણ બન્નેને એકસરખું આવે છે. એકજ ભગવાન સર્વમા વસી રહ્યો છે, એ સર્વમય એક અદ્વિતીય છે, તો પછી તુ અને હું, શત્રુ અને મિત્ર એ ભેદ શાનો ? પ્રિય અને અપ્રિય એવો ભેદ શા સારૂ ? ”

“ ત્યારે શું શત્રુ અને મિત્રને સરખા ગણવા ? કર્ણ અને દુર્યોધનને આપણા મિત્ર સમજવા ? દુર્જનના દુ ખે પણ દુ ખી થવું ? વિષ અને અમૃતને સરખી રીતે ગ્રહણ કરવા. ?

સુભદ્રાએ ગભીરતાથી ઉત્તર આપ્યો “બહેન ! જે કોઈ પુણ્યવાન છે તેના ઉપર તો કોણ પ્રેમ નહિ કરે ? પરન્તુ એમાં તે શી મોટી વાત કહેવાય ? પાપીને જે ચાહે, તેજ માણસ પ્રેમાવતાર છે આ માતા વસુધરાના ખોળામા સુગંધ અને દુર્ગંધવાળા ફૂલ એકસરખા ભાવે વિરાજે છે. તેના ગર્ભમા ઉજ્જવળ રત્નની સાથેજ રેતી પણ જોવામા આવે છે. જગત્‌ની નીતિ સામ્યવાદની છે, સસાર આપણને સુખમય પ્રેમસંગીત સભળાવે છે. મનુષ્યને એમાથીજ ઘણું શીખવાનુ મળે છે. સઘળે સમાન પ્રેમ, સમાન દયા અને સમબુદ્ધિના આપણને દર્શન થાય છે આપણે નારીઓ વિશ્વમૈયાના પ્રતિબિમ્બરૂપ છીએ. શત્રુ અને મિત્ર એવા ભેદ આપણે માટે નથી વરસાદની ધારાની પેઠે આપણે તો આપણો જનની પ્રેમ સર્વત્ર એકસરખો વરસાવવો જોઇએ મિત્રને જે ચાહે છે, તેનો પ્રેમ સકામ છે. એ તો એક ક્ષુદ્ર સાટુ છે– સોદો છે શત્રુ અને મિત્ર બન્નેને માટે જેનું હૃદય સરખી રીતે દુભાય છે તેજ મારે મનથી દેવતા છે. બાળકને મનથી માતપિતાનું સુખ એ નાનું શું જગત્ છે. એ ઉપરાંત બીજી કોઇ વાતની તેમને પરવા હોતી નથી ધીમે ધીમે તેમનું કુડાળુ વધે છે. આ સંસાર ભાઈબહેનથી પરિપૂર્ણ થાય છે. યૌવનમા પાતપત્ની સ્નેહતરગમા મસ્ત રહે છે, અને તેમના એ તરગો પૃથ્વી અને આકાશમાં વ્યાપી રહે છે. ધીમે ધીમે સન્તાનોનો સ્નેહ અનન્ત સુખે ઝરણાંરૂપે ફૂટી નીકળે છે, અને પુણ્યમય સાગરસગમ થાય છે. મોટી બહેન આવો પ્રેમધર્મ છે. એ પ્રેમધર્મવડે મને આખો સંસાર કૃષ્ણાર્જુનમય લાગતો હતો. હવે મારૂં હૃદય માતૃસ્નેહથી પૂર્ણ થતાં જોઉં છું કે આખો સંસાર

અભિમન્યુ અને ઉત્તરામય છે. માતપિતા, ભાઇબહેન, પતિપુત્ર, એકંદરે આખા મહાવિશ્વથી પ્રેમ તૃપ્તિ પામતો નથી; પરન્તુ આ વિશ્વથી પર અનિવર્ચનીય અને અનંત જે કાંઈ છે તે તરફ મારી સ્નેહસરિતાનો પ્રવાહ દોડે છે " બોલતાં બોલતાં સુભદ્રાનું મુખ અસાધારણ પ્રકાશથી ઝળકવા લાગ્યું. બન્ને નયનોમાથી પ્રેમ-વારિ ટપકવા લાગ્યાં. દ્રૌપદીએ મુગ્ધચિત્તે આવેગભેર તેને છાતી સરસી ચાપી, અને તેના મુખને ચુમ્બન કરીને કહ્યું "ધન્ય છે સુભદ્રા ! શ્રીકૃષ્ણની ભગિનીમા આવું જ્ઞાનજ શોભે. "

દશ દિવસ મહાયુદ્ધ ચાલ્યા પછી કુરુસેનાપતિ ભીષ્મદેવ શરશય્યા ઉપર પોઢયા, એટલે સુભદ્રા અને અભિમન્યુ તેમની શુશ્રૂષા કરવામા જોડાયા. સુભદ્રા તેમના ઘા ધોઈને લેપ લગાડતી, અભિમન્યુ તેમને શ્રી કૃષ્ણનો ગીતાનો ઉપદેશ સ ભળાવતો

એવામા સમાચાર આવ્યા કે દ્રોણાચાર્ય ચક્રવ્યૂહ રચીને ભીષણ યુદ્ધ કરી રહ્યા છે. અર્જુન યુદ્ધક્ષેત્રમા બીજે સ્થળે રોકાયલો હતો, એટલે ચક્રવ્યૂહને તોડવાની યુક્તિ જાણે એવો બીજો કોઈ વીર નહોતો. એટલે યુધિષ્ઠિરે અભિમન્યુને સેનાપતિ નીમીને રાજમુકુટ તથા દિવ્યાસ્ત્ર મોકલ્યા

સોળ વર્ષના બાળકને એવું ગૌરવભર્યું પદ મળ્યાથી એના આનં-દનો પાર રહ્યો નહિ. માતા અને પત્નીની વિદાય લઇને એ યુદ્ધક્ષેત્રમા વિદાય થયો, અને એકલે હાથે અનેક વીરોની સાથે યુદ્ધ કરી શત્રુસૈન્યમા હાહાકાર વર્તાવ્યો આખરે શત્રુઓના પ્રપંચનો ભોગ થઇ એ બાળક વીરગતિને પામ્યો. અભિમન્યુ જેવા વીરપુત્રનું અકાળ મૃત્યુ જોવાનો હૃદયવિદારક પ્રસગ પ્રાપ્ત થતા, એ કારી ઘાથી સુભદ્રાનુ કોમળ હૃદય કેટલુ વીધાઈ ગયું હશે તેની કલ્પના વાચક બહેનો સારી પેઠે કરી શકશે. એવી વિપત્તિને સમયે પણ ધીરજ ખોયા વગર સુભદ્રાએ શાન્ત ચિત્તે પુત્રની સદ્‌ગતિ અર્થે ઘણી ઉત્તમ પ્રાર્થના કરી હતી. "હે પુત્ર! સંયમી મુનિઓ બ્રહ્મચર્યથી અને વિવાહિત પુરુષો એક પત્નીવ્રતના પાલનથી જે ગતિ મેળવે છે, તે ગતિ તું મેળવજે! રાજાઓ, સરદારો અને ચારે વર્ણના લોકો પુણ્યના સંચયથી જે સનાતન ગતિને પામે છે, તે ગતિ તને પ્રાપ્ત થજો. દીન દરિદ્ર મનુષ્યોપર દયા કરનાર, સત્યનુ પાલન કરનાર, ચાડી ન કરનાર, સર્વદા યજ્ઞ અને ધર્મનું અનુષ્ઠાન કરનાર, ગુરુ તથા અતિથિની સેવામાં નિમગ્ન રહેનાર, કષ્ટ પડયા છતા માતપિતાની

સેવા કરનાર, સ્વપત્નીમાં અખંડ પ્રેમ રાખનાર, નોકરો પ્રત્યે પણ સમ-દૃષ્ટિ રાખનાર, તથા સર્વ ઇન્દ્રિયોને જીતનાર જ્ઞાની સાધુ જે ગતિને પામે છે તે ગતિ તને પ્રાપ્ત થજો."

ધૈર્યની પરીક્ષા આપત્તિ સમયેજ થાય છે. સ્ત્રીઓને સંસારમા પુત્ર શોક કરતા મોટો શોક નથી, છતા એવે સમયે આટલું ધૈર્ય દાખવી, પુત્રની સદ્‌ગતિ સારૂ ઉચ્ચ વિચાર દર્શાવ્યા તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે શ્રીકૃષ્ણે ગીતામા ઉપદેશેલું અમૃત તેણે પાન કરીને રગેરગમા ઉતાર્યું હતું.

સુભદ્રા અને દ્રૌપદી બન્ને સપત્ની હોવા છતાં બન્નેનો સંબંધ કેવો સગી બહેનો જેવો હતો તે વાચકોએ આ ચરિત્રમાજ અનેક સ્થળે જોયું હશે.

અર્જુને પુત્રહત્યાનો બદલો એ યુદ્ધમા લીધો. ત્યાર પછી શ્રીકૃષ્ણ દ્વારિકા સિધાવ્યા. ત્યાં પધાર્યા પછી થોડા સમયમા મદ્યપાન, ઉચ્છૃંખલતા-અધર્માચાર આદિ દોષોને લીધે યાદવકુળનો નાશ થયો શ્રીકૃષ્ણ અને બળરામના મંદવાડના સમાચાર મળતાં, અર્જુન અને સુભદ્રા દ્વારિકા જવા વિદાય થયા ત્યા પહોચતા ખબર પડી કે બળરામ અને શ્રીકૃષ્ણે પોતાની લીલા સંવરણ કરી છે અર્જુન અને સુભદ્રાના શોકનો પાર રહ્યો નહિ. દ્વારિકાના લોકોએ સુભદ્રાની અનન્ય કૃષ્ણભક્તિના સ્મારક-રૂપે, તથા પોતાની તેણે કરેલી અનેક સેવાઓના તુચ્છ બદલા તરીકે, શ્રીકૃષ્ણ અને બળરામની સાથે સુભદ્રાની મૂર્તિની સ્થાપના કરી, તેમની પૂજા પ્રચલિત કરી. જગન્નાથપુરીમા એમના ભવ્ય મંદિરની સ્થાપના થઈ આજ પણ રથયાત્રાને દિવસે કરોડો હિન્દુઓ ભક્તિપૂર્વક શ્રીકૃષ્ણ અને બળરામની સાથે દેવી સુભદ્રાના દર્શન અને પૂજન કરીને કૃતાર્થ થાયછે.

---

# रत्न १०२ मुं—रुक्मिणी



વિદર્ભ નગરના રાજા ભીષ્મકને એક પુત્રી હતી. પુત્રી સાક્ષાત્ લક્ષ્મીના જેવી સ્વરૂપવતી હતી. લોકો તેને લક્ષ્મીના અવતાર સમાન ગણતા. તેનું નામ રુકિમણી હતું. બાલ્યાવસ્થાથીજ રુકિમણી શ્રીકૃષ્ણને ચાહવા લાગી હતી. શ્રીકૃષ્ણને તેણે કદિ જોયા નહોતા, છતાં પણ તેમના ગુણોની પ્રશંસા સાભળીને એ પ્રેમમુગ્ધ થઈ ગઈ હતી; અને તેણે મનમા ને

મનમા પ્રતિજ્ઞા કરી હતી કે ' શ્રીકૃષ્ણજ મારા સ્વામી થશે. એમના વગર હું બીજા કોઇને વરીશ નહિ. કદાચ એ મને નહિ વરે તો મારો જીવ કહાડી નાખીશ.'

બાલિકા રુકિમણી એ વખતે સંસારની ખટપટો સમજતી નહોતી, છતાં પણ સરળ હૃદયે તેણે આ પ્રતિજ્ઞા કરી હતી પ્રેમના આવેગને લીધે શુદ્ધ હૃદયથી કરેલી પ્રતિજ્ઞા પ્રભુ પૂર્ણ નહિ કરે ? ભગવાન અવશ્ય તેના પવિત્ર પ્રેમમા સહાય કરશે.

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. ચન્દ્રની કળાની માફક રુકિમણી પણ દહાડે દહાડે વધવા લાગી બાલ્યાવસ્થા ઉતરી ગઈ અને કિશોરાવસ્થામાં તેણે પ્રવેશ કર્યો, તેનું સૌન્દર્ય હવે વિકસિત થયું.

રુકિમણીને એક મોટો ભાઈ હતો. એનુ નામ રુકમી હતું એ ઘણો હઠીલો, તોફાની અને અત્યાચારી હતો. ચેદી રાજયનો રાજા શિશુપાલ તેનો મિત્ર હતો. ' ચોરનો ભાઈ ઘંટીચોર ' એ કહેવત પ્રમાણે શિશુપાલ પણ રુકમીના જેવોજ હતો. બન્નેમા ગુણદોષ એકસરખા હતા. રુકમીએ પોતાની બહેન રુકિમણીનો વિવાહ શિશુપાલ સાથે કરવાનો નિશ્ચય કર્યો હતો. એ નિશ્ચયની ખબર પડવાથી રુકિમણીના હૃદયને ઘણોજ ઊડો ઘા લાગ્યો હતો. સખી ચન્દ્રકળા આગળ તેણે પોતાનું હૃદય ખોલ્યું હતું, અને ચોધાર આસુએ રોદન કરીને પોતાની ઈચ્છા માબાપને જણાવવા વિનતિ કરી હતી

રુકિમણીના માતપિતાએ જ્યારે રુકિમણીના વિચાર જાણ્યા ત્યારે તેમણે કહ્યુ ' શ્રીકૃષ્ણના જેવા જમાઇ મળે એ તો મોટા ભાગ્યની વાત. ચૌદ જન્મસુધી તપસ્યા કરી હોય તોજ એવા નરરત્ન જમાઇરૂપે મળે, પણ એવું સદ્ભાગ્ય અમારૂં કયાથી હોય ? શ્રીકૃષ્ણ દ્વારિકા જેવા મોટા રાજ્યના અધિપતિ છે, અને અમે નાના સરખા વિદર્ભ રાજ્યનાં રાજારાણી છીએ. અમારી દીકરીને એ શું કામ પરણે ? એ વિચાર પણ, વેંતીઓ માણુસ ચંદ્રમાને પકડવાનો વિચાર રાખે તેના જેવો છે.'

માતાપિતાએ તો રુકિમણીની પસંદગીને અનુમોદન આપ્યું પણ તેના જીદી ભાઇ રુકમીએ તો હઠ પકડી કે બહેનને શિશુપાલ સાથે પરણાવવીજ પડશે. તેને પરણાવ્યા વગર ચાલવાનુંજ નથી.

આ હઠીલા છોકરાની વિરુદ્ધ માબાપ કાંઈ બોલી શકયાં નહિ. લાડ-

વાયો છોકરો હતો એટલે તેની વાતને સમતિ આપવીજ પડી. શિશુ-પાલ સાથે રુક્મિણીનું સગપણ થઇ ચૂકયું લગ્નનો દહાડો પણ નક્કી કરવામા આવ્યો

રુક્મિણી રોવા લાગી. એકાગ્રચિત્તે ભગવાનને સબોધીને કહેવા લાગી 'હે ભગવાન્! દુ:ખિયાની ગતિ! તુંજ મારૂં રક્ષણ કરીશ મારૂ રક્ષણ કરનાર હવે તારા સિવાય બીજું કોઈ નથી. હે અનાથના નાથ! હે નિરાધારના આધાર! મને શ્રીકૃષ્ણના ચરણમા આશ્રય અપાવ. હું ચિન્તાના ઉંડા સાગરમા ડુબી ગઇ છુ. હે જગત્પતિ! મારો ઉદ્ધાર કર!'

રુક્મિણીની ચારે તરફ અધકાર વ્યાપી રહ્યો હતો માબાપ, ભાઇ, સગાસબધી કોઈ તેની મદદે નહોતુ; છતા પણ એ નિરાશ થઇ નહિ પ્રભુ નિરાધારને પણ સહાય કરે છે એ વાત ઉપર તેને સપૂર્ણ વિશ્વાસ હતો. તેણે પોતાના પડોશમાથી એક વૃદ્ધ બ્રાહ્મણને બોલાવ્યો, અને ખુલ્લે દિલે તેને બધી વાત કહી રુક્મિણીનો સકલ્પ ઘણો સારો છે એ જાણીને બ્રાહ્મણ ઘણોજ પ્રસન્ન થયો. તેણે કહ્યુ 'બેટા રુક્મિણી! હું વૃદ્ધ બ્રાહ્મણ છુ. મારો ખરા અંત:કરણનો આશીર્વાદ છે કે તારૂં કાર્ય સિદ્ધ થશે. જેનો સંકલ્પ ઉંચા પ્રકારનો હોય છે તેને ભક્તવત્સલ ભગ-વાન્ અવશ્ય મદદ કરે છે હું વૃદ્ધ છુ તોપણ તને આ કામમા પૂરેપૂરી મદદ આપવા તૈયાર છુ હુ ગમે તેમ કરીને દ્વારિકા નગરીમા પહોચીશ અને શ્રીકૃષ્ણને મારી સાથે તેડતો આવીશ. તુ પણ તેમને મળવા તૈયાર થઇ રહેજે.'

વૃદ્ધના શબ્દોથી રુક્મિણીના હૃદયને ટાઢક વળી. તેના શરીરમા આહ્લાદનો વેગ વિજળીની પેઠે પ્રસરી ગયો તેના મનમાં ઉપરાઉપરિ અનેક વિચાર આવવા લાગ્યા. 'એ તો દ્વારિકાના સર્વેશ્વર છે. મારા જેવી એક સામાન્ય સ્ત્રીની વિનતિ એ માન્ય રાખશે?'

વળી વિચાર આવ્યો, 'શામાટે નહિ રાખે? સાભળ્યુ છે કે એ ઘણાજ દયાળુ છે. જે કોઈ તેમને શરણે જાય છે તેને બચાવવા માટે એ કોઇ પણ પ્રકારની ત્રુટી કરતા નથી. મે એકાગ્રચિત્તે તેમનુ ધ્યાન કર્યું છે. તેમના સિવાય બીજા કોઇ પુરુષનો વિચાર સરખો પણ નથી કર્યો, તો શું એ આ આફતમાથી મારો બચાવ નહિ કરે? અવશ્ય કરશેજ.'

આ પ્રમાણે ઘડીકમાં આશા તો ઘડીકમાં નિરાશાને લીધે તેનું હૃદય

છિન્નવિચ્છિન્ન થવા લાગ્યુ. શ્રીકૃષ્ણને આપવા સારૂ તેણે બ્રાહ્મણના હાથમાં એક પત્ર આપ્યો. પત્રમાં લખ્યું હતુ.

"શ્રી શ્રીના ચરણકમળમા,

દાસીના સહસ્ર સહસ્ર પ્રણામ સ્વીકારશો. હુ આપની આગળ બિલકુલ અજાણી છુ, પરન્તુ હુ સારા કુળની બાલિકા છું. હાલ હું મોટી મુંઝવણમા પડી છુ. આજે શરમ છોડી દઈને આપની કૃપા માટે પ્રાર્થના કરવા બેઠી છું. હું આપને મારો પરિચય શો આપુ? હુ વિદર્ભ દેશના રાજા ભીષ્મકની પુત્રી છુ. દાસીનું નામ રુકિમણી છે આ પત્ર વાચ્યા પછી આપ મારે માટે શો અભિપ્રાય બાધશો તે હુ કહી શકતી નથી. ભય અને લજ્જાને લીધે કલમ ધ્રૂજી જાય છે, આગળ લખી શકાતું નથી. હૃદય સ્તભિત થઇ જાય છે. હૃદય એકદમ સ્વસ્થ થતું નથી. ઋષિઓને મોએ સાભળ્યુ છે કે આપ કૃપાસિધુ છો, પાપીઓને સજા કરીને પૃથ્વીનો ભાર ઉતારવા સારૂજ આપે આ પૃથ્વી ઉપર અવતાર લીધો છે. એટલા માટેજ આપની પાસે આ પત્ર મોકલવાનું સાહસ કર્યું છે આપના સિવાય મારી બીજે કાઈ ગતિ નથી

હૃદય દેવતા! તમે ખાત્રીથી માનજો કે હું ઘણીજ મોટી વિપત્તિમા આવી પડી છુ. જે દિવસથી ઋષિઓને મોએ આપના સદ્ગુણોની પ્રશસા સાભળી છે, જે દિવસે રાત્રી સમયે શખ, ચક્ર, ગદા, પદ્મધારી ચતુર્ભુજરૂપે આપના સ્વપ્નમા દર્શન કરી ચૂકી છુ, તે દિવસે મે મારૂ તુચ્છ હૃદય આપનાજ ચરણકમળમા સમર્પણ કરી દીધુ છે.

મારો ભાઇ રુકમી ઘણો હઠીલો અને ઉદ્ધત છે તેણે આપના શત્રુ ચેદી રાજ્યના રાજા શિશુપાલ સાથે મારો વિવાહ નક્કી કર્યો છે. લગ્નનું મુહૂર્ત પણ પાસે આવતુ જાય છે, પરન્તુ મે તો પોતાની ઇચ્છાથી આપના ચરણકમળમા મારો પ્રાણ અર્પણ કરી દીધો છે. હવે હું બીજા પુરુષને સ્વામી તરીકે કેવી રીતે સ્વીકારી શકુ? માતપિતા આગળ આ બધી વાતનો ખુલાસો કરતા શરમ આવે છે. સખી ચન્દ્રકળા આગળ હૈયુ ખાલી કરીને રોઉં છુ. સ્રીજાતિને માટે રડવા સિવાય બીજો શો ઉપાય છે?

હું ઘણીજ દુ:ખી છું. કાગળ લખતા લખતાં આંસુની ધારાથી પત્ર ભીજાઈ જાય છે. મારો મૃત્યુકાળ પાસે આવી પહોંચ્યો છે. વિકટ રાક્ષસ મોં ફાડીને ખાઇ જવા આવી રહ્યો છે, તે પહેલા આપ પધારીને આ

દાસીનો ઉદ્ધાર કરશો, તથા આપના ચરણકમળમા સ્થાન આપીને કૃતાર્થ કરશો. ”

આપની દાસી
રૂકિમણી

આ પત્ર લઇને વૃદ્ધ બ્રાહ્મણ દ્વારિકામા જઈ પહોચ્યો એ રાજનગરનું સૌન્દર્ય જોઇને એ અવાક્ થઇ ગયો પાકી સડકો ઉપર હજારો લોકો આવજા કરી રહ્યા હતા. રસ્તાની બન્ને બાજુએ સુદર હવેલીઓ હતી. શહેરમા પુષ્કળ બાગબગીચાના રંગબેરગી પુષ્પો આખા શહેરમાં સુગધી પ્રસરાવી રહ્યા હતાં. વાવતળાવ આદિ જળાશયોની પણ આ નગરમાં ખોટ નહોતી. આવી મોટી રાજધાનીના અધીશ્વર શ્રીકૃષ્ણ રુકિમણી સાથે વિવાહ કરશે ? એ વિચાર બ્રાહ્મણના મનમા ઉત્પન્ન થતો ત્યારે તેનો સદેહ વધતો જતો, અને આ કામ હાથમા લેવામાં પોતે મોટુ સાહસ કર્યું છે એમ તેને લાગતું, છતા કોઇ પણ પ્રકારે પોતાનું વચન પાર પાડવાના ઇરાદાથી એ રાજમહેલના દરવાજા આગળ જઇ પહોચ્યો દ્વારપાળને કહ્યુ ‘ હું વિદર્ભ નગરથી આવ્યો છુ શ્રીકૃષ્ણના દરબારમા મારે કાઈ ખાસ કામ છે. મને અદર જવા દો ’ વિદર્ભ નગરનું નામ સાંભળીને દ્વારપાળે વૃદ્ધ બ્રાહ્મણને અદર જવા દીધો. થોડીકજ વારમાં તે શ્રીકૃષ્ણના દરબારમા ઉપસ્થિત થયો. શ્રીકૃષ્ણની રાજસભાનો ઠાઠ જોઇને બ્રાહ્મણ તો સ્તબ્ધ થઈ ગયો. પત્ર આપવાનુ કે અક્ષર બોલવાનું સાહસ તેણે કર્યું નહિ. આખરે તેણે વિચાર્યું કે લગ્નનો દિવસ પાસે આવતો જાય છે, આમ હિંમત ખોયાથી કામ નહિ ચાલે. તેણે શ્રીકૃષ્ણની સન્મુખ જઇને વિનયપૂર્વક રુકિમણીનો પત્ર આપ્યો, તથા પોતાની તરફથી પણ વિનતિરૂપે બેએક શબ્દો કહ્યા. શ્રીકૃષ્ણે પ્રસન્નતાપૂર્વક રુકિમણીની માગણી સ્વીકારી. અસ્રશસ્ત્ર, સૈન્યસામન્ત, રથ, ઘોડા, વગેરે લઇને એ રુકિમણીને તેડી લાવવા સારૂ વિદર્ભ રાજ્યની તરફ રવાના થયા બ્રાહ્મણ પણ તેમની સાથેજ પાછો ગયો

પેલી તરફ રુકિમણી તો વરસાદની પેઠે તેમની વાટ જોઇ રહી હતી. તેમને આવતા જરા વિલંબ થયો હતો એટલે એ ઉદાસ થઈને વિચારતી ‘ હજુ સુધી એમના સમાચાર કેમ ન મળ્યા ? શું એમણે દાસીની વિનતિ નહિ સ્વીકારી હોય ? ના, ના, એમ તો ન હોય. બ્રાહ્મણ કદાચ રસ્તો ભૂલી ગયો હશે. દ્વારિકા સુધી કદાચ એ પહોચ્યો પણ નહિ હોય. હાય !

મારે હવે શું કરવું ? આજ મારા મરણનો દિવસ આવી પહોચ્યો છે શ્રીકૃષ્ણ મારો સ્વીકાર ન કરે તો આ દેહનો ત્યાગ કરવો એ નિશ્ચય છે મૃત્યુને માટે મારે તૈયાર થઇ રહેવુ જોઇએ.' રુકિમણી એ પ્રમાણે વિચાર કરી રહી હતી એવામાં બ્રાહ્મણે ત્યા આવીને ખબર આપ્યા કે શ્રીકૃષ્ણ સૈન્યસામન્તને લઇને, રથમાં સવાર થઇને આવી પહોચ્યા છે અને દેવીના મ દિર આગળ તમારી વાટ જુએ છે.' બ્રાહ્મણની વાત સાભળીને રુકિમણી હર્ષઘેલી થઇ ગઈ

રુકિમણી દેવીની પૂજા કરવા ગઇ. અનેક દાસીઓ તેની સાથે હતી એ વખતમા રાજા મહારાજાઓની કન્યાઓ પણ દેવપૂજા કરવા સારૂ પગે ચાલીને જતી, એટલે રુકિમણીને પણ પગે ચાલીનેજ જવુ પડયુ

પૂજા કરી રહ્યા પછી રુકિમણી બહાર આવી એટલે શ્રીકૃષ્ણે એકદમ દોડી આવીને તેને પોતાના રથમા બેસાડી દીધી, તથા રથને પૂરપાટ દોડાવતી વખતે બધાને કહી દીધુ કે હુ રુકિમણીની સાથે લગ્ન કરવાનો છુ માટે તેનું અહીથી હરણ કરી જાઉ છુ રુકિમણીનો ભાઈ રુકમી આથી ઘણો ગુસ્સે થયો અને મોટું સૈન્ય લઇને પાછળ દોડચો શિશુપાલ ઘણા ઠાઠમાઠ સાથે રુકિમણીને પરણવા આવ્યો હતો. અનેક રાજાઓ અને ઉમગવો તેની જાનમા આવ્યા હતા. રુકિમણીના પિતાએ તેમને ઉતરવા માટે સારી સગવડ કરી આપી હતી એ બધાને પણ જ્યારે ખબર પડી કે દ્વારકાધીશ શ્રીકૃષ્ણ રુકિમણીનું હરણ કરી ગયા છે, ત્યારે તેઓ બધા શ્રીકૃષ્ણની સાથે યુદ્ધ કરવા ગયા શ્રીકૃષ્ણે રથને પૂર વેગમા હાકયો. શત્રુ-પક્ષના મનુષ્ય પણ પૂરપાટ પછાટી ઘોડા દોડાવતા આવતા હતા શ્રીકૃષ્ણે એમની સાથે યુદ્ધ કરવા સારૂ રથને ઉભો રાખ્યો શિશુપાલના પક્ષના ઘણા મનુષ્ય માર્યા ગયા. રુકમીને પણ મારી નાખવા માટે શ્રીકૃષ્ણે જ્યારે હાથ ઉગામ્યો ત્યારે રુકિમણીએ વિનતિ કરી કે ' સ્વામીનાથ ! તમે મારા ઉપરપ્રેમ રાખતા હો તો મારા મોટાભાઇને મારશો નહિ. એમના મૃત્યુથી મને ઘણુ કષ્ટ પહોચશે. આપણા વિવાહના શુભ પ્રસગે સ્નેહીઓનો વધ કરવો એ વ્યાજબી નથી. દયા આણીને એમને છોડી મૂકો. ' શ્રીકૃષ્ણે તેને છોડી મૂકયો.

આખરે યથાવિધિ રુકિમણી અને શ્રીકૃષ્ણનું લગ્ન થઈ ગયું. ભીષ્મક રાજા અને તેમના રાણીને પણ આ વિવાહથી સંતોષ થયો. પાડાપાડોશી,

સગાવહાલાં સૌ કોઇ આનંદ-આલ્હાદમાં ગરકાવ થઈ ગયાં.

રુકિમણી અને શ્રીકૃષ્ણે ઘણા પ્રેમપૂર્વક જીવન વ્યતીત કર્યું છે, અને પ્રતિપ્રેમને લીધે રુકિમણીની ગણત્રી સતીઓમા થઇ ગઈ છે.

## रत्न १०३ मुं–रेवती



સતી રેવત દેશના રાજા ઇન્દ્રદ્યુમ્નની પુત્રી હતી. એ પરમ સુન્દરી હતી અને પિતાને ઘેર સારૂ શિક્ષણ પામી હતી. રેવતી જ્યારે મોટી થઈ ત્યારે તેના પિતાએ સર્વ ઋષિઓને બોલાવીને કન્યાને યોગ્ય વર શોધી કહાડવા તેમને વિનતિ કરી સર્વેએ એકમત થઇને જણાવ્યુ કે એ ગુણવતી કન્યાને યોગ્ય એકજ વર છે, અને તે દ્વારિકાના રાજા વસુદેવના મોટો પુત્ર બળભદ્ર છે. બળભદ્ર ઘણો બહાદૂર સદ્દગુણી અને ખૂબસુરત છે એની સાથે લગ્ન કર્યાથી કન્યા સુખી થશે.

રાજાએ ઋષિઓની સલાહ માન્ય રાખીને બળભદ્ર સાથે રેવતીનું પાણિગ્રહણ કરાવી દીધુ. રેવતી અને બળભદ્રનુ જોડુ ઘણુ સુખી નીવડયું હતું. તેઓ એક બીજાને અપ્રસન્ન કરે એવું કાર્ય કદી કરતા નહિ. અનન્ય પ્રેમમા તેમનુ જીવન વ્યતીત થતું હતુ, અને તેથી રેવતીની ગણત્રી સતી સ્ત્રીઓમા થઈ ગઈ છે. જૂનાગઢની પાસેના ગિરનાર પર્વતની તળેટીમાં રેવતીકુંડ આજ પણ રેવતીના સતીત્વનું સ્મરણ કરાવે છે, અને એ સતી આજ પણ હજારો ભાવિક હિન્દુઓની ભક્તિપુષ્પાંજલિ પામે છે

## रत्न १०४ मुं–उत्तरा



વિરાટ રાજાના ગૃહમા પાંડવો છુપા વેશે ઘણા સમય સુધી રહ્યા હતા. તેમનો એ ગુપ્તવાસ પૂરો થવાને બે ચાર દિવસ બાકી હતા. એવામા બલરામની પુત્રી વત્સલાની સાથે અભિમન્યુનો વિવાહ થયો. એ વિવાહ પણ અદ્ભુત હતો. સુભદ્રાનો છોકરો અભિમન્યુ અને બળરામની પુત્રી વત્સલા મામા ફોઈનાં ભાઇબેન થતાં હતાં. બન્ને જણાં નાનપણથીજ

સાથેજ રમ્યા હતા, સાથેજ ખાધુ પીધુ હતુ, અને સાથેજ ઉછર્યા હતા. આ કારણથી બન્નેમાં ઘણોજ પ્રેમ બધાયો હતો જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ એ પ્રેમ પણ વધતો ગયો બન્ને બાળકોનો પરસ્પર પ્રેમ જોઇને સુભદ્રા અને શ્રીકૃષ્ણની ઇચ્છા તેમને બન્નેને લગ્નના એકજ સૂત્રથી બાધવાની થઈ; પણ શ્રીકૃષ્ણના મોટા ભાઇ બળરામનું વલણ મૂળથી–દુર્યોધન તરફ વિશેષ હતું. તેમણે પોતાની પુત્રી વત્સલાનો વિ- વાહ દુર્યોધનના પુત્ર સાથે કરવાનું નક્કી કરી રાખ્યું હતું સુભદ્રાએ જ્યારે જોયું કે મોટા ભાઇની આગળ પોતાનુ કાંઇ ચાલે એમ નથી, ત્યારે એ રીસાઇને પુત્રને લઇને વનમા ચાલી ગઇ. ત્યા આગળ હિડિમ્બા રાક્ષસીને પેટે જન્મેલા ભીમના પુત્ર ઘટોત્કચ સાથે તેનો મેળાપ થયો. સુભદ્રાના પુત્ર અભિમન્યુ અને હિડિમ્બાના પુત્ર ઘટોત્કચ વચ્ચે સારી દોસ્તી બધાઈ. ઘટોત્કચની મદદથી અભિમન્યુ લગ્નને દિવસેજ વત્સ લાનું હરણ કરી ગયો. અભિમન્યુ અને વત્સલાનો વિવાહ થયો, એ સમાચાર વાયુને વેગે ચારે તરફ ફેલાઇ ગયા. યથાસમયે વિરાટ દેશમા પણ એ સમાચાર પહોચ્યા, અને ગુપ્ત વેશમા રહેલા પાડવો કાને પણ એ વાત પહોચી અર્જુન એ વખતે વિરાટ રાજાની છોકરી ઉત્તરાને નૃત્ય શિખવવાના કામ ઉપર નોકર હતો, એણે જ્યારે પોતાના પુત્રના લગ્નના સમાચાર સાભળ્યા ત્યારે એ ઘણોજ આનદિત થયો. એના મુખ ઉપર હર્ષનુ તેજ સ્પષ્ટ પ્રગટી રહ્યુ અર્જુનની શિષ્યા ઉત્તરા ઘણીજ ચતુર હતી એ વિચારવા લાગી 'અભિમન્યુ કોણ હશે ? આજ અભિમન્યુને વિજય મળવાથી ગુરુજી આટલા બધા મલકાઈ કેમ જતા હશે ? આનું કારણ શોધી કહાડવું જોઇએ ' આ વાતનો ભેદ જાણવાને માટે કોઇ યોગ્ય પ્રસગ ઉત્તરા ખોળવા લાગી

એક દિવસે અર્જુનને પ્રસન્ન થયેલો જોઇને ઉત્તરાએ તેને સ્પષ્ટ રીતે એ સબધી સવાલ કર્યો. અર્જુને વિચાર્યું કે હમારો ગુપ્તવાસ તો હવે લગભગ પૂરો થવા આવ્યો છે આટલા દિવસ સુધી મારૂં ખરૂં ઓળ- ખાણ મે કોઇને આપ્યું નથી, પણ હવે પ્રગટ કરવામા કાંઇ હાનિ નથી. છતા પણ એણે પોતાનો પરિચય આપ્યા વગરજ અભિમન્યુ કોણ છે, કોનો પુત્ર છે, તેનું રૂપ કેવું છે, તેણે કેવું ઉત્તમ શિક્ષણ મેળવ્યું છે, તેણે કેવા કેવા પરાક્રમો કર્યાં છે એ બધું વિસ્તારથી વર્ણવ્યુ પુત્રના

ગુણાનુવાદ ગાતા પિતાને જે આનંદ અને ગર્વ થવો જોઇએ તે અર્જુનના ચહેરા ઉપર સ્પષ્ટ જણાઈ આવતો હતો. તેણે ઉત્તરાને કહ્યું. 'હાલ આથી વધારે કાંઇ ખબર હું આપી શકું એમ નથી, માટે આપે એ સંબંધી વધારે સવાલ પણ ન પૂછવા જોઈએ.'

જે દિવસથી ઉત્તરાએ અર્જુનને મુખે અભિમન્યુના રૂપ, ગુણ તથા પરાક્રમની પ્રશંસા સાંભળી તે દિવસથી તેના જીવનમાં એક મોટો ફેરફાર થયો સદા પ્રફુલ્લ રહેનારી સરળ બાલિકા આજે ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગઈ. ખાવાપીવા ઉપરથી તેની રુચિ ઉઠી ગઇ, રાતે એને નિદ્રા આવતી નહિ અજવાળી રાતે એ અગાશી ઉપર બેસીને એકીટશે ચન્દ્રમાના સામું જોઇ રહેતી અને એકાગ્રચિત્તે પરમાત્માને પ્રાર્થના કરતી કે 'હે દેવ! મારી મનોકામના પૂર્ણ કર જે યુવકના ચરણમાં મેં મારો પ્રાણ અર્પણ કરી દીધો છે, જેના અભાવને લીધે મારૂં હૃદય કાંઇક શૂન્યતા અનુભવે છે, જેને માટે મારૂં હૃદય સેંકડો બાણથી વિંધાઈ જાય છે, તેની સાથે મારો યોગ કરાવી આપીને મારા હૃદયની શૂન્યતા દૂર કર'

આવા વિચાર ઉત્તરાને રાત દિવસ આવ્યા કરતા. ઉત્તરાનો પ્રાણ હવે તેના પોતાના હાથમાં નહોતો. તેનું હૃદય સેંકડો વિઘ્ન ઓળંગીને અભિમન્યુની તરફ પૂર્ણ વેગથી દોડતું હતું

ઉત્તરા પ્રેમની જાળમાં પૂર્ણ ફસાઇ ચૂકી હતી. એ સારી પેઠે જાણતી હતી કે વત્સલાની સાથે અભિમન્યુનું લગ્ન થઇ ચૂકયું છે અભિમન્યુ નાનપણથીજ વત્સલાની સાથે રમેલો છે, તેની સાથેજ તે ફર્યો છે, અને તેની સાથેજ મોસાળમાં ઉછર્યો છે. વત્સલા ઉપરનો અભિમન્યુનો પ્રેમ ઊંડો અને સ્વાભાવિક છે. એ પ્રેમ કોઈ દિવસ ઘટવાનો નથી. પત્થરમાં કોતરેલા અક્ષરની પેઠે એ પ્રેમ સદાને માટે તેના હૃદયમાં કોતરાયલો રહે. આ બધું જાણ્યા છતાં પણ ઉત્તરા અભિમન્યુને પરણવા માટે ગાંડી ઘેલી થઈ ગઈ હતી. વત્સલા ઉપર તેને કોઇ પણ જાતની ઈર્ષ્યા ઉત્પન્ન થતી નહોતી. વત્સલા અભિમન્યુને ચાહે, અને અભિમન્યુ વત્સલાને ચાહે, તે માટે તેને કાંઈજ વાંધો નહોતો. એને અભિમન્યુના પ્રેમની પણ પરવા નહોતી એ તો પોતેજ અભિમન્યુ ઉપર અનન્ય પ્રેમ દર્શાવવાની અભિલાષા રાખતી હતી. અભિમન્યુના સુંદર મુખ તરફ એકી ટશે જોઈ રહેવાની, યુદ્ધમાં જતી વખતે તેને વીરવેશમાં સજાવવાની, તથા

સુખમા અને દુઃખમા, રણક્ષેત્રમાં, અને શાન્તિના સમયમાં તેની સગી થવાની ઉત્તરાને ઉત્કંઠા હતી.

ઉત્તરાની ચિન્તા પાર વગરની હતી એ એકલી એકલી વિચારતી 'હાય ! શું કરૂં તો અભિમન્યુ મળે ? તેમના વગર તો ચાલશેજ નહિ. એ કેવી રીતે મળે ? ઈશ્વરનો આ કેવો અન્યાય ! મનુષ્ય મરજીમા આવે ત્યારે પંખીની પેઠે હવામા ઉડી શા સારૂ નહિ શકતું હોય ? એવું થતું હોત તો હુ પાખો ફફડાવતી અભિમન્યુની પાસે જાત અને મારી બધી મર્મવેદના કહી સંભળાવત, હૃદય ચીરીને બતાવત કે હુ તેમને કેટલી ચાહુ છુ; પણ એવું તો બની શકતું નથી ત્યારે હવે કરવું શુ ? જે અભિમન્યુને માટે મારૂ હૈયું આટલુ બધુ તલસે છે, તે અભિમન્યુને તો મારા સબધી કાંઈ ખબર પણ નહિ હોય. હાય ! હુ એમને મારો પ્રેમ કેવી રીતે જણાવું ? આ કેવી વિટબણા !

જે સમયમા ઉત્તરા આ પ્રમાણે ચિંતાના અગાધ સાગરમા ડૂબી ગઈ હતી તે અરસામા એક ચિતારો વૈરાટ રાજાના દરબારમાં આવ્યો એ ચિતારાની પાસે એક સુદર વીર યુવકનું ચિત્ર હતું. રાજા એ ચિત્ર જોઇને પ્રસન્ન થઈ ગયો અને તેને ખરીદી લેવાના ઈરાદાથી કિંમત પૂછી. ચિત્રકાર બોલ્યો: 'મહારાજ ! મારે એનું મૂલ્ય જોઇતું નથી આપ એને આપની પાસે રાખો ' રાજા વિચારવા લાગ્યો કે 'ચિતારો છે તો ચાલાક. ચિત્રનો ભાવ વધારવા માટે આવી મીઠી મીઠી વાતો કરે છે.' રાજા એને મૂલ્ય ઠરાવવા માટે આગ્રહ કરવા લાગ્યો ચિત્રકારે કહ્યુ 'મહારાજ ! હમણાં આપ ચિત્રને રાખી મૂકો રાજકુમારીના લગ્નને દહાડે હુ પાછો અહિં આવીશ તે વખતે આપ જે કાંઈ મૂલ્ય આપશો તે લેતો જઇશ ' એટલું કહીને એ ચિત્રકાર ચાલ્યો ગયો. રાજા દરબારમાથી ઉઠીને અતપુરમાં ગયો, અને ત્યા આગળ બીજાં ચિત્રોની સાથે એ ચિત્રને પણ ગોઠવી દીધું અતપુરમાથી બધા એ ચિત્રને જોવા આવ્યા દાસદાસીઓ, બાલકબાલિકાઓ સૌ કોઇ એને જોઇને પ્રસન્ન થવા લાગ્યા. એકી નજરે તેના સામુ જોઇને સૌ કહેતા કે 'કેવું સરસ રૂપ છે જાણે સાક્ષાત્ નારાયણ અતઃપુરમા આવીને ઉભા ન હોય ! એ ચિત્રમા આલેખેલા યુવકના અગ ઉપર યુદ્ધનો વેશ હતો, માથે પાઘડી હતી, હાથમાં ધનુષબાણ હતાં, પછાડી તીરની ઝુડીઓ હતી, કમરમા

તલવાર હતી. વીર યુવક યુદ્ધમા જવા તૈયાર થયો હોય એવું દીસતું હતું. તેની બન્ને આંખોમાથી દિવ્ય જ્યોતિ નીકળી રહી હતી. જે કોઈ આવતું તે એ ચિત્રના સામું કલાકના કલાક સુધી જોયા કરતું.

ઉત્તરા પણ અર્જુનને સાથે લઇને એ ચિત્ર જોવા આવી. સામે એ ચિત્ર જોતાવારજ ઉત્તરાની આખમા આસુ ભરાઇ આવ્યા, હૃદય કંપવા લાગ્યું, હૃદયમાં પ્રેમનો સૂર વાગવા લાગ્યો. પાછી ફરીને જુએ છે તો અર્જુન પણ એકાએક આશ્ચર્યચકિત થયેલો દેખાયો ઉત્તરાએ અર્જુનને પૂછયું 'ગુરુજી! આપ આ ચિત્ર જોઇને આટલા બધા ચમકી કેમ ગયા? આ કોનુ ચિત્ર છે તે મને સાફસાફ કહી દો.' અર્જુને જરાક વિચાર કરીને કહ્યુ 'અભિમન્યુનુ ' ઉત્તરાએ પૂછયુ 'ત્યારે એ ચિત્ર જોઇને તમે શા સારૂ ચમકી ઉઠયા?' ખરી વાત ગુપ્ત રાખીને અર્જુન બોલ્યો 'ઉત્તરા! તું હજુ બાળક છે. તું એ વાતમાં શું સમજે? એના બાપકાકા બધા ગુપ્ત વેશમા વનવાસ ભોગવી રહ્યા છે, એને આ ચિત્રમાં યુદ્ધ વેશમા સજ્જ થયેલો જોઇને મને એવો ભાસ થાય છે કે જેના અત્યાચાર અને જુલમને લીધે એના મુરબ્બીઓને વનવાસનું અસહ્ય દુ:ખ ભોગવવુ પડે છે, તેની સાથે લડવા માટે તે તૈયાર થયો છે આવી છબી જોઇને કોનુ મન વિચલિત ન થાય, ઉત્તરા?' ઉત્તરાએ તેની વાત માની લીધી, અને કાઇ વધારે સવાલ જવાબ કર્યા વગર એક દૃષ્ટિએ એ ચિત્રની તરફ જોઇને વિચારવા લાગી 'આટલા વખતથી રાત દિવસ જેમની ચિંતા કરી રહી હતી, તેમનુ જ ચિત્ર આજે મારી સામે જોવા ભાગ્યશાળી થઇ, પણ ખરેખાત હુ એમને કયારે પામી શકીશ? હાય! આ જીવનમાં એમનો મેળાપ થશે કે નહિ? હું કયારે મારે પોતાને હાથે તેમને યોદ્ધાનો પોશાક પહેરાવીને રણક્ષેત્રમા વિજયી થવા મોકલી શકીશ?'

અગ્નિ કોઈ દિવસ કપડામા બાધી શકાતો નથી ઉત્તરાના મનમાનો કામાગ્નિ બમણા તેજથી સળગી ઉઠયો, ઉત્તરા એ અગ્નિમા બળીને રાખ થવા લાગી. છેવટે બીજો કાઇ પણ ઉપાય નહિ સૂઝવાથી અદૃષ્ટ નસીબના ઉપર ભરોસો રાખીને ઉત્તરા ચૂપચાપ બેસી રહી.

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા, નગરમા સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. એવામાં એકાએક ખબર આવ્યા કે, રાજ્યની દક્ષિણ

દિશામાથી શત્રુઓ આવી રહ્યા છે તેઓએ રસ્તામા ગામ લૂટયા છે અને રૈયતને ઘણુ કષ્ટ આપ્યુ છે રાજા સૈન્યસામન્ત લઈને શત્રુની સાથે લડવા ચાલ્યો. થોડી વાર પછીજ બીજા સમાચાર મળ્યા કે રાજ્યની ઉત્તર દિશામા શત્રુઓ આવીને ગાય તથા વાછરડાઓ ઉપર ઘણો જુલમ કરી રહ્યા છે. ગોવાળના બાળકો રાજમહેલમા જઈને પોકારવા લાગ્યા, પણ હવે એમના રક્ષણ સારૂ કોણ જાય ? રાજાએ નહોતો અને સૈન્ય પણ નહોતું તેઓ તો થોડીકવાર અગાઉ દક્ષિણ દિશામા શત્રુઓ સાથે યુદ્ધ કરવા ગયા હતા રાજમહેલમા એ વખતે સગીર ઉમરનો એક રાજકુમાર હાજર હતો. તે બીકનો માર્યો જઇ શકતો નહોતો, પણ આવી વખતે કાઈક દમ માર્યા વગર અંતઃપુરની સ્ત્રીઓ આગળ તેનું માન રહે એમ નહોતું. તેથી એણે ઝટપટ બહાર આવીને કહ્યુ 'શું કરવું ? ' આ દુ.ખનો ઉપાય શો ? રાજ્યમા શત્રુ આવીને ઉભા છે, મારે તેમને હાકી કહાડવા જવું છે પણ અત્યારે રથ હાકનાર કોઈ સારથિ પણ નથી. મારો રથ કોણ હાકશે ?'

રાજ્યમા શત્રુઓ આવી પહોચ્યા છે, નિર્દોષ ગાયો અને વાછડાઓ ઉપર જુલમ થઇ રહ્યો છે, અને એમ છતાં પણ એમને હાકી મૂકનાર કોઇ નથી એ વાત સાભળીને વીર અર્જુનનું હૃદય સ્થિર રહી શકયું નહિ. તેણે વિચાર્યું કે અમારા ગુપ્તવાસની અવધિ પૂરી થયે આજ બે દિવસ થઈ ગયા છે હવે મારો ખરો પરિચય આપવામા શો વાધો છે ? એવા વિચારથી તેણે ઉત્તરાની આગળ બધી હકીકત જણાવીને કહ્યું કે ' હું ત્રીજો પાડવ અર્જુન છુ. ગુપ્તવાસમા, ઉર્વશીના શાપથી બ્ય્હડળ થઇને, આટલા દિવસ તને નૃત્ય શીખવવા સારૂ અંત.પુરમાં રહ્યો હતો અને મારા બીજા ભાઇઓ તથા દ્રૌપદી પણ જૂદા જૂદા કામ ઉપર વિરાટ રાજાની નોકરીમા છે

અર્જુનનો આ ખુલાસો સાભળીને ઉત્તરા સ્તભિત થઇ ગઇ, પરન્તુ એથી તેને જરા પણ ભય લાગ્યો નહિ. તેનુ સાહસ આ ખુલાસાથી વધી ગયું અર્જુન જેવો વીર પોતાના ભાઈની સાથે યુદ્ધમા જશે તો નિશ્ચય વિજય મળશે એવી તેને ખાત્રી થઇ

અર્જુન બ્ય્હડળના વેશમાજ સારથિ થઇને રાજકુમારની સાથે યુદ્ધમાં ગયો. સારથિના વેશમા એક હાથમા ઘોડાની લગામ પકડીને અર્જુને

શત્રુઓની સાથે ઘણી બહાદુરીથી યુદ્ધ કર્યું. ઘણી ઝપાઝપી પછી શત્રુ-સૈન્યમાના ઘણા મરણ પામ્યા અને બાકી રહેલા પ્રાણ બચાવવા ખાતર પલાયન કરી ગયા. અર્જુન રાજકુમારને લઇને રાજ્યમા પાછો ફર્યો.

પેલી તરફ, રાજાએ આવીને સાભળ્યું કે, રાજકુમાર યુદ્ધમા ગયો છે. કુમારનું સાહસ જોઇને એક વાર તો એ ઘણોજ આલ્હાદિત થયો, પણ પાછળથી વિચારવા લાગ્યો ' કુમાર હજુ બાળક છે. કોઈ પણ દિવસ યુદ્ધમાં ગયો નથી કોણ જાણે શુએ કરી આવશે ? ' આ પ્રમાણે રાજા ચિન્તા કરી રહ્યો હતો એટલામા રાજકુમાર મહેલમા આવી પહોચ્યો અર્જુનની વાત એ વખત સુધી ઉત્તરા સિવાય બીજા કોઇને જાણીતી નહોતી. રાજકુમારે યુદ્ધમા વિજય મેળવ્યો એ ખબર ચારે તરફ ફેલાઇ ગઈ. રાજા ઘણોજ સતુષ્ટ થયો. સભામા બેઠેલા સૌ કોઇએ રાજકુમારને શાબાશી આપી આખા નગરમા રાજકુમારનો જયજયકાર ગાજી રહ્યો.

બીજે દિવસે સવારે ઉઠીને પાડવો પોતાનો ગુપ્તવેશ કહાડી નાખીને, રાજપોશાક ધારણ કરીને રાજસભામા હાજર થયા. વિરાટ રાજા જે સમયે સભામા પધાર્યા તે સમયે બધા સભાસદો તેમનો સત્કાર કરવા માટે ઉઠીને ઉભા થયા, પણ પાડવો બેસીજ રહ્યા એ નવો બનાવ જોઇને રાજા વિસ્મય પામ્યો. તેના મનમા ગુસ્સો ઉત્પન્ન થયો કપાળ ઉપર પરસેવાના બેએક બિંદુ જણાયાં એટલામા અર્જુને ઉઠીને રાજાની સન્મુખ જઇને પોતાની બધી કથા આદિથી અન્ત સુધી કહી સંભળાવી. હવે બધાને ખબર પડી કે શત્રુઓને હરાવનાર અર્જુનજ છે. રાજકુમાર તો ખાલી ત્યા આગળ ઉભાજ રહ્યા હતા રાજકુમારે પણ અર્જુનની વીરતાની સાક્ષી પૂરી. રાજા ઘણો જ શરમીદો થયો કે પાડવોના ગુપ્તવાસમા મારાથી અજાણમા તેમને કેટલુએ દુ.ખ દેવાયું હશે. પણ એવી આફતના વખતમા પાડવોને આશ્રય આપવા પોતે ભાગ્યશાળી નીવડયો એ વિચારથી તેને ઘણોજ સતોષ થયો.

અંતઃપુરમા જેટલા ઘરેણાં હતા તે બધાં પહેરાવીને રાજા ઉત્તરાને રાજસભામા લાવ્યો, અને અર્જુનના હાથમાં તેને સોપીને બોલ્યો ' આ કન્યારત્ન આપનેજ યોગ્ય છે. આપ એનો સ્વીકાર કરીને મને કૃતાર્થ કરો. ' ઉત્તરાના મનનો વિચાર શો હતો તે કોઇ જાણતું નહોતું. રાજ-

સભામા બધા વિચારવા લાગ્યા કે અર્જુન જેવો સ્વામી મળ્યાથી ઉત્તરા ઘણીજ સતુષ્ટ થશે, અને અર્જુન પણ ઉત્તરા જેવી સુંદરીને ઘણી પસદ કરશે, પણ ઉત્તરાના મનનો ભાવ અર્જુન સારી પેઠે જાણતો હતો. ઉત્તરા અભિમન્યુને પોતાનો પ્રાણ સમર્પણ કરી ચૂકી છે, અને તેના અભાવથી તેનું જીવન નીરસ થઇ પડયુ છે એ બધું અર્જુન જાણતો હતો. તેથી રાજસભામાં બધાને વિસ્મયમાં નાખે એવી રીતે એ બોલ્યો 'આ રાજકુમારી સુલક્ષણા ઉત્તરાને મેં નૃત્યવાદ્ય અને સગીતનું શિક્ષણ આપ્યું છે એટલે મારે તો એ કન્યા સમાન છે મારો પુત્ર અભિમન્યુ ઘણોજ વીર અને સુંદર છે. અભિમન્યુ સાથે ઉત્તરાનો વિવાહ કરશો તો હુ એ સુશીલ બાળાને પુત્રવધૂરૂપે સ્વીકારીને ઘણોજ ઉપકૃત થઇશ.' આ શબ્દોથી ઉત્તરાના મુખારવિંદ ઉપર પ્રસન્નતાનું તેજ સ્પષ્ટ જણાઇ આવ્યું.

અભિમન્યુના સદ્‌ગુણોની પ્રશસા સર્વે સાભળી ચૂકયા હતા. એટલે તેમણે અર્જુનનુ વચન માન્ય રાખ્યું.

અભિમન્યુને તેડવા માટે માણસો મોકલવામા આવ્યા ધામધૂમથી ઉત્તરા સાથે તેનું લગ્ન કરી દેવામા આવ્યુ. ભગવાન્ ઉત્તરાના ઉપર પ્રસન્ન થયા લાબા વખતની તેની ઇચ્છા પૂર્ણ થઈ મનપસંદ સ્વામી મળવાથી તેના હર્ષનો પાર રહ્યો નહિ

અભિમન્યુ અને ઉત્તરાનું જીવન ઘણુજ પ્રેમમય બન્યુ. યુદ્ધમા જતી વખતે પતિને વીરવેશમા સજાવવાના કોડ ઉત્તરાએ ઘણીવાર પૂરા કર્યા હતા

મહાભારતના અન્તિમ યુદ્ધ વખતે અભિમન્યુ પ્રિય પત્ની ઉત્તરા પાસે વિદાય માગવા ગયો, ત્યારે એ વીર પરન્તુ સ્નેહાર્દ્ર પત્નીએ જે ઉત્તર આપ્યો તે અમે હિન્દી ભાષાના એક શ્રેષ્ઠ કવિ મૈથિલીશરણ ગુપ્તના શબ્દોમા સભળાવીશું

> " મૈ યહ નહિં કહતી કિ, રિપુસે જીવિતેશ લડે નહિં,
> તેજસ્વિયોંકી આયુ ભી, દેખો ભલા જાતી કહિં !
> મૈ જાનતી હૂં નાથ ! યહ, મૈ કહિં ! માનતી ભી હૂં તથા
> ઉપકરણસે કયા, શક્તિમેં હી સિદ્ધિ રહતી સર્વથા
> ક્ષત્રાણિયોકે અર્થ ભી, સબસે બડા ગૌરવ યહી;
> સજ્જિત કરેં પતિ પુત્રકો રણકે લિયે જો આપહી.

જો વીર પતિકે કીર્તિપથમે વિઘ્ન બાધા ડાલતી,
હો કર સતી ભી વહ કહા કર્તવ્ય અપના પાલતી

વીર ધર્મને જાણનારી, પતિના મહત્ત્વને પિછાણનારી ઉત્તરા આજે પ્રસન્નવદને શા કારણથી પતિને વિદાય કરતા સંકોચાતી હતી તે વિષે એણે જણાવ્યું:—

" અપશકુન આજ પરન્તુ મુઝકો હો રહે, સચ જાનિયે,
મત જાઇએ ઈસસે સમરમે, પ્રાર્થના યહ માનિયે
જાને ન દૂંગી ! તુમકો આજ મૈં સંગ્રામમે,
ઉઠતી બૂરી હૈં ભાવનાયેં હાય ! મમ હૃદ્ધામમે
હૈ આજ કૈસા દિન ન જાને, દેવગણ અનુકૂલ હો,
રક્ષા કરે પ્રભુ, માર્ગમે જો શૂલ હો વે ફૂલ હો
કુછ રાજ–પાટ ન ચાહિયે, પાઉ ન કયોં મૈં ત્રાસ હી,
હે ઉત્તરાકા ધન ! રહો તુમ ઉત્તરાકે પાસ હી.

એટલું કહેતા કહેતા ઉત્તરાના નેત્રમા આંસુ ભરાઈ આવ્યા, અને પ્રિય પતિના ખભા ઉપર મુખ મૂકીને ફરીથી એ દિવસે યુદ્ધમા ન જવાની વિનતિ કરવા લાગી

અભિમન્યુએ તેનો સુકુમાર હાથ પોતાના હાથમા લઈને પ્રેમસહિત ધીરજ આપતાં કહ્યુ કે:—

જીવનમયી, સુખદાયિની, પ્રાણાધિકે, પ્રાણપ્રિયે !
કાતર તુમે કયા ચિત્તમે ઈસ ભાતિ હોના ચાહિયે ?
હો શાન્ત, સોચો તો ભલા, હૈ યોગ્ય તુમકો યહી,
હા ! હા ! તુમારી વિકલતા જાતી નહિ મુઝસે સહી.

પત્નીને એના ગૌરવનું ભાન કરાવતા એણે કહ્યુ " તું વીર–પત્ની છે, વીર રમણી છે, અને વીર–ગર્ભા છે તેથી મારા રણગમન સમયે તને વિલાપ કરતી જોઇને મને આશ્ચર્ય થાય છે. શત્રુનો બદલો ન લેવાથી કેટલા અનર્થ થાય છે, એ તને ખબર છે તારા જેવી સમજુ સ્ત્રીને વધારે વાત કહેવી એ વૃથા છે રોગ અને શત્રુનો સંહાર તો ઉગતાંજ કરવો જોઇએ. પાપીઓને યોગ્ય દંડ દેવો એજ ક્ષત્રી વીરોનુ ખરૂં કર્તવ્ય છે. કૌરવોએ આપણા કુટુંબને કેટલું દુઃખ દીધું છે તેની તને ખબર નથી ? એટલા અપમાન અને દુઃખનો બદલો વાળ્યા વગર

હુ બેસી રહુ તો દુનિયા મને કાયર અને બાયલો કહે એમા શું આશ્ચર્ય !

" જિસ પર હૃદયકા પ્રેમ હોતા સત્ય ઔર સમગ્ર હૈ;
ઉસકે લિયે ચિન્તિત તથા રહતા સદા વહ વ્યગ્ર હૈ.

વહાલી ! હુ ધારૂં છુ કે એજ કારણથી તારા મનમા આજે અમ ગળની શંકાઓ ઉઠી રહી છે, પણ હવે તારે વિચાર કરીને મને વિદાય આપવી જોઇએ. હુ હમણાજ વિજય પ્રાપ્ત કરીને પાછો આવીશ અને તને ભેટીશ. તું મનમા જરા પણ ન મુઝાઈશ.

" દેખો ભલા ભગવાન હી જબ હૈ હમારે પક્ષમે,
જીવિત રહેગા કૌન ફિર આકર હમારે લક્ષમે ? "

પતિના આવા મીઠા વચનોથી આશ્વાસિત થયા પછી ઉત્તરાએ વીર પતિને વીર વેશમા સજાવીને વિદાય આપી, તથા પરમાત્મા પાસે તેના મંગળને માટે પ્રાર્થના કરી, એ સગ્રામમા વીર બાળક અભિમન્યુએ અસાધારણ પરાક્રમ બતાવ્યુ. એકલે હાથે એ કૌરવોના અનેક પરાક્રમી યોદ્ધાઓ સાથે લડતો રહ્યો, હજારો શત્રુઓ એના બાણથી હણાયા, પણ અન્તે જયદ્રથે રચેલા પ્રપચનો ભોગ થઇ પડીને એ યુદ્ધમાં માર્યો ગયો. અભિમન્યુની એ વીર-ગતિના સમાચાર જ્યારે ઉત્તરાને કાને પહોચ્યા ત્યારે એ સુકુમાર બાલિકાની શી દશા થઇ હશે તેની વાચક બહેનોજ કલ્પના કરી શકશે. રણભૂમિમાથી અસખ્ય શસ્ત્રોથી ઘવાયેલુ અભિમન્યુનું શબ જ્યારે એની પાસે આણવામા આવ્યું ત્યારે હાય નાથ ! હાય નાથ ! કહેતી એ નવ-વધૂ ધરણીપર ઢળી પડી, અને મૂર્ચ્છિત થઈ થોડીવારમા ભાન આવતા એ પાછી પતિના દેહને ભેટીને હૃદય દ્રાવક વિલાપ કરવા લાગી. કવિ મૈથિલીશરણજીના શબ્દોમા એ વિલાપ પણ સાભળી લ્યો !

" મતિ, ગતિ, સુકૃતિ, ધૃતિ, પૂજ્ય, પતિ, પ્રિય, સ્વજન, શોભન સંપદ;
હા ! એકહી જો વિશ્વ મેં સર્વસ્વ થા તેરા સદા.
યો નષ્ટ ઉસકો દેખકર ભી બન રહા તૂ ભાર હૈ !
હે કષ્ટમય જીવન ! તુઝે ધિક્કાર વારવાર હૈ.
થા જો તુમ્હારે સબ સુખોંકા સાર ઇસ સંસારમેં,
વંહ ગત હુઆ હૈ અબ યહાસે શ્રેષ્ઠ સ્વર્ગાગારમેં.
હે પ્રાણ ! ફિર અબ કિસ લિયે ઠહરે હૂએ હો તુમ અહો;

સુખ છોડ રહના ચાહતા હૈ કૌન જન દુ:ખમે કહો.
અપરાધ ભી સૌ સર્વદા જિસકે ક્ષમા કરતે રહે,
હઁસ કર સદા સસ્નેહ જિસકે હૃદયકો હરતે રહે.
હા ! આજ ઉસ મુઝ કિંકરી કો કૌનસે અપરાધમેં,
હે નાથ ! તજતે હો વહા તુમ શોક-સિન્ધુ અગાધમે.
તજ દો ભલેહી તુમ મુઝે, પરમૈ ન તજ સકતી તુમેં;
વહ બલ કહા પર હૈ જહા, પ્રિય ! મૈ ન ભજ સકતી તુમેં ?
હૈ વિદિત મુઝકો વહ્નિપથ ત્રૈલોકયમેં તુમ હો કહિં,
હમ નારિયોંકી પતિ બિના ગતિ દૂસરી હોતી નહિં.
જો 'સહચરી'કા પદ મુઝે તુમને દયા કર થા દિયા;
વહ થા તુમારા ઇસ લિયે પ્રાણેશ ! તુમને લે લિયા.
પર જો તુમારી 'અનુચરી' કા પુણ્ય પદ મુઝકો મિલા,
હૈ દૂર હરના તો ઉસે, સકતા નહિં કોઈ હિલા.
કયા બોલને કે યોગ્ય ભી સબ મૈં નહિં લેખી ગઈ ?
ઐસી ન પહલે તો કભી પ્રતિકૂલતા દેખી ગઈ !
વે પ્રણય-સમ્બન્ધી તુમારે પ્રણુ અનેક નયે નયે,
હે પ્રાણવલ્લભ ! આજ હી સહસા સમસ્ત કહા ગયે ?

ત્યાર પછી પતિએ પોતાને લડાવેલા અનેક લાડ, તથા પતિસહવાસમા ભોગવેલા અનેક સુખોનું હૃદયદ્રાવક વર્ણન કરીને ઉત્તરા બોલી:-

"હે જીવિતેશ ! ઉઠો, ઉઠો, યહ નીદ કૈસી ઘોર હૈ !
હૈ કયા તુમારે યોગ્ય, યહ તો ભૂમિ-સેજ કઠોર હૈ,
રખ શીશ મેરી જાંઘ પર જો લેટતે થે પ્રીતિસે,
યહ લેટના અતિ ભિન્ન હૈ ઉસ લેટનેકી રીતિસે.
કિતની વિનય મૈં કર રહી હૂઁ કલેશસે રોતે હુએ,
સુનતે નહિં હો કિન્તુ તુમ બેસુધ પડે સોતે હુએ.
અપ્રિય ન મનસે ભી કભી મૈંને તુમારા હૈ કિયા,
હૃદયેશ ! ફિર ઈસ ભાતિ કયો નિજ હૃદય નિર્દય કર લિયા ?
હો કર રહૂઁ કિસકી અહો ! અબ કૌન મેરા હૈ યહાં;
કહ દો તુમહીં બસ ન્યાયસે, અબ ઠૌર હૈ મુઝકો કહા ?
માતા પિતા આદિક ભલે હી ઔર નિજ જન હોં સભી;

પતિકે વિના પત્ની જગત્‌મેં સુખ ન પા સકતી કભી.
રોકા બહુત થા ! હાય મૈંને જાઇએ મત યુદ્ધમેં,
માના ન તુમને કિન્તુ કુછ ભી નિજ વિપક્ષ–વિરુદ્ધમેં.
હૈ દેખતે યદ્યપિ જગત્‌મેં દોષ અર્થી જન નહિં,
પર વીર જન નિજ નિયમસે વિચલિત નહિં હોતે કહિં.
કિસકા કરૂંગી ગર્વ અબ મૈં ભાગ્ય કે વિસ્તારસે ?
કિસકો રિઝાઊંગી અહો ! અબ નિત્ય નવ શ્રૃંગારસે !
જ્ઞાતા યહા અબ કૌન હૈ મેરે હૃદયકે હાલકા ?
સિન્દૂર–બિન્દુ કહા ચલા હા ! આજ મેરે ભાલકા ?
હા નેત્ર–યુત ભી અન્ધ હૂં વૈભવ–સહિત ભી દીન હૂં,
વાણી–વિહિત ભી મૂક હૂં, પદ–યુક્ત ભી ગતિ–હીન હૂં.
હે નાથ ! ઘોર વિડમ્બના કે આજ મેરી ચાતુરી,
જીતી હુઈ ભી તુમ બિના મૈં હૂં મરીસે ભી બુરી
જો શરણ અશરણકે સદા અવલમ્બ જો ગતિ–હીન કે,
જો સુખ દુઃખી જનકે, તથા જો બન્ધુ દુર્વિધ દીનકે
ચિર શાન્તિદાયક દેવ હે યમ ! આજ તુમહી હો કહાં ?
લોગે ન કયા હા ! હન્ત !! તુમ ભી સુધિ સ્વય મેરી યહા ?

યૌવનના આરંભમાજ વૈધવ્યને પામેલી ઉત્તરાના ભાગ્યમા પતિનું સહગમન કરવાનું પણ નિર્માણ થયુ નહોતુ તેના ગર્ભમા બાળક હતો, કુરુકુળનું નામનિશાન કાયમ રાખવાને એ બાળકનું રક્ષણ કરવાની બહુજ આવશ્યકતા હતી મહાભારતના ભયંકર યુદ્ધમા પાંડવ અને કૌરવોનો નાશ થયા પછી કેવળ એ બાળક પરીક્ષિતજ જીવતો રહ્યો હતો તેને ગાદી આપીને પાડવો વનવાસમા ગયા હતા. રાજા પરીક્ષિતને ઉત્તરાએ ઉત્તમ શિક્ષણ આપ્યુ હતું. રાજા પરીક્ષિત જેવા પ્રતાપી પુત્રને જન્મ આપવા માટે તે 'રત્ન–ગર્ભા' નામથી પ્રસિદ્ધ થઇ છે

# रत्न १०५ मुं–दुःशला



અન્ધ મહારાજા ધૃતરાષ્ટ્ર અને સતી ગાન્ધારીની પુત્રી હતી. માતાની પેઠે એ ઘણી સત્યપરાયણા હતી સગાઓ પ્રત્યેના પ્રેમને વશ થઇને એ કદિ પણ સત્યના માર્ગ-થી વિચલિત થતી નહિ સિન્ધુ દેશના રાજા જયદ્રથ સાથે તેનુ લગ્ન થયું હતુ. તેના દુર્યોધન આદિ ભાઇઓએ સતી દ્રૌપદીનુ ભરી સભામા અપમાન કર્યું ત્યારે દુ શલાએ એમને ઘણોજ ઠપકો આપ્યો હતો, અને સતી સ્ત્રીનુ મહત્ત્વ તથા તેના ઉપર અત્યાચાર કર્યાથી થતા ભયકર પાપનું યથાર્થ વર્ણન કર્યું હતુ

એનો પતિ જયદ્રથ પણ દુરાચારી હતો વનમા એણે દ્રૌપદીનું હરણ કર્યું અને પછી પાડવોને હાથે પરાજય પામીને નાસી આવ્યો ત્યારે પતિને પણ એ કૃત્ય માટે તેણે ઘણોજ ઠપકો આપ્યો હતો, અને પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કર્યાથી ધન, આરોગ્ય, કીર્તિ વગેરેનો કેવી રીતે નાશ થાય છે એ સમજાવ્યું હતુ.

પતિ જ્યારે કુરુક્ષેત્રના યુદ્ધમા પાડવોની સાથે યુદ્ધ કરવા ગયા ત્યારે પણ એ સત્યપરાયણા સતીએ પતિને ઉપદેશ આપ્યો હતો, કે તમે યુદ્ધમા અધર્મનુ પગલુ કદાપિ ભરશો નહિ સદા ધર્મયુદ્ધ કરજો મૃત્યુનો ભય રાખશો નહિ આ સસારમા અમર કોઈ નથી, જે મહાન કાર્ય કરીને કીર્તિ મૂકી જાય છે તેજ અમર છે. રણભૂમિમાથી પલાયન કરીને આવવું પડે તેના કરતા વીર પુરુષને માટે મૃત્યુ વધારે સારૂ છે. મહાભારતના એ યુદ્ધમા જયદ્રથનો અર્જુનને હાથે વધ થયો એ વખતે એનો પુત્ર સુરથ બાળક હતો. દુ શલાએ પુત્રના અભિભાવક (વાલી) તરીકે સિન્ધુ દેશનું રાજ્ય ચલાવ્યુ. એના સમયમા રાજ્યનો પ્રબન્ધ ઘણો સારો રહ્યો હતો સ્ત્રીઓ રાજ્યનો પ્રબન્ધ પણ ઉત્તમતાથી ચલાવી શકે છે એ વાત દુઃશલાએ પ્રાચીન યુગમા ભારતમાં સિદ્ધ કરી બતાવી. યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞનો ઘોડો લઇને અર્જુન સિન્ધુ રાજ્યમા ગયો, ત્યારે સુરથ એના ભયથી મરણ પામ્યો, એ સમાચાર સાભળીને અર્જુને સુરથના પુત્રને સિંધુ દેશની ગાદીએ બેસાડયો હતો.

# रत्न १०६ मुं–उषा




કૃષ્ણના સમયમા બાણ નામનો દૈત્યોનો એક રાજા રાજ્ય કરતો હતો. બળવાન હોવા છતા પણ એ વિઘ્નસંતોષી હતો. કેવી રીતે કોઇને નુકસાન પહોચાડવું, કેવી રીતે કોઇનું સત્યાનાશ વાળવું, એના વિચારમાંજ તે રાતદિવસ રહેતો તેના હૃદયમા સદ્ગુણ તો ખુણાખોચરામાં પણ જોવામા આવતો નહોતો. શ્રીકૃષ્ણ ઉપર તેને ઘણી ઘૃણા હતી. કોઈને મુખે શ્રીકૃષ્ણની વાત સાભળે તો એની ખબર લેવાને ચૂકતો નહિ. બાણ શિવજીનો મોટો ભક્ત હતો દરરોજ શિવપૂજન કર્યા વગર પાણી સુદ્ધાન્ત પીતો નહિ. એની ભક્તિથી પ્રસન્ન થઇને શિવે વરદાન આપ્યું હતું, કે કોઈ તેને યુદ્ધમા હરાવી શકશે નહિ, દેવતા, માનવ, કે દાનવ કોઈ તેને પરાજિત કરી શકશે નહિ

એ વરદાન મળ્યાથી બાણાસુરના હર્ષનો પાર રહ્યો નહિ વિજળીની સાથે મેઘને જોતાંવાર મોર જેમ નાચવા માડે, તેમ મહાદેવનું વરદાન પ્રાપ્ત થયાથી બાણનું હૃદય પણ એજ પ્રમાણે નાચવા લાગ્યું હવે એના અભિમાનનો પાર રહ્યો નહિ. બધા રાજાઓ સાથે તેણે યુદ્ધ કરવા માડ્યુ. જેની સાથે લડે તેને હરાવે. એ પ્રમાણે અનેક રાજાઓ ઉપર તેણે આધિપત્ય જમાવ્યુ. હવે એ ગોરવના ઉચ્ચ શિખરે ચડ્યો. એના મનમા અભિમાન ઉપજ્યુ કે મારા જેવો મોટો કોઈ નથી. એને ખબર નહોતી કે પાપ મૂળ અભિમાન છે. અભિમાનની ટોચે પહોંચ્યા પછી એના મનમા વિચાર આવ્યો, કે પૃથ્વી ઉપર તો બધા રાજાઓ ઉપર મે વિજય મેળવ્યો. હવે પૃથ્વીમા મારા જેવો યોદ્ધા કોઇ રહ્યો નથી. હવે કોની સાથે યુદ્ધ કરવું? આખરે એની મતિએ ઉલટી ગતિ લીધી. એણે આશ્રયદાતા મહાદેવજીનેજ યુદ્ધને માટે આમંત્રણ કહેવરાવ્યું મહાદેવ એનું આમંત્રણ સાંભળીને વિરક્તિનું હાસ્ય હસ્યા અને કહેવરાવ્યું, કે જરા ધીરજ રાખ. તારી સાથે યુદ્ધ કરે એવો તારા કરતાં પણ વધારે મોટો વીર આવી રહ્યો છે તે તારૂં અભિમાન ઉતારશે. બાણાસુરને એ વખતે ભાવિ દુઃખની કલ્પના નહોતી; એટલે મહાદેવજીના ઉત્તરથી એને કાંઇ બીક લાગી

નહિ. પોતાની સાથે યુદ્ધ કરી શકે એવો આ યોદ્ધાને માટે એ ઉદ્વેગ-પૂર્વક વાટ જોવા લાગ્યો

બાણાસુર રાજા ઘણાં વર્ષ સુધી નિ:સંતાન હતો. એક પ્રસંગે પ્રાતઃકાળમા પોતાના બારણા આગળ બેઠો બેઠો વિચારમગ્ન થયો હતો તેવામા એક દાસી પૂંજો વાળતી, આઘુ ઓઢી ફરતી હતી. તેમા વિશેષ કરીને જ્યારે બાણાસુર પ્રતિ દૃષ્ટિ કરવામા આવે ત્યારે તે શિર પરનું વસ્ત્ર જરા વધારે આઘુ ઓઢતી. આથી બાણાસુરે તેને તેમ કરવાનું કારણ પૂછયું તેની સબળ ઇચ્છાથી દાસીએ જણાવ્યુ, કે ‘જેને પુત્ર નથી તેનુ મુખ જોયાથી પાપ લાગે છે.’ દાસીનુ આ વચન સાભળતા તે દિઙ્મૂઢ થઈ ગયો. ખરે! મારા સામર્થ્ય અને વૈભવના પ્રમાણમા મારે અવશ્ય પુત્રપ્રાપ્તિ હોવી જોઇએ. દાસીનુ અપમાન કારણસર છે એમ ધારીને એ એકાગ્રચિત્તે શિવજીની પ્રાર્થના કરવા લાગ્યો

અમે ઉપર જણાવી ગયા છીએ કે તપ કરવામા તો બાણાસુર ઘણો પ્રવીણ હતો. તપશ્ચર્યાથી એણે પોતાના ઇષ્ટદેવ મહાદેવને ઘણા પ્રસન્ન કર્યા. મહાદેવે તેને વરદાન માગવાનુ કહ્યું, બાણાસુરે સંતાન માટે પ્રાર્થના કરી. આથી પાર્વતીજીએ પ્રસન્ન થઇને કહ્યુ, કે ‘તારે એક કન્યા સંતાન જન્મશે.’ ‘ન મામા કરતા કહેણા મામા સારા’ એમ ધારી આનંદમગ્ન થતો બાણાસુર ઘેર આવ્યો પુત્ર નથી, પણ પુત્રી આવશે, તો થોડા વર્ષમા જમાઇ આવતા પુત્ર કરતા અધિક સુખ મળશે, એમ જાણી તે ઘણોજ ખુશ થયો.

યથાસમયે બાણાસુરની પત્નીએ બાલિકાને જન્મ આપ્યો. ઉષા સમી સૌન્દર્યમયી એ બાલિકાનું નામ ઉષા પાડવામાં આવ્યુ. ઉષા ઘણી સુદર હતી. એના જેવી સૌન્દર્યમયી કન્યા મનુષ્યોમા તો શું દેવતાઓમા પણ નહોતી. પુરુષ જાતિમા એવો કોઈ સુદર પુરુષ નહોતો, કે જે તેને યોગ્ય વર ગણાઈ શકાય. એટલા માટે ઉષા દરરોજ ગૌરીની આગળ પ્રાર્થના કરતી કે “હે દેવિ! મને એવું વરદાન આપો, કે મને એવો સ્વામી આપજો, કે જેના સૌન્દર્યની સરખામણી સ્વર્ગના દેવતાઓમાં, મર્ત્યલોકમાં, નરોમાં અને પાતાળના રાક્ષસોમાં કોઇની સાથે થઇ ન શકે, જે મારા કરતા પણ સુદર હોય, તમારા કરતાં પણ વધારે સુંદર હોય.”

ઉષાની આ અવસ્થા હતી એવામા મહાદેવજીએ બાણાસુરને જણાવ્યું કે તને સમોવડીઆ વીર સાથે યુદ્ધ કરવાનો અભિલાષ હતો. તારી પુત્રી ઉષાનો સસરો તારા બળનો સંહાર કરશે.

શ્રીમહાદેવના શાપથી તે ધ્રુજવા લાગ્યો, અને કરેલા કૃત્ય માટે પસ્તાવા લાગ્યો. આ શાપ તેને વજ્ર કરતા પણ અધિક વેદના કરવા લાગ્યો દીન મુખે તેણે મહાદેવની પ્રાર્થના કરી, ત્યારે તેમણે પ્રસન્ન થઇને એક ધ્વજા આપી અને કહ્યું કે જ્યારે આ ધ્વજા પડશે ત્યારે તારો શત્રુ ઉભો થયલો જાણજે આ પછી તે ઘેર આવ્યો, અને પોતાના મંત્રી કૌભાડને સર્વ હકીકત જણાવી બન્નેએ વિચાર કર્યો, કે ઉષાને પરણાવવીજ નહિ, તેમજ તેને એક જૂદા મહેલમા રાખવી બાણાસુરની પત્નીએ ઘણી પ્રાર્થના કરી કે આ છોકરી વિવાહ કરવા યોગ્ય થઇ છે, એનો વિવાહ કરો તો હું જમાઇનું મુખ જોઇને પ્રસન્ન થાઉં, અને પુત્રમુખ જોયા સમાન આનંદ માનીશ, પરન્તુ બાણાસુરના પેટમા પાપ હતું, કે છોકરીને પરણાવીશ તો મારે માથે શત્રુ પ્રગટ થશે. એમ જાણીને તેણે એ વાતનો સ્વીકાર ન કર્યો અને સખત ચોકીપહેરા સાથે તેને જૂદા મહેલમા રાખવા નિશ્ચય કર્યો.

ઉષા સાથે બાણાસુરના મંત્રી કૌભાડની પુત્રી ચિત્રલેખાને પણ રાખવામા આવી હતી. ઉષાને આખો દિવસ આનંદ કરાવે અને તેને દુઃખ ન થાય એમ ધારી ચિત્રલેખાને ત્યા રાખવામા આવી હતી ઉષાનું સ્વરૂપ અપ્રતિમ પ્રભાવવાળું હતું. એ જેમ જેમ મોટી થતી ગઇ, તેમ તેમ તેના અવયવો પ્રફુલ્લિત થતા ગયા તેના કોમળ નયનો શરદઋતુના કમળ સમાન વિકસિત દીસતા હતા તેનુ ચન્દ્રથી પણ અધિક દેદીપ્યમાન સ્વરૂપ અને સૌન્દર્ય અનુપમ પ્રકારની પ્રતિમા દર્શાવતું હતુ ઉત્તમ અંગોપર આભૂષણોથી સ્વરૂપમાન બનેલી ઉષા સ્વર્ગની રંભા કરતા પણ મનોહર દેખાતી હતી. તેની વેણીને જોઇ વાસુકી પાતાળમા ગયો વક્ષ સ્થળમા તરતાં સ્તનો ભરાવમા આવી ગયા હતા. શરીર ઉપર ધારણ કરેલું નીલાંબર તેના સ્વરૂપને લપેટી રાખી સૌંદર્ય દર્શાવતું હતું તેની સખી ચિત્રલેખા પણ તેનાજ જેવી સ્વરૂપસંપન્ન હતી ઉભયના સહવાસે જૂદા રહેવાનુ દુઃખ બન્ને હૃદયમાથી નાશ પામ્યું. વાર્તાવિનોદ કરતા ઉષા અને ચિત્રલેખા પોતાના દિવસો નિર્ગમન કરતાં હતા.

એક સમયે રાત્રીનો કેટલોક વખત ગયા પછી પાછલા પ્રહરમા ઉષા અર્ધજાગ્રત નિદ્રામાં પડી અને તે સ્વપ્નવશ થઇ. પ્રથમ દૂર અરણ્યમાં ઘસડાવા લાગી. આગળ જતાં વિવિધ પ્રકારની લતાઓ વૃક્ષોને આલિંગી રહેલી જણાઈ. તેમા અનેક હરિણબાલો આમતેમ દોડતા હતા. આ દેખાવ જોઈ તેના હૃદયમા આનંદ પ્રકટ્યો. ત્યાથી આગળ વધતા એક પુરુષ-પ્રતિમા જણાઇ આ પ્રતિમાને જોઇ તે આશ્ચર્યચકિત થઈને પ્રેમપાશમા પડી. આ પુરુષનું સ્વરૂપ અનુપમ હતું વિશાલ લલાટ પર ભવ્ય ઓજસ્ ફેલાઇ રહેલુ હતુ. બાહુ પણ વિશાળ અને સ્વરૂપ ભવ્ય-અદ્વિતીય હતું ગુલાબી કણોના અણુઓથી ભરપૂર તેનું સૌન્દર્ય મોહક હતું તેના પ્રેમ પાશમા ઉષા પડી, અને તેની તરફ સહસા દોડવા લાગી, પરન્તુ દોડતા દોડતા તે સ્વપ્નમાથી જાગી, ઉઠીને જુવે છે તો તે લેખેલા બનાવનું કાંઈ પણ ચિન્હ જણાયુ નહિ આથી તે ભ્રમિત થઇ ચિત્રલેખાને બાઝી પડી. ચિત્રલેખાએ તેને સ્વસ્થ થવા જણાવ્યુ, છતા તેનું વ્યાકુળ મન શાન્ત થયુ નહિ અને ગદ્ગદ્ કંઠે કહેવા લાગી.—

> *ઉષા કરમે દઈ હાથ, થોડા સારૂ દુભ્યો મે નાથ,
> હસતા રમતા ચઢી ગયો ક્રોધ, ફોગટ ફાસુ થયો વિરોધ.
> કર દીવો, ને ઘર નિહાળીએ,છે તે આટલામા પિયુ શે ભાવિયે
>
> * * * *
>
> હું તો ઘેલી થઇ, નામ ઠામ પૂછાયુ નહિ;
> નાત, જાત ને માતપિતાય, પ્રીછિ નહિ જે પ્રથમ પૂછાય.
> રૂપ-કળા મને મન ગમી, તે સ્વરૂપ રહ્યુ મન રમી;
> બાઈ તે નાથે મિથ્યા મને દમી, સુખે સૂરજ ગયો આથમી

ઉષાની આવી સ્થિતિ જોઇને ચિત્રલેખાને ઘણુ લાગી આવ્યુ. એણે ઉષાના હૃદયને શાન્ત કરવા અનેક વચનો કહ્યા. વળી જણાવ્યું કે 'બાણાસુરે એવી દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે ઉષાને પરણાવવી નહિ શ્રીસદાશિવ તરફથી તેમને શાપ થયો છે કે ઉષાના સસરાથી તેનુ બાહુબળ ક્ષોભ પામશે આથી પ્રિય ઉષા ! તારા વિચાર સર્વથા પસંદ કરવા યોગ્ય નથી. માબાપની આજ્ઞા પાળવી એ તારૂં કર્તવ્ય છે. વળી સ્વપ્નામા આવેલો પુરુષ કોણ છે, કેવો છે, કયાં રહે છે આદિ સર્વ અજ્ઞાત છે, તો અભી-

* શ્રીપ્રેમાનંદના ઓખાહરણમાંથી.

પ્સિત પ્રાપ્ત થવું દુર્લભ ધારી તારા આ આગ્રહને ત્યજ.' ચિત્રલેખાની આવી વાણીથી તેને જરા પણ વિરામ મળ્યો નહિ. અંતે ચિત્રલેખાએ તે ચિત્રમૂર્તિના સ્વરૂપનું વર્ણન માગ્યું, અને પોતાની ચિત્રકળાનો ઉપયોગ કરવા માંડયો. સ્વર્ગનો ભાગ ચિતર્યો, તેમાં ઇન્દ્ર, ઋષિ, મુનિ વગેરે સર્વના ચિત્ર કહાડયાં, પરન્તુ તેમાના કોઇને ઉષાએ જોયુ નહોતું. પાતાળાદિનો ભાગ કહાડી નાગાદિ લોકનું ચિત્ર કહાડયુ ઉષાએ મશ્કરી કરતા કહ્યું 'ચિત્રલેખા! વાહ તારો વિચાર એવો છે કે આ નાગલોકને હું પરણું! પરન્તુ સખી તરીકે પણ તને તે લાછનરૂપ થશે મારે તો નાગનું પણ કામ નથી અને બીજાનું પણ કામ નથી જે ઇપ્સિતાર્થ સાધવાનો છે, તેમાજ પ્રવૃત્તિ કરવી એ વિશેષ હિતપ્રદ છે' ત્યાર પછી ચિત્રલેખાએ બીજા અનેક સ્વરૂપો ચીતરવા માંડયા દેશદેશના રાજાઓ, માણસો, શ્રીમતો વગેરેને કાગળ ઉપર કાઢવા માંડયા, પરન્તુ તેમાનું કોઇ ઉષાને પસંદ આવ્યુ નહિ. આગળ વધતાં તેણે દ્વારિકાનું ચિત્ર કહાડયું. તેમા શ્રીકૃષ્ણ, પ્રદ્યમ્ન અને અનિરુદ્ધના ચિત્રો કહાડી તેમા રંગ પૂરતાં ઉષા બોલી ઉઠી કે.—

ઘણું રૂપ સબળ છે સારૂ, તેણે ચિતડુ ચોર્યું છે મારૂં,  
લાવ સખિ શીઘ્ર તેહને, નહિ તો પાડુ મારા દેહને.

ચિત્રલેખા શીઘ્ર ઉઠ અને મારા પ્રિય પતિને લાવી આપ. એજ મનહર—ચિત્તહર સ્વામી! એના વિના સર્વ નિઃસાર છે શીઘ્ર પ્રયાણ કર, ચિત્રલેખા!

પિંડ હું પાડુ સર્વથા, આજ ન આવે સ્વામી.

ચિત્રલેખા ઉષાની ઘણી આજીજીથી ચાલી, અને તેના કાષ્ટયંત્રની મદદથી તે દ્વારિકા આવી પહોચી ત્યાં નારદજીની મદદથી અનિરુદ્ધના આવાસમા પેઠી અને હીંચકા સુદ્ધાંત અનિરુદ્ધને ઉષાની આગળ લાવી રજૂ કર્યો ઉષા તેને જોતાવારજ પ્રેમઘેલી બની ગઇ, એટલામા અનિરુદ્ધ જાગ્યો. જુવે છે તો દ્વારિકા, પોતાનો મહેલ, પોતાનુ સ્થળ કાંઇ પણ નજરે પડે નહિં. એટલામા ઉષા તેના ચરણકમળમા લળી પડી. પોતાની કેવી ઇચ્છા છે; તથા શામાટે તેમને બોલાવવામા આવ્યા છે એ સર્વ નિવેદન કર્યું. ઉષાના સ્વરૂપ અને પ્રાર્થનાથી અનિરુદ્ધે તેને સ્વીકારી. ત્યારથી તે પ્રેમઘેલાં બન્યા, અને આનંદમાં દિવસો કહાડવા લાગ્યા.

આ વાત બાણાસુરના જાણવામા આવી તેણે કેટલાક માણસોને લડવા મોકલ્યા, પરન્તુ અનિરુદ્ધના બાહુબળે તે સર્વનો સહાર કર્યો ત્યાર પછી કોભાડ મત્રી કેટલાક યોદ્ધાઓ લઇ લડવા આવ્યો. ઉષા ઘણો વિલાપ કરવા લાગી, પરન્તુ અનિરુદ્ધ તેમ કરવાથી બેસી રહે તેવો નહોતો. તે લડયો અને શત્રુઓને હફાવ્યા પછી બાણાસુર જાતે લડવા આવ્યો અને તેને કેદ પકડી લઇ ગયો

આ વાતની ખબર શ્રીકૃષ્ણને પડી. પોતાનો પુત્ર કેદ પકડાયો છે એમ જાણવાથી સૈન્યને તૈયાર થવા જણાવ્યું, અને મોટા યોદ્ધાઓ સાથે તે શોણિતપુર આવ્યા. ત્યા બાણાસુર અને શ્રીકૃષ્ણ વચ્ચે ભારે યુદ્ધ થયું, શ્રીકૃષ્ણે બાણાસુરના હાથ છેદ્યા. આથી બાણાસુર તેમના ચરણમા ઢળી પડયો.

અહી શ્રીકૃષ્ણ તથા બાણાસુર વચ્ચે સધિ થઇ અને બાણાસુરે પોતાની પ્રિય પુત્રી અનિરુદ્ધ સાથે પરણાવી.

ઉષાની સખી ચિત્રલેખા તેની આજ્ઞાથી પોતાને સ્થળે ચાલી ગઇ. આ પ્રમાણે બાણનું અભિમાન શ્રીકૃષ્ણે તોડયું અને મહાદેવના શાપનો અવધિ આવ્યો. ઉષા અનિરુદ્ધ સાથે પરણી સુખી થઇ.

---

## रत्न १०७ मुं–यशोमति




કાશ્મીરના રાજા દામોદરની રાણી હતી. કલિયુગને ૬૮૮ વર્ષ વ્યતીત થયાં તે અરસામા એ કાશ્મીરની ગાદી ઉપર બેઠો હતો. એક દિવસ એણે સાભળ્યું કે ગાન્ધાર દેશની રાજકન્યાનો સ્વયવર છે અને યાદવો પણ તેમા નિમત્રણને પ્રાપ્ત કરીને આવ્યા છે. રાજાએ મોટી સેના લઇને યાદવો ઉપર ચડાઇ કરી પણ શ્રીકૃષ્ણના સુદર્શન ચક્ર આગળ એનું કાંઇ ન ચાલ્યુ, અને તે સ્વર્ગે સીધાવ્યો. એના મૃત્યુ પછી શ્રીકૃષ્ણે બ્રાહ્મણોદ્વારા એની સગર્ભા રાણી યશોમતીને રાજ્યાભિષેક કરાવ્યો, તથા મંત્રીઓ અને પ્રજાજનને એની આજ્ઞા પ્રમાણે ચાલવાનો ઉપદેશ આપ્યો. બધાએ રાણીને પ્રજાની માતાજ નહિ, પરન્તુ એક દેવી તરીકે માનવા લાગ્યા. ત્યાર પછી થોડા મહીનામા દેવી યશોમતીએ દિવ્ય લક્ષણ યુક્ત એક બાળકને જન્મ આપ્યો, અને જાતકર્મ સંસ્કાર થતાંવારજ

બ્રાહ્મણોને હાથે તેનો રાજ્યાભિષેક કરાવી, પોતે સાદાઈપૂર્વક વૈધવ્ય ધર્મનું પાલન કરવા લાગી.

આ ચરિત્ર શ્રીકૃષ્ણની એક શત્રુની પત્ની પ્રત્યેની ઉદારતા અને ન્યાયબુદ્ધિ સૂચવે છે. તે સાથેજ આપણને સગર્વ દર્શાવે છે કે, યૂરોપમા ઈલિઝાબેથ આદિ રાણીઓના પૂર્વજોના નામનિશાન પણ નહોતાં એવા પ્રાચીન યુગમા ભારતવર્ષની સન્નારીઓનો રાજ્યગાદી ઉપર અભિષેક થતો અને પ્રજાને રજન પમાડીને તેઓ એ પદને યોગ્ય પોતાને સાબિત કરતી.

---

# रत्न १०८ मुं–पद्मावती



સ્વામીનુ સત્ય નિભાવવા ખાતર પ્રાચીન સમયની આર્ય રમણીઓ કેટલો બધો આત્મત્યાગ કરી શકતી તે આપણે મહારાણી શૈવ્યાના દૃષ્ટાન્તથી જાણ્યુ છે હવે વાચક બહેનોને એવું એક બીજું ઉદાહરણ બતાવીશુ

સ્ત્રીના સ્વભાવમા સૌથી મુખ્ય ગુણ-માતૃત્વનો છે એ માતૃત્વ ધર્મના ઉપર સૃષ્ટિના રક્ષણનો મોટો આધાર છે. એટલા માટે પરમેશ્વરે સ્ત્રીના હૃદયમા એ માતૃધર્મનો વેગ ઘણો પ્રબળ કરી દીધો છે.

એ માતૃત્વ ધર્મનો ત્યાગ કરીને પુત્રનું અમગળ કરવું એ નારીજીવનને માટે અસભવિત છે જે સ્ત્રીઓ અસભવિતને સભવિત કરી બતાવે છે, તે સ્ત્રી કાં તો દેવી હોવી જોઇએ કે કા તો રાક્ષસી જે નારી ઉચ્ચ કર્તવ્ય પાળવા માટે નારીજીવનના એ કુદરતી ધર્મ, માતૃસ્નેહના પ્રબળ વેગને દબાવી દઈને પોતાના હાથે પુત્રનુ ગળુ કાપી શકે, પોતાના હાથે પુત્રના માસદ્વારા અતિથિની સેવા કરી શકે, તે નારીના જેવી આત્મત્યાગી સ્ત્રી જગત્મા દુર્લભ છે પદ્માવતી, આ પુણ્ય ભારતભૂમિમા ઉત્પન્ન થયેલું જગત્-દુર્લભ સ્ત્રીરત્ન હતુ.

જે જગ્યાએ હાલ છોટાનાગપુરનો ઇલાકો છે, ત્યા પહેલા અગ રાજ્ય હતુ. કુરુક્ષેત્રના યુદ્ધ વખતે મહાવીર કર્ણ એ અગદેશનો રાજા હતો છોટાનાગપુરનો પ્રદેશ એક રીતે બગાળામા ગણાય છે એટલા માટે કર્ણને બગાળી રાજા અને પદ્માવતીને બંગાળી રાણી ગણવામાં

બંગાળીઓ મોટું ગૌરવ સમજે છે. કુરુક્ષેત્રના યુદ્ધ સમયે કર્ણ રાજા દુર્યોધનનો પ્રધાન સેનાપતિ હતો. વીરતામા અર્જુન સિવાય બીજુ કોઈ એની બરાબરી કરી શકે એમ નહોતુ. એ અર્જુનની સાથે જગી યુદ્ધ કરીને અર્જુનનેજ હાથે કર્ણે પ્રાણત્યાગ કર્યો.

કર્ણ જેટલો પરાક્રમી હતો, તેટલોજ દાની અને સત્યપરાયણ હતો. માગવા આવનારને કોઇ દિવસ ખાલી હાથે પાછો કહાડતો નહિ એકવાર એના મોમાથી 'આપીશ' કે 'કરીશ' શબ્દ નીકળ્યો તો તે કોઇ દિવસ મિથ્યા થતો નહિ

એક દિવસ બારસને દિવસે એક વૃદ્ધ બ્રાહ્મણે કર્ણની પાસે જઇને કહ્યું 'મહારાજ, હું ઉપવાસી વૃદ્ધ બ્રાહ્મણ છુ, બારશના પારણા કરવા આપને ત્યા આવ્યો છુ મારી મરજી માફક ભોજન કરાવીને મને તૃપ્ત કરો સાભળ્યુ છે કે આપ પ્રસિદ્ધ દાતા છો, માગવા આવનારને કોઈ દિવસ પાછો કહાડતા નથી. એટલા સારૂજ ઇચ્છાનુસાર ભોજન મળવાની આશાએ તમારી પાસે આવ્યો છુ.'

કર્ણે કહ્યુ ' બોલો મહારાજ, શું ખાધાથી તમે તૃપ્ત થશો ? તમારે માટે એજ બનાવુ. '

બ્રાહ્મણે કહ્યુ ' મહારાજ મે સાભળ્યુ છે કે મહારાજા કર્ણ એક વખત 'આપીશ' કહ્યા પછી કદિ ફરી જતા નથી એ ભરોસે મે આપને મારી ઇચ્છા જણાવી છે, પણ જે ભોજન ખાવાની મને અત્યારે રુચિ થઇ છે તે ભોજન ખવરાવતાં આપને કષ્ટ પડશે '

કર્ણે હસીને કહ્યુ ' આપે એ બાબત કાઇ પણ ચિન્તા રાખવી નહિ. આપે માગેલું ભોજન ખવરાવીને આપને તૃપ્ત કરવાને માટે હું પ્રાણસુદ્ધાન્ત આપવા તૈયાર છુ. '

બ્રાહ્મણે કહ્યું ' પ્રાણ આપવા કરતા પણ વધારે અઘરૂં કામ છે; '

કર્ણે કહ્યું ' હુ તેને માટે તૈયાર છુ '

હવે વૃદ્ધ બ્રાહ્મણે કહ્યુ ' આપ પોતે તથા આપના મહારાણી પદ્માવતી બે જણા પોતાના હાથે આપના પુત્ર વૃષકેતુને કાપીને તેનુ માસ મને ખાવા આપો. રાણીએ પોતે એ માસ રાધવું પડશે. '

કર્ણ વજ્રનો ઘા લાગ્યો હોય એમ સ્તબ્ધ થઈ ગયો. થોડી વાર પછી એણે બ્રાહ્મણને કહ્યું 'બ્રાહ્મણ ! આપ કોણ છો તે હું જાણતો નથી; પણ

આપની આ પ્રાર્થના અમાનુષિક છે. ભલે નરમાંસ ખાવાનીજ આપને રુચિ થઇ હોય તો હું મારો પોતાનો દેહ આપુ છુ એનુ માસ ખાઇને તૃપ્ત થાઓ ’

બ્રાહ્મણે કહ્યું ‘ આપના જેવા વીરપુરુષના દેહનું માસ કઠણુ હોય છે. એથી મારી તૃપ્તિ થશે નહિ. બાળકનુ કોમળ માસ ખાવાનીજ મને રુચિ થઇ છે. માગ્યા પ્રમાણે આપવાની શકિત ન હોય તો કહી દો, હું પાછો જાઉં. ’

કર્ણને આજ કઠણુ પરીક્ષાનો દિવસ ઉભો થયો. આખી જીંદગી સુધી જે સાધના કરી હતી, જે વ્રત કર્યાં હતા, તે બધા આજ વચન-ભગ કરે તો નિષ્ફળ જાય. એક ક્ષણુ પૂર્વે એ પોતે કહી ચૂકયો હતો કે બ્રાહ્મણુને તૃપ્ત કરવા સારૂ હું પ્રાણુદાન કરતા પણુ અઘરૂં કામ કરવા તૈયાર છું, હવે શું એ વચનો મિથ્યા થશે ? પુત્રશોક તો ઘણુા લોકો સહન કરી શકે છે, તેમા ભય શો ? કર્ણુ તો વીર પુરુષ હતો એ પ્રતિજ્ઞાભગ કરી શકે ?

પણુ પોતાના હાથે પુત્રને મારવાની વાત ! !

પુત્રને મારવો ! જ્યારે એણે રાજદડ ધારણુ કર્યો છે ત્યારે પુત્ર તો તેની પ્રજા સમાન છે પુત્ર ઘોર અપરાધ કરે તો સાધારણુ પ્રજાની પેઠે એણે પુત્રને પણુ પ્રાણુદડ કરવો પડે, તો પછી અતિથિનુ સન્માન રાખવા ખાતર, શરણુાગતનુ પાલન કરવા ખાતર, શામાટે એ પુત્રનો શિરચ્છેદ ન કરી શકે ? આવા આવા વિચાર કર્ણુ રાજાના મનમા આવતા હતા, પણુ બીજી તરફ એને રાણી પદ્માવતીની મોટી ચિન્તા હતી. બ્રાહ્મણુ પદ્માવતીને આ મર્મભેદી કઠોર કર્તવ્યમાથી માફી નહિ આપે ? થોડી-વાર એવો વિચાર કરીને કર્ણે બ્રાહ્મણુને કહ્યું ‘બ્રાહ્મણુ ! તમારી મરજી પ્રમાણે થશે એક વખત કબૂલ કરી ચૂકયો છું તો મારે પોતાને હાથે વૃષકેતુનુ માસ કાપીને તમને ખવરાવીશ. પણુ મારી એક પ્રાર્થના છે. પદ્માવતી રમણી છે. સ્વભાવથીજ નાજુક છે રમણી બધુ કષ્ટ સહન કરી શકે પણુ પુત્રસ્નેહનો ત્યાગ કરી શકે નહિ, વૃષકેતુના મૃત્યુનો શોક તો એ નાછૂટકે સહન કરશે, પણુ પોતાને હાથે તેને કાપીને તેનું માસ પોતાને હાથે રાધવુ એ બધુ શુ માતાને માટે સભવિત છે ? એટલા માટે મારી નમ્ર પ્રાર્થના છે કે પદ્માવતીને માફ કરો. ’

બ્રાહ્મણે જરા તપી જઇને કહ્યુ ‘ ધર્મનું અનુષ્ઠાન સ્ત્રીની સાથે થાય છે. એટલા માટે તમે બન્નેએ મળીને વૃષકેતુનુ બલિદાન આપવું પડશે. અતિથિસેવા ગૃહિણીએ પોતાને હાથે કરવી જોઇએ, એટલા માટે પદ્માવતીએ જાતે માસ રાંધી આપવું પડશે તેનાથી જો એ સેવા ન થઈ શકતી હોય તો તમારા ઘરનું આતિથ્ય મારે જોઈતુ નથી ’

એમ કહીને બ્રાહ્મણ ઉઠી ગયો કર્ણે લાચાર થઈને બ્રાહ્મણને બેસવા માટે વિનતિ કરી. બ્રાહ્મણ બેઠો, કર્ણ અંતપુરમા ગયો

અતપુરમા એક સુસજ્જીત મકાનમાં સુદર પલગ ઉપર રાણી પદ્માવતી બેઠી હતી. વૃષકેતુ તેની સામે ઉભો રહીને માતાએ શિખવેલા સ્તોત્ર ભણતો હતો મુગ્ધ નેત્રે પદ્માવતી બાળકના એ ભકિતરસથી ઝળહળી રહેલા નિર્મળ પ્રફુલ્લ કાન્તિવાળા મુખ તરફ એકાગ્રચિત્તે જોતી જોતી સ્તોત્ર સાભળતી હતી

એવામા કર્ણે ધીમે પગલે એ મહેલમા પ્રવેશ કર્યો આ સુદર દૃશ્ય જોઇને થોડી વાર સુધી માતાપુત્રની તરફ જોઇને કર્ણ નિસ્તબ્ધ થઈ ગયો તેના પગ ધ્રુજવા લાગ્યા અને હૃદયમાથી ઉંડો નિ:શ્વાસ નીકળી ગયો. પદ્માવતીએ ચમકીને પાછુ જોયુ તો સ્વામી ઉભા છે

પિતાને જોઈને વૃષકેતુ હસતો હસતો પિતાને ગળે બાઝી પડયો અને કહેવા લાગ્યો. પિતાજી, હું સ્તોત્ર ભણતો હતો. તમે સાભળ્યા ? કેમ હુ ખૂબ સરસ રીતે ભણું છું ને ?

આત્મસંવરણ કરીને કર્ણે કહ્યુ ‘ હા બેટા ! તુ ઘણા સારા સ્તોત્ર ગાય છે. મેં સાભળ્યા છે. આ દાસીની સાથે જઇને તું જમી આવ. પછી હું તારા સ્તોત્ર સાભળીશ ’

દાસી આવી, અને વૃષકેતુ તેની સાથે જમવા ગયો. પદ્માવતીએ કહ્યું ‘ આજ શુ છે ? એકાએક આવો ઉંડો નિઃશ્વાસ કેમ નાખ્યો ? આજ આપનું મો ઝાખું કેમ થઇ ગયું છે ? ’ કર્ણે પલગ ઉપર બેસીને, ધીમે ધીમે બ્રાહ્મણ સાથે થયેલી બધી વાત પદ્માવતીને વિસ્તારથી કહી સભળાવી. સાભળતાં સાંભળતાં રાણી પદ્માવતી શોકગ્રસ્ત થઈને પતિના ખોળામા ઢળી પડી. એક ક્ષણભરને માટે તેના ચક્ષુઓની દૃષ્ટિ, કાનની શ્રુતિ, દેહનું બળ, મનની ચિન્તા, પ્રાણની સજીવતા બધું જાણે જતું રહ્યું.

કર્ણે કહ્યું પદ્માવતી !

પદ્માામા ઉત્તર આપવાની શકિત નહોતી.

કર્ણે ફરી કહ્યું ' પદ્માવતિ ! તું રાજાની રાણી છુ, વીરની સહધ ર્મિણી છુ, હીન મનુષ્યોના જેવી આ દુર્બળતા તને શોભે ? ઉઠ, હિંમત ધર, મને ધર્મનુ રક્ષણ કરવામા સહાય કર, સહધર્મિણી નામનું સાર્થક કર !'

પદ્માવતી ધીમે ધીમે ઉઠી, ધીમેથી સ્વામીના ચરણ આગળ ઘુટ ણીએ બેસીને કહ્યુ ' સ્વામિ ! પ્રભુ ! દેવતા ! તમે મને બળ આપો. હુ તમારા સિવાય બીજા કોઇ દેવને જાણુતી નથી. તમારી સેવા વગર બીજો ધર્મ જાણુતી નથી. આજ આ ભીષણ પરીક્ષાને સમયે હું તમારા ચર ણુનો આશ્રય માગુ છું દુર્બળ રમણીના હૃદયને બળ આપો

તમારા ધર્મની રક્ષા કરવા કરતાં બીજો કોઈ ધર્મ મારે માટે મોટો નથી, પણ હૃદય તૂટી પડે છે, દેહ અવસાન પામવાની તૈયારી કરે છે. આશીર્વાદ આપો, પ્રભુ ! નહિ તો આ અધમ નારીથી તમારા ધર્મનું રક્ષણ નહિ થાય '

કર્ણે કહ્યુ ' હું એવો કોણ છુ કે પદ્માવતી, આ કઠોર વ્રત પાળ વામા તને બળ આપુ ? આ પરીક્ષા આજ આપણ બન્નેને માટે સરખી છે વૃષકેતુ આપણ બન્નેને પ્રાણ સમાન વહાલો છે. આજ અતિથિ બ્રાહ્મણની રાક્ષસી ઇચ્છા પૂર્ણ કરવા માટે તેનો પ્રાણ લેવો એ આપણ બન્નેને માટે એકસરખી મર્મભેદી વેદના છે વૈકુંઠનાથ નારાયણની કૃપાથી હુ થોડી ઘણી ધીરજ પકડી શકયો છુ દુર્બળોના બળરૂપ, અસહાયની સહાયરૂપ, સકલ ધર્મના આશ્રયરૂપ, સઘળા કર્મની મૂળ શક્તિરૂપ એ ભગવાનનેજ સહાયમાટે બોલાવ ! એજ તને બળ આપશે.'

પદ્માવતીએ હાથ જોડીને ઉચી આખે ગદ્ગદ્સ્વરે પ્રાર્થના કરી ' હે નારાયણ ! વૈકુંઠનાથ ! વિશ્વેશ્વર ! આ તમારી શી લીલા છે ? તે હે પ્રભુ ! કાંઈ સમજાતું નથી જીવનમરણમા તમેજ અમારા આશ્રયરૂપ છો. તમે શું આ બ્રાહ્મણના હૃદયમા ઉતરીને મારા વૃષકેતુને માગો છો ? જો એમજ હોય તો, હે દેવ ! આ મારા અધમ ચિત્તને મોહમુક્ત કરો, સર્વ જી વોના આશ્રયરૂપ તમારૂ સ્વરૂપ મને દેખાડો, નિર્મળ દર્પણમા સાફ છાયા દેખાય છે તેમ તમે તમારી ઇચ્છા આ મોહમુક્ત પ્રાણમા પ્રગટ કરો. તમારી ઈચ્છાનુ પાલન કર્યાથી દુર્બળ મન સબળ થશે.

નારીનુ નારીત્વ, માતાનુ માતૃત્વ, બધો ભાવ હૃદયમાથી કહાડી

નાખીને મારા જીવને એવો બનાવો કે કેવળ તમારીજ ઇચ્છાનુસાર ચાલું, બીજી બધી વાત વિસરી જાઉં અને તમારૂ કાર્ય સાધવામા નિમિત્તરૂપ બનું. ' એમ નહિ કરો તો પ્રભુ! આ અધમ નારી આજની કઠણ પરીક્ષામા, સ્ત્રીજીવનના એક માત્ર દેવતા સ્વામીના ધર્મમા સહાય નહિ કરી શકે.'

આખ મીંચીને પદ્માવતી ભગવાન્ વિશ્વદેવતાના ધ્યાનમા નિમગ્ન થઇ ગઇ. કેટલીક વારસુધી એકાગ્રચિત્તે ધ્યાન ધર્યા પછી, શાન્ત ચિત્તે ઉઠીને કર્ણને કહ્યું ' જાઓ સ્વામી, બ્રાહ્મણને સ્નાનસધ્યા કરીને અત્રે આવવાનુ કહો. યથાસમયે તેમની ઈચ્છા પૂર્ણ કરીશ '

ત્યાર પછી કર્ણ અને પદ્માવતીએ પોતાને હાથે, કરવતવડે વૃષકેતુનુ મસ્તક કાપી નાખ્યું પદ્માવતીએ એ માસ પોતાને હાથે રાધીને બ્રાહ્મણને જમવા બોલાવ્યો બ્રાહ્મણે કર્ણને કહ્યુ 'આથી હું સતુષ્ટ થયો, પણ હું એકલો આહાર કરીશ નહિ તમે એક બાળકને બોલાવી લાવો. એ મારી સાથે આહાર કરશે.'

કર્ણ બાળકની શોધમા બહાર આવ્યો. રાજમહેલની બહાર જઇને કર્ણ જુએ છે તો, વૃષકેતુ પોતાના દોસ્તો સાથે રમી રહ્યો છે! કર્ણ સ્તભિત થઇને ઉભો રહ્યો પોતાના ચક્ષુ ઉપર એને વિશ્વાસ આવ્યો નહિ.

વૃષકેતુ પિતાને જોઇને દોડતો દોડતો આવીને તેમને બાઝી પડયો એ સ્પર્શથી કર્ણના જીવમા જીવ આવ્યો

ગળગળો થઇને કર્ણે કહ્યુ ' આ શુ! આ બ્રાહ્મણ તમેજ!'

વાચકો! આ બ્રાહ્મણ બીજો કોઈ નહિ, પણ સ્વય વૈકુઠનાથ નારાયણ હતા!

બ્રાહ્મણનો વેશ ધારણ કરીને નારાયણ કર્ણ રાજાની પરીક્ષા કરવા આવ્યા હતા. એ પરીક્ષામા કર્ણનો જય થયો. ' દાતા કર્ણ ' તરીકે તેનું નામ જગત્માં હમેશાને માટે યશસ્વી થયુ રાણી પદ્માવતી પણ અતુલ મહત્ત્વને લીધે જગત્માં સહધર્મિણીના આત્મત્યાગનો ઉત્તમ આદર્શ બતાવી ગઈ.

# रत्न १०९ मुं–श्री विंध्यावलीजी




ઇશ્વરભક્ત શ્રી પ્રસિદ્ધ દાની બલિરાજાની રાણી હતી. શ્રી વામન ભગવાને જ્યારે તેના પતિ બલિરાજાને પોતાનું વચન પૂરું ન પાળવાના અપરાધ માટે પકડ્યો, ત્યારે ઇશ્વરભક્ત રાણી વિંધ્યાવલીજીએ પતિનો પક્ષ લઇને વામન અવતારનો વાંક કહાડ્યો નહોતો. ઉલટું પ્રસન્નચિત્તે તેણે પ્રભુની પ્રાર્થના કરી હતી કે 'પ્રભો! તમે જે કર્યું છે તે વ્યાજબીજ કર્યું છે. આપ તો ત્રણે ભુવનના માલિક છો, પણ મારા પતિ મિથ્યાભિમાન કરીને પૃથ્વીને પોતાની માલિકીની ગણીને આપને દાનમા આપવા બેઠા હતા. આપનીજ પૃથ્વી, અને તેનું દાન આપવાનો અધિકારી પોતાને ગણવો એ એમને માટે અણઘટતું હતું આપે ભિક્ષુક બનીને એમનું અભિમાન ઘટાડ્યુ છે, તેથી મને લેશમાત્ર પણ ખેદ થતો નથી.'

ભગવાને તેના પતિ પાસેથી રાજપાટ છિનવી લઇને તેના શત્રુઓને આપી દીધુ, છતાં પણ રાણી વિંધ્યાવલીએ શ્રી વામનજીમા દોષારોપણ ન કર્યું, એ તેની અનન્ય ભક્તિનો નમુનો છે.

ઇશ્વર ઉપર એવી અનન્ય ભક્તિ રાખનાર, ઇશ્વરે નાખેલી આપત્તિમા પણ ઇશ્વરની કૃપાનો હાથ જોનાર, ભક્ત પુરુષો અને સન્નારીઓ સંસારમા રહ્યા છતા પણ તેની પીડામાથી મુક્ત રહી શકે છે.

રાણી વિંધ્યાવલીની ભક્તિની ભક્તકવિ નાભાજીએ ઘણી પ્રશંસા કરી છે.

# रत्न ११० मुं–वृन्दा




કેદાર–રાજાની કન્યા હતી. જે સ્થળે વૃન્દાએ તપશ્ચર્યા કરી હતી તે સ્થળ આજે પણ વૃન્દાવન નામથી ઓળખાય છે તપસ્યાના બળથી એ વિષ્ણુને પતિરૂપે પામી હતી.

એવી કથા છે કે, કેદારરાજના યજ્ઞકુંડમાંથી કમળાના અંશવાળી એક કન્યા ઉત્પન્ન થઇ, જન્મ વખતે એ કન્યાનાં વસ્ત્ર ઘણાજ સ્વચ્છ અને તેજસ્વી હતાં,

તથા તેનુ આખું અંગ રત્નાભૂષણોથી શણગારેલું હતું. એ સુંદર કન્યા કમળલોચના વૃન્દાએ જન્મતાંવારજ કેદાર–રાજને કહ્યુ ' મહારાજ ! હું આપની કન્યા છું. ' પછીથી રાજાએ ભક્તિપૂર્વક પૂજા કરીને એ બાલિકાને પત્નીના હાથમા સોંપી. એ કન્યા કેટલાક વર્ષ પછી પિતામાતાને વિનયપૂર્વક વિનતિ કરીને આનન્દપૂર્વક તપસ્યા કરવા માટે પાસેના એક રમણીય તપોવનમાં ગઇ. એ કેદારરાજાની કન્યાનું તપોવન વૃન્દાવન નામથી પ્રખ્યાત થયું છે. વિષ્ણુને પતિરૂપે પામવા માટે તપદ્વારા વૃન્દા બ્રહ્મા પાસે પ્રાર્થના કરતી હતી. આખરે બ્રહ્માએ સતુષ્ટ થઇને કહ્યું– 'વૃન્દા ! તું થોડા વખત પછી કૃષ્ણને પરણીશ' એક દિવસ સતી વૃન્દા વસત ઋતુમાં વસ્ત્રાભૂષણોથી સજ્જીત થઈને જમના નદીને કિનારે હસતે ચહેરે પુષ્પશય્યામા શયન કરી રહી હતી. એવામા બ્રહ્માએ એ મનોહર સુદરીની પરીક્ષા કરવા સારૂ, ધર્મને ઘણો સુદર વેશ સજાવીને ત્યાં આગળ મોકલ્યા. ધર્મના આખા અગ ઉપર ચદનનો સુગંધિદાર લેપ હતો અને રત્નાભૂષણો તેની ખુબસુરતીમા વધારો કરી રહ્યા હતા. એ વખતે એ યુવકની કાતિ ભલભલી કામિનીઓને લલચાવે એવી હતી. તેને જોતા એ કોઈ સોળ વર્ષનો કુમાર હોય એમ લાગતુ. તેનું લાવણ્ય કામદેવના જેવું હતુ તેનું મુખ શરદ્ઋતુના ચન્દ્ર જેવુ હતું. તેનાં લોચનશરદ્ કાળમા ખીલેલા કમળ જેવા મનોહર હતા. વૃન્દા તેમને જોઇને ઉભી થઈ, તથા પોતાની પાસે બેસાડીને પૂજા કરી; અને પછી આનંદ તથા ભકિતપૂર્વક ફળ, મૂળ અને સુવાસિત જળ આપીને પ્રણામ કર્યા. એ ફળફળાદિ ખાતે ખાતે બ્રહ્મતેજથી દીપી રહેલા બનાવટી વેશધારી ધર્મે સતીઓને અસહ્ય થઈ પડે એવા વાક્યો વૃન્દાને પૂછવા માડ્યા. ' હે સુદરિ ! તુ કોની કન્યા છુ ? તારૂ નામ શુ ? અહિં આ નિર્જન સ્થાનમા તું એકલી શુ કરે છે ? એ બધુ મને જણાવ. સુંદરિ ! તારી આ કઠોર તપસ્યાનુ કારણ શુ છે ? તારે શી વસ્તુની વાન્છના છે ? તારૂં કલ્યાણ થાઓ. તારૂ મનવાંચ્છિત વરદાન તું મારી પાસે માગ. '

વૃન્દાએ કહ્યું ' હું કેદારરાજાની કન્યા છું. મારૂં નામ વૃન્દા છે. હું એકલી આ વનમાં રહીને તપસ્યા કરૂં છું. મારી પ્રાર્થના એ છે કે હરિ મારા પતિ થાય. આપનામાં શક્તિ હોય તો એ વરદાન આપો, અને આપ અસમર્થ હો તો એ પ્રશ્નનું પ્રયોજન શું હતું ? તમે તમારે ઘેર

જાઓ' ધર્મે કહ્યું 'સુંદરિ! જે નિર્ગુણ, નિરંજન, સર્વશક્તિમાન અનિર્વચનીય, ભક્તોના ઉપર કૃપા રાખનારા ભગવાન છે તેમને લક્ષ્મી અને સરસ્વતી વગર બીજી કયી રમણી પતિ બનાવી શકે? એ ચતુર્ભુજ વૈકુંઠવાસી હરિની બે ભાર્યાઓ તેમની પાસે રહે છે. સરસ્વતી પણ રાતદિવસ તેમના ગુણગાન કરીને સેવા કરે છે અને કમળા પણ ભક્તિપૂર્વક રાતદિવસ તેમના ચરણકમળ સેવે છે. તું એવા પરમેશ્વરરૂપ શ્રીકૃષ્ણને વરવાની ઇચ્છા રાખે છે, પણ એ તો ગોકુળની રાધા સિવાય બીજા કોઈના વશમા નથી હે ભાગ્યશાળી સ્ત્રિ! હું રાજાઓમાં શ્રેષ્ઠ છું. દેવતાઓ અને દૈત્યોમા મારા કરતાં વધારે બળવાન કોઇ નથી માટે તું મને પતિ તરીકે સ્વીકાર. ત્રિલોકમા જેટલુ સુખ છે, તે બધું તને મારા પ્રતાપે મળશે, એમા જરા પણ સંદેહ નથી. સાત સાગરની પાર દેવતાઓ ક્રીડા કરવા માટે વિધાતાએ પૂર્વકાળમા એક કાચનમય સ્થળ બનાવ્યુ છે, ત્યા તને મારી સાથે લઈ જઈશ, અને ત્યા આપણે વિહાર કરીશુ, અથવા બાગબગીચાવાળી ઇન્દ્રની અમરાવતીમા જઇને આપણે સુખે રહીશુ, નહિ તો જાતજાતના રત્નોથી વિભૂષિત સોનાની લંકામા કે સુમેરુ પર્વતમા કે મનોહર ક્ષીર સાગરમા કે એકાન્ત રમણીય સત્યલોકમા અથવા બ્રહ્મલોકમા જઇને આપણે બન્ને વિહાર કરીશુ.' સુદર મલયાચળ ઉપર ઉત્તમ વિહારસ્થાન છે ત્યા ચંદનનો મધુર સુગંધિદાર વાયુ હમેશા વાયા કરે છે માલતી, જૂઇ, કેતકી અને ચંપાનાં પુષ્પો પણ ચારે દિશાને સુગંધિથી મહેકાવી નાખે છે ત્યા આગળ ભમરાઓ સદા ગુંજારવ કર્યા કરે છે. દેવિ! ઇન્દ્ર, વરુણ, વાયુ, યમ, અગ્નિ, અને ચન્દ્ર એમાથી ગમે તેના રમ્ય સ્થાનમા વસવાની તારી ઇચ્છા હશે ત્યા આપણે જઇને વિહાર કરીશુ. મારી સાથે લગ્ન કરવાથી તારૂ ઘણુ કલ્યાણ થશે.'

ધર્મદેવ આ પ્રમાણે કહીને તેની પાસે ગયા. તેમની ઇચ્છા કાઇ ખરેખર એની આબરૂ લેવાની નહોતી એ તો ફક્ત વૃન્દાના સતીત્વની પરીક્ષાજ લેવા ઇચ્છતા હતા, પરન્તુ એમને પાસે આવેલા જોઈ વૃન્દાનું મો તથા આખ લાલચોળ થઇ ગયા એ વખતે ગુસ્સે થઈને એણે ધર્મને ઘણા સખ્ત શબ્દોમા ઉપદેશ આપ્યો 'હે મહારાજ! દૂર રહો. તમે સર્વ જાતિમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ છો. બ્રાહ્મણોનો ધર્મ તપોનુષ્ઠાન, વેદાધ્યયન, સત્યનિષ્ઠા

અને પ.વત્રતા તથા ધૈર્ય છે. પરસ્ત્રીને ભોગવવાની ઇચ્છા નીચ સ્વભાવ-વાળા અધર્મચારી મનુષ્યોજ રાખે છે. એવું અધર્મનુ કામ કરવુ આપને શોભતુ નથી બ્રાહ્મણના ધર્મબળવડે તો ભલભલા શત્રુઓનો પરાજય થાય છ દુષ્ટ મનુષ્યનુ સદા અશુભ થાય છે વધારે શુ કહું એનુ સત્યા-નાશ જાય છ બ્રાહ્મણ બળાત્કાર કરીન પતિવ્રતા સ્ત્રી પાસે જાય છે તો એ જરૂર માતૃગામી જેવો પાપી ગણાય છે અને તેને સો બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. પછીથી એ પાપીને સદાને માટે કુંભીપાક નામના નર-કમા રહીને કકડતા તેલથી દાઝવું પડે છે, પરન્તુ સૂક્ષ્મ દેહનો નાશ થતો નહિ હોવાથી મરણ થતુ નથી, અને યમદૂતો લોઢાના દડાઓથી નિરંતર તેના માથામા માર માર્યા કરે છે પરસ્ત્રીસગ ક્ષણભરને માટે સુખ આપે છે, પણ પછી હમેશા દુઃખનું કારણ થઈ પડે છે. એ સત્યા-નાશનુ કારણ છે ધર્મિષ્ઠ આદમી કદિ અગમ્યાગમનના દુ.ખની અભિ-લાષા કરતા નથી. હે મૂઢ બ્રાહ્મણ! મને ક્ષમા કરીને તમે હવે તમારે ઘેર જાઓ. ઇશ્વર તમારૂ ભલું કરશે જેવી રીતે દીવાની જ્યોત જોઇને પતગીઉં પોતાનો જાન ગુમાવે છે, જેવી રીતે કાટામા ભેરવેલી મીઠાઈની લાલચમા માછલુ ફસાઇને તરતજ મરી જાય છે, જેવી રીતે ભૂખ્યો માણસ ભૂખની ઝાળમા ઝેર ભેળવેલુ ભોજન પણ ખાઈ જાય છે, તેવી રીતે વિષયલપટ મનુષ્ય પોતાના વિનાશના કારણરૂપ પરસ્ત્રીને જોઇને મોહથી લલચાઇ જાય છે રમણીના મનોહર મુખ, જાઘ, અને સ્તન, કામ ઉત્પન્ન કરનારી વસ્તુઓ છે, પરન્તુ એ પણ નકકી યાદ રાખવું કે એજ વિનાશનુ કારણ અને અધર્મના પાયારૂપ છે પરસ્ત્રીનો સગમ કરીને પુરુષ યુગયુગાન્તર સુધી આત્માને રૌરવ નરકમા નાખે છે. તમે નિર્જન સ્થાન અને ભૂખ વગેરેની પીડાથી મને પાડાતી જોઇને મારા ઉપર હુમલો કરવાની ઇચ્છા કરી છે, પણ એવો વિચાર મનમા આણશો નહિ હે બ્રાહ્મણ! આ જગ્યાએ બધા દેવતાઓ અને લોકપાળો રહે છે અને એ બધા કર્મના સાક્ષીરૂપ છે વળી ઘટઘટવ્યાપી પરમેશ્વર બધાના કુકર્મોની ખબર રાખે છે. માટે કોઇ પણ જગ્યાને એકાત સમ-જતા નહિ. કૃપા કરીને આપ આપને સ્થાને પધારો. બ્રાહ્મણોના વધ કરવાની શાસ્ત્રમા મના છે, નહિ તો હમણા તમને શાપ દઇને ભસ્મ કરી નાખત હવે તમે સીધા પોતાને ઘેર જાઅ હું ઘણા વર્ષોથી અહિ તપ-

સ્યા કરી રહી છુ. મારા માતપિતા, સગાવહાલા કોઈ રહ્યું નથી સર્વાન્તર્યામી ભગવાન શ્રીકૃષ્ણજ મારૂં રક્ષણ કરે છે. માટે તમે મને નિરાધાર અબળા ધારીને કદાપિ મારૂ અપમાન કરશો નહિ. એ નિશ્ચય જાણજો કે દેવ સર્વત્ર વિરાજમાન છે. વત્સ ! હું તારી માતા બરોબર છું મારો ત્યાગ કરીને તું સ્વતંત્રપણે તારે ઘેર જા.' વૃન્દાદેવી આ પ્રમાણે કહીને ત્યાથી પાછી જવા લાગી, એટલે બ્રાહ્મણવેશધારી ધર્મ તેના બોધ ઉપર ધ્યાન આપીને ઘેર ચાલ્યા જવાને બદલે ઉલટો તેની નજીકમા ગયો એ વખતે વૃન્દાદેવીએ ગુસ્સે થઇને તેને શાપ દીધો કે 'બ્રહ્મબન્ધો ! ક્ષીણો ભવ !' 'હે બ્રાહ્મણ ! તુ ક્ષય પામજે.' વૃન્દા ફરીથી શાપ દેવા જતી હતી એટલામા સૂર્યદેવે તેને મહા પ્રયત્ને રોકી થોડીવારમા તો બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, આદિ દેવતાઓ પણ ત્યા આવી પહોચ્યા અને સતીના શાપથી મલિન અને નિ.સત્ત્વ થઇ ગયેલા ધર્મને ખોળામા લઇને રોદન કરવા લાગ્યા એ બધા દેવતાઓએ સતી વૃન્દાને ઘણી વિનતિ કરી કે આ તો ધર્મદેવ હતા એમના નાશ પામ્યાથી દુનિયાને ઘણુ જ સહન કરવું પડશે ધર્મની દ્વારાજ લોકોને પોતાના પુણ્ય, તપ અને સદાચારનુ ફળ મળે છે. ધર્મ નહિ હોય તો લોકોને ફળ કોણ આપશે માટે તુ કૃપા કરીને ધર્મને ફરીથી જીવતો કર '

દેવતાઓની વિનતિ સાભળીને સતી વૃન્દાએ તેમને પ્રણામ કરીને કહ્યું 'ધર્મજ પોતે બ્રાહ્મણનો વેશ ધારણ કરીને મારી પરીક્ષા લેવા આવ્યા હતા એવી મને ખબર નહોતી એ મારી આબરૂ લૂટવા તૈયાર થયા ત્યારે મેં ગુસ્સે થઇને તેમનો નાશ કર્યો. થનાર હતુ તે થઈ ગયું, પણ હવે હુ આપની કૃપાથી એમને અવશ્ય પુનર્જીવિત કરીશ ' એ પ્રમાણે કહીને વૃન્દાએ ઈશ્વરની પ્રાર્થના કરી કે 'મારી તપસ્યા અને વિષ્ણુપૂજા ખરી હોય, તો એ પુણ્યના બળવડે આ ધર્મદેવ જીવતા થજો.' વૃન્દા આ પ્રમાણે પ્રાર્થના કરતી હતી એટલામા ધર્મની પત્ની મૂર્તિદેવી પણ આવી પહોચી અને પોતાના પતિની આ દશા જોઇને શોકથી વ્યાકુળ થઇને ઘણુંજ રોવા લાગી.

'હે નાથ ! હે કરુણાસિન્ધુ ! હે દીનબન્ધુ ! મારા ઉપર દયા કરો ! હે કૃપામય ! જગન્નાથ ! મારા કાન્તને જલદી જીવનદાન કરો. આ ભવસાગરમા જે સ્રી પતિહીન થાય છે, તે ખરેખર મહા પાપી છે. નેત્ર

વગરનું મો અને પ્રાણહીન દેહની માફક, પતિ વગરની સ્ત્રી કદિ સુંદર લાગતી નથી મા, બાપ, ભાઈ, બેન, પુત્ર, સગાવહાલા, એ બધા ગમે તેટલી સેવાચાકરી કરે પણ પતિની પેઠે સઘળી મનવાચ્છના પરિપૂર્ણ કરનાર બીજું કોઇ નથી.' આ પ્રમાણે મૂર્તિદેવીનો વિલાપ સાભળીને, પરમાત્મા ત્યા ઉતરી આવ્યા અને વૃન્દાને કહેવા લાગ્યા કે ' સુન્દરિ ! તેં તપસ્યાદ્વારા બ્રહ્માનું આયુષ્ય મેળવ્યુ છે, તે આયુષ્ય આ વખતે ધર્મને આપી દઈને, તું ગોલોકમા વાસ કર. પછીથી તું આ તપસ્યાના ફળરૂપે મને પામીશ. વરાહ કલ્પમા તું ગોલોકમાથી ગોકુળમા આવીને રાધિકાની છાયારૂપે વૃષભાનુની કન્યા તરીકે જન્મીશ અને રાસમંડળમાં ગોપીઓ અને રાધિકાઓ સાથે તું મને પ્રાપ્ત કરીશ. ' વિષ્ણુના આ પ્રમાણે વચન સાભળીને વૃન્દાએ ધર્મને જીવતો કર્યો

થોડી વાર પછી આકાશમાથી એક દિવ્ય રથ ઉતરી આવ્યો. સઘળા દેવતાઓને પ્રણામ કરીને, વૃન્દા એ રથમા બેસીને ગોલોક ધામમા ગઈ. દેવતાઓ પોતપોતાને સ્થાને પધાર્યા

## रत्न १११ मुं–कालिन्दी



કાલિન્દી—એ સગરની જનની, અને અયોધ્યાધિપતિ મહાત્મા અસિતની સાધ્વી સ્ત્રી હતી. મહારાજા ભરત–પુત્ર અસિત, શશબિન્દુ અને હૈહય દેશના રાજાઓ સાથેના યુદ્ધમા સૈન્ય સાથે હારી ગયા અને દેશવટો પામ્યા ત્યારે આ પતિવ્રતા સતી કાલિન્દી તેમની સાથે જઇને વનવાસી બની. રાજા હિમાલયના બરફવાળા પ્રદેશમા જઈને તપસ્યા કરવા લાગ્યો, એટલે કાલિન્દીએ પણ શારીરિક સુખોનો ત્યાગ કરીને વનવાસી સંન્યાસિનીની માફક એકાગ્રચિત્તે પતિની સેવા–શુશ્રૂષા કરવાનું આરંભ કર્યું. દૈવસંયોગે મહાત્મા અસિતનું હિમાલય પર્વત ઉપરજ મૃત્યુ થયુ. સતી કાલિન્દીએ, એ સમયે ગર્ભવતી હોવાથી, ચ્યવન ઋષિની આજ્ઞા માનીને પતિની પાછળ પ્રાણત્યાગ કર્યો નહિ. એક દિવસ તેની શોકયે તેનો ગર્ભ પાડી નાખવા સારૂ ભોજનમા ઝેરી પદાર્થ ભેળવ્યો. એ ભોજન ખાતાંવારજ આ સાધ્વી નિરાધાર વિધવા, અસિત મુનિની પત્ની મૂર્ચ્છિત થઇને પડી ગઈ. જશક

ભાન આવતા એ આકુળવ્યાકુળ થઈ ગઈ અને શોકને લીધે રોતીકક ળતી એ દેવતુલ્ય, તેજસ્વી, ભૃગુનંદન ચ્યવન ઋષિની પાસે ગઈ અને તેમને પગે લાગી ચ્યવન ઋષિ સમજી ગયા કે પોતાના પુત્રના રક્ષણને માટે પ્રાર્થના કરવા આ સતી આવી છે તેથી તેમણે આશીર્વાદ આપીને કહ્યું કે 'તારો ગર્ભ નષ્ટ થશે નહિ તારા ગર્ભમા મહાતેજસ્વી, મહા બળવાન, ભુવનવિજયી મહા વીર્યવાન, સમૃદ્ધિશાળી પુત્ર જીવે છે થોડાજ સમયમા એ ઝેરની સાથે બહાર નીકળી આવશે કમલ લોચને! તું શોક કરીશ નહિ' આ વચનોથી શાન્ત થઈને, ચ્યવન ઋષિને પ્રણામ કરીને કાલિન્દી ઘેર ગઇ યથાસમયે મુનિવર રાજ્યભુવનમા ગયા ત્યારે રાણીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો તેની સપત્નીએ (શોકયે) ગર્ભ પાડી નાખવા માટે આપેલા ઝેરની સાથેજ પુત્ર જન્મ્યો હતો એટલે મહાત્મા ચ્યવને એ બાળકનું નામ સગર પાડયુ. (ગર એટલે ઝેર) એ સગરે આખી પૃથ્વી ઉપર રાજ્ય કર્યું અને તેને સાઠ હજાર પુત્રો થયા. સગર રાજાના પુત્રોએ પૃથ્વીની આસપાસ સાગર ખોદ્યો સપત્નીએ પુત્રને ઝેર આપ્યુ હતું છતા પણ કાલિન્દીએ તેના ઉપર કોઈ પણ રીતે વેર રાખ્યું નહિ તેની ઉદારતા, ધીરજ, અને ધાર્મિકતાના જેટલા વખાણ કરીએ તેટલા થોડા છે. સર્વ સન્નારીઓને માટે તેના એ સદ્‌ગુણો અનુકરણ કરવા લાયક છે

---

# रत्न ११२ मुं—विषया



પ્રાચીન યુગના જે સમયનુ આખ્યાન અમે વાચકોને સંભળાવવા માગીએ છીએ, તે સમયમા કુરુક્ષેત્રના મહા યુદ્ધનો અન્ત આવી ચૂકયો હતો. એ ભયંકર યુદ્ધને પરિણામે ભારતવર્ષમા ઘેરે ઘેર રોકકળ મચી રહી હતી.

એ સમયમાં ભારતવર્ષના દક્ષિણ ભાગમાં મલબાર જીલ્લામા કેરલ નામે એક રાજ્ય હતું કેરલ ઘણું સુંદર રમણીય રાજ્ય હતુ એ રાજ્યમાં એક ધર્મપરાયણ અને હરિભક્ત રાજા રાજ્ય કરતો હતો. એની રાણી પણ પરમ સાધ્વી સતી હતી એમના રાજ્યમા પ્રજા બહુ સંતુષ્ટ અને

પ્રસન્ન હતી અનક વર્ષ સુખમા વીત્યા પછી રાજાની વૃદ્ધાવસ્થામાં, રાણીએ એક અતિ સુદર, સુકુમાર અને દિવ્ય કાન્તિવાળા પુત્રને જન્મ આપ્યા કેવળ રાજમહેલમાજ નહિ, પણ આખા રાજ્યમા આનંદમંગળ વર્તી રહ્યો શુભ મુહૂર્તમા વિદ્વાન બ્રાહ્મણોને હાથે બાળકનો નામકરણ સસ્કાર થયો. રાજપુત્રનું નામ 'ચન્દ્રહાસ' પાડવામા આવ્યુ.

વિધાતાએ બાળક ચન્દ્રહાસના ભાગ્યમા સુખ લખ્યું નહોતું. એ એક માસનો થવા ન પામ્યો એટલામા કેરલ રાજ્ય ઉપર શત્રુઓએ ચઢાઈ કરી રાજા દેશના રક્ષણ સારૂ તૈયાર થયો, વીરતાથી યુદ્ધ કર્યું, પણ એના દાવ અવળા પડયા. એના પરાજય થયો અને શત્રુને હાથે મરણ પામ્યો. કેરલ રાજ્ય શત્રુના હાથમા ગયું. પતિનું મૃત્યુ થતા તેમની સાધ્વી રાણી તેમના શબને ખોળામા લઇને સતી થઇ ગઇ આ પ્રમાણ જીવનના છક આરંભમાજ ચન્દ્રહાસ માતપિતા વગરનો અનાથ બન્યો રાજમહેલની એક દયાળુ દાસી તન ખોળામા લઇને કુન્તલ રાજ્યમા નાસી ગઇ

દક્ષિણા પથમા વિદર્ભ દેશમા કુન્તલપુર નામનુ એક રાજ્ય હતું. ત્યાંના રાજાનુ નામ કૌન્તલક હતું વૃદ્ધાવસ્થાને લીધે રાજકાર્યમા ધ્યાન આપવું છોડી દઈન રાજા પોતાનો બધો સમય ધર્મશાસ્ત્રની ચર્ચા અને ઇષ્ટ દેવતાના ધ્યાનમા ગાળતા. મત્રી ધૃષ્ટબુદ્ધિના હાથમા રાજ્યની બધી લગામ હતી, અને એજ કર્તા હર્તા થઇ પડયો હતો.

તેમના દરબારમા ગાલવ નામના એક પરમ પવિત્ર ઋષિ મહારાજાની તમના પ્રત્યે ઘણી શ્રદ્ધા હતી બધા કામ એમની સલાહથી પોતે કરતા, તથા બ્રહ્મતત્ત્વનું જ્ઞાન પણ એમની પાસેથી પ્રાપ્ત કરતા

એ ધર્માત્મા રાજાના અત.પુરમા ચદ્રહાસની ધાવે આશ્રય લીધો. નોકરીના બદલામા પોતાને જે કાઇ મળતું તેમાથી એ બાળકનો પણ નિર્વાહ કરતી ચદ્રહાસ એને હાથે ઉછરીન ત્રણ વર્ષનો થયો, એટલામા એ ધાત્રી પણ પરલોક સીધાવી હવે અભાગી બાળક ચન્દ્રહાસ છેકજ નિરાધાર થઇ પડયો, પણ નિરાધારનો આધાર ઇશ્વર છે. તેણે એનું પણ રક્ષણ કર્યું

ચન્દ્રહાસ ઘણો ગોરો, સુદર, અને નાના પ્રકારના સુલક્ષણવાળો હતો તેને ડાબે પગે એક નાની સરખી છઠ્ઠી આગળી હતી, પણ એ

તેના સૌન્દર્યમા બહુ ખામી આણે એવી નહોતી. એનુ કાલુ કાલુ કથન ઘણુ મીઠુ હતું. સ્વભાવ ઘણો શાન્ત હતો. એટલે અ તઃપુરવાસિનીઓની મમતા એની તરફ દોડી, અને તેઓએ ઘણા પ્રેમ અને લાડપૂર્વક એ બાળકને રાજમહેલમાજ ઉછેરવા માડ્યો

બાળક ચન્દ્રહાસ એક દિવસ રમતો રમતો રાજમત્રી ધૃષ્ટબુદ્ધિની હવેલીમા જઇ પહોચ્યો, અને ત્યાં જઇને બીજા બાળકોસહિત રમવા લાગ્યો. એ દિવસે મત્રીને ત્યા ભોજન હોવાથી અનેક ઋષિઓ અને બ્રાહ્મણો ત્યા હાજર હતા ભોજન કરીને દક્ષિણા લઇને વિદાય થતી વખતે તેમણે ચન્દ્રહાસના શુભ લક્ષણ જોયા, અને મત્રીને કહ્યું, કે 'આ બાળક કોઈ દિવસ રાજસિંહાસનનો અધિકારી થશે. તમે કાળજીપૂર્વક એને ઉછેરજો. આગળ જતાં એ તમારા અઢળક ધનનો વારસ બનશે, એ વાત નિર્વિવાદ છે.'

ઋષિ તથા બ્રાહ્મણ પોતપોતાને ઘેર ગયા, પણ ઢોગી, દાભિક અને કપટી મત્રીના પેટમા ફાળ પડી. પોતાની અનેક કાવાદાવાથી એકઠી કરેલી સપત્તિને આ અજાણ્યો બાળક, કે જેનાં માતપિતાનો પણ પત્તો નથી, એ ભોગવશે એ વિચારથી એને ઘણો ખેદ થયો એણે વિચાર્યું મારે બે પુત્ર અને પરમ વિદુષી કન્યા વિષયા છે એમના છતાં શું હું આ અજાણ્યા બાળકના હાથમા મારી મિલકત જવા દઇશ ? એવુ વિચારીને એ બાળકનું કાસળ કહાડવાનો એણે નિશ્ચય કર્યો, અને મારાઓને બોલાવીને એની હત્યા કરવાનો ગુપ્ત પ્રબધ કર્યો.

પાપી પેટની ખાતર બાળહત્યા, સ્ત્રીહત્યા, કે ગમે તેવું ઘોર પાપ કરતા સકોચ ન આણે એવા હત્યારા ચડાળ પણ એ સમયમાં હતા. મત્રીની આજ્ઞા થતા તેઓ બાળક ચન્દ્રહાસને ફોસલાવીને નદીકાઠે એકાત ભયાનક શ્મશાનમા લઈ આવ્યા. ત્યા જઈને તેમણે એનો વધ કરવા સારૂ તલવાર ઉગામી ત્યારે બાળક ચન્દ્રહાસે પોતાના છૂટકારા સારૂ ઘણી વિનતિ કરી, પણ કાઈ વળ્યું નહિ આખરે તેણે છેલ્લી વખતે પ્રભુની પ્રાર્થના કરવાનુ માગી લીધું.

ચન્દ્રહાસ બચપણથીજ હરિભક્ત હતો. હરિનુંજ રાતદિવસ ધ્યાન ધરતો હરિનું ભજન કરતા તન્મય થઈ જતો. એવા હરિભક્ત બાળકનું પ્રભુ રક્ષણ ન કરે તો એમના મધુસૂદન અને દીનરક્ષક, એ નામ સાર્થક કેવી

રીતે થાય ? હત્યારાઓના પાષાણ હૃદય પણ પીગળ્યા. તેમનામા દયાનો સચાર થયો. તેમણે ચન્દ્રહાસની વધારાની છઠ્ઠી આગળી કાપી લઇને છોડી મૂકયો, અને મંત્રીને આગળી બતાવીને કહ્યું કે અમે બાળકને મારીને દાટી આવ્યા. મત્રીએ હત્યારાને ઇનામ આપ્યા, અને મનમા સતોષ માન્યો કે મારા માર્ગમાથી કાંટો દૂર થયો. આજે મે વિધિનો પણ પરાજય કર્યો.

આગળી કાપ્યાથી નીકળેલા લોહીની વેદનાથી બાળક ચન્દ્રહાસ જગલમા ઘણી વાર સુધી પડયો રહ્યો એવામા કુલીન્દ નામનો એક રાજા પોતાના સૈનિકોસહિત એ અરણ્યમા શિકાર ખેલવા જઇ પહોચ્યો ત્યા આગળ એણે આ બાળકને પ્રભુના નામનો જપ કરતો ભોંય ઉપર પડેલો જોયો એની હરિભક્તિ જોઇને રાજાને એના ઉપર દયા ઉપજી, અને તેને પોતાના ઘોડા ઉપર બેસાડીને રાજધાની ચન્દનાવતીમા લઈ ગયો. રાજાને પુત્ર નહોતો, એટલે હર્ષપૂર્વક એ બાળકને રાણીના હાથમા સોપ્યો. રાણીએ કહ્યુ "નાથ ! આજ મારો જન્મ સફળ થયો. આજ મારા મનોરથ પાર પડયા. પુત્રહીન હોવા છતા પણ આજે હું પુત્રવતી સ્ત્રીના જેવી સુખી થઇ. શ્રીહરિ મારા ઉપર પ્રસન્ન થયા છે."

અહિંયાં એ જણાવવું જોઇએ કે કુલિન્દ મહારાજા કૌન્તલકના તાબામા એક ખડીઓ રાજા હતો

એ બાળકને પામ્યાથી વિષ્ણુભક્ત કુલીન્દ અને તેની પત્ની મેધાવતીના હર્ષનો પાર રહ્યો નહિ તેમણે બ્રાહ્મણોને બોલાવીને એ બાળકના કલ્યાણ સારૂ યથાવિધિ પૂજન કરાવ્યુ, અને એ લોકોની સલાહ અનુસાર એનેજ પોતાના પુત્રરૂપે સ્વીકાર્યો, અને યોગ્ય શિક્ષકો પાસે તેને યોગ્ય શિક્ષણ આપવાનો બંદોબસ્ત કર્યો, પણ એનું ધ્યાન અભ્યાસ કરતાં હરિભક્તિ અને એકાદશી વ્રતમા અધિક ચોટતું. આઠમે વર્ષે તેને જનોઇ દીધું, ત્યાર પછી એણે વેદપાઠ, તથા ક્ષત્રીઓને શોભે એવી બીજી વિદ્યાઓનું જ્ઞાન સંપાદન કર્યું ચૌદ વર્ષની વયમાં એણે ધર્મશાસ્ત્ર, શસ્ત્રવિદ્યા, રાજનીતિ વગેરેમા ઘણી પ્રવીણતા મેળવી.

પંદર વર્ષનો થતાં એણે એક દિવસ પિતાને વિનતિ કરી કે 'હું દિગ્વિજય કરવા નીકળીશ અને દુષ્ટ તથા પાપી રાજાઓને પરાજિત કરીને શ્રીહરિની શક્તિનો પ્રચાર કરીશ.' પુત્રના એ અભિલાષથી રાજા ઘણો

પ્રસન્ન થયો, અને સૈનિકોસહિત તેને દિગ્વિજય કરવા સારૂ વિદાય કર્યો.

ચન્દ્રહાસે અનેક પાપી અને ધર્મદ્વેષી રાજાઓનો પરાજય કર્યો, અને પુષ્કળ રથ, ઘોડા, મણિ, માણેક ઇત્યાદિ લઈને ચન્દનાવતીમા પાછા ફર્યો.

પુત્રની યોગ્યતા તથા પરાક્રમથી પ્રસન્ન થઈને રાજાએ પોતે રાજ-કાજમાથી છૂટા થવાને સંકલ્પ કર્યો, અને બ્રાહ્મણો તથા ઋષિઓની સલાહ લઇને, શુભ મુહૂર્તમા એનો રાજ્યાભિષેક કરી દીધો. રાજ્યગાદી ઉપર બેઠા પછી ચન્દ્રહાસે પ્રજાહિતના અનેક કામ કરવા માડયા. સાથે સાથે પ્રજામા હરિભક્તિનો પણ પ્રચાર કર્યો.

રાજ્યાભિષેક પછી એક દિવસે ચન્દ્રહાસે પિતાની સલાહ મુજબ પુષ્કળ સુવર્ણમુદ્રા અને નાના પ્રકારના કિમતી વસ્ત્રો તથા ભાત ભાતના પકવાન્ન કુન્તલપુરના મંત્રીને ઘેર ભેટ તરીકે મોકલ્યા, કેમકે ધૃષ્ટ-બુદ્ધિ મંત્રીજ પોતાના રાજ્યમા કર્તા હર્તા વિધાતા હતો. પ્રધાન એ મૂલ્યવાન ભેટથી પ્રસન્ન તો થયો, પણ કુલિન્દ રાજાની સમૃદ્ધિ જોઇને એના હૃદયમા અદેખાઇનો સંચાર થયો. વળી એ દિવસ એકાદશી હતી, અને ચન્દ્રહાસના સેવકો પણ હરિભક્ત હોવાથી તેમણે એ દિવસે મંત્રીને ત્યા ભોજન કરવાને ના પાડી, તેથી એનો ક્રોધ સીમા ઘી રહ્યું. બીજે દિવસ સેવકોએ તેની ક્ષમા માગીને પોતાના મનનો ખુલાસો કર્યો, ત્યારે એનો ક્રોધ કાંઈક શમ્યો, પણ મનમા દાઝ જરૂર રહી ગઈ.

એક દિવસ પોતાનું કામ પોતાના પુત્રને સોપીને, તાબાના રાજ્યની ખબર લેવા નિમિત્તે પ્રધાન ધૃષ્ટબુદ્ધિ ચન્દનાવતી નગરીમા પહોચ્યો. એ નગરીની શોભા, સમૃદ્ધિ, તથા પ્રજાજનનો સંતોષ જોઇને એ બહુ બળવા લાગ્યો. રાજા કુલિન્દ અને તેના પુત્ર ચન્દ્રહાસે રાજમહેલમા તેનો ઘણો આદરસત્કાર કર્યો. ધૃષ્ટબુદ્ધિને ચન્દ્રહાસ પિતાની આજ્ઞાથી પગે લાગ્યો, ત્યારે મંત્રીએ પૂછ્યુ 'મહારાજ! આપને પુત્ર ક્યારે થયો? આપે અમને એ વધામણી તો કદિ આપીજ નહિ. રાજાએ એના ઉત્તરમા ચન્દ્રહાસની પ્રાપ્તિનો સઘળો ઇતિહાસ કહી સંભળાવ્યો.

કુલિન્દને મુખેથી એ વૃત્તાંત સાભળતા વારજ દુષ્ટમતિના મંત્રીને પાકો સંશય ઉભો થયો કે આ બાળક એજ છે કે જેનો વધ કરાવવા મે મારાઓને મોકલ્યા હતા, પણ તેઓએ મને ઠગ્યો છે. બ્રાહ્મણોની ભવિષ્યવાણી ખરી પડતી લાગે છે. જે બાળકનું મે કાસળ કહાડવા

ધાર્યું હતું, તે તો હવે એક પ્રતાપી સમૃદ્ધિશાળી રાજ્યનો વારસ બની ગયો છે. હવે એ પાપી ફરીથી ચન્દ્રહાસના મૃત્યુનો ઉપાય વિચારવા લાગ્યો એની આખી જીંદગીજ એવા કાળાધોળા કરવામા, પાપી યોજનાઓ ઘડવામા વ્યતીત થઈ હતી. એટલે ઉપાય શોધી કહાડતા એને વાર ન લાગી

બપોરે ભોજન કરી રહ્યા પછી તેણે મહારાજા કુલિન્દને કહ્યુ "અહિં આવતી વખતે એક બહુ જરૂરી અને અગત્યના કામને લગતી વાતચીત મહારાજા સાહેબ સાથે કરવી ભૂલી ગયો છુ. હુ એ વિષયસબન્ધી મારો અભિપ્રાય લખીને એક પત્ર મારા પુત્ર મદન ઉપર મોકલવા માગુ છુ એ વાત બહુ ખાનગી હોવાથી વિશ્વાસુ માણસને હાથેજ કામ થવુ જોઈએ તમે કુમાર ચન્દ્રહાસના સાથે એ પત્ર મદનને પહોચાડી આપો. નહે તો રાજકાજમા ઘણી અડચણ પડશે મહારાજા કુલિન્દે પત્ર પહોચાડવાનુ સ્વીકાર્યું અને પુત્ર ચન્દ્રહાસને કુન્તલપુર જવાને સારૂ તૈયાર થવા આજ્ઞા આપી.

દુષ્ટ મત્રીએ પત્ર લખીને એની પછાડી પોતાની મહોર લગાડીને, ચન્દ્રહાસના હાથમા સોપ્યો અને સૂચના આપી કે આ પત્ર ઘણો ખાનગી અને અગત્યનો છે માટે મારા પુત્ર મદન સિવાય બીજા કાઈના હાથમા જવા ન પામે એ ધ્યાનમા રાખજો વળી પત્ર ઉઘાડીને વાચી જોઈને વિશ્વાસઘાત ન કરશો.' ચન્દ્રહાસે પણ ખાત્રી આપી કે "હુ એ કાય સાવધાનતાપૂર્વક કરીશ, અને આપે મારા ઉપર જે વિશ્વાસ મૂક્યો , તેને પાત્રજ હું નીવડીશ "

ચન્દ્રહાસ પત્ર લઈને, ચાર સેવકોસહિત કુન્તલ નગર તરફ રવાના થયો. એ નગરમા પહોચીને ચાર દિવસના પ્રવાસનો થાક ઉતારવા સારૂ એ મત્રીના મહેલની પાસેના એક વિશાળ અને મનોહર બગીચામાં બેઠો, અને ત્યા પ્રકૃતિની સુદરતા નિહાળતા નિહાળતા હરિભક્તિમાં લીન થઈ ગયો ત્યા આગળજ એક નિર્મળ સરોવરમા એણે સ્નાન કર્યું, અને થાક ઉતારવા સારૂ જરા સૂઈ ગયો. પરિશ્રમને તથા એ ઉદ્યાનના શીતળ વાયુને લીધે રાજકુમારને ગાઢ નિદ્રા આવી ગઈ. તેના સેવકો પણ દૂર એક વૃક્ષની નીચે થાક ઉતારવા લાગ્યા

હવે વાચકોને અમારી ચરિત્રનાયિકા વિષયાનાં દર્શન કરવાનો તથા

તેના હૃદયની ઉન્નતતાનો પરિચય પામવાનો પ્રસંગ આવી પહોચ્યો છે.

જે સમયે રાજકુમાર ચન્દ્રહાસ ઉદ્યાનમા ઘોર નિદ્રા લઈ રહ્યો હતો, તેજ સમયે મહારાજ કૌન્તલકની પુત્રી ચમ્પકમાલિની અને પ્રધાન પુત્રી વિષયા, બીજી સખીઓસહિત એ બગીચામા વિહાર કરવા સારૂ જઈ પહોચી એ સમય સૂર્યાસ્તનો હતો. ઉદ્યાને અપૂર્વ શાન્તિમય શોભા ધારણ કરી હતી અંધકાર વ્યાપવા માંડયો એટલે રાજકન્યા અને તેની સખીઓ રાજમહેલ ભણી વિદાય થઇ. ઉદ્યાન મંત્રીભવનની બહુ પાસે હોવાથી મંત્રીકન્યા વિષયા શુદ્ધ હવાનુ સેવન કરવાના ઈરાદાથી એકલીજ એ ઉદ્યાનમા રહી

ફરતા ફરતા એ સરોવરકિનારે ગઈ ત્યા જુએ છે તો ચંપાના વૃક્ષ નીચે એક અત્યંત સુન્દર યુવક સુઈ રહ્યો છે એના સૌન્દર્ય આગળ સરોવરના કમળ પણ ઝાખા પડી જતા હતાં. પોશાક ઉપરથી રાજપુરુષ જણાતો હતો. પ્રથમ દર્શનેજ કિશોરી વિષયાના હૃદયમા પ્રેમના તરંગો ઉછાળા મારવા લાગ્યા. આજ સુધી વિષયાના ચિત્તમા પ્રેમને બિલકુલ સ્થાન નહોતું. એનુ જીવન વિદ્યાપ્રાપ્તિમાજ વ્યતીત થયું હતું, કેમકે મંત્રીનો એના ઉપર વિશેષ પ્રેમ હતો. મંત્રીએ એને લાડ લડાવવામા તથા ઉચ્ચ કુળની કન્યાને છાજતું શિક્ષણ આપવામા કચાશ રાખી નહોતી. લોહચુંબક લોખંડને જેમ આકર્ષે છે, તેમ આજે વિષયા પણ ચન્દ્રહાસ તરફ આકૃષ્ટ થઈ. પોતાના હૃદયમા એકાએક ભાવનુ પરિવર્તન થતું જોઈને એ વિચારવા લાગી "કેવી આશ્ચર્યની વાત છે ! આ સૂઇ રહેલા યુવકને જોતાવારજ મારા હૃદયમા અવનવા ભાવો કેમ સ્ફુરવા લાગ્યા ! જીંદગીમા એને પહેલા કદિ દીઠો નથી, છતા આજે પ્રથમ દર્શનેજ મારા ચિત્તનુ આકર્ષણ એની તરફ કેમ થયું ? કાંઇ સૂઝતું નથી. જેમ જેમ વધારે વિચાર કરૂં છુ, તેમ તેમ એના પ્રેમમા વધારે તન્મય થતી જાઉ છુ." આવા વિચારતરંગોમાં તણાતી કિશોરી વિષયા એકાગ્ર ચિત્તે ચન્દ્રહાસના રૂપનું અવલોકન કરી રહી હતી, એવામા એકાએક તેની દૃષ્ટિ યુવકની પાસેના પત્ર ઉપર પડી એ પત્ર કોનો છે, કોણે કોના ઉપર લખેલો છે એ જાણવાનુ વિષયાને કુતૂહલ ઉપજ્યું, કેમકે એથી કરીને આ યુવકનો સંબંધ કોની સાથે છે તે પ્રગટ થવાનો સંભવ હતો એ કૌતુકને વશ થઈ એણે સાવધાનીથી પત્ર પોતાના હાથમા લીધો એના ઉપર પોતાના

ભાઈ મદનનુ સરનામું તથા પિતાના અક્ષર જોઈને એ ઘણી પ્રસન્ન થઈ. એનુ અ ગ ફરકવા લાગ્યુ. એના હૃદયમા આશાનો સ ચાર થયો, કે આ યુવક આજે પિતાજી તરફથી કાઇ શુભ સમાચાર લઇને આવ્યો છે હવે પત્રમા શું લખ્યું છે તે જાણવાને એની ઉત્ક ઠા વધી પડી. ઉચિતતા કે અનુચિતતાનો કાઈ પણ વિચાર કર્યા વગર ઘણીજ કુશળતાથી એણે પત્ર ઉપરની મહોર ઉખાડીને, પત્ર બહાર કહાડચો, તથા વાચવાનો આર ભ કર્યો. પત્ર નીચે પ્રમાણે હતો.

ચિર જીવી મદન ! ચન્દનાવતીથી લિ૦ ધૃષ્ટબુદ્ધિના આશીર્વાદ. જત લખવાનું, કે આ પત્ર લાવનાર ચન્દ્રહાસ ચન્દનાવતીનો રાજકુમાર છે ઉત્તર કાળમા આ યુવક મારી સઘળી સ પત્તિનો ભોક્તા થનાર છે એ વાત નિ.સંદેહ અને અગત્યની સમજજે, માટે કુળ, શીલ, માનમર્યાદા, જ્ઞાન કે વિદ્યા કશાનો વિચાર નહિ કરતા, વગર વિલ બે એને વિષદાન કરજે એથી મને અતિશય આનંદ થશે, અને મારી એક મોટી ચિન્તા દૂર થશે. તારા જેવો પિતૃભક્ત પુત્ર મારી આ આજ્ઞાની કદિ પણ અવ-ગણના કરશે નહિ, એવી મારી પૂર્ણ ખાત્રી છે. પુત્ર ! ઈશ્વર તારૂં કલ્યાણ કરજો

શુભેચ્છક

ધૃષ્ટબુદ્ધિના આશીર્વાદ.

પત્ર વાચતા વિષયાને રોમાચ થયો એમા લખેલી સૂચનાથી એના કોમળ હૃદયને ઘણોજ મોટો ઘા લાગ્યો પોતે વાચવામા ભૂલ તો નથી કરી, એવી શંકા કરીને ફરી ફરીને પત્ર વાચ્યો, પણ વારંવાર એના એજ શબ્દો દૃષ્ટિએ પડચા. વ્યાકુળ ચિત્તે એ વિચારવા લાગી ' પિતૃ-દેવ શુ એટલા બધા નઠોર અને નિર્દય છે ? પારકા પુત્રનો વિનાકારણે નાશ કરવા તત્પર થાય એવા શું એ રાક્ષસી વૃત્તિના છે ? અમારા ઉપર તો એમણે સ તાન–સ્નેહ દાખવવામા કદિ કચાશ રાખી નથી, તો પછી પોતાના મિત્ર કુલિન્દરાજના આવા સુદર અને સુકુમાર પુત્રનો વધ કરા વવા એ તૈયાર થાય એ વાત ગળે ઉતરતી નથી. રાજપુત્રને વિનાકારણે એ વિષદાન કરવા તૈયાર થાય એ સંભવેજ કેમ ? મારી બુદ્ધિમા તો એ વાત ઉતરતીજ નથી. આ પ્રમાણે વિચાર કરતા કરતાં પ્રેમવિહ્-વળા વિષયાએ ફરીથી ચન્દ્રહાસના મુખ તરફ દૃષ્ટિપાત કર્યો. તર–

તજ તેના મનમા એક બીજો વિચાર સ્ફુર્યો "આવો રૂપ લાવણ્યમય દેહ ! આવી દિવ્ય કાન્તિ, આવું અનુપમ સૌન્દર્ય જોઇને દેવતાઓ પણ મોહ પામી જાય એવા સુન્દર રાજપુત્રને પિતાજીએ વિષદાન કરવાનુ લખ્યું છે ? એ વાત અસંભવ છે. પિતૃદેવે અવશ્ય એવા સુપાત્રને મારૂ દાન કરવા સારૂજ મોટા ભાઇને પત્ર લખ્યો હશે, પણ ઉતાવળમા 'વિષયા'નો 'યા' લખવો રહી ગયો છે, અને 'વિષ' શબ્દ લખાઈ ગયો ૨. મારી કલ્પના ખરી હોય કે ખોટી હોય, હુ તો આ યુવકને આત્મદાન કરી ચૂકી છુ, એટલે હવે એને વિષદાન નહિ, પરન્તુ વિષયાદાન થાય એવીજ યુક્તિ હુ આદરીશ "

આ વિચાર આવતાની સાથેજ એણે પત્રમા ફેરફાર કરવાના સકલ્પ કર્યો, અને પોતાના નેત્રના અશ્રુથી ભીજાયલા કાજળવડે પિતાના જેવાજ અક્ષરથી બહુ કાળજીપૂર્વક 'વિષ'ની આગળ 'યા' વધારી દઇને 'વિષયા' કરી દીધો આ પ્રમાણે ફેરફાર કરીને પત્રને ફરીથી વાચી જોયા, અને એને પરબીડીઆમા સાવધાનતાથી બીડી, મહોર લગાડી દઈ, પહેલા જ સ્થળે હતો ત્યા ને ત્યાજ ગોઠવી દીધો.

વિષયાનુ ડાબું અગ હવે ફરકવા લાગ્યુ. એણે મનથી વરમાળા એ યુવકને પહેરાવી દીધી. એક વાર ફરીથી એના સુદર કાન્તિનુ અવલોકન કરીને અત પુરમા પાછી ફરી એ વખતે એના મનમા આવોજ વિચાર આવતો હતો કે "હે યુવક ! તમે ગમે તે હો, તમને ઓળખ્યા પારખ્યા વગર મે તમને મારૂ તન, મન, ધન સમર્પણ કર્યું છે તમે મને પાછી ન ઠેલશો "

મત્રીપુત્ર મદને પિતાનો પત્ર મળતાવારજ, એમની આજ્ઞાનુસાર ચન્દ્રહાસને ભગિની વિષયા સમર્પણ કરવાનો સકલ્પ કર્યો, અને જોશી ઓની સલાહથી વહેલામા વહેલુ જ શુભ મુહૂર્ત આવ્યુ તે મુહૂર્ત નક્કી કરીને લગ્નની તૈયારી કરવા માડી ચન્દ્રહાસના સૌન્દર્ય અને ગુણનો પરિચય મળતા અત.પુરમા સ્ત્રીઓ પણ આ સબધથી પ્રસન્ન થઇ જો કે પ્રધાને આટલી ઉતાવળ કરી તેને માટે એમને થોડો સતાપ જરૂર થયો. મુત્સદ્દીના ઘરની સ્ત્રીઓએ અનુમાન કર્યું, કે એમા પણ મત્રીશ્વરનો કોઇ ગુપ્ત રાજ્યદ્વારી હેતુ હશે. અસ્તુ વિવાહની શુભ ક્ષણ પણ આવી પહોચી અને મહર્ષિ ગાલવ તથા અનેક વિદ્વાન્ બ્રાહ્મણો

અને પુરોહિતના સમક્ષ મદને પિતાની તરફથી ભગિની વિષયાનું દાન ચન્દ્રહાસને કર્યું, અને પિતાની પ્રતિષ્ઠાને છાજે એવી મૂલ્યવાન પહેરામણી પણ આપી ચન્દ્રહાસની સરળતા તથા હરિભક્તિથી મદન એટલો બધો પ્રસન્ન થયો હતો, કે થોડા સહવાસમાજ બન્નેની વચ્ચે ગાઢી મિત્રતા બધાઈ ચૂકી હતી એટલે એણે ચન્દ્રહાસને પ્રસન્ન કરવામા કોઇ જાતની કચાશ રાખી નહિ. વરકન્યા મહર્ષિ ગાલવને પગે પડયા તે વખતે એ વિદ્વાન્ મહર્ષિએ વિષયાને આશીર્વાદ આપતા કહ્યુ "બેટી વિષયા ! મે નાનપણમાં ઘણા લાડથી પુત્રીની પેઠે તને શિક્ષણ આપ્યું છે. આજ મ ગળમય પ્રભુની કરુણાથી પરમ હરિભક્ત ચન્દ્રહાસ સાથે તારૂ લગ્ન થયું છે, એથી હુ ઘણો પ્રસન્ન થયો છુ. દાપત્યજીવનને ભોગની સા મગ્રી ગણીશ નહિ, અને પતિને વિલાસનુ સાધન સમજવાની ભૂલ કરીશ નહિ. દીકરિ ! યાદ રાખજે કે પ્રેમનો વિકાસ ત્યાગવડે થાય છ, ભો ગથી તો પ્રેમનો વિનાશજ થાય છે. તારા કરુણામય હૃદયથી ગરીબોનાં દુ:ખમા ભાગ પડાવજે, કોમળ હસ્તવડે દુ ખીઓના આસુ લૂછજે, મધુર કઠવડે સ્નેહમયી જનનીની પેઠે રોગીઓના કર્ણમા આશ્વાસનની વાણી રેડજે, એજ મારો આશીર્વાદ છે"

આ પ્રમાણે ચન્દ્રહાસ અને વિષયાનું શુભ લગ્ન પરિપૂર્ણ થયું. પ્રધાનની ગેરહાજરીમા આમ ઉતાવળથી લગ્ન કરી દેવાનો શો હેતુ હશે તે ચન્દ્રહાસ પણ કળી ન શકયો, પણ પોતે રૂબરૂમા ના પાડશે એવી મ ત્રીના મનમા શ કા હોવાથી એણે આ પગલું લીધુ હશે એમ તેણે અનુમાન કર્યું વળી ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા હોવાથી આ ઘટનામાં પણ તેણે ઈશ્વરનો ગઢ સકેતજ માની લીધો

હરિભક્તનો જય થયો. વિષયાની ચતુરાઇથી ચન્દ્રહાસનો જીવ બચ્યો એટલુ જ નહિ પણ સુશીલ ભાર્યા પ્રાપ્ત થવાથી એનુ જીવન અધિક સુખમય બન્યુ.

થોડા દિવસ પછી મ ત્રી ધૃષ્ટબુદ્ધિ કુન્તલપુર આવ્યો, ત્યારે એણે નગરમા માગલિક ચિન્હો જોયા. એણે અનુમાન કર્યું, કે શત્રુ ચન્દ્રહાસનો વધ કરીને પુત્ર મદને ખુશીમા ઉત્સવો કર્યા હશે. તેના આ ચિન્હો છે પણ ખરી વાતની ખબર પડતાં વાર લાગી નહિ. પોતાના પાસા આ પ્ર ‌ મે એકદમ ઉલટા પડેલા જોઇને એના ક્રોધનો પાર રહ્યો નહિ. પુત્રની

પાસે ખુલાસો માગતાં, નિર્દોષ મદને કહ્યું કે આપની આજ્ઞા મે અક્ષરશઃ પાલન કરી છે. આપની ગેરહાજરી કોઇ રીતે જણાવા દીધી નથી ધામધૂમ કરવામા, તથા આપણા કુળને છાજતી પહેરામણી આપવામાં મે જરાયે કૃપણતા કરી નથી મત્રીએ પુત્રની પાસેથી કાગળ માગીને જોયો તો એમા વિષને ઠેકાણે વિષયા શબ્દ જોયો. મત્રી સમજ્યો કે લાડકી પુત્રીનુ સ્મરણ રાતદિવસ મને રહેતું હોવાથી, 'હૈયે તે હોઠે' એ ન્યાયે વિષને બદલે પત્રમા મારા હાથેજ 'વિષયા' શબ્દ લખાયો હશે, અને તેને લીધેજ આટલો બધો ગોટાળો થયો, પણ વિધાતાના વિધાનમાથી શિખામણ લઇને બેસી રહે એવો ધૃષ્ટબુદ્ધિ મત્રી નહોતો. એના જીવનનો એક માત્ર ઉદ્દેશ સ્વાર્થ હતો, અને એ સ્વાર્થના આડે આવનાર મનુષ્ય ગમે તેવો નિકટનો સબધી હોય તોપણ તેનો નાશ કરતા ચૂકે એવો એ નહોતો. ચન્દ્રહાસ પોતાની એક માત્ર લાડકવાયી પુત્રીનો પતિ બન્યો હતો, તોપણ મંત્રીના પાપી મનમા એ નિર્દોષ જમાઈનો વધ કરાવવાનોજ વિચાર આવ્યો. એણે ગામ બહારના ચડિકાના મદિરમા ગુપ્ત મારાઓ મોકલી આપ્યા, અને પોતાના કુળાચાર પ્રમાણે એ મદિરમા એકલા જઇને દેવીની પૂજા કરી આવવાની ચન્દ્રહાસને આજ્ઞા આપી ચન્દ્રહાસ પૂજાની સામગ્રી લઇને મંદિરે જતો હતો એટલામા માર્ગમા પ્રધાનપુત્ર મદન મળ્યો. એણે ચન્દ્રહાસને કહ્યું, મહારાજા સાહેબ તમને સભારતા હતા, તમે રાજમહેલમા જઇને એમની મુલાકાત કરી આવો. હુ મદિરમા આ પૂજાસામગ્રી લઇને જઉં છુ, અને તમારી વાટ જોતો ત્યાજ બેસી રહીશ

મદન મદિરમા ગયો. ચડાળોએ પ્રધાનની આજ્ઞાનુસાર પૂજાસામગ્રીસહિત એ મદિરમા પ્રથમ આવનાર એ યુવકનો એકદમ વધ કર્યો દુષ્ટ મત્રીના પાસા ફરીથી અવળા પડયા.

ચન્દ્રહાસ મહારાજાની પાસે વધારે વાર રોકાયો. પોતાના પ્રપચની સફળતા જોવા અધીરો થયેલો મત્રી મંદિરમા ગયો તો ત્યાં આગળ એણે જમાઇને બદલે પુત્રને લોહીલુહાણ થઇને મૃત દશામા પડેલો જોયો. હવે એને ખાત્રી થઈ, કે માણસ વાવે છે એવું લણે છે. કર્મનો નિયમ અટલ છે. પોતાના પાપનું આજ યોગ્ય ફળ મળ્યું છે. હવે પશ્ચાત્તાપથી એનું હૃદય સળગવા લાગ્યું. પોતાની અસંખ્ય ભૂલોનો પસ્તાવો

કરી માથુ પછાડી પછાડીને એણે એજ મંદિરમાં આપઘાત કર્યો.

ચન્દ્રહાસે મંદિરમા ગયા પછી આ દુર્ઘટના જોઇ એ હૃદયવિદારક દેખાવ જોયાથી હરિભક્ત ચન્દ્રહાસને અસહ્ય દુઃખ થયું એણે વિચાર્યું કે મારી પ્રભુભક્તિમા ખામી આવવાથીજ આવો બનાવ બન્યો છે. એણે એકાગ્ર ચિત્તે માતાજીની સ્તુતિ કરી, અને એમના હાથમાંથી ખડ્ગ લઇને પોતાનો પ્રાણ ત્યજવા તૈયાર થયો. એ સમયે દેવીએ પ્રત્યક્ષ થઇને એના સાળા તથા સસરાના મૃત્યુનો વૃત્તાંત કહી સંભળાવ્યો; અને કહ્યુ કે તારી ભક્તિથી હું પ્રસન્ન થઈ છું, તું વરદાન માગ.

ચન્દ્રહાસે દેવીને પ્રસન્ન કરીને સસરા તથા સાળાને સજીવન કરવાનું માગી લીધુ દેવીએ 'તથાસ્તુ' કહ્યુ. થોડા સમયમા બન્ને સજીવન થયા, અને પોતાના અપરાધના બદલામા જીવનદાન કરનાર ચન્દ્રહાસનો ઘણોજ ઉપકાર માનવા લાગ્યા.

ચન્દ્રહાસ તથા વિષયાના ઉત્તર જીવનનો ઇતિહાસ પુરાણમાં નથી, પણ એ હરિભક્ત અને પરસ્પર અનન્ય પ્રેમ રાખનાર દંપતિનું જીવન સુખ અને શાન્તિમાજ વ્યતીત થયું હશે એમ અનુમાન કરવું અનુચિત નહિ ગણાય.

---

# रत्न ११३ मुं–बेहुला



પરમ શૈવ ચંદ્રધર ચમ્પકનગરનો મોટો શાહુકાર હતો. બંગાળામા લોકો એને ચાંદ સૌદાગરના નામથી પણ ઓળખે છે. શિવજીનો હુકમ હતો કે ચન્દ્રધર પૂજા નહિ કરે ત્યાંસુધી મર્ત્યલોકમા મનસાદેવીની પૂજા પ્રચલિત થશે નહિ

મનસાદેવીએ ચન્દ્રધરની પૂજા પ્રાપ્ત કરવાને વિવિધ પ્રકારના યત્ન કર્યા, પૂજા કરવાની વાત તો દૂર રહી, પણ ઉલટો એ મનસાદેવીની અત્યંત ઘૃણા કરતો.

આ પ્રમાણે દયાથી ચાંદ સૌદાગરની પ્રીતિ મેળવવામા મનસાદેવી નિષ્ફળ નીવડી ત્યારે તેણે તેની સાથે વિષમ શત્રુતા આરંભી. ચાંદ સોદાગરને 'મહાજ્ઞાન' નામની એક સિદ્ધિ હતી. એ સિદ્ધિને લીધે એ સાપે ડસેલા મનુષ્યને સાજો કરી શકતો; મનસાદેવીએ સાપ કરડાવીને

ચાદ સોદાગરના પુત્રોને મારી નાખવા પ્રયત્ન કર્યો, પણ ચાદ સોદાગર તરતજ તમને પોતાની મહાજ્ઞાન સિદ્ધિના પ્રતાપે સાજા કરી દેતો એટલે ચાદ સોદાગરની સાથે વિરોધ કરવામા મનસાદેવી ઘણા સમય સુધી ફાવી શકી નહિ

મનસાદેવીએ પરમ સુદર રમણીનું રૂપ ધારણ કરીને ચાદ સોદાગરનુ મન હરણ કર્યું, તેના કપટી વર્તન લીધે ભોળા ચાદ સોદાગર તેને ઓળખી શક્યો નહિ. તેના પ્રેમવાક્ય તથા છટાદાર નખરાથી મુગ્ધ થઇ જઇને ચાદ સોદાગરે પોતાની 'મહાજ્ઞાન' શક્તિ તેને આપી દીધી 'મહાજ્ઞાન' મળતા વારજ મનસાદેવી અગ્નિના ભડકાની પેઠે એકદમ આકાશમા ઉડી ગઈ. ચાદ સોદાગરને હવે ખબર પડી કે તેની સાથે દેવીએ કપટ કર્યુ છે ભાવિષ્યને માટે તેને ઘણી ચિન્તા થવા લાગી

પરન્તુ ચાદ સોદાગરને એક વૈદ્ય સાથે દોસ્તી હતી એ વૈદ્યનુ નામ 'શકુર ગારુડી' ગરુડ જે પ્રમાણે સાપોનો શત્રુ છે, તેજ પ્રમાણે શકુર પણ સાપનો શત્રુ હોવાથી લોકોએ તેનુ નામ ગારુડી પાડયુ હતુ શકુર ગારુડી ચાદ સોદાગરનો જીવજાન દોસ્ત હતો વૈદ્યરાજ પાસે સર્પદશની સચોટ દવા હતી ગમે તેવા સર્પ કરડયા હોય પણ વૈદ્યરાજ ગારુડી તેનુ ઝેર ઉતારી દેતા ચાદ સોદાગરના પુત્રોને મનસાદેવીની યુક્તિથી સાપ કરડતા, પણ આ ગારુડી મિત્રની સહાયથી તરતજ તેઓ સાજા તાજા થઇ જતા

દેવીએ પહેલા તો વૈદ્યરાજને પોતાના હાથમા લેવાનો યત્ન કર્યો પણ જયારે અનેક પ્રયત્ન કર્યા છતા એ ગારુડી અને ચાદ સોદાગરની દોસ્તીમા ભગ પડાવવાને સમર્થ નીવડી નહિ, ત્યારે તેણે ગારુડીને મારી નાખવાનો સકલ્પ કરીને અનેક ઉપાયો યોજવા માડયા.

ઘણી વાર નિષ્ફળ નીવડયા પછી આખરે મનસાદેવીનો ઉદ્દેશ સિદ્ધ થયો કે કઇક વિચિત્ર યુક્તિથી મનસાદેવીએ શકુર ગારુડીનુ જીવન નષ્ટ કર્યુ

હવે ચાદ સોદાગર ખરેખર નિરાધાર થઇ ગયો 'શિવજી જે કરે તે ખરૂ' એમ કહીને શિવભક્ત ચન્દ્રધર પોતાના સકલ્પમાં વધારે દૃઢ બન્યો

એક વર્ષ પૂરૂં ન થયુ એટલામા તો એક એક ચન્દ્રધરના છ પુત્રો સર્પદશથી મરણ પામ્યા

ચન્દ્રધરની શોકાતુર સ્ત્રી સનકા, દરરોજ સ્વામીના ચરણોને અશ્રુધારાથી ભીંજવી નાખીને, દેવીની સાથેનો આવો મિથ્યા વિરોધ બંધ કરવાની વિનતિ કરવા લાગી. તરુણ વયની છ વિધવા પુત્રવધૂઓ, સસરાની તરફ સજળ નેત્રે જોઇને તેમની શોકાર્ત્ત દૃષ્ટિથી ચન્દ્રધરના ચિત્તને પીગળાવવાનો યત્ન કરવા લાગી. ઘણા વર્ષનો જૂનો નોકર 'નેહા' એક હાથે આંખમાંના આસુ લુછતો અને બીજે હાથે ઘરનું કામકાજ કરતો શેઠના ચરણકમળમા પડીને ઘડીએ ઘડીએ રોઈ ઉઠતો, દૂર દેશાવરથી દોસ્તો આવીને મનસાદેવી સાથેનુ આ વૈર મટાડી દેવાને માટે યત્ન કરવા લાગ્યા પુત્ર અને પુત્રવધૂઓના વાર્તાલાપથી હલમલી રહેલુ વિશાળ મહેલરૂપ ચન્દ્રધરનુ ઘર આજે શ્મશાન જેવું લાગતું હતુ, પરન્તુ એ કશાથી ચન્દ્રધરની વજ્ર જેવી કઠોર પ્રતિજ્ઞા શિથિલ થઇ નહિ તેણે શોકાર્તહૃદયે, ભ્રકુટિ ઉંચી કરીને, મનસાદેવીનો બદલો લેવાનો સંકલ્પ કર્યો

રાતદિવસ પત્ની અને પુત્રવધૂઓના કલ્પાંતથી કંટાળી જઇને, ચિત્તને શાન્તિ આપવાના ઇરાદાથી, ચન્દ્રધર દેશાવરમા વાણિજ્ય કરવા જવા નીકળ્યો જાત જાતની સામગ્રી તથા હીરા, રત્ન, સોનુ, ચાદી આદિ મૂલ્યવાન પદાર્થોથી ભરેલી ચૌદ અતિ સુદર નૌકાઓ સાથે એ પ્રવાસે નીકળ્યો

મનસાદેવીએ વિચાર્યું કે આ ઘણો સારો લાગ છે. ચાદ સોદાગરની માલમતા બધી ડૂબી જાય તો પછી એ ઠેકાણે આવશે આ ઉદ્દેશથી તેણે મેઘ અને વાયુનું સ્મરણ કર્યું તથા તેમને આજ્ઞા આપી કે ચાંદ સોદાગર જાતે મરી ન જાય પણ એના રત્ન, અલકાર, મણિ અને માણિક્યથી પરિપૂર્ણ બધા વહાણો ડૂબી જાય એવો ઉપાય કરો. એજ પ્રમાણે થયું. એક ભયકર તોફાન આવ્યું અને ચાદ સોદાગરના વહાણ તૂટી ફૂટીને ડૂબી ગયા. ચાંદ સોદાગરને ગમે તે પ્રકારે જીવતો રાખવાના ઇરાદાથી મનસાદેવીએ એક મજબૂત પદ્મલતાને નદીમા ઉભી કરી દીધી ચન્દ્રધર તેને પકડવા ગયો પણ તરતજ તેને સાંભરી આવ્યું કે મનસા દેવીનું બીજુ નામ પદ્મા છે એટલે તે તે પદ્મલતા છોડી દઇને 'જે કરે તે શિવશંભુ' એમ કહીને અથાગ જળમા કુદી પડયો, અને ઈશ્વરકૃપાએ સહીસલામત કિનારે પહોચ્યો આ વખતે તે નગ્નાવસ્થામા હતો. પાસેના શ્મશાનમાંથી એક વસ્ત્ર ઉપાડી લઇને તેનાથી પોતાની લજ્જા નિવારણ કરીને એ ત્રણ ગાઉ ઉપર આવેલા એક નગરમાં ગયો. તે

નગરનો એક પ્રસિદ્ધ શાહુકાર ચન્દ્રકેતુ તેનો બાલ્યસખા હતો. ત્રણ દિવસનો ભૂખ્યો ચન્દ્રધર પોતાના મિત્રને ત્યાં ગયો. મિત્રે તેનો ઘણોજ આદરસત્કાર કર્યો. સુંદર વસ્ત્રાભૂષણ પહેરવા આપ્યા. જાત જાતના મિષ્ટાન્ન ભોજનને માટે તૈયાર કરાવ્યા તથા તેના ઉપર આવી પડેલા દુ:ખને માટે ઘણીજ લાગણી દર્શાવી, પરંતુ ભોજન કરવા બેઠા તે વખતે ચન્દ્રધરને ખબર પડી કે તેનો મિત્ર ચન્દ્રકેતુ મનસાદેવીનો ઉપાસક છે એટલે એ ભર્યું ભાણું તરછોડીને મિત્રનો તિરસ્કાર કરીને ત્યાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી રસ્તામાં પણ જાત જાતના દુ ખ ભોગવીને ઘણે દહાડે એ પોતાને ઘેર પહોચ્યો. એ વખતે રાત્રીનો સમય હતો સ્વામીની આવી દુર્દશા થયેલી જોઇને તેની સ્ત્રી સનકા ઘણીજ આકુળ વ્યાકુળ થઈ ગઈ. તેની આખમાથી ચોધાર આસુ વહેવા લાગ્યાં. બધી હોડીઓ ડૂબી ગઇ છે, તેની સૌથી પ્રિય 'મધુકર' નામની નૌકા પણ ભાગીને ચૂરેચૂરા થઈ ગઇ છે, એ સમાચાર સાભળીને સનકા શોકને લીધે વિહ્વળ થઇ ગઇ

ચન્દ્રધરે પોતાના ઉપર કેટલુ દુ.ખ પડયુ હતું તે હજુસુધી પત્નીને જણાવ્યું નહોતું, પણ પતિવ્રતા સાધ્વી સનકા, પતિના લલાટ ઉપરની કાળાશ જોઇને તેમના કષ્ટનો બધો ઈતિહાસ કળી શકી. રાતદિવસ સનકાના હૃદયમા ચિંતારૂપી આગ સળગવા લાગી. તેણે આસુ ભર્યા નેત્રે ઉંચુ જોઇને મનસાદેવીને કહ્યુ કે:-'હે દેવિ! તમે સોદાગરના હૃદયમા તમારે માટે ભક્તિ ઉત્પન્ન કરી શકયા નથી હવે અમારા ઘરમા એવા કોઈ નરને ઉત્પન્ન કરો કે જેના પ્રયત્નથી અસાધ્ય પણ સાધ્ય થાય અને તમારા કુળની અમારા ઘરમા સ્થાપના થાય. હવે કયાં સુધી અમારી પરીક્ષા લેશો. 'અમારૂ હૃદય ઘણુંજ દૃઢ છે, નહિ તો આટલા કઠોર ઘાથી તો પત્થર પણ તૂટી જાત.'

સનકાની ઈચ્છા પૂર્ણ થઈ. થોડા દિવસમા ચન્દ્રધરનુ મકાન આનંદોત્સવથી ગાજી રહ્યું 'શખ, ઘટા અને શરણાઇ આદિ વાજીત્ર વગાડનારાએ નગરવાસીઓને ખબર આપ્યા કે સનકા દેવીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો છે પૂર્ણચન્દ્રના જેવા એ પુત્રનુ મો જોઇને સનકા ઘણીજ આનદમગ્ન થઈ ગઈ, પરતુ પતિની હઠનો વિચાર આવતાં તેનો હર્ષ એકદમ ઉડી ગયો અને તે ઉડા શોકસાગરમા ગરકાવ થઇ ગઇ. એને

ચિન્તા થવા લાગી કે આ કોમળ બાળકને પણ મનસાદેવી જીવતો રાખશે નહિ. પોતાના ઘરમા લક્ષ્મીનો વાસ સદા સ્થાયી રહે એ વિચારથી સનકાએ પુત્રનું નામ લક્ષ્મીન્દ્ર પાડયું.

ચન્દ્રધર પણ પુત્રનું ચન્દ્રવદન જોઇને ઘણોજ પ્રસન્ન થયો, અને મનસાદેવી તેને કોઈ પણ જાતનું વિઘ્ન ન પહોચાડી શકે એટલા સારૂ રાતદિવસ શિવજીનું ભજન કરવા લાગ્યો. શિવજીએ એક દિવસ સાક્ષાત્ થઇને તેને જણાવ્યુ કે 'લગ્ન થયા પછી જે ઘરમા લક્ષ્મીન્દ્ર પોતાની પત્ની સાથે શયન કરતો હશે, તે ઘરમા સર્પ કરડવાથી તેનું મૃત્યુ થશે.' આ સાભળીને ચન્દ્રધરે ઉડો નિ.શ્વાસ નાખ્યો સંસાર ઉપરથી તેની અનુરક્તિ ઓછી થઇ ગઇ, અને 'હર, હર' શબ્દનો જપ કરતો એ મહા પરીક્ષાના દિવસને માટે તૈયાર થઇને બેઠો તેણે આ વાત પોતાની પત્ની સનકાથી છાની રાખી હતી

જોત જોતામા લક્ષ્મીન્દ્રે કિશોરાવસ્થામાં પ્રવેશ કર્યો સનકા રાણી માયાની જાળમા પૂરી ફસાઈ ગઈ રાતદિવસ એ પુત્રને લાડ લડાવવામાં નિમગ્ન રહેતી. ચન્દ્રધર પુત્ર ઉપર એટલો મોહ રાખતો નહિ, અને તેથી સનકા મનમા ને મનમા દુ:ખી પણ થતી, પણ તેનું ખરૂ કારણ શું છે તે કદિ તેના કળ્યામા આવતું નહિ

લક્ષ્મીન્દ્ર ચન્દ્રધરના ઘરનો દીપક નીવડયો તેણે પોતાની જાતિનો બધો વ્યવસાય સારીપેઠે શિખી લીધો, તે હાલના કેટલાક શેઠીઆઓના સતાનની પેઠે દુરાચારી અને અક્ષર-શત્રુ નીવડયો નહિ. તેણે કાવ્ય, નાટક, તથા અલકારશાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. એ કેવળ ચન્દ્રધરના ઘરનુંજ ગૌરવ નહોતો, પરતુ આખા ચપક નગરનું ગૌરવપદ હતો. એ જ્યા જતો ત્યા લોકો તેની સુદર મૂર્તિ જોઈને હર્ષ પામતા અને તેની સાથે વાર્તાલાપ કરીને કાઈ નવું શિખીને કૃતાર્થ થતા.

ચન્દ્રધરના ઘરમાં છ જવાન વહુઓ વિધવા હતી. સનકા એકલી સધવા હતી. પોતાની આખ આગળ છ વિધવા વહુઓને જોઇને સનકા સધવાના સાજ શા આનદથી સજે ? એને ઘણી તીવ્ર ઇચ્છા થઈ કે લક્ષ્મીન્દ્રને માટે એક સુંદર વહુ લાવવી. તેણે પતિના ચરણ આગળ બેસીને પ્રેમયુક્ત મધુર શબ્દોમા પોતાની આંતરિક ઇચ્છા જણાવી. શિવજીની ભવિષ્યવાણીનું સ્મરણ કરીને પહેલાં તો ચન્દ્રધરે તેની વિનતિ

ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યું નહિ આ ઉપરથી નિરાશ થઇને સનકાએ ખાવુંપીવુ છોડી દીધુ અને રાતદિવસ પતિના પગ આગળ પડી રહીને આસુ વરસાવવા તથા દારુણ કલ્પાત કરવા લાગી

પત્નીની આવી દયાજનક દશા જોઇને ચાદ સોદાગરે મનમા વિચાર્યું 'નસીબમા જે લખાયુ હશે તે તો થશેજ.' પ્રયત્ન કરવો એ આપણું કામ છે, તો તેને માટે લક્ષ્મીન્દ્ર પરણીને આવશે ત્યારે તેને માટે વાસ-ગૃહ એવુ મજબૂત બનાવીશું કે મનસાદેવી પ્રતિકૂળ હોય તોપણ કાંઇ કરી શકે નહિ. આ દુ ખી સાધ્વી પત્નીની ઇચ્છા હવે મારે અપૂર્ણ રાખવી ન જોઇએ

આવા વિચારથી તેણે પત્નીનો એક માત્ર ઓરીઓ પૂરો કરવાનો સ કલ્પ કરીને ગોરને બોલાવ્યો. કુળપુરોહિત જનાર્દનને તેણે આજ્ઞા આપી કે 'આપણા લક્ષ્મીન્દ્રને માટે કોઇ યોગ્ય વહુ ખોળી લાવો.'

જનાર્દન પ ડિત ખોળતો ખોળતો નિછની ગામમા જઈ પહોચ્યો. ત્યાના સાય સોદાગર નામના વણિકની કન્યા બેહુલા એ વખતે ચૌદ વર્ષની હતી. બેહુલાનો કઠ કોકિલાના જેવો મધુર હતો ગાનતાનમા બેહુલાના જેટલી પ્રવીણતા એ વખતની કોઈ વારાગનામા પણ નહોતી, રસોઇના કામમા બેહુલા સિદ્ધહસ્ત હતી, એ ઘણી ભણીગણી હતી, તેના હસ્તાક્ષર પણ ઘણા સુદર હતા બેહુલાનું સૌન્દર્ય જોઇને પૂર્ણ ચન્દ્ર પણ મલિન થઈ જતો. બેહુલાના ઉપર એ ગામના સર્વ લોકો ઘણુ હેત રાખતા એ જ્યા જતી ત્યા લોકો એની વાતને માથે ચડાવતા. તેની સરળ બુદ્ધિથી આપેલી સલાહને લીધે કેટલાએ કુટુબનો કલેશ મટી જતો જ્યા બેહુલા જતી ત્યા નૃત્યગીત વગેરે આનદોત્સવ મચી રહેતો, લોકો તેને જોઇને ગાડાઘેલા થઈ જતા

વસ્તુત. બેહુલા સ સારની બીજી બાલિકાઓ જેવી નહોતી. એ સ સા રમા રહેવા છતા પણ જાણે કોઇ સ્વર્ગની કલ્પનામાજ ગુથાયલી રહેતી. કાનમા કુડળ પહેરીને સધ્યાકાળે એ નદીકિનારે જતી અને આકાશ તરફ નેત્ર રાખીને એકાગ્ર ચિત્તે એવી બેસી રહેતી કે જાણે ચિત્રમા ચીતરેલી કોઇ સુદર મૂર્તિ હોયને! એ વખતે તેનો એક વાળ પણ હા-લતો નહિ એ વખતે ઊડા વિચારમા નિમગ્ન, ધ્યાનગ્રસ્ત બેહુલાને બોલા વવાનું સાહસ તેની સરખી વયની બહેનપણીઓ પણ કરતી નહિ. એ

બધીઓ તેની પાસે ચુપચાપ ઉભી રહેતી. બેહુલા ઘણી દયાળુ હતી. કેટલીક વખત એ પતિવિયોગથી વ્યાકુળ થયેલી શોકાર્ત્ત વિધવાનાં શિ- રને પોતાના ખોળામા લઇને તેના વિખરાઈ ગયેલા વાળોને ઠીક કરતી, અને કોઇ વખતે એ વિધવાના દુ:ખપર દયા લાવીને તેના કમળ જેવા ચક્ષુમાથી બેએક અશ્રુબિંદુ ખરતા, ત્યારે તો એ શોકાતુર વિધવાને એ- મ લાગતુ કે કોઇ દેવી મનુષ્યાવતાર લઇને મને ધીરજ અને દિલાસો આપવા આવી છે. બેહુલા બહુ લાબી લાંબી વાતો કરતી નહિ, પરન્તુ તેના સ્નિગ્ધ કરુણામય વ્યવહારથીજ તેની ચારે તરફ અપૂર્વ શાન્તિ પ્રસરી રહેતી.

કોઈ કોઇ વખત સળગતી ચિતામા પતિના શબને લઇને સતી થઈ જતી સ્ત્રીઓને જોવા બેહુલા જતી એ વખતે એ સ્ત્રીઓની પતિભક્તિ જોઈને તેના હ્રદયમા એક અપૂર્વ ભક્તિભાવ ઉત્પન્ન થતો.

કોઈ કોઈ વખત એ રામાયણનો પાઠ કરવા બેસતી. જે વખતે સીતાજીના કષ્ટની વાત વાચતી તે વખતે તેના ચક્ષુમાથી અશ્રુધારા વહેવા માડતી કોઈ દિવસ એ સાવિત્રીચરિત્ર વાચતી સતી સાવિત્રીએ મરણ પામેલા સ્વામી સત્યવાનને છાતી ઉપર ધારણ કરીને, સજીવન કરાવ્યો, એ કથા વાચતી વખતે બેહુલાનું હ્રદય સતી સાવિત્રીની ઉચ્ચ પતિનિ ષ્ઠાથી પરિપૂર્ણ થતું, અને એ તન્મય થઇને કલાકોના કલાકો સુધી સા વિત્રીચરિત્રની આલોચના કરતી બેસી રહેતી.

બેહુલા ચાૈદ વર્ષની થઈ ત્યારે તેના પિતાએ તેને માટે યોગ્ય વરની શોધ કરવા માડી. એવામાજ ચંદ્રધર શેઠનો પુરોહિત જનાર્દન પણ ત્યા આવી પહોચ્યો, અને તેને મોએ લક્ષ્મીન્દ્રની વાત તેના જાણ્યામા આવી. જનાર્દન ગોર બેહુલાનું અપ્રતિમ સાૈન્દર્ય, તેની વિદ્વત્તા, સુશીલતા, અતિથિસત્કાર, દયા, નૃત્યગાન આદિ કળાઓમા પ્રવીણતા, વગેરે જોઇને મુગ્ધ થઇ ગયો. તેને ખાત્રી થઇ કે ચન્દ્રધર શેઠના પુત્ર લક્ષ્મીન્દ્રને યોગ્ય કોઈ પણ કન્યા હોય તો તે આજ છે. તેણે તરતજ ચાદ સોદા- ગરને ખબર આપી. ચાદે આવા જરૂરના કામમા એકલા ગોરના ઉપર ભરોસો નહિ રાખતા જાતે જઇને કન્યાને જોઈ આવવાનું યોગ્ય ધાર્યું. જાતજાતના પકવાન્ન, મહા મૂલ્યવાન બનારસી સાડીઓ, ઓરીસામાં તૈયાર કરાવેલા ભાતભાતના રત્નાલકારો તથા બીજી અનેક કિંમતી ભેટો લઈને

ચાંદ સોદાગર નિછની ગામ પહોચ્યો.

બેહુલાના પિતાએ ઘણાજ પ્રેમપૂર્વક તેનો સત્કાર કર્યો બેહુલાને જોતાવાર તો ચાંદ સોદાગરને એવુ લાગ્યુ કે જાણે સાક્ષાત્ પદ્માસન ઉપર બિરાજનારા લક્ષ્મીજી સંસારમા ઉતરી આવ્યા છે આવું સૌન્દર્ય, આવી સરળતા એણે કદિ પણ અગાઉ જોયા નહોતા.

ચાંદ સોદાગરે બેહુલાના પિતાને કહ્યું 'કન્યા તો પસદ આવી છે, પણ અમારા કુળમા એક કુળાચાર છે, તે મુજબ કન્યાની પરીક્ષા કરવી પડશે. લોઢાના બનાવેલા દાણા તેને રાધવા પડશે. કન્યા જો લક્ષ્મી હશે, તો લોઢાના દાણા દાળની પેઠે ગળી જશે. આ વાત સાભળીને બેહુલાની માતા અમલા રોવા લાગી આવી વાત તે વળી કોઈ દહાડો સાભળી છે ? લોઢાના દાણા તે અગ્નિમા ગળી કેવી રીતે જાય ? બેહુલાનો પિતા પણ માથે હાથ મૂકીને બેસી રહ્યો.

એટલામા બેહુલાએ ત્યા આવીને કહ્યુ 'તમે બધાં આટલી બધી ફીકર શામાટે કરો છો ? હુ બાર મહિનામા બાર વ્રત કરૂં છુ. દર અમાવાસ્યાએ ઉપવાસ કરીને મનસાદેવીની પૂજા કરૂં છુ ઈશ્વરકૃપાથી હુ લોઢાના દાણાને રાધી આપી શકીશ.'

નવી માટીની એક સુદર હાંડી આણવામા આવી ચુલા ઉપર એ હાડીમા આધણ મૂકવામા આવ્યું. બેહુલાએ મનસાદેવીનું સ્મરણ કરીને લોઢાના છ દાણા નાખ્યા, તથા નીચે લાકડાનો સારો તાપ કરીને તેના ઉપર ઢાકણું ઢાકી દીધુ. જોતજોતામાં એ લોઢાના દાણા ગળી ગયા. બેહુલાના માતપિતા વિસ્મય પામીને વિચારવા લાગ્યા કે આ કેવો ચમત્કાર! અમારા ઘરમા કન્યા તરીકે કોઇ દેવીએ તો અવતાર નહિ લીધો હોય! બેહુલાની સખીઓ વિચારવા લાગી કે 'આપણી સાથે રાત દિવસ રમનારી છોકરી બેહુલા તો કોઇ દેવી પૂતળું છે.' પડોશીઓ કહેવા લાગ્યા કે 'આ નિર્દોષ, સરળ બાલિકા કોઇ શાપભ્રષ્ટ દેવી છે.' ચાંદ સોદાગરની ખાત્રી થઇ કે 'આ કન્યા લક્ષ્મીન્દ્રને યોગ્ય છે' જોશીઓને બોલાવવામા આવ્યા. તેમણે વર કન્યાના ગ્રહ મેળવીને એ મતને પુષ્ટિ આપી.

ચાદ ઘેર જઇને વિવાહની તૈયારી કરવા લાગ્યો. બીજી બધી તૈયારીઓનું કામ બંધુ, બાધવો અને નોકરચાકરોને સોંપી દીધુ, પણ સાતાલ પર્વત ઉપર લોખંડનુ એક સુંદર મકાન બનાવવા માટે

જે કારીગરો રોકયા તેમની દેખરેખ એ જાતેજ રાખવા લાગ્યો પૈસા હોય ત્યા શું કામ અસાધ્ય છે ! પર્વતમાની લોઢાની ખાણોમાથી લોખ-ડની મોટી મોટી છાટો ખોદવામા આવી. લોઢાનાજ પત્થર, લોઢાનીજ છાટો અને લોઢાનીજ સર્વ સામગ્રીથી થોડાક દિવસમા એક વિશાળ ભવન તૈયાર થઇ ગયું લોખડનુ બનેલું આ ગંજાવર મકાન યમપુરીના કારાગૃહ જેવુ દીસતું હતું એ ઘરની આસપાસ એણે સો સો હથિયાર-બધ પહેરેગીરો રાખી દીધા હતા. સેંકડો નોળીઆ હારબંધ એ વિશાળ લોહ–ગૃહની ચારે તરફ ફરવા લાગ્યા. તેમના તીક્ષ્ણ દાત કોઇ પણ સાપને છિન્ન વિચ્છિન્ન કરી નાખવા તૈયાર રહેતા. તેનાથી થોડેક દૂર સેકડો મયૂરોને રમતા મૂકવામા આવ્યા હતા. તેમના પગના આગળા અને તીક્ષ્ણ ચક્ષુ સાપ પકડવાને સર્વ રીતે યોગ્ય હતા. એ ઘરની ચારે બાજુએ એવી જાતની વનસ્પતિઓનાં વૃક્ષો રોપી દેવામા આવ્યાં હતાં કે જેમની ગંધથી સાપો સાતાલી પર્વત છોડી દઇને દૂર દૂર ચાલ્યા ગયા.

મનસાદેવી અંતરિક્ષમાથી આ દૃઢ અને સુરક્ષિત પર્વતદુર્ગ જોઇને ઘણી ચિંતામા પડી. તેણે એ લોહ–ગૃહ બનાવનાર મિસ્રીને દર્શન આપીને કહ્યુ 'એક કેશ પ્રવેશ કરી શકે એવડું છિદ્ર એ ઘરની દિવાલમાં રાખજે' એ મિસ્રીએ મનસાદેવીને પ્રણામ કરીને કહ્યુ 'મને ચંદ્રધર શેઠે રોજ-ગાર અને ઇનામ આપીને વિદાય કર્યો છે, હવે હું છળ કરીને એ ઘરમા ઓજાર સાથે ફરીથી કેવી રીતે પ્રવેશ કરી શકું ?'

મનસાદેવીએ કહ્યુ 'એમ કે બચ્ચા ? તારી પાસે એ કામ ન કરાવું તો મારૂ નામ મનસાદેવીજ નહિ.' એટલું કહેતા વારજ એક મોટો ભુજંગ ફૂફવાટા મારતો મારતો મીસ્રીની તરફ ધસ્યો. એને જોઇને મીસ્રી ડરી ગયો, અને મનસાદેવીએ બતાવેલી યુક્તિ પ્રમાણે લોહગૃહમાં એક છિદ્ર કરી આવવાનુ વચન આપ્યું.

બીજે દિવસે મીસ્રી એ લોહગૃહને ફરીથી તપાસવાના બહાને ઓજાર સાથે ગયો અને લોખંડની દીવાલમા એક નાનું સરખું છિદ્ર કરીને તેને કોયલાના ભૂકાથી પૂરી દીધુ.

ચન્દ્રધર શેઠ લક્ષ્મીન્દ્રનો વિવાહ કરવા જાન લઇને ચંપક નગર ગયા. આડંબર અને અનુષ્ઠાનનો અભાવ નહોતો. હાથી, ઘોડા અને પાલ

ખીમા બેસીને સેંકડો સંબંધીઓ લક્ષ્મીન્દ્રની જાનમા સામિલ થયા હતાં. વરરાજાનો પોશાક સોનેરી ભરતકામનો તથા ચિત્રવિચિત્ર રત્નોથી જડેલો હતો. હીરા-માણિક્યના હાર તેના કંઠમા પ્રકાશી રહ્યા હતા. માથા ઉપર ઘણો કિંમતી મુકુટ પહેરીને લક્ષ્મીન્દ્ર ઘરમાથી બહાર નીકળતો હતો એટલામાં તેનો મુકુટ નીચે પડી ગયો. ચોપદારોએ તરતજ મુકુટ ઉઠાવી લઇને લક્ષ્મીન્દ્રના મસ્તક ઉપર પહેરાવી દીધો. આ અપશુકનરૂપ ઘટના સદ્ભાગ્યે લક્ષ્મીન્દ્રની માતા સનકાના દીઠામાં આવી નહિ. ચન્દ્રધર શેઠે આ બનાવ જોયો હતો અને ઉંડી ચિંતાથી તેનો પ્રાણ સૂકાઇ ગયો હતો.

આ જાનમાં ત્રણ હજાર મનુષ્યો હતા ૧૪૦૦ જાનૈયા તો એમનીજ જ્ઞાતિના કુલીન લોકો હતા. ૩૦૦ ભાટ લોકો આ વિવાહ સબંધી ગીત ગાતા ગાતા ચાલતા હતા. તે ઉપરાત અનેક માળી, ભોઈ વગેરે વસવેઆં પણ સાથે ગયા હતા. પુષ્કળ ધામધૂમ સાથે આ જાન ચમ્પક નગર પહોચી. વેવાઇએ તેમનો ઘણોજ આદરસત્કાર કર્યો. તેમને રહેવાને માટે સુદર ભવ્ય મહેલો ઉઘાડી આપ્યા. આજે બેહુલા અને લક્ષ્મીન્દ્રે પ્રથમજવાર એક બીજાને જોયા. આ પ્રથમ મિલનમાજ તેમને એમ જણાયું કે બન્નેએ પરસ્પરના મિલનથી કોઇ અલભ્ય વસ્તુ પ્રાપ્ત કરી છે. એક ક્ષણુમા તેમના જીવનમા એક નૂતન અધ્યાયનો આરંભ થયો.

બેહુલાની માતા અમલા પણ લક્ષ્મીન્દ્રને જોઇને ઘણી પ્રસન્ન થઇ-તેણે તેને પ્રેમપૂર્વક આશીર્વાદ દઇને વધાવી લીધો

યથાસમયે ધામધૂમપૂર્વક વિવાહસંસ્કાર થઇ ગયો. પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રી બેહુલાથી વિખૂટા પડતા તેનાં માતાપિતાને ઘણોજ ખેદ થયો. તેમનું હૈયું ભરાઇ આવ્યુ. તેઓ વારે ઘડીએ તેને પોતાના ખોળામા લઈને ચુંબન કરવા લાગ્યાં. બેહુલાને છ ભાઈઓ હતા, તેઓ પણ બેહુલા ઉપર અત્યંત પ્રેમ રાખતા હતા એકની એક બહેન પોતાની સંગતિ છોડીને હવે સાસરે ચાલી જશે, એ વિચારથી તેઓ પણ ઓશિયાળા જેવા થઈ ગયા હતા. બેહુલાના વિયોગના વિચારથી કેવળ તેના માતપિતા અને ભાઇઓને દુઃખ થતું હતું એમ નહિ, પાડાપાડોશીઓને પણ તેના ગયાથી મોટી ખોટ પડશે એમ લાગતુ હતું, પરંતુ કન્યાને માટે વહેલા મોડાં સાસરે જવું અનિવાર્યજ હોય છે એટલે બધાંએ હૃદયનો શોક હૃદયમા શમાવીને, 'અખંડ સૌભાગ્યવતી થજે! ચિરંજીવી થજે! સો

સત્પુત્રોની માતા થજે! પતિની માનીતી સ્ત્રી થજે!' આદિ ખરા અંત:કરણના આશીર્વાદપૂર્વક, સમયોચિત કેટલીક શિખામણો આપીને તેને વિદાય કરી

ચન્દ્રધરે ઘેર આવ્યા પછી પુત્ર અને પુત્રવધૂને સાતાલી પર્વત ઉપરના લોહગૃહમા ઉતારો આપ્યો પતિપત્નીને સાથે રહેવાનો આજ પ્રથમ દિવસ હોવાથી મનસાદેવીના શાપની આશકાને લીધે ચન્દ્રધર પોતે ઉન્મત્ત પુરુષની પેઠે હાથમા મોટી ડાગ લઇને, એ લોહગૃહની ચારે પાસે ફરવા લાગ્યો, અને પહેરેગીરો જાગતા રહે છે કે નહિ તેની ખબર લેવા લાગ્યો

મનસાદેવીએ આજે પોતાના તાબાના સર્પોનું સ્મરણ કર્યું. એકે એકે જાત જાતના મોટા મોટા ભુજગો આવીને ફૂફાડા મારતા ઉભા રહ્યા તેમના ઝેરી ફૂફાડાથી ચારે દિશાઓ કાપવા લાગી મનસાદેવીએ તેમને આજ્ઞા આપી કે 'તમારામાથી કોઇ એક સાપ લોહગૃહમા જઇને ચન્દ્રધર સોદાગરના પુત્ર લક્ષ્મીન્દ્રને ડખી આવો.' પરન્તુ બધા સાપ કહેવા લાગ્યા, બાપરે સાતાલી પર્વત ઉપર કોણ જાય! ત્યા તો એવા મોટા નોળીઆ બેઠા છે કે અમને એકદમ સ્વાહા કરી જાય' કોઈ સર્પ કહેવા લાગ્યો કે 'ત્યા એવી એવી વનસ્પતિ છે કે જેની ગંધને લીધે અહિં બેઠે બેઠે અમને ત્રાસ છૂટે છે, તો ત્યા ગયા પછી તો એકદમ ગુગળાઇને મરી જઇએ.' કોઇ કહેવા લાગ્યા 'ઘરમા પેસવાની જગ્યા તો એકજ છે, અને ઘરની ચારે બાજુએ હથિયારબધ પહેરેગીરો ઉભા છે. તેઓ ઉઘવા ન પામે તેટલા સારૂ ચન્દ્રધર શેઠે તેમને પુષ્કળ અફીણ ખવરાવ્યુ છે. એ પહેરેગીરોની નજર અમારા ઉપર પડી જાય તો અમારા બારજ વાગી જાય.' આ પ્રમાણે બધા સાપ કાઈને કાઇ બહાનું બતાવવા લાગ્યા. ત્યારે મનસાદેવીએ ક્રોધે ભરાઇને લાલચોળ આખ કરીને કહ્યું 'હું તમારી લાબી ટુકી વાતો સાંભળવા માગતી નથી. મને સીધો જવાબ આપો કે મારી આજ્ઞાનુ પાલન કરવાને તમારામાથી કોઇ તૈયાર છે કે નહિ?' બધા ચૂપ રહ્યા આખરે બકરાજ નામના એક સર્પે લક્ષ્મીન્દ્રને દંશ દેવાનું કબૂલ કર્યું. એ મનસાદેવીનો આશીર્વાદ લઇને સાતાલી પર્વત તરફ ચાલ્યો.

પેલી તરફ લોહ-મહેલમાં લક્ષ્મીન્દ્ર ભરનિદ્રામાં સૂતો હતો. બેહુલાને મનસાદેવીના શાપની ખબર હોવાથી તે તેની પાસે જાગતી બેઠી હતી.

એકાએક લક્ષ્મીન્દ્રને ભૂખ લાગી આવી. આળસ મરડીને તેણે પાસે બેઠેલી બેહુલાને કહ્યું 'વહાલી, હવે ભૂખ લાગી છે. થોડોક ભાત કરી આપ તો.' એટલું કહીને એ પાછો ઉંઘી ગયો. બેહુલા તો આ સાભળીને અવાક્જ થઇ ગઇ. આટલી મોડી રાતે લોખંડના ઘરમા, રસોઇની પૂરતી સોઇ નહિ, એવી જગ્યાએ પતિને ભાત રાધીને કેવી રીતે ખવરાવવો. આખરે તેણે નાળીયેરના છોતરાની આગ સળગાવીને માટીની નાની સરખી હાડીમાં નાળીયેરનાજ પાણીમા ચોખા ચડાવ્યા, પણ એટલામાં એણે જોયુ કે લોઢાની દીવાલ ફાટે છે (વાચકોને યાદ હશે કે લોઢાની દીવાલમા કોયલા ભરી રાખ્યા હતા, તે નીકળીને છિદ્ર થયુ હતું) અને એ છિદ્રમાંથી એક સર્પ ઘરમા પ્રવેશ કરી રહ્યો છે. બાપ રે! બેહુલા ભયંકર સાપને જોઈને ચમકી ઉઠી, પણ એણે આ વખતે ધીરજ ખોઈ નહિ. સમયસૂચકતા વાપરીને બેહુલાએ એક સોનાની વાડકીમા દૂધ અને કેળુ મૂકીને સાપની આગળ ધર્યું. સાપે જ્યા વાડકીમા મો ઘાલ્યું એટલે બેહુલાએ તેના ઉપર એક પાટલો ઢાકી દીધો. આ પ્રમાણે એક સર્પ કેદ પકડાયો એને પાછો આવેલો ન જોઈને મનસાદેવીએ ઉદયકાલ નામના બીજા સર્પને મોકલ્યો, પણ તેનીએ બેહુલાએ એજ વલે કરી. પછી કાલદન્ત નામનો સર્પ આવ્યો, તે પણ એજ પ્રમાણે ફસાઇ ગયો. રાત પૂરી થવા આવતી હતી ભાત શીજીને તૈયાર થઈ ગયો હતો. બેહુલાએ પતિને જગાડવા માડયો, પણ લક્ષ્મીન્દ્ર ઘસઘસાટ ઉંઘતો હતો. પતિને ઉંઘમાથી જગાડવાનુ પણ સતીએ યોગ્ય ન ધાર્યું. એ પલંગના પાયા આગળ બેસી રહી, પરંતુ આખી રાતનો ઉજાગરો હોવાથી દૈવયોગે બેહુલાની આંખ પણ જરાક મળી ગઇ. આવો સરસ લાગ જોઇને મનસાદેવીએ કાળનાગિનીને લક્ષ્મીન્દ્રનો જીવ લેવા મોકલી. તે લોહગૃહમા આવીને લક્ષ્મીન્દ્રના પગની પાસે ચૂપચાપ બેસી રહી. લક્ષ્મીન્દ્ર પાસુ ફેરવવા ગયો તે વખતે તેના પગની લાત કાલનાગિનીને વાગી કાલનાગિની પણ ધર્મજ્ઞ હતી

લક્ષ્મીન્દ્રને કેવી રીતે કરડાય એજ ચિન્તામાં એ હતી એટલામાં દૈવયોગે તેને લક્ષ્મીન્દ્રની લાત વાગી એટલે તરતજ તેણે લક્ષ્મીન્દ્રને દંશ કર્યો.

'બાપ રે! મને કાંઈ કરડયુ!' એમ કહીને લક્ષ્મીન્દ્ર જાગી ઉઠયો. બેહુલા પણ તરતજ જાગી ઉઠી. પતિના શબ્દો સાભળતા વારજ તેનો તે

જીવ ઉડી ગયો. એણે કાલનાગિનીને નાસી જતા પછાડીથી જોઇ હતી, એટલે તેની ખાત્રી થઈ ગઇ. આજ પોતાનું સર્વ નાશ થયું છે. એ માથું કુટી કુટીને રોવા લાગી ચાદ સોદાગરને પણ આજે નિદ્રા આવી નહોતી. તે અવાજ સાભળતાવારજ ઝટપટ ત્યા દોડી ગયો. સનકા પણ આકુળ વ્યાકુળ થઇને ત્યા દોડી આવી ત્યા આવીને જુએ છે તો લક્ષ્મીન્દ્રનું સોના જેવું શરીર કાળુ પડી ગયુ છે. સ્વામીના શબને ખોળામા ધારણ કરીને દેવીસ્વરૂપ બેહુલા વિખરાયલા વાળ સાથે આક્રન્દ કરતી બેઠી છે. સનકાની સાથે જે આડોશીપાડોશીની બીજી સ્ત્રીઓ પણ ત્યા આવી પહોચી હતી તે લક્ષ્મીન્દ્રના મૃત્યુમાટે હતભાગિની બેહુલાનો દોષ કહાડવા લાગી. ‘અભાગણી કોણ જાણે કેવાએ પગલાની આવી કે પહેલીજ રાતે ઇન્દર જેવા લખીનદરને ખાધો’ પરંતુ સનકાના મનમા નિર્દોષ પુત્રવધૂને માટે એવો કોઇ વિચાર આવ્યો નહિ. એ તો પ્રાણથી પણ પ્યારા પુત્રને જોતા વારજ મૂર્છા ખાઇને જમીન ઉપર પડી ગઈ. બધાની આ સ્થિતિ જોઇને ચન્દ્રધરનું હૈયુ પણ ભરાઈ આવ્યું, પરંતુ એ આત્મસંવરણ કરીને તરતજ ત્યાંથી ઉત્તરક્રિયા વગેરેનો ઘટતો બંદોબસ્ત કરવા ચાલ્યો ગયો.

બેહુલાએ સગાસબધીની તથા પાડોશની સ્ત્રીઓએ કરેલી નિન્દા સાભળી તોપણ જરાયે ખોટુ લગાડયુ નહિ તેનું ધ્યાન તો બીજાજ વિચારોમા રોકાયેલુ હતું. હાય! પતિને એકવાર પણ હું સ્પર્શ–સુખ આપી શકી નહિ! હાય! જીંદગીમા એકજવાર એમણે મારી પાસે ભાત માગ્યો તે પણ હું ખવરાવી શકી નહિ. આ વિચારો તેના હૃદયને વિદીર્ણ કરી નાખતા હતા એને લાગ્યુ કે આ સ્ત્રીઓ મને અભાગિની કહે છે તે ખરૂંજ છે નહિ તો વિવાહ પછીની પ્રથમજ રાત્રીએ પતિદેવનું મૃત્યુ શેનું થાય? બેહુલાના ચક્ષુઓમાથી અશ્રુધારા દડદડ વહેવા લાગી, પણ તેણે આત્માને સંયમમા રાખીને આસુના વેગને રોકી દીધો

બેહુલાએ આખો ખોલીને જોયું તો પાસેની સ્નેહવિહ્વળ થઇ ગયેલી સાસુ સનકા મૂર્છિત પડી છે. તેને જોતાં તેનું હૈયું વધારે ભરાઈ આવ્યું. ‘હાય! આવી સ્નેહાળ સાસુનું સુખ પણ હું વધારે વખત ભોગવી ન શકી.’

લક્ષ્મીન્દ્રના શબને યથાસમયે, એ લોહમહેલમાંથી લઇ જવામાં આવ્યુ.’ આજ બેહુલાએ લજ્જા બિલકુલ છોડી દીધી હતી. એ સ્વામીના શબની સાથે સાથે ગઈ લક્ષ્મીન્દ્રને માટે સુગંધિદાર કાષ્ઠની ચિતા ખડક-

વામાં આવી. બેહુલા એ ચિતાની પાસે જઈને કહેવા લાગી 'જો એમને બાળી મૂકશો તો હું પણ તેમની સાથે સાથે ચિતામા પ્રવેશ કરીશ, પરંતુ મારા અભિપ્રાય મુજબ એમને અગ્નિદાહ કરવાની જરૂરજ નથી. સર્પે કરડેલા મનુષ્યને બાળી મૂકવાનો નિયમ નથી, એને તો એક મોટી શબ વાહિની ઉપર બાંધીને પાણીમા વહેવરાવી દો ઇશ્વરની ગતિ ન્યારી છે. કદાચ કોઈ સાપ ઉતારનારની કૃપાથી એમનામા ફરીથી ચેતન આવી શકે હું એ શબવાહિની ઉપર બેસીને એમની સાથે જઇશ.'

બધાએ બેહુલાની વાતને અનુમોદન આપ્યુ. પતિની સાથે જવા સબધી તેણે જે શબ્દો કહ્યા હતા તેને લોકો મિથ્યા શોકોદ્‌ગારજ સમજ્યા હતા, પરંતુ જ્યારે શબવાહિની તૈયાર કરીને લક્ષ્મીન્દ્રના શબ સાથે ગગાના પ્રવાહમા વહેવડાવી દેવામા આવી, ત્યારે સુદર વસ્ત્રધારિણી સિંદૂર અને ચદનલિપ્ત લલાટવાળી સાક્ષાત દેવીસ્વરૂપ બેહુલા એ શબવાહિની ઉપર જઈને બેસી ગઈ. બધા એ દૃશ્ય જોઇને હાહાકાર કરવા લાગ્યા. જે લોકો થોડીકજ વાર પહેલા એ બેહુલાની 'અભાગણી' 'ધણીને ખાનારી' વગેરે અધમ શબ્દોમા નિદા કરતા હતા, તેજ લોકો હવે બેહુલાને હાથ પકડીને પાછી ઉતારવા લાગ્યા. તેઓ પરસ્પર કહેવા લાગ્યા 'આવી ભોળી છોકરી તો કયાય જોઇ નથી. બાળક, જુવાન અને વૃદ્ધ જે સ્ત્રીઓના સ્વામીનું મૃત્યુ થાય છે, તેઓ વિધવા થઇને ઘરમાં ખુણો પાળે છે, પણ મરી ગયેલા સ્વામીને બચાવવા કોઈ સ્ત્રી તેની સાથે ગઇ હોય એવું કદિ સાભળ્યુ છે?' સગાસબંધી તથા અન્ય નગરવાસીઓએ બેહુલાને ઉતારવા ઘણોએ પ્રયત્ન કર્યો, પણ બેહુલા પોતાના નિશ્ચયમાં દૃઢજ રહી આખરે શોકને લીધે ઉન્મત્ત થયેલી સનકા રોતી રોતી ગગામા આવીને બેહુલાને કહેવા લાગી 'હતભાગિનિ! સાસરે આવીને તે હજુ ભોજન પણ કર્યું નથી કાલે તો તે અપવાસ કર્યો હતો. ઘેર આવીને બે કોળીઆ ભાત ખા-ચાલ બેટા, ચાલ. તારૂ મો જોઇને હું લક્ષ્મીન્દ્રનું દુ:ખ ભૂલી જવા યત્ન કરીશ.' પરન્તુ બેહુલાનો સકલ્પ કોઈની પણ વિનતિથી શિથિલ થયો નહિ. એ તો શબવાહિની ઉપરથી ઉતરીજ નહિ.

આ વખતે સધ્યાકાળનો સમય હતો. ચમ્પક નગરના લોકો બધા ગગાકિનારે ભરાઇ ગયા હતા તેમના ચક્ષુઓમા આસુ ભરાઇ આવ્યા

હતા અને કંઠ ગળગળો થઇ ગયો હતો. તેઓ કહેતા હતા કે ' હે માતા ! અમને છોડીને જશો નહિ. તમારે સ્વામી નથી, પરંતુ અમે બધા ચંપકવાસી તમારા સંતાન છીએ–અમને છોડીને જશો નહિ. સનકા ઉચ્ચ સ્વરે રોતી રોતી કહેવા લાગી, ' મારી સાવિત્રી ઘેર પાછી ફર ! હું તને જોઇને લખાનો શોક ભૂલી જઇશ–' પતિના શબની પાસે બેઠેલી બેહુલાને જોવા આજુબાજુથી લોકો એકઠા થયા હતા. તેઓ આ અપૂર્વ દૃશ્ય જોઈને કહેતા કે 'સીતા અને સાવિત્રીની વાત કથાઓ અને પુરાણોમાં અમે સાભળી છે, પણ આજે તો એવી એક સતીના ચંપક નગરમાં પ્રત્યક્ષ દર્શન કર્યા.

ગંગા નદીના તરંગો સાથે અથડાતી અથડાતી લક્ષ્મીન્દ્રની શબવાહિની નદીમા વહેવા લાગી બેહુલા મનમાં વિચારતી હતી કે 'જે દેશમા મૃત્યુજ નથી તે દેશમાથી હુ સ્વામીનુ જીવન પાછુ લાવીશ ' જતી વખતે તેણે શોકવિહ્વળ સાસુ સનકાને કહ્યુ હતુ કે 'વાસરગૃહમા તેલનો દીવો બળી રહ્યો છે તે દીવાને હોલવાવા ન દેશો સોનાની થાળીમા જે ભાત મૂકયો છે તે પણ દાડમના ઝાડની નીચે દાટી મૂકજો હુ સ્વામીને લઇને પાછી આવીશ '

આ મહાશોકની વાર્તા વાયુને વેગે ચારે તરફ પ્રસરી ગઇ. ચમ્પક નગરવાસી આ કિનારા ઉપરના જળને ઘણુંજ પવિત્ર ગણવા લાગ્યા, તથા એ નદીના કિનારેથી થોડીક માટી લઇ જઇને તેને પોતાના ઘરના મંદિરમા સ્થાપી અને દેવતાની મૂર્તિ તરીકે તેને પૂજવા લાગ્યા.

આ સંવાદ ધીમે ધીમે નિછની નગરે પહોચ્યા આ સમાચાર સાંભળતાવારજ બેહુલાની માતા અમલાએ પોતાના ત્રણ પુત્રોને બેહુલાને તેડી લાવવા સારૂ મોકલ્યા. તેઓ નદીના ઘાટ આગળ આવીને બેઠા તો થોડીવારમા પતિના શબ સાથે આવતી બેહુલાને તેમણે જોઈ તે અશ્રુભરી આંખે પતિના સામું જોઇ રહી હતી શબવાહિની ઘડીકમા પાણીમા ડૂબતી હતી, ઘડીકમાં ઉપર આવતી હતી, પણ પતિવ્રતા બેહુલાનુ તે તરફ ધ્યાન નહોતું. તેના લલાટમા સિંદૂરનો ચાંલ્લો હતો. તેનાં સુંદર વસ્ત્રો વાયુના સ્પર્શથી ઉડી રહ્યા હતાં. ચારે તરફથી પક્ષીઓ અને જંતુઓ લક્ષ્મીન્દ્રના મૃતદેહને ખાવા માટે આવતા હતા તેમની ઉરાડી મૂકવામાં સતી બેહુલા નિમગ્ન હતી.

આવી દશામા તેના ભાઇ હરિ–સાધુએ તેને બૂમ પાડીને કહ્યું 'બેન! બેન! તારી આ દશા શાથી થઇ? અપ્સરાની પેઠે સુદર સાજ સજાવીને તને બે દિવસ પહેલા સાસરે વળાવી હતી. એટલા થોડા અરસામાજ તારી આ દશા કોણે કરી?' બોલતા બોલતા હરિસાધુનું હૃદય ભરાઇ આવ્યું અને તે ઉચ્ચ સ્વરે રોવા લાગ્યો

બેહુલાએ કાંઇ પણ ન બોલતાં કપાળ ઉપર હાથ મૂકયો. શ્રાવણની ધારાની પેઠે તેનાં બન્ને ચક્ષુમાથી જળ પડવા લાગ્યુ.

ગળગળા સ્વરે હરિ–સાધુએ બેહુલાને કહ્યુ "જે થવાનું હતું તે થઇ ચૂકયુ છે હવે લક્ષ્મીન્દ્રના શબને અહિ કિનારા ઉપર મૂક અગરૂ અને ચદનના કાષ્ઠની ચિતા તૈયાર કરાવીને અમે તેનો યથાવધિ સત્કાર કરીશું શબને લઇને જળમાં તરવાથી શો ફાયદો છે? ચંદ્રધર શેઠ પણ કેવા મૂર્ખ છે કે મરેલાની સાથે જીવતીને પણ પાણીમા વહેવરાવી દીધી છે. ચમ્પક નગરના લોકો કેવા નિર્દય! હવે તને અમે કદી એને ઘેર નહિ જવા દઇએ '

બેહુલાએ ડોકુ ધૂણાવીને પોતાની અસમતિ જણાવી કે 'આ મૃત દેહમાં જીવનનો સચાર નહિ કરી શકુ ત્યાંસુધી હુ ઘેર પાછી નહિ ફરૂ સ્વામીની જે ગતિ, તેજ મારી ગતિ.'

કિનારા ઉપરના લોકો બેહુલાની અવસ્થા જોઇને રોવા લાગ્યા તેનો ભાઇ હરિસાધુ વારવાર કહેવા લાગ્યો ' તું પિતાજીને ઘેર પાછી આવ તુંજ અમારા કરતીકારવતી થઇશ. તુ માતાના નયનની પૂતળી છે અમારે કાંઇ પાચ સાત બહેન નથી. એકની એક તુંજ છુ અમે તને કોઇ પણ પ્રકારે ઓછુ નહિ આવવા દઈએ આમ ભર નદીમા જવાથી માછલા મગર તને ખાઈ જશે વળી રસ્તામા દુષ્ટ લોકો તારી આબરૂ ઉપર હાથ નાખશે. તુ નિરૂપમા સુંદરી છે તારે આમ એકલા જવું ન ઘટે.'

બેહુલા રોતી રોતી કહેવા લાગી 'મોટા ભાઇ! તમે પાછા જાઓ હું ખુણો સેવવા તમારે ઘેર આવીશ નહિ. માને કહેજો કે જેમના હાથમા તેમણે મારૂં દાન કર્યું હતુ, તેમની સાથેજ હું જાઉ છુ, અને તેમને છોડીને એક ઘડી પણ જીવીશ નહિ. જો સ્વામીને જીવનદાન અપાવી શકીશ તો પાછી તમારે ઘેર આવીશ. તમે હવે ઘેર જાઓ. કિનારે ઉભા રહીને નકામા રુવો છો શા સારૂ?' બેહુલાની આંખોમાથી પાછાં ડળક

ડળક આંસુ પડવા લાગ્યા.

જોત જોતામા લક્ષ્મીન્દ્રની શબવાહિનીએ કિનારો ઓળંગીને આગળ ચાલી.

વાચક બ્હેનો ! ગગાના જળમા મૃત સ્વામીને અંક ઉપર સુવાડીને બેહુલાને વહી જતી જુઓ ! સ્વામીની જીવનસંગિની તો તમે ઘણીએ સ્ત્રીઓ જોઇ હશે, પણ મરણસંગિનીને જોવી હોય તો આ બેહુલાને જુઓ !

જતાં જતા એ ગોદ્દા ઘાટ ઉપર આવી પહોચી. ત્યા એક માછીમાર માછલા પકડતો હતો. એ માછીમાર બેહુલાનું રૂપ જોઇને મુગ્ધ થઈ ગયો. તેને પોતાને વશ કરવાના ઈરાદાથી તે કહેવા લાગ્યો, 'અલી અપછરા ! અલી અપછરા ! તું આ મડદાને લઈને ક્યા જાય છે ? મારે ઘેર ચાલને ! મારે ઘેર ચાર બાયડીઓ છે. તુ આવીશ તો એ બધીઓનાં માન ઉતરી જશે અને એ બધીઓ રાતદહાડો તારી ચાકરી કરશે.' પણ સતી બેહુલાએ તેના વચનો ઉપર કાંઇ પણ લક્ષ્ય આપ્યું નહિ. તે દુષ્ટ બેહુલાને પકડવા આવ્યો, પણ એટલામા ઈશ્વરપ્રતાપે એક એવો જોરનો તરગ આવ્યો કે તેના ધક્કાથી બેહુલા અને લક્ષ્મીન્દ્રવાળી શબવાહિની ઘણે દૂર જતી રહી.

આગળ જતા તેને એક નૌકા મળી. એ નૌકામા બે ભાઇઓ હતા. બન્ને ભાઈઓ બેહુલાનું સૌન્દર્ય જોઇને ગાડા થઇ ગયા. બેહુલાને કોણ વરે એની મિથ્યા લડવાડમા બન્ને ભાઇઓ પરસ્પર મારામારી કરવા લાગ્યા અને આખરે નૌકા ઉથલી પડવાથી બન્ને જળશાયી થયા.

ત્યાર પછી એક વૈદરાજ મળ્યા. તેમણે લક્ષ્મીન્દ્રને જીવતો કરવાની મિથ્યા લાલચ આપીને બેહુલાને વશ કરવાનો ઇરાદો કર્યો; પરતુ તેની આખના અણસારાથી બેહુલા તેનો દુષ્ટ વિચાર પારખી શકી. પાપી વૈદરાજની વિનતિ ઉપર જરા પણ લક્ષ્ય આપ્યા વગર સતી બેહુલા આગળ ચાલી

તેના પતિનું શબ સડવા માંડયુ હતું. બેહુલા તેને પોતાના વસ્ત્રોથી ધોતી અને રોતી રોતી, તેને સજીવન કરવાના વિચારમાજ આગળ વહી જતી હતી. બીજા શબ્દોમાં એમ કહી શકાય કે સ્વામીને પુનર્જીવન દેવાનું તેણે તપ આદર્યું હતું. કેવી રીતે સ્વામીને જીવતો કરાશે એ વાતનું તેને કાંઇ પણ ભાન નહોતું, પરંતુ જેમ જેમ વધારે કષ્ટ પડતું

તેમ તેમ તેના મનમા આશાનો વધારે સંચાર થતો. તેણે નિશ્ચય કર્યો હતો કે ગમે તેટલું દુ ખ પડશે તોપણ પતિદેવનો ત્યાગ કરીશ નહિ.

ત્રણ ચાર દહાડા પછી બેહુલા એક ઘાટ ઉપર જઇ પહોચી. ત્યા આગળ તેને કોઈ દેવી ધારીને લોકો તેને સારૂ જાત જાતના ફળફળાદિ ખાવા લાવ્યા બેહુલાએ તેમના આગ્રહથી સ્નાન કરીને સહેજસાજ ફળ ખાધા, અને પછી હાથ જોડીને દર્શન કરવા આવેલા લોકોને કહ્યું ' આપ સર્વે મને આશીર્વાદ આપો કે હું સ્વામીને બચાવી શકુ.' સ્વામી કયા છે ? અહિંયા તો ગળી ગયેલા માસવાળુ, હાડકાંના માળા જેવું એક શબ હતુ. છતા પણ દેવીની ઇચ્છાને અનુસરીને બધાએ ખરા અતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યો 'અમે આશીર્વાદ આપીએ છીએ કે તમારા સ્વામી ફરીથી જીવતા થશે.'

આ પ્રમાણે લગભગ છ માસ વીતી ગયા. લક્ષ્મીન્દ્રના દેહમા હવે થોડાક હાડકાજ રહ્યા હતા બેહુલા પણ ઉપવાસ અને જાતજાતના કષ્ટ ભોગવીને બિલકુલ સુકાઇ ગઈ હતી. એ હવે સોનાની પુતળી જેવી, પ્રફુલ્લવતી, અપૂર્વ રૂપલાવણ્યવતી બેહુલા સુદરી રહી નહોતી હવે તો તેનું સ્વરૂપ એવુ બદલાઈ ગયુ હતુ કે તેની માતા અમલાદેવી આવે તો તે પણ તેને ઓળખી ન શકે તેનુ શરીર ક્ષીણ થઇ ગયું હતુ, પરતુ એ ક્ષીણતામા પણ તેના મુખારવિદ ઉપર એક અપૂર્વ પ્રભા હતી એ સતીત્વનુ તેજ હતુ. એ તેજ માનુષી નહિ પણ સ્વર્ગીય તેજ હતું

આ પ્રમાણે જતા જતા એક રમણીય પ્રભાતે બેહુલા એક ઘાટ ઉપર પહોચી એ ઘાટ ઉપર નેતા ધોબણ કપડા ધોતી હતી. નેતા ધોબણને જોતાવારજ બેહુલાને લાગ્યું કે આ સ્ત્રી મનુષ્યનું રૂપ ધારણ કરેલી હોવા છતા પણ કોઈ દેવી છે

બેહુલા મનમાને મનમા વિચાર કરવા લાગી 'જે દેશમા મૃત્યુ નથી એ દેશનો પત્તો આ રમણીને હશે, નહિ તો એને જોતાવારજ મારૂં હૃદય આટલું બધુ પ્રફુલ્લ શેનુ થાય ?'

એ દિવસે નેતા ધોબણનો એક નાનો છોકરો તોફાન કરીને વસ્ત્ર નદીમાં ફેંકી દેવા લાગ્યો તથા ઘણી રીતે માતાને પજવવા લાગ્યો નેતા ધોબણે ચીડાઈ જઇને તેને ગળે ટુંપો દઈને મારી નાખ્યો, તથા પોતે નિશ્ચિન્ત થઇને કપડા ધોવા લાગી, તેના ધોવાથી કપડાં પણ બરફ જેવાં

ઉજળા થઈ ગયા. બેહુલાએ આવા ઉજળા વસ્ત્ર કદિ જોયા નહોતા.

પછી સંધ્યા વેળા થઇ ત્યારે નેતા ધોબણે એ મરી ગયેલા બાળક ઉપર થોડુંક પાણી છાટીને તેને સજીવન કર્યો. બાળક ઉંઘમાથી જાગી ઉઠે તેમ હસતો હસતો ઉભો થયો.

પછી એ દેવી-ધોબણ માથે કપડાંનો ગાસડો બાંધીને એક હાથમાં બાળકનો કર પકડીને, વિજળીને વેગે આકાશમાર્ગે ઉડી ગઇ

બેહુલા આખી રાત એ આરે બેસી રહીને વિચારવા લાગી 'આ શું ? સ્વપ્ન જોયુ કે ખરેખરી ઘટના જોઇ ?'

બીજે દિવસે પાછી એજ ઘાટ ઉપર નેતા ધોબણ આવી પહોચી. બાળકને આગલા દિવસની પેઠેજ મારીને સુવાડી રાખ્યો, અને સાજે જતી વખતે સજીવન કર્યો. બેહુલાની ખાત્રી થઈ કે આ ધોબણ કોઈ દેવી છે એ દિવસે જેવી એ પોતાના બાળકનો હાથ પકડીને આકાશમા ઉડી જવા જતી હતી, એટલામા બેહુલા તેના પગ આગળ જઇને રોઇ પડી.

નેતા જરા સરકી જઇને સ્મિત-હાસ્યપૂર્વક બોલી 'તારા જેવી વર-ઘેલી છોકરી તો દુનિયામા ક્યાંય જોઇ નથી. સ્વામીને બચાવવો હોય તો મારી સાથે સ્વર્ગમા ચાલ. મહેશ્વર તારા ઉપર પ્રસન્ન થયા છે '

બેહુલા માટે આ કેવો આલ્હાદક જવાબ હતો ! નેતા ધોબણના મોઢામાથી આવા અમૃત સમાન શીતળ વચન આટલા જલદી નીકળશે, એવી તેને પોતાને પણ આશા નહોતી. તેની આંખોમાથી દડ દડ આસુ પડવા લાગ્યા. નેતા આદરપૂર્વક તેના આસુ લુછીને તેને સ્નેહયુકત વચનો થી આશ્વાસન આપવા લાગી.

નેતા બેહુલાને સ્વર્ગલોકમાં દેવસભામા લઈ ગઈ. એ સભામાં સૂર્યના જેવો ઝગમગતો મુગટ પહેરીને, અમ્લાન પારિજાત પુષ્પની માળા કંઠમા ધારણ કરીને ઈંદ્ર બેઠા હતા. તેમની આજુબાજુ બીજા મહાન્ દેવતાઓ દિવ્ય વસ્ત્ર ધારણ કરીને બિરાજ્યા હતા. બેહુલા એ સર્વ દેવતાઓના વસ્ત્રાભૂષણ તથા દિવ્ય કાન્તિ જોઈને વિસ્મય પામી ગઈ.

બેહુલાએ દેવસભામાં પ્રવેશ કરતાંવારજ સર્વ દેવતાઓને પ્રણામ કર્યા. તેને જોઇને દેવતાઓ બોલી ઉઠયા " બેહુલા ! અમે સર્વે તારી પતિ-ભક્તિ અને તપસ્યા જોઈને ઘણા પ્રસન્ન થયા છીએ. અમે જાણીએ છીએ, કે તું નૃત્યકળામાં ઘણીજ પ્રવીણ છે. એક વખત અમને તારો નાચ બતાવ."

આ કેવી નિષ્ઠુર અને અનુચિત આજ્ઞા! બેહુલા નૃત્યકળામાં પ્રવીણ હતી એ વાત ખરી, પણ એ કાંઈ વારાંગના નહોતી. એ સારા ઘરની વહુબેટી હતી. વળી આ નાચતમાશાનો સમય હતો ? પરંતુ દેવની આજ્ઞા માથે ચડાવીને બેહુલાએ નાચવા માંડયું.

બેહુલાનાં નાજુક નખરાંથી, તેના મૃદુ હાસ્યથી, તેણે સર્વ દેવતાઓનાં હૃદયમાં કરુણાનો સંચાર કરી દીધો. તેના પ્રત્યેક મુજરાની સાથે દેવતાઓની આંખોમાં અશ્રુ આવી જતાં.

રંભા, તિલોત્તમા, મેનકા, ઉર્વશી, આદિ સ્વર્ગની વિદ્યાધરી અને અપ્સરાઓનું નૃત્ય આની આગળ કાંઈ વિસાતમાં નથી, એમ દેવતાઓને લાગ્યું. અપ્સરાઓનું નૃત્ય તરલ, ઉજ્જવળ અને ક્ષણસ્થાયી હોય છે. ક્ષણભરને માટે ચિત્તને પોતાના કાબૂમાં કરી દે છે, પણ આ નૃત્યમાં તો દેવતાઓને કાંઈ ઓરજ રસ આવ્યો. તેનો રસ ચિરસ્થાયી હતો, તેની કરુણા અને સ્નિગ્ધતાએ દેવતાઓના ઉપર પણ ઘણો સારો પ્રભાવ પાડયો હતો. આજે સર્વ દેવતાઓ બેહુલાનું નૃત્ય જોઈને પોતાને પવિત્ર થયેલા ગણવા લાગ્યા.

નાચ પૂરો થઈ રહ્યા પછી દેવતાઓએ કહ્યું ' પુણ્યશીલે ! તેં દૈવયોગે ઘણી વિડંબનાઓ ભોગવી છે. આજે અમે તને ભરીસભામાં નાચવાની આજ્ઞા આપી એ પણ કાંઈ ઓછી વિડંબના નથી, એ અમે જાણીએ છીએ, પણ સ્વામીના જીવનની ખાતર તું કેટલું દુઃખ અને અપમાન ખમી શકે છે તેની પરીક્ષા કરવા માટેજ અમે આજે આવી ગેરવ્યાજબી માગણી કરી હતી આવી દશામાં ભરીસભામાં તારા જેવી સતી સિવાય બીજી કોણ નાચી શકે ? તું અમારી કઠણ પરીક્ષામાં પાર ઉતરી છું તે હમને આવી અનુચિત આજ્ઞા આપવા માટે શરમાવ્યા છે; પણ હવે અમે સર્વે આશીર્વાદ આપીએ છીએ કે તારો મનોરથ સિદ્ધ થવામાં વિલંબ થશે નહિ '

દેવસભામાંથી અનુચરો મનસાદેવીને બોલાવવા દોડયા અત્યારે એ દેવસભામાં હાજર નહોતી, પણ એણે બેહુલાના સ્વામીને જીવનદાન કરવાનું વચન આપ્યા પછીજ દેવતાઓએ નેતા ધોબણની મારફતે બેહુલાને સ્વર્ગમાં બોલાવી હતી; પણ આ અણીની વખતે મનસાદેવી સંતાઇ ગઈ હતી. આખરે શિવજીની કૃપાથી દિવ્ય ચક્ષુની મદદથી નેતા ધોબણજ તેને શોધી લાવી. ઇન્દ્ર, ચન્દ્ર, વાયુ, વરુણ આદિ દેવતાઓએ એકત્ર થઈને મનસાદેવીને લક્ષ્મીન્દ્રને જીવતો કરવાની વિનતિ કરી. બેહુલા નમ્રતાપૂર્વક ત્યાં સૌની સન્મુખ ઉભી રહી હતી.

આખરે એ દેવસભામા મનસાદેવીએ પોતાના પરિતાપની વાત મૂળથી માડીને કહી ' આ જગત્માં બીજા સર્વે તેની પૂજા કરવા તૈયાર છે, પણ ચન્દ્રધર શેઠ મારા કટ્ટા શત્રુ છે. એ પોતે મારી પૂજા કરતા નથી, એટલુ જ નહિ પણ પોતાના ઘરમા પણ કોઇને પૂજા કરવા દેતા નથી. મે એને ઘણી રીતે હેરાન કર્યો, જાતજાતના દુઃખ દીધાં, પણ એ કોઇ પણ પ્રકારે ઠેકાણે આવ્યો નહિ. જેમ જેમ એના ઉપર કષ્ટ પડતું ગયું તેમ તેમ એ મારો વધારે તિરસ્કાર કરતો ગયો મનુષ્ય થઇને દેવતાનો આટલો તિરસ્કાર કરે તે કોણ સહન કરે ? જો ચાદ સોદાગરની પૂજા મેળવ્યા વગર આ મર્ત્ય લોકમા મારી પૂજાનો પ્રચાર થઈ શકે એમ હોત તો હું એની ઘૃણાની કાઇ પણ પરવા ન કરત, પરન્તુ મહાદેવની આજ્ઞા છે કે, ચન્દ્રધરની પૂજા કર્યા વગર તારી પૂજાનો જગત્મા પ્રચાર, થશે નહિ. માટે હવે તમે કહો કે એવા હઠીલા મનુષ્ય આગળ હું મારો ટેક કેવી રીતે છોડી દઉ ? અને તેની પ્રાર્થના વગર તેના પુત્રને જીવતદાન કેવી રીતે આપી શકું ?'

દેવી મનસાની પરિતાપવ્યંજક દૃષ્ટિ મહાદેવ ઉપર ગઈ અને તેના ચક્ષુમાથી એકેક અશ્રુબિન્દુ જમીન ઉપર પડવા લાગ્યુ

મહાદેવે તેને દિલાસો આપીને, લક્ષ્મીન્દ્રને પુનર્જીવિત કરવાની આજ્ઞા આપી તેમણે કહ્યું કે 'ચાદ સોદાગર તારી પૂજા કરે એવો બંદોબસ્ત હું કરીશ'

આટલી આજ્ઞા મળતાંવારજ મનસાદેવીએ પ્રફુલ્લ ચિત્તે લક્ષ્મીન્દ્રને સજીવન કર્યો. લક્ષ્મીન્દ્રના પગનું એક હાડકુ માછલા લઇ ગયા હતાં, તે પણ ઘણી શોધ કરીને મનસાદેવીએ પાછુ મગાવ્યુ, અને સ્વર્ગના વાયુના સ્પર્શથી અપૂર્વ કાન્તિ પ્રાપ્ત કરીને લક્ષ્મીન્દ્ર બેહુલાની પાસે ઉભો રહ્યો. મનસા દેવીએ કહ્યું "બેહુલા ! તારી તપસ્યા અને સ્વામીભક્તિ જોઈને હુ ઘણીજ પ્રસન્ન થઇ ગઇ છુ; તારે બીજુ પણ કાંઈ વરદાન માગવું હોય તો માગ." બેહુલાએ હાથ જોડીને મનસાદેવીને વિનતિ કરી ' હું તો આપની કૃપાથી મારા સ્વામીને લઇને આનંદપૂર્વક ઘેર પાછી જઇશ, પણ ત્યા આગળ મારી છ જેઠાણીઓને કપાળમા સિંદૂર વગરની તથા હાથમાં અલંકાર વગરની જોઇશ, ત્યારે તેમની વૈધવ્ય દશા મારાથી કેમ સહન થશે ? માટે હે માતાજી ! કૃપા કરીને મારા છ જેઠને પણ જીવતદાન આપો.'

ચન્દ્રધરના છ પુત્રો પણ મનસાદેવીના શાપથી સાપ કરડવાથીજ મરી ગયા હતા. આજ મનસાદેવીએ તેમને પણ બેહુલાની વિનતિથી સજીવન

કર્યા. આ ઉપરાંત દેવીએ પ્રસન્ન થઇને ચન્દ્રધર શેઠની સુવર્ણ અને રત્નાદિ દ્રવ્યોથી ભરેલી ચૌદ નૌકાઓ પણ આણી આપી. આ સર્વ કૃપા માટે અસંખ્ય પ્રણામ કરીને કૃતજ્ઞ હૃદયે બેહુલા દેવસભામાથી વિદાય થઇ. જતી વખતે મનસાદેવીએ કહ્યું 'બેહુલા! યાદ રાખજે કે તારા સસરા મારી પૂજા નહિ કરે તો આ બધું પાછું લઇ લઈશ." આ શબ્દો સાભળતાવાર બેહુલાનું હૃદય કંપવા લાગ્યું, પણ મહાદેવજીએ આશ્વાસન આપ્યાથી એ પાછી નિશ્ચિન્ત થઇ ગઇ.

ચૌદ નૌકા અને છ ભાઇઓ સાથે લક્ષ્મીન્દ્ર અને બેહુલાએ ચમ્પક નગરની યાત્રા કરી. રસ્તામા થોડા દિવસ પોતાના પિતાને ત્યાં રહી, બેહુલા સ્વામી અને છ જેઠ સાથે ચમ્પક નગરમાં પહોંચી. તેના આવ્યાની વાત વાયુને વેગે આખા નગરમા પ્રસરી ગઇ હતી સનકાદેવી પણ પુત્રવધૂને મળવા આવી હતી. ત્યા આગળ પોતાના સાતે પુત્રોને જીવતા થઇને પાછા આવેલા જોયા ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિ તેણે બેહુલાને ઘેર આવવા કહ્યું પણ બેહુલાએ જણાવ્યું કે જ્યાસુધી સસરાજી મનસાદેવીની પૂજા નહિ કરે ત્યા સુધી અમે કોઇ નગરમા પ્રવેશ નહિ કરીએ

ચન્દ્રધર શેઠ એ વખતે સાતાલી પર્વત ઉપર ઉપર શિવજીની પૂજા કરી રહ્યા હતા. ત્યા શિવજીએ પણ રાગદ્વેષ છોડી દઇને મનસાદેવીની પૂજા કરવાનો તેને આદેશ કર્યો. ચન્દ્રધર શેઠ નદીકિનારે ગયા અને મનસાદેવીની પૂજા કરવાનું વચન આપીને સાત પુત્રો સાથે પુત્રવધૂ બેહુલાને આદરસત્કારપૂર્વક ઘેર લાવ્યા

યથાસમયે ઘણા મોટા સમારભપૂર્વક ચન્દ્રધરે મનસાદેવીની પૂજા કરી. એ દિવસથી મનસાદેવીની પૂજાનો પ્રચાર થયો.

ત્યાર પછી થોડા દિવસમા સતી બેહુલા પતિ લક્ષ્મીન્દ્રની સાથે વિમાનમાં બેસીને સ્વર્ગલોકમા ચાલી ગઇ. એમ કહેવાય છે કે આ દંપતી ઉષા અને અનિરુદ્ધનો અવતાર હતા, અને ઇન્દ્રના શાપને લીધે આઠ જન્મસુધી દુઃસહ વિરહવેદના ભોગવીને આજે મુક્તિ અને અનંત મિલનનો વિમલ આનંદ ભોગવવા ભાગ્યશાળી થયાં હતા.

ધન્ય છે સતી બેહુલાની પતિભક્તિને ! !



# સ્ત્રીઓને સૂચના

સ્ત્રીઓને સુખી થવામાટે એક સ્ત્રીસહાયક મંડળે આપેલી સૂચનાઓ–

૧ ઉડાઉ થશો નહિ. એક પુરુષને આર્થિક પરાધીનતામાંથી છૂટીને સ્વતંત્ર થવાનુ ભવિષ્ય જેવુ ગમે છે તેવુ બીજુ કાંઇ ગમતુ નથી.

૨ તમારૂ ઘર સાફ રાખજો આખો દિવસ કામ કરીને થાકી ગયેલા પુરુષને પોતાના સુવ્યવસ્થિત સ્વચ્છ ઘરથી જેટલો આનંદ મળે છે, તેટલો બીજા કશાથી મળતો નથી

૩ તમારો દેહ કદરૂપો બને તેવુ કશુ જ થવા દેશો નહિ.

૪ બીજા પુરુષો તમારા તરફ ખેંચાય તેવુ પણ કશુ કરશોનહિ, કેમકે ધણીઓ ઘણા અદેખા હોય છે અને કેટલાકો નિષ્કારણ વહેમી બને છે.

૫ પોતાનો પતિ વાજબી નિયમ પાળવાનુ કહે તો સામાં થતાં નહિ.

૬ તમારા પિયરમાં બહુ વખત ગુમાવશો નહિ.

૭ તમારી કૌટુમ્બિક બાબતોમાં તમારા પાડોશીની સલાહ માનતાં નહિ, અથવા તમારાં પિયરિયાંની સલાહે ચાલવાનો બહુ આગ્રહ કરતાં નહિ, પણ જાતેજ વિચાર કરી લેજો અને તમારા ધણી સાથે મસલત કરજો

૮ તમારા ધણીને ઉતારી પાડશો નહિ આવેશમાં પણ તમે તમારા ધણી માટે દર્શાવેલા ખોટા વિચારનો બીજાઓ લાભ લઇ તેને તમારા ધણીના ચારિત્ર્ય અને શક્તિઓનુ ખરૂ માપ માનશે

૯ હસજો, સર્વ બાબતોમાં ધ્યાન રાખજો. તમારો ધણી કંટાળ્યો હશે, થાકયો હશે તો તમારૂ હાસ્ય તેનો ઉતાર છે તમારા ધણીની લાગણીઓનો જો તમો ખ્યાલ રાખશો, તો તે પણ તમારી લાગણીઓને માન આપશે.

૧૦ તમારૂં સ્ત્રીત્વ ભૂલશો નહિ. પુરુષો, એ વધારે મોટા થયેલા બાળકો છે. તેઓને તમે પટાવશો, તેની પરવા તેઓ નહિ કરે, પણ દબાવવા જશો તો સામા થશે, અને જો તમે સ્ત્રીઉચિત વિનય અને સહનશીલતાથી તેની સાથે વર્તશો, તો તે અવળા સ્વભાવનો હશે તોપણ તમારા તરફ તેનો સદ્ભાવ ખેંચાશે અને તેને અંકુશમાં રાખી શકાશે.

# નવવધૂને ૧૧ ઉપદેશ

જાપાનમાં માતા પુત્રીને લગ્નદિવસે નીચલા ૧૧ ઉપદેશ આપે છે.

૧ બેટી! આજે લગ્ન થયા પછી તું મારી પુત્રી નહિ રહે. આજ સુધી તું જે પ્રકારે મારી અને તારા પિતાની આજ્ઞા પાળતી રહી છે, તેજ પ્રમાણે હવે તારાં સાસુસસરાની આજ્ઞાનું પાલન કરજે.

૨ લગ્ન પછી માત્ર એક પતિજ તારો સ્વામી થશે. તેની સાથે હમેશાં નમ્રતા અને મોટું મન રાખજે. પોતાના પતિની આજ્ઞાનુ અક્ષરશઃ પાલન કરવું એ સ્રીનો સર્વશ્રેષ્ઠ ગુણ છે.

૩ તારાં સાસરિયાં સાથે હમેશાં વિનય અને સહનશીલતા રાખજે.

૪ તેમની સાથે કદિ અણબનાવ ન કરીશ. નહિ તો પતિનો પ્રેમ ખોઈશ.

૫ ક્રોધ ના કરીશ, પતિ કઇ અયોગ્ય કરે ત્યારે પણ મૌનજ રાખજે અને જ્યારે પતિ શાંત થાય ત્યારે નમ્રતાથી તેમને સમજાવજે.

૬ બહુ વાતો ના કરીશ. જૂઠું ના બોલીશ પાડોશીની નિંદા ન કરીશ.

૭ હાથ જોનારા વગેરેને તારા ભાગ્યની હકીકત ન પૂછીશ

૮ તારૂં ગૃહકાર્ય કરકસરથી ચલાવજે અને સાવધાનીપૂર્વક બધી વ્યવસ્થા રાખજે

૯ તારા પિતાની ઉચ્ચ પદવી અથવા અમીરીનો ફાંકો ન રાખીશ. પતિ સમક્ષ તારા પિતાની ધનાઢયતાનાં કદિ પણ વખાણ ના કરીશ.

૧૦ તુ યુવાન છતાં પણ યુવતીઓના ટોળામાં ન બેસતી. (અર્થાત્ વૃદ્ધો પાસેજ બેસવુ હિતકર છે.)

૧૧ હમેશાં સ્વચ્છતા અને લજ્જા જળવાય એવાંજ વસ્રો પહેરજે. બહુ ભભકાદાર રંગનાં વસ્ર ના પહેરીશ

આ ઉપદેશ પ્રાચીન કાલથી પરંપરાગત ચાવતો આવ્યો છે.

# बहेनो! आ वात न भूलशो

મહાભારતમાં ગવાયેલો એક સર્વજ્ઞાત કથાપ્રસંગ —

કૌરવોની સાથે દ્યૂતમાં હારેલા પાંડવોની નજર સામે ભરકૌરવસભામાં દુઃશાસને રજસ્વલા દ્રૌપદીના કેશ અને ચીર ખેંચ્યાં, અને પરાજિત (પણ સત્યપાલક) પાંડવોએ એ દારુણ દુરાચાર નમેલે મસ્તકે સહી લીધો. પછી પાંડવો પોતાનું વચન પાળવા વનમાં ફરવા લાગ્યા અને ત્યાં બધે તેમની પાછળ પડછાયાની જેમ, કૌરવોનો અત્યાચાર તેમને સતાવવા લાગ્યો. કૌરવો તરફથી સદાય વરસી રહેલા એ ક્રૂર અને અસહ્ય જૂલમો છતાંયે, તેમનો ક્ષમાશીલ સ્વભાવ એ બધુ ભૂલવા લાગ્યો; ત્યારે દ્રૌપદીજી પાંચે પતિઓને પોતાના ખેંચાયલા કેશ અને વસ્ત્રો બતાવી બતાવીને તથા હસ્તિનાપુરના રાજમાર્ગ ઉપર ધૂળમાં રગદોળાયેલી પોતાની દેહ દેખાડી દેખાડીને એ અત્યાચારોનુ સ્મરણ કરાવતાં, અને કહેતાં કેઃ— ભૂલવું હોય તો બધું ય ભૂલી જજો, પણ મારું—તમારી સ્ત્રીનુ—અપમાન ન ભૂલજો.

ભારતીય બહેનો! તમારા કેશ અને ચીર આ સરકારના અનેક દુઃશાસનોએ ખેંચ્યાં છે, તમને અનેક દુઃશાસનોએ રસ્તા ઉપર રગદોળી છે, તમારા ઉપર અનેક દુઃશાસનોએ ઘોર અત્યાચાર ગુજાર્યો છે.તમે ભારતના પુરુષોને કહો કેઃ ભૂલવું હોય તો બધું ય ભૂલી જજો, પણ અમારું—તમારી બહેનોનું, તમારી માતાઓનું, તમારી પત્નીઓનુ અપમાન ન ભૂલજો. આપણા પુરુષો આજે એ અપમાનો અને અત્યાચારો ભૂલતા જતા લાગે છે. તમારો ધર્મ છે કે આપણા પુરુષોના દિલમાં એ અગ્નિ સદા જ્વલંત રાખવો, અને એ અપમાનોની યાદ બુઝાવા ન દેવી. તમે સદાય કહેતાં રહેજો, કે બધુ ય ભૂલજો પણ તમારી નારીઓનું અપમાન ન ભૂલજો. એ અગ્નિ જો જીવતો હશે તો એક દિવસ ફરી વાર કુરુક્ષેત્ર મંડાશે અને પાંડવોનો—ધર્મનો—વિજય થયો, તેમ ભારતવર્ષનો વિજય થશે!

'પાર્વતીદેવી' (સૌરાષ્ટ્ર તા. ૬—૯—૨૪)

**નીચેની હકીકતો બીજાઓને પણ વંચાવશો, તો પુણ્ય થશે**

## घरेणां पहेरावी बाळकोनां खून करावो !

આ દેશમાં અવિચારી હિંદુ તથા મુસલમાન માબાપો પોતાનાં બાળકોને ઘરેણાં પહેરાવે છે, અને તેને પરિણામે સેંકડો બિચારાં બાળકોના જૂદી જૂદી રીતે ખૂન થાય છે.

હાલમાં બીજાપુરમા બાર વરસની ઉમરના એક હિંદુ છોકરાને બે બદમાશોએ ગળુ દાબીને તેનાં ઘરેણાં માટે મારી નાખ્યો છે, અને તે ગુનાહ માટે એક તહોમતદારને ફાંસીની સજા અને બીજાને જન્મ દેશનિકાલની સજા થએલી છે

તે હતભાગી છોકરાની લાશને તેની માએ મરેલી હાલતમાં ઓળખી હશે ત્યારે તેણીએ કેટલી બૂમો પાડી હશે, કેટલા જોરથી છાતી કૂટી હશે, અને પોતાના વહાલા દીકરાને ઘરેણા પહેરાવીને પોતેજ તેનું ખુન કરાવવા માટે તે મૂરખ સ્ત્રી કેટલી બધી પસ્તાણી હશે ! વળી બીજી તરફ ફાંસી તથા જન્મદેશનીકાલની સજા પામેલા તહોમતદારોના કુટુંબોમાં પણ કેવી ત્રાસદાયક મોકાણ થઇ હશે તેનો ખ્યાલ કોણ કરી શકશે? બીજા એક કેસમા એક મુસલમાને પોતાના પાંચ વરસના ભત્રીજાને માત્ર ચાર રૂપિયાનાં ઘરેણાં માટે એક કૂવામા નાખીને મારી નાખ્યો હતો !

મારા પોતાના શહેર જુનાગઢની સરકારી કન્યાશાળામાં ઘરેણાં માટે થતાં ખૂનો-સંબંધી મારા હેંડબીલો મેં કેટલીક મુદત ઉપર ફેલાવેલા હતા. તે ચેતવણીની દરકાર નહિ કરીને એક છોકરી ઘરેણાં પહેરીને નિશાળે જતી હતી. તેવામા કોઇ બદમાશ તેણીને મળ્યો, તેણીને ફોસલાવીને એકાંત જગામાં લઇ ગયો, અને ત્યા તેણીને નિર્દય રીતે મારી નાખીને તેણીના ઘરેણા લઇ ગયો !

અહમદનગર જીલ્લાના એક ગામમાં પાંચ વરસની એક છોકરીના દાગીના માટે એક શખસે તેણીનુ ગળુ તથા પગ કાપી નાખીને મારી નાખી તે માટે અહમદનગરના સેશન્સ જડજે તે ખૂનીને ફાંસીની સજા કરી છે.

પર પ્રમાણે કાંઈ સેંકડો ખૂનોના રીપોર્ટો આજ સુધીમા વર્તમાનપત્રોમાં છપાયા છે, પણ હતભાગી હિંદુ તથા મુસલમાન માબાપો બસ ચેતતાજ નથી તેઓ તો પોતાનાં બાળકોને ઘરેણાં પહેરાવેજ જાય છે, અને પછી જ્યારે બાળકનુ ખૂન થાય છે ત્યારે પોતાની મૂર્ખાઈ માટે પોક મૂકે છે ! લાભશંકર લક્ષ્મીદાસ—જુનાગઢ

## रबरनां रमकडांमांथी बाळकोने लागु पडतुं झेर

જે માબાપો પોતાનાં બચ્ચાને રબરના રમકડાં રમવા આપે છે, તેમને ખબર નથી હોતી કે તેથી તેઓ પોતાનાં વહાલા બચ્ચાઓની હોજરીમા ઝેર દાખલ કરે છે. રબરનાં રમકડાંની બનાવટમાં સીસાનો ક્ષાર (વ્હાઇટ લેડ)—સફેદો વાપરવામાં આવે છે. આ ક્ષાર ઘણોજ ઝેરી ગણાય છે જ્યારે બચ્ચાઓ આવા રમકડાં મોઢામાં નાખે છે ત્યારે તેના પેટની અંદર આ ઝેરી ક્ષાર જાય છે અને બચ્ચાઓને અનેક દરદો જેવાં કે

ખરાબ દાંત, બેવડો વળી ગયેલ બરડો, ગાગર જેવુ પેટ વિગેરે થાય છે. જે માતાઓ પોતાનાં બચ્ચાંઓને રમવાને માટે રબરની 'ધાવણી' આપે છે તે આનાથી ધડો લેશે કે ? જૂના જમાનાની લાકડાની ધાવણીજ ઉત્તમ છે. રબરના કરતાં તે. સસ્તી પણ મળે છે. બીજા રમકડાં પણ લાકડાના અગર સફેદ કાચનાં વાપરવાં જોઇએ.

## क्रोध वखते माताना धावणमां उपजतुं झेर

વિદ્વાન ડૉક્ટરોએ એવી પરીક્ષા કરી છે કે જે માતા પોતાના બાળકને ધવરાવતી વખતે ક્રોધમા આવેલી હોય છે તે માતાના ધાવણમાં અમુક પ્રકારનું ઝેર પેદા થાય છે એક વખત એક માતા તેની પડોશણ સાથે ખૂબ વઢવાડ કરીને ઘણીજ ગુસ્સે થઈ ગઇ હતી એવી હાલતમાં ઘેર આવીને તરતજ પોતાના બાળકને ધવરાવવા છાતીએ વળગાડયુ બાળક ધાવ્યુ કે તરત તેને આંચકી આવવા લાગી અને મરવા પડયુ હોય તેવા ચિન્હો દેખાયાં આટલા કારણસરજ આપણી ડોસીઓ જ્યારે જ્યારે બાળકને ધવરાવવા માતા બેસે છે ત્યારે તેને શાંત મનથી નિરાતે બેસીને બાળકને ધવરાવવાની સૂચના કરે છે. હાલના જમાનાની જુવાન માતાઓ આ ડોસી-શાસ્ત્રનો અર્થ સમજશે કે પોતાનુ ડહાપણ ચલાવશે ? 'હિંદુસ્તાન' તા. ૩૧-૫-૨૪

## चाहा ए शुं खोराक छे ?

ચાહ એ ખોરાક છે કે કેમ ? આ બાબત ઘણા ડૉક્ટરો પ્રયોગો કર્યાજ કરે છે, અને લગભગ બધા એકમત થયા છે કે ચાહને ખોરાક કહેવો તે મૂર્ખાઇ છે. ચાહ તો માણસના શરીરને અશક્તિ લાવવાવાળી ચીજ છે. જ્યારે કોઈપણ કારણે શરીર થાકી જાય છે અને કુદરત કહે છે કે "તુ કામ કરતો નહિ" ત્યારે આ થાકેલ માણસ ચાહનો પ્યાલો લઇ ઝેર પેટમાં નાખે છે આ ઝેર કહે છે કે "રસ્તો ખુલ્લો છે આગળ ચલાવ" આ પ્રમાણે થાકેલો માણસ કુદરત વિરુદ્ધ જઇ કામ શરૂ કરે છે. પરિણામ એ આવે છે કે તેને થાક વધુને વધુ લાગતો જાય છે અને છેવટે ટાંટીઆ ભાગી જાય છે. ચાહના શોખીનો સમજી ચાહને બદલે છાશ પીવાનું કરે તો જરૂર ટાંટીઆમાં વધારે બળ આવે. ચાહ પીવાથી તો ઉપર જણાવ્યુ તેમ ટાટીઆ ગળી જવાનાજ. પ્રભુએ આંખ આપી છે તેનો ઉપયોગ કરીને જોનારને માટે દુનિયામાં દાખલા ઓછા બનતા નથી, અંધાને માટે તો કુદરતે મોટી ખાઇ ખોદી રાખી છે ભલે આવીને તેમાં પડે.

સંતમહાત્માઓની બોધપ્રદ વાણી, તથા મહાન સ્ત્રીપુરુષોનાં
ઉત્તમ જીવનચરિત્ર સ્વલ્પ મૂલ્યે આપવાની યોજના

# विविध ग्रंथमाळा-नवीन वर्ग

## આ વર્ગમાં દરવર્ષે સંતમહાત્માઓની બોધપ્રદ વાણીનાં, તથા ઉત્તમ જીવનચરિત્રઇંનાંપx૯ ના કદનાં ૧૫૦૦ પૃષ્ઠનાં પુસ્તકો માત્ર રૂ ૪)માં-અને પાકાં પૂંઠાં સાથે રૂ. ૫) માં મળશે. પો૦ માફ.

આ વિભાગ સવત ૧૯૮૧થી શરૂ થઇ તેનાદ્વારા નીચે જણાવેલાંમાંથી તેમજ બીજા નક્કી થશે તે તે પુસ્તકો નીકળશે.

જીવનચરિત્રો:—સુપ્રસિદ્ધ સ્વામી ભાસ્કરાનંદ સરસ્વતી, મહાન ગૌરાંગનુ વિસ્તૃત ચરિત્ર, મુસલમાન મહાત્માઓનાં બોધપ્રદ વૃત્તાંત, જગપ્રસિદ્ધ ઉદારાત્મા કારનેગી.

સંત મહાત્માઓની વાણી.—આ વાણીનાં પુસ્તકોમાં નીચે જણાવેલા તેમજ બીજા અનેક સંત મહાત્માઓનાં ધોળ, ભજન, ગરબી, છપ્પા, મહિના, સાખીઓ, રેખતા, આખ્યાન વગેરે નીકળશે. જેમ કે પ્રીતમ, ભોજો, ધીરો, નરસિંહ, મીરાંબાઈ, નીરાંત, બાપુ, નિષ્કુળાનંદ, રવીદાસ, ભાણુદાસ, દયાળભક્ત, ગોપાળ, ખુટીયો, મોરાર, લાલદાસ, નરહરિ, શામળ, ગિરધર, દયારામ, વગેરે વળી આગળ જતાં દલપતરામ, કેશવ, કલાપિ, મણિલાલ, નાનાલાલ, કાન્ત, ભોળાનાથ, બોટાદકર, મૈથિલિશરણ, નૃસિંહાચાર્ય, ઇ૦ વર્તમાન કવિયુગના હિન્દી તથા ગુજરાતી કવિઓની કવિતાઓની ચુંટણી પણ અપાશે અખાની તથા મનોહરદાસની વાણી તો નીકળી છેજ.

## बंने वर्गमां ग्राहक थवाथी खास लाभ

## જેઓ વિવિધ ગ્રંથમાળાના ચાલુ વિભાગમાં ગ્રાહક હોવા (અથવા થવા) ઉપરાંત નવીન વિભાગમાં પણ ગ્રાહક થશે, તેમની પાસેથી રૂ. ૧) કમી એટલે કે રૂ ૮ ને બદલે ૭ અને પાકાં પૂંઠાં સાથે ૧૦ ને બદલે ૯ લેવાશે. પો. માફ.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદમાં-ત્રણ દરવાજા બહાર, નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે
મુંબઈ-કાલબાદેવીરોડ, જુની હનુમાન ગલીને નાકે, કાલબાદેવીના મંદિર સામેની દુકાન

# उत्तम जीवनचरित्रोनो महिमा

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે જેમ આરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાપણુ જુએ છે, ત્યારે તે ખાપણુને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે. તેમ ચરિત્રરૂપી આરસીથી પોતાના સ્વભાવમાં વળગેલા ભૂષણદૂષણ—ગુણદોષ—તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઈથી પાર પાડી શકે છે અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી આકર્ષઇ પ્રખ્યાતિમાં આવેલા મહાજનોનાં ચરિત્રો વાંચી સમજવાથી અધિક અસર થાય છે. વાચનારના સ્મરણસ્થાનમા તેની આબાદ ઉંડી છાપ પડે છે અને પછી તે તેને અનુસરીને ઉત્તેજીત થઇને બહાર પડે છે "

* * * *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે એક સામાન્ય મનુષ્ય પણ પોતાનુ જીવન કેટલી હદ સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવા ઉચ્ચ કાર્ય કરી શકે, અને જગતમા કેટલી બધી સારી અસરો ફેલાવી શકે"

* * * *

"ચરિત્રોના વાચનથી આપણે ચૈતન્ય-સતેજ થાય છે, આપણી આશામા જીવન આવે છે, આપણામા નવુ કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે, આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામા મહત્ત્વાકાંક્ષા જાગે છે, આપણે રૂડાં કાર્યોમા જોડાઇએ છીએ, અને મોટાઓના કામોમા તેમની સાથે હિસ્સેદાર થવાને ઉશ્કેરાઇએ છીએ આ પ્રમાણે જીવનચરિત્રોના સહવાસમા રહેવુ, જીવવુ, અને તેમાના દાખલાઓ જોઇને સ્ફુરણાયમાન થવુ, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમા આવવા બરાબર અને ઉત્તમ મંડળમા સહવાસ કરવા બરાબર છે."

* * * *

" મહાન્ સ્ત્રીપુરુષોના જીવનચરિત્રોનુ ચિંતન કરાય છે, ત્યારે બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે "

* * * *

" શિક્ષણનુ મોટામાં મોટુ લક્ષ ચરિત્રસંગઠન છે, અને ચરિત્રસંગઠનમાં મોટામાં મોટી મદદ મહાન્ સ્ત્રીપુરુષોના જીવનચરિત્રોના અભ્યાસથી મળે છે, માટે જીવનચરિત્રનો અભ્યાસ કરવો એ શિક્ષણનુ એક મોટામા મોટુ અંગ માનવુ જોઇએ."

* * * *

" માનવજાતના વર્તનને ઉચ્ચ સ્થિતિએ લાવવામા રૂડા મનુષ્યોના જીવનચરિત્રોએ જે અસર નિપજાવી છે, તેનુ મૂલ્ય જેટલું આંકીએ તેટલું થોડુ છે."